# મુંબઇની પારસી પંચાએતની તવારીખ.

## દફતર પેહેલું.

પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબોની ફર્માશથી

લખનાર:

જીવનજી જમશેદજી મોદી, બી.એ., પીએચ. ડી., સી.આઇ.ઇ.,

સેક્રેટરી, પારસી પંચાએત.

---

ઈ. સ. ૧૯૩૦.

# પારસી પંચાએતની તવારીખ.

# દિબાચો.

---

સને ૧૮૨૩ ની આગમચ પારસી પંચાએતનું નાણું તે વખતની પંચાએતના કોઇક આગેવાન અધીકારીને હસ્તક રહેતું હતું. પણ તા૦ ૨૮ મી નવેમબર ૧૮૨૩ ને દીને વાડીઆજી હોરમસજી બમનજીના ઘરમાં તે વખતના પંચાએતના સભાસદોની એક સભા મલી હતી અને તેણે ઠેરવ્યું કે હવે તે નાણું ચાર સાહેબો-હોરમસજી બમનજી વાડીઆ, ફરામજી કાવસજી (બનાજી), નવરોજી જમશેદજી વાડીઆ અને જમશેદજી જીજીભાઇ-નાં નામો ઉપર ટ્રસ્ટીઓ તરીકે રહે; એટલે એ દીવસથી "પારસી પંચાએતના ટ્રસ્ટીઓ" નામની સંસ્થા બરપા થાઇ. તે બરપા થવાના અવસરને તા૦ ૨૮ મી નવેમબર ૧૯૨૩ ને દીને ૧૦૦) વરસ તમામ થયાં છે. તે આગમચ તા૦ ૧૭ મી જાનેવારી ૧૯૨૩ ને દીને મેં એક સરક્યુલર (નં૦ ૨૫) ફેરતું કરી મારા ટ્રસ્ટી સાહેબોને આ આવી પોંહચતા ૧૦૦) વરસના અવસર (સેનટીનરી) થી વાકેફ કર્યા અને સુચના કીધી કે આ ૧૦૦) વરસનો અવસર કોઇ રીતે પાલે. એ બાબદ ઉપર તા૦ ૨૪ મી જાનેવારી ૧૯૨૩ ની મીટીંગમાં વીચાર કરતાં ઠરાવ કરવામાં આવ્યો કે એ અવસરની યાદગારી કાજે મારે આગલાં દફતરો ઉપરથી પારસી પંચાએતની તવારીખ ઉપજાવવી અને તે છાપી પ્રગટ કરવી. મેં આ ઠેરાવ પ્રમાણે કામ હાથ ધર્યું. ઓફીસનું જરૂરી કામ કરી એ કામ આગળ ચલાવનાર હું કરતો રહયો હતો. ૧૯૨૪ ની સેપ્ટ સુધીમાં તે હું ચોકસ હદે તમામ કરી શકયો હતો.

તા૦ ૩૧ મી જાનેવારી ૧૯૨૫ ને દીને નં૦ ૬૫ વાલા સરક્યુલરમાં મેં ટ્રસ્ટી સાહેબોને જાહેર કર્યું કે "એ કામ ફકત ૧૦૦) વર્ષના અવસરના વખતથી એટલે સને ૧૮૨૩ ના સાલથી શરૂ કરવાને બદલે, નાણાં માટેના ટ્રસ્ટીઓની નેમણુંકના વખતની આગમચ પણ, કોમી સંસારીક, અને ધાર્મીક બાબદોનું કામ કરવા કાજે જે પારસી પંચાએત હતી, તેની હકીકત પણ અગતની હોવાથી મેં તે વખતથી (આ તવારીખ) લખવાનું દુરસ્ત ધાર્યું છે. વલી એવી જુની પારસી પંચાએતની સ્થાપનાની આગમચનો વખત, કે જ્યારે પારસીઓ પેહલા મુંબઇમાં આવ્યા હતા, ત્યારથી એ બાબદ એવા શરૂઆતના એકાદ બે બાબો સાથે શરૂ કીધી છે." એ સરક્યુલરની તારીખ સુધીના અરસામાં જે કામ હું

કરી શકયો હતો તે રજુ કર્યું અને સુચના કીધી કે "પેલી કહેતી કે 'જે વીંધાયું તે મોતી" તે મુજબ જે કમીનું કામ હું કરી શકયો છું તે ટ્રસ્ટી સાહેબોએ હાલ પેહલાં વોલ્યુમ તરીકે બહાર પાડવું".

આ બાબદ તા૦ ૧૧ મી ફેબરવારી ૧૯૨૫ ની મીટીંગમાં રજુ થતાં ઠેડાવ થયો કે "પેહલા સર જમશેદજીના મરણ સુધીની સેક્રેટરીએ તૈયાર કરેલી બાબદ પેહલાં વોલ્યુમ તરીકે છપાવવાનું દરસ્ત દીસે છે." તે ઉપરથી છપામણી અને બાંધણી વીગેરેના અડસતા રજુ કરવાનો ઠરાવ થયો. આ વખતે મને સુચના થાઈ કે મારે એ તૈયાર કરેલું લખાણ છપાવતાં પાછું તપાસી (revise) કરતા રહેવું અને જ્યાં સંકોચાય ત્યાં સંકોચવું. એ પછી મારે યુરોપના પ્રવાસે જવાનું થાયું, યુરોપથી પાછો ફરવા બાદ તા૦ ૨૭ મી જાનેવારી ૧૯૨૬ ની મીટીંગમાં જુદાં જુદાં છાપાખાનાઓના ભાવો સાથે અડસતાઓ રજુ કરવામાં આવ્યા ત્યારે ધી જે. એન. પીટીટ પારસી ઓરફનેજ કેપટન પ્રીન્ટીંગ પ્રેસને એ કામ સોંપવામા આવ્યું. માર્ચ ૧૯૨૬ માં એ કામ પહેલું છાપાખાનાના હાથમાં મેલવામાં આવ્યું. દરેક બાબ ફરીથી તપાસી જ્યાં કાંઈક ટુકું કરવા જોગ દીસ્યું ત્યાં ટુકું કરતો ગયો અને છાપવાનું કામ ચાલતું કર્યું.

આ કામના સંબંધમાં મારે કાંઈક દરગુજર ચાહવાની છે. ઓફીશના ચાલુ કામ સાથે અવારનવાર હું આ કામ ઉપર કોઈ દીવસે બે ત્રણ કલાક તો કોઈ દીવસ અર્ધો યા પોણો કલાક કામ કરતો બેસતો હતો. જો કોઈ વખતે દીવસો સુધી ચાલુ કામ કર્યું હોય તો એકાદ બે વખતે જ્યારે તેહવારોની રજા સાથે થોડાક વધુ દીવસોની રજા લેઈ બાહાર ગયો હતો ત્યારે કર્યું હતું. કોઈ વખતે દીવસો સુધી તે હાથ ધરી શકાયું હતું નહી. આ સબબે આ પુસ્તકમાં કોઈક બાબદમાં બેવડાં લખાણ (repetition) વીગેરેની ખાંમીઓ દીસે તો તે માટે દરગુજર ચાહું છુ. વળી આગલાં દફતરોમાં હંમેશા કોઈ નીયમીત રીતે બાબદો હાથ આવતી હતી નહી. તવી તેની ખોલ કરવામાં અને તેને બરાબર બાબદોના મથાળાં હેઠલ ગોથવવામાં કાંઈક મુશકેલી નડતી હતી. કોઈક દફતરોના કોઈક ભાગો કસારાંથી ખવાઈ જઈ યા બીજી રીતે ખરાબ થયા છે. સારાં નસીબે એવાં દફતરોની એક નકલ ટ્રસ્ટી સાહેબોના હોકમથી એક કર્લાક રાખી તેના પાસે સને ૧૯૦૩ માં કરાવી લીધી હતી તેથી કોઈક જગ્યાએ તે નકલો શબ્દો ઉકલાવામાં કામ લાગી. કમનસીબે આ નકલ જેવી રીતે બરાબર થાવી જોઈએ તેમ આ કર્લાકને હાથે થાઈ નથી.

દસ્તાવેજોની તારીખોના સંબંધમાં જણાઉં છું કે દેશી અને અંગ્રેજી બન્ને તારીખો જેમ દફતરોમાં આપવામાં આવી છે તેમ આપી છે. (કેઠે દફતરોમાં જ્યાં અંગ્રેજી તારીખ આપી નથી ત્યાં તે ગણુત્રી કરી આપી છે). તેની મકસદ આ કે કોઈ વખત એકાદ કામની તારીખમાં ભુલ હોય તો બીજીની મદદથી તે નકી કરાય.

આ પુસ્તકમાં જુના દફતરો ઉપરથી જે ઉતારાઓ (quotations) આપ્યા છે, તેના સંબંધમાં જણાઉં છું કે એ ઉતારાઓ બરાબર સુધ્ધ કે અસુધ્ધ, જેમ દફતરોમાં મલ્યા છે તેમ આપ્યા છે. દસ્તાવેજોની ઇબારત જેમ મલી છે તેમજ રહેવા દીધી છે. સર્વ શબ્દો સમજાવ્યા નથી. જે અસાધારણ શબ્દો ઇબારતથી સાધારણ રીતે સમજી શકાય તે રહેવા દીધા છે. પણ જે સમજી નહી શકાય એવા દીસ્યા છે તે ફુટ-નોટમાં ટુકમાં સમજાવ્યા છે. ફુટ-નોટોમાં પંચાએતના જુના દફતરોનાં નંબરો "ચોપડો ૧, ચોપડો ૨", એમ આપ્યાં છે, તે બાબે જાણવું કે તે દફતરો કોઇ સાલોના અનુક્રમ પ્રમાણે નથી, પણ અવારનવાર છે. સને ૧૯૦૨ ના સાલમાં એક ચંચલ મદદનીશ તરીકે બાઇ સોરાબજી બરજોરજી મેહતાને કેટલાક માસ રાખી ચોપડાઓની બાબતોનો એક ઇનતેખાબ મારી દેખરેખ હેથળ મેં તૈયાર કરાવ્યો હતો. તે મને આ વખતના કામગાં બાબનોનો સીલસીલો જોવા કાંઈક ઉપ્યોગી નીવડયો છે.

આ દીબાચો તમામ કરતાં મને આ કામમાં પુરતો વખત, સવલતા, તથા મદદ આપવા માટે મારા ત્રસ્ટી સાહેબોનો હું મોટો ઉપકાર માનુ છું. શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાતનો હું મોટો આભાર માનું છું કે તેવણ સાહેબ હમેશાં કાંઇક ભલી સુચનાઓ કરતા રહયા હતા; કોઇક આગલા વખતમાં વપરાતા ગુજરાતી શબ્દોની સમજણ આપવા માટે એવણે મને ખાસ મદદ કીધી છે.

બનતાં સુધી જ્યાં આજુબાજુથી પુછપરછ કરવાની અગત હતી ત્યાં હું પુછપરછ કરતો રહયો હતો અને અત્રે તેમજ બાહેરગામોમાં ઘણુંક પત્રો હકીકત જાણવા માટે લખ્યાં હતાં. તે હકીકત જણાવનારા સર્વે સાહેબોનો હું આભારી છું. તે હકીકત આપતી વેલાએ મેં ફુટ-નોટોમાં તેવા સાહેબોનાં નામો જણાવ્યાં છે.

આ દફતરમાં હું પેહલા સર જમશેદજી જીજીભાઇના મરણ સુધી આવ્યો છું. તે પછીની હકીકતનું બીજું દફતર કોઇ બીજા હાથે બહાર પાડવા ઉપર હું રાખું છું. પારસીઓની અને તેમાં ખાસ કરી મુંબઇના પારસીઓની સંસારી, વેહવાર હાલત જાણવા માટે આ પેહલું દફતર હું વધારે અગતનું ગણું છું, સબબ કે પેહલા સર જમશેદજીના મરણબાદના વખત ઉપર આવતાં આપણે આપણી નઝદીકના વખત ઉપર આવ્યે છિએ કે જેનો છાપ, અંહી તહીં, થોડો કે ઘણો, હજુર આપણે જોતા રહયા છિએ.

ખુદાની મેહરથી હું આ કામ મારી કમીની શકતી પ્રમાણે કરવાને શકિતવાન થયો છું તે માટે હું ખુશી છું. મારાં તરેહવાર પુસ્તકોમાં આ પુસ્તક પ્રગટ કરવાને મને ખાસ ખુશી ઉપજે છે સબબ કે જો કે તે અત્રેની પારસી પંચાએતના ખાતાનું છે, તે છતાં, તે ઉપર કહયું તેમ, કેટલીક હદે, જાણે આખી પારસી કોમની કાંઇક તવારીખને લગતું છે.

આ કામ ઉપર મેં ઘણાક કલાકો અને દીવસો અને માસો અને વરસો પસાર કર્યાં છે. ફક્ત દીવસોજ નહીં પણ કેટલીક રાતોના કેટલાક કલાકો પણ મેં તેના વિચારમાં પસાર કર્યા છે. તે કામ તવારીખી સાહીત્યની નજરે મારે મનથી કેટલેક હદે મોજનું કામ હતું. આ પુસ્તક માટેના અભ્યાસે મને મારી વહાલી કોમ માટે ઘણુંક નવું શીખાડયું છે. વલી જે ખાતાંની સેવામાં મેં મારી આખી જીંદગીનો અર્ધો ભાગ—નજદીક ૩૭) વરસ—પસાર કર્યો છે, તે ખાતાંના સંબંધનું આ પુસ્તક બાહાર પાડતાં મને વધુ ખુશી ઉપજે છે. મારી જીંદગીની સાંજમાં, અને એ ખાતાં સાથના મારા સંબંધની સાંજમાં, આ પુસ્તક પ્રગટ કરતાં મને ઘણો આનંદ થયો છે. આટલા શબ્દો બોલી હું દુઆ ગુજારૂં છું કે પારસી પંચાએતનું ખાતું, જેનાં આગલાં કામકાજની આ પુસ્તક તવારીખી નોંધ લે છે, તે ખાતાં ઉપર, તેના ભલા ટ્રસ્ટી સાહેબોના કામ ઉપર અને પારસી કોમ, જેનાં ભલાં સાથે આ ખાતાંને ૨૦૦) થી વધુ વરસનો સંબંધ છે, તે કોમ ઉપર ખુદા સર્વે આશીરવાદ વરસાવે.

જીવનજી જમશેદજી મોદી,
સેક્રેટરી, પારસી પંચાએત.

બાઇ રતનબાઇ એ. બામજી સેનીટેરીઅમ, લુનસીકુઇ,
નવસારી, રોજ ૨૨, માહ ૪, સને ૧૨૯૯,
તા૦ ૨૮ મી ડીસેમબર, ૧૯૨૯.



# પ્રસ્તાવના.

મુંબઇની પારસી પંચાએતની તવારીખ તે એક પ્રકારે પારસી કોમની છેલ્લી બે ત્રણ સદીની તવારીખ છે. પારસી કોમ હીંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં હાલ ફેલાઇ છે, પણ મુંબાઇ જાણે તેઓનું મધ્ય બીંદુ બન્યું છે. સુરતની પડતી સાથે જેમ મુંબઇ શહેર ચહડતું ગયું તેમ ખુદાની મેહરથી પારસીઓ ચહડતા ગયા. તેઓ મુંબઇમાં પગભર થયા તે આગમચની તેઓની ગુજરાત ખાતેની સામાન્ય ધંધા ધાપાની હાલત, જુદા જુદા મુસાફરો,—જેવા કે ટેરી (ઇ૦ સ૦ ૧૬૧૬), મુનડી (ઇ૦ સ૦ ૧૬૩૨), મોનસેરાત (ઇ૦ સ૦ ૧૫૮૨), થેવેનો (ઇ૦ સ૦ ૧૬૬૦), ગાર્શીઆ દ ઓર્ટ (ઇ૦ સ૦ ૧૫૩૪)—ના આધારે મી૦ મોરલેન્ડ જેમ ટુંકમાં દરશાવે છે તેમ, સઘલી જગ્યાએ અને સર્વ વખતે ચોકસ હતી નહી. એક મુસાફર તેઓનો મુખ્ય ધંધો ઇ૦ સ૦ ૧૬૧૬ માં ખેતીનો જણાવે છે. બીજો થોડા વખત પછી તેઓને તાડી છેજનારા જણાવે છે. ત્રીજો, તેઓને નાસારીની નજદીકમાં, હીંદુઓથી જુદા તરીકે ઓલખી પણ શકયો હતો નહી. ચોથો તેઓને સુરતમાં વેપાર કરતા જણાવે છે. પાંચમો તેઓમાંથી કેટલાકોને, આશરે ઇ૦ સ૦ ૧૫૩૪ માં ખંબાત અને વસાઇ ખાતે વેપાર ધંધો કરતા જણાવે છે અને કહે છે કે પેહલા આવનારા પોરચુગીઝો તો તેઓને યાહુદી સમજતા હતા. આ સર્વ મુસાફરોના વર્ણન ઉપરથી મી૦ મોરલેન્ડ સાર ખેંચે છે કે તેઓ સોલમી અને સતરમી સદીમાં, એટલે આશરે ૩૦૦) થી ૪૦૦) વરસ પરના અરસામાં, ખેતીના પેશા ઉપરથી આસ્તે આસ્તે વેપાર ધંધામાં પડવા લાગા હતા.[1]

---

(1) "The position of Parsis is not altogether clear. Terry, writing of his experience about 1616, says that 'their profession is, for the generality, all kinds of husbandry'. Mundy, a little later, speaks of them as cultivating palm-trees, and Monserrate was unable to distinguish them from the rest of the crowd of what he calls heathens, meaning, I take it, the ordinary Hindu population of the country round Navsari, in which they were at that time settled. On the other hand, in Thevenot's time they were conspicuous figures in Surat, essentially a commercial city, while in the middle of the sixteenth century. Garcia-de-Orta knew some of them as traders in Cambay and Bessain, and notes that they were regarded as Jews by the Portuguese. Apparently, therefore, they were at this period passing from the pursuits of agriculture to the commercial career in which they have since achieved such remarkable success."—("India at the Death of Akbar," by W. H. Morland, p. 23.):

હાલનો એક જાણીતો લખનાર મી૦ એડવર્ડસ (S. M. Edwardes), આપણા શેહેરનો જાણીતો આગલો પોલીસ કમીશનર, પારસીઓની મુંબઇ તરફની આમદનો મુખ્ય સબબ ધંધો રોજગાર જણાવે છે અને તે પછી બીજું કારણ ગુજરાતમાં પડતા દુકાળો જણાવે છે.[૧]

સર્વ બાબદો જોતાં દીસે છે કે પારસીઓને સુરતથી અત્રે લાવનારાં બે મુખ્ય કારણો હતાં : (ક) ધંધા રોજગારની શોધ. (ખ) ગુજરાતમાં અવાર નવાર પડેલા કોઇ દુકાળો.

**(ક) ધંધા રોજગાર સબબે પારસીઓનું મુંબઇ આવવું.**

ગુજરાતથી પારસીઓને મુંબઇ તરફ ખેંચઇ આવવાનો ઘણો મુખ્ય સબબ, ધંધા રોજગારનો હતો. ગુજરાતમાં પારસીઓના મુખ્ય ધંધાઓ નીચલા હતા. (૧.) દેશ માહેલો અને દેશ બાહેરનો વેપાર, (૨.) વાહણોની માલેકી[૨], (૩.) સેપાહગીરી[૩], (૪.) વણકર, (૫.) સુંથાર, (૬.) વાડીઆ એટલે વાહાણો બાંધના (Shipwright)નો, (૭.) ખેતી, (૮.) તાડી છેજવાનો. ચહડતા વર્ગનાઓ વેપાર વનજ કરતા. મુંબઇ આવવા પછી તેઓએ બીજા ધંધાઓ હાથ કર્યા. જાને ઊપયોગી હોવાથી તેઓ અતરે ફાવતા ગયા. મુંબાઇમાં તેઓના તરેહવાર ધંધાઓ હતા. તેઓમાં કોઇક તો કાચમેનો[૪], કાપરો, અંગ્રેજોના ઘર ખાતાંના બટલર[૫] જેવા કામના નોકરો વીગેરે પણ હતા[૬].

---

(૧) "The Parsis .....continued to arrive in a steady stream, attracted by the prospect of trade, and many well known Parsee families of to-day trace their descent from men who settled here between 1730 and 1745. The famine of 1790 in Gujarat was also responsible for the immigration of many families." (Indian Antiquary of December 1926, Article on "The Population of the City of Bombay," by Mr. S. M Edwards, p. 236.)

(૨) આ અરસામાં તારાપોર અને તે તરફના કીનારા ઉપરના પારસી ગામોના પારસીઓ પોતાને ઘરના વાહણો યાને મોહલા મછવાઓથી પોતે કોસ્તાનો વેપાર ચલાવતા યા તે માટે ભાડે પોતાના વહાણો પુરા પાડતા હતા એમ નાવ્ગોલ ખાતેથી સને ૧૬૬૭ થી ૧૭૭૮ ના અરસાના મલેલા કેટલાક દસ્તાવેજો ઉપરથી માલમ પડે છે. (જુઓ મારૂં પુસ્તક: " A Few Events in the Early History of the Parsis and their Dates," p.p. 24-25).

(૩) તારાપોર તરફના ઘણા પારસીઓ ફીરંગી સરકારની નોકરીમાં સીપાહગીરી કરતા હતા. (એજ પુસ્તક, પા. ૨૪.)

(૪) જુઓ Mrs. Graham's "Journal of a Residence in India" (1812), p. 30.

(૫) એજ પુસ્તક, પા. ૨૯.

(૬) પારસીઓના આગલા ધંધાની ટીપ માટે જુઓ, "પારસી પ્રકાશ" I, પા. ૮૨૭ સાંકલ્યું.

આ સર્વમાં ખેતીવાડી અને વણકરનું કામ એ મુખ્ય ધંધા હતા. એડવર્ડ ટેરી (Edward Terry), જે જેહાંગીરની દરબારમાં આવેલા અંગ્રેજી એલચી સર થોમસ રો (૧૬૧૫ થી ૧૬૧૮) ના પાદરી તરીકે ઇo સo ૧૬૧૫ માં અત્રે આવ્યો હતો, તે ઇ. સ. ૧૭ મી સદીની શરૂઆતમાં પારસીઓના પેશા માટે લખે છે કે તેઓ ખેતી અને બાગબાની કરતા હતા[૧]. ઇ. સ. ૧૬૭૨ માં અત્રે આવનાર એક અંગ્રેજ મુસાફર[૨] પ્રમાણે એ વરસમાં, એટલે મુંબઈ અંગ્રેજોના હાથમાં ૧૬૬૨ માં આવવા પછી ૧૦) વરસમાં જે કેટલાક પારસીઓ ગુજરાત તરફથી અત્રે આવ્યા હતા તેઓમાંનો મોતો ભાગ વણકરો હતા.

અત્રે આવી ગયલો એક મુસાફર ઓવીંગટન જણાવે છે કે અતરે આગલથી આવેલા તવંગર પારસીઓ નવા-આવનારાઓને કામમાં બહાર પાડવા માટે કાલજી રાખતા હતા[૩]. અત્રેના પારસી તવંગરો પોતાના જાતભાઇઓને મદદ કરતા હતા એટલુજ નહી પણ તેઓ યુરોપીઅનોને પણ મદદ કરતા હતા, એમ મેજર મુર પોતાના પુસ્તકમાં લખી જાય છે.[૪]

**અત્રેના જુના રહીસોની નવાઓને ધંધે લગાડવાની કાલજી.**

ગુજરાતના પારસીઓને મુંબઇ લાવવાના બીજા સબબ દુકાળ માટે આપણે કહીશું કે ગુજરાતના એક નહી પણ અનેક દુકાળો પારસીઓને મુંબઇ ખેંચી લાવ્યા હતા. આ દુકાળોમાં નીચલા મોટા દુકાળો હતા :—

**(ખ) દુકાળો સબબે અત્રે આવવું.**

(૧) "સડતાલા" નો દુકાળ. ઇo સo ૧૭૯૦ (સવંત ૧૮૪૭). (૨) ૧૮૦૩—૪ નો દુકાળ. (૩) ૧૮૦૫—૬ નો દુકાળ. (૪) ૧૮૧૨—૧૩ નો દુકાળ.

---

(૧) "Their profession is, for the generality, all kinds of hubandry, employing themselves very much in sowing and setting of herbs, in planting and dressing of vines, and palmeto of toddy trees, as in planting and husbanding all other trees bearing fruit, and indeed they are a very industrious people." ("A Voyage to East India", by Edward Terry, 2nd edition of 1777, p. 337, 1st edition published in 1655.)

(૨) Sir Streynsham Master.

(૩) "Their universal kindness, either in imploying such as are Needy and able to work, or bestowing a seasonable bounteous Charity to such as are Infirm and Miserable; leave no Man destitute of Relief, nor suffer a Beggar in all their Tribe; and herein they so far comply with that excellent Rule of Pythagoras, 'to enjoy a kind of Community among Friends"—(Ovington's Voyage to Surat, (1696), pp. 373-4.)

(૪) "Some of them also have poor Europeans on their pension list to whom are given a weekly allowance, and food and clothing." (A Narrative of the Operations of Capt. Little's Detachment, પા. ૩૮૨.)

આ દુકાળોમાં ઇ૦ સ૦ ૧૭૯૦ માં પડેલો દુકાળ ઘણો મોટો દુકાળ હતો. જે "સડતાલાના દુકાળ" તરીકે જણાયલો હતો સબબ કે તે સંવંત ૧૮૪૭ ના સાલમાં પડયો હતો. એ બાબે આપણે વાંચ્યે છીએ કે "આ વેળાએ ત્યાંના શેંકડો જરથોસ્તીઓ અતરે ભુખમરાના માર્યા નાહાશી આવ્યા હતા, તે સઘળાઓને તા૦ ૩૦ મી સપટેમબર ૧૭૯૦ થી તે આજ (તા૦ ૩૧ મી જુલાઇ ૧૭૯૧) લગણ શેઠ દાદીભાઇ નોશરવાંનજી, શેઠ પેશતનજી બહમનજી વાડીઆ, તથા નશરવાંનજી માણેકજી વાડીઆએ મલી મુફત ખોરાક પોંહચાડયો હતો, તથા તેમના ઉતારાને માટે શેઠ શોરાબજી માણેકજી શેઠે પોતાને હસ્તકની 'માણેકજી શેઠની વાડી' વાપરવા આપી હતી. આ વેળાએ સઘળો મલી દશ મહિનામાં રૂ૦ ૧૬૮૨૧ા૧પાા નો ખરચ થયો હતો."[૧]

૧૯ મી સદીની શરૂઆતના એવા એક દુકાળ વખતની પારસીઓની અત્રેની આમદ બાબે સર જેમ્સ મેકીનટોશ નીચે પ્રમાણે કહે છે: "The famine increased their mortality from 311 in 1802 to 563 in 1804, an augmentation almost entirely to be attributed to deaths of the fugitive Parsees, who were attracted to Bombay by the wellknown charity of their opulent fellow-religionists."[૨]

૧૮૦૫-૬ મા પણ ગુજરાતમાં એક દુકાળ ઘણો જોરમાં ફેલાયો હતો.[૩]

સને ૧૮૧૨-૧૩ મા પણ એક મોટો દુકાળ ગુજરાતમાં પડયો હતો. આગલા વખતના દુકાળોના સંકટોનો ખ્યાલ હાલમાં જ્યારે અનાજની લાવ લઇ જવાની વધારે સગવડ છે અને નામદાર સરકારની એવાં સંકટો માટે વધારે ચોંપ છે ત્યારે સર્વને પુરતી રીતે આવે નહી. આ બે વરસના દુકાળના સંકટનો ખ્યાલ કેપટન જેમ્સ કરનાક, જેવણ પાછળથી આપણા ઇલાકાના હાકમ થયા હતા, તેવણના એક વિષય ઉપરથી આવે છે, જેમાં તેવણ કહે છે કે અમદાવાદમાં બે લાખ આદમીના વસ્તીમાંથી એક લાખ માણસ મરણ પામ્યાં હતાં અને હીંદુ સ્ત્રીઓને પણ મુરદાઓને મશાણ કાઠે બાંધી લઇ જવાનુ કામ કરવું પડયું હતું અને મરણ પામેલાઓની મોટી સંખ્યાને સબબે બાળવાનાં લાકડાં પુરતાં નહી હોવાથી જુનાં ઘરોનાં લાકડાં વાપરવા પડયાં. તે છતાં લાસો બરાબર નહી બલવાથી રોગ ફાટી નીકલ્યો. આવા સખત સમયમા પારસીઓને પણ ઘણું ખમવું પડેલું હોવું જોઇએ[૪].

---

(૧) પા. પ્ર. I., પા. ૭૪.

(૨) Transactions of the Literary Society of Bombay, Vol. 1, p. XVII, 2nd ed. of 1877, p. XXIX.

(૩) તે બાબ મીસીસ ગ્રેહામ પણ પોતાના પુસ્તક નામે "Journal of a Residence in India," પા. (૪૪)માં નોંધ લે છે: "During the famine that desolated India in the years 1805 and 1806, the Persian merchant Ardeseer Dadee fed five thousand poor persons for three months at his own expense, besides other liberalities to the starving people."

(૪) "Some Account of the famine in Guzerat in the years 1812 and 1813" (Transactions of the Literary Society of Bombay, Vol. I, 2nd edition of 1877, pp. 321—29).

દુકાળ ઉપ્રાંત કોઈ વખત રોગની બીમારી પણ એવાં ગમન (migration)નો સબબ હોય. એવી સુરત ખાતેની એક સખત બીમારીની એક યુરોપીઅન મુસાફર લખનાર પણ નોંધ લે છે. તે કહે છે કે ઈ. સ. ૧૬૬૪ ના નવેમબર માસમાં એક ઘણો સખત રોગ (epidemic) ફેલાયો હતો જેમાં પારસીઓ ઘણાં મરણ પામ્યા હતા.[1] પાછલા વખતના એવા કોઇ રોગે પણ કેટલાકોને મુંબઇ આણ્યા હોય. જેમ મરકીની બીમારીએ સેંકડોને અને ૧૮૯૬-૯૭-૯૮ માં મુંબઇથી બહાર મોકલ્યા હતા, તેમ આવી કોઇ બીમારી કેટલાકોને અત્રે લાવી હોય.

**વસ્તીના વધારા સાથે પંચાએતનાં ખાતાનું બરપાં થાવું.**

ઉપર જણાવેલા બે સબબોમાં, પારસીઓએ ગુજરાતથી અત્રે આવવાનો મુખ્ય સબબ તો ધંધા રોજગારનો છે. તે જાણે જાથુકનો સબબ હતો. હવે ગમે તેમ હોય, પણ ઇ. સ. ૧૭૬૩ માં, અત્રે આવેલા મુસાફર નીબુહર પ્રમાણે, એ અરસામાં જેમ સુરત ખાતે તેમ મુંબઇમાં પારસીઓનું જાણે એક સંસ્થાન (colony) બન્યું હતું. ઇ. સ. ૧૭૬૬ માં જેમ્સ ફ્રાર્બસ એ અરસામાં સુરતમાં ૨૦૦૦૦) પારસીની વસ્તી જણાવે છે અને મુંબઇમાં તે ઘણી (considerable) જણાવે છે પણ સંખ્યા કહેતો નથી. એમ જ્યારે અત્રે વસ્તી વધતી ગઇ ત્યારે કોમની સંસારી અને ધર્મ સંબંધી બાબતોની કોઇક વ્યવસ્થા માટે પંચાએત જેવાં કોઈક બંધારનની જરૂર પડી.

હવે પંચાએત એટલે શું ? અને પંચાએતના મંડળ જેવાં કોઇ મંડળનું અસલ મુલ અને કામ શું ? તે બાબે કોઇક હકીકતો આ પુસ્તકના બાબ ત્રીજામાં વીગતે તપાસી છે. અત્રે થોડાક વખત વસવાત કરી ગયલી મીસીસ ગ્રેહામ પોતાનાં પુસ્તકમાં તે હકીકતોનો જે એક ટુંક ખ્યાન આપે છે. તે પ્રમાણે, પંચાએત, લગન, તલાક, પાલક, વારસો હીસ્સો, એવા સર્વ સંસારી સવાલો તપાસનારી સંસ્થા હતી.[2]

---

(1) Wilkin's Edition of the Works of Sir Thomas Browne quoted by Sir William Foster in his English Factories in India (1923), Vol. II, p. 329 n.)

(2) "They are governed by their own *panchait*, or village-council. The word panchait literally means a council of five, but that of the Guebres in Bombay consists of thirteen of the principal merchants of the sect; these were chosen originally by the people, confirmed by the Government, and have continued hereditary. This little Council decides all questions of property, subject, however, to an appeal to the Recorder's Court; but an appeal seldom happens, as the panchait is jealous of its authority, and is consequently cautious in its decisions. It superintends all marriages and adoptions, and inquires into the state of every individual of the community; its members would think themselves disgraced if any Parsee were to receive assistance from a person of a different faith." (Mrs. Graham's "Journal of a Residence in India," p. 41.)

એવું દીસે છે કે એક કોમ યા પ્રજા યા દેશને માથે કોઇક કારોબાર કરતું મંડળ કોઇ શરૂઆતમાં પુરાણા કાળ (primitive age) થી ઉતરી આવ્યું છે.

**પંચાએત જેવું કારોબારી મંડળ પુરાણા જમાનાથી ઉતરી આવેલું.**

હાલના સુધરેલા ગણાતા વખતમાં રાજા અને તેની સલાહકાર મંડળી (the King and his Council) દેશનો જે સર્વ પ્રકારનો કારોબાર કરે છે તેનું અસલ મુળ અસલના વખતનાં કોઇ મંડળો છે જેમાં લોકો પોતાના કોઈક વડાઓની રેહબરી કબુલ રાખતા હતા. આપણા ઇરાન વતનમાં પણ કોઇ એવા ચઢ ઉતર મંડળો હતાં. એક ઘર (નમાન) નો ઘરધણી (નમાનપઇતિ) પોતાના ઘરનો રાજા હતો. એવા કેટલાક ઘેરધણીઓ પોતાના મોહોલ્લાના કારોબાર માટે એક મંડળ સ્થાપતા, જેનો વડો તે વિસપઇતિ યા મોહલ્લાનો પટેલ ગણાતો. એવા કોઈ મોહલ્લાના વડાઓ એક મંડળ સ્થાપતાં જેનો વડો તે ઝન્તુપઇતિ યા ગામનો પટેલ ગણાતો. એમ ચઢ ઉતર રાજબંધણ બનતું. પોતાના મોહલ્લા, યા ગામ, યા શેહેરનાં એવાં મંડળોમાં બેસવા લાયક થાવું એ ભાગ્યશાળી ગણાતું. એક ઇરાની માતપીતા એવાં અનજુમનમાં બેસનારા (વ્યાખ્મન) બેટા માટે દુઆ ગુજારતાં.[1] આપણા દેશની ગામડાંની પંચાએતો (Village Panchayets) એવા પ્રકારનાં મંડળો હતાં. અસલી જરમનો[2] માં પણ એવાં મંડળો હતાં. આર્ય અથવા ઇંડો-જર્માનીક ગણાતી ઘણીક પ્રજાઓમાં એવાં મંડળો હતાં.

એવું દીસે છે કે આ દેશમાં આવી કોઈ સંસ્થાનો ૫) ની સંખ્યા સાથે સંબંધ ઘણો પુરાણો, આસોકના બાપના ચંદ્ર ગુપ્તના વખતનો, છે કે જ્યારે મુખ્ય શેહરોના સર્વ પ્રકારના કારોબાર માટે ૩૦) જનનું મંડળ ૬) ભાગમાં વેહેંચાતું હતું અને દરેક એવું નાનું મંડળ પાંચ પાંચની સંખ્યાનું બન્યું હતું.[3]

---

(૧) આતશની નીઆએશ. ફ. ૫. અંહી વપરાયલા "વ્યાખ્મન" શબ્દ માટે પેહલવીમાં "હંજમનીક" શબ્દ વપરાયો છે. (એરવડ બ. ન. ધાભરનું પુસ્તક Zand-i- Khurtak Avistak." પા. ૪૨, ફ૦ ૧૧.)

(૨) જુઓ મારો વિષય: "The Ancient Germans, Their History, Religion, Manners and Customs," (Journal, Anthropoligical Society of Bombay, Vol. X, pp. 636—684. જુઓ મારૂં પુસ્તક, Anthropological Papers, Part II, pp. 259-292-93.

(૩) જુઓ મારો વિષય "ઇરાનના હખામીની પાદશાહોના વખતનું હીંદુસ્તાન" (ગુજરાતની ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ), ૧૯૦૯.

 ૧૫૨૭૨

કોમી કામ ત્રણ પ્રકારનાં હતાં. (૧) બંદોબસ્તો ઘડવા (legislative). (૨) ઘડેલા બંદોબસ્તો મુજબ ઇનસાફ કરવો (judicial). (૩) કોમી કામો યા ખાતાંનો વહીવટ કરવો (administrative). એ ત્રણમાંથી પેહલું, એટલે બંદોબસ્તો ઘડવાનું કામ, "સમસ્ત અનજુમન" કરતી. બીજું કામ, એટલે બંદોબસ્તો પ્રમાણે ઇનસાફ કરવાનું કામ, 'સમસ્ત પંચાએત" કરતી. ત્રીજું વહીવતનું કામ પંચાએત અને તેઓમાંથી પણ એકાદ બે મુકરર કરેલા સાહેબો કરતા. દાખલા તરીકે તા૦ ૪થી માર્ચ ૧૮૧૮ ને દીને અંનજુમને નેમેલી પંચાએતમાં એ કામ ખરશેદજી માનેકજી કરતા. જ્યારે ૧૮૨૩ માં નાણાંના સંબંધમાં ચાર ટ્રસ્ટીઓ નેમાયા ત્યારે, હાલની ભાષામાં બોલ્યે તો, ખરશેદજી માનેકજી સેક્રેટરીનું અને જમશેદજી જીજીભાઇ ખજાનચીનું કામ કરતા.

ત્રણ પ્રકારનાં કોમી કામો કરવાં પારસી મંડળો.

આ ત્રણે પ્રકારના કામો કરનારા મંડળની સમસ્ત પારસી પંચાએત, ઇ૦ સ૦ ૧૮૬૭ માં, તમામ થાઇ, સબબ કે હવે પારસીઓનો લગન અને વારસા હીસ્સાનો કાયદો સરકારે બાંધી આપ્યો, જે "પારસીઓના લગન તથા તલાકનો કાયદો (૧૮૬૫ નો એક્ટ ૧૫ મો)," એવે નામથી જણાયલો છે. આ કાયદો અમલમાં આવવાથી પુરાણી પારસી પંચાએતનું કાયદા કાનુનો બાંધવાનું (legislative) કામ અને તે કામ મુજબ સંસારી મુકદમાઓ ચુકવવાનું કામ બંધ થાયું. એ સદી ઉપર સુધી ઓછી યા વધતી પસંદગી સાથ કામ કરી આ મંડળ બંધ પડયું.

એક સદીના ઉત્તર ભાગમાં આ ત્રણે પ્રકારના કામોમાંથી બે કામોનું બંધ થવું.

પણ તે આગમચ પણ તેનું એક જુદાં મંડળ તરીકેનું કામ થોડોક વખત બંધ પડયું હતું, તેનો સબબ આ કે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશનની, તા૦ ૯ મી જાનેવારી ૧૮૪૯ ને દીને, સ્થાપણ થતાં આ પારસી પંચાએતનું મંડળ તે ઇન્સ્ટીટયુશનની ૧૨) જનની કમીટી, જે પણ તેના ટ્રસ્ટદીદમાં પંચાએત તરીકે બોલાઇ છે, તેમાં ભેલાઇ ગયું. ઇન્સ્ટીટયુશનની પંચાએતના ૧૨) મેમબરો તેજ પારસી પંચાએતના મેમબરો હતા. (આ બાબદની કોઇક વીગતો માટે જુઓ બાબ ૧૨, પાના ૮૫૪ અને વધુ). આ ઇન્સ્ટીટયુશન બરપા થયા પછી પારસી પંચાએતનું કામ તેવાં મંડળ તરીકે કેટલીક હદે ફકત સંસારી મુકદમાઓ તપાસવાનું રહ્યું. આસ્તે આસ્તે પારસી પંચાએતનું અને ઇન્સ્ટીટયુશનનું કામ પાછું છુટું થવા માડયું. સને ૧૮૫૭ માં તેમ વધારે સારી રીતે બન્યું કે જ્યારે તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૭ ની પારસી પંચાએતની મીટીંગમાં કાવશજી જેહાંગીર રેડીમનીએ પારસી પંચાએતના વડા તરીકે રૂસ્તમજી જમશેદજી જીજીભાઇને નેમવાની સુચના કરી,

મના કોઈ પુરૂષનું અક્રતનું કામ હોય તે પેહલે પંચાએતના જે આગેવાન સાહેબો હોય તેઓ આગલ આવે. તેઓ વાદી પ્રતીવાદીઓને તેડી હકીકત જાણતા અને શાહેદી ગવાહી એકઠી કરતા. પછી જરૂર દીસે અને અગતનું હોય તો તે "સમસ્ત પંચાએત" એટલે પંચાએતના ૧૨ થી ૧૫ યા ૧૮ સભાસદો હોય તેઓ હજુર આવે. "સમસ્ત પંચાએત" જરૂર હોય તો તે "અનજુમન" હજુર લાવે. જો કોઇ નાની બાબદ હોય તો તે ઉઠમણા જેવા અવસરે અનજુમન મલી હોય ત્યાં આવે. પણ જો કોઇ ખાસ અગતની બાબદ હોય તો "સમસ્ત અનજુમન," જે ખાસ કરી બોલાવી હોય તે હજુર આવે. પંચાએત, સમસ્ત પંચાએત, અનજુમન, સમસ્ત અનજુમન, એમ એક પછી એક પગળાંઓમાં "સમસ્ત અનજુમન" જાણે સર્વોપરી હતું. મોટાં અગતનાં કોગી કામો—જેવાંકે નવા બંદોબસ્તો ઘડવા, કોઇને ન્યાતબહાર કાઢવો, કોઇ ન્યાતબહારનાએ માફી માંગી અનજુમનમાં પાછું આવવા માંગ્યું હોય, તે સર્વ—સમસ્ત અનજુમનજ કરતી. કોઇ મોટાં અગતના કામ માટે સમસ્ત અનજુમન મલી હોય ત્યારે તેના કામની નોંધ ઉપર સર્વે હાજર પુરૂષો સહી કરતા. એવી સહી કરનારાઓની સંખ્યા કોઇ વખત ૨૫૦) સુધીની હોતી.

*પંચાએત હજુર કામોનો અનુક્રમ.*

આગલા વખતની પારસી પંચાએતનાં કામકાજની રાહરીતીનો ખ્યાલ, મરહુમ માનેકજી ખરશેદજીએ, "Q in the Corner" એવે નામના તખલ્લુસ હેઠળ, સને ૧૮૪૪ ના બોંબે ટાઇમ્સમાં પંચાએત બાબે લખેલાં કેટલાંક પત્રોમાંના પેહેલા પત્રમાંથી મલે છે. તે વાંચવાથી તે વખતના કારોબારનો ખ્યાલ આવે છે કે તે વખતનો સુંદર અને સુતરો મામલો એવણ જેવા કેટલાક આગલ વધેલા વિચારવાળાને પણ પસંદ હતો. (જુઓ પા. ૨૧-૨૩.) એ આગલી પંચાએતનું કામ અને તેણે લગન મરણ જેવા સંસારી અવસરો બાબે ઘડેલા બંદોબસ્તો, મરહુમ ખરશેદજી રૂસ્તમજી કામા જેવા આગલ વધેલા વિચારવાળાને પણ પસંદ પડવાથી, તેવણે તે બંદોબસ્તો સને ૧૮૬૦ માં ખાસ જુદા છપાવી કાહડયા હતા. તે બંદોબસ્તો ઘણીક હદે રાહનુમાઇ કરનારા બંદોબસ્તો હતા. (જુઓ પા. ૧૭૭ થી ૨૨૬).

*આગલી પારસી પંચાએતના દરજજા અને કામકાજનો સામટો ખ્યાલ.*

જુદાં જુદાં સાધનો ઉપરથી જે નામો મુકરર થઇ શકે છે તે પ્રમાણે માલમ પડે છે કે શરૂઆતથી તે સેવટ સુધી, એટલે જ્યાં સુધીની નેમણુંકની હકીકત મલે છે ત્યાં સુધી, કુલે ૧૫૨) ધણીઓ પંચાએતના સભાસદો નેમાયા હતા (પા. ૩૮ થી ૫૫). વધુ પણ હોય, પણ તેઓનાં નામો યા હકીકત મલતી નથી. પંચાએતના એવા અકાબર તરીકે છેલ્લા ચુંટી કઢાયલા ધણી (પાછળથી સર) દીનશા માનેકજી પીટીટ દીસે છે, જેવણ તા૦ ૨૭ મા જુલાઇ ૧૮૫૯ ને દીને પોતાના બાવાની જગ્યાએ નેમાયા હતા.

*શરૂઆતથી તે સેવટ સુધીના પંચાએતના સભાસદો.*

પંચાએતનાં નાણા-ના પાંચ ટ્રસ્ટીઓ.

પારસી પંચાએતનું નાણું પોતાના હસ્તકમાં ધરાવનારૂં "ટ્રસ્ટીઓ" તરીકેનું જે મંડળ, પંચાએતના મોટાં કારોબારી મંડળમાંથી સને ૧૮૨૩ માં પેહલું બરપા થયું, તેમાં પેહલે ચાર ટ્રસ્ટીઓ—વાડીઆ નવરોજી જમશેદજી, ફરામજી કાવશજી બનાજી, વાડીઆ બમનજી હોરમસજી અને જમશેદજી જીજીભાઈ—હતા. પણ પાછળથી તા૦ ૧૨ મી જુલાઈ ૧૮૫૦ ના સરક્યુલરમાં પાંચ સાત સાહેબોને કરવાનો વીચાર થયો, અને જ્યારે નાણાનું પેહલવેહલું ટ્રસ્ટડીડ તા૦ ૪ થી ડીસેમબર ૧૮૫૧ ને દીને કરવામાં આવ્યું ત્યારે પાંચ જણ—સર જમશેદજી જીજીભાઇ, વાડીઆ નવરોજી જમશેદજી, ખરશેદજી જમશેદજી, માનેકજી લીમજી અને માનેકજી નોશેરવાંનજી પીટી—ને નેમવામાં આવ્યા. હાલમાં, ટ્રસ્ટીઓની ચુંટણી માટે નામદાર કોર્ટ મારફતે ઘડાયલી યોજના મુજબ, તે મંડળ સાતનું બન્યું છે. આજ સુધીના આશરે ૧૦૭) વરસના અરસામાં જે અકાબરો ટ્રસ્ટીઓ થયા હતા અને થાયા છે, તેઓના નામની સાલવાર ટીપ આ પુસ્તકની સેવટે વધારા તરીકે આપી છે.

પંચાએતનું નાણું.

પારસી પંચાએતનું નાણું પોતા હસ્તકમાં પોતાને નામે રાખનારૂં ટ્રસ્ટીઓનું મંડળ, જે આજે "પારસી પંચાએતના ફંડ તથા મીલકતોના ટ્રસ્ટીઓ" એવે નામે ઓલખાય છે, તે મંડળ પંચાએતના મોટાં કારોબારી મંડળમાંથી સને ૧૮૨૩ માં નેમાયું. તેની આગમચ પંચાએતનું નાણું, એ બાબદની પેહલી નોંધ મલે છે તે પ્રમાણે, ફરામજી નાનાભાઇ દાવર (મરણ તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૨૦) પાસે રેહતું હતું. (સંવત ૧૮૬૮) ઇ. સ. ૧૮૧૧-૧૨ થી એ નાણું વાડીઆ હોરમજી બમનજી હસ્તક રેહવા લાગ્યું. તેવણના હાથમાં પેહેલી આવેલી રકમ રૂ. ૫૨૬ાા ની હતી. સને ૧૮૨૩ માં ટ્રસ્ટીઓનું મંડળ નેમાયું ત્યારે તે (સંવત ૧૮૮૦ ના કારતક વદ ૧૪ સુધીમાં) રૂ. ૧૫,૮૬૪ાા ની થાઇ હતી. વાડીઆજીએ પોતાને ત્યાં રેહતી એ પુંજી ઉપર સેંકડે ૦ાા વ્યાજ આપવું એમ ઠેરવ્યું હતું. "પણ પંચાએતનું કામ છે" એમ ગણી એવણે ૦ાાા વ્યાજ આપ્યું. તા૦ ૨૧ નવેમબર ૧૮૨૩ ને દીને વાડીઆજી હોરમજીએ એક પત્ર લખી પોતે હવે નાણું રાખવાનું બંધ કરી બીજી ગોઠવણ કરવા જણાવ્યું. તે ઉપરથી "વાડીઆજી હોરમજી બમનજી તથા પારશી ફરામજી કાવશજી બનાજીનાં તથા વડીઆજી નવરોજી જમશેદજી તથા પારશી જમશેદજી જીજીભાઇ જુમલે આશામી ૪) ને પંનચાએતના રૂપીઆની ખબરદારી કરવાને વાશતે તરશતી ઠેરાવ્યા," અને તેઓએ પંચાએતનું નાણું તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩ ને દીને મેશર્સ રેમીંગટન કો. ને ત્યાં સેંકડે ૫) ટકાના વ્યાજથી મુક્યું. મુકતી વેળા તેની રકમ વધી આશરે રૂ. ૧૮,૦૬૨ ની હતી.[1] પંચાએતની પુંજી આસ્તે આસ્તે વધતી ગઇ તે સંવત

(૧) વાડીઆજીને ત્યાં એ રકમ દર સાલ કેમ વધતી ગઇ હતી તેની ટીપ માટે જુઓ પા. ૨૩૮—૩૯.

૧૯૦૪ (ઇ. સ. ૧૮૪૭-૪૮) માં રૂ. ૪,૦૫,૩૩૪) ની થાઇ. પણ બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૪૯ માં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશન સ્થાપ્યું ત્યારે નામદાર પેહલા સર જમશેદજીએ રૂ. ૪,૪૪,૦૦૦) તે માટે આપ્યા અને પારસી પંચાએતની પુંજીમાંથી રૂ. ૨,૩૪,૫૦૦) આપવામાં આવ્યા. તે અને બીજા સબબે પુંજી સંવત ૧૯૦૫ (ઇ. સ. ૧૮૪૮-૪૯) માં રૂ. ૧,૮૯,૧૨૯) ની થાઇ. હાલમાં સને ૧૯૨૯ ના સાલની સેવટે તે આશરે કુલે રૂ. ૧,૬૭,૨૨,૦૯૬) ની છે.

**લગન જેવા સુભ અવસરે પણ બક્ષેશ.**

હાલમાં લોકો મોટે ભાગે માથા અગ્રરેજ ધર્મખાતે નાણું આપે છે. પણ આગળ લગન જેવા શાદી રામશનીના વખતમાં પણ લોકો નાણું ભરતા. તેઓને સમજાવવામાં આવતું કે "એ રૂપીઆનો જે સારો ધરમ થાશે તેનાં શવાબનો હમએશ રૂપીઆનાં આપનારાને તથા તેહનાંનાં છોકરાં પરણેઆં તેહનાંનાં ફરજંનદોનાં ફરજંદ સુધી હાશેલ થાશે."[1]

**લગન અને ગગરનાની નોંધ અને લવાજમ.**

તે વખતની પંચાએતની આમદાનીમાં લગનનો લવાજમ ખાસ ધ્યાંન ખેંચે છે. સને ૧૮૬૮ જયારે પારસી લગનોનો કાયદો પસાર થયો, ત્યાર સુધી પારસી લગનો પંચાએતની ઓફીસમાં નોંધાતાં. તે માટે છોકરા તરફથી રૂ. ૩) અને છોકરી તરફથી રૂ. ૧॥ મલી રૂ. ૪॥ લેવામાં આવતા.[2] કોઇ પંથકી યા મોબેદને ત્યાં છોકરીના લગન હોતાં તો તેનો લવાજમ નહી લેવામાં આવતો. દાખલા તરીકે ફરદુનજી મરજબાનજીને તેમણુની છોકરીના લગન વખતે લવાજમથી મુકત કરવામાં આવ્યા હતા. દસ્તુરોને, તેઓની છોકરી યા છોકરા બન્નેના લગન વેળા, લવાજમથી મુકત કરવામાં આવતા. સને ૧૮૨૧-૨૨ અને ૨૩ ની સંખ્યાઓ પ્રમાણે વારસીક ૧૦૭ લગનોની સરાસરી આવી હતી.[3]

આગલા વખતમાં ગગરના વધુ થાતા હોય એમ દીસે છે. મોટી ઉમરનાઓ જો પોતાની ધણીઆણી હક થાઇ હોય તો બીજી કોઇ વીધવા બાઇ સાથે ગગરના કરવાની

---

(૧) પા. ૨૫૬.

(૨) પા. ૨૪૧, ૨૫૭.

(૩) આ અરસામાં મુંબઇમાં કુલે વસ્તી આશરે ૧૧૯૪૪ ની ગણાય. જુઓ પછવાડે પા. ૯૬૭. ત્યાં સને ૧૮૧૪, ૧૮૧૫ અને ૧૮૨૬ ના જે આંકડા આપ્યા છે તે ઉપરથી સરાસરી લીધી છે. હાલમાં ૧૯૨૧ ના સાલના સેનસસ પ્રમાણે પારસી વસ્તી ૫૨૨૩૪ ની છે. છેલ્લાં ત્રણ વરસ ૧૯૨૭ થી ૧૯૨૯ ના લગનોની સંખ્યા ઉપરથી સરાસરી ૩૯૬ ની આવે છે. આ આંકડાઓ મુજબ, આસરે ૧૦૦ વર્ષ પર અતરે દર હજાર આદમીએ ૮.૯ લગન થાતાં તો હાલમાં દર હજારે ૭.૫ લગન થાય છે.

કાલજી રાખતા તે આ નેમથી કે તે ધણીઆણી તેઓનાં ઘડપણમાં તેવણની સારવાર કરે. દાખલા તરીકે દસ્તુર ફરદુનજી જામાસ્પ આશાએ બીજી બાઇડી કરવા માટે આ સબબ જણાવ્યો હતો[1]. (બાબ ૧૨, પા. ૮૭૪).

આગલા વખતમાં લોકો ફકત ગહમબાર પ્રસંગેજ નહી પણ લગન જેવા શાદી રામશનીના અવસરે પણ ગામની ન્યાતનું જમણ કરતા. અસલમાં ગહમબારની ન્યાતના જમણનો લવાજમ રૂ० ૨) હતો, તે તા० ૧૯ મી નવેમબર ૧૭૯૧ ની અનજુંમનની સભાએ રૂ० ૫) કીધા. તે હજુર ચાલુ છે. લગન વખતની ન્યાતના રૂ० ૧૧) લેવાનો ઠરાવ ૧૭૯૧ માં કર્યો હતો. હાલમાં લગન વખતની ન્યાતો તદન બંધ થાઇ છે.

---

(૧) મુંબઇમાં પારસી પંચાએતના દફતરોમાં લગનની હપલાં લવાજમોની ૧૮૨૩ થી હાથની લખેલી રસીટ બુકો છે તથા રસીટના કાઉનટર० પાટે ઇ० સ० ૧૮૫૫ થી માલમ પડે છે. સને ૧૮૬૮ ના સાલથી જ્યારે લગનના નવા કાયદા પ્રમાણે લગનોના રેજીસ્ટ્રારની નેમણુંક થાઇ ત્યારથી તે બંધ થાઇ. હવે લગનો રેજીસ્ટ્રારની ઓફીશમાં નોંધાય છે. પંચાએતની ઓફીસની નોંધો ઉપરથી પારસી લગનોની હકીકત પંચાએતના ચોપડામાં સંવત ૧૯૦૨ (સને ૧૮૪૭) ના ચોપડાથી છપાતી રહી હતી. સને ૧૮૬૫ માં લગનનો કાયદો બંધાયા પછી તે છપાતી બંધ પડી. એમ તે ૧૮૮૮ સુધી છપાતી બંધ રહી પણ પારસી લગનોની નોંધ પંચાએતની છપાતી હીસાબની ચોપડીમાં જણાય તો સારૂં એવા ખ્યાલથી તે સંવત ૧૯૪૫ (સને ૧૮૮૯) ના ચોપડાથી છપાતી પાછી શરૂ થાઇ તે સને ૧૯૦૯ સુધી છપાઇ છે. ઉપરી સને ૧૮૬૫ થી ૧૮૮૮ સુધીના ગાળાની નોંધ "પારસી પંચાએતના ધરમખાતાઓના ફંડ તથા મીલકતોના ટરસટી સાહેબોએ છપાવી પ્રગટ કરેલી મુંબઇના જરથોસ્તીઓના લગનોની ટીપ" એવે નામના પુસ્તકમાં છુટી છપાઈ છે. સંવત ૧૯૬૬-૬૭ (સને ૧૯૧૦), જયારથી છપાતા ચોપડા નવી રઢી પ્રમાણે છપાવા લાગ્યા અને ટુંકા બન્યા, ત્યારથી એ નોંધ છપાતા પાછી બંધ થાઇ છે, પણ તેની સામગ્રી યાદી રેજીસ્ટ્રારના દફતરમાંથી લાવી પંચાએતની ઓફીસમાં રાખવામાં આવે છે.



# સાંકલ્યું.

પાના.

## બાબ ૧ લો.



## બાબ ૨ જો.



## બાબ ૩ જો.

પાનાં.

## બાબ ૪ થો.



## બાબ ૪ થા નો વધારો.



## બાબ ૫ મો.

## બાબ ૬ થો.

પાના.



## બાબ ૭ નો વધારો.

પાનાં.

## બાબ ૮ મો.



## બાબ ૯ મો.

I. પાના.

પાના.

III.



IV.

પાનો.

## બાબ ૧૧ મો.



I.

II.



III.

IV.

V.



VI.

પાના.

પાનાં.



## II.

પાના.

VIII.



IX.

## વધારો (ખ).





# બાબ ૧ લો

## શરૂઆતનો બાબ. પારસી પંચાએતની તવારીખનાં સાધનો.

પારસી પંચાએતની બોર્ડની સ્થાપણા તા૦ ૨૮ નવેમબર ૧૮૨૩ ને દીને થાઇ હતી. તેની સ્થાપણાની સદી (Centenary) ના અવસરની યાદમાં આ પુસ્તક લખવામાં આવ્યું છે. પણ ૧૮૨૩ ની આગમચ પારસી પંચાએત હસ્તી ભોગવતી હતી. તેથી તે સદીની હકીકત લખવા આગમચ પારસી પંચાએતની શરૂઆતથી તે ઇ. સ. ૧૮૨૩ સુધીની હકીકત પણ આ પુસ્તકમાં આપવાનું અગતનું ધારી તેમ કરવામાં આવ્યું છે. ૧૮૨૩ પછીની હકીકત માટે, પારસી પંચાએતનાં જુનાં દફતરોનો મોટે ભાગે ઉપયોગ કર્યો છે. પણ એ સાલની આગમચની હકીકત માટે જે જે પુસ્તકોનો મુખ્ય ઉપયોગ કર્યો છે તેઓનાં નામ તેઓની થોડીક વીગત સાથે અતરે આપું છું.

૧. પારસી પ્રકાશ.

મરહુમ ખા બા. બમનજી બેરાંમજી પટેલનું પારસી પ્રકાશ. આ તવારીખ માટે એક ઘણું અગતનું પુસ્તક થઇ પડયું છે. મેં મારૂં એક પુસ્તક આ મરહુમને અર્પણ કરતાં જે જણાવ્યું હતું, તે યાદ કરી જણાઉં છું, કે પારસી પ્રકાશનાં સંબંધનાં પોતાનાં કામથી તેવણે પારસી કોમને ઘણી આભારી કરી છે.

૨. ખોલાશે એ પંનચાત.

ખોલાશે એ પનચાત. એનાં શરૂઆતનાં પાનાં (Title-page) માં એનું નામ તેની બાબદ સાથે નીચે પ્રમાણે આપ્યું છે. "ખોલાશે એ પંનચાત એટલે જે જરતોશતી ફીરકાનાં નેક લોકોને વાકેફ કરવા શારૂ આગલા દાહાડા ઉપર આપડી અંનજુમંનનાં શાહેઓનાં વખતમાં જે કાંઇ બનેઊં છે તે જુનાં દફતરો મધેથી ઉતારીને પરગટ કીધું છે અને તેઆર પછે હાલની પંનચાતનાં મેમબરોનાં વખતમો શંવંત ૧૮૮૦ થી તે શવંત ૧૮૯૮[1] સુધી તથા તરશતીઓનાં સવાધીનમો જે કાંઇ

---

(૧). ઇ. સ. ૧૮૨૩ થી ૧૮૪૧.

બનેઉં છે તેહેની શરવે ઉપજ નીપજ આપશ ફીરકાનાં લોકોને વાકેફ થાવા શારૂં જાહેર કીધું છે. બનાંવનાર માંજદીઅશની દીનનો તાબેદાર એક બંદેખોદા. શને ૧૨૧૨ ઇઅજદજરદી. શને ૧૮૪૩ અંગરેજી. શંવંત ૧૮૯૯ વીકરમાતજીત."

આ પુશતકના કર્તા "બંદે ખોદા" તે પહેલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટ (૧૭૮૩-૧૮૫૯) હતા, એ જાણીતી વાત છે. એવણુની પંચાએતના અધીકારી તરીકે ૧૮૨૨ માં નેમણુંક થાઇ હતી, પણ તે આગમચ પણ તેવણુ પારસી પંચાએતનાં કામમાં ઉલટ ધરાવતા હતા. એવણ આએ પુસ્તકના કર્તા હતા, એમ એક વખત સોગંદ ઉપર જાહેર કરવામાં આવ્યું હતું.

પારસી પ્રકાશ (I પા. ૪૧૮) માં, તા૦ ૧૫ મી આગસ્ત ૧૮૪૩ ને દીને બનેલી એક બાબત તરીકે, લખે છે કે "સર જમશેદજી જીજીભાઇ નાઇટે 'માજદીઅશની દીનનો તાબેદાર—એક બંદે ખોદા' એવું નામ રાખી મુંબઇની પારસી પંચાએત તથા બીજી પારસીઓને લગતી કેટલીએક વીગતોની 'ખોલાશે એ પંનચાત' નામની એક ચોપડી પોતાને હાથે લખી જામે જમશેદ છાપખાનાંમાં છપાવી બાહેર પાડી હતી." આ નોધની ફુટનોટમાં લખે છે કે: "આ ચોપડીનાં બનાવનાર સર જમશેદજી જીજીભાઇ નાઇટ હતા, એવું જામે જમશેદ છાપાખાંનાના પરીંટર શેઠ હોરમજજી દાદાભાઇએ તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૭૫ ને દીને અતરેની હાઇ કોરતમાં હાનરેબલ જસ્ટીસ બેલીની હજુરમાં મુંબઇનાં પારસીઓનાં દોખમાંઓવાલા દીવાંની મુકદમાના સંબંધમાં શાક્ષી આપતાં જણાવ્યું હતું."

૩. માનેકજી ખરશેદજીના ચર્ચા પત્રો.

મી. માનેકજી ખરશેદજી માનેકજીએ બોંબે ટાઇમ્સ (Bombay Times) જોગાં "Q. in the Corner" એવી તખલ્લુસથી "પારસી પંચાએત, તેની ચહડતી પડતી અને તે ઉપજાવનારા સબબો (Parsee Punchayet, Its Rise and its Fall, and the causes that led to the same)" એવે મથાલે ૧૮૪૪–૪૫ માં કેટલાંક પત્રો લખ્યાં હતાં. તે પાછલથી ઇ. સ. ૧૮૬૦ માં ઉપલાંજ મથાલાં હેઠળ J. D. S. તરફથી પ્રગટ થાયાં હતાં. આ પત્રોમાં મી. માનેકજી ખરશેદજી પંચાએતનાં જે દફતરનો હવાલો આપે છે, તે દફતર તેજ છે, કે જેનો પારસી પ્રકાશમાં અવારનવાર ઇસારો કરવામાં આવ્યો છે. મી. માનેકજીના બાવા ખરશેદજી માનેકજી કેટલાંક વરસ સુધી પંચાએતના એક આગેવાન કારોબારી હતા. તે વખતે પારસી પંચાએતની પોતાની કોઇ

જુદી ઓફીશ જેવું ન હતું. આગેવાન કારોબાર કરનાર મેમબરની પેહડી ઉપર યા તેવણનાં ઘરમાં તેનું કામકાજ થતું હતું, તેથી તેઓનાં વખતનાં કામકાજના ચોપડા તેઓને ત્યાંજ રહેતા હતા. આ સબબે શરૂઆતના કોઇક અસલ ચોપડાઓ હાલનાં દફતરોમાં નથી. એવું દીસે છે કે ખરશેદજી માનેકજીના વખતનાં કામકાજનો એક ચોપડો તેવણને ત્યાંજ રહયો હતો,[1] અને તેથી તે તેવણના બેટા મી. માણેકજીના હાથમાં આવ્યો હતો.[2] આ સબબે એવણે લખેલાં પત્રોમાંથી કોઇક બાબતો કાંઇક અગતની ગણાય.

૪. દસ્તુર મેહરજીરાણા લાઇબ્રરીની જુના લેખોની નકલોની ચોપડી.

મેહરજીરાણા લાઈબ્રરીનું એક હસ્તલેખ પુસ્તક, જેમાં અત્રેની પારસી પંચાએત સાથે નૌસારીની અનજુમનને ચાલેલા પત્રવહેવારમાનાં કોઇક પત્રોની નકલ ઉતારેલી છે.[3]

૫. પારસી પંચાએત હસ્તકનો એક ચોપડો.

પારસી પંચાએતનો એક ચોપડો, જેને મેં કુટ નોટોમાં ચોપડો નં૦ ૧ તરીકે ઓલખ્યો છે. પંચાએતની ઓફીસ હસ્તકના આગલી હકીકતોનાં દફતરોમાં આ પહેલ વહેલું દફતર છે. તેમાંની નોંધો તા૦ ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ થી શરૂ થઇ તેમાં એક પછી એક તા. ૫ મી જુન ૧૭૯૬ સુધીની કેટલીક સભાઓનું કામકાજ નોંધેલું છે. ત્યારપછી આશરે ૮) વરસની નોંધ વગરનો ગાલો છે. ત્યારપછી તા. ૧૪ મી નવેમબર ૧૮૦૪ અને તા. ૨૬ મી

---

(૧) આ અસલ ચોપડા માટે મી. માનેકજી ખરશેદજીના બેટાઓ અને બેટીથી મેં ખબર કહાડી હતી પણ તેઓએ જણાવ્યું હતું કે તે તેઓ પાસે નથી.

(૨) પારસી પ્રકાશ ( I પા. ૧૭૦ ) પ્રમાણે ખરશેદજી માનેકજીને આગલી પંચાએત બાબે કોઇક હકીકત આ. દોરાબજી ફરાંમજી પંથકીએ આપી હતી, કે જેવણ મુંબઇના એક આગેવાન પંથકી હતા, અને તા૦ ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને સરકારે નેમેલા પારસી પંચાએતના ૧૨) કારોબારીઓમાંનાં એક હતા. તેવણ તા૦ ૨૮ મી મે ૧૮૨૩ ને દીને ૭૫) વરસની ઉંમરે હક થયા હતા

(૩) આ સંગ્રહ કરનાર એ. જામાસ્પજીના ભાઇ મરહુમ એ. જમશેદજી સોરાબજી દસ્તુર મેહરજીરાણાંએ આ હસ્તલેખ પુસ્તકની એક નકલ મહેરબાંની કરી મને ભેટ આપી હતી. તેનો મેં ઉપયોગ શરૂઆતમાં કરવા માંડયો હતો, પણ ત્યારપછી ખુદ અસલ ચોપડી મેં નવસારીથી મંગાવી તેનો ઉપયોગ કર્યો છે. આ ઉપયોગ કાજે મેહરબાંની કરી આ પુસ્તક મને આપવા માટે એ પુસ્તકખાનાના નૌસારીના સેક્રેટરી મી. પેશોતન રતનજી દાબુનો હું ઉપકાર માનું છું.

નવેમબર ૧૮૦૪ ની સમસ્ત અનજુમનની સભાની નોંધ છે. એ પછી આશરે ૭) વરસનો ગાળો છે. એ ગાળા પછી તા૦ ૭ મી ફેબરવારી ૧૮૧૧ ની સમસ્ત પંચાત મીટીંગની અને તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૧૧ ની મીટીંગની નોંધો છે. આ ચોપડો ખા. બા. બમનજી બેરામજી પટેલે પોતાની હૈયાતી દરમેઆંન ઇ. સ. ૧૯૦૨ નાં શાલમાં મેહુરબાંની કરી પંચાએતની ઓફીસને ભેટ આપ્યો હતો. એ ચોપડો મી. બમનજી પટેલને શેઠ દાદાભાઇ પેસતનજી વાડીઆ, જેવણુ એક વખત પંચાએતના અકાબર હતા, તેવણુ પાસેથી મલ્યો હતો.

ઇ. ઇ. સ. ૧૮૧૨ થી ૧૮૨૩ સુધીના હીસાબની ચોપડી.

પંચાએતનાં દફતરોમાં પંચાએતના હીસાબની આ સર્વથી પેહલી ચોપડી છે. તેનું મથાલું નીચે પ્રમાણે કર્યું છે: "વાડીઆજી હોરમજજી બહમંનજીને તાં પંનચાતનાં ફનનો હશાબ શંવંત ૧૮૬૮ નાં કારતગ શુા. ૧૩ બુધથી તે સંવંત ૧૮૮૦ નાં કારતગ વદ ૧૪ વા. શોમે સુધી હતો હશાબ તે પનચાતનાં તરશતી ૪) વાડીઆજી હોરમજજી બહમંનજી તા. ફરાંમજી કાવશજી તા. વાડીઆ નવરોજજી જમશેદજી તા. જમશેદજી જીજીભાઇ એ જનાં ૪) એ હશાબ પોતાનાં હવાલામાં લીધો તે હશાબની ચોપડી વાડીઆ હોરમજજી બહમંનજીને તાંથી આવી તેજ પરમાંણે નકલ નોધી રાખી છે તેની વીગત છે." ઉપલાં મથાલાં પછી સંવંત ૧૮૬૮ થી સંવત ૧૮૮૦ નાં વરસ સુધી (ઇ. સ. ૧૮૧૨ થી ૧૮૨૩ સુધી) માં ટુંકમાં હીસાબો આપ્યા છે. પહેલા હીસાબનું મથાલું નીચે પ્રમાણે છે.

"પારશીઓની પંનચાતનો હશાબ વાડીઆજી હોરમજજી બહમંનજી શાથે સંવંત ૧૮૬૮ નાં વરશથી." [1]

એ હીસાબો સંપુંર્ણ નથી. ટુંકમાં ઉપજાવી કહાડેલા છે. ઉપલા હીસાબની નકલ પછી એની આગમચના બીજા હીસાબની નકલ નીચલે મથાળે ઉતારેલી છે:—

---

(૧) એ ચોપડામાંનો કોઇક ભાગ હાલ ખવાઇ ગયો છે. માટે જરૂરી વખતે કાંઇક અસલ જોવું હોય, કે જે હાલ એ ચોપડામાંથી વંચાઇ નહી શકાય, તો તા૦ ૧૯ મી જુલાઇ ૧૯૦૫ નો પારસી પંચાએતનો નં. ૨૪૩ વાલો સરકયુલર જોવો, કે જેમાં મેં એ હીશાબોની નકલ કેટલીક આગલી હકીકતો રજુ કરવા માટે આપી છે,

"શ્રી પારશીની પંચાતનો હશાબ અંધારૂ ખરશેદદારૂ એદલજી વાછાના તા. પારશી ફરાંમજી નાંહનાંભાઇ દાવર હશતગ તેનાં આંકડાની નકલ અશલ પરમાણે શવંત ૧૮૭૬ થી શ. ૧૮૭૯ (ઇ. ૧૮૧૯ થી ૧૮૨૨) સુધી."[૧] આ પ્રમાણે ઈ. સ. ૧૮૨૩ ની આગમચની હકીકતો મોટે ભાગે ઉપલાં ૬) સાધનોના આધારે લીધી છે. ઇ. ૧૮૨૩ પછીની હકીકતોનાં દફતરો પારસી પંચાએતની ઓફીસમાં છે. પણ તે સર્વે અસલ નથી. કોઈક અસલ ઉપરથી નકલ છે. અસલ દફતરો કોઇ આગેવાન કારોબાર કરનારા અધીકારીઓને ત્યાં રહ્યાં હશે.

(૧) ત્યાર પછી ૪) ટ્રસ્ટીઓ નેમાયા, તેઓનો હીશાબ વીગતે લખેલો છે. એ અસલ હીસાબનો ચોપડો છે, સબબ કે તે ઉપર ઉધાર બાજુએ નાણું લઇ જનારા યાને આંકડો ચુકાવી લઇ જનારાઓની અસલ સહી છે. તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩ થી એ હીસાબ શરૂ થાય છે, તે તા૦ ૬ થી જાનેવારી ૧૮૨૫ સુધીની જમે બાજુએ નોંધ છે. તે પછીની પણ એક નોંધ છે પણ તેમાં તારીખ નથી. ઉધાર બાજુની છેલ્લી નોંધ તા૦ ૬ થી મે ૧૮૨૫ ની છે.

## બાબ ૨ જો.

# મુંબઇની પારસી પંચાએતની સ્થાપણાની આગમચની અત્રેની પારસી વસ્તીની કાંઇક હકીકત.

મુંબઇમાં પારસી પંચાએતની સ્થાપણા કયારે થઇ તે આપણે ચોકશ કહી શકતા નથી; પણ તે ઘણું કરીને ઇ. સ. ૧૭૨૩ અને ૧૭૨૪ વચ્ચે થઇ હોય, એમ આપણે પાછલથી જોઇશું. તેટલાં અતરે આ બાબમાં આપણે પારસી પંચાએતની એ સ્થાપણાંની આગમચની મુંબઇના પારસીઓની થોડીક હકીકત તપાસીશું.

**૧. મુંબઈ પોરચુગીઝોના હાથમાં હતું તે વખતે મુંબાઈમાં પારસીઓ.**

મુંબઇ પોરચુગીઝોનાં હાથમાં ઇ. સ. ૧૫૩૦ માં આવ્યું, તે આગમચ પારસીઓ પોરચુગીઝો સાથે સુરત વીગેરે[1] જગ્યાઓએ સંબંધમાં આવ્યા હતા. આવા સંબંધને સબએ મુંબઇમાં પોરચુગીઝ અમલ દરમીયાંન આવનાર પહેલા પારસી દોરાબજી નાનાભાઇ હતા જેવણને સુરતની નજદીકનાં સુંવાલી ગાંમથી લાવીને પોરચુગીઝ સરકારે આ ટાપુના વહીવતમાં કાંઇક વહીવતદારીનું કામ સોંપ્યું હતું. એવણની પછી કહે છે કે રાનજી નામના એક પારસી સુરતથી આવ્યા હતા અને પછી થોડાક બીજા પારસીઓ પણ આવ્યા હતા.[2]

---

(૧) પારસી પંચાએતના ત્રસ્ટીઓ હસ્તક નારગોલના મી. રતનજી ભીમજીભાઇ પટેલ તરફથી આવેલા કેટલાક પોરચુગીઝ દસ્તાવેજો ઉપરથી માલમ પડે છે કે ઇ. સ. ની ૧૭ મી સદીની અધવચમાં તારાપોર, નારગોલ, દમણ વીગેરે જગ્યાઓમાં પારસીઓ પોરચુગીઝો સાથે ઘણાં સંબંધમાં આવ્યા હતા. મરાઠાઓ સાથની પોરચુગીઝોની લડાઇ વખતે કેટલાક પારસીઓની વોલનટીઅર ટુકડીઓ પોરચુગીઝ લશકરમાં જોડાઇ હતી. એ દસ્તાવેજોમાંના થોડાક અસલ પોરચુગીઝ દસ્તાવેજો માટે જુઓ "The Anglo-Lusitano" ના તા. ૧૩ મી અને ૨૭ મા ડીસેમ્બર ૧૯૦૨ અને ૩ જી, ૧૦ મી અને ૨૪ મી જાનેવારી ૧૯૦૩ નાં અંકો. જુઓ જરથોશતી ચોપાંન્યું, પુસ્તક ૪ થું અંક ૧ લો, ૨ જો અને ૩ જો. જુઓ મારૂં પુસ્તક "A Few Events in the Early History of the Parsis and their dates" પા. ૨૪. (૨) પ. પ્ર. I, પા. ૧૯, નોટ ૩.

ઈ. સ. ૧૬૬૨ માં જ્યારે મુંબઇ અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે અંગ્રેજોએ ઉપલા પારસી દોરાબજી નાનાભાઇને પોતાના વહીવતમાં સામેલ કરી તેવણુને ૧૬૬૮ માં અત્રેનાં લોકો ઉપર નાખેલા કર (Body-tax) નું નાણું એકઠું કરનાર તરીકે નેમ્યા. એવણુ ઇ. સ. ૧૬૮૯ માં હક થાવા પછી એવણુના બેટા રૂસ્તમજી દોરાબજી એ કામ કરવા લાગા. એવણુ રૂસ્તમ જેંદાલ (General) તરીકે ઓલખાતા હતા, સબબ કે એવણે ૧૬૯૨ માં જ્યારે જંજીરાના સીદ્દી રાજાએ મુંબઇ ઉપર હુમલો કરી અંગ્રેજોને હાર આપી હતી ત્યારે અત્રેના કોલીઓને એકઠા કરી તેઓની એક સરદાર (General) તરીકે સરદારી લઇ સીદ્દીનાં લશકરને હાંકી કહાડયું હતું અને અંગ્રેજોનો દસ્ત પાછો મજબુત કીધો હતો. એવણુ રૂસ્તમ દોરાબ તરીકે ઓલખાતા હતા અને પહેલી પારસી પંચાએતના પહેલેથી અધીકારી હતા. ઇ. સ. ૧૭૬૩ માં એવણુ હક થાયા (પા. પ્ર. I ૪૪) ત્યારે એવણુના વડા બેટા કાવસજી મુંબઇના પટેલ ગણાવા લાગા. તેવણુ પણ પારસી પંચાએતના અધીકારી હતા. [૧]

૨. મુંબઇ અંગ્રેજોના હાથમાં આવવા પછીનાં વખતના પારસીઓ.

અંગ્રેજોના હાથમાં મુંબઇ ઇ. સ. ૧૬૬૨ માં આવતાં પારસીઓ વધુ સંખ્યામાં આવવા લાગા. ઇ. સ. ૧૬૬૭ માં અંગ્રેજોએ ફરતો કોટ બાંધવા માંડયો ત્યારે તે માટેનો સામાન પુરો પાડનાર કંત્રાકટર એક પારસી ખરશેદજી પોંચાજી પાંડે હતા. [૨] જેઓ આવવા લાગ્યા તેઓ મોટે ભાગે વણકરો (weavers) હતા. [૩] ઇ. સ. ૧૬૭૨ માં એટલે અંગ્રેજોને હાથ મુંબઇ આવવા

---

(૧) આ પટેલોની હકીકત માટે જુઓ, The Parsi Patels of Bombay by B. B. Patel 1876. (૨) પા. પ્ર. I. પા. ૧૫.

(૩) "અહીં વલી કેટલાક પારસીઓ છે પણ તેઓ અંગ્રેજોના હાથમાં આ તાપુ આવ્યા પછી આવ્યા છે, અને તેઓ મોટે ભાગે વણકરો છે." (Sir Streynsham Master. The Diary of William Hedges, by Col. Henry Yule, Vol. II. P. 316, printed for the Hakluyt Society in 1888. "Here is allsoe some Parsees, but are lately come since the English had the Island, are most of them Weavers".)

બાદ ૧૦) વરસ પછી એક અંગ્રેજ મુસાફર સર સ્ટ્રેઇનશામ માસ્ટર અત્રે આવ્યો હતો તેનાં જણાવવા પ્રમાણે તે વખત સુધીમાં તો અતરે કોઈ દખમું યા દરેહમેહર થયાં હતાં નહી.[1]

૩. અતરે પેહેલું દખમું અને દરેમેહર.

જેમ્મ ડગલાસ મુંબઇ ઉપરનાં પોતાનાં એક પુસ્તકમાં જે લખે છે તે ઉપરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૬૬૯ માં અત્રે પારસીઓની આશરે એક દજન પુરૂષોની વસ્તી થઇ હતી. તેટલી વસ્તી થતાં તેઓએ તે વખતના ગવરનર (Gerald Aungier ૧૬૬૯ થી ૧૬૭૭) ને અરજી કીધી હતી કે ગાંધી (જેવણુની બીજી ઓખર મોદી હતી તેવણુ) ની જગ્યા ઉપર દખમું બાંધવા દેવાની પરવાનગી આપવી.[2] એવું દીસે છે કે તેમ પરવાનગી આપવામાં આવી હતી અને તે પછી એ જગ્યાના માલેક

---

(૧) They "have not yet any place to doe their Devotion in or to Bury their Dead" (Ibid)

(૨) "There seems to have been only about a dozen Parsis in Bombay when application was made by them to the Governor in 1669, for permmission to erect a Dukhma on Ghandhy's piece of land which was granted (Bombay and Western India, by James Douglas, Vol. 1, p. 31 n)." ડગલાસ અરજી કરનાર તરીકે ૧૨ પારસીઓ કહે છે તે પરથી સમજવું કે અત્રે ૧૨ પારસીઓનાં ઓછામાં ઓછાં ધરો સ્થાપાયાં હોય. મોદી ઓખડ, જેઓ ગાધીનો પેશો કરતા હોય તેઓને લગાડવામા આવતી. આ સબબે આપણે ઉપલા ફકરામાં "મોદી" ને બદલે ગાંધી શબ્દ જોઈએ છીએ. એવણુનાં ખાનદાનનાં એક પુરૂષ ઇરાન ગયા હતા તેવણુની લાવેલી રેવાયત "બહમન પુંજીઆની રેવાયત" તરીકે જણાયલી છે. એ રેવાયતમાં એ ધણીને બહમન પુંજીએ "ગાંધી" તરીકે કહયા છે. (જુઓ એરવદ મા. રૂ. ઉનવાલાની દારાબ હોરમજદયારની રેવાયતમાં મારો દીબાચો પા. ૯. આ ખાનદાનની વંસાવલી માટે જુઓ મારી ચોપડી, A Few Events in the Early History of the Parsees p. 76).

મી. જેમ્સ દગલાસે જણાવેલી ઉપલી અરજી (application) ની અસલ નકલ બાબે આપણી સેકરેટરીયટમાં તા. ૧૨-૧-૨૬ ને દીને પત્ર લખી મેં ખબર કહાડી છે, પણ ત્યાં તે અસલ અરજી મલતી નથી. મને જણાવવામાં આવ્યું છે કે "We have looked them up but nothing about the grant of the site of the Towers of silence can be traced. I am sorry we cannot therefore say on what authority Douglas based his statement."

ઉપલા ગાંધી, તે મોદી હીરજી વાછા, જેવણુ એ અરસામાં સુરતથી અત્રે આવ્યા હતા, તેવણે પોતાની ઉપલી જગ્યા ઉપર એક દખમું ઇ. સ. ૧૬૭૨ યા ૧૬૭૩ માં બાંધ્યું.[1] તે વખતપર આવેલા એક મુસાફર સર એસ. માસ્તર (Sir Streynsham Master)[2] ઇ. સ. ૧૬૭૨ ના સાલ માટે જણાવે છે કે તે વખતે મુંબઇમાં કોઈ દખમું હતું નહી. ઇ. સ. ૧૬૭૫ ના સાલ માટે એક બીજો મુસાફર ફ્રાયર જણાવે છે કે તે વખતે દખમું હતું. તે ઉપરથી દીસે છે કે મોદીનું એ દખમું ઈ. ૧૬૭૨ અને ૧૬૭૫ ની વચ્ચે બંધાયું હતું.[3]

ઉપલા મોદી, જેવણનું આખું નામ હીરજી વાછા રામ હતું, તેવણે એજ અરસામાં, એટલે દખમું પરથાયું તે અરસામાં અતરે એક દરેહમેહર પણ કોટમાં મોદીખાને સ્થાપી હતી, જે પાછળથી સને ૧૮૦૩ ની એક મોટી આગમાં બલી ગઇ હતી. મરહુમ મોબેદ રૂસ્તમ પેશુતન હમજીઆર સુરતીએ ગુજરાતીમાં "જરથોસ્ત નામું" યજદજરદી ૧૦૪૪ (ઇ. ૧૬૭૫) માં લખ્યું છે, તેમાં આ મોદી હીરજી વાછાથી સ્થાપાયલાં આ દખમા અને દરેહમેહરનો

---

(૧) આ દખમા ઉપર તખ્તી હતી નહી, તે સને ૧૯૧૨ માં પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબોની સંમતીથી સ્થાપકનાં કુટુંબનાં એક વારેસ શેઠ બાપુજી ખરશેદજી વાછા ગાંધીના બેટાઓએ મારી છે. એ તખ્તી નીચે પ્રમાણે છે:—

"મુંબઇમાં પેહેલું બંધાયલું મોદી હીરજી વાછાગાંધીનું દખમું.

સને આશરે ૧૦૪૧–૪૨ યજદજરદી.

,, ,, ૧૬૭૨–૭૩ ઇસવી.

"આ તખતી ઇ. સ. ૧૯૧૨ માં તેવણનાં વારસ શેઠ બાપુજી ખરશેદજી વાછાગાંધીના છોકરાઓએ મારી છે.

"First Tower of Silence in Bombay.
Erected by Modi Hirji Vatchaghandy.
about 1041—42 Yezdezardi
1672—73 A. D.

"This tablet has been put here in 1912 A, D. by the sons of Bapooji Khursedji Vatchaghandy, one of the heirs of the founder."

(2) The Diary of William Hedges, by Col. Henry Yule. Hakluyt Society Vol. II. p. 316.

(૩) જુઓ મારો વીષય, "Bombay as seen by Dr. Ives in 1744. A. C." (Journal B. B. R. A. Society, Vol. XVII pp. 273-297. જુઓ મારૂં પુસ્તક Asiatic Papers, Part II, પા. ૧૭ થી ૪૨).

ઈસારો છે.[1] તે ઉપરથી દીસે છે કે એ દરેહુમેહર ઇ. સ. ૧૬૭૫ ની એક થા બે ત્રણ વરસ આગમચ બંધાઇ હોય. એ લખનાર નીચે પ્રમાણે લખે છેઃ–

"એ ઉતમ કુલ ઉપનેઉ ગાંધી હીરજી વાછા રાંમ
ધન કુખ કઉ[2] માટા જે એ સપૂત જનમ ધરેઉ નાંમ
એ શૂભ ઘરે સનખેતર ધંનમાતા જેએ પુતર જાએઓ[3]
..............................................
તે દંણુ ઇજદ અમશાસપંદે ઘણુ કીધો નાદ
ધન વાછારાંમ તમને પરભુએ એ પુતર કીધો સાહાદ
એ શાહાદ નેત ભણે મૂખ જંદ અવસ્તા વાંણી
એ માજદીઅશની મારગ શાચવે ઘણુ હરખજ આંહાંણી
એ નાંમ ભાવ તમ મૂખ ગૂર નંદેઆ આપ નહીજ કીધી ભાલી
તમ તન પવીતર ધરમ મીતર કધી પારકી નારપર નહી જોએ નેહાલી
આપ પરભુએ તમ તન એ શોભાગ અત અતી એ મોટો દીધો
ધન હીરજી વાછા એક કેતારે[4] તમને આહાં નકલકી[5] કીધો
પંચ સંધેઆ નેત આતશ દરશણુ તમ દેઆજ પાલી
એ શાચ જંદ અવસતા પૂન તમને આગલ આવેઉ ચાલી

(૧) મી. બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆની નકલ, ફોલીઓ ૩ ક. મી૦ બેરાંમગોર તેમુરસ્પ અંકલેસરીઆએ પોતાના "જરતોસ્તી" ચોપાનીઆંમાં આ જરથોસ્તનામું જુદા જુદા અંકોમાં છાપ્યું છે. (જુઓ પુસ્તક ૧ લું અંક ૧ લાગી પુસ્તક ૩ જું અંક ૪ થા સુધીના અંકો). તેમાં આ બાબદના સંબંધમાં તેવણે નીચે પ્રમાણે પાનાની નીચે નોંધ લીધી છે.

"અત્રે પોતાના પુસ્તકની મૂલ બાબત હાથ ધરવા આગમજ આપણા કવિએ સુરતના તે વેલાના બે જાણીતા પાર્સીઓ કુવરજી નાનાભાઇ પુંજીઆ અને હીરજી વાછાગાંધીની વખાણમાં ઓગણત્રીસ પદો લખ્યાં છે જે મારા પિતાજીનાં સ્યાવક્ષનામામાં છાપ્યાં હોવાથી અત્રે દાખલ કીધાં નથી (વો. ૧ અંક ૧ પાનું ૫૪, ફુટનોટ ૩).

આ પદો મરહુમ એરવડ તેમુરસ્પ અંકલેસરીઆના સ્યાવક્ષનામામાં પ્રસ્તાવનાના પાના ૬ થા માં આપ્યાં છે.

(૨) કહું ને બદલે. (૩) આ લીટીના કાફ્યાવાળી બીજી લીટી આ નકલમાં ભુલથી લખાઇ નથી. (૪) કીર્તારિ. (૫) "ન કલંકી" એટલે "કલંક વગરનો."

એ પૂને પરભુએ તમને અત અતી પેઆશ કીધો
જે મુંબઈ બંદર પંથક બૂલંદ મરતબજ દીધો
એ શાચ જંદ અવશતા અરથે એરવદ એમજ બોલે
આંહાં દુખમુ દરે મેહેર કીધે તું થએઓ ધણી જંણુને તોલે
એ આદ પૂરબ પૂણુથી તંમ અત અતી મોટો મરતબજ પાએઓ
ધન હીરજી વાછા તું આંહાં બેહેબાહા નર ગરોથમાંની થાએઓ
એ પૂને જંદગાંને નેઆંએગાં ગરોથમાની વાશ
તાહારી હફ્ત કુરશીનાં એ પૂણુથી થએઆં ખલાશ
એ માહા મોટું પૂણુ તાહારા વંશને આગલ આવશે કામ
આંહાં ચંદરોકાલી તાહારૂ રહેઉ નેક રોશંણુ નામ
એ શોભાગી તમપર પરભુ તરૂશટમાંણુ આપેઆપ
તાહારૂં દરશણુ દીઠે તંન ઊલીજંણુ મીટી જાએ પાપ
મંણુશા વાચા કરમનાં અમ ઊમેદ રાખું છું ઘણી
તાહારૂ દરશંણુ દેખાડે અમને એક શાહેબ ધણી
જે આદ નાંનાંભાઇ[1] હીરજી બાલમીત હમસરીકજ થાએઆ
એ નરધાર નરધાર શ્રી એકે કરમૂખ ધોઇ ઉપાએઆ
એ બેહુ બંધમ બે બાહા શરીખી જોડ હુઆ ખાશ
શ્રી અહુરમજદે એક જાએ કીધો છે ગરોથમાંનમાં વાશ
હવ એરવદ શવ શરશતી એમ બહરમાએ
આપ ધણી તમ કુદરતથી આંહાં દરેમેહેરજ થાએ
એ હીરજી વાછા શાંભલી મંણુમાં હરખે થાએઉ ઉહુલાશ

---

(૧) ઉપલા પારસી કવી, હીરજી મોદી માટે જે કેટલુંક લખાણુ ઉપર પ્રમાણે લખે છે તે લખાણુની આગમચ તેવણુ સુરતમાં દખમું બાંધનાર કુંવરજી નાનાભાઇની કેટલીક સ્તુતી કરે છે જેવણે બંધાવેલાં દખમાંનો ઇસારો આપણે દારાબ હોરમઝદીઆરની રેવાયતમાં પણ જોઇએ છીએ. ("બેહદીન અશો રવાંન......... નહાનેભાઇ બીન પુંજીએ........ ખુદ વશીઅત નમુદે કે ચુન દખમેએ શરીફ બ એતમામ રસદ કાલબુદ વ નશાએ ઉરા દર દખમે એ મઅઝમે બરંદ." જુઓ મારા દિબાચા સાથ પ્રગટ થાયલી એરવદ મા. રૂ. ઉનવાલાની દારાબ હોરમઝદીઆરની રેવાયત, વો. ૧ પા. ૧૦૩). સુરતનું દખમું બાંધનારા આ કુંવરજી નાનાભાઇ અને મુંબઇનું દખમું બાંધનાર હીરજી, એ બન્ને એકમેકના ખેશી હતા. એરવડ રૂસ્તમ પેશોતન ઉપર આપેલી કવેતામાં એવણુને અને મુંબઇમાં દખમું બંધાવનાર હીરજી વાછા શેઠને બંધમ એટલે ભાઇ જણાવે છે.

**સપુત કુઅર શાંભલી હુરખ ધરી એ મંણુ કીધું શાફ**
**એક ધણી તમ એરવડ રૂસતમની પોહોચવો આશ,**
**દરેમેહેર દરશંણુ દીઠે ગરૂથમાંણુમાં હુએ વાશ."**

**હીરજી પહેલી પારસી પંચાએતના એક સભાસદ જીજીભાઇ જમશેદજી મોદીના બપાવા થતા હતા અને વાછાગાંધી કુતુંબના વડીલ હતા. આ જાણીતા પારસી સાએરની કવિતામાંથી મેં લાંબો ઉતારો કર્યો છે, સબબ કે તેમાં પારસી પંચાએતના ત્રસ્ટીઓના હાથમાંની મીલકતોમાં જે સર્વથી પેહલી જણાયલી મીલકત–મોદીનું દખમું–છે, તેનો તેમાં ઇશારો છે. વળી તેમાં તે વખતના પારસીઓના કેટલાક વીચારો નોધાયલા છે.**

**ઉપલા મોબેદ રૂસ્તમ આ દખમું અને દરેહેમહેરની સ્થાપણાના સંબંધમાં મુંબઇ માટે "મુંબઇ બંદર પંથક" એમ બોલે છે તે ઉપરથી દીસે છે કે એ અરસામાં મુંબઇમાં પારસીઓની વસ્તી એટલી વધેલી હોવી જોઇએ કે, તે એક જુદું પંથક ગણાવા લાગ્યું હોય. નૌસારીના દસ્તુરજી પાસે એક દસ્તાવેજ સંવત ૧૭૨૮ (ઇ. સ. ૧૬૭૨) નો જણાવવામાં આવ્યો છે કે જેમાં મુંબઇને નૌસારીનાં પંથક તરીકે જણાવવામાં આવ્યું છે. ૧**

---

(૧) એ દસ્તાવેજ એક અગતનો દસ્તાવેજ છે કે જેમાં આપણાં લોકની આગલી કોઇ રાહરીતીઓ જણાવી છે માટે તે સદાખરો નીચે આપું છું:

"૦ાા શ્રી અંજુમન શમસ્ત અંધારૂ હંમકાર પાંચે પોલનાં શમસ્ત હંમકાર જત, અમો શંમસ્ત પંચ મીર શ્રી અમાનઅલાને ચોતરે બેશીને લખુ કીધું. વાશતે એ જે અહમો ચેઓળનું પંથક આ૦ બેહેરામજી ફરેદુનને આપેઉં હતું. તે હંમણાં આ૦ શોરાબજી બેહેરાંમજી તા. આ. ખુરશેદજી બેહેરાંમજી માહોમાહા વઢતા હતા. તે ઉપર અમો પંચ અતપાક થાઇને આજ પછેથી અમો અમારૂં કબજ કીધું. આજ પછે અમારી નુંશારીનાં પંથક પંખેડી નુશારીનું મોટું પલીઉ તા. મલેશર પહલીઉં તા. ગંણુદીવી તા. બીલી તા. કેશલી પાટી તા. મેહેશ્વર તા. મહુઆ તા. શેઓદપુણી તા. આંમલી તા. તવડી તા. મરોલી તા. દીવ તા. ચેઓળ તા. કલાંણુ ભીમરડી તા. ઠાંણા તા. મુંબઇ વગેરે નુશારીનાં પંથકમાં જે કોઇ વારાનાં ધણી બગર પંચની રજા બગર વહેવા તા. ધવરણાં તા. શેઆવ તા. શરોશ તા. અંધારૂપણાં શંમદી જે કામ હોએ તે વારાના ધણી બગર તા. પંચની રજા બગર કામ ચલાવે શ્રી દીવાનનાં ધોનેગાર તા. શ્રી શરેનો ધોનેગાર તા. દીવાનમાં ધોનેગારી રૂ. ૨૫ પચીસ દીવાનમાં ધોનેગારી આપે. જે કોઇ કોઇની નોબત ઉફલોદગી ફરી અંધારૂ-

**ઊપલા અરસા બાદ, આશરે ૧૫) વરસ પછી ઇ. સ. ૧૬૯૦ માં સુરત ખાતેથી મુંબઇ એક બીજા પારસી ગ્રહસ્થ શેઠ બનાજી લીમજી, ઇસ્ત ઇંડયા કુંપનીની નોકરીમાં આવ્યા. તેવણે એક બીજી દરેહમહેરની જરૂર જોઇ અને તે ઇ. સ. ૧૭૦૯ માં બાંધી.[1] એવણ પહેલી સ્થાપાયલી પારસી પંચાએતના "વડા અકાબર" હતા.[2]**

---

પણાંનાં અમલ કરે તે શ્રી દીવાંનનાં ગુનેગાર તા. શરેના ગુનેગાર. એ લખુ અમો પંચ સરવ રાજી થાઇને કરૂં છે. આજ પછે જે કોઇ લોદગી કરે તેહેની કોઇ રેઆળ કરે તેહો ગુનેગાર. એ લખાથી કોઇ ફરે તે શ્રી દીવાંનનાં ગુનેગાર તા. શ્રી શરેનાં ગુનેગાર તા. પોતાની નેઆતનો ગુનેગાર. જે કોઇ લોદગી કરે તેહોને પંચ શ્રી દીવાન હજુર શજા દેવાડે. શા. ૧૭૨૮ વેખે તેરી ૧૪ માહ રવીઅલ આખર રોજ અસ્પંદારમદ માહા દેએ શ્રાવણ વા. ૧ સોમે" (અત્રે બધા મલી ૩૦ મોબેદ સાહેબોની સહીઓ છે.)

આ દસ્તાવેજની નકલ તા. ૫ મી એપ્રીલ ૧૯૨૪ નાં જામે જમશેદમાં છપાયલી હોવાથી ખાત્રી કાજે તેની ખરી નકલ નોસારીના દસ્તુરજી સાહેબ કેકોબાદજી દારાબજી પાસે મંગાવી હતી. તે તેવણ તરફથી તા. ૧૧ મી મે ૧૯૨૪ નાં પત્ર સાથે આવી હતી. તે ઉપરથી આ દસ્તાવેજની નકલ આપી છે. ત્યારપછી "ભગર સાથ અનજુમનની તવારીખ", જે એરવડ ફરેદુન રતનજી કાંગા તરફથી છપાવવામાં આવે છે, તેની એક આગમચથી (advance) નકલ, કર્તાએ મને મહેરબાંની કરી આપી છે, તેમાં આ દસ્તાવેજ સદામરો આપ્યો છે (દસ્તાવેજ ૭ મો પા. ૨૩).

(૧) એ દરેહમેહરની સ્થાપણાની તારીખ વીગેરે માટે જુઓ બ. બે. પટેલનું પુસ્તક "પારસી ધર્મસ્થળો" (પા. ૬.). (૨) પા. પ્ર. I. પા. ૩૦.

## બાબ ૩ જો.

# પારસી પંચાએત. પંચાએત, સમસ્ત પંચાએત, અનજુમન, સમસ્ત અનજુમન, વીગેરે શબ્દોનો ખુલાશો.

મુંબઈમાં પારસી પંચાએતની પહેલી સ્થાપણા કયારે થાઇ, તે બાબત ઉપર આવવા આગમચ, આ બાબમાં આપણે પંચાએત એટલે શું, અને પંચાએત, સમસ્ત પંચાએત, અનજુમન, સમસ્ત અનજુમન વિગેરે શબ્દોનો ભાવાર્થ શું, તે સમજશું.

૧. પંચાએત જેવું બંધારણ કોઈ પુરાણા વખતથી.

પંચાએતનાં જેવું કોઇ બંધારણ ઘણા અસલના જમાનાથી ઉતરી આવેલુ છે. હાલના વખતનું "રાજા અને તેનાં સલાહકારોની સભા", એ એક રીતે પુરાંણા કાલની પંચાએતોનું એક પછી એક પ્રગટી નીકળેલું રૂપ છે.[૧]

---

(૧) આપણા દેશની પંચાએતનાં પ્રગટીકરણ બાબે એક ભણેલા લખનાર જે વીચારો દરશાવે છે તે શરૂઆતમાં ધ્યાનમાં રાખવાથી પંચાએતનાં બંધારણનો ખ્યાલ કેમ બરપા થયો અને કેમ ચાલુ રહયો અને વખતના વેહેવા સાથે તેણે બીજા બાંધારણોને કેમ જગ્યા આપી તેનો ખ્યાલ આવે છે. તેવણ લખે છે કે:—

"The Government of a country by the king and his council is the natural out-come of the obedience paid by the common folk to the elders and the strong, in primitive ages. The thinker and the athlete were held in high esteem for the help they rendered to the community. Almost all the political institutions of the world had grown out of these first principles of societies. The constitution of the country-moot, the town-moot and the Witanagemoot, and the relationship of the English Parliament to them, unfold the history of the origin and growth of institutions in a general way" (Ancient Dekhan by K. V. S. Aiyer, p. 312).

૨. પંચાએત શબ્દ. પંચાએત શબ્દ હીંદી શબ્દ છે, જેનો અર્થ પાંચ પુરૂષોનું મંડલ એમ થાય છે.[૧] આગલ ચાલતાં જેમ હીંદુસ્તાનમાં તેમ બીજા મુલકોમાં આવાં મંડળો "પાંચ" ની સંખ્યામાં અટકી રહયાં નહીં પણ વધઘટ થયાં.[૨]

હીંદુસ્તાનમાં ન્યાત (caste)ની "પંચાએતો," એ અસલી ગામગામોની "પંચાએતો" નું બીજું રૂપ છે. વીલસન પોતાના શબ્દકોષમાં પંચાએત શબ્દને નીચે પ્રમાણે સમજાવે છે. "પંચાએત એટલે પાંચ યા વધુ સભાસદોની બનેલી લવાડીની સ્વદેશી અદાલત, જે સભાસદોને યાતો લગતાવલગતાઓએ પોતે અથવા તો સરકારના સનદી અમલદારોએ લોકોના નાના કજીઆઓ, ખાસ કરીને નેઆત અથવા ધંધાના રેવાજો સંબંધી

---

(૧) આવાં પાંચ અથવા વધુના સમુદાયનાં મંડળો જેમ આપણા દેશમાં તેમ પશ્ચીમ ભાગીના મુલકોમાં પણ હતાં. દાખલા તરીકે Sir F. Pollock કેનેડ નાં દેશમાં એવાં મંડળો જણાવે છે. (We are free to hold as a pious opinion that the India village council still known as the five (Punchayet)........................ may go back to the same origin as our own reeve and four men who flourished in Canada to this day. Robuster faith might be needed to find more than accident in the number of **five** hearths and five lawful men on Horace's estate" (quoted in Maine's Ancient Law Ed. of 1896. Note P. to Chap. VIII). વળી આપણું પારસી પંચાએતનાં મંડળને અસલી યાહુદીઓનાં સાનહેડ્રીમ (Sanhedrim) મંડળ સાથ સરખાવવામાં આવે છે, તે થોડીક હદે બરાબર છે. એક ગુજરાતી શબ્દકોશમાં "પંચાએત" શબ્દ માટે અંગ્રેજી શબ્દ તરીકે "Sanhedrin" શબ્દ આપે છે (Goojaratee and English Dictionary by Mirza Mahomed Cauzim, 1846). યાહુદીઓનાં "પંચાએત" જેવાં મંડળમાં જ્યારે કોઇ એકની જગ્યા ખાલી પડતી, ત્યારે બાકીના સભાસદો અનજુમનમાંથી બીજા ધણીને પોતાની સાથે સામેલ કરતા હતા (When a vacancy occurred the members co-opted some one from the congregation to fill the place and he was admitted by the ceremony of the laying on of hands." Parsi Religion by Dr. Wilson.)

(2) "The term has almost completely lost its numerical connotation and means only an association of people for doing administrative or judicial work." (Village Government in British India, by Mr. John Matthai, p. 18)

બાબદના કજીઆઓના ચુકાદા માટે ચુંટી કાઢયા હોય અથવા નેમ્યા હોય ” [૧]

મીરઝાં મોહમેદ કાસીમ અને નવરોજી ફરદુનજી વાલી ગુજરાતી–અંગ્રેજી શબ્દકોશ ( ઈ. ૧૮૪૬, પા. ૨૧૦ ) માં પંચાએત શબ્દ માટે લખે છે કે “ ૧ સેનહેડરીમ, એક કોમનાં આગેવાન સભાસદોની સામાન્ય મંડલી જેને બન્ને બાજુએ તરફથી રજુ થયલા મુકદમાઓનો ચુકાદો કરવાને સત્તા મલી હોય.”[૨] મી. બેલસારે પોતાનાં શબ્દકોશમાં “ પંચાત ” શબ્દને પંચ એટલે પાંચ અને સંસ્કૃત “આયતન” એટલે રહેઠાણ ઉપરથી લઈ “લવાદોનુ મંડલ” એમ અર્થ લે છે.[૩]

આપણે પાછલથી જોઇશું તેમ સરકારે એક વખત પોતે તા. ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને પંચાએત નેમી હતી. તે વખતે તેણે પોતાનાં ઠરાવમાં જેમ જણાવ્યું છે તેમ આપણે લઇએ તો, મુંબઇની પારસી પંચાએત “તે પારસી ગનેઆત અથવા ટોલાની મંડલીની ઘરગતુ ટંનટાનો ફેશલો કરવા શારૂં તથા જાતની અંનદરનો વહીવત ચલાવવા થકી ૧૨) ધણીઓની જાથુકની એક કમીટી” [૪]

પંચાએત એટલે શું અને તેનું શું કામ હતું તે, આપણાં લોકો આજથી ૧૦૦) વરસ ઉપર કેમ સમજતા હતા, તે જાણવાકાજે તા૦ ૪ થી માર્ચ ૧૮૧૮ ને દીને મલેલી સમસ્ત અનજુમનની એક સભાની હકીકતની ભાષા

---

(1) “ Panchâit” Panchâyat, less correctly, Punchayet. A native court of arbitration, consisting of five or more members chosen by the parties themselves, or appointed by the Civil Officers of the Government, for the determination of petty disputes among the people, especially in matters affecting the usages of caste or occupation (Oriental Language Glossary of Terms. by H. H. Wilson).

(2) A sanhedrim, a general assembly of the leading members of a community, a jury, a Native commission appointed and authorized to decide all cases submitted to it by the consent of both parties.”

(3) “ An assembly of Arbitrators” (An Etymological Gujarati—English Dectionary by Mr. M. B. Belsare, p. 727).

(4) “ Twelve persons to be a standing committee for the settling of private disputes and the internal management of the estate” (ખુલાશે એ પંનચાત, પા ૬૭–૬૮).

આપણને ઉપયોગી થઇ પડે છે. તે સભા નવી પંચાએત નેમવા માટે ઠેડવે છે[1] કે "બાર બેહદીનો તથા છ મોબેદો મલી ૧૮) જણની એક પંચાત હવેથી આપણી કોમને લગતા ઘેરગતુ કજીઆઓ સાંભલવા તથા તેમનો નીવેડો લાવવા ને માટે મુકરર કરવી"[2]

સરકારના ઉપલા ઠેડાવના શબ્દોમાં બે બાબદ આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. એક આ કે પંચાએતને જાથુકની કમીટી ( Standing Committee ) જણાવી છે. બીજું આ કે તેનું શું કામ હતું, તે તેમાં જણાવ્યું છે કે (ક) તેનું એક કામ ઇનસાફ કરવાનું (judicial) હતું, (ખ) અને બીજું કામ વહિવત ચલાવાનું (administrative) હતું.

આપણે પંચાએતનાં દફતરોમાંનાં પહેલાં દફતરને આધારે કાંઇક તપાસ કર્યે

૩. પંચાએત, કુલે યા સમસ્ત પંચાએત. અનજુમન, સમસ્ત અનજુમન. આ શબ્દોની મતલબ.

કે "પંચાએત" અથવા "કુલે યા સમસ્ત પંચાએત" અથવા "અનજુમન" અને "કુલે અથવા સમસ્ત અનજુમન" એવા શબ્દો કેવી મતલબે યા કેવા પ્રકારે વપરાયા છે.

---

(૧) પા. પ્ર. I પા. ૧૩૬, માણેકજી ખરશેદજી શરાફ પાસેની આગલી પારસી પંચાતનનાં કારોબારની ચોપડીનાં આધારે.

(૨) એક કોમ અથવા તાયફો અથવા ગામ માટે તેના થોડાક વડીલો(elders)એ કારોબાર ચલાવવો, એ અસલથી ઘણાક દેશોનો અને ઘણાક લોકોનો કાયદો છે. તેમ આપણાં અસલ ઇરાંનમાં પણ હતું. ત્યાં એવા મંડળને અનજુમન કહેતા હોય એમ દીસે છે. એ અનજુમન શબ્દ અસલ અવસ્તામાં હન્જમન છે, જેનો અર્થ "મંડળ" છે. હન-જમ, જેને મલતો સંસ્કૃત सम-गम् એટલે "સાથે જવુ" છે, તે શબ્દ ઉપરથી એ હનજમન અથવા "અનજુમન" શબ્દ નીકલ્યો છે. એ મુજબ ત્યારે "અનજુમન" શબ્દનો અર્થ "સાથે મલેલો મેળાવડો યા મંડળ" થાય છે. આ "અનજુમન" શબ્દને હાલમાં આપણે આખી કોમના ભેગા મંડળને અર્થે લેઇએ છીએ, તેટલે બોહલે અર્થે હમેશાં લેવાનું દરૂસ્ત દિસતું નથી. આપણી આતશની નીઆએશમાં એક માત પીતા પોતાનાં પવિત્ર આતશ પાસે દુઆ ગુજારે છે કે તેઓને ત્યાં એક ફરજંદ અવતરે અને તે ફરજંદ અનજુમનમાં બેસનારૂં (વ્યાખમન) હોય. આ અનજુમનના થોડાક વડાઓ (elders)નાં એક મંડળ માટે ઇસારો છે,

એક હાથ ઉપર "પંચાએત" અને બીજા હાથ ઉપર "કુલે પંચાએત" અથવા "સમસ્ત પંચાએત" અથવા "પંચાએત સમસ્ત" (જે પાછલા ત્રણે શબ્દોના જુમખા એકજ અર્થે વપડાતા હતા), એ શબ્દોની મતલબ આપણે સમજવી જોઈએ. "અનજુમન" પોતે પંચાએતના સભાસદો, જે આપણે પછવાડે જોઇશું કે કોઇ વખત ૧૨) તો કોઇ વખત ૧૮) યા ઓછા વધતા હતા, તેઓને જરૂર પડવે નેમતી. એ નેમણુક કાજે કોઇ ખાસ જુદી અનજુમનની સભા બોલાવામાં આવતી હતી નહી. પણ કોઇ આગેવાન પુરૂષ, જેવણ પોતે પંચાએતના મેમબર હોય, તેવણનાં ઉઠમણાંની મીજલસ માટે જે અનજુમન મલતી, તેમાં એ નેમનુક થતી હતી.[1] એવા નેમાચલા સાહેબો "કુલે પંચાએત," અથવા "સમસ્ત પંચાએત," અથવા "પંચાએત સમસ્ત"ના સાહેબો ગણાતા. એઓ પોતામાંથી થોડાકોને–બે ત્રણ યા ચારને–નાની બાબદોનું કામ કરવાને ઠેડવતા; દાખલા તરીકે, કોઇ સંસારી બાબદ, જેનો ફેસલો પેહલે સમસ્ત પંચાએત હજુર આવી કુલ અનજુમન હજુર જવાનો હોય, તેની શરૂઆતની તપાસ કરવી, યા તપાસ અર્થે કાંઇ ઘટતું દીસે તે કામ કરવું, અથવા કોઇ ગરીબોને પૈસા વિગેરેની મદદ આપવી હોય તો તે આપવી, અથવા કોમી વહીવતનું કોઈ વાંધા વીનાનું કામ, દાખલા તરીકે નશેસાલારો યા માણસોની નેમણુંક કરવાનું હોય તે કરવું. ઇનસાફનાં (judicial) કામ કરતાં વહીવતનું (administrative) કામ એ પંચાએતના થોડાક આગેવાન સાહેબો વધારે કરતા.

ઉપલા ખોલાસાના ટેકામાં નીચલી નોંધ રજુ કરૂં છું: એક ઠેકાણે[2] લખ્યું છે કે, "બીજું તો **પનચાત**ની વગર રજાએ અથવા **પનચાત શમશાત**ના

---

(૧) યાદ રાખવું જોઇએ કે આગલા વખતમાં કોઇ આગેવાન યા જાણીતા પુરૂષનાં ઉઠમણામાં જે મીજલશ મલતી હતી તે અનજુમનની મીજલસ ગણાતી, સબબ કે તેમાં કોઇ પણ જરથોસ્તી હાજર થઇ શકતો. તે વેળાએ જો કોઇ મોટી અગતનાં નહી તો પણ સાધારણ અગતનાં કામો થતાં હતાં અને મરનાર જો પંચાએતના સભાસદ હોતા તો લોકો જાણતા કે તેવણનાં ઉઠમણામાં તેઓની જગ્યાએ કોઇ બીજી નેમણુંક કરવામાં આવશે.

(૨) ચોપડો નંબર ૧, તા. ૧૯–૨–૧૭૫૧ થી તા. ૧૯–૨–૧૮૧૧ સુધીની નોંધોનો ચોપડો. નોંધ ના. ૧.

વગર હોકમે કામ કરે તે ગુનેગારી શરકાર કુંપનીમાં[1] ગુનેગારી રૂ. ૨૦૦૧) આપે શઈ...... બીજું કાઇ મરદને નાપુશીર[2] હશે એવી વાતો તે મરદને શર હશે તો પછે તે ધણી **પનચાતને** જાહેર કરે ને **શમસત પનચાત** મલીને એ વાતની તજવીજ કરે." અહીં આપણે જોઈએ છીએ કે, "પંચાત" અને "શમશત પંચાત," એ બેમાં "પંચાત" તે પંચાએતના થોડાક કરતા કારવતા આગેવાનો સમજવા; અને "શમસ્ત પંચાત" તે ઉપલા થોડાક આગેવાનો, જેઓ પંચાએતનો કારોબાર કરતા હોય, તે ઉપરાંત "પંચાએતના નેમાયલા સર્વે કારોબારીઓ" સમજવા. "સમસ્ત પંચાએત" ને બદલે કોઇ વખતે "મોટી પંચાએત" એવા શબ્દો વપરાતા હતા (જુઓ તા. ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ ની પંચાએતની નોંધ). એવી સમસ્ત પંચાએતની સભાનાં કામકાજ ઉપર પંચાએતના સર્વે સાહેબો સહી કરતા. દાખલા તરીકે તા. ૧૯-૨-૧૭૯૧ ની સભાના હેવાલની નીચે ૨૬ જણની સહીઓ છે. પંચાએતના તે વખતનાં એક આગેવાન, મોદી જમશેદજી બોધાભાઇએ **પહેલે** સહી કરવા ઉપરાંત સેત્રટે પણ **પાછી** સહી કરી તેની નીચે જણાવ્યું છે કે "શરવે નાનાં મોટા પંચાતની વીતી પુછીને કીધી છે."

એજ પ્રમાણે "અનજુમન" અને "શમસ્ત અનજુમન" શબ્દો વપડાયલા દીસે છે. "અનજુમન" તે કોઇ જાહેર અથવા અરધા જાહેર અવસરે ભેગી મલેલી મીજલશ. દાખલા તરીકે કોઇ જાહેર મોટા માણસનાં ઉથમણા વેલાએ મલેલી મીજલશ. એવી અનજુમનની મીજલસમાં મરનાર જો પંચાએતના સભાસદ હોય તો તેની જગ્યાએ, અથવા બીજા કોઇ સબબે એકાદ બીજા સભાસદની જગ્યા ખાલી હોય તો તે પુરવામાં આવતી; અથવા મરનારના પાલક બાબે કાંઇ વાંધો હોય કે કોણુને પાલક કરવો, તો તેનો ચુકાદો કરવામાં આવતો; અથવા મરનાર કોઇ દસ્તુર હોય તો તેની જગાએ

---

(૧) "સરકારી કુંપનીમાં" શબ્દોનો અર્થ "સરકાર કુમપનીના ચલણના પૈસામાં" એમ દીસે છે. (૨) નાપુરૂષપણું, નામરદપણું (Impotence).

કોઇ બીજાને દસ્તુર તરીકે નેમવામાં આવતા. એવી નાની તુરતાતુરત ચુકવવાની બાબદોનો એવી અનજુમનની મીજલસમાં ફેસલો થતો હતો. ૧

હવે "સમ્સત અનજુમન," તે કોઇ જાહેર મોટાં કામ માટે ખાસ બોલાવેલી, અને શું કામ કરવાનું તે જાહેર કરી બોલાવેલી, અનજુમન. દાખલા તરીકે, ઉપલાજ પેહલાં દફતરની પેહલી નોંધની ત્રીજી બાબદમાં લખેલું છે કે "તે ધણી **પંચાતને** જાએર કરે ને **શમસત પનચાત** મલીને તે વાતની તજવીજ કરીને પછે જો **પનચાતને** રજા આપવા ઘટે તો રજા આપે ને તે રજા **શમસત અનજુમનની** લઇને કરે." એવી સમસ્ત અનજુમનનાં કામકાજની નોંધ લેવામાં આવતી હતી, તેમાં પંચાએતના કરતા કારવતા ઉપરાંત હાજર રહેલા પંચાએતના સર્વ સાહેબોની અને વળી કોઇ બીજા બાહારના બુજેર્ગોની પણ સહી લેવામાં આવતી હતી.

કોઈ વખત "સમસ્ત પંચાત" ને "અનજુમન" સાથે ભેરી નાખવામાં આવતી. ઉપર જણાવેલી ૨૬ સહીઓમાં મોદી જમશેદજી બોઘાબાઇ "શરવે નાના મોટાં પંચાત" એવા શબ્દોમાં "પંચાત" શબ્દને સમસ્ત અનજુમનને અર્થે વાપડે છે, તે એ પંચાએત શબ્દનો કેટલીક હદે ભુલભર્યો અથવા ગુંચવણ ભર્યો અર્થ ગણાય. એવાજ એક ભુલભર્યા અથવા ગુંચવણભર્યા ઉપ્યોગનો દાખલો૨ તા. ૨૦ મી ડીસેમબર ૧૭૯૨ ને દીને બનાજીના આદરીઆનમાં મલેલી સમસ્ત અનજુમનનો છે. એ સભાના એહવાલની શરૂઆતમાં "શમશત અનજુમન' એવા બરાબર શબ્દો વાપર્યા છે, પણ એહેવાલની હેઠે સર્વ સાહેબોએ પોતપોતાની સહી કીધી છે, તેની હેઠે ફરાંમજી નાનાભાઇ, જેવણુની પહેલી સહી છે, તેવણુ પાછી નીચે પ્રમાણે સહિ કરી નોંધ લે છે. "શમત પંચાતની વતી શરવે આલંમને પુછીને શહી કરી છે." એમાં "શમત પંચાત" શબ્દો "સમસ્ત અનજુમન," શબ્દોના અર્થે ગુંચવણ ઉતપન્ન કરે તેવી રીતે વગર ચોકસાઇએ ( loosely ) વપરાયા છે. એજ લખાણુમાં "શરવે આલંમ" શબ્દો પણ "સમસ્ત અનજુમન" ને અર્થે વપડાયલા છે.

---

(૧) નોસારી જેવાં શહેરમાં અને બીજે ઠેકાણે પણ ઉથમણામાં મલેલી અનજુમનની મીજલસ નવા દસ્તુર નેમવાની યા પાલક નેમવાની બાબદનો ફેસલો કરે છે.

(૨) ચોપડો ૧, બાબ ૭

એજ પ્રમાણે તા. ૧૨ મી જુલાઇ ૧૭૯૩ ને દીને[1] સમસ્ત અનજુમનની સભા બનાજીનાં આદરીઆનમાં મલી છે, તેને તે સભાની મીનીટના દીબાચામાં "શમસત પંચાત" કહી છે. આ મીટીંગ શમસત અનજુમનની હતી તે એ ઉપરથી માલમ પડે છે કે તેની હેઠે ઘણી ઘણીઓની અસલ પોતાનાં હાથ દસ્કતની આશરે ૨૫૦) સહીઓ છે.

એજ પ્રમાણે ગવરનર એબર ક્રોમ્બી ( Aber Crombie ) નાં પંચાએત જોગાં પત્રમાં પંચાએત શબ્દ ગુંચવણ ઉતપન કરે તેમ નીચે પ્રમાણે વપરાયલો છે: " The Panchat or General Assembly of Parsees for the settling of private disputes and the internal managment of the Parsee caste."

વળી કેઠે "પંચ" શબ્દ આખી અનજુમનને અર્થે વપડાયલો દીસે છે. એવો કોઈ જવલજ દાખલો મલે છે. દાખલા તરીકે ૫ મી જાનેવારી ૧૭૬૮ નો એક ભરૂચનો દસ્તાવેજ (પા. પ્ર. I. પા. ૮૬૩), જેમાં કોમની રીતીથી જુદા પડી ચાલનારા કદમીઓને માટે લખવામાં આવ્યું છે કે "પંચથી ઉફના થાઇ મહીનાનો ફેર ચલાવે છે."

એ બાબેની હકીકત ઉપરથી એક પછી એક નીયમ નીચે પ્રમાણે દીસે છે.

૪. એ મંડળો હજુર આવતાં કામોનો નિયમ યા અનુક્રમ.

પેહલું, કાંઇ અગતનું કામ હોય તે "પંચાએત" આગળ આવે એટલે પંચાએતના ચાર પાંચ આગેવાન સાહેબો હોય તેઓ આગળ આવે. પછી જરૂર દીસે અને અગતનું હોય તો તે "સમસ્ત પંચાએત" આગળ આવે, એટલે પંચાએતનાં ૧૫–૧૮ યા જેટલા સભાસદો વખતો વખત હોય તેઓ હજુર આવે. જો કોઇ નાની બાબદ હોય તો અનજુમન જે ઉથમણાં જેવા કોઇ જાહેર અવસર ઉપર તે અવસર કાજે મલી હોય તે હજુર આવતી.

ત્યાર પછી "સમસ્ત અનજુમન" છેલ્લાં મંડળ તરીકે હોતું, જે ખાસ સબબ જણાવી બોલાવવામાં આવતું. તેની હજુર મોટું અગતનું કામ રજુ કરવામાં આવતું હતું. એવાં અગતનાં કામોમાં એક, "બંદોબસ્તો" કરવાનું હતું. વળી એવું દીસે છે કે, આગલના વખતમાં,–દાખલા તરીકે, પહેલા ચોપડામાં જણાવવા પ્રમાણે, ઈ. સ. ૧૭૯૧ માં–કોઇને જીવતી બાયડી પર બીજી

(૧) ચો. ૧ બા. ૮.

બાયડી કરવાની પરવાંનગી આપવામાં આવતી હતી, તો તે બાબદ પહેલે પંચાએતના મેમબરો હજુર આવ્યા બાદ, સમસ્ત અનજુમન હજુર, તેની બહાલી માટે આવતી. કોઈ બાબદ પહેલે પંચાએત હજુર આવી સેવટે સમસ્ત અનજુમન હજુર આવવાના દાખલાઓ, હોરમજી ભીખાજી ચીનાઇ પોતાની દીકરી બહેદીનને ત્યાં આપવા માંગે છે તેનો છે (ચો. ૫, બા. ૧૮, ૨૦ થી ૨૨). નેઆતબાર મુકવાની બાબદ તો ખસુસ સમસ્ત અનજુમન હજુર આવતી. એમ એક પછી એક અનજુમન હજુર બાબદો આવવાનો દાખલો[1] એક પારસીનો છે જે ખરાબ સ્રીઓને ઘર પડી રહીને પોતાની સ્રીને રાહતતો નહી હતો. એ બાબદ પેહલે પંચાએત હજુર આવી, પછી સમસ્ત પંચાએત હજુર આવી; અને પછી રોજ દીન માહ બહમન ૧૧૯૪ ને દીને સમસ્ત અનજુમન આગલ આવી. ઉપર જણાવવા પ્રમાણે પારસી પંચાએતનું મંડળ, એક પછી એક કદમ ભરીને, કોમી, સંસારી વિગેરે જે કામ કરતી હતી, તેનો ખ્યાલ, પોતા પાસેનાં પારસી પંચાએતનાં એક દફતરની નોંધો ઉપરથી બાંધી, માણેકજી ખરશેદજી, પોતાનાં "Q. in the Corner" એવે નામે એક અંગ્રેજી પત્ર ઉપર લખેલાં પોતાનાં પત્રમાં તેની નોંધ પ્રસંતા સાથે લેછે. [2]

પંચાતના સંબંધમાં આપણે દાવર, સરદાર, ચોગલા, મેનેજર, અકાબર એવા શબ્દો વપડાયલા જોઇએ છીએ.

૫. પંચાતના (ક) દાવર, (ખ) સરદાર, (ગ) ચોગલા, (ઘ) મેનેજર (ઙ) અકાબર.

(ક) પંચાએતનું એક મુખ્ય કામ ઘરસંસારી મુકદમા ઓ ચુકાવવાનું હતું. તે ઉપરથી એવું કામ કરનારા પંચાએતના વડા સભાસદ "દાવર"નાં એલકાબથી ઓળખાતા હતા. પેહલી સ્થપાયલી પંચાએતમાં એવા દાવર તરીકે

(૧) ચો. ૫, બા. ૨૫, પા. ૨૩.

(૨) આ નોંધનો ફકરો હું અતરે આખો આપું છું, સબબ કે તે પંચાએતની કામ કરવાની રૂધીનો પણ ખ્યાલ આપે છે.

"The old and most respectable members of the late Punchyat made written "Bundobusts," rules and regulations for the better government of their caste, defining punishment to be inflicted upon those whoever transgressed the same.

"That such "Bundobusts" were duly published, promulgated, and approved of by their general assembly, the mode of convening which was this,—to send round a crier, heralding forth in every street, nook, and corner, inhabited by the Parsees in Bombay—that, on such a day at such

બનાજી હીમજી હતા. આશરે ૩૦૦) વર્ષ ઉપર સુરતમાં પણ "વડા અકાબર" એ નામથી ઓળખાતા હોય એવું દીસે છે. [૧]

(ખ) એવું દીસે છે કે પંચાએતના કોઇ વડા પુરૂષ, જેવણુ પંચાએત તરફથી કામકાજ કરતા હતા, અથવા બાહરગાંમ પત્રો લખતા હતા, તેવણુ 'અનજુમનના સરદાર" તરીકે પણ બોલાતા હતા. દાખલા તરીકે, તા. ૧૯ મી ફેબરવારી ૧૮૧૧ ને દીને, શેઠ દાદીભાઇ નશરવાનજીની અગીઆરીમાં પંચા-

---

an hour-and in such a Church (always in a place of their public worship), the general assembly of caste will be met, stating also the nature of the business to be then and there brought on for decision.

"At such general meeting every Parsee—be he high or low, great or small,—had a right to attend and take part in the proceedings, and offer his vote of assent or dissent to every proposition which the heads or leading members of the Punchayat used from time to time to submit for approval of their body; and the said leading members were *invariably* proposed, and formally elected by general voice, at their general assemblies.

"That no decision could be passed, no offender against the rules of the caste be punished, or his punishment mitigated: no religious or other mandates issued or retracted *but that which met the approval of the majority, if not the whole, of the Parsees then congregated at such general assembly;* and be it said, to the honour and credit of those highly respected individuals THEN composing the Punchayat, that they invariably conducted themselves in discharge of their most responsible duties, by treating rich and poor men as alike by their decisions which were ever cheerfully conformed by, and met with the highest commendation and respect from Parsees, not only of Bombay but of Guzerat and other parts of India also.

"All was peace and harmony, Sir, so long as the then Punchayat acted upon the principles laid down by their "Bundobusts", and it was then that the Punchayat's decisions were held supreme even in the Supreme Court, and by other judicial and magisterial authorities at Bombay. But alas, unfortunately for the Parsees, such a state of things did not continue long enough,—it was too good to do so." "The Parsee Panchayat. Its Rise, Its fall and the causes that led to the same being a series of letters in the Bombay Times of 1844—45." pp. 1-2

(૧) "એક દાવર પરઠી તેહેનૂ એમ ધરેઉં નામ.
દશતુર હોકમ લઇ શરવ લેતાતા કામ"
(મારી પાસેની એ. રૂસ્તમ પેશોતનના વીરાફનામાની હાથની નકલ, ફો. ૨૬ ખ).

એત મલી હતી, તેનાં સંબંધની નોંધમાં લખે છે કે, "પનચાતે એમ થેરાવ થેરવેઓ છે જે 'અનજુમનનાં શરદાર' છે, તે કાગજ શ્રી સુરત મોદીજી ઉપર લખે ને વળી બીજાં કાગજ શ્રી ભરૂચ તા. શ્રી નોસારી તા. વલસાડ તા. ગણદેવી તા. ઉદવાડે તા. બીજાં થેકાણુ જાંહાં પારશી હમજાત છે તે થેકાણે શરવ વીગતથી લખે"[1].

(ગ) કેટલીક વખતે પંચાએતના સાહેબો પંચાએતના "ચોગલા" તરીકે બોલાતા હતા. દાખલા તરીકે, પંચાતની નોધના પહેલા દફતરમાં[2] તા. ૧ લી ફેબરવારી ૧૭૯૨ ની પંચાએતની મીટીંગના હેવાલમાં આપણે વાંચ્યે છિએ કે "એ દીને પનચાતના ચોગલાઓએ પારસી ખરશેદજી માણેકજી શરાફને બીજી બોરત કરવાની રજા આપી છે." આ "ચોગલા" શબ્દ મરાઠી છે. રા૦ બા૦ જોશી પ્રમાણે "ચૌકુલ" અને "પંચકુલ" એ સરકારના ઓધેદારો ગણાતા. મંત્રી સેનાપતી વીગેરે મોટા ઓધેદારો "પંચકુલ" ગણાતા. તેઓથી ઉતરતા ઓધેદારો "ચૌકુલ" ગણાતા હતા.[3] ત્યારે એમ સંભવીત લાગે છે કે "ચોગલા" એટલે ચાર કુળવંતા પુરૂષો અથવા ચાર કુળના આસામીઓ. સરકારી કામકાજોમાં પણ આપણે એ "ચોગલા" શબ્દ વપડાયલો જોઇએ છીએ.

---

(૧) ચો. ૧, બા. ૧૪. (૨) ચો. ૧, બા. ૪

(૩) ડા. કેલકરનો પ્રગટ થતો મરાઠી જ્ઞાન કોષ (Encyclopaedia); રાવ બહાદુર જોશી અને કેલકરે આપેલી હકીકત. વીલસનના શબ્દ કોષ (Oriental Language Glossary of Terms) પ્રમાણે "ચોગલા" એ મરાઠાઓનાં ગામમાં એક અમલદારનો ઓધ્ધો હતો. (Chaughalá, chaugulâ, or chaughulà, corruptly, chougulla, Mar. (चौंघला, चौंगुला, चौंघुळा), the second officer of a Maratha village, an assistant of the headman or Pátél : he holds his office by hereditary tenure).

મરાઠાઓના અમલના વખતમાં ગામો ખાતે પહેલો વહીવત કરનાર અમલદાર "પટેલ" ગણાતો. તેની પછી "કુલકરની" અને તેની પછી "ચૌગલા" ગણાતો હતો (જુઓ Administrative system of the Marathas by Surendranath Sen (1923) પા. ૧૫૫).

તા૦ ૧૯ મી માર્ચ ૧૭૮૧ ને દીને એક પોલીસ અમલદાર ( A. Tod, Deputy of Police) તે વખતના ત્રણ જસ્તીસ ઓફ ધી પીસ (His Majesty's Justices ) ઉપર એક પત્ર લખે છે, જે "Committee's Orders", એવે મથાલે એક દફતરમાં આપણે જોઈએ છિએ. એ એક ૧૮ મી સદીના સેવટના ભાગનો અગતનો દસ્તાવેજ છે,[૧] જેમાં કોમના "મુકાદમ" જેવા કામદાર તરીકે "ચોગલાઓ" માટે બોલવામાં આવે છે. આ આગલા વખતના અમલનો એક અગતનો દસ્તાવેજ છે. એ ઉપરથી માલમ પડે છે કે મુકાદમો અને ચોગલાઓની કમીટી, તે વખતનાં "Articles of Regulations" પ્રમાણે નેમવામાં આવતી હતી કે તેઓ પોલીસના નાયબ અમલદાર ( Deputy of Police) ને મદદ કરે. એ પત્ર પ્રમાણે જુદી જુદી ન્યાતોમાં મુકાદમો જાથુકના નેમી રાખવામાં આવતા હતા, પણ ચોગલાઓને દર સાલ ચુંટી કાઢવામાં આવતા હતા. આ પત્રમાં પોલીસનો નાયબ અમલદાર ફર્યાદ કરે છે કે મુકાદમ અને ચોગલાઓનો લાગવગ જોખમ ભર્યો પરીણામ લાવનારો ( of the most dangerous consequence ) થઈ પડે છે. એ સબબે એ કામદારોની બાબદના એ રેગ્યુલેશનના ૩૯ માં ફકરામાં કંઈ સુધારો કરવાની તે સુચના કરે છે. [૨]

એમ ચાર પાંચ આગેવાન પુરૂષો એકમેક સાથે બેસી કોમી કામ કરતા તે આપણને સુરતવાળા રૂસ્તમ પેશોતન હમજીઆરના વીરાફનામાં (ઇસ્વી સન ૧૬૫૧) ઉપરથી માલમ પડે છે. તેમાં પાદશાહ સીકન્દર ઈરાનની ગાડીએ આવ્યો, તેની હકીકતમાં એ બાબદ ઉપર લખવામાં આવે છે, પણ તે સુરતની પંચાએતનો ખ્યાલ આપે છે. ત્યાં લખે છે કેઃ—

"ચેઆર પંચ બિશી એ દીનનું એમ બાંધેઓ બંધ;
એક દરેમેહેર શમરાવી તાંહાં શરવ બેશી પઢતાતા જંદ[૩]"

અહીં વપડાયલા "ચેઆર પંચ" શબ્દો "ચોગલા" અને "પંચાએત" શબ્દોને મલતા છે. આ ફકત આ મંડળની કોઇક વખતની ઉત્પત્તી દેખાડે

---

(૧) ચો. ૧૩, બા. ૧ પા. ૩.

(૨) આ એક આગતનો દસ્તાવેજ છે, જે ઉપરથી ખ્યાલ આવે છે કે ચોગલાઓથી કેવા પ્રકારના સારા વહીવતની સરકાર આશા રાખતી હતી.

(૩) આગલ જણાવેલું હાથનું લખેલું વીરાફનામું, ફો૦ ૨૬ બ. આ સીકંદરના વખતની અનજુમનનાં ચિત્ર તરીકે રજુ કીધું છે, પણ તે લખનારના વખતની રાહરીતીનો ખ્યાલ આપે છે.

છે, પણ તેથી એમ નથી જણાતું કે ફક્ત ચાર કે પાંચજ જણ બેસી કોમનાં સંસારી કામકાજમાં આગેવાન ભાગ લેતા. એજ વીરાફ્નામા ઉપરથી ધારી શકાય કે કોઈ વખત એવું સંસારી કામ કરવા માટેનું મંડળ નવ જણ સુધીનું પણ હોતું.

"ગહંબાર પરબ શરવ પૂન કરતા કાંમ;
નવ નર બિશીનિ નિઆવ અનશાફ કરતાતા આંમ.[1]

(ઘ) પંચાએતના સાહેબો કોઇ વખત પંચાએતના મેનેજર તરીકે પણ બોલાતા, એમ તા૦ ૧૯ મી નવેમબર ૧૭૯૧ ની પંચાએતની મીટીંગ, જે શેઠ દાદાભાઈ નસવાંનજીનાં ઘરમાં મલી હતી, તેની હકીકત ઊપરથી માલમ પડે છે. ત્યાં પંચાએતના કામદારોના સંબંધમાં લખે છે કે, "જે કાંઇ મુસારો આગળો ચડો હશે તે પણ 'પનચાતના મેનેજર' એ તે ઓરતને મુજરા આપે શઇ[2]"

ઇ. સ. ૧૭૭૮ માં તે વખતના પંચાએતના સાહેબો જમશેદજી બોગા મોદી અને બીજાઓએ ગવરનર હોર્નબીને અરજી કરી કોમના બંદોબસ્તો તોડનારને સજા કરવાને માટે પરવાનગી માંગી હતી, કે જે પરવાંનગી ગવરનર હોર્નબીએ તા. ૫ જુલાઈ ૧૭૭૮ ને દીને આપી હતી. પચાએતના તે વખતના સાહેબોએ પોતાની એ અરજીમાં પોતાને પારસી "પંચાએતનાં મેનેજરો" તરીકે જણાવ્યા હતા. (The Humble Petition of The Managers of the Punchat of Parsees at Bombay.)[3]

(ઙ) પાછલા વખતમાં પંચાએતના મેમ્બર "અકાબર" તરીકે પણ ઓલખાતા. એ અકાબર શબ્દ ફારસી "અકબર" એટલે "મોટો આદમી," એ શબ્દનું બહુ વચન છે.

૬. સમસ્ત અનજુમન અને સમસ્ત પંચાએતનું કામ.

હવે સમસ્ત અનજુમન અને સમસ્ત પંચાતનાં કામ બાબે ટુંકમાં બોલ્યે તો હકીકત આ મુજબ હતી: કોમી કામ ત્રણ પ્રકારનાં હોતાં. ૧ કોમનાં ભલાં માટે બંદોબસ્તો ઘડવા (legislative). ૨ તે ઘડેલા બંદોબસ્તો મુજબ ન્યાય કરવો (judicial). ૩ કોમી કામનો વહીવટ કરવો (administrative). ૧ એવું દીસે છે કે, આ ત્રણ પ્રકારનાં કામમાંથી પહેલા

(૧) એજ પાનું. (૨) ચોપડો ૧, બા. ૩.
(૩) ખોલાશે એ પનચાત, પા. ૨૩૫ થી ૨૩૭. પા. પ્ર. I, પા. ૫૬ નોટ ૩.

પ્રકારનું કામ, એટલે બંદોબસ્તો કરવા, તે સમસ્ત અનજુમન કરતી. અલબતે એ બાબદમાં કાંઇ શરૂઆતનું (preliminary)કામ કરવું હોય, તે સમસ્ત પંચાએત એક યોજનાનાં ખોખાં તરીકે તૈયાર કરતી, પણ તેને સેવટ માટે ઘડવા યા નક્કી કરવાનું કામ સમસ્ત પંચાએતનું હતું. તકસીરવારોને સેવટની સજા કરવાનું, કાંઇ નહિ તો મોટી સજા, જેવી કે ન્યાતબાર કાઢવું, તે અનજુમન કરતી. ઘટતી તોજેશ યા દંડ પછી પાછા ન્યાતમાં લેવાનું કામ ખુદ અનજુમનનું હતું. કોઇ મોહતી અગતની બાબદ વેલાએ અનજુનમની સભામાં હાજર થયલા સર્વ યા મોટો ભાગ તેનાં કામકાજની લખેલી હકીકત ઉપર સહી કરતા. એવી એક અનજુમનની સભાનાં કામકાજની મીટીંગ પર આપણે આશરે ૨૫૦) જનની સહીઓ જોઇએ છિએ.

પહેલે પંચાએતના સાહેબોમાં સરકયુલર કહાડી તેઓની જાણમાં બાબદો લાવી તે બાબદોની એક "આદાશ"[૧] તૈયાર કરી તેઓમાં ફેરવવામાં આવતી અને ત્યાર પછી પંચાએતના મેમબરોને અનુકુલ થતો એક દહાડો ઠેડવવામાં આવતો હતો. એવા એક સરકયુલર પ્રમાણે બપોરના બે અને ત્રણ વચ્ચેનો વખત અનુકુલ ધારવામાં આવ્યો હતો.[૨] તા૰ ૨૭ મી ફેબરવારી ૧૮૩૬[૩] ને દીને ખરશેદજી માણેકજી તાકીદનો એક સરકયુલર કહાડે છે કે ઘણા દીવસ થયા ઘણા લોકોની અરજીઓ નીકાળ કરવા વના રહી છે માટે એક દહાડો બે અને ત્રણની વચ્ચે આતશબેરાંમમાં અનજુમન બોલાવવા માટે દીવસ ઠેડવવો. "કેટલાએક લોકોને ગેહેર તથા ભાઈ જમશેદજી જીજીભાઇને ગેહેર લગન નીકલાં તે શબબથી દારા લાગા, પણ હવે તે શરવે થઇ ચુકું છે વાશતે હરેક દાડો થેરાવીને અનજુમન મેલવશો તો ગણાએક લોકોનો છુટકારો થઈ જશે."

૨. અનજુમને જે બંદોબસ્તો કર્યા હોય તે પ્રમાણે અમલ થાય છે કે તે જોવાનું અને જ્યાં તેઓનો અનાદર થતો હોય ત્યાં ઇનસાફ કરવાનું કામ સમસ્ત પંચાએતનું હતું. એ સમસ્ત પંચાએતમાંથી થોડાક એકાદ બે આગેવાનો શરૂઆતનું કંઇ કામકાજ કરતા. દાખલા તરીકે, તેઓ પુછપરછ કરતા, વાદી પ્રતીવાદીઓને તેડી તેઓની હકીકત જાણતા, કાંઇ શાહેદી ગવાહી એકઠી કરવી

(૧) યાદ દાસ્ત. (૨) તા૰ ૨૭ મી ફેબરવારી ૧૮૩૬નો સરકયુલર, ચો. ૧૩, બા. ૧૯૭, પા. ૧૫૪. (૩) એજ ચોપડો અને પાનું.

હોય તો તેઓ તેમ કરતા. પછી તે બાબદ તેઓ કુલ યા સમસ્ત પંચાએત હજુર ધરતા. એવું કામ મુખ્ય કરી એક વડા, જેવણુ "દાવર" તરીકે ઓળખાતા, તેવણુ કરતા. આ દાવર શબ્દનો અર્થજ દેખાડે છે કે તેવણુનું મુખ્ય કામ ન્યાય તોળવાનું હતું.

૩. ઉપર જણાવેલું ત્રીજું વહીવતનું કામ પણુ પંચાએત કરતી, પણુ તે કામ માટે એકાદ બે જણુને મુકરર કરવામાં આવતા. તા૰ ૪ થી માર્ચ ૧૮૧૮ ને દીને અનજુમને નેમેલી પંચાએતમાં એ કામ ખાસ કરી ખરશેદજી માનેકજી કરતા. ઈ. ૧૮૨૩, જ્યારે ચાર ત્રસ્ટીઓ નેમાયા, ત્યારે જમશેદજી જીજીભાઇ ખાસ નાણાંની વ્યવસ્થા કરતા, અને ખરશેદજી માણેકજી સાધારણુ કારોબાર કરતા. આપણી હાલની ભાશામાં કહિએ તો ખરશેદજી માણેકજી જાણે સેક્રેટરીનું કામ કરતા, અને જમશેદજી જીજીભાઇ ખજાનચીનું કામ કરતા. ખરશેદજી માણેકજી જણાવે તેમ તેવણુ આપ લે કરતા. અલબતે મોટી બાબદોમાં સર્વે ચરે ત્રસ્ટીઓની સંમંતી લેવાતી. વધુ અગતની બાબદ કુલે પંચાએત હજુર જતી હતી.

૭. પંચાએતના કામદારો.

પંચાએતનું કામ કરવા માટે તેઓનાં હાથ હેઠળ કોઇક કામદારો હતા. તેઓમાં બે આગલા વખતમાં મુખ્ય ગણાતા. તેઓ પંચાએતના મોબેદ અને એકાદ નશેશાલાર હોતા. પંચાએતના મોબેદ પંચાએતના સભાસદો વચ્ચે એક પ્રકારના કાસદ જેવા હતા. વલી તેવણુ પંચાએત અને કોમના બીજા આસામીઓ વચ્ચે પણુ કાસદ સમાન હતા. કોઈ ધણીને કંઇ કહેવાડવું હોય તો એ મોબેદ પાસે કહેવાડવામાં આવતું. વલી કોઇ વાદી યા પરતીવાદીને યા બીજા કોઈ ધણીને તેડાવવા હોય તો તેવણુ પંચાએત તરફથી તે ધણીઓને મોહડેથી હાજર થવાનું કહેણુ (summons) પોંહચાડતા. કોઇ વખતે કોઈ બાઇ બાવરાં હાજર નહીં થઇ શકે તેમ હોય ત્યારે અથવા બીજી પણુ કોઈ વખતે મોબેદ વાદી યા પ્રતીવાદી યા લાગતાંવળગતાંને ત્યાં જઇ રજુ થયલા મુકદમાના સંબંધમાં આજુબાજુનાં ઓની ગવાહિ લખી લાવતા અને તેવી ગવાહિ (statement) પંચાએતના કારોબારીઓ હજુર રજુ કરતા.

પછવાડેથી આપણે જોઇએ છિએ કે "પંચાએતનાં મહેતા" નામના પણુ એક કામદાર હતા, કે જેવણુ પંચાએતની સાધારણુ મહેતાગીરી કરવા ઉપરાંત પંચાએતના મોબેદ સાથે ઉપર જણાવવા પ્રમાણેની ગવાહી મેલવવા જતા.

આગલા વખતમાં એકાદ નશાસાલાર યા નશાસલારો પણ અગતના કામદાર ગણાતા. અનજુમનની સભા બોલાવવી હોય તો એક નશાસાલાર એક પોકારચી (crier) તરીકે કામ કરી પારસી મહોહલાઓમાં જઇ સભા માટેની જગ્યા, દીવસ અને વખત અને કામકાજ પોકારતો. સભા ઉપ્રાંત અનજુમનનાં લોકોને કાંઇ બીજી ખબર આપવી હોય, તો તે પણ આ નશાસાલાર કરતો. વલી કોઇ વખત તે એક પ્રકારની તપાસ રાખનાર (censor) તરીકે કામ કરતો. દાખલા તરીકે, અનજુમને એક વખત ઠેઠવ્યું હતું કે પારસી સ્ત્રીઓએ સૂર્ય ઉગવા આગમચ અને આથમવા પછી ઘરની બહાર ફાનસ વગર યા કોઈ ઘરના મરદ વગર જવું નહી. તે વખતે જો કોઇ સ્ત્રી બંદોબસ્તનો અનાદર કરતી તો તે ઉપર તપાસ રાખવાનું તેને સોંફવામાં આવતું. એકાદ બે વખત તો તેને સતા આપવામાં આવેલી કે એવી સ્ત્રીઓને તે નશાસાલાર, સવારે પુછપરછ અને ઇનસાફ માટે પંચાએતના અધીકારી હજુર રજુ કરે તેટલાં તેણીને નસાખાનામાંજ રાખે [1].

(૧) તા૦ ૪ થી નવેમબર ૧૮૧૯ ને દીને મુંબઇની સમસ્ત પારસી અનજુમન દાદીભાઇ નશરવાંનજીના આદરીઆનમાં મલી હતી તેમાં "બંદેખોદા" ની સહીની એક અરજી વંચવામાં આવી હતી જેમાં કેટલીક ફર્યાદો કરવામાં આવી હતી. તે ઉપરથી કેટલાક ઠેઠાવો કરવામાં આવ્યા હતા. એક બાબત આ હતી કે પારસી સ્ત્રીઓએ સુરજ ઉગવા આગમચ અને સુરજ આથમવા પછી બાહેર કાંઇબી કામસર નીકળવું નહી. અગર અગતસર નીકળવું પડે તો કોઇ ખાતરીના માટીડા સાથે જવું તથા રસ્તામાં સાથે ફાણુસ રાખવું. તેમજ નશેસાલારોને કોટના દરવાજા આગલ તથા બીજી જગા ઉપર ફરતા રાખવા કે ઉપલા હોકમથી કોઇ ઓરત ઉલટી ચાલે તેને નશાખાનામાં લાવી રાખવી. (પા. પ્ર I. ૧૪૬. મી૦ માનેકજી ખરશેદજીનું "Q. in the Corner" ના મથાળાં હેઠળ Bombay Times (1844-45) પર લખેલાં કાગજો, કાગજ નં. ૪).

# બાબ ૪ થો.

## પંચાએતની સ્થાપણા. તેના સભાસદોનાં નામો, તેઓની સંખ્યા, સહી કરવાની રીત, અસલ સહીઓ.

અત્રેની પારસી પંચાએતની પહેલી સ્થાપણા કયારે થઇ તે ચોકસ કેહવાઇ શકાતું નથી. એવું દીસે છે કે ઇ. સ. ૧૭ મી સદીના પાછલા ભાગમાં, એટલે કે મુંબઇ અંગ્રેજોના હાથમાં આવ્યા પછી થોડાંક વરસ બાદ, જ્યારે અત્રે પારસીઓની વસ્તી વધતી ગઈ ત્યારે, એ સંસ્થાની નાના પાયા ઉપર શરૂઆત થઇ હોય. એમ નીચલી હકીકત ઉપરથી માલમ પડે છે.

૧. પારસી પંચાએતની પહેલી સ્થાપણા.

તા૦ ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને મુંબઇની સમસ્ત પંચાએતે શેઠ દાદાભાઇ નશરવાંનજીનાં આતશબેહરાંમમાં ભેગા મલી મરણ તથા લગનને લગતા ખરચના બંદોબસ્તો કીધા હતા. તે સાંમે મી. મનચેરજી મેરવાંનજી નવરોજીએ તા૦ ૧ લી નવેમબર ૧૮૨૩ નાં બોંબે કુરીઅરમાં વાંધો લીધો હતો કે "હેવી બતલાવેલી ચાલો હમારી નેઆતનાં વડાઓની અશલ કીધેલી ચાલોને અણુઘટતી તથા નાદરૂશત છે."[1] તે વાંધાનો પારસી પનચાએત તરફથી તા૦ ૩ જી નવેમબર ૧૮૨૩ ના મુંબાઈ સમાચારમાં જવાબ આપવામાં આવ્યો. તે જવાબમાં લખ્યું છે કે "પારશીની પંનચાત જે છે તે અશલથી છે ને જે ઠેકાંણે પારશીની વશતી હશે તાંહાં પારશીની પંનચાત છે અને જે કાંઇ તે પંનચાત ઠરાવે છે તે શરવે અંનજુમંન કબુલ કરે છે............ હેવી રીતે વરશ ૧૫૦) ને આશરેથી તે આજ દન શુધી જે કાંઇ પંનચાતવાલાએ બંનદોબશત ઠરાવેઆ છે તે શરવે અંજુમંને કબુલ રાખેલું છે."[2]

---

(૧) પા. પ્ર. I. પા. ૧૭૩.

(૨) મુંબઇ સમાચાર, પુસ્તક ૨ જું, અંક ૭૧, પા. ૬૨૭. આ ધણીએ પારસી પનચાએત તરફનો એ પત્ર છપાય તે આગમચ તા૦ ૨ જી નવેમબર ૧૮૨૩ નાં મુંબઇ સમાચારમાં પત્ર લખી પોતે પોતાની ભુલ કબુલ કરી માફ માંગી હતી. પારસી પનચાએતનો અને એ ધણીનો પત્ર બન્ને સમાચારના એકજ અંકમાં છપાવા છે. એ પત્રો કાંઇક અગતના હોવાથી તે આ બાબની પછવાડે વધારા તરીકે આપું છું. મુંબઈ સમાચારની એ

પંચાએતના આ અગતના પત્ર ઉપરથી માલમ પડે છે કે "જે ઠેકાણે પારશીની વશતી" થાતી તાંહાં "પારશીની પંનચાત" બરપા થાતી. તેમ, જ્યારે ઉપલી નોંધ પ્રમાણે મુંબઈમાં આ પત્ર વહેવારની તારીખ (તા૦ ૩ જી નવેમબર ૧૮૨૩) ની ૧૫૦ દોહોડસો વર્ષ આગમચ, એટલે (૧૮૨૩–૧૫૦=) ઇ. સ. ૧૬૭૩ માં પંચાએત બરપા થાઇ હતી, ત્યારે આપણે એમ લેઇ શકયે કે ઇ. સ. આસરેની ૧૭ મી સદીની સેવટે મુંબઇમાં પારસી પંચાએત બરપા થાઇ હતી.

૨. પંચાએતના સભાસદોની અનજુમન તરફથી નેમનુક.

મરહુમ મી૦ દોસાભાઈ ફરામજી કરાકા પોતાની પારસીઓની તવારીખ (વો. I. પા. ૨૧૨) માં જે લખે છે, કે મુંબઈ અંગ્રેજોના હાથમાં આવ્યા પછી જ્યારે પારસી વસ્તી વધી ત્યારે એક પંચાએત નેમાઇ હતી, તે સંભવીત દીસે છે. એ પહેલી સ્થપાયલી પંચાએત માટે એવણ વધુ લખે છે કે તે કાંઇ બરાબર યોજના પ્રમાણે રચાયલી પંચાએત નહીં હોય (વો. I. પા. ૨૧૫). હવે જોકે આપણને કોઇ ચોકસ રીતે નેમાયલી યા રચાયલી પંચાએતની પુરાણી નોધ મલતી નથી, તોપણ દીસે છે કે તે અસલની પંચાએત, એવણ ધારે છે તેમ, એક પોતેજ નેમાયલી (self-constituted) પંચાએત નહીં હોય, પણ બરાબર અનજુમને નેમેલી હોય. ઉપર બાબ ત્રીજા (પા. ૨૫) માં તા૦ ૧૯ મી માર્ચ ૧૭૮૧ નો એક પોલીસ અમલદારે તે વખતના જસ્ટીસીઝ ઓફ ધી પીસ ઉપર લખેલા પત્રનો ઈસારો કર્યો છે. તે પત્ર ઉપ-

---

સાલની ફાઇલ મી. દીનશાજી હો. વાનીઆએ મહેરબાની કરી મને જોવા આપી છે, તે માટે તેવણનો ઉપકાર માનું છું. ઉપલા મી. મનચેરજીના બોંમે કુરીઅરમાં જણાવેલી જાહેર ખબર (Notice) અને તેના જવાબમાં પારસી પનચાએતે છપાવેલી ખબર અને તે પછી એ ધણીએ માફી જાહેર કરવા છપાવેલી ખબર પણ પછવાડે આપું છું. એ બોંમે કુરીઅરની એક ઘણી ફાટી તુટી ફાઇલ B. B. R. A. Society ના પુસ્તકખાનામાં છે, તે માંથી એ નકલો આપું છું. તે પત્રની જાહેર ખબરના કોલમમાં એ નકલો મુજબનુ લખાંણુ અંગ્રેજી તેમજ ગુજરાતી બન્ને ભાષામાં પ્રગટ થયું છે. તેમાં છેલ્લાંની નકલ ફકત અંગ્રેજીમાંજ છે.

રથી માલમ પડે છે કે બીજી નાતો યા જાતોમાં તો તેઓના ચોગલા યાને કારોબારી વડાઓને દર વરસે ચુંટી કાઢવાની રીત આગળથી હતી.[1]

એ ઉપરથી દીસે છે કે જ્યારે બીજી નાતોમાં ચોગલાઓને નાતવાલાઓ કોઇક ચુંટણીથી નેમતા હતા, ત્યારે પારસી જેવી કાંઇક આગલ વધેલી કોમમાં તેમ નહી હોય એમ ધારવું દરૂસ્ત નથી. આ પત્રમાં જણાવેલો "ચોગલા" શબ્દ પારસી પંચાએતના અકાબરો માટે પણ વપરાતો હતો, તે આપણે આગલા બાબ (પા. ૨૪)માં જોયું છે.[2] આ નોંધ પ્રમાણે ત્યારે ઇ. સ. ૧૮ મી સદીની આપણુને નોંધ મલે છે કે કોમ કોમોના ચોગલાઓ તેઓની કોમોથી ચુંટી કહડાતા હતા. ત્યારે પારસીઓના "ચોગલાઓ" પણ એમ ચુંટી કહડાતા હોવા જોઇએ.

૩. પંચાએતના અકાબરોની શરૂઆત.

ત્યારે ઉપલી હકીકત પ્રમાણે આસરે ઇ. સ. ૧૬૭૩ ને શુમારેઅત્રે પારસી પંચાએત શરૂઆતમાં નાના પાયા ઉપર સ્થપાઇ હોય. શરૂઆતમાં સુરતથી આવેલા એકાદ બે વડા પુરૂષો, દાખલા તરીકે, પહેલા આવેલા પટેલ કુતુંબના કોઈ વડીલો, તેનો કારોબાર ચલાવતા હોય. એ પછી દીસે છે કે ઉપલા ઇ. સ. ૧૬૭૩ નાં સને પછી આસરે ૨૫) વર્ષમાં "પનચાતના બેશનારા" યાને પંચાએતના આગેવાનો યા અકાબરો નેમાવા લાગા હોય. તે આપણુને નીચલી હકીકત ઉપરથી માલમ પડે છે:

(ક) તા૦ ૧૮ મી અકટોબર ૧૮૨૩ રોજ ૧૫ મો માહ ૧ લો ૧૧૯૩ ય. જ. ને દીને, ઉપર જણાવ્યા મુજબ, સમસ્ત અનજુમન શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં આતશબેરામમાં મલી હતી અને ત્યાં મરણ, લગન વિગેરેના ખરચોના બંદોબસ્તો કર્યા હતા. તે બંદોબસ્તોમાંના લગન સંબંધી બંદોબસ્તમાં ૨૮ મા બંદોબસ્તમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ—

---

૧ The chowglas are to be chowsen annually. ત્યાં વધુ સુચવે છે કે "The Muccadams or Patells to be annually chosen and presented as also the chowglas by the Election of their Castes the first day of January in every year (જુઓ નીચલી નોટ).

(૨) ઉપલો પત્ર ડેપ્યુટી ઓફ પોલીસ, મી૦ ટોડ (J. A. Tod) તે વખતના બે જસ્ટીસીઝ (His Majesty's Justices, the Worshipfull Daniel Draper, William Ashburner અને Thomas Day.) ને લખ્યો છે. તેની નકલ પંચાએતને દફતરે છે (ચોપડો ૧૩, બા. ૧, પા. ૩.)

"૧ લું આપરી પંનચાતનાં બેશનારા અશલથી આપરી જાત મધે કંઇ ધરમનો કજીઓ પડે છે........તેહવારે અશલ વરશ ૧૨૫) થાઇ ગએઆ છે તેહવારથી તે આજ દીન શુધી આપણી પંનચાતનાં બેશનારા શાહેબ લોકો આપણી જાતનો હેવી રીતનાં કજીઆ ચુકવતા આવા છે તથા હર કાંઇ આપણી જાત મધે શારો બંદોબશત કરતા આવા છે તે પરમાંણે આપણે શરવે અંજુમન અશલથી વરશ ૧૨૫ થી તે આજ દન શુધી કબુલ રાખતા આવીએ છે"[1]

હવે જ્યારે ૧૮૨૩ માં ૧૨૫) વરસ પર કોઈ થયલા બંદોબસ્તો માટે બોલતાં કહે છે કે (૧૮૨૩–૧૨૫ = ) ૧૬૯૮ ને આશરે "પંનચાતનાં બેશનારા" કોઇ સાહેબો હતા અને તેઓ સંસારી કજીઆ ચુકવતા હતા અને બંદોબસ્તો કરતા હતા. ત્યારે દીસે છે કે ૧૭ મી સદીના પાછલા ભાગમાં કોઈ પંચાએત જેવી સંસ્થા હતી અને તેના એકથી વધુ અધીકારીઓ હતા.

(ખ) બીજું પારસી પ્રકાશ[2] સુરતવાલા રૂસ્તમ માનેકના બેટા ફરામજી બમનજી અને નવરોજીને અતરેની પહેલી પારસી પંચાએતના અધીકારીઓ જણાવે છે અને પંચાએત સ્થાપવામાં તેઓએ આગેવાનીભર્યો ભાગ લીધેલો જણાવે છે. તે વડા દીકરા ફરામજી રૂસ્તમજી શેઠના માટે કહે છે કે "મુંબઇમાં પંચાત સથાપવામાં એવણુની આગેવાંની હતી" (પા. પ્ર. I. ૬૨ નો. ૧), ને બીજા દીકરા બમનજી રૂસ્તમજી શેઠના માટે કહે છે કે તેવણુ "૧૭૨૩ માં મુંબઇ ખાતે.....આવેલા હતા. તે પછી અતરેજ રહેથાંણુ કીધું હતું....પારસીની પંચાત મુંબઇમાં સ્થાપવામાં તેવણુની પોતાના ભાઇઓ સાથે મુખ્ય આગેવાંની હતી" (પા પ્ર. I, પા. ૮૭. નો. ૨). ત્રીજા દીકરા (નવરોજી મરણુ તા૦ ૧૩ એપ્રીલ ૧૭૩૩) માટે કહે છે કે "મુંબઇમાં પેહલ વેહલી સ્થાપેલી પારસીની પંચાએતના એક મુખ્ય અકાબર હતા" (પા. પ્ર. I, ૨૯). મી૦ બમનજી પટેલ પોતાના કહેવાનો કાંઇ આધાર જણાવતા નથી પણ તેવણે ઘણીક

(૧) જુઓ સને ૧૮૬૦ ઇ. સ. માં દફતર આશકારા છાપાખાનામાંથી શેઠ ખરશેદજી રૂસતમજી કામાએ એ બંદોબસ્તોની છપાવી બાહેર પાડેલી આવૃતી, લગનના બંદોબસ્તોનું પાનું ૩૫.

(૨) પા. પ્ર. I, પા. ૮૭, નોટ ૨. વિગેરે. એજ મુજબ જમશેદજી બેહરામજીને માટે લખે છે કે "મુંબઇમાં ઇ. સ. ૧૭૨૫ ને આસરે જે પેહેલ વેહેલી પંચાત સ્થાપ્યામાં આવી તેના એવણુ પણુ એક અધીકારી હતા" પા. પ્ર. I, ૧૭૭. નોટ. ૧).

જુસ્તજોઇ અને પુછપરછો કીધી હતી અને તે ઉપરથી ઉપર પ્રમાણે તેવણે લખેલું દિસે છે.

હવે આપણે આશરે ૧૦૦) વર્ષ પરનાં છપાયલાં લખાણ ઉપરથી જોયું કે પારસી પનચાએતની સ્થાપણા તો ઈ. સ. ૧૭ મી સદીના પાછલા ભાગમાં થાઇ ચુકી હતી. ત્યારે મી૦ બમનજી પટેલ જે "સ્થાપણા" માટે બોલે છે તે સ્થાપણા માટે આપણે એમ સમજવું કે હવે વધારે ચોકસ નીયમ ઉપર કામ થવા માંડયું હોય. હવે સરખાંમણીમાં કોઇ ચોકસ રીતે પંચાએતના અકાબરોની નેમણુંક થાતી હોય.[1]

હવે ઉપલા શેઠખાનદાનવાળા ભાઇઓનો પંચાએતની કાંઇક નીયમીત સ્થાપણામાં આગેવાન ભાગ હતો. પણ એમ આગેવાન ભાગ લઇ એઓએ પંચાએતની આ નીયમીત સ્થાપણા કયાં સાલમાં કીધી તે ચોકસ કહેવાઇ શકાતું નથી. ઇ. સ. ૧૭૨૫ સુધી તો એ ભાઇઓ કેટલીક મુશકેલીમાં હતા. તે મુશકેલીના સબબે ઇ. સ. ૧૭૨૩ માં એક ભાઇ બમનજી મુંબઇમાં અને બીજા વડા ભાઇ ફરામજી સુરતમાં નજરકેદ હતા. ત્રીજા નાના ભાઇ નવરોજી એ સાલમાં એ મુશકેલીના સંબંધમાં ઇંગલંડ ગયા હતા. ત્યાં જઇ તેવણુ એ મુશકેલીનો છેડો લાવ્યા અને એ ભાઇઓ નજરકેદથી છુટા થયા. ઇ. સ. ૧૭૨૫ માં એમ બન્યું અને વડા ભાઇ ફરામજી મુંબઇ આવી રહ્યા. હવે સર્વથી નાના ભાઇ, નવરોજી તા૦ ૧૩ એપ્રીલ ૧૭૩૨ ને દીને હક થયા હતા. ત્યારે દીસે છે કે ઇ. સ. ૧૭૨૫ અને ૧૭૩૨ ની વચ્ચે એ ભાઇઓની આગે-

---

(૧) ઇ. સ. ૧૭૨૩ માં સુરતવાળા શેઠ રૂસતમ માણેકના છોકરાઓ શેઠો બમનજી, નવરોજી અને ફરાંમજી મુંબઇ આવી વસ્યા હતા. તેવણુના પીતા રૂસ્તમ માણેક, જેવણુ સુરતના એક આગેવાન હતા અને જેવણુનાં નામ ઉપરથી સુરતમાં રૂસ્તમપુરાનું નામ પડયું છે, અને જેવણુ સુરતની અંગ્રેજી કોઠી ( Factory ) ના દલાલ હતા (પા. પ્ર. I, પા. ૮૭, નો. ૨. ), તેવણુનાં મરણુ બાદ તેઓને અતરે ફરજ્યાત આવવું પડયું હતું, કારણ કે અંગ્રેજી કોઠીવાળાઓ સાથે તેઓને અનબનાવ થયો હતો. તેવણુનાં પીતાએ તે કોઠીવાળાઓને ધીરેલી રકમ બાબે વાંધો પડયો હતો, તેથી તે કોઠીવાલાઓના કહેવાથી સુરતના નવાબે એ છોકરા-ઓને હેરાન કરવા માંડયા હતા. તે હેરાનગતીમાંથી છુટવા તેઓ અહીં આવી રહ્યા હતા. આ બાબદની સર્વ હકીકત માટે જુઓ "શેઠ ખાનદાન કુટુંબની વંશાવલી તથા ટુંક અહેવાલ" એવે નામે ઇ. સ. ૧૯૦૦ માં શેઠ જાલભાઇ અરદેશર શેઠે પ્રગટ કરેલી ચોપડી.

વાની સાથે અતરે પારસી પંચાએતની કાઇક વધુ નીયમીત, કાંઇક કાયદા કાનુનો સાથની, સ્થાપણાની શરૂઆત થાઈ હોય.

૪. પંચાએતના મેમબરોની ટીપ. તે નકકી કરવા કાજેની કેટલીક મુશકેલીઓ.

પંચાએતના સભાસદોની ટીપ ઉપજાવવાનું કામ કેટલુંક મુશકેલ છે, સબબ કે આપણને જુજ અપવાદો સીવાય કેઠે નોંધો બરાબર એવી રીતે મલતી નથી, કે ફલાણા ધણીની અધીકારી તરીકે નેમણુંક કરવામાં આવી છે. કેટલીક વખતે કોઈક સાહેબોનાં નામો પંચાએતની સભા યા સભાઓનાં કામકાજના અહેવાલ ઉપર સહી કરનારાઓ તરીકે આપણે જોઈએ છિએ, તે ઉપરથી આપણે સમજી શકયે છિએ કે તેઓ પંચાએતના મેમબરો હતા. વલી એમ તપાસ્તાં પણ સંભાળ રાખવી જોઇએ સબબ કે કોઇ વખતે ઉપર જણાવ્યું તેમ, "સમસ્ત પંચાત" અને "અનજુમન" શબ્દોને ભેલાઇ જાય તેવી છુટી રીતે વાપર્યા છે. ત્યારે તે સભા પંચાએતની હતી કે અનજુમનની હતી તે ચોકસ કરવું જરા મુશકેલ પડે છે. અનજુમનની સભાઓનાં કામકાજની હકીકત હેઠળ ખુદ પંચાએતના અધીકારીઓ ઉપ્રાંત બહારનાઓ પણ સહી કરતા હતા. તે ઉપરથી, જયારે "પંચાએત" શબ્દ ઉપર મુજબ જરા છુટથી વપરાયો હોય ત્યારે, તે વખતની ટીપનાં નામો મુકરર કરવાં જરા મુશકેલ પડે છે. જ્યારે કોઇ સભા કોઇ પુરૂષનાં ઘરમાં યા ઓફીશમાં મલી હોય ત્યારે ધારી શકાય કે તે સભા અનજુમનની નહી પણ પંચાએતના અધીકારીઓની હોવી જોઇએ. પણ તેમ પણ હંમેશાં હતું નહી. દાખલા તરીકે તા૦ ૨૮ અકટોબર ૧૭૯૨ ની એક સભા "સમસ્ત અનજુમન"ની હતી, તે છતાં તે લવજી વાડીઆનાં ઘરમાં મલી હતી.[1] તે ઉપર ૨૬ જનની અસલ સહીઓ છે. એક સભા "વાડીઆજી નવરોજીનાં તંબુ" માં[2] તા૦ ૫ ઓગસ્ટ સને ૧૮૪૦ ને દીને બોલાવી હતી. તેમાં પંચાએતના અધીકારીઓ ઉપરાંત બધા દસ્તુરજીઓ અને આસામી જણ ૧૦૦) ને બોલાવેઆ હતા.[3]

---

(૧) ચોપડો ૧, બા. ૫

(૨) મારા સાંભળવામાં ઘણાક વર્ષ પર આવ્યું હતું કે વાડીઆ નવરોજી, કોલાબે જ્યાં હાલ "ચીનાઇ મેનશન" છે ત્યાં, એક તંબુ સાંજે જવા માટે મારતા હતા.

(૩) બોલાશે એ પંનચાત, પાનું ૩૫.

વળી એવા અધીકારીઓ ક્યારે અધીકારી નેમાયા તે પણ સર્વ ધણીઓના સંબંધમાં ચોકશ કહી શકાતું નથી, કારણકે નેમણુંકોની તારીખ કોઇક અપવાદો સીવાય નોંધાઇ નથી. આપણે ઘણીકવાર રેવાજ ઉપરથી ધારી શકયે છીએ કે જો એક ધણી પંચાએતના અધીકારી હોય અને ત્યાર પછી તેના બેટાનું નામ અધીકારી તરીકે જોઇએ, તો તે બેટો પોતાના પીતાનાં મરણ તાંકણે પીતાનાં ઉથમણાં વેળાએ નેમાયલો હોવો જોઇએ. કોઇક દાખલાઓમાં એક ધણીનાં મરણ તાંકણે બેટાને બદલે ભાઈ નેમાયલા હોય છે અને ત્યાર પછી તે ભાઇની જગ્યાએ તેવણના (પેહેલા ધણીના) બેટા નેમાયલા હોય છે. કોઈક દાખલામાં એક ભાઇ પછી બીજા ભાઇ નેમાયલા હોય છે. ત્યારે એવા દાખલાઓમાં પણ નેમણુકનો વખત જાણવાનું મુશકેલ પડે છે.

આ કોઇક મુશકેલીઓ વચ્ચેથી એક ટીપ ઉપજાવી અતરે ધણી ધણીઓ માટેની થોડીક હકીકતો, જે મુખ્ય કરી પારસી પ્રકાશ ઉપરથી ઉપજાવી છે, તે સાથે આપી છે. તે સંપુર્ણ છે એમ કહેવાઇ શકાશે નહી. આપણને એ અધીકારીઓનાં જે ઝુમખાઓ એકથી વધુ જગ્યાએ મલે છે, તે ઝુમખાઓ નીચલા છે.

૧. તા૦ ૨૫ એપ્રીલ ૧૭૪૯ ને દીને અત્રેના પંચાએતના આગેવાનોએ નૌસારી ખાતે રવાંનોના પગ લાંબા રાખવાની બાબદમાં લખેલાં પત્રનાં નામોનો જુમખો. પા. પ્ર. I. ૩૮.

૨. તા૦ ૨ જી ફેબરવારી ૧૭૫૦ ને દીને નૌસારી ખાતે નવા દોખમાના સંબંધમાં લખેલા પત્રના આગેવાનોનાં નામોનો જુમખો. પા. પ્ર. I. ૩૮.

૩. ઈ. ૧૭૫૫ માં બરશનુમના સંબંધમાં નૌસારીની અનજુમન ઉપર લખેલાં પત્રનાં નામોનો જુમખો. પા. પ્ર. I. ૪૦.

૪. તા૦ ૨૧ મે ૧૭૭૭ ને દીને નૌસારીની અનજુમન ઉપર કામચલાઉ દખમા બાબે લખેલો અગતનો પત્ર, જે ખાસ બેપ્યા પાસે મોકલ્યો હતો, તે પત્રનો ૧૩ ) આગેવાન સહીનો જુમખો. પા. પ્ર. I. ૫૫.

૫. તા૦ ૨૭ મી અકટોબર ૧૭૮૫ ની સમસ્ત અનજુમનની સભાનાં કામકાજ પર ૨૧ ) સાહેબોએ સહી કરી, તેનો જુમખો. પા. પ્ર. I. ૬૫.

૬. તા૦ ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને ગવરનર બોડામે ૨૪ ધણીઓનાં નામો માંગી તેમાંથી ચુંટી કહાડેલા ૧૨ ) જણનાં નામોનો જુમખો. બો. પં. પા. ૬૭; પા. પ્ર. I. ૬૮.

૭. તા૦ ૧૯ મી ફેબ્રુવારી ૧૭૯૧ ની બનાજી લીમજીની દરહેમહેરમાં મલેલી સમસ્ત અનજુમનની સભાની મીનીટ ઉપર સહી કરનારા આગેવાનોની સહીનો જુમખો. પંચાએતનો ચો. ૧. બા. ૧; પા. પ્ર. I. ૮૭૦. (પારસી પ્રકાશે એ નામો આપતાં થોડાંક નામો મેલી દીધાં છે.)

૮. તા૦ ૨૮ મી અકટોબર ૧૭૯૨ સંવંત ૧૮૪૯ નાં કારતક શુદ ૧૪ વાર રવેઉને દીને પંચાએતના ચોગલા વાડીઆ નવરોજીનાં ઘરમાં મલ્યા હતા તેની મીનીટ પર ૨૬) સહી કરનારા અધીકારીઓનાં નામનો જુમખો. (પારસી પંચાએતનો ચો. ૧, બા. ૫. પારસી પ્રકાશે આ મીટીંગનો છુટો હેવાલ આપ્યો નથી.)

૯. તા૦ ૨૮ મી અકટોબર ૧૭૯૨ સંવંત ૧૮૪૯ નાં કારતક શુદ ૧૪ વાર રવેઉ (એટલે ઉપલેજ દીને) ને દીને "અનજુમન વાડીઆજી નવરોજી નશરવાંનજીનાં[૧] ઘરમાં મલી" તેની મીનીટ પર થયલી ૧૯) સહીઓનો જુમખો. એવું દીસે છે કે એકજ દીને પંચાએતના ચોગલાઓની અને અનજુમનની સભા એક પછી એક વાડીઆ નવરોજીનાં ઘરમાં મલી હતી. અજબ જેવું એ દીસે છે કે જે ચોગલાઓની સભા છે તેની હકીકત ઉપર ૨૬) જણની સહી છે અને જે અનજુમનની સભા છે તે ઉપર ૧૯ જણની સહી છે.[૨]

---

(૧) પંચાએતનાં પહેલાં દફતરમાં વાડીઆ લવજી નશરવાંનજીનું નામ નવરોજી નશરવાંનજી તરીકે ઉપલી બેઉ સભાઓની અશલ સહી સાથની મીનીટમાં આપ્યું છે.

(૨) પારશી પ્રકાશ (I. પા. ૮૭૨) માં, તા૦ ૨૮ મી અકટોબર ૧૭૯૨ નાં મથાળાં હેથળ, "આજ દીને મુંબઇના પારસીઓની શમશત અંજુમન મરહુમ શેઠ લવજી નશરવાંનજી વાડીઆનાં ઘરમાં મલી હતી", એવી શરૂઆતથી એ બન્ને સભાના એહવાલને સામટો ભેલી નાખ્યો છે અને બન્નેની સહીઓને પણ સામટી ભેલી નાખી છે અને બન્ને સભામાં ચાલેલાં કામકાજને પણ જાણે એકજ સભામાં કામ થયું હોય તેમ ભેલી નાખ્યાં છે. શેઠ બ. બે. પટેલે પોતાની હકીકત માટે "એક અસલ પોથી જે મરહુમ શેઠ દાદાભાઇ પેશતનજી વાડીઆ પાસેથી અમોને મલી છે" (પા. પ્ર. I, ૮૭૨, નો. ૧) એવી જણાવેલી પોથીનો હવાલો આપ્યો છે. એવણે નં. ૧ વાળો ચોપડો, જે પછવાડેથી પોતાનાં મરણની થોડાંક વરસ આગમચ, પંચાએતને ભેટ આપ્યો છે, તે એજ પોથીવાળો ચોપડો છે, અને તેમાં એ બન્ને સભાઓની બાબતો, ના. ૫ અને ના. ૬ તરીકે, છુટી આપી છે.

૧૦. એ ઉપ્રાંત નં. ૧ વાલા ચોપડામાં તા૦ ૨૦ ડીશેમબર ૧૭૯૨, તા૦ ૧૨ જુલાઇ ૧૭૯૩, તા૦ ૮ માર્ચ ૧૭૯૪, તા૦ ૩૦ મી મે ૧૭૯૬, તા૦ ૨૬ નવેમબર ૧૮૦૪. ના જુમખાઓ મલે છે પણ તે દરેહમહેરમાં મલેલી અનજુમનની મોટી સભાઓનાં દીસે છે.

૧૧. તા૦ ૪ થી માર્ચ ૧૮૧૮ ને દીને દાદીશેઠનાં આદરીઆન મધે મલેલી સમસ્ત પારસીની અનજુમને નેમેલા ૧૮) નો જુમખો. ખો. પં. પા. ૨૫૫-૫૮. પા. પ્ર. I. ૧૩૬.

પ. પંચાએતના આગેવાનો યા અકાબરોનાં નામો (ક) શરૂઆતનાં નામોની ટીપ.

સતરમી સદીમાં સ્થાપાયલી પારસી પનચાએતની ચોકસ હકીકત આપણુને મલતી નથી, તેમજ તે વખતના અકાબરો કોણ હતા તે પણ ચોકસ માલમ પડતું નથી. પણ ત્યાર પછી ૧૮ મી સદી ઉપર આવતાં આપણુને કોઇક નામો મલે છે કે ફલાણા ફલાણા સાહેબો પનચાએતના અકાબરો હતા. તેજ પ્રમાણે તે પછીની સદીનાં નામો મલે છે. એવાં નામોની કેઠે કેઠે આપણુને જુમખાઓમાં સામટી ટીપ મલે છે તો કેઠે વીખરાયલી નોંધો ઉપરથી આપણે નામો એકઠાં કરી શકયે છીએ. એમ એકઠાં કરેલાં નામો તેઓના મલતા જુમખા યા ટીપ પ્રમાણે નીચે આપું છું:—

પારસી પ્રકાશમાં વીખરાયલી નોંધો ઉપરથી આપણે ૧૮ મી સદીના પંનચાએતના અધીકારીઓ તરીકે નીચલાં નામો મેલવ્યે છિએ:

બનાજી લીમજી ( મરણ ૩૦-૭-૧૭૩૪. પા. પ્રકાશ. I. ૩૦ ).

જીજીભાઇ જમશેદજી મોદી (મરણ ૧૦-૪-૧૭૩૮. પા. પ્ર. I. ૩૩).

ફરાંમજી રૂસ્તમજી શેઠના.

બમનજી રૂસ્તમજી શેઠના.

નવરોજી રૂસ્તમજી શેઠના ( મરણ ૧૩-૪-૧૭૩૩. પા. પ્ર. I. ૨૯ ).

નવરોજી માણેકજી ( હીરામાણેક ).

સંતોકજી બરજોરજી.

આ. કાવશજી બચાજી (દાજીના અથવા લશકરી) ( મરણનો સને નથી. ઇ. ૧૭૯૫ સુધી હૈયાત હતા ).

રૂસ્તમજી દોરાબજી પટેલ. (મરણ તા૦ ૧૨-૪-૧૭૬૩. પા. પ્ર. I. ૪૪).

જમશેદજી બેરાંમજી (રતનજી સ્પેનસરના બાવા. પા. પ્ર. I, ૧૭૭, નો. ૧.)

આ ટીપમાં બનાજી લીમજીનું નામ આપણે પેહલે મેલ્યું છે, કારણકે તેવણ "દાવર"ના એલકાબથી વડા હતા. જીજીભાઇ મોદીનું નામ બીજું મેલ્યું છે, કારણકે તેવણ શેઠ ખાનદાનવાલાઓ અતરે આવ્યા તેની આગમજના અત્રે જાણીતા પુરાણા રહીશ હતા. ત્યાર પછીના ત્રણ શેઠ ભાઈઓનાં નામો તેઓનાં વડપણને અનુક્રમે આપ્યાં છે. ત્યાર પછીનાં પાંચ નામો તેઓના મરણના વખતના અનુક્રમે આપ્યાં છે. જેઓનાં મરણનાં સને પા. પ્રકાશે નથી આપ્યા તે તેઓનાં નામો જયાં મલે છે ત્યાં તેઓની હૈયાતીના વખતનો સંજોગ જોઇ આપ્યાં છે. પણ તે અનુક્રમ ચોકસ નથી. એ સર્વ નેમણુંક કેવી રીતે થાઇ હતી તેની ચોકસ નોંધ મલતી નથી, પણ સંભવીક છે કે તેઓને સમસ્ત અનજુમને એક સભામાં નેમ્યા હોય.

આ પેહેલા તબકકા પછી જેઓ પંચાએતના એક પછી એક સભાસદો થયા હતા તેઓ દરેકની નેમણુક કેમ થઇ હતી, તેની પણ દરેકના સંબંધમાં કાંઈ ચોકસ નોંધ મલતી નથી. પણ ચોકસ સાહેબોના સંબંધમાં દાખલાઓ મલે છે કે કેટલાકોની નેમણુંક સમસ્ત અનજુમને પોતાની બેઠકોમાં કરેલી છે અને કેટલાંકોની ઉથમણાં કાજે મલેલી અનજુમને કીધેલી છે. વલી વચમાં એક વખતે ઇ. ૧૭૮૭ માં સરકારે ૧૨ જણની નેમણુંક કરી છે. પણ તે પણ અનજુમને નામો આપેલી વધુ સંખ્યામાંથી નેમણુંક કરી છે. સરકારે કરેલી નેમણુકોમાં પણ કેટલાંક નામો આગલ અનજુમને નેમેલા પંચાએતના સાહેબોનાંજ નામો છે.

(ખ) ૧૮૨૩ નાં સાલની અનજુમનની મીટીંગના લગન સંબંધી બંદોબસ્તોમાંનાં ૨૮ મા બંદોબસ્તમાં આપેલી ટીપો.

તા૦ ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને દાદીભાઈ નશરવાંનજીનાં આતશબેરાંમમાં લગન, મરણ વીગેરે માટેના બંદોબસ્તો કરવા માટે અનજુમનની સભા મલી હતી, તેમાં કરેલા બંદોબસ્તોમાના ૨૮ માં બંદોબસ્તમાં પંચાએતના આગળા આગેવાનોની જે ટીપો આપી છે તે અત્રે આપું છું.[1] એ ટીપમાં મેમબરો માટે થોડી ઘણી જે હકીકત મેં આપી છે તે પારસી પ્રકાશને આધારે અને બીજા કોઇક લખાંણો, જેનો હવાલો તે નામો સાથે આપવામાં આવ્યો છે, તે

(૧) જુઓ સને ૧૮૬૦ માં એ બંદોબસ્તોની શેઠ ખ. રૂ. કામાએ છપાવેલી આવૃતી, લગનનાં બંદોબસ્તોનું પાનું ૩૫.

લખાણોને આધારે મેં આપી છે. એ ટીપોમાં "મ." તે મરણ શબ્દ માટે, 'હ.' તે હકીકત માટે, 'પા. પ્ર.' તે પારસી પ્રકાશ માટે, 'ખો. પં' તે ખોલાશે એ પંનચાત માટે, 'નો.' તે નોટ માટે, અને 'ને.' તે નેમણુંક માટે સમજવું. જેઓના નામ પાછળ મરણનો સને આપ્યો નથી, તેઓ માટે જાણવું કે તેઓના મરણનો સને મલતો નથી.

(ક) આ બંદોબસ્તમાં પેહેલી ટીપ નીચલે મથાળે છે.

"અશલથી પંચાત મધે બેશનારા શાહેબ લોકો હતા, તેહનાનાં નાંમની ઈઆદદાશ લખી છે તેહની વીગત.

"શેઠ નવરોજજી રૂશતમજી જે અંગરેજની વેલાએત જઈ આવેલા છે." (મ. ૧૩ એપ્રીલ ૧૭૭૩. પા. પ્ર. I. ૨૯. રૂસતમ માણેકના ત્રીજા દીકરા.)

શેઠ ફરાંમજી રૂશતમજી (પા. પ્ર. I, ૬૨, નો. ૧. સુરતવાલા રૂશતમ માનેકના વડા દીકરા.)

"બનાંજી લીમજી તે વખત ઉપર દાવર હતા." (મ. ૩૦ જુલાઈ ૧૭૩૪. પા. પ્ર. I. ૩૦, બનાજી ખાનદાનનો પાયો નાંખનાર.)

મોદીજી જીજીભાઈ જમશેદજી (મ. તા૦ ૧૦ એપ્રીલ ૧૭૩૮. પા. પ્ર. I. ૩૩. મોદીનું દખમું અને દરેમહેર સ્થાપનાર હીરજીવાછા મોદીના છોકરાના છોકરા.)

"પારશી જમશેદજી બેહેરાંમજી તે બરજોરજી રતનજી ઇશપીશરનાં બપાવા." (પા. પ્ર. I. ૧૭૭. નો. ૧. એવણનાં બેટા રતનજી પણ પાછલથી અધીકારી નેમાયા હતા અને તેવણ ડેપ્યુટી ગવરનર સ્પેનશરની નોકરીમાં હોવાથી એ ઓખરે ઓલખાયા.)

"પારશી નવરોજજી હોરમજજી તે જાઈનાં હીરજીનાં બાપ."

"પારશી બેહેરાંમજી હોરમજજી તે શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં કાકા." (એવણ બેરાંમજી હોમજી અથવા બેહેલી હોમજી તરીકે પણ જણાયલા હતા. તા૦ ૨૫ એપ્રીલ ૧૭૪૯ નાં એક પત્રમાં એવણની આગેવાન સહી છે. પા. પ્ર. I. પા. ૩૮; પા. ૧૬૭ નો. ૧. કોટની કીંગ બરાખ આગલની બેરાંમજી હોરમજી સ્રીટ એવણનાં નામ ઉપરથી.)

"પારશી નોશરવાંનજી હોરમજી તે શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં બાપ". (એવણ નશરવાંનજી હોમજી અથવા નશવી હોમજી તરીકે પણ ઓલખાતા. પા. પ્ર. I. ૮૬ નો. ૨. ઇ. ૧૭૫૫ ના સાલની નોંધમાં આગેવાન તરીકે એવણની સહી જોઇએ છીએ. પા. પ્ર. I. ૪૧. મ, ઈ. ૧૭૯૧ ની આગમચ હોય, સબબ કે એ સાલની એક મીટીંગમાં એવણના છોકરા દાદીભાઇની પંચાએતના મેમબર તરીકે સહી જોઇએ છિએ.)

(આ) એ પછી "બીજુ ઉપલા શાહેબો ગુજરી ગએઆ તેહનાંનાં ફરજંદો હતા તે હરએક વાતનો બંદોબશત તથા ઇનશાફ કરતા હતા તેહનાનાં નાંમની વીગત" એવે મથાલે નીચલી ટીપ આપી છે.

શેઠ માણેકજી નવરોજજી (મ. ૧૯ એપ્રીલ ૧૭૪૮, પા. પ્ર. I. ૪૬. નેમણુક બાપનાં મરણ બાદ ઇ. સ. ૧૭૩૩ માં. માણેકજી શેઠની વાડી અને દરેમહેરના સ્થાપક.)

પંનથકી નશરવાંનજી નવરોજજી (ને. ઇ. ૧૭૭૭ ની આગમચ. મુંબઇના એક આગેવાન પંથકી. પા. પ્ર. I. ૫૫.)

પંનથકી ફરાંમજી નવરોજજી (ને. ઇ. ૧૭૭૭ ની આગમચ. પા. પ્ર. I. ૫૫. મુંબઈના એક જાણીતા પંથકી.)

શેઠ નશરવાંનજી બહમનજી (ને. ૧૭૪૮ આગમચ હોય. પા. પ્ર. I. ૩૭. ઇ. ૧૭૬૮ સુધી હૈયાત હતા. પા. પ્ર. I. ૮૬૩.)

શેઠ એદલજી ફરાંમજી. (ને. ૧૭૪૯ આગમગ. મ. ૧૦ જુન ૧૭૮૩. પા. પ્ર. I. ૬૨.)

પંનથકી ફરાંમદારૂ જીવનજી (ને. ૧૭૯૩ ની આગમચ. મ. ૨૫ મી અકટોબર ૧૮૧૯. પા. પ્ર. I. ૧૪૫. પોતાના ભાઇ જીવનજી કાવજીના પાલક હોવાથી નામ બદલાયું.)

મોદી માણેકજી જીજીભાઇ (ને. ૧૭૪૯ ની આગમચ. મ. ૧૯ ફેબરવારી ૧૭૭૩. પા. પ્ર. I. ૪૯.)

મોદી બોમાભાઇ જીજીભાઈ. (ને. બાવાનાં મરણ ટાંકણે, તા૦ ૧૦ મી એપ્રીલ ૧૭૩૮ માં હોય. મ. ૧૩ મી અકતોબર ૧૭૭૧. પા. પ્ર. I. ૪૭.)

માણેકજી લીમજી બનાજીનાં.
વાડીઆજી નવરોજી નશરવાંનજી.
મેહ્દી શુહે રામજી (?)[1]
રતનજી જમશેદજી ઇશપેશરનાં (પા. પ્ર. I. ૧૭૭. નો. ૧.)
રાંનકજી ચનાંવારા (?)
પારશી શનતોક બરજોર (ને. ૧૭૪૫ માં એલાવથી આવ્યા પછી. પા. પ્ર. I. ૧૮૧, નો. ૨. સંતોક ખાનદાનના સ્થાપક.)
પારશી ધનજી રઇઆ.

પારશી બહમનજી જીવાજી ભતુનાં (ને. ૧૭૪૯ આગમચ. મ. ૩ જુલાઇ ૧૭૬૨. પા. પ્ર. I. ૪૪. મુંબઇના એક મોટા વેપારી અને જમીનદાર.)

(ગ) એ પછી એક ત્રીજી ટીપ નીચલાં મથાળાં સાથે આપી છે:

"બીજું જેહવારે ઉપલા શાહેબો ગુજંરી ગઆ પછે તેહનાંનાં ફરજંદો હુતા તે હરએક વાતનો બંદોબશત તથા ઇનશાફ કરતા હુતા તેહનાંનાં નામની વીગત"

દાવર નાંહાંનાભાઇ બેહેરાંમજી બનાજીનાં (મ. ૨૮ મી જુલાઈ ૧૭૮૮. પા. પ્ર. I. ૭૦. ને. બાવાનાં મરણ તાંકણે ૧૭૫૩ માં હોય. ૧૭૮૭ માં સરકારે પાછા નેમ્યા.)

મોદી જમશેદજી બોગાભાઇ (ને. બાવાની જગ્યાએ ૧૭૭૧ માં. ૧૭૮૭ માં સરકારે પાછા નેમ્યા. મ. ૨૬ અકટોબર ૧૮૨૨. પા. પ્ર. I. ૧૬૪.)

વાડીઆજી માણેકજી નવરોજી (ને. કદાચ બાવાની જગ્યાએ ૧૭૭૪ માં. મ. ૮ મી એપ્રીલ ૧૭૯૨. પા. પ્ર. I. ૭૫.)

વાડીઆજી બહમનજી નવરોજી (ને. ૧૭૮૫ પછી હોય. મ. ૨૫ મી એપ્રીલ ૧૭૯૦. પા. પ્ર. I. ૭૨.)

પારશી દાદીભાઇ નોશરવાંનજી (ને. ૧૭૭૬ ની આગમજ. ૧૭૮૭ માં સરકારે પાછા નેમ્યા. મ. ૭ એપ્રીલ ૧૭૯૯. પા. પ્ર. I. ૮૬.)

પારશી મનચેરજી જીવનજી રેડીમની. (ને. ૧૭૭૭ આગમચ. મ. ૧૦

---

(૧) આવી ? સવાલની નીશાણી ઉપલી ચોપડીમાંનીજ છે. કદાચ એ નામ "મોદી સોહરાબજી" હોય, જેવણને "મુંબાઇના બાહાર" (પા. ૨૯૬) માં આપેલી મોદી કુટુંબની વંસાવલીમાં બોગાભાઇ જીજીભાઇ મોદી (પા. પ્ર I. ૪૭) ના ભાઈ તરીકે જણાવ્યા છે.

આગસ્ત ૧૭૮૬. પા. પ્ર. I. ૬૭. ૧૭૨૮ માં નોશારીથી આવી રેડીમની કુટુંબનો પાયો નાંખનાર).

પારશી હીરજીભાઇ જીવનજી રેડીમની (ને. ૧૭૭૬ આગમચ. મ. ૨૪ મી ફેબરવારી ૧૭૯૪. પા. પ્ર. I. ૭૭. પહેલ વહેલા ચીનની સફર કરનાર પારસી. એઓની અસલ ઓખર "સુઈ" ની હતી, પણ હંમેશાં તેઓ રોકડેથીજ વહેવાર ચલાવતા, તેથી રેડીમની ઓલખ પડી. મુંબઇનો બહાર પા. ૪૫૪. પહેલા સર કાવસજી જહાંગીરના બપાવા.)

પારશી માણેકજી દોરાબજી શરાફ. (ને. ૧૯૯૧ આગમચ. મ. ૧૫ મી જુલાઇ ૧૭૯૫. પા. પ્ર. I. ૭૮. અશલ ઓખર દાદીબરજોર પણ સરકારી તીજોરીમાં શરાફ હોવાથી શરાફ ઓખર લીધી.)

પારશી ભીખાજી બેરાંમજી પાંડેના (ને. ૧૭૫૫ આગમચ. પા. પ્ર. I. ૬૨. મ. ૨૩ આગસ્ટ ૧૭૮૩. પાંડે કુટુંબનાં સ્થાપક. પાંડે સેનીટેરીઅમવાળા મેરવાંનજી પાંડેના બપાવા.)

પારશી પેશતનજી ધનજી રઇઆ.

પારશી મજાઇ રતનજી.

પારશી રતનજી જમશેદજી ઇશપીશરનાં.[1]

પારશી દાદાભાઇ જમશેદજી ગાંમડીઆ. (ને. ૧૭૭૬ આગમચ. મ. ૧૯ નવેમબર ૧૭૯૨. પા. પ્ર. I. ૭૫. શેઠ ફરામજી નશરવાંનજી પટેલના બપાવા.)

પારશી કાવશજી માણેકજી શાએર (ને. ૧૭૯૨ આગમચ. મ. ૧૫ મી સપ્ટેમ્બર ૧૭૯૩. પા. પ્ર. I. ૭૬. એવણના બાવા 'સોયર' (sawer અથવા sawyer) એટલે લાકડાં વહેરનાર કરાઈ હોવાથી એ અટક પડી.)

પારશી દાદાભાઇ કાવશજી જાટલીમેન (મ. ૨૪ મી મે ૧૮૧૧. પા. પ્ર. I. ૧૧૮. પહેલ વહેલા પારસીઓનું લીલાંઉખાનુ સ્થાપનાર. અંગ્રેજોની રાહ રીતભાતોથી વાકેફગાર હોવાથી એવણની અટક જાટલીમેન (જેન્ટલમેન) ની પડી હતી.

પારશી હીરજી નવરોજજી જાઈનાં.

---

(૧) એ નામ ઊપરની બીજી ટીપમાં "રતનજી જમશેદજી ઇશપેશરનાં" તરીકે છે તેજ છે.

શેઠ મનચેરજી બહમનજી (શેઠ). (ને. ૧૭૭૬ આગમચ. મ. ૮ મી ઓગસ્ટ ૧૭૭૯. પા. પ્ર. I. ૮૮.)

શેઠ શાપુરજી બહમનજી (શેઠ). (ને. તા૦ ૧ લી જાનેવારી ૧૭૮૭ ને દીને સરકારે નેમેલા ૧૨ માંના એક. પા. પ્ર. I. ૬૮. કોટનો શાપુર શેઠનો ચકલો એવણનાં નામ ઉપરથી).

શેઠ નાંહાંનાભાઇ બહમનજી. (ને. ૧૭૪૯ આગમચ. કોટમાંની નાનાભાઈ બમનજી સ્ટ્રીટ એવણના નામ ઉપરથી. મ. ૧૭ ઓગસ્ટ ૧૭૭૬ થી ૨૧ મેહ ૧૭૭૭ ની વચ્ચે.)

દશતુર કાઉશજી રૂશતમજી વેલાએતી (જલાલ) (ને. ૧૭૮૭ માં સરકારે નેમેલાં નામોમાં "દશતુર કાઉશજી પેશતનજી" નામમાં 'રૂશતમજી' ને બદલે 'પેસ્તનજી' ભુલમાં લખાયલું પા. પ્ર. ધારે છે. મ. ૨૬ ફેબરવારી ૧૮૦૨. પા. પ્ર. I. ૯૨. કદમીઓના પહેલા દસતુર.)

પંનથકી ફરાંમહારૂ નવરોજજી.[1]

પંનથકી નશરવાંનદારૂ નવરોજજી.

પંનથકી કાવશદારૂ બચાજી (દાજી) (મ. ઇ. ૧૭૯૫ પછી. મુંબઇના એક આગેવાન મોબેદ, પા. પ્ર. I. ૮૦.)

પંનથકી કોઇદારૂ મેનોશદારૂ (મ. ૧૭ ડીસેમબર ૧૭૮૭. પા. પ્ર. I. ૬૯. એક ખબરદાર આગેવાન મોબેદ).

પંનથકી બહમંનદારૂ જીવંનજી (ને. ૧૭૭૭ આગમચ. પા. પ્ર. I. ૫૫. મુંબઇના એક આગેવાન મોબેદ.)

(ઘ) ત્યાર પછી ચોથી ટીપ આપણે નીચલી યાદી સાથે જોઇએ છીએ. "બીજુ જે વારે દાવર નાંહાંનાભાઇ બેરાંમજી તથા તેનાંની શાથે બીજા શાહેબ લોકો હતા તે ગુજરી ગીઆ તે વારે તેનાંનાં ફરજંદો તથા બીજા શાહેબ લોકો હતા તે હરેક આપરી પંચાતનો બંદોબશત કરતા હતા તથા અશલનાં શાહેબ લોકો અંનશાફ કરતા હતા તે પરમાંણે કરીને જેહવી જેહ-

(૧) આ નામ બીજી ટીપમાં "પંનથકી ફરાંમજી નવરોજજી" તરીકે જે નામ છે, તેજ દીસે છે. એવાં બીજાં પણ કોઇક નામો પાછાં જોઇએ છીએ.

(૨) આગલી ટીપમાં "પંનથકી નશરવાંનજી નવરોજજી" નામ છે તે એજ નામ દીસે છે.

નાંની તકશીર તે પરમાંણે શજા દેતા હતા તે શાહેબ લોકોની નાંમની ઈઆદદાશત ".

દાવર ફરાંમજી નાંહાંનાભાઇ ( ને. ૨૮ જુલાઇ ૧૭૮૮. મ. ૧૪ મી ડીસેમબર ૧૮૨૦. પા. પ્ર. I. ૧૫૨. )

વાડીઆજી ફરાંમજી માણેકજી ( ને. ૧૭૬૨ માં બાવાનાં મરણ તાંકણે. મ. ૧૫ ડીસેમબર ૧૮૦૪. પા. પ્ર. I. ૧૦૦. )

વાડીઆજી નશરવાંનજી માણેકજી ( ને. ૧૮૦૪. ની આગમચ. મ. ૪ જુન ૧૮૧૪. પા. પ્ર. I. ૧૨૭. )

વાડીઆજી જમશેદજી બહુમનજી ( ને. ૧૭૯૦ માં બાવાનાં મરણ તાંકણે. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને પાછી નેમણુંક કરી. મ. ૩૧ મી ઓગસ્ટ ૧૮૨૧. પા. પ્ર. I. ૧૫૬. )

વાડીઆજી પેશતનજી બહુમનજી ( ને. ૧૭૯૧ ની આગમચ. મરણ ૨૦ મી આગસ્ત ૧૮૧૬. પા. પ્ર. I. ૧૩૨. )

પારશી અરદેશરજી દાદીભાઇ ( ને. ૧૭૯૯ માં બાવાનાં મરણ તાંકણે. મ. ૨૯ મી જુન ૧૮૧૦. પા. પ્ર. I. ૧૧૭. )

પારશી શેરાબજી મનચેરજી રેડીમની ( ને. સરકારે ૧૭૮૭ માં નેમેલા. મ. ૭ અકટોબર ૧૮૦૫. પા. પ્ર. I. ૧૭૨. )

પટેલ કાવશજી રૂશતમજી ( ને. ૧૭૬૩ માં બાવાનાં મરણ તાંકણે હોય. મ. ૬ આગસ્ત ૧૭૯૯. પા. પ્ર. I. ૮૭. કાવશજી પટેલ સ્ટ્રીટ, અને કાવશજી પટેલ તલાવ એવણનાં નામથી. ૧૭૯૦ માં બહારકોટનું નશાખાનું બંધાવી પંચાએતને સપુર્દ કર્યું. )

પારશી માણેકજી દોરાબજી શરાફ. [1]
પારશી મજાઇ રતનજી [1]
પારશી બરજોરજી રતનજી ઇશપીશરનાં
મોદી કુવરજી કાવશજી

દશતુર મુલાં ફીરોજજી કાવશજી ( ને. ૧૭૯૪ માં એવણના બાવા હેદ્રાબાદ

(૧) એ નામ આગલી ટીપમાં પણ છે.

જઇ રહયા ત્યારે હોય. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને પાછા નેમેલા. મ. ૮ અકટોબર ૧૮૩૦. પા. પ્ર. I. ૨૨૯. કદમીઓના વડા દસતુર. )

પંનથકી દોરાબદારૂ ફરાંમજી ( ને. ૧૭૮૭ માં સરકારે નેમેલા. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને પાછા નેમ્યા. મ. ૨૮ મી મે ૧૮૨૩. પા. પ્ર. I. ૧૬૯. એક જાણીતા પંથકી. )

શેઠ શાપુરજી બહમનજી ( શેઠ. )

શેઠ શોહોરાબજી નાંહાનાંભાઈ ( શેઠ ) ( ને. ૧૭૫૭ ની આગમચ. એ સાલનાં પત્રો ઉપર આગેવાન સહી. ૧૭૮૭ માં સરકારે પાછા નેમેલા. મ. તા૦ ૩૦ મી મે ૧૭૯૬ અને તા૦ ૧૬ મી નવેમબર ૧૮૦૪ ની વચ્ચે, સબબ કે ઉપલી પહેલી તારીખની મીટીંગમાં એવણુની સહી મલે છે અને ત્યાર પછીની બીજી મીટીંગમાં મલતી નથી પા. પ્ર. I. પા. ૫૫, ૬૫, ૬૮. )

અંધેઆરૂ દોરાબજી ફરદુનજી ( લશકરી ) ( ને. ૧૭૭૬ આગમચ. ૧૭૮૭ માં સરકારે પાછા નેમેલા. મ. ૧૬ મી જુન ૧૭૯૮. પા. પ્ર. I. ૮૫. અત્રેના એક જાણીતા વેપારી અને સરકારી કંત્રાકટર. )

આ ટીપની હેઠે નીચલી નોંધ છે. "હેની વીગતે ઉપલા શાહેબો અંનશાફ કરીને ફરમાંવતા હતા તે પરમાંણે બેઉ પારટી તથા શરવ અંનજુમન કબુલ કરતા હતા.''

( ૬ ) એ પછી એક પાંચમી ટીપ નીચલી વીગત સાથે આપી છે. " બીજું નંબર ૯ મધે લખેલુ છે તે મધેથી કેટલાએક શાહેબ લોકો ગુજરી ગીઆ તેવારે બેહેશતી વાડીઆજી જમશેદજી બહમનજી તથા દાવર ફરાંમજી નાંહાંનાંભાઇ તથા પારશી બરજોરજી દોરાબજી દાદીબરજોરનાં તથા બીજા પંચાતનાં બેશનારાઓએ વીચારીઉ જે હવે આગલનાં કરતાં આપરી વશતી વધતી થાઇ છે તે હરએક વાતનો બંદોબશત તથા અંનશાફ કરવાનું કાંમ વધતું પડે છે વાશતે ઠરાવીઉ છે જે હવે આપરી પંચાતનો અનશાફ કરવાને વાશતે બેહેદીન તથા મોબેદ જુમલે આશાંમી ૧૨) છે તે મધે બીજી આશાંમી ૬) છ વધારીને આશાંમી ૧૮) કરીએ તે વાશતે શમશત અંજુમને શંવત ૧૮૭૪ [1] નાં

---

(૧) તા૦ ૪ માર્ચ ૧૮૧૮

માહા વદ ૧૨ ને વાર બુધેને દ'ને જુમલે આશાંમી ૧૮ ઠરાવેઆ છે તેનાંનાં નાંમ આપરી પ'ચાતની ચોપડી પાં. ૧૭ માં લખેલાં છે તેની વીગત."

દાવર ફરાંમજી નાંહાંનાંભાઇ [1]

વાડીઆજી જમશેદજી બહમનજી [2]

શેઠ ખરશેદજી અરદેશરજી (દાદીશેઠ) (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૨૧ મી આગસ્ટ ૧૮૫૧. પા. પ્ર. I ૫૭૪.)

ધનજીભાઇ શોહરાબજી રેડીમની (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમનની મીટી'ગમાં. મ. ૫ મી નવેમબર ૧૮૧૮. પા. પ્ર I. ૧૪૦).

વાડીઆજી હોરમજ'જી બહમનજી (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમનની મીટી'ગમાં. મ. ૭ મી માર્ચ ૧૮૨૬. પા. પ્ર. I ૧૯૪. પારસી પ'ચાએતમાં ૧૮૨૩ માં નેમાયલા પહેલા ૪ ત્રસ્ટીઓમાંના એક).

પારશી ફરાંમજી કાવશજી બનાંજીનાં (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૧૨ મી ફેબરવારી ૧૮૫૧. પા. પ્ર. I ૫૬૦. ૧૮૨૩ નાં પહેલા ૪ ત્રસ્ટીઓમાંના એક).

પારશી શોહોરાબજી વાછાગાંધી (મોદી સોરાબજી વાછાગાંધી) (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૬ થી આગસ્ટ ૧૮૫૭. પા. પ્ર. I ૭૩૬. વાછાગાંધીની ચોપાટીની દરેમેહરના સ્થાપક).

દશતુર ખરશેદજી જમશેદજી નોશારીનાં (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૨૪ મી મે ૧૮૨૯. પા. પ્ર. I ૨૧૮)

દશતુર મુલાં ફીરોજજી કાઉશજી.

શેઠ મેહેરવાનજી નવરોજજી (શેઠના) (ને. ૪ થી માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમનની મીટી'ગમાં. પા. પ્ર. I ૧૩૬. મ. ૧૦ ડીસેમબર ૧૮૧૮. પા. પ્ર. I ૧૪૦. માણેકજી શેઠની મીલકતના ૪ થા મુતવલી.

શેઠ રૂશતમજી શાપુરજી (શેઠનાં) (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. સને ખબર નથી, પણ તા. ૫ મી જુન ૧૮૪૨ સુધી હૈયાત હતા).

પ'નથકી દોરાબજી ફરાંમજી

---

(૧) આ નામ ચોથી ટીપમાં આવ્યું છે.

(૨) આ નામ આગલી ટીપમાં પણ છે.

"આ. હોરમજજી દોરાબજી લશકરી ઠરાવા હતા પણ હોરમજજી દોરાબજી ચીન ગઆ તે વાશતે દશતુર એદલજી દોરાબજી શંજાણાને ઠરાવા છે" (ને. તા. ૪ થી માર્ચ ૧૮૧૮ ને દીને મલેલી સમસ્ત અનજુમને નેમેલા. એવણ "હોરમજ દોરાબ" ને નામથી જણાયલા હતા. મ. તા. ૩૦ એપ્રીલ ૧૮૪૨. પા. પ્ર. I ૩૮૬)

બરજોરજી દોરાબજી દાદીબરજોરનાં (ને. ૪ માર્ચ ૧૮૧૮ ને દીને મલેલી સમસ્ત અનજુમને નેમેલા. મ. ૪ થી ફેબરવારી ૧૮૧૯. પા. પ્ર. I ૧૪૧)

દાદાભાઇ કાવશજી શાએર (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૨૬ માર્ચ ૧૮૨૮. પા. પ્ર. I ૨૧૦)

ખરશેદજી માંણેકજી શરાફ (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૭ મી મે ૧૮૪૫. પા. પ્ર. I ૪૫૨. મરહુમ માણેકજી જજના બાવા [1])

પેશતનજી ભીખાજી બેરાંમજી પાંડેનાં (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૧૯ મી માર્ચ ૧૮૪૭. પા. પ્ર. I ૪૮૫)

નવરોજજી મેહેરજી (ને. ૪ માર્ચ ૧૮૧૮ ની સમસ્ત અનજુમને નેમેલા. મ. ૧૨ મી નવેમબર ૧૮૨૧. પા. પ્ર. I ૧૫૮.)

ઉપલી ટીપની હેઠે નીચલી નોંધ છે.

"હેની વીગતે જે કંઈ બંદોબશત તથા અંનશાફ એ શાહેબોએ ચુકાવેઆ છે તે દાદી તથા ફરીઆદી શરવ અંનજુમનને કબુલ રાખેલા છે."

એ પછી કેટલાક ફેરફારોની નોંધ નીચે મુજબ લીધી છે.

"બીજુ જેવારે ઉપર લખેલા દાવર ફરાંમજી નાંહાંનાંભાઇ ગુજરેઆ તેહવારે તેનાંને ઠેકાણે દાવર જાંગીરભાઇ ફરાંમજીને દાવર ઠરાવેલા છે અને જેહવારે બેહેશતી વાડીઆજી જમશેદજી બહમનજી ગુજરેઆ તેનાંને ઠેકાંણે વાડીઆજી રતનજી બમનજીને ઠરાવેલા હતા પણ વાડીઆજી રતનજી બહમનજી

---

(૧) પા. પ્ર. (I. ૪૫૨) માં લખે છે કે "મુંબઇની પારસી પંચાતના એવણ એક મુખ્ય તથા આગેવાંન અકાબર તેમજ તેની પુંજીના એક તરસ્તી હતા." પંચાએતનાં દફતર પરથી એવણ "એક મુખ્ય તથા આગેવાન અકાબર" માલમ પડે છે, પણ તેવણ "પુંજીના એક તરસ્તી હતા" એવું માલુમ પડતું નથી.

ગુજરેઆ પછે તેનાંને ઠેકાણે વાડીઆજી નવરોજજી જમશેજીને ઠેરાવેલા છે તથા ધનજીભાઇ શોરાબજી રેડીમની ગુજરેઆ તેહવારે કેખશરો શોહોરાબજી રેડીમનીને ઠેરાવેલા છે તથા બરજોરજી દોરાબજી દાદીબરજોરનાં ગુજરેઆ તેહવારે ફરાંમજી બરજોદજીને ઠરાવેલા છે તથા શેઠ મેરવાંનજી નવરોજજી ગુજરેઆ તેહવારે શેઠ હોરમજજી બહમનજીને ઠરાવેલા છે તથા શેઠ રૂશતમજી શાપુરજી ગુજરેઆ તેહવારે શેઠ શોરાબજી શાપુરજીને ઠેરાવેઆ છે તથા નવરોજજી મેહેરજી ગુજરેઆ તેને ઠેકાંણે જમશેદજી જીજીભાઇને ઠેરાવેલા છે તથા પંનથકી દોરાબલારૂ ગુજરેઆ તેને ઠેકાંણે અનઘેઆરૂ હોરમજજી દોરાબજી લશકરીને ઠેરાવેલા છે તે શરવે અંજુમનને જાહેર થવાને વાશતે ઇઆદદાશત લખી છે પણ કદાશ કોઇ પંચાત મધે બેશનાંરા છે તે મધેથી શમશત અંનજુમનની નજરમો કોઇને બદલવા હોએ તો શુખેથી અંનજુમન મલે તેહવારે જાહેર કરે શહી પછે અનજુમનની નજરમો ઠરશે તે પરમાંણે કરશે શહી.

"બીજું એની વીગતે અશલથી આપરી જાતનાં કજીઆ આપરી પંચાતનાં બેશનારા ચુકવતા આવેઆ છે તથા અશલથી અંગરેજી માંશ અકટોબર શને ૧૭૭૭ થી જંનદરાલ કોંશલે આપરી પંચાતને હોકમ આપેલો છે તથા અશલ કોંશલદાર લોકો જુશતીશ કરતા હતા તારે તે શાહેબોનાં હોકમથી પાલેશી માશટર હમેશેથી કોઇ પારશીનો કજીઓ પડે છે તેહવારે આપરી પંચાત ઉપર મોકલતા આવેઆ છે તથા પીટીશેશન થઆ પછે કેટલાએક પારશીનાં કજીઆ આપરી પંચાત ઉપર મોકલેલા છે તેહની ઇઆદદાશત હમણાં આપડી પંચાતની ચોપડીમો નોધેલી છે પણ હકીકત બંદોબશત મધે લખી જણાંવેલી છે તે વાંચીઆથી રોશન થાશે શહી."

ઊપલી ટીપો ૧૮૨૩ ના બંધોબસ્ત શાથે જોડેલી ટીપો પ્રમાણે છે. તે ટીપોમાંની છેલ્લીની પછવાડેની યાદી ઉપરથી અને પારસી પ્રકાશ ઉપરથી અને પંચાએતનાં આગલા દફતરોમાં પંચાએતના મેમબરોની મીટીંગોની જે હકીકત આપી છે તે ઉપરથી દીસે છે કે ઉપર આપેલી ટીપનાં નામો ઉપ્રાંત કેટલાક બીજા સાહેબો પણ પંચાએતના મેમબરો એક યા બીજી વખતે હતા. તેવાં નામો નીચે આપું છું

એ ટીપ ઉપરાંત પા. પ્રકાશ અને પંચાએતનાં દફતરોના આધારે મલતાં બીજાં નામો.

બમનજી રૂસ્તમજી શેઠના ( ને. આસરે ૧૭૨૫ થી ૧૭૩૨. જુઓ ઊપર પા. ૩૩-૪. પા. પ્ર. I. ૮૭ નો. ૨. રૂસ્તમ માનેકના બીજા છોકરા. )

નવરોજી માનેકજી (હીરામાનેક) ( ને. આશરે ૧૭૨૫ થી ૧૭૩૨ પા. પ્ર. I ૪૧૧ નો. ૫)

રૂસ્તમજી દોરાબજી પટેલ ( ને. આસરે ૧૭૨૫ થી ૧૭૩૨. મ. ૧૨ મી એપ્રીલ ૧૭૬૩. પા. પ્ર. I ૪૪. મુંબઇ આવનાર ગણાતા પહેલા પારસી દોરાબજી નાનાભાઈના નાના દીકરા. )

બેરાંમજી બનાજી લીમજી ( ને. ૧ આગસ્ટ ૧૭૩૪ બાવાનાં મરણ બાદ. મ. ૧૨ મી મે ૧૭૫૩. પા. પ્ર. I ૩૯ ).

સોરાબજી માનેકજી શેઠનાં ( બાવાનું નામ મંચેરજી, ) ( ને. પાલક-બાવા માનેકજી શેઠનાં મરણ તાંકણે, ૧૯ એપ્રીલ ૧૭૪૮ ને દીને હોય. મ. ૧૨ એપ્રીલ ૧૭૯૮. પા. પ્ર. I ૮૧. શેઠ ખાનદાનની વંશાવલી પાનું ૩૯ ).

લવજી નશરવાનજી વાડીઆ ( ને. ૧૭૪૯ ની આગમચ, સબબ તા. ૨૫ એપ્રીલ ૧૭૪૯ નાં પત્ર ઉપર આંગેવાન સહી. મ. ૩ જી જુલાઇ ૧૭૭૪. પા. પ્ર. I ૫૦. પહેલવહેલા પારસી માસ્તર બીલડર, વાડીઆ ખાનદાનનાં સ્થાપક. મુંબઇને બહાર પા. ૫૨૧ પ્રમાંણે લવજી નામ નવજીનું બીજું રૂપ હતું, જે નવજી તે નવરોજીનું રૂપ હતું ).

આ. દાદાભાઈ ફ્રરાંમજી શેઠનાં ( ને. ચોકસ નથી. પા. પ્ર. I ૬૨, નો. ૧. પંચાએતના કોઇ પણ દસ્તાવેજ પર એવણની સહી મલતી નથી ).

આ. બરજોરજી ફ્રરાંમજી શેઠનાં ( ને. ૧૭૫૦ ની આગમચ, સબબ તા. ૨ ફ્રેબરવારી ૧૭૫૦ નાં પત્ર ઉપર સહી છે. પા. પ્ર. I ૬૨ નો. ૧. )

આ. જમશેદજી ફ્રરાંમજી શેઠનાં ( ને. પા. પ્ર. I ૬૨ નો. ૧. મ. ૧૭૬૮ પછી હોય, સબબ ૫ જાનેવારી ૧૭૬૮ નાં સુરતના એક દસ્તાવેજપર સહી છે. પા. પ્ર. I ૮૬૩. પંચાએતના: કોઇ પણ દસ્તાવેજ ઉપર એવણની સહી મલતી નથી ).

માણેકજી બનાજી લીમજી ( ને. ભાઈ બેરાંમજીનાં મરણ તાંકણે ૧૭૫૩ માં હોય. ૧૭૫૫ નાં કાગજમાં આગેવાન સહી. મ. ૧૮ મી નવેમબર ૧૭૭૫. પા. પ્ર. I ૫૧ ).

કાવશજી ખરશેદજી જીજીભાઇ મોદી (ને. કાકા માનેકજી મોદીનાં મરણ તાંકણે ૧૭૭૩ માં હોય. મ. ૩૦ એપ્રીલ ૧૭૭૯. પા. પ્ર. I. ૫૮ નો. ૧.)

નશરવાંનજી દાદાભાઇ મોદી (ને. ૧૭૭૬ ની આગમચ. સબબ એ સાલનાં પત્ર પર સહી. મ. ૨૦ મી આગસ્ટ ૧૭૯૦. પા. પ્ર. I ૭૧. અત્રેનાં એક મોટા વેપારી. "દાદામોદી" જેવણુની નૈયતે તેવણુનાં ધણીઆણી બાઇ જાઇજીએ પોતાના ભાઇ શેઠ હોરમજી બમનજી વાડયા મારફતે સુરતમાં દાદામોદીનાં આતશબેરાંમ સ્થાપ્યાં તેવણુનાં બાવા).

આ૦ જમશેદજી મેરનોશજી (ને. ૧૭૭૭ ની આગમચ. એ સાલનાં પત્ર ઉપર સહી. પા. પ્ર. I. ૫૫. મુંબઇનાં એક આગેવાન મોબેદ).

કાવશજી ભીખાજી. (ને. તા૦ ૧ જાનેવારી ૧૭૮૭ ને દિને સરકારે નેમેલા. પા. પ્ર. I. ૬૮).

માણેકજી નશરવાંનજી પંથકી (ને. ૧૭૯૨ આગમચ. એ સાલની મીટીંગની મીનીટ પર સહી. મ. ૩૦ જુન ૧૮૨૦. પા. પ્ર. I. ૧૪૯. એક જાણીતા પંથકી).

ધનજીભાઇ હોરમજી પટેલ (ને. ૧૭૯૨ આગમચ. એ સાલની મીટીંગની મીનીટપર સહી. મ. ૧ લી જુલાઇ ૧૮૦૮. પા. પ્ર. I ૧૧૧. એવણુને નામે એવણુના બેટા હોરમસજી ધનજીભાઇ પટેલે ૧૮૩૪ માં એક દરેમેહર સ્થાપી હતી જે એવણુનાં "ધના પટેલ" નાં નામથી હજી પણ ઓળખાય છે.)

જાંગીરજી નશરવાંનજી વાડીઆ (ને. કદાચ બાવાનાં મરણ તાંકણે ૧૮૧૪ માં. મ. ૧૯ મી મે ૧૮૪૩. પા. પ્ર. I. ૪૧૫.)

કુંવરજી રૂસ્તમજી [1]

---

(૧) આ કુંવરજી રૂસ્તમજીથી માણેકજી મંચેરજી સુધીનાં ૧૧) નામોવાલા ધણીઓ પણ ઈ. ૧૭૯૧–૯૨ અને ૯૩ નાં સાલોમાં પંચાએતના અધીકારીઓ દિસે છે. પંચાએતનાં ચોગલાઓની એ સાલોની સભાઓ (ચો. ૧ બા. ૧ થી ૮) જેમાં થોડા જનાઓનીજ સહી છે, તેમાં તેઓનાં નામો દીસે છે. વલી એઓમાંથી કેટલાકોનાં નામો દોરાબજી ફરદુનજી લશકરી, દાદીભાઇ નશરવાંનજી (દાદીશેઠ), આ. હોરમજી કોહીદારૂ. આ. માનેકજી નશરવાંનજી, આ. દોરાબજી ફરામજી, આ. કાવશજી બચાજી, જેવા પંચાએતના આગેવાનો તરીકેનાં જણાયલાં નામોની આગમચ છે. તે ઉપરથી દીસે છે કે એ સર્વ ધણીઓ પંચાએતના અધીકારીઓ હતા, પણ એઓ વીશે વધું કાંઇ હકીકત જણાયલી નથી. પારશી પ્રકાશ પંચાએતના આગેવાન તરીકે એઓનું નામ આપતું નથી.

માણેકજી રતનજી મજાઇ
મોટાભાઇ મનચેરજી
એદલજી જમશેદજી
ખરશેદજી ભીમજી
મનચેરજી બેરાંમજી
બમનજી ધનજી
વાડીઆ બમનજી નવરોજી
કાવશજી
પટેલ જામાસજી મનજી
માણેકજી મંચેરજી

જુદા જુદા ઝુમખાઓમાં આપેલાં ઉપલાં સર્વ નામો ૧૮૧૮ માં છેલ્લા નેમા-
યલા મેમબરો સુધીનાં છે. તે પછીનાં એટલે કે ૧૮૨૩ નાં
ઉપલાં ૧૮૨૩ ના બંદોબસ્ત બંધોબસ્તમાં નોંધ લીધેલાં નામો અને તે અરસાના બીજા
સાથનાં નામો પછીનાં નામો. નામો પછીના પંચાતના મેમબરોનાં નામો નીચે
પ્રમાણે છેઃ

કેખશરૂ સોરાબજી રેડીમની (ને. એવણના ભાઇ ધનજીભાઇના મરણ તાંકણે તા૦ ૫ નવેમબર ૧૮૧૮. ખો. પ. ૨૫૬. મ. ૧૧ મી જાનેવારી ૧૮૩૦. પા. પ્ર. I. ૨૨૩.)

દસ્તુર એદલજી દોરાબજી સંજાણું (ને. તા૦ ૨ જી જુલાઇ ૧૮૧૮. પા. પ્ર. I. ૧૩૯. મ. ૨૮ ઓગસ્ટ ૧૮૪૭. પા. પ્ર. I. ૪૯૬. વાડીઆજીનાં આતશબેરાંમની સ્થાપણું (૧૮૩૦) વેળાએ પંચાએત તરફથી સ્યાલ ઓઢાડી. ખો. પં. પા. ૨૫૭ માં લખે છે કે દસ્તુર ખરશેદજી જામાસ્પ આશાનાં ગુજર્યા ત્યારે એવણને "દશતુરી આપીને અંનજુમંનની તરફથી શેઆલ હોરાડી છે."

હોરમજી બમનજી શેઠનાં (ને. આ. મેરવાંનજી નવરોજી શેઠનાનાં મરણ તાંકણે ૧૦ મી ડીસેમબર ૧૮૧૮. ખો. પં. ૨૫૭. મ. ૨૯ નવેમબર ૧૮૫૩. પા. પ્ર. I. ૬૨૬.)

ફરાંમજી બરજોરજી દાદીબરજોર (ને. બાવાનાં મરણ તાંકણે તા૦ ૪ ફેબરવારી ૧૮૧૯. મ. ૩ જી નવેમબર ૧૮૪૨. પા. પ્ર. I. ૪૦૦.)

જાંગીરજી ફરાંમજી દાવર (ને. બાવાનાં મરણ તાંકણે. પંચાએતના દાવર તરીકે ૧૮૨૦ માં નેમાયા. ખો. પં. ૨૫૬. મ. ૧૪ મી મે ૧૮૫૪. પા. પ્ર. I. ૬૪૧.)

રતનજી બમનજી વાડીઆ (ને. ૨ જી સપટેમબર ૧૮૨૧, ભાઇનાં ઉથમણાંમાં. ખો. પ. I. ૨૫૬. મ. ૨૯ સપ્ટેમબર ૧૮૨૨. પા. પ્ર. I. ૧૬૩.)

નવરોજી જમશેદજી વાડીઆ (ને. કાકા વાડયા રતનજીનાં મરણ ટાંકણે સપટેમબર ૧૮૨૨. ખો. પં. ૨૫૬. મ. ૧ લી નવેમબર ૧૮૬૦. પા. પ્ર. I. ૮૩૧)

જમશેદજી જીજીભાઇ (ને. ૧૫ મી અકટોબર ૧૮૨૩. નવરોજી મેરજી ગુજર્યા તેવણની જગ્યાએ. મ. ૧૪ મી એપ્રીલ ૧૮૫૯. પા. પ્ર. I. ૭૮૩. ૧૮૨૩ માં નેમાયલા પહેલા ૪) ત્રસ્ટીઓમાંનાં એક).

બમનજી હોરમજી વાડીઆ (ને. બાવાનાં મરણ તાંકણે તા૦ ૭ મી માર્ચ ૧૮૨૬. ખો. પં. ૨૫૬. મ. ૩ જી જુલાઇ ૧૮૬૨. પા. પ્ર. II. ૩૮. એવણ "બમનજી બાવા" ના નામથી ઓલખાતા હતા.)

દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મુલ્લાંફીરોઝ (ને. એવણના કાકા મુલ્લાં-ફીરોઝનાં મરણ તાંકણે ૧૮૩૦ માં. ખો. પં. ૨૫૭. મ. ૨૩ મી એપ્રીલ ૧૮૫૪. પા. પ્ર. I. ૬૩૫.)

ખરશેદજી કાવશજી બનાજી (ને. ૧૮૩૫ ની આગમચ. મ. ૪ થી ડીસે-મ્બર ૧૮૪૭. પા. પ્ર. I. ૪૯૮. ફરાંમજી કાવશજી બનાજીના ભાઈ. ડુંગરવાડી પર ધર્મશાલાવાલી જગ્યા ઇ. ૧૮૩૫ માં ભેટ આપનાર)

જીજીભાઇ દાદાભાઇ (ને. ૧૮૩૬ ની આગમચ. મ. ૧૨ મી મે ૧૮૪૯. પા. પ્ર. I. ૫૨૭. જીજીભાઇ દાદાભાઈનાં કુટુંબનાં સ્થાપક.)

સોરાબજી શાપુરજી શેઠનાં (ને. સને ચોકસ નથી. ૧૮૪૨ ની પછી હોય. ખો. પં. પા. ૨૬૧ માં સર જમશેદજી લખે છે કે "મેં વરશ ૨૦) મો એકવાર બી પંનચાતમો આવેલા જોએઆ નથી." ત્યારે (એવણ ૧૮૪૩ માં ખો. પં. લખે છે તેની ૨૦) વરસ આગમચ એટલે) ૧૮૨૩ માં એવણની નેમણુંક જણાય. પણ વલી સર જમશેદજી એજ પોતાનાં પુસ્તકમાં પાને ૨૫૮ માં જણાવે છે કે એવણને પોતાનાં ભાઇ "અંધીઆરૂ રૂશતંમજી શાપુરજી શેઠનાં ગુજરેઆ તેઆરે ...ઠેરવેઆ" એ બેઉ લખાંણ મેલવતાં તો આ. રૂસ્તમજી શાપુરજી શેઠનાં ઈ. ૧૮૨૩ માં યા આગમચ ગુજરેલા ગણાય. જોકે તેવણ (રૂસ્તમજી) નો મરણનો સને મલતો નથી, તોપણ ઇ. ૧૮૩૮ માં (પા. પ્ર. I. ૩૨૬) અને ઇ. ૧૮૪૨ માં (પા. પ્ર. I. ૩૯૧) એવણનું નામ નાણું ભરનારાઓની ટીપોમાં જોઇએ

છીએ. ત્યારે તો ઇ. ૧૮૪૨ સુધી રૂસ્તમજી હૈયાત હોવા જોઇએ અને તેમ લેતાં આ. સોરાબજી શેઠનાની નેમણુંક તે પછી થયલી હોવી જોઇએ. સર જમશેદજીનું બીજું લખાણુ ( પા. ૨૬૧ ) કે એવણુને "વરશ ૨૦ મો એક વારબી પંનચાતમો આવેલા જોએઆ નથી" તે તો એક અમસ્તું ઇસ્તેલાહી લખાણુ દીસે છે. મ. ૭ મી મે ૧૮૪૮. પા. પ્ર. I. ૫૦૫ ).

હોરમજી દાદાભાઇ સાહેર ( ને. ૧૮૪૩ પછી હોય, સબબકે સને ૧૮૪૩ માં પોતાની ખોલાશે એ પંનચાતમાં સર જમશેદજી (પા. ૨૫૭ માં) લખે છે કે "દાદાભાઇ કાવશજી શાએર ગુજરી ગએઆ તેથી તેવણુની જગો હાલ ખાલી છે." મ. ૧૪ મી માર્ચ ૧૮૪૫. પા. પ્ર. I. ૪૪૫. ડુંગરવાડી પર સાહેરની સગડી પોતાના ભાઇ માણેકજી સાથે બંધાવનાર ).

ઇ. સ. ૧૮૪૮નાં સાલની ટીપ.

ઉપલા અરસા પછી ઇ. સ. ૧૮૪૯ માં સર જમશેદજી જીજીભાઇએ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સટીટ્યુશન સ્થાપ્યું ત્યારે કેટલોક વખત પારસી પંચાએતના અધીકારીઓ તેજ સર જમશેદજી ઇન્સટીટયુશનના અધીકારીઓ અને ઇન્સ્ટીટયુશનના અધીકારીઓ તેજ પારસી પંચાએતના અધીકારીઓ, એમ બનેલું દીસે છે, જેની હકીકત પછવાડેના એક બાબમાં આપવામાં આવશે. તે અરસામાં અને પેહેલા સર જમશેદજી તા. ૧૪ એપ્રીલ ૧૮૫૯ ને દીને ગુજયા તે અરસામાં નીચલા વધુ સાહેબો પારસી પંચાએતના તેમજ ઇન્સટીટયુશનના અધીકારીઓ અવારનવાર થયા હતા.

દાદાભાઇ પેસ્તનજી વાડીઆ ( ને. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૧૯ મી જુલાઇ ૧૮૮૫. પા. પ્ર. III ૧૫૫)

ખરશેદજી રૂસ્તમજી વાડીયા (ને. તા. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૨૯ મી એપ્રીલ ૧૮૬૩. પા. પ્ર. II ૬૧ )

ખરશેદજી જમશેદજી ( જીજીભાઇ ) ( ને. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૧૧ મી જુલાઈ ૧૮૭૭. પા. પ્ર. II ૫૯૪.)

ખરશેદજી ફરદુનજી ( ને. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૮ મી ઓગસ્ટ ૧૮૯૬. પા. પ્ર. III ૫૯૧.)

માણેકજી લીમજી (બનાજી) (ને. ૯ મી જાનેવારી ૧૮૪૯, મ. ૨૯ મી અકટોબર ૧૮૫૨. પા. પ્ર. II ૬૦૫).

દોશાભાઇ સોરાબજી મુનશી (ને. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૨૨ મી ઓગસ્ટ ૧૮૭૦. પા. પ્ર. I ૩૪૧).

માણેકજી નશરવાંનજી પીટીટ (ને. ૯ મી જાનેવારી ૧૮૪૯. મ. ૨૧ મી મે ૧૮૫૯. પા. પ્ર. I ૭૯૨).

રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ (ને. ૧૬ મી ફેબરવારી ૧૮૫૪. મ. ૧૩ એપ્રીલ ૧૮૭૨. પા. પ્ર. II ૪૦૧).

મેરવાંનજી ફરાંમજી પાંડે (ને. ૧ લી નવેમબર ૧૮૫૯. મ. ૭ માર્ચ ૧૮૭૬. પા. પ્ર. II ૫૫૬).

રૂશતમજી નવરોજી મોટાભાઈ (ને. ૧૮૪૯. મ. ૧૬ મી સપ-ટેમબર ૧૮૫૨. પા. પ્ર. I ૬૦૨).

બમનજી જીજીભાઇ (ને. ૨૨ મી ડીસેમબર ૧૮૫૬. પા. પ્ર. I ૬૯૬. મ. ૫ મી અકટોબર ૧૮૭૧. પા. પ્ર. II. ૩૭૮).

કાવશજી જેહાંગીર (ને. ૧૨ મી જાનેવારી ૧૮૫૩. મ. ૧૯ મી જુલાઇ ૧૮૭૮. પા. પ્ર. II ૬૩૮).

દીનશાજી માણેકજી પીટીટ (ને. ૨૭ મી જુલાઇ ૧૮૫૯, બાવાની જગ્યાએ. મ. ૫ મી મે ૧૯૦૧. પા. પ્ર. IV ૨૨).

પેસ્તનજી જેહાંગીર (ને. ૨૭ મી જુલાઇ ૧૮૫૯. મ. ૧૨ મી મે ૧૮૭૭. પા. પ્ર. II ૫૮૯).

હીરજીભાઇ હોરમજી શેઠના (ને. ૧૮૫૬. મ. ૨૩ સપટેમબર ૧૮૮૮. પા. પ્ર. III ૨૬૨).

ફરાંમજી બમનજી શરાફ (ને. માણેકજી બનાજી લીમજીની જગ્યાએ ૧૮૫૩ અને ૧૮૫૫ ની વચ્ચે. મ. ૭ મી નવેમબર ૧૮૮૨).

અસલમાં પારસી પંચાએત એવે નામનું મંડળ કેટલા સભાસદોનું ગણાતું, તે ચોકસ નથી. એવું દીસે છે કે કોઇ ચોકસ

૬. પંચાએતના મેમબરોની ચહડ ઉતર સંખ્યા.

સંખ્યા આ મંડળ માટે મુકરર કરવામાં આવી હતીજ નહી, પણ કોમના આગેવાનો હોય તેઓને અધીકારી નેમવામાં આવતા હતા. જે વખતે તેઓ નેમાતા હોય તે

વખતે થોડા કે ઘણા આગેવાનો હોય તે પ્રમાણે સંખ્યા બનતી. દાખલા તરીકે "તા૦ ૨૮ અકતોબર ૧૭૯૨ ને દીને 'પચાતના ચોગલા' વાડીઆજી નવરોજજીનાં ગરમાં મલેઆ હતા". એ સભા એક સભાસદનાં ઘરમાં મલી હતી અને "ચોગલા" શબ્દ વાપર્યો છે, તે ઉપરથી દીસે છે કે તે સમસ્ત પંચાતનીજ સભા હતી. તે સભાની મીનીટ પર કુલ્લે ૨૫) જણાની સહી છે. તે ઉપરથી આપણે ધારી શકયે કે તેઓ તે વખતે સઘળા પંચાએતના સભાસદો હતા.

એવું દીસે છે કે ૧૯ મી સદીની શરૂઆતમાં તો પંચાએતના સભાસદોની સંખ્યા ઘણી ખરી ૧૮) ની ધારેલી હોય. એમ ખોલાશે એ પંનચાત (પા. ૨૫૮) અને આજુબાજુનાં પાના ઉપરથી માલમ પડેછે કે જ્યાં સર જમશેદજી ખાલી પડેલી જગ્યાઓ પુરી ૧૮ ની સંખ્યા કરવા બાબે બોલે છે.

તા. ૨૩ મી જુન ૧૮૩૬ ને [1] દીને વાડીઆજી નવરોજીના તંબુમાં મલેલી પંચાએતની મીટીંગ પ્રમાણે તે મીટીંગમાં ૩૭) મેમબરો ઠરાવવામાં આવ્યા હતા. ત્યાં લખે છે કે "આપડી પંચાતમા મેમબરો ગંનાં થોરા છે અંને વખતે કામ પડેચ તારે કેટલાએક જનાં આવતા નથી. વાશતે અંનજુમંનનું કામ ઉતાવળે બંની આવતું નથી. તે ઉપરથી આજ દીને થરાવેછે છે જે અશલ મેમબરો છે તે તથા બીજા નવા મેમબરો મલીને આશામી જંણુ ૩૭ થરાવેઆ છે તેનાંનાં નાંમ અંનજુમંન મલશે તે થેકાંને જાહેર કરીને ચોપડીમો દાખેલ કરીશું."

અસલના વખતમાં સહીઓ કરવાની રીત કેટલેક પ્રકારે વીચિત્ર હતી.

૭. કોઇ મેમબરોની સહી કરવાની રીત.

(ક) કોઇ વખતે એક ધણી ગુજરી ગયો હોય તે છતાં તેવણુને નામે કોઇ વારેસ સહી કરતા હતા; દાખલા તરીકે આ. માણેકજી નવરોજી શેઠનાં તા૦ ૧૯ મી એપ્રીલ ૧૭૪૮ ને દીને હક થાયા હતા (પા. પ્ર. I. ૩૬), તો પણ ત્યાર પછી તા૦ ૨૫ મી એપ્રીલ ૧૭૪૯ ને દીને અત્રેથી રવાંનોનાં પગ લાંબા રાખવાની બાબદમાં નૌસારી એક પત્ર લખાયો છે તેમાં આપણે એવણુની સહી ૪ થી જોઇએ છિએ. એવો એક દાખલો ૧૮૩૫ માં સદર દીવાની અદાલત મારફતે મુંબઇની પારસી પંચાએત હજુર આવ્યો હતો, તેને લગતી હકીકત

(૧) ચો. ૧૨, બા. ૪૪, પા. ૬૬

ઉપરથી માલમ પડે છે.[1] સુરતના દસ્તુરો અને બીજાઓએ પારસી રીવાજ બાબે લખેલો એક પત્ર સુરતવાલા અરદેશર બહાદુર હજુર રજુ થતાં એક ગુજરેલા પુરૂષનાં નામની સહી જોતાં તેવણુને શક પડવાથી સુરતની પંચાએતને પુછાવ્યું ત્યારે ઉપર મુજબનો ખોલાસો મલ્યો કે કોઈ ધણીઓ પોતે સહી કરતા તે પોતાના બાપના તરફનાં માનને ખાતર તેવણુને નામે કરતા હતા.

(ખ) કોઇ વખતે કોઇ મરનાર અધીકારીને બદલે મરનારની જગ્યાએ નેમાયલા તેવણુના બેટા યા બેશી થોડો વખત મરનારના નામે સહી કરતા હતા. ત્યારે સાથે લખતા હતા કે "ફલાણુાની વતી ફલાણું." દાખલા તરીકે વાડીઆ માનેકજી લવજી (યા નવરોજી) તા૦ ૮ એપ્રીલ ૧૭૯૨ ને દીને હક થયા હતા. તે પછી તેવણુના બેટા ફરામજી અધીકારી નેમાયા પણુ આસરે એક વરસ સુધીના અરસામાં તેવણુ માનેકજી નવરોજી વાડીઆની વતી ફરામજી માનેકજી વાડીઆ એમ સહી કરતા.[2]

(ગ) એવું દીસે છે કે કોઇક વખતે અધીકારી બાપને બદલે પંચાએતની મીટીંગમાં તેવણુના બેટા જતા હતા અને બાપને નામે સહી કરતા હતા. એવો એક દાખલો મુલ્લાંફીરોઝનો છે કે જેવણુ ફારસીમાં પોતાનાં બાપને નામે સહી કરતા હતા. અને લખતા હતા કે "મિન તર્ફે અબિયે" એટલે "બાપ તરફથી" (ચો. ૧, બાબત ૨).

૭. આગલા અકાબરોની અસલ સહીઓ. તેઓની નોંધ.

ઇ. સ. ૧૭૮૧ અને ૧૮૧૨ વચ્ચેનાં સાલના પારસી પંચાએતના અધીકારીઓમાના ઘણાખરા સભાસદોની અસલ સહી પંચાએતના દફતરોમાંનાં નં. ૧ વાલા ચોપડામાં મલે છે. દાદાભાઇ જમશેદજી ગામડયા (મરણુ તા. ૧૯ નવેમ્બર ૧૭૯૨) અને દાદાભાઇ કાવશજી જેટલીમેન (મરણુ

---

(૧) ચો. ૧૨, બા. ૩૫, ધ. પા. ૫૫. જુઓ પછવાડેના એક બાબમાંની બાબદ "મુંબઇની સદર દીવાની અદાલત તરફથી પારસી પંચાએત ઉપર આવેલો મુકદમો."

(૨) આવી રીતે કાગજમાં સહી કરવાનો એક દાખલો આ છેઃ આ. માનેકજી નવરોજી શેઠના તા૦ ૧૯ એપ્રીલ ૧૭૪૮ દીને ગુજરી ગયા હતા. ત્યાર પછી મુંબાઇથી કેટલાક આગેવાનો સાથે તેવણુને નામે તેવણુની બે વીધવાઓ સહી કરે છે કે, "આ. માણેકજી નવરોજજી શેઠનાની વતી બંને શેઠાંનીજીઓ" (પા. પ્ર. 1 પા. ૩૮)

તા. ૨૪ મો મે ૧૮૧૧ ) ની સહીઓ દીસ્તી નથી. દોરાબજી ફરાંમજી લશકરી ( મરણ તા. ૧૬ જુન ૧૭૯૮ ) ની સહી બે વખત એવણના બેટાએ કીધેલી મલે છે. દસ્તુર કાઉસ રૂસ્તમની સહી હંમેશા એવણ તરફથી એવણના બેટા મુલ્લાં ફીરોઝે ફારસીમાં કરેલી મલે છે.

ઉપર જે પારસી પંચાએતનાં આગલા અકાબરોનાં નામોની ટીપ આપી છે તેઓની અસલ સહી, કોઇ તેઓનાં વારેસોએ હાલમાં જીજ્ઞાશા ખાતર જોવી હોય તો તે, પંનચાએતનાં નીચલાં દફતરોમાં છે.

(૧) ચોપડો ૬, બા. ૩૪, પા. ૨૫, ( ૨ ) બા. ૬૬, પા. ૫૧. ( ૩ ) બા. ૬૮, પા. ૫૮, ( ૪ ) બા. ૬૯, પા. ૫૯. ( ૫ ) ચોપડો ૭, બા. ૩, પા. ૧ (૬) બા. ૨૨. પા. ૧૪. (૭) બા. ૩૩. પા. ૨૦. (૮) બા. ૩૪, પા. ૨૧ (૯) બા. ૭૬, પા. ૫૦. (૧૦) ચોપડો ૮, બા. ૩૪, પા. ૩૮. (૧૧) બા. ૩, પા. ૩, (૧૨) ચોપડો ૯, બા. ૨, પા. ૩.

## બાબ ૪ થાનો વધારો.

## પારસી પંચાએતની અસલ સ્થાપણાં અને બંદોબસ્તોનાં સંબંધમાં.

આ બાબમાં આગલ (પા. ૩૦) માં જણાવેલી મી. મનચેરજી મેરવાનજીની ખબર તા૦ ૧ લી નવેમબર ૧૮૨૩ નાં કુરીએર ( Bombay Courier ) માં પાના ૨ જામાં નીચે પ્રમાણે છે. એ ખબર અંગ્રેજી તેમજ ગુજરાતી બન્નેમાં પ્રગટ થાઇ છે, પણ અહીં ફકત ગુજરાતીમાં પ્રગટ થાયલી જાહેર ખબરજ આપું છું.

### "ખબર.

"મંનચેરજી મેહેરવાંનજી નવરોજજી એ ધણીને પોતે તથા પોતાનાં કટંમને વાશતે લાગેચ જે હમણાં કંઇએક મુકરર અણુઘટારતનાં કાએદા તથા ચાલો કંઇએક મુકરર લોકોએ બનાવીને ઉઘાડા જાહેર કીધા છે—અને તે મુકરર લોકો પોતારૂ કેહેચ જે હમે પારશીની નેઆતનાં પંચાએતનાં શેઠીઆ છઇએ—તે કાએદા તથા ચાલો હમુને કબુલ નથી તથા એ વાતમાં હમુને વાંધો લાગેચ—તે વાશતે હમે પોતે અગર હમારૂ કટંમ એ પરમણે ચાલશું નહી—બીજુ હમુને ઘણી ખુશાલી છે જે ઘણુંએક નામીચા પારશી લોકોનાં મંનમાંબી હમે જે રીતે ધારીએચ તે રીતે તેનાંઓનાં મંનમાંબી છે—અને હેવા બતલાવેલી ચાલો હમારી નેઆતનાં વડાઓની અશલ કીધેલી ચાલોને અણઘટતી તથા નાદરશત છે—અને નામીચા લોકોને એ ચાલ ચલાવા વાશતે અણઘટારત છે—ત વાશતે હમો લોકોએ એ વાતને રદ તથા બાતલ કીધી છે. તારીખ ૩૦ મી અકટોબર ૧૮૨૩."

## પારસી પંચાએતનો જવાબ. તા૦ ૮ મી નવેમબર ૧૮૨૩ નું બોંબે કુરીઅર, પા. ૪.

### ખબર.

" પારશી મંનચેરજી મેહરવાંનજી નવરોજને આએ માલમ થાએ જે ગીઆ શનવારનાં શ્રી મુમબઇ કરીઅરનાં નીઉજ પેપર મધે તમોએ પારશીની પંચાતની ઉપર નીનદા ભરેલી તથા અણુઘટતી તથા વગર પાએઆની વારતા તથા તોહમતો જાહેર પાડી તેહનો થોડોએક જવાબ ગએઆ શોમવારનાં શ્રી મુમબઇનાં શમાચારમો પરગટ કીધો છે—અને વલી તે શમાચાર પતરથી હેવું દીશે છે જે તમોએ જે કાંઇ શેતાંની ચાલની કુશલાંમણી કરી તે ઉપર તમોએ એોજરખાહી કરી છે પણુ તેથી પંચાતની તથા કુલ પારશીની અંજુમંનની કશીજ ખાતર જમે થાઇ નથી—અને થોડા દાહાડામો ખાતર જમે જે લેવાનો કે એ બાબતને ઘટારત છે તે પરમાણે રશનો ધરશે—અને તેહની બીજી ચોકશ ખબર હવે પછી નજર આવશે. તા૦ ૪ થી નવેમબર ૧૮૨૩."

ઉપલા પારસી મનચેરજીનું માફી પત્ર, જે ફકત અંગ્રેજીમાંજ છપાયલું છે, તે અતરે અંગ્રેજીમાંજ આપ્યું છે (બોંબે કુરીએર તા૦ ૧૫ નવેમબર ૧૮૨૩, પા. ૪).

## Notice

I Muncherjee Mervanjee Nowrojee beg leave to express my contrition and sincere repentance for the publication in the Bombay Courier of the 1st instant against certain new Regulations adopted by the Parsee's Punchaut, which gave rise to a reprimand in the Gazette of the 5th Instant. I humbly assure the Punchaut and the community at large that those expressions on my part originated from complete ignorance of the ancient Rules and Regulations of the Panchaut. Upon a more deliberate and attentive consideration however of the several new Regulations, I feel persuaded and most unfeignedly confess, that they are uniformly and in every respect calculated for the general benefit of the Community at large and were absolutely necessary, and proper. My Father Merwanjee Nowrojee Monackjee is of the same opinion, and I most heartily and willingly agree to the full tenor of all those new Regulations and feel convinced that I was wrong in giving publicity to those unfounded expressions in the Courier and hope they may be recalled; and with that view I give publicity to this my sincere Confession and repentance, and crave forgiveness of the Punchaut and of the Parsee's Community at large.

M. M. Nowrojee.

Bombay, 14th. November 1823."

ઉપલાં મારીપત્રમાં "૫ મી તારીખનાં ગેઝેટમાં આપેલા ઠપકા (reprimand in the Gazette of the 5th. instant) નો જે ઇસારો છે તે તા. ૫ મી નવેમબર ૧૮૨૩ નાં Bombay Gazette (પા. ૭૭૮) ની બાબદનો છે. B. B. R. A. Society ની લાઇબ્રેરીમાં એ Bombay Gazette ની ફાઇલ છે, તેમાં જોતાં માલમ પડે છે કે એ પત્રમાં પણ પારસી પંચાએત તરફથી અંગ્રેજી અને ગુજરાતીમાં Bombay Courier નાં ઉપર તાંકેલા તા. ૮ મી નવેમબર ૧૮૨૩ નાં અંકના જેવો જવાબ આપવામાં આવ્યો હતો.

મુંબઇ સમાચારમાં પારસી પંચાએત તરફથી છપાયલો જવાબ અને ઉપલા ધણીનો મારી પત્ર નીચે પ્રમાણે છે :—

"પારશી મંનચેરજી મેહરવાંનજી નવરોજજીને માલંમ થાએ જે તા૦ ૧ લી નવેમબર ને વાર શનેઉને દીને જે કાંઇ તેં મુમબઇની કુરીઅરનાં નીઉશપેપર મધે છપાવીઉં છે જે પારશીની પનચાતે હમણાં કેટલાએક કાએદા બનાવીને ઉઘાડા જાહેર કીધા છે તે મારે તથા મારા કબીલાને કબુલ નથી હેવી રીતે ધણી બદ શલુકીથી તથા બેશમજથી તેં છપાવીઉં છે તેહનાં જવાબની વીગત.

"પારશીની પંનચાત જે છે તે અશલથી છે ને જે ઠેકાંણે પારશીની વશતી હશે તાંહાં પારશીની પંનચાત છે અને જે કાંઇ તે પંનચાત ઠરાવે છે તે શરવે અંનજુમંન કબુલ કરે છે તે શવાએ બીજા ધરંમવાલા છે તે હરેક વાતનો શારો બંનદોબશત કરે છે જે હરેક વાતે પોતાંની જાત મધે ગરીબ લોકોનુ શારૂં થાએ તે પરમાંણે આપરી પંનચાત મધેથી ગરીબ લોકોનુ શારૂં થવાને વાશતે હમણાંની પંનચાતે કેટલાએક કાએદા લખા છે તે અંજુમંને કબુલ કીધું છે. હેવી રીતે વરશ ૧૫૦ ) ને આશરેથી તે આજ દન શુધી જે કાંઇ પંનચાતવાલાએ બંનદોબશત ઠરાવેઆ છે તે શરવે અંજુમંને કબુલ રાખેલું છે. તે વાત તમને માલમ નહી હોએ તો તમારા મુરબીને પુછીને વાકેફ થાજો. કાંએ જે તમારા મુરબી મેહરવાંનજી નવરોજજીએ શમશત પંનચાતે બંનદોબશત ઠરાવેઆ છે તે કબુલ રાખેલા છે તે જાંણજો અને જે ધણી હેવાં કાંમ ઉપર અંજુમંન શાથે કંમર બાંધે છે તે ધણીનું કાંઇ ભલું થાતું નથી તે શત જાંણજો.

"બીજું પંનચાતે જે કાંઇ બંનદોબશત કરીને અંનજુમંનને જાહેર કીધા છે તે પંનચાતે કાંઇ પોતાંનાં ફાએદાને વાશતે કીધા નથી. આપરી શરવ અંજુમંનનાં ભલાંને વાશતે કીધા છે તે મધે નરશ શું઼ઉં લખેલું છે તેહનો દાખલો જો તું જલદીથી નહી લખશે તો તુંને અંજુમંનને જવાબ દેવો ઘણો ભાહરી પડશે તે શત જાણજે. આજ માશ

૮ આઠ થઆ શરવેને પંનચાતનાં બંનદોબશત દેખાડેલા છે તે મધે લખે ખુલુ[1] છે જે એ બંનદોબશત મધે કોઇને કાંઇ હરકત હોએ તે ધણી આવીને પંનચાતને જાહેર કરે નહી તો લખી જણાવે તે વારે તું કાંહાં હનો. જો તું આવીને જાહેર કરને જે ફલાંનો બંદોબશત ઠીક નથી તો અલબત તે બંદોબશત ફેરવતે વાશતે તારી તકશીરની તોજશનો જવાબ દેવો તુંઉને ઘણો ભાહરી પડશે તે શત જાંણુજે. તા૰ ૩ જી નવેમબર ૧૮૨૩."

## એ ધણીનો માફી પત્ર.

"શમશત પંનચાત તથા શમશત અનજુમનની પાશે પારશી મનચેરજી મેહરવાંનજી નવરોજજી માંફ માંગીને અરજ કરે છે જે તારીખ ૧ લી નવેમબરને દીને પંનચાતનાં કાએદા બાબે જે કઇ હમોએ કોરીઅર મધે છાપાવીઉં છે જે શમશત પંનચાતે તથા અનજુમનનાં બંદોબશત તથા રીગલેશન ઠેરાવેઆ છે તે હમે કબુલ કીધું નહી પણ તે હકીકત હમુને માલમ હતી નહી અને દીનના કાએદા હમોને વાંચેઆમો નહી આવેઆ હતા એટલા વાશ્તે હમોએ છપાવીઉં હતું. પણ હવે હમોને ખબર માલંમ થાય છે જે પંચાતે જે કઇ કાએદો રૂવાંન પછવાડે ખરચ કરવાને બાબે લખો છે ઘણો દરૂશત છે તે પરમાંણે હમારા મુરબીજી મેરવાંનજી નવરોજજી માંણેકજીએ કબુલ કીધું છે તે પરમાંણે પંનચાતે જે કાંઇ ઠેરાવેઉ છે તે હમારે કબુલ મનજુર રાખવું શહી. વાશતે હમે શમશત પંનચાત તથા અનજુમનની પાશે માંફ માંગું છેઉ જે હમારી તકશીર પડી તે માંફ કરજો કે ખોદાતાલા માંફ કરે.

તા૰ ૨ જી નવેમબર ૧૮૨૩.

લા૰ પારશી મંનચેરજી મેરવાંનજી નવરોજી શહી."

---

(૧) "લખેલું" અથવા તો "લખેલું ખુલું"



## બાબ ૫ મો.

## પંચાએતની સ્થાપણાથી તા. ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ સુધીનાં કામકાજ વિગેરેની હકીકત.

પારસી પંચાએતનાં કામકાજની પંચાએતનાં દફતરે પેહેલવહેલી નોંધ તા૦ ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ નાં દીનની છે. પંચાએતનાં દફતર વિગેરેમાં એ દીનની તથા એ પછીની જે નોંધો મલે છે, તેની હકીકત ઉપર આવવા આગમચ આ બાબમાં પંચાએતની સ્થાપણાથી તે ઉપલી તા૦ ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ સુધીની હકીકત આપવામાં આવી છે.

આ અરસામાં મુંબઇમાં પારસીઓની વસ્તી વધતી ગઇ હતી, તે આ વખતે અતરે આવેલા બે નીચલા મુસાફરોની નોંધ ઊપરથી માલમ પડે છે.

(ક) કાર્સટન નીબ્યુહર, જે આ અરસામાં ૧૭૬૩ માં અતરે આવ્યો હતો, તેના લખવા પ્રમાણે તે વખતે મુંબઇમાં પારસીઓનું એક સંસ્થાન બન્યું હતું. તે લખે છે કે: "At Bombay, at Surat, and in the vicinity of these cities is a colony of ancient Persians." [૧]

(ખ) મી. જેમ્સ ફોર્બસ, જે ૧૭૬૬ માં હીંદુસ્તાન આવ્યો હતો, તે પોતાના વખતના મુંબઇ અને સુરતના પારસીઓને માટે લખે છે કે: "Active and industrious, they applied themselves to domestic and foreign commerce; and many of the principal merchants and owners of ships at Bombay and Surat, are Parsees: others learned the mechanic arts, and engaged in the varied manufactures of the loom: the best carpenters and ship-wrights in India are of this tribe. Their number at Bombay is considerable, and at Surat they amount to twenty thousand families: hitherto they have not attempted to establish a government of their own; and an unfortunate schism in their religious tenets has divided them into two separate factions." [૨]

---

(૧) Carsten Niebuhr (A General Collection of the best and most interesting Voyages by John Pinkerton (1811) Vol 10. P. 220.)

(૨) Oriental Memoirs by James Forbes, 2nd Ed., Vol. 1 p. 79.

પોતાના વખત માટે તે જણાવે છે કે તે વખતે મુંબઇમાં ૨ ) દખમા હતાં. [૧]

આસરે ઈ. સ. ૧૭૨૩ થી તે ઇ. સ. ૧૭૯૧ સુધીનો અરસો મુંબઇના પારસીઓની અને પારસી પંચાએતની તવારીખ માટે અગતનો અરસો છે, સબબ કે આ અરસામાં ઘણા અગતના સવાલો અતરેની પારસી કોમમાં ઉભા થયા હતા. એ અરસામા કોમની વસ્તી એટલી વધી હતી કે અતરે કોમી ઉપ્યોગ માટે એક જાહેર વાડી–પંચાએતની વાડી, જે માણેકજી શેઠે સ્થાપેલી હોવાથી પાછળથી માણેકજી શેઠની વાડી તરીકે જણાવા લાગી તે–બરપા કરવામાં આવી. વલી એ અરસામાં મુંબઇમાં એક મોટી બીમારી ફાટી નીકલી, જેથી રોજ બે થી ત્રણ ચાર રવાનો થવા લાગાં અને દખમાંઓ ભરાઇ જવાથી નવું કામચલાઉ દખમું દોડાદોડમાં બાંધવામાં આવ્યું. વલી એ અરસામાં નૌસારીની અતરાફમાં મરાઠાઓનો દોર વધ્યો. તેવામાં નોસારીનો વરસ્યો મરણ પામવાથી, તેના વરસ યાને બાલ અત્રે ક્રીયામાં વપરાતા હોવાથી, અતરે તેના જુના વરસ વપરાતા બંદ થાયા અને માર્ગમાં મરાથાઓની ધરપકડની ધાસ્તીને લીધે નવો વરસ આવતાં દીવસના દીવસો લાગા. તેથી બીમારીના સબબે વધુ સંખ્યામાં મરણ થતાં રવાનનાં ક્રીયા કામો વટીક બંધ થાયાં. વલી ખુદ નૌસારીમાં પણ ઉપર જણાવેલી ધરપકડ સબબે નાસભાગ ચાલતી હોવાથી ત્યાંનાં આતશ બેહરાંમને સુરત ઊંચકી લઇ જવા પડયા હતા અને ત્યાં પણ રવાનોની ક્રીયામાં ખલલ પડી હતી. આ અને એવી કોઇક મુશકેલીઓ સબબે અને બીજા સંજોગોને લીધે આ અરસામાં અહીં કેટલાક નવા ધાર્મીક સવાલો બરપા થાયા હતા. આ સર્વે સબબે ત્યારે આ મુદતમાં બરપા થયલી કેટલીક બાબદોની આપણે આ બાબ, જે એક અગતનો બાબ ગણાય, તેમાં હકીકત આપવાની છે. [૨]

---

( ૧ ) એજ પુસ્તક પા. ૮૨. એણે પારસીઓની બાબત ઉપર એક જુદો બાબ ( બાબ ૬ ) લખ્યો છે.

( ૨ ) આ બાબમાં અમોએ જે દસ્તાવેજોની નકલ આપી છે તે નૌસારીની દસ્તુર મેરજીરાણા લાઇબ્રરીમા મરહુમ એરવડ જામાસપજી સોરાબજી મેહરજીરાણાએ મેલેલી દસ્તાવેજોની હાથના લખેલી નકલ ઊપરથી છે. તેમ આપવા પછી જાણ્યું છે કે એવા કોઇક દસ્તાવેજો એ. ફરદુનજી રતનજી કાંગાએ “ ભગર સાથ અનગ્રુમનની તવારીખ ”, જે હજુર બાહેર પડી નથી પણ જેની એક નકલ એવણે મને મેહરબાની કરી આગમચથી આપી છે, તેમાં આપ્યા છે. એવણે કોઇક દસ્તાવેજો અસલ ઉપરથી આપ્યા છે.

એવું દીસે છે કે ઇ. સ. ૧૭૨૩ પછી પારસી વસ્તી વધારે વધતી ગઇ.

૧. પંચાએતની વાડી (માણેકજી શેઠની વાડી)ની સ્થાપણા. ઇ. સ. ૧૭૪૩

તે સબબે તા. ૧૯ જુન ૧૭૩૩ ને દીને શેઠ માણેકજી નવરોજી શેઠના (ઇ. સ. ૧૬૮૮ થી ૧૭૪૮) એ કોટમાં માણેકજી શેઠને નામે જણાયલી દરેમેહેર સ્થાપી અને આસરે ઇ. સ. ૧૭૪૩[1] ની થોડુંક આગમજ લોકના સરઅવસરના ઉપયોગ માટે એક વાડી બંધાવી, જે "પંચાએતની વાડી" એવે નામે જણાવા લાગી અને હાલ "માણેકજી શેઠની વાડી" એવે નામે જણાય છે. અહીં અનજુમનના ગાંહબારની ન્યાતનાં જમનો થતાં અને અનજુમનની સભાઓ પણ અવારનવાર મલતી હતી.[2] આ વાડી પંચાએત અથવા અનજુમનના ઉપયોગ માટે હતી તેથી તેને "પંચાએતની વાડી" કહેતા.[3]

---

૧ ઇ. સ. ૧૮૪૩ માં શેઠ માણેકજી મેરવાનજી શેઠનાએ એ વાડીના ઓટલાઓ ફરીથી બંધાવ્યા, ત્યારે તે ઉપર એક તખ્તી મારી છે (પા. પ્ર. I પા. ૪૨૨) જેમાં લખેલું છે કે "આએ ઓટલો વરસ ૧૦૦ થી વધુ. થયાનો બંધાવેલો હતો." ૧૮૪૩ માં એમ લખ્યું છે, તે ઉપરથી દીસે છે કે એ વાડી પેહેલે (૧૮૪૩–૧૦૦) ૧૭૪૩ ની આગમજ બંધાઇ હતી.

(૨) દાખલા તરીકે, પાછલા વખતની લેખીત નોંધો પ્રમાણે, તા. ૧૦ મી એપ્રીલ અને તા. ૧૭ મી એપ્રીલ ૧૮૧૮ ની અનજુમનની સભાઓ આ વાડીમાં મલી હતી.

(૩) એ વાડીમાં જવાનો મુખ્ય રસ્તો આગલા વખતમાં તેની પુર્વે બાજુએ આવેલા પારસી મોહલ્લામાંથી હતો. તે સબબે તે મોહલ્લો "પારસી પંચાએતની ગલી" તરીકે બોલાતો. હજુર પણ મ્યુનીસીપલ દફતરમાં તે "પારસી પંચાએત લેન" (Parsee Punchayet Lane) નાં નામે બોલાય છે અને એ મોહલ્લાને નાકે મોહલ્લાના નામનું પાત્યું પણ એજ નામે છે.

મી. શેપર્ડ પોતાના પુસ્તક (Bombay Place-Names and Street-Names. An Excursion into the by-ways of the History of Bombay City, by Samuel T. Sheppard, 1917) માં એ નામની ઉતપત્તી માટે લખે છે કે (પા ૧૧૯) "The offices of the Parsi Panchayat are situated here," તે ભુલ છે. આ ગ્રંથકર્તા ધારે છે કે અહીં પારસી પંચાએતની ઓફીસ છે (યા હતી) તે ઉપરથી એ નામ પડયું એ બરાબર નથી. એ નામના ખરો સબબ ઉપર જણાવવા મુજબનો છે કે તે પંચાએતના યાને અનજુમનના ઉપયોગ માટે બરપા કરવામાં આવી હતી. સુરત રૂસ્તમપુરામાં ફરામપોરે પણ પારસીઓની એક "પંચાએતની વાડી" છે. મુંબઇમા હીંદુઓમાં પણ ભુલેશ્વર આગળ એક "પંચાએત વાડી" નામની વાડી છે (જુઓ ઉપલું મી. શેપર્ડનું પુસ્તક, પાનું ૧૧૮).

એવું દીસે છે કે આ અરસા પછી મુંબઇની પારસી પંચાએતના સભાસદો અને એ વાડીના સ્થાપકના શેઠ ખાનદાનવાલાઓ વચ્ચે મોબેદ બેહદીનો વચ્ચેના લગનોના સંબંધમાં અને બહમન, મોહર, ગોશ, રામના હમકારાઓના દીવસો ઉપર અને ચાહરમની બાબદાદે ગોસ્ત નહી ખાવાના સબંધમાં કાઇક મતફેર પડયો, જે બાબદ આપણે પછવાડેના બાબોમાં જોઇશું. તે અને બીજા સબબોએ એ વાડીના સ્થાપકના શેઠ ખાનદાનવાલાઓએ "પંચાએતની વાડી" નામ બંધ કરી "માણેકજી શેઠની વાડી" એમ નામ વાપરવા માંડયું.

આ અરસાની હકીકત ઉપરથી દીસે છે કે તે વખતના મુંબઇના પંચાએતવાલાઓ નૌસારીનું પંથક કબુલ રાખતા હતા. નૌસારીવાલાઓ નૌસારીથી અત્રે પોતાના ગુમાશ્તા[1] તરીકે દસ્તાવેજ કરાવી લઇ કોઇક મોબેદોને મોકલતા અને તે મોબેદોની આવક ઉપર પોતાનો શીઆવ, સરોશ, વીવાહ વિગેરેનો હક રાખતા. એ બાબતના કેટલાક દસ્તાવેજો માલમ પડે છે.

૨. નૌસારીનું પંથક અને મુંબઇની અનજુમન વચ્ચેનો સંબંધ. ૧૭૪૦

(ક) એવો એક પહેલો દસ્તાવેજ જે આપણુને મલે છે, તે "સંવંત ૧૭૯૬ નાં વરખે ચઇતર વદી ૯ બુધે રોજ ૩૦ મા. ૬" નો છે કે જે "શ્રી શમશતે અનજુમન આ. ભગરીઆ નોશારી પંથકનાં જોગ" આ. મનોચેરજી કાવશજી લશકરી અને આ. જમશેદજી મનોચેરજી લખી આપે છે. એ દસ્તાવેજ નૌસારીની અનજુમન અને તેઓએ અત્રે મોકલેલા મોબેદ વચ્ચેના હક ઇલાકાનો કાંઇક ખ્યાલ આપે છે. આ સંવંત ૧૭૯૬ (ઇ. સ. ૧૭૪૦.) ના દસ્તાવેજમાં એ મોબેદો લખી આપે છે જે "જેમ હમારા વડાને તમો ગુમાંશતા કરી અનજુમનની તરફથી શ્રી મુંબઇ પંથકના બેધીનનું કામ ચલાવા મેલ્રે હતા તે તાંનું કામ અંનજુમનનાં ફરમાવેઆ માફક ચલાવતા હતા ને તાંનું શેઆવ તા. શરોશ તા. વેવા તા. ગગરનાનું લાવી આપતા હતા તે પરમાંને અમોને પણ તમોએ શ્રી અંનજુમનના ગુમાશતા કરી શ્રી મુંબઇનાં બેધીન જુજમાંનનું કામ કરવા મેલેઆ. તે તમો અનજુમનના હોકમ માફક કામ ચલાવું ને તેના શીઆવ તથા શરોશ વેહેવા ગધરનાનું નાનું હર શાલ જે પેદા થાએ તે શ્રી અનજુમનને લાવી આપું. કરો ઓજર નહીં કરે. તા. નીરંગદીન વગરે આલાત કસબે નોશારીથી જેમ અમારા વદા લઇ જાઇ વાપરતા તે પરમાને અમોભી જુની અગીઆરી શ્રી ભગરીઆની જુની દરેમહેરની લાવી વાપરૂં. તેમું તુએ દીગર[2] નહી કરૂ તા. મોબેદીના કામ કરવાનાં આ.[3] જોઇએ તેભી કદીમ જુની દરેમેહેરનાં લાવી કાંમ ચલાવુ. એ લખીઉ પોતાના બાપનાં બોલ શાથે તા. ધરંમ પરમાંને પાલુ." ( નૌસારીની દસ્તુર મેહેરજી રાણાવાલી લાઇબ્રરીમાંની એ. જામાસ્પજીવાલી નોધની ચોપડી, વા. ૧ પા.

---

(૧) ફા. ગુમાસ્ત, agent, factor, servant, (Steingass)

(૨) "તુએ" એટલે રીતે. "તેમું તુએ દીગર" એટલે "તેમાં જુદી રીતે". ફા. નઓ.

(૩) અંબ્બાર.

૮૬. એ. ફરદુનજી રતનજી કાંગાની "ભગર સાથ અનજુમનની તવારીખ" પા. ૯૨. દસ્તાવેજ નં. ૩૩). આ દસ્તાવેજ ઉપર ઘણાક ધણીઓની શાખ છે જેમાં કોઇક હિંદુઓના પણ નામો છે.

આ દસ્તાવેજમાં લખનાર પોતાના આગલા વડીલને ગુમાશતા તરીકે નૌશારીની અનજુમને અત્રે મોકલેલાનો જે ઇસારો કરે છે તે ઉપરથી દીસે છે કે આ ગોથવણુ સંવત ૧૭૯૬ (ઇ. સ. ૧૭૪૦) ની આગમચની હોવી જોઇએ.

(ખ) આ પછી એજ મુજબ સંવત ૧૮૧૦ ના વરખે ફાગણ શુદ ૧ રોજ ૬ માહ ૫ (તા. ૨૨ ફેબરવારી ૧૭૫૪)[1] ને દીને નૌસારીની ભગર અનજુમનને અંધ્યારૂ નવરોજી બચાજી, બમનજી દાજી, તથા આ. બમનજી બચાજી દાજી મુંબઇના દસ્તાવેજ લખી આપે છે કે "હમોને તમો શ્રી અનજુમન મુંબઇ પંથકના બેહેદીનોનું કામ ચલાવવા તમારી તરફથી મેલો છેઓ તાંહાંનું કામ શ્રી અનજુમનનાં ફરમાવેઆ માફક ચલાઉં તાંહાંના બેહેદીન જે હમો પાસે કામ કરાવે તેનો શેઆવ તથા શરોશ તથા વેહવા તથા ઘઘરનાંનોનું જે કાંઈ તમારા ગુમાશતા અંધેઆરૂ જે મુંબઇનાં આપતા આવે છે તેમ હમો ભી લાવી આપું ........ નીરંગ વગરે[2] આલાત જેમ મુંબઇ પંઠકના તમારા ગુમાશતા નોશારીથી લઈ આવી વાપરે છે તેમ અમો ભી વાપરીએ તેમાં નુંએ દીગર કરીએ નહી તથા મોબેદી કામ કરવા અંધેઆરૂ જોઇએ તે શી વડી જુની દરેમેહેરનાં મુંબઈ લઇ જાઇ કામ કરાવું ........ ચુદીગરની તરફનાં બેહેદીનો હોય તેનું કામ અમો જીનહાર જાહેર કરૂં નહીં." (નૌસારી મે. રા. લાઇબ્રરીની એ. જામાસ્પજીની ચોપડી, વા. ૧, પા. ૮૮).

(ગ) તા. ૩૧ આગસ્ટ ૧૭૫૪ ને દીને નોસારીથી દેશાઇ ખુરશેદજી તેમુલજીએ અત્રેના મોબેદો ઉપર એક કાગજ લખ્યો હતો; તે ઉપરથી દીસે છે કે બે મોબેદો ફરાંમજી નવરોજી અને જમશેદજી મેહરનોશજી પોત પોતાના ભાગને માટે માહોમાહે લડી બેહદીનોનાં ઘરનું કીયાકામ અટકાવતા હતા, તેથી બેહદીનોએ ફર્યાદ કીધી હતી. દેશાઇજીએ મોબેદોને તેમ નહી કરવાની તાકીદ કીધી (પા. પ્ર. I, ૩૯).

---

(૧) પા. પ્ર. (I, પા. ૩૯) અંગ્રેજી તારીખ તા. ૧૧ ફેબરવારી આપે છે, તે ભુલ દીસે છે.

(૨) વીગરે.

એવું દીસે છે કે અસલ મુંબઇમાં રવાનના પગ લાંબા રાખવામાં આવતા હતા. પણ ઈ. સ. ૧૭૪૮–૪૯ ના અરસામાં "બાહેરના બેહદીનો આવા છે તે નવો શહા કરે છે," એવી ખબર નૌસારી, જેનું પંથક મુંબઇમાં ચાલતું હતું, ત્યાં પોંહતી હતી. તે ઉપરથી નૌસારીની અનજુમને મુંબઇની અનજુમન ઉપર ચાલતા આવેલા રેવાજ પ્રમાણે પગ લાંબા રાખવાને જણાવ્યું. તે ઉપરથી તા. ૧૬ મી એપ્રીલ ૧૭૪૯ (રોજ ૨૮ માહ ૬ ૧૧૧૮ ય. ઝ. સંવંત ૧૮૦૫) ને દીને અનજુમને ભેગા મળી નૌસારીના પત્ર ઉપર વીચાર કર્યો. અનજુમને તે સભામાં ઠેડાવ કર્યો કે "જેને ગમે તે પગ લાંબા રાખે ને જેને ગમે તે પગ વાલે." એ બાબે સંવત ૧૮૦૫ ના વરખે વઇશાખ વદ ૫ વા. ભોમે રોજ ૧૮ માહ ૭ (ય. ઝ. ૧૧૧૮) તા. ૬ થી મે ૧૭૪૯ ને દીને અત્રેવાલા સાહેબોએ નૌસારી ખાતે નીચે પ્રમાણે પત્ર લખ્યો.

૩ રવાનના પગ લાંબા રાખવાની બાબદ. ઇ. સ. ૧૭૪૯.

"શવશતી[૧] શીરે[૨] નોશારી બંદરે પુજારાધે[૩] શરવ ઉપર માહા જોગ[૪] શદા શેભાગ શદા હેતકારી દીન દોશત દશતુર શ્રી પ.[૫] જમશેદજી ગુ.[૬] રૂશતમજી તા. દશતુરજી શ્રી બરજોરજી ગુ. દોરાબજી તથા દશતુર શ્રી પ. જામાશજી ગુ. આશાજી તથા દેશાઇજી શ્રી પ. ખુરશેદજી ગુ. તેમુલજી તા. દેશાઇજી શ્રી પ. જીવનજી ગુ. માણેકજી વીગેરે શમશાને વડી દરેમેહેરના અનજુમન દીન દીન ધરંમ લાભ ચરત[૭] શ્રી મુંબઇ બંદરેથી લા. શેવક અધેઆરૂઓ

---

(૧) શવશતી—"સ્વસ્તિ" એટલે "ભલુ થાઓ."

(૨) "શી" "શ્રિ" એટલે "ભાગ્યશાલી, મોટા દરજ્જાના."

(૩) પુજારાધે—"પુજા આરાધ્ય" એટલે "પુજાથી આરાધવા લાયક" (worship-ful). એજ અર્થે પાછળથી "પુજજી" વપરાયો છે.

(૪) શરવ ઉપર માહા જોગ—"સર્વ ઉપમા જોગ" એટલે "સર્વ ભલી ઉપમા (Simile) ને લાયક".

(૫) શ્રી. ૫—એમાં "પાંચ" માનનો આંકડો છે. મતલબ કે "પાંચ વખત યા પાંચ ઘણા માનવંત". કોઇ વખતે તે ૧૧ લખાય છે. કોઈ વખતે "૭" લખાય છે. હીંદુ માહારાજોને માટે કોઇ "૧૦૮" એટલે "૧૦૮ વખત માનવંત" એમ લખે છે.

(૬) ગુ૦—"ગુરોથમાની".

(૭) ચરત—ઘણું કરીને "ચઢત" ને માટે. મતલબ કે "દીન દીન ધર્મનો લાભ ચઢતો અથવા જ્યાદે થાઓ."

તા. બેહેદીનો શમશતની દુઆજદાં પનાબાદ વાંચજો જત હુંઇ ખેમ[1] ખુશલ છે. તમારી ખેરખુબીનાં કાગલ હંમેશાં લખતા રેવા. બીજું ૧ પુજજી શ્રી પ. નો કાગલ ૧ આવો તે શરવે મલીને રોજ ૯ માહ ૭ વાંચેઓ શરવે શમાચાર જાંનેઆ. બીજું ૧ પુજજી શ્રી એ લખા હતા જે બાહારનાં બેહેદીનો આવા છે તે નવો રાહા કરે છે તે તમોએ શરવે લખાં તે જાંનાં છે પન શરવે મલીને વચાર કરીને અમે થરાપાં છે તેનાં જાંનવાં જે જેને ગમે તે પગ લાંબા રાખે ને જેને ગમે તે પગ વાલે તે તમોને જાંનવા શારૂ લખાં છે તેથી તમો પન ફરીથી અંધેઆરૂઓને તાકીદ લખજો જે બેઉ તરફનું કામ ચલાવે. બીજું પુજજી અતર શરખું કામકાજ લખજો ને જોઇએ તે મંગાવજો. શંવત ૧૮૦૫ ના વરખે વઇશાખ વદ ૫ વા. ભોમે. રોજ ૧૮ માહ ૭ લખો છે.

"૧ લા. આ. ફરાંમજી રૂશતમજીની વતી શેવક અંધેઆરૂ એદલજી ફરામજીની કેન[2] દુઆજદાં પના બાદ વાંચજો.

આ. મનચેરજી બમનજીની દુવા વાંચજો.

લા. આ. નાંહાંનાભાઇ બમનજીની દોવા વાંચજો.

લા. આ. માણેકજી નવરોજીની શલામ વાંચજો.

૧. મોદી જીજીભાઇ જમશેદજીની વતી મોદી બોઘાભાઇ જીજીભાઇની કેન પનાં દુઆજદાંબાદ વાંચજો.

શોરાબ રૂશતમજીની દોવા વાંચજો.

એ પછી "દોઆ વાંચજો" એવા સહી પછીના શબ્દો સાથે નીચલાં નામો છેઃ— બમન જીવા, બેરામજી મનાજી, વાદાઆ નવજી નોશેરવાનજી, રૂશતમજી દોરાબજી, બેરાંમજી હોમજી, દાદા ધનજી[3] અને બીજાં નવ નામો છે.

---

(૧) ખેમ ખુશલ—"ક્ષેમ કુશળ" એટલે "ખેર આફીઅત, તનદરૂસતી અને સુખાકારી". ત્રીપથી, પોતાના શબ્દ કોષમાં, "ખેમ ખુશલ" માટે Welfare, prosperity એમ અર્થ આપે છે. મોલસવર્થ (Marathi Dictionary by Molesworth) "કુશળ ક્ષેમ" માટે "Health and Happiness" અર્થ આપેછે.

(૨) કેન–"કેહણુ" એટલે કેહેવું, મતલબ આ કે, અમારૂં કેહેવું આ છે કે ખુદાતાલા તમારો "પનાહ" યાને બચાવનાર થાજો.

(૩) આ પત્ર નોસારીનાં પુસ્તકખાનાની એ. જામાસજી દસતુરવાલી નકલ (વા. ૧ પા. ૮૫) ઉપરથી આપ્યો છે. તે પછી એરવદ ફરેદુન રતનજી કાંગાની "ભગરસાથ અનજુમનની તવારીખ" પા. ૫૫૨ માં એ પત્રની નકલ જોવામાં આવી છે, તેમાં સહીઓનાં નામો બરાબર દીસ્તાં નથી.

મુંબઇની અનજુમને ઉપર મુજબ કરેલો ઠરાવ નોસારીની અનજુમનને અને તે અનજુમન તરફના અત્રેના મોબેદોને પસંદ પડયો નહી. હવે ઇ. સ. ૧૭૫૩ માં "પાલવાના દરવાજા આગલ દારૂગોલો ઉડવાથી અતરેની સરકારી ગોડીમાં એક પારશી બંદરીઓ મરણ પામ્યો હતો. તે શેઠ લવજી વાડીઆના સગપણમાં હોવાથી તેના પગ પહેલવહેલા શેઠ લવજીએ વલાવ્યા હતા. આથી કોઇ મોબેદો તેની ઘેહે સારવાને ગયા નહી, અને રવાન બે દાહાડા સુધી પડી રહયું. તે ઉપર ઘણી ભાંજગડ થયા પછી શેઠ લવજીએ મોબેદોને ધમકી આપી કે અગર કોઇ ઘેહ ન સારશે તો તેમ કરીઆ વગર રવાનને દોખમે ચઢાવીશું. આ ઉપરથી આ. જમશેદજી ખુરશેદજી વાછા તથા આ. દોરાબજી નાના દેશાઈએ તે રવાનની ઘેહ સારી હતી"[૧]

આ અરસામાં અત્રે વસ્તી વધતી જવાથી બેદખમાં બાંધવામાં આવ્યાં હતાં. એ બેમાંથી બીજું દખમું બાંધવાનો વિચાર ચાલતો હતો તેટલાં મરકીની બીમારી ફેલાવાથી વધુ રવાંન થવા લાગવાને સબબે એક કામચલાઉ દખમું બાંધવામાં આવ્યું હતું. આ દખમાંઓની હકીકત નીચે પ્રમાણે છે.

૪ અનજુમને બે દખમાં બાંધવાની બાબદ. ઇ. ૧૭૫૧—૧૭૭૯.

તા૦ ૧૩ મી ફેબરવારી ૧૭૫૦ રોજ ૨૬[૨] માહ ૪ સંવંત ૧૮૦૬ માહા શુદ ૭ શુકરને દીને અત્રેની અનજુમન તરફથી કેટલાક આગેવાન સાહેબોએ નોસારી દેશાઇજી ખરશેદજી તેમુલજી તથા સમસ્ત અનજુમન ઉપર એક પત્ર લખ્યો

(ક) માણેકજી શેઠનું દખમું. આસરે ૧૭૫૧.

(૧) પા. પ્ર. I. ૮૬૧. પારસી પ્રકાશમાં આ હકીકત આપતાં લખે છે કે "મુંબઇમાં અસલમાં ગુજરેલાં રવાનના પગ લાંબા રાખવાની ચાલ હતી તે આએ વરશ (૧૭૫૩) થી બંધ પડી પગ વાલવાની રશમ ચાલુ થઇ હતી." એમ ઉપર જણાવેલા દાખલામાં એ બનાવ પગ વાલવાનો પહેલો બનેલો જણાવે છે. પણ ઉપર જણાવેલી હકીકત ઉપરથી અને ઉપર આપેલા દસ્તાવેજની તારીખ ઉપરથી માલમ પડે છે કે એ ભાંજગડ ઇ. સ. ૧૭૪૯ ને આશરેથી શરૂ થાઇ હતી.

(૨) જે હાથનાં લખેલાં પુસ્તક ઉપરથી આ બાબદનો પત્ર આપું છું તેમાં આ રોજ ૨૬ મો આપ્યો છે પણ પારસી પ્રકાશ તે રોજ ૧૫ આપે છે, તે કાંઇ ભુલ દીસે છે. ઉપલી હાથની લખેલી ચોપડીમાં એ તારીખ "સંવંત ૧૮૦૬ નાં માહ શુદ ૭ શુકરે રોજ ૨૬ માહ ૪" મુજબ છે. આ હીંદુ તીથી જોતાં રોજ ૨૬ માહ ૪ નો રોજ બરાબર દીસે છે, અને તેમ લેતાં અંગ્રેજી તારીખ ૧૩ મી ફેબરવારી ૧૭૫૦ આવે, અને નહી કે પારસી પ્રકાશે જણાવ્યા પ્રમાણે, તા. ૨ જી ફેબરવારી ૧૭૫૦.

અને અત્રે બાંધવા ધારેલાં નવાં દખમાં (જે પાછલથી માણેકજી શેઠનાં દખમાં તરીકે ઓલખાય છે) નો તાણો પુરવા મોબેદોની માંગણી કરી.

એ પત્ર તેની ભાષા અને દખમાંના અંદરના ભાગની જરૂરીઆતોની બાબદના સંબંધમાં અગતનો છે, માટે તે આખો નીચે આપું છું. (નૌસારીની મેહરજીરાંણા લાઇબ્રેરીની એરવદ જામાસજી મેહરજીરાંણાવાલી હાથની લખેલી ચોપડી વા. ૧ પા. ૯૦. જુઓ એરવદ ફ્રરદુનજી ર. કાંગાની "ભગરસાથ અનજુમનની તવારીખ" માં આ દસ્તાવેજ ૩૯, પા. ૯૬.)

" શવશતી શી નોશારી બંદરે પુજા રાધે શરવ ઉપર માહા જોગ પુજ દેશાઇજી શી પ.[1] દેશાઇ ખુરશેદજી તેમુલજી શ્રી મુંબઇ બંદરેથી લખતંગ શમશતે અનજુમન બેહેદીન તથા અંધેઆરૂં શાથની નેક પનાઇ ઈઅજદાંબાદ વાંચજો જત અતર કુશલ છે તમારી કુશલના[2] લખવી બીજું શ્રી મુંબઈ મધે અનજુમન શરવેમલીને દામું[3] નવું બંધાવા કરેછે તેનું કામ જારી કરવા માંદુ છે વાશતે તમો મેહેરબાની કરીને અંધેઆરૂ જન ૨) બેએ બરશનુમ હોએ તેહેને મોકલાવજો જે દામાંનો તાંનો પુરે ને કામ જારી થાએ. એ શરવે તમારી મદદથી થાશે વાશતે અંધેઆરૂ જન ૨) ને મોકલો તેનો કરાર મદાર કરીને શાહેબ લખશે તે પરમાંને આપાશે તેહેની મેહેરબાની કરજો ને અંધેઆરૂ આવશે તે પાશે દાંમાંનો તાંનો પુરાવીને વદા કરીશે તાર પછે દાંમાંનું કામ પુરૂ થશે ને વલી દામું ઇજવાને અંધેઆરૂઓને તેદાનીશ તે જાણજો બીજું તમોએ શેઠ માણેકજીની તરફથી નોશારીમાં દામુ બંધાવું છે તેનો દોર[4] કેતલો છે તા. ઉપરની પાવી કેતલી છે ને કેતલી પોલી તા. કેતલી લાંબી તા. વચેની કેતલી પાવી છે તે પોલી કેતલી છે તા. લાંબી કેતલી છે તા. નાની પાવી કેતલી છે તા. પોલી કેતલી છે તા. લાંબી કેતલી છે તે શરવે વીગતવાર લખી મોકલજો. તા. વલી મેહેરબાંની કરીને દાંમાંનો નકશો કરી મોકલાવજો. તા. પાવીને માથે ચાલ રાખે છે તે કેતલી પોલી રાખે છે તે શરવે વીગત વાર લખી મોકલજો તા. વલી દામાંનો બંદાર ગીરદનમાઇ[5] કેતલી છે તા.

---

(૧) આ દસ્તાવેજની પેહેલી લીટીના તથા બીજા કેટલાક શબ્દો માટે જુઓ આગલું ૬૭ મું પાનું.

(૨) કુશલના-ઘણું કરીને "કુશલતા" એટલે "તનદરૂસતીના સમાચાર."

(૩) દામુ—"દખમુ" કદાચ "દખમા" પરથી "દહમું" થાયું હોય અને પછી "દામું" થાયું હોય. કદાચ એમ લેઇએ કે "દખ્મ" પેહેલીમાં લખતાં "દામ" પણ વંચાય, તે ઉપરથી "દામુ" શબ્દ બન્યો હોય.

(૪) દોર—ફારસી "દૌર" એટલે "ઘેરાવો."

(૫) ગીરદનમાઇ—"ગર્દેશમાં" એટલે "ઘેરાવામાં."

બંદાર ઉદો કેતલો છે તે લખી જનાવજો. તા. દાંમાંનાં બંદારને મથારેથી ચીદા માંદે છે તે ઉપર ફરતી દેવાલ કરે છે તે ચીરાથી કેતલી ઉચી કરી છે તે પન લખી જનાવજો. બીજું દાંમાંનો તાંનો પુરવાનો લોદાંના ખીલા જોઇએ તે કેવા કરાવા ને કેવા લાંબા તેની વીગતવાર લખી જનાવજો ને અંધેઆરૂની જોદ મોકલો તેવોને પન શરવે હકીકત કેજો. શંવંત ૧૮૦૬ નાં માહા શુદ ૭ શુકરે રોજ ૨૬ મા. ૪."

લા. આ. ફરાંમજી રૂશતમજીની વતીથી આ. બરજોરજી ફરાંમજીની દુઆજદાંપનાબ વાંચજો.

લા. આ. બમનજી રૂશતમજીની વતી આ. નાંહાંનાંભાઇ બમનજીની દુઆજદાંપનાબ વાંચજો.

લા. આ. માંણેકજી નવરોજીની વતી બંનો શેઠાંનીજીની દોવા વાંચજો.

લા. મોદી જીજીભાઇ જમશેદજી ની વતી બોગાભાઇ જીજીભાઇની દુઆજદાંપનામાદ વાંચજો.

શોરાબ રૂશતમજીની કેન એજદાંપનાબાદ વાંચજો.
વોં. બેહેરાંમજી બનાજીનો કેન પનાહ શદ હજાર આફરીન વાંચજો.
વાદીઆ નવજી નોશેરવાનજીની એજદાંપનાબાદ વાંચજો."

આ પત્ર ઉપર, આગલ બાબ ૪) થામાં લખ્યા પ્રમાણે, તે વખતના પંચાએતના સભાસદોની સહી છે અને તે ઉપરાંત મરહુમ માણેકજી શેઠનાં બે ધણીઆણીઓને પણ મરનારની વતી સામેલ થતાં જણાવ્યાં છે.

ઇ. સ. ૧૭૫૧ [1] ને આસરે ઉપર જણાવેલું દખમું પરથવામાં આવેલું દીસે છે. તે માટે જાહેર ઉગરાણું કરવામાં આવ્યું હતું અને તેમાં મરહુમ શેઠ માણેકજી નવરોજી શેઠનાએ રૂ. ૨૦૦૦) ની રકમ ભરી હતી. પોતાનાં તા. ૧૪ મી એપ્રીલ ૧૭૪૮ નાં વસીએટનામામાં તેવણે રૂ. ૨૦૦૦) ને બદલે રૂ. ૨૫૦૦) આપવા જણાવ્યું હતું. તેમ રકમ વધારવા છતાં પુરતું નાણું નહી ભરાયલું હોવાથી માણેકજી શેઠનાં વારસોએ ઘટતી રકમ વધુ આપીને તે દખમું બાંધવાનાં કામમાં મદદ કરી, તે ઉપરથી તે દખમું આજ સુધી "માણેકજી શેઠનું દખમું" એવે નામે જણાયલું છે.

---

(૧) આ સને મુકરર કરવાના સંબંધમાં જુઓ મારો વિષય, Bombay as seen by Dr. Ives in 1754 A. D. (Jour. B. B. R. A. S. Vol. XXII pp. 135-143; મારૂં પુસ્તક Asiatic Papers, Part. II. pp. 17-42.)

આ અરસામાં એક બીજું દખમું અનજુમનના ઉગરાતને ખર્ચે બંધાવેલું પરથાવામાં આવ્યું, જે હાલ "અનજુમનનાં દખમાં" ના નામે ઓલખાય છે.[1] એ દખમાંનો તાંણો રોજ ૨૬ માહ ૫ સને ૧૧૪૭ ય. જ. (તા. ૮ માર્ચ ૧૭૭૮ ને) દીને પુરવામાં આવ્યો હતો[2] અને તે રોજ ૨૬ મા. ૭ સને ૧૧૪૮ તા. ૭ મી મેહે ૧૭૭૯ ને દીને ઇજવામાં આવ્યું હતું. આ દખમાં ઉપર તે વખતની એક ફારસીમાં લખેલી તખ્તી મારેલી છે, જેમાં લખ્યું છે કે હીંદુસ્તાનના મોબેદો તથા બેહદીનોએ એ દાદઘાહ યાને દખમું બંધાવ્યું હતું (ઇન દાદગાહ યાની દખ્મે રા મોબદાન વ બેહદીનાને હીન્દ મુરત્તબ સાખ્તે. પા. પ્ર, I, પા. ૫૮)[3]

(ખ) અનજુમનનું દખમું. ઇ. સ. ૧૭૭૯.

એવું દીસે છે કે ઇ. સ. ની ૧૮ મી સદીના પાછલા અર્ધા ભાગના વખત સુધી અત્રે મુંબઇમાં મોબેદોને બરશનુમ છુટથી આપવામાં આવતાં હતાં નહીં. ઘણુ કરી નૌસારીથી મોબેદો બરશનુમ લઇ અત્રે આવતા.

૫. અતરે મોબેદોને છુટથી બરશનુમ આપવાનો સવાલ. ૧૭૫૫.

ઇ. સ. ૧૭૫૫ માં અત્રેથી આશરે ૭૭ આગેવાન ધણીઓ, જેમાં પહેલી સહી કરનારા ત્રણ જન અથોરનાન પંથના હતા, તેઓએ નૌસારી અનજુમન ઉપર એક પત્ર મોકલ્યો અને તેમાં ફરીઆદ કીધી કે મોબેદો એકસંપ કરીને કોઇ મોબેદ તથા બેહદીનને જરૂર વખતે બરશનુમ આપતા નથી, જેથી ઘણી અડચણ પડે છે. અગર કોઇ બેહદીન રવાંનને અડકીને બરશનુમ લેવા ચાહે તો મોબેદો તેને આપતા નથી. મોબેદોની ફકત બે જોડ હતી તેથી બીજા મોબેદોને બરશનુમ આપવાની જરૂર જણાવી. આ એક અગતનો પત્ર દીસે છે તે સદાબરો અત્રે આપું છું, સબબકે એમાં આ બાબતની ગવાહી ઉપરાંત તે વખતની કેટલાક દીની અને સંસારી બાબતોની જાણવાજોગ હકીકત

---

(૧) પારસી પ્ર. I પા. ૫૮

(૨) પા. પ્ર. I પા. ૮૬૭

(૩) A narrative of the Operations of Captain Little's Detachment by Edward Moor (1794) નામના પુસ્તકમાં તે પુસ્તકનો લખનાર (Note II પા. ૩૮૫) માં જે દખમા ઉપર એક ફારસી લેખ જોયનો જણાવે છે તે આ અનજુમનનુ દખમુ છે ("a Persian Inscription is on a stone inserted over the door").

છે. સંવત ૧૮૧૧ (રોજ માહ નથી) ને દીને અંધેઆરૂ ફરામજી રૂસ્તમજી, આ. માણેકજી નવરોજી, આ. નાનાભાઇ બમનજી, મોદી જીજીભાઈ જમશેદજી વીગેરે આશરે ૭૫) જણ નવસારીની અનજુમન ઉપર પત્ર લખે છે, તેમાં લખે છે કે:[1]

"બીજુ શમાચાર ૧ પીછજો[2] જે શ્રી મુંબઇનાં અંધીઆરૂઓને તા.[3] શ્રી નોશારીનાં અંધેઆરૂઓ ચાકર છે તેવો આજ માશ ૫ તા. ૭ થાઆ એક શમપત[4] કરીને કોઈ અંધેઆરૂઓને તા. કોઇ બેહેદીનોને બરશનુમ દેત નથી અને અહીંનાં અંધીઆરૂ તા. બેહેદીનોને ગની તશદીર દીએ છે અને તેમાં કઇએક મુકદમાં દીનનાં મુખાલફ[5] નીપજે છે જે કેતલાએક બેહદીનો રવાંનોને આંમોખતા થાએ છે તે બરોશનુમ નાહાવાને ચાહે છે તો તેને નવાદતા નથી પછે તે ધની ગરીબ માંનશ જેને દરરોજ પોતાને હાતે રાંધી ખાવુ પદે છે ને ખુશોથી વગર નાહે આતશને આંમોખતા[6] થાએ છે તા. અંધેઆરૂઓ બરશનુમનાં ધની અહી ગનાંજ થોદા છે જોર ૨ છે તા. શ્રી કલેઆનીમાં જોર ૧ હતી તેમાંથી જન ૧ ને ખતા થાઇ તે પંનથકી મુંબઇમાંથી જેમ શદા નવુ બરશનુમ લઇ જાતા અને તાં જાઇ દાનનાં કામ કરતા તે રવેશે મુંબઇમાં બરશનુમ લેવા આવો છે તેને પણ બરશનુમ દેતા નથી. તા. બીજા અંધેઆરૂઓ બરશનુમ લેઈ કાંમ કરવા તઇઆર થાએ છે તો તેને પણ આપતા નથી ને જે રવેશે ને જે રવેશે શદા કરતા આવે છે તે રવેશે કરતા નથી તે ઉપર અમોએ શ્રી નોશારીનાં અંધેઆરૂઓને પુછીઉ જે તમો એ રવેશે શાને અમને તશદી આપો છેઓ તારે એવોને જવાબ દીધો જે અમોને શ્રી નોશારીથી દેશાઇજી ખુરશેદજીની મને છે તારે અમોએ જવાબ દીધો જે તેવોન કાંઇ એવા ક્રાચા

---

(૧) નોસારી મે. રા. લાઇબ્રરીની એ. જામાસ્પની ચોપડી, વા. ૧ પા. ૫૧. જુઓ એ. ફરદુનજી રતનજી કાંગાની, "ભગર સાથ અનજુમનની તવારીખ" પા. ૫૮, નાં. ૩૭.

(૨) પીછાણજો, જાણજો.

(૩) આ તા. શબ્દ 'તાં' એટલે 'ત્યાં' હોવો જોઇએ.

(૪) એકસંપ કરીને.

(૫) ફા. મુખાલેફ એટલે ઉલટા, દીનથી ઉલટા.

(૬) ફા. આમુખ્તે એટલે ભેલાયલા. મતલબ કે આતશને અડકે છે.

નથી જે એ રવેશે દીનનાં કાંમ અતકાવે અને જો એવોએ અતકાવીઉ હોએ તો અલબત અમોને પન કશું લખતે, માથે[1] તમોને એ બાબત કાગલ લખો હશે તે લાવો જે હમો જોઇ નીશાં[2] કરૂ તારે એવોન તો તે કાગળ ફ્લાંના અંધેઆરૂ પાશે છે ને તે કજે વલી કાગલ ફ્લાંનાં પાશે છે એ રવેશે કરી એક બીજા ઉપર ધોલી નાંખીઉ તે કાગલ દેખહાવો નહી તેથી શમશતે પનચાત ગનાં દલગીર થાઆ જે એ રવેશે દીનનાં કાંમ અતકાવે છે ને અમને તશદી દીએ છે કાંએજે તમો જુવો જે આ. મનોચેરજી બમનજીની છોકરીનું જંદરવાંન પેહેલે ગહમબારે માંદીઉ અને બીજે ગહમબારે રવાંન થાઇઉ તારે બીજી જોદ શરોશ બેશનારી હતી નહી તારે જંદરવાંનનું કામનો અતકાવ થાઓ ને રવાંનનાં શરોશ બેથા. તાર પછે ફરીથી જંદરવાંનનું કાંમ માંદીઉ. ભલું એ તો જંદરવાંનનું કાંમ હતું અને આગળ પાછળ બની રહીઉ. પણ જારે બરોબર રવાંન થાઆં હોએ તારે શી રવેશે નીપજે અથવા બરશનુમનો મકદમો તો બારીક છે. કદી કોઇને ખતા થાએ તેઆરે અહીનાં રવાંનની તા. મુખતાદમાંઓની[3] શી રાહા થાએ અને શું નોશારીથી બરશનુમ લઈ આવે તાંહાં શુધી તે કાંમ મોકુફ રેહે કે શું કરે તેનો રાશો.[4]"

**૬. પાલક કોણને કરવો તે સવાલ. ઈ. સ. ૧૭૭૩.**

એક જરથોશતી માન્યતા આ છે કે દરેક ગુજરનાર પુરૂષને તેની મરણ બાદ ક્રીયા કરવા માટે અને તેનો સીલસીલો ચાલુ રેહવા માટે એક બેટો હોવો જોઇએ, અને જો તેનો પોતાનો બેટો નહી હોય તો એક પાલક કરવો જોઇએ. જો તે પાલક કરવા વગર મરણ પામે તો તેના ખેશીઓ કરી આપે, અને રેવાજ એવો હતો કે તેને ઉથમનામાં મલેલી અનજુમનની સમતીથી કરી આપવો. આ પ્રમાણેનો એક સવાલ આ અરસામાં બરપા થાયો. શેઠ માનેકજી જીજીભાઇ મોદી તા૦ ૧૯ ફેબરવારી ૧૭૭૩ ને દીવસે બેટા વગર ગુજર્યા. તેવણનો ઇરાદો એવો હતો

---

(૧) માથે એટલે "માટે".

(૨) નીશાં એ ફા. "ખાતર નેશાન", એટલે "મનમાં ચોકશ". કદાચ ખાતર વગર પણ એ શબ્દ લેઇએ તો ફા. "નેશાંન કર્દન" એટલે "નીશાણી કરવી, નોંધ લેવી," તે ઉપરથી પણ મતલબ "ખાતરી કરવી" એવીજ ઉઠે છે.

(૩) "મુખતાદ્‌માઓ," એટલે રવાનો, "મુક્ત આત્માઓ" એટલે "મુક્તિ યા છુટકારો પામેલા આત્માઓ" ઉપરથી બનેલો શબ્દ.

(૪) "રાહ શો" એટલે શું રસતો?"

કે પોતાની બેટીના બેટા બેહરામજી બાપલાભાઇને પાલક કરવો અને તે પ્રમાણે તેવણુની વીધવા અને દીકરીએ કરવા માગ્યું. પણ તેવણુના ભત્રીજા જમશેદજી બાપાભાઇ મોદી, જેવણુ તે વખતની પંચાએતના વડા હતા, તેવણે વાંધો લીધો, કે જ્યાં સુધી ગુજરનારના બાપીકા લોહીનો છોકરો પાલક તરીકે આપી શકાય ત્યાં સુધી છોકરીના છોકરાને કરવો, એ આપણા રેવાજ પ્રમાણે સજાવાર નથી. એ વાંધો ઉથમણાની મીજલસમાં પંચાએતે કબુલ રાખ્યો અને મોદી જમશેદજીના છોકરા ડોસાભાઇને પાલક કરી આપ્યો.[1]

આ અરસામાંનાં કેટલાંક કાગજ પત્રો ઉપરથી માલમ પડે છે કે હાલ સુધી ક્રીયાકામ માટે નૌસારીથી વરસ (યાને વરસ્યાની પુછડીના બાલ) આવતા હતા. પણ હવે મુંબાઇમાં વરસ્યો કરવાનો વિચાર બરપા થાયો.

૭ આ અરસામાં મુંબઇમાં વરસ્યો કરવાનો બરપા થયલો સવાલ. ઇ. ૧૭૭૬

(ક) "સંવત ૧૮૩૨ ના પુરથમ ભાદરવા વદ ૯ વાર શુકરે" (તા. ૭ મી સપ્ટેમબર ૧૭૭૬) ને દીને અતરેના આગેવાન પુરૂષો, જેઓમાં પહેલી સહી કરનારા કેટલાક અથોરનાન પંથના હતા, તેઓએ નૌસારીની અનજુમન ઉપર એક પત્ર લખી ફરીઆદ કીધી કે નૌસારીનો વરસ્યો ગુજરી જવાથી અતરે મુંબઇના રવાનોનાં કામ અટકી પડયાં છે. નજદીક ૧॥ થી ૨ માસ થયા છતાં નવો વરસ આવી પોંહતો નથી અને મોરચીની બીમારીને સબબે દરરોજ ત્રણ ચાર રવાનો થાય છે. માટે અહી વરસ્યો કરવાની રજા માંગી. આ એક અગતનો મુંબઇની અનજુમન તરફથી નાસારીની અનજુમન ઉપર ગયલો પત્ર છે. એવાજ આ બાબતના સંબંધમાં બીજા કેટલાક પત્રો છે,

---

(૧) આ પાલક ડોસાભાઇએ ઉમરે પુગવા પછી મરનારની સર્વ પુંજી માટે તેવણુનાં વીધવા અને દીકરી ઉપર મુંબઇની મેયરની કોર્ટમાં દાવો કીધો. ઘણાક ગ્રહસ્થોએ સાક્ષી આપી કે પાલક બાપીકાજ લોહીનો જોઇએ, જયારે કેટલાકોએ સાક્ષી આપી કે વીધવા પોતાને ગમે તેને પાલક કરે. મેયરે તા૦ ૧૩ જુલાઇ ૧૭૯૫ ને દીવસે ડોસાભાઇની તરફેણુમાં ચુકાદો આપ્યો. તે ઉપર બાઇઓએ અપીલ કીધી. પણ અપીલ કોર્ટે મેયરનાં જેવોજ ચુકાદો આપ્યો. તે ઉપરથી બાઇઓએ "કીંગ ઇન કાઉનસીલ" ને ઇંગલંડ અપીલ કીધી. પારસી પ્રકાશના કર્તા લખે છે કે તેવણુના સાંભળવા પ્રમાણે તે વડી કોર્ટે નીચલી બન્ને કોર્ટોના ચુકાદા રદ કરી બેહરામજી બાપલાભાઇને પાલક ઠેરવ્યો, એવા વીચારથી કે પારસીઓમાં પાલક વિષે ચોકસ નીયમ સાબેત થયો નથી અને તેથી મરનારની ખુશી મુજબ થવું જોઇએ (પા. પ્ર. I પા. ૭૮ થી ૮૦).

જે તે વખતના ધર્મ સંબંધી વીચાર આચારો અને રસમ રેવાજો જાણવા માટે ઉપયોગી છે. વળી તેમાં આગળ જણાવેલી મુંબઇમાં ફેલાયલી બીમારી બાબે અને નૌસારી અને તેની અતરાફમાં મરાઠાઓ તરફથી આવી પડેલી ધાડનો ઇસારો છે. તે સબબે તે પત્રો સદાબરાં નીચે આપું છું.

શમશતે[1] શ્રી નોશારી બંદરે શરવ ઉપમાહા જોગ શદાશોભાગ નેક નાંમ શદા મેહેરબાંન અનજુમન શ્રી. ૫. દેશાઇ શ્રી. ૫.[2] ખુરશેદજી તેહેમુલજી તથા શમશતે દશતુરો તા. મોબેદો શ્રી વડી દરેમેહેરનાં શ્રી મુંબઇ બંદરેથી લા. સમશતે અનજુમનની કીને એજદાંપનાબાદ વાંચજો. જત અહી કુશલ છે. તમારી ખેર ખુશાલીનાં કાગજ લખવાં જેથી જીવને મલ્યા જેટલો આરામ થાએ. બીજો શમાચાર ૧ પીછેજો જે આ. નવરોજ પાવડીનાં ભાઇએ કાગલ આ. નવરોજ પાવડીને લખો છે જે વરશીઓ ગુજરેઓ તેથી બીજો વરશીઓ દેએ મહીનો ને ખુરશેદ રોજે મરતબ[3] કરો છે. તે શાંભળીને દલગીર થાઆ ને અહી તો રૂઆંનોનાં કામ અતકી પડાં છે ને અમને અજબ શરખું લાગું છે જે એ ખબર અહી આવાને માશ ૧॥ તા. ૨ થવા આવા. પણ તમારી તરફથી તો વરશ અમને આવી પોતો નથી. અહી તો દરરોજ રૂઆન ૨ તા. ૩ તા. ૪ એ રવેશે થાએ છે ને એવો વા વાગો છે કે મોરચીનું બાનું થઇને પટ મરે છે ને રૂઆનો પર મોટો જુલમ થાએ છે કે વગર શરોશે રૂઆન દોલતાં ફરે છે પણ અમો વીચાર એબી કરં છું કે તમે કંઇ વરશ મોકલતા બી[4] રહો તો નહીજ પણ વરશાદ માહાબોલ[5] થાય છે. તથા વાટે પીશાદ. શંધોવાના[6] શબબથી તતરો પણ બંધ થાઇઓ છે ને

---

(૧) "શવસતે" ને બદલે.

(૨) "શ્રી ૫." આ દસ્તાવેજના આ અને બીજા કેટલાક શબ્દો આગલ સહમબ્યા છે. જુઓ પાના ૬૭ અને ૬૮.

(૩) ફા. મુરત્તબ એટલે તૈયાર.

(૪) ફા. "બિન" ને બદલે એટલે વીનાં 'વગર'. 'મોકલતા બી' એટલે મોકલવા વગર.

(૫) 'માહાબોલ' ઘણું કરીને "મોટું બોરાન' એટલે વર્ષાદને લીધે "મોટી રેલ". સરખાવો આપણો ગુજરાતી બોલ (પાણીમાં) "બોરવું."

(૬) "શંધોવા" એ શબ્દ "રાઘોબા" બરાબર નહી વંચાયાથી લખાયો છે. રાઘોબાનું બીજું નામ રઘુનાથ હતું. તે પેશવા બાલાજીનો ભાઇ અને પેશવા નારાયણરાવનો કાકો હતો. જ્યારે ઇ. સ. ૧૭૭૨ માં ચોથો પેશવા માધવરાવ મરણ પામ્યો ત્યરે તેનો ભાઇ નારાયણરાવ મરાઠાઓની ગાદી ઉપર આવ્યો હતો. પણ તેને મારી નાખવામાં આવ્યો હતો. ત્યારે રાઘોબાએ પેશવાઇનો કારોબાર ચલાવવા માંડયો. તેથી નારાયણરાવને ત્યાં તેના મરણ બાદ જે બાળક અવતર્યો હતો તે (posthumous) બાળકનો પક્ષ

કોલવાંનો[1] પણ ઉલટી છે ને કાશદોથી પણ જવાતુ' અવાતુ' નથી તા. નોશારીનાં લોક પણ અફરા તફરીમાં છે તા. દેશાઈજી પણ શુરતમાં છે તા. એવી ચીજનો લાવનાર દારાબ અ'ધેઆરૂ કોટાર જે એહવી ચીજ હ'મેશ લાવતો હતો તે પણ ગુજરો છે તો કોણ લાવે ને આપની પવીતર વશત[2] શી રવેશે વાતેર[3] નીભે તે શમજીને તમોથી મોકલાઇ શખી નઇ હશે. પણ હમોને કઇ નેક મીશલત પણ લખવી લાજમ હતી જે આં તો આ રવેશનો મુકદમો બનો છે માટે તમો આ રવેશે ચાલજો કે આએ કાંમ કરજો તો અમો એ રવેશ કરૂં ને વળી અહીથી અમો કાગળ દેશાઈજીને પણ લખાવો છે. પણ તેનોબી જવાબ

---

ખે'ચનારાઓ, જેઓ આ બાળક મોટો થાય ત્યાંથી સુધી એક કામચલાઉ હકુમત ( Regency ) ઉભી કરવા માંગતા હતા, તેઓ અને રાઘોબા વચ્ચે લડાઇ ઉઠી. એ લડાઇ દરમ્યાન રાઘોબાની હાર થવા લાગી. અ'ગ્રેજોએ ઇ. સ. ૧૭૭૫ માં રાઘોબાની કુમક કીધી અને તેની સાથે સુરતના કોલ કરાર ( Treaty of Surat ) કર્યા, જે કરાર રૂએ રાઘોબા અ'ગ્રેજોને તેઓની કુમકના બદલામાં છાસ્તી અને બાસીન ( વસઇ ) આપવા કબુલ થયો. અ'ગ્રેજોની મદદથી રાઘોબાની પક્ષ પાછી જીત પર આવવા માંડી. પણ તે અરસામાં બ'ગાલની વડી સરકારે મુ'બઇની સરકારનુ' કામ નામ'જુર કરી સુલેહ કરવાનો હોકમ કીધો અને મુ'બઈની સરકારની ઘણી નામરજી છતાં ૧૭૭૬ માં અ'ગ્રેજો અને પુનાની સરકાર વચ્ચે પુર'દર ગામમાં સુલેહ (Treaty of Purendhar) થઇ. તે સુલેહ છતાં મુ'બઇની સરકારે રાઘોબાને સુરત નઝદીક આશરો આપ્યો અને તેના પક્ષકારો અને લશ્કરીઓએ મરાઠા રાજ્યમાં ફેસાદ તથા લુટફાટ કરવાની ચાલુ રાખી તેને "રાઘવી ગરદી" કહેવામાં આવે છે. આ સબબે આ વખતે સુરત અને મુ'બઇ વચ્ચેનો માર્ગ સલામતીભર્યો હતો નહીં. (આ બાબદની હકીકત માટે જુઓ The Oxford Students' History of India by V. A. Smith, 6th. Ed. pp 266-67. Grant Duffs' History of the Mahrathas, revised by S. M. Edwardes, 1921, Vol. II, pp 53 et seq. Events of 1776 ). આ રાઘોબાના ફેસાદે એ વખતે નોસારી, સુરત અને અતરાફમાં ઘણો ગભરાત ફેલાવ્યો હતો. આ સબબે આંકેટીલ દુ પેરોં પોતાની ઝંદ અવસ્તા ( La Zend Avesta ) ના પોતાની લાઇબ્રેરીના પુસ્તકમાં પોતાની હાથની લખેલી નોધમાં પણ કાંઇક નોંધ લે છે. ( જુઓ મારો વિષય " A Few Notes on Anquetil Du Perron's own copy of his Zend Avesta, recently discovered in Ceylon. Journal of the K. R. Cama Oriental Institute. No. 5. p. 89 ).

( ૧ ) કોલી લોક, કદાચ "કોલીવણ" ઉપરથી હોય.

( ૨ ) "વશત" તે ગુજરાતી "વસ્ત" અથવા "વસ્તુ" એટલે "ચીજ" શબ્દ છે. એ પવીત્ર વરસનો ઇસારો છે.

( ૩ ) "વાતે નીભે" એટલે "રસ્તા (વાટ) માં સલામત રહે".

આવી પોહોતો નથી ને અહીતો રૂઆંન પર રૂઆન થાતાં ચાલાં ને એ ખબર આવા પછે રવાંન ૨૦ તા. ૨૫ થાઆં છે. તે બલા ખોદા તાલે.[1] પછે અનજુમન શરવે મલું અને વીચાર કરો જે આએ મુકદમો બનો છે ને એ ફીશાદો કઇ આજકાલ મટે તેહેવું નથી બલકે દીન પર તે વધતો જશે કાંજે પેલી ગમથી શદોબાની પંણ ચાલ વજર જોગણીની[2] તરફ થાઈ છે. ને તમામ બેહેદીનો તા. અંધેઆરૂઓ જે માજદીઅશની દીનનો તોલો ઉભો થાએઓ જે અહીં વરશીઓ મરતબ કરવો જે રૂઆનો પુલગુજાર થાએ ને રવાંન પરનો અજાબ ટલે તે ઉપર અહીં બરશનુમનાં ધણીઓ જે નોશારીનાં અંધેઆરૂ હતા તેવોને બોલાવીને શરવે હકીકત માંદીને કહી જે વાટ તો આ રવેશે બંધ થાઇ પડી છે ને એવું નથી જે એ ફીશાદો આજ કાલ કે માશ બે માશમાં ભાગશે તા. એવું નજર આવે છે જે ફીશાદો [3] વધશે ને એવું પણ કંઇ નથી જે હવડાં ગલબત[4] માંડીને તેમાં મંગાવીએ તેથી કામ ચાલે માટે તમો વરશીઓ ૧ મરતબ કરો તારે એ મોબેદો તો નાં કેવા લાગા જે અમથી શ્રી નોશારીની અનજુમનનાં હોકમ વનાં એ કાંમ થાશે નહીં તારે તમામ પંચાએતે એવોને કહીઉ જે તમારે કશી વાતે શ્રી નોશારીની પંચાએત સાથે વાંધો પડો નથી જે તેવો એ વાતે તમો ઉપર આજુરદા થાએ કે તમોને કશો કાગલ પણ લખો નથી જે તમો એ કાંમ મો કરશો બલકે તેવો પણ ઇનશાફનાં કરતલ છે ને આપનાં વડા છે તે વીચારશે જે નાચાર થાઇ તમો ને કહું ને તમો એ કાંમની શરંનજામી કરી તે ખુબ કરૂ જે રૂવાંનો દેવોના આજાબથી છુટીને પુલગુજાર થાએઆં. તોપણ તમારો ધાકને તમારી વડપણ ઉપર નજર તેવોએ રાખીને કહુજે અમથી તેવોનાં હોકમ ટાલી[5] થાએ નહી. તારે અમો તમાંમ અનજુમને

---

(૧) "તાલે" એટલે "ટાલે" યાને "દુર કરે".

(૨) "શદોબા" એટલે "શદાસીવરાવ." પેશવા નારાયણરાવના બાપ બાલાજીના કાકા ચીમનાજી આપાનો દીકરો શદાસીવ નામનો હતો. તે ઇ. ૧૭૬૧ માં પાણીપતની લડાઇમાં માર્યો ગયો હતો. તે શદાસીવરાવનું નામ ધારણ કરી ૧૭૭૬ માં એક ઠગારાએ પુનાની સરકાર સાંમે મોટો બલવો ઉઠાવ્યો હતો, તે આ પત્ર મધેનો શદોબા છે. "વજર જોગણી" તે ઘણું કરીને "વજરાબાઈ" નું નામ લાગે છે જ્યાં ઉના પાણીનાં ઝરા છે અને જાત્રા ભરાય છે. એ જગ્યા બીંવડીથી સુમારે ૧૨ માઇલ ઉતરે આવેલી છે. હું ૧૨) વરસનો નાનો હતો ત્યારે એ ઝરાઓએ નહાવા ગયલો મને યાદ છે.

(૩) ઇ. સ ૧૭૭૬ માં નૈસારી અને તેની આજુબાજુના લત્તામાં ચલાવેલી ધાડનો આ ઇસારો છે. ઇ. સ. ૧૭૭૬ માં એ ફેસાદને સબબે નૈસારીથી આતશબેહેરામને પણ સુરત લઇ જવા પડયા હતા. એ કાગજમાં દેશાઇજીને સુરત જઈ રેહેવાનો ઇશારો છે, તે પણ એજ બાબદના સંબંધમાં છે. દેશાઇ ખુરશેદજી ટેમુલજીને આ ફીશાદને સબબે થોડો વખત સુરત જઇ રેહેવું પડયું હતું (પા. પ્ર. I ૫૮).

(૪) ફા. ગલબત એટલે મોટો મછવો.

(૫) હોકમ વગર.

તે મોબેદોને કહુજે તમો વીચારી જુવો જે અમો કદી તમોને એવું કાંમ કહુ નો હતુ પણ હવડાં તો આવો વખત આવી બાજ[1] બાધો છે ને નાચાર થાઇ એ કાંમ કરવુ પરૂ છે માટે તમોને કહીએ છેઉ જે તમોને પણ લાજમ છે જે એ રૂઆંનોનાં કામ છે ને પંચાત તમો પાશે માંગી લે છે ને કામ તમો કરો ને જો શ્રી નોશારીનાં અંનજુમનનો થપકો તમો ઉપર આવશે તો અમો શ્રી મુંબઇની પંચાએત તેવો પાશેથી માફ માંગી લઇશું એવું ગની તરેથી શંમજાવી કહીને એ કાંમ કરવુ કબુલ કરાવીઉ છે માટે તમો એવનનાં તા. અમારા વડા છો માટે અમોને એતબાર છે જે તમો ઇનશાફની રાહે એવો ઉપર ખુશી થાશો. બી. અંહી વરશીઓ કરવાને ઘોઘો શોધીએ છુ પણ હજીની ઘડી સુધી તો મલો નથી તેવી માનશો છાસટી પરગનો તલાશ કરવા ગએઆ છે પણ તમો એ પર નચીત રહેશો માં હરએક તરે વરશ અમને આવી પોહોચે તેમ કરજો એ વાતની તાકીદ જાંનવી, શંવત ૧૮૩૨ નાં પુરથંમ ભાદરવા વદ ૯ વાર શુકરેની તેરીખે[2]

૧ લા. શેવક આ. મનોચેરજી બહમનજીની દોવા વાંચજો

"દુવા શલાંમ વાંચજો" એવા શબ્દો સાથે આશરે ૩૨ સહીઓ છે. કોઇએ સહી પાછલ ઉમેર્યું છે કે "અમો તમારા છેઉ." એક જને ઉમર્યું છે કે "દાદાર હોરમજદની મદદ છે." કોઇએ "બંદગી વાંચજો" એમ ઇબારત લખી છે." (નૌસારી મે. રા. લાઇબ્રરીની એ. જામાસ્પજીની ચોપડી વા. ૧, પા. ૫૦ થી ૫૩. એ દસ્તાવેજ માટે જુઓ એ. ફરેદુન રતનજી કાગાની ભગર સાથ અનજુમનની તવારીખ પા. ૧૦૨, દસ્તાવેજ ૩૯.)

**(ખ) એજ બાબદમાં મુંબઈથી (રોજ માહ નથી પણ ફકત સંવંત ૧૮૩૨ જણાવ્યો છે) માણેકજી શેઠની અગીઆરીના મોબેદો આ. તેમુર નાનાભાઇ, માણેકજી જમશેદજી, અને બીજા ૧૬) જન નૌસારીની ભગર સાથ અનજુમન ઉપર પત્ર લખે છે. તેમાં લખે છે કે,**

"જેમ સુરતમાં મરકી પડેલી શાભલતાતા તેમ મુબંઈ ગાંમમાં નીપજેચ રોજ દન રવાંન ૨) ૪ થાએચ ને એવી હકીકત નીપજેચ તે લોકો બેહદીના ઘણાંએ અમોને બેજાર કરેચ ને કહેચ જે તમો વરશ કાંએ નહી મંગાવતા તેવાર અમોએ જવાબ દીધો જે ગાંમનાં[3]

---

(૧) એટલે "મામલો બયના આવા ગયો છે" મોલ્સવર્થ (Molesworth's Maratha Dictionary) મુજબ "બાચ" અથવા "બાજ" ખતાનો અર્થ "બચ ખાવી" થાય છે. ફ્રેંચ ફ્રા. બાઝ inversion, contrarity એટલે "ઉલટો મામલો થયો છે."

(૨) તા. ૭ મી સપ્ટેમ્બર ૧૭૭૬.

(૩) એઓના આ લખાણ ઉપરથી દીસે છે કે આરે બે પ્રકારના મોબેદો હતા: (ક) એક ગામના મોબેદો, જેઓ હું ધારૂં છું કે "પંથકી" કહેવાતા અને (ખ) બીજા દરેમેહરમાં કામ કરનારા બરશનુમવાલા યોજદાથ્રગર મોબેદો. નૌસારીના મોબેદો ખાસ કરી આ બીજા પ્રકારના હતા. હાલમાં પણ નારગોલ, દેહોબર વગેર ગામોમા એમ બે પ્રકારના મોબેદો છે. મારી બચગીમાં મેં જોયલું કે કાલાનામાં પણ એમજ હતું.

અંધારૂ મંગાવે તે વાર ગાંમનાં અંધારૂ તો અમોને દેખાડેચ જે એહોન[1] કહુ જે મંગાવો. આ મારૂ કઇઉનો કરતા નથી. તેવાર લોકો તો અમોને બેજારકરેચ ને ગાંમમાં ફરાતુ નથી. પછે ૧ એક દાડાનો શબબ એવો થાએઓ જે ૧ રૂવાંનનું ઉયેતું થાઇઉ. તેમાં તમાંમ લોક શફ[2] બાંધીને આઇઉ જે આપડે મુંબઈમાં વરશીઓ નવો કરાવીએ એવું લાવીને તમાંમ અનજુમન અમોને કેવા લાગા જે તમો આં હાલ વરશીઓ નવો કરો તે વારે અમોતો નાં કઇઉજ ને અમે આંહાં કધી કીયેચ જે આજ કરૂ નોશારીથી મંગાવુ તેવારે શરવે કોઇ નાંહાંલુ મોટુ અનજુમન અમો ઉપર ઉલટીઉ ને જેવુ મોડે આઇઉ તેવુ બોલેઆ ને કેવા લાગા જે તમો શવારને પોહુર કાંમ માંદો ને નવો વરશીઓ કરો એ વાતમાં શરવે કોઈ મુંબઇનાં અકાબર મોટા મોટા મોદીજી તા. શેઠના તા. બનાંજીનાં એ શરવે કોઇ વાડીઆજીનાં બહમનજી વાડીઆ ગતુએક બોલવા લાગા જે તમો લોકનાં રૂઆંન બોલોચ તમોને રૂઆનનીબી દાજ[3] નહી તમો મોટા ખુની લોક છેઓ મોટા ગુનેગાર છેઓ મોટા અનેઆવનાં[4] કરનારા છેઓ તમોને ગાંમમાંથી કાડી મુકેઆ જોઇએ એવું એવું ગતુએક બોલેઆ ને વારીપર આવી ગીઆ ને તેનાંનાં કેવા લાગા જે અમો બીજા જે ગતશે તેને બોલાવીસું. વાડીઆજીનાં છોકરાવોની નજર એવી જે શંજનાંને બોલાવીએ ને શેઠનાંઓની નજર એવી જે સુરતી-આઓને બોલાવીએ પછે અમોને કેવા લાગા તમો જવાબ દેઓ જે વરશીઓ શવારને પોર કરવો કે નહી જેવું હેએ તેવું અમોને કેહો નહીતો અમો અમારૂ સુજીતે કરીએ પછે આપડા ભાઇડા તો અકલાઇ ગીઆ ને જવાબ દીવાની જગો તો રહી નહી પછે તો વીચારીને કહીઉ જે તમોને શવારે જવાબ દેસું અમો જાઇ વીચારીને શવારે કેહેસું તેવારે કેહેજે નાં હવરાંજ હાં કે નાંનો જવાબ દેઓ જે અમો અમારૂ જાંણીતુ કરીએ કાંએ જે તમો લોકનાં રૂઆંન ઉંપર હાલ વાખા પાડોચ ને લોકનાં રૂઆંન દોલતાં ફૂરેચ ને તેનાંનાં માએ બાપને કલેજાંમાં છરી વાજેચ તમો એવાબી ખુની લોક છંઓ. અમો-તો ગણુબી શંમજાવીએચ પણુ શંમજે નહી ને લોકનો એક મોડે બોલવા લાગુ તેવાર શેઠ શ્રી મનુચેરજી બહમનજી કેવા લાગા જે તમારી શી મતલબ છે તે તમો મને એકાંત કેઓ જે હું લોકને શમજાઉ તેવાર અમોએ કહીઉ જે શેઠજી અમો જે નોશારીનાં હમકાર જેતલા છંઇએ તે એકએક શાથ શંમજીને શવારે તમોને જવાબ દેસું હાંએ જે હવડાં અમો અકલાઇ ગીઆચને કઇ અમોને આવડતુ નથી તેવારે શેઠજીએ વચમાં પડીને લોકોને શંમજાવેઆ જે તમો હવડાં તો શબર કરો એ મોબેદો શવારને પુર મને જવાબ દેશે તે હું તમોને કેશ ને પછી જે તમોને જે ગમે તે તમો કરજો તેવારે લોક થરીઉ. પછે આપડા ભાએડાઓએ

---

(૧) એઓને.

(૨) ફા. "સફ બસ્તન" હારબંદ થવું (to draw up in a file), મતલબ કે "એકથા થાઇને હારબંદ આવ્યા."

(૩) દાહાજ.

(૪) અ નેઆવ (અન્યાય) એટલે ગુનાહ.

બેશીને વીચાર કીધો જે એ લોકતો ફેરાવન થાએય ને આપડે હાતથી પંથક જાએય આપણે તો આપણાં વડાઓની રજા વનાં નહી કરતા પણ તેહાંનો જવાબ આવતો નથી તેવામાં આંહાંનુ તો પંથક ફેરાવન થાએય[1] ......કે સું બેહેદીન શરવે કોઇ. તેવામાં શેઠ શ્રી મનુચેરજી એ અમોને એકાંત તેડીને શંમજાવેઆ જે જોઓ હું તમોને તમારૂ છેઉ વાશતે કેહુચ, જો એ લોક તમારે હાથથી નીકલી જાશે ને તમોપર નુશારીનાં અંનજુમનનો થપકો આવશે વાશતે તમો શંમજીને એ કાંમ કરો. એ કાંમ કીધાથી તમોને થપકો આવશે તો તેની વાત અમો શ્રી નોશારીનાં અનજુમન શાહેબ પાશેથી માંગી લેશું કાંએ જે નુશારીનુ અનજુમન તમારૂબી શરદાર છે ને અમારાબી શરદાર છે. અમોબી નોશારીનાંજ છેઉ અમો તમો મલતા છેઉ ને અમારા બાપ બપાવાબી નુશારીનાંજ છે વાશને અમો મારી ખાતર કેઉચ ને જો તમો કહીઉ નહી માંનશો તો પછી પછવાડે પશતાશો ને તમોને થપકો નોશારીનાં અનજુમનનો આવશે. એ લોકની મતલબ એવીજ હોએ પથરણુ ફેરફાર આપણે એકત્ર[2]......મને માલુમ છે. મને પુરી ખબર છે તેથી હું તમોને મલેઓ છેઉ વાશતે તને ચેતાઉચ એ વાત ત કરસું વરશીઓ તેવાર પછી વરશ નુશારીથી આવશે તો તેજ વખતે એ વરશ આપડે બંધ પાડસું ને નોશારીથી આવેલો વાપરસું. હવડાં આપણુને શા વાશને કડવું પડેચ જે રાહા બંધ છે ને મરકીનાં દાહાડા છે ને વરી લોક શમજતુ નથી વાશતે કરવો પડેચ તે વાર અમોએ કહીઉ જે આજ તમો વરશીઓ કરાવોચ ને કાલે તમો નીરંગ કરાવશો. પછી કેશો જે હેરબદ બી કરો તે કેમ થાશે અમોને સું પુછનાર નથી તે વારે જવાબ દીધો જે એવી વખત અગાડી છે વાશને એ કાંમ કરીએય પછી કઇ થાએ નહી ને કરી શકીએ નહી એ વાતનો અમો તમોને લખીઉ કરી આપીએય. તમામ મુંબઇનાં અનજુમન ની ગુહા શાખ તા. ગાંમનાં અંધારના મતો શાથે જે તમો વાંચી જોઇને તમો તમારે હાતે નોશારી મોકલો ને પછી કાંમ માંહો. વાશતે અમોને હા કહેવુ પડીઉય તે જાંનજો વાશતે એવુ થાએ કે વરશ તારદાદ આવી પોહોચે તો શંગ્રા ફેરાદજ માગી જાએ."[3]

**( ગ ) વળી એજ બાબતમાં સંવંત ૧૮૩૨ ના પરથમ ભાદરવા વદ ૧૧ રવેઉ રોજ ૩૦ માહ ૧૧ને દીને મુંબઇથી અંધ્યારૂ ફરામ નવરોજજી, અ. નોશેરવાંન નવરોજી ને બીજા ત્રણુ મોબેદો નવશારી દેશાઇ ખરશેદજી**

---

( ૧ ) અંહી દસ્તાવેજની નકલમાં થોડીક જગ્યા ખાલી છે.

( ૨ ) અંહી પણ થોડીક જગ્યા લખ્યા વગરની ખાલી છે. એવું દીસેછે કે અસલ કાગળ ઉપરથી નકલ કરનારને લખાણ બરાબર નહી ઉકલતાં જગ્યા ખાલી રાખી છે. આ સબબે આ ભાગ બરાબર સહમજ પડતો નથી.

( ૩ ) નૌસારીની મેહરજીરાણા લાઇબ્રેરીની એ. જામાસ્પજીની હાથની લખેલી ચોપડી વા. ૧ પા. ૬૮-૭૦.

ટેમુલજી અને અનજુમન ઉપર પતર લખે છે તેમાં લખે છે[1] કે

"શમાચાર ૧ પરીછ જોરે[2] જે વરશીઓ ગુજરેઆની ખબર આવી રોજ ૬ માહા ૧૧ તેનાં જવાબ શાહેબજી ઉપર તેજ વખત લખા છે. વરશ થકી દીનનુ કાંમ અટકી પડીઉચ ને અહીઆં રોજ રવાંન ૨ તા. ૩ તા. ૪ બી થાએચ તેથી લોક ગતુ આજુરદા થાએચ તે સુ લખુ. લખેઆમાં આવતુ નથી. બીજુ શાહેબજી આંની હકીકત અનજુમન મોબાઈનાંએ શાહેબજી ઉપર કાગદ લખો છે તેથી શરવે રોશન થાશે. બી. શાહેબજી અમો એ વરશની ગની વાટ જોઇએચ કે હમણાં આવશે પણ હજુર ગડી સુધી દીશતો નથી. તે મેહેરબાંની કરી તાકીદ કરી મોકલાવજો. બી. આંહાં વરશીઓ શોધીએચ તેની હકીકતતો અનજુમને તથા શેઠ મનોચેરજી બમનજી તા. તમારા ભાઇડા નોશારીનાં હમકારેબી લખો છે તમો ઉપર કાગદ તેથી શરવે રોશન થાશે. બી. આંહાંનુ અનજુમન શરવે ફરી બેઠુચ કોઇ કોઇનાં અખતીઆરમાં નથી વાશતે મેહેરબાંની કરીને વરશ મોકલો તો ઘણુ શારૂ થાએ."

**(ઘ) વળી એજ બાબતમાં સંવત ૧૮૩૨ ના ભાદરવા વદ ગરેઉ મુંબઈથી આ. મંચેરજી બમનજી નૌશારી દેશાઇ ખરશેદજી ટેમુલજી ઉપર પત્ર લખે છે, તેમાં અત્રે મરકીના સબબથી ઘણુા રવાંનો થવાથી અને નૌશારીનો વરસીઓ ગુજરી જવાથી વરસ કામમાં ન આવવાથી રવાનનાં કામ અટકી પડયાં છે તે બાબે વીગતે લખે છે અને અરજ કરે છે કે અતરે બાજી હાથ રાખી વરશીઓ કરવા દે તો શારૂં નહીં તો કદાચ પંથક જતું રહે. તેવણુ લખે છે કે:** (નૌસારી લાઇબ્રરીનું પુસ્તક પા. ૧૦૧)

"અહીંનાં બેહેદીનો તો કાંઇ શરવ પડા ગનાં[3] ને દીનનાં રાહાથી વાકેફ નથી ને વલી કોઇ બેદાનાં[4] વેચનાર ને કોઇ તરકારીનાં વેચનાર એવી તેવી આશામીઓ શાખફરાંન[5] થાઇ ઉભા છે ને પંચાતમાં પણ આવી બેશે છે અને રાધણુના પોરાઓ કે જેને તમો પરથંમ ઓ નોશારીથી બરશનુમ દેઇ મોકલા છે ને તેવોએ તો અહી જુદી અગીઆરી કરીને કેટલાએક બેહેદીનો[6]...રેહે છે. ને તે એવી બદમાં [7]મલીને એવી નસુખાઇથી[8] વાપરે છે કે કાંઇ કેવામાં

---

(૧) ઉપલીજ ચોપડી પા. ૧૦૦). એ. ફ. ર. કાંગાની ભગર સાથ અનજુમનની તવારીખ પા. ૧૦૫ ના. ૪૦.

(૨) જાણજો. (૩) "પહડેલા ગણેલા" એટલે ભણેલા. (૪) ઇડાં.

(૫) સાફ ફેરાવન. (૬) અંહી એકાદ શબ્દની જગ્યા ખાલી છે.

(૭) "એવી બદમાં મલીને" આ શબ્દો અસલમાં "એવો બદ (એટલે ખરાબ) આમશો ને" એમ હોય.

(૮) "નસુખાઇ" શબ્દ 'ન' નહી અને 'સુખ' ઉપરથી હોય; અથવા બીજો શબ્દ કદાચ "સુગ" disgust, dislike હોય, એટલે "ગંદી રીતી તરફ સુગ નહીં ધરાવવુ" અથવા કદાચ "નસો" એટલે "ખરાબ ચીજ તરફ ભાવ" હોય.

કે લખવામાં આવતું નથી ... ........................................................
મુંબઇની દરેમેહેર શેઠ માંણેકજી વાલીમાં ઉથેનુ હતું ને તાં અનજુમન હતું તે દાડે વરશીઓ નવો મરતબ[1] કરવાની જીકર નીકરી તારે શી નોશારીનાં હમકારોને કહુ જે તમો વરશીઓ મરતબ કરો કાંજે વાટનાં ફીશાદથી આજ લગે તો તાંથી આવી પોતો નથી ને વલી નજરે એવું આવે છે જે આગલ જતાં ફીશાદો પણુ વધશે ને બંધી ગની થાશે. એ વાતનાં પાંચડાં[2] માંદીને એવોનને સમજાવા લાગા પણુ એવો તો કેમ કરે શંમજે નહી ને કેજે અમોથી નોશારીનાં પંચાએતનાં હોકમ ટાલી થાએ નહી તારે તો તમાંમ નાંનુ મોતુ લોક એકતુ બોલવા લાગા જે શાહેબ જુવો કે એ કેહેવા લોક કથંન છે કે તમામ ઉમરનાં તો રોજી[3] ખાએ છે ને આજ આવી તરેનો વખત રૂઆંન ઉપર આવી પડો છે ને રૂવાંન પુલગુજાર થાતા નથી ને આજાબમાં પડાં છે તેની દઆ મઆ કશી કરતા નથી ને અમો[4]......શાશતરીઆ[5] હું પણુ પહેલ થાઇ એવો જોલમ[5]......રાખે છે તો અમારે એ અધેઆરૂ શો કાંમનાં તારે તો વલી જે બેદીન રાંધનનાં પોરાવોની[6] મદદીમાં[7] હતા તે તો આડા[8] તા. જેને લીધે બીજા ગણાં બેદીન અદા જે એવો નાં કેહે તો બીજા પાશે કાલે કાંમ મંડાવીએ અને એનાંને આજેજ ઉથેનાંમાંથી બેઆબરૂ કરી ઉઠાડી મેલીએ ને શદરો કે કશી આશોદાદ આપવી નહી. તારે અમો જોઇઉ જે એનાંની મતલબ તો રાધનનાં પોરાવો પાશે કરાવાની ખરી ને તે તો તરત કરશે ને એ ગારડીઓ ટાલો તો શમજે નહી જે એનો કરેલો[9] તે સું ને બીજાનો કરેલો તે સું ને દીન ૬ માંજ અજશે[10] બીજશને કરી કેશેજે ચાલો મરતબ થાઓ ને પછે ગારડીઓ ટાલો તે પછ્વાદેજ દોડશે ને બીજી ખરાબી ઘણી થાશે તારે અમો કહુ જે તમો હવડાં ને હવડાંજ એવો પાશે જવાબ હાનો કે નાંનો મંગાવો છો ને તુકા[11] પકડો છો તે ઘટે નહી એવો કેછે જે અમો શવારે વીચારીને અમારે ગેર આવી જવાબ દેશુ તો ભલુ એક રાત આડી[12] છે

---

(૧) એટલે તૈયાર. (૨) "પાંચ પાચની ટોળકી થઇને."
(૩) એટલે આખી જીંદગી અમારે ત્યાં રોજી મેળવે છે.
(૪) અહીં જગ્યા ખાલી છે,
(૫) એટલે "શારતરને માન આપનારા" એટલે "ધર્મ પુસ્તકના ફર્માન પ્રમાણે ચાલનારા." મોબેદોમાં એક ઓખડ "શાસતરી" તરીકે છે.
(૫) અહી થોડીક ખાલી જગ્યા રાખી છે.
(૬) એટલે "ઉતરતા વર્ગના મોબેદો જેઓ રાધે અને કામ પડે ત્યારે મોબેદીપણુ કરે."
(૭) મદદમાં. (૮) આડા થાઇ પડયા; બોહોસ કરવા લાગા.
(૯) એટલે "આ રાંધણીઆ મોબેદોએ કીયા કરેલી." (૧૦) ઇજસ્ને.
(૧૧) ટુકમાં યાને ઉતાવલમાં. (૧૨) "આડી" એટલે "વચમાં."

તેમાં સું ખાતુ ગેલુ થાએ કે એ રવેશે કરી ભીદ[1] ભાંજી નાંખુ ને શદરા તા. આશીદાદ જેમ આબરૂથી અપાતી તેમ આપી. ને બારવાને તો અંધેઆરૂઓ વીચારમાં પડા તે વીચારે પણ અમ પાશે આવા નહી ને વાઈઆનાં ભાઈદાઓ તા. બીજાવો અમને પુછાવું જે અધારૂઓને શો જવાબ તારે વલી અમો કાવુ છે જે કાલે આવનાર છે આજ તો તે ચારમના નાંનીઆં જમેલા છે તા. કેટલાએક કોટબાર ઉથેનું છે તાં ગઆ છે. એ રવેશે કરી કહ્યુ પછે બારવાને અમો શરવે આશાંમી ૨૦) તા. ૨૨ નોણીઆં તા. વગર નોણીઆંવોને આપને ગેર તેડીને પુછ્યુ જે તમારો શો જવાબ તારે તે તો નાંથી હાં કેહે નહી તારે અમો કહૂ જે શાંભલો તમારે તરફનો કોઇ બોલનારો છે નહી મગર ૧ હું છું ને ૩ પણ નોશારીનોજ છું ને ભગરીઓ અધેઆરૂ છું ને તમારી આબરૂ ને અમારી આબરૂ ગનીએ છું ને આંતો તમાંમ નાંનુ મોતુ એક વાતપર આવી અડા છે ને વાકૂ ઇ[2] કે રૂઆંન પર અજાબ છે જો તમો કરશો તો આબરૂ પાંમશો ને જો તમો નહી કરશો તારે તમો થીકરા થાશો[3] ને કોઇ બારણે ઉભા નહી કરશે ને અધતીઆર[4] નોશારી જાવુ પરશે કે રાંધનનાં પોરા તો કરશેજ ને તમને લોક મોદે ચરી ગાલો દેશે. માથે[5] એ વખત તમો કબુલ કરો ને બાજી હાત રાખો તો શારૂ ને તમો એકજ વાત ધરી બેથા છેઓ પણ દેશાઇજીની નજર ચો તરફ દોડે છે. માટે તેવો પણ કાંઇ તમને ઠપકો લખશે નહી જે લખશે તે શંમજીને લખશે. પછી એઓનાંબી ખાતરને આવુ તે કબુલ કરૂ છે."

વરસો નહી કરવા બાબ નૌસારીનો ખુલાસો આપનારો જવાબ.

મુંબઇથી થાયલી ઉપલી માંગણી કે હવે મુંબઈમાં વરસો કરવા દેવો, તેના જવાબમાં નૌસારીથી એક લાંબો પત્ર લખી ખુલાસો કરવામાં આવ્યો, કે શા સબબથી વરસ મોકલવામાં ઢીલ થાઇ. તેઓના જણાવવા પ્રમાણે મુંબઇ કરતાં નાસારી ઉપર મરાઠાઓના દોર સબબે વધારે આફત આવી પડી હતી, ઘણાકોના મરણ થયાં હતાં અને રવાનનાં ક્રીયાકામમાં ઢીલ થઈ હતી. કોઇક વખતે રવાનની ક્રીયાકામ માટે છેક ભરૂચ કેહવાડવામાં આવતું હતું. વલી એ પત્ર સુરતથી લખ્યો હતો, સબબ કે નૌસારીના અકાબરો ઉપલી મુશકેલીને સબબે સુરત જઇ રહયા હતા. મરાઠાઓના દોરને સબબે નૌસારીની

---

(૧) ભીદ એટલે બાંજગડ.

(૨) ફા. "વાકઅ ઇન કે" એટલે " બાબત આ (છે) કે. "

(૩) ઠીકરાં માફક હલકા ગણાશો.

(૪) એકદમ.

(૫) માથે યા માટે એટલે "માટે."

અનજુમનને કેવું ખમવું પડયું હતું તે બાબેની હકીકત જાણવા કાજે આ પત્ર અગત્યનો છે તે, અને એવો એક બીજો પત્ર, જે પણ તે વખતના પારસી-ઓના વીચાર આચાર જાણવાને અગતનો છે, તે બન્ને નીચે સદાબરા આપું છું.

(ક) પહેલો પત્ર સંવંત ૧૮૩૨ રોજ ૧૯ માહ ૧૨ અસપંદારમદ દુટી ભાદરવા વદ ૧ શને ને દીને (તા. ૨૮ મી સપટેમબર ૧૭૭૬) નોસારીની અનજુમને સુરત ખાતેથી મુંબઇની અનજુમન ઉપર લખ્યો હતો.

"શવશતી શ્રી મુમબંના મોબારક શેહેરનાં શ્રી વડી દરેમેહેરનાં કુલ અમલ દસતુર ચલાવનારા શ્રી અનજુમન શેટ શાહેબોની તા. ઇઆંનાં દરેમેહેરનાં કાંમ કરનાર મોબેદો તા. કુલ પારશી બેહેદીનને રોજ બ રોજ દુલત જીઆદત બાદ લા. શ્રી સુરતથી શ્રી નુશારીનાં અનજુમન વડી દરેમેહેરનાં કાંમ કરનાર વગેરે શરવેને હમારી દુઆ અજ હદ બપાએઆં[1] પોહોચે. જત શ્રી અનજુમન શ્રીજીનાં કાગલ શ્રી મુંબેથી આવાં તે પોહોચાં વાંચી રોશણ દીદાર જેટલુ આંનંદ ઉપજે. બી. શ્રી અનજુમને તાંહાં મુંબેમાં રોજ ૨) ૩) રવાંન થાએ છે તેથી શરવે લોક ધંધા મેલી આખો દાડો એજ વાતમાં રૂઆંનને પછવાડે જાવા આવે-આમાં ખોએ છે વાશને બાજે લોક ચાહે છે જે તુરત મુંબઇમાં એકુ ગોધો તેવો શોધી નવેશરથી વરશીઓ કરે આપણાં હમકાર પાશે કરાવે તે શરવે શાહેબ લોકનાં લખાથી નેક જાંણીઉ પણ નેગાહદા કરૂ જે આંનાં અનજુમનનાં લોકો પર આજ ૪ ચાર વરશ થાએઆં શાંસાં આફત નથી પોતાં. તેતો અલલ ખસુસણ[2] કે વરશબંધ કુલ નુશારીનાં જે હાથ આ-વેઆ તેઓને મારી બાંધી ઉધા ટાંગી લોકોનાં શતર[3] ઉગાડાં કરી ખોરદાદ માશ શા. ૧૮૩૨ માંનાંએ કોઇ આગલ પાછલ દાતુ પણ લોકો પાશેથી દંડનાં કે. કુલ ભરાવા તેતુ આજ વરશ દાહાડાની વાત થાઇ.[4] બધી જેહાંનમાં તમાંમ કોમમાં રૂશન થાઇઉતુ શ્રી અંનજુમન તો તાંહાંતું શદા હેતકારી દીનનાં કાંમમાં કાંમેલ છેઓ તો રોશન દેલમાં કેમ છુપુ રેહેશે આફતાબની મીશાલનાં જાંમે જાંહાંનુમાએમાં. જરાક મોબારક ખાતેરમાં ગડી પોહોર અંદેશો કરવો કે અમોએ કોઇનુબી તાંથી કાગજ આવીઉ ને ખેપીઆને ખાલી ફેરવો. આંહાં શાહેબે નોશારી તા. સુરત વગેરે જાબજાનાં આપણી અગીઆરીનાં લોક મુઅતેલ[5] શરોશ રાખેઆને તેહેવામાં શેઠજી નોશેરવાંનજી ગુ. શાપુરજી

(૧) એક છેડેથી બીજે છેડે સુધી. ફા. પાયાં, સેવટ, છેડો.
(૨) અરબી અલલખસુસન એટલે મુખ્ય કરી.
(૩) અરબી "સત્ર" covering, ઢાંકણુ. કદાચ "વસ્ત્ર" એટલે "કપડાં" માટે હોય. કદાચ "શરીર" બોલ ખોતી રીતે લખાયો હોય.
(૪) આ બનાવ ઊપર જણાવેલી મરાથા લડાઇ દરમેઆન પુરનદરની સુલેહ આગમચ બનેલો દીસે છે.
(૫) મુંઅતેલ. ફા. મોહલત postponed, અથવા કદાચ ફા. મુઅટલ abandoned, neglected.

શેઠજી શાહેબ શ્રી મીનોચેરજી શુ. જીનતમકાંની અશો પરવર શેઠજી શાહેબ મીનોચેરજીને મજકુર નેક વખતનાં પીતરાઇ જેહો બેહેશતી થાએઆ તેહોનનાં શરોશ રવાંનનાં શરોશ વગેરે કાંમ શ્રી ભરૂચનાં લોક અધારૂ અગીઆરીનાં કાંમ કરનાર પર લખાવેઆ તો શ્રી અનજુમન મુંબઇનાં હવે નેગાહા કરો કે અમો હજુર સુધી જમૈઆતમાં[1] આ બેથા છેઉ આફ્ત દર આફ્ત ૧ લોક નોશારીનાં પર પડે છે ને હવડાં દન ૧ માં રૂઆંન ૧૦ બાર રોજ મરા[2] કમ જીઆદ છુટે છે તે પરાગેદાંન[3]. કફ્ન ચેહારમનાં પકાવાનાં વાશન કોઈ પાશે મલે નહી તેથી તાંહાં તે લોક ૨ ) દાડે બલકે ગતીશ ૩ ) દાડે ચડી રેહે છે. ને ભોગ લોકનો તે નશાશાલાર આશાંમી ૩ તે જીવતાં ભાએગે આજ સુધી રએઆ છે હવે પછે એ ૩ પાગડીનો ભી કશી મેલ નથી. ફ્રીથી બીજા નશાશાલારને તજવીજ કરી નુણ દેવડાવી કામ રૂઆંનનાં જારી રાખવાને શોધવા પડશે. બાકી અમો દોઆગો ગરીબ અનજુમનની શી કુદરત જે એવાં કાંમમાં ને દુરનો પલો જાંની ધીલ કરૂ. શખુન કોહોતા[4] આંનાં લોકોનાં આફતો દંડ ફ્રોઈ લુતીઆ લગડેઆ જટકા કીધા એવા પેદરપેમો[5] આવેઆ તેનાં અનજુમનને જાંણુથી રોશણ થાઇઉ હશે હવે જલદીથી વરશીઓતો તઇઆર થાએઓ છે તે જાબજા આપણાં ભગરીઆ લોકને દરેમેહેરને તાબેનાંઓ માંગી લઇ ગીઆ ને શેતાબીથી શરવ જગો શરોશ તથા બીજાં કામ દીનનાં જારી કીધાં વાશતે જે આલાત જોઇએ તે બેઓજર બલા[6] તકશીર તેજ ખેપીઆ હાથ ઇઆ જે દીનનાં આલાત જાલવી લઇ જાએ તે હાથ મોકલસુ એ વાનમાં કદાચ કસુર થાઇ હોએ તો અમો ઇઆં રંજ ખેચુછુ તેવુ જાંની તા. તમારી બુજરોગ જાદગીની બુનીઆદ પર નજર રાખી દરગુજર કરજો વરશ શેતાબીથી વરશની વીતી બાંધવાને કાજ મોકલેઆ છે તે કબુલ કરજો મારૂ દેલ અંદેશમંદ

---

( ૧ ) જમૈઆત, ફા. જમયત, composure, tranquality એટલે શાંતી.

( ૨ ) "રોજ મરા" એટલે દરરોજ. ફા. રોઝ મરરે.

( ૩ ) પરાગેદાન. ફા. પરાંગંદે એટલે "વીખરાઇ ગયલાં". મતલબ કે મરનારોનું ક્રીયાકામ વીગેરે હાલહવાલ બને છે.

( ૪ ) "કોહત" ટુક. મતલબ કે થોડા સખુનમાં કહીએ તો.

( ૫ ) ફ્રોઈ, ફરૂદ, ફા. ફરૂ, down ઉપરથી. મતલબ કે પડતી હાલત. "લુતીઆ" એટલે "લુટાયલા". "લગડેઆ" એટલે "રગડાયલા" એટલે થાકેલા અથવા કદાચ "લગડાયલા" એટલે "હેરાન થાયલા" 'જટકા' એટલે "ઝટકા" ( a wound, blow ) ફટકો, પેદરપે ફા. પએ દર પએ એટલે એક પછી એક. " દંડ " થી, " પેદરપે " સુધીના ફકરાની મતલબ કે દંડ, પડતી, લુતાવણી હાલત વીગેરે હેરાનગતીમાં આવી પડેલા.

( ૬ ) " બી ઓઝર " બાહાનું કાહાડયા વગર, અને "બલા તકશીર" એટલે તકસીર કર્યાં વગર.

છે. દેશાઇજી માંણેકજી આગલ જાહેર કરી છે. એ કાગલ લખતી વખતે તે ખેદમતમાં રોશણુ કરશે. અમારૂ શરીર એક આંત્રા[1] તાપનાં શબબથી છેક નાતવાંન છે. હકજી[2] જાંણે છે. કાંહાં કહીએ. ૧૮૩૨ રોજ ૧૯ મા. ૧૨ એશફંદારમદ દુતી ભાદરવા વદ શનો." [3]

( ખ ) મુંબઇવાલાઓની માંગણીના આગલા પત્રના જવાબમાં નૌસારીની અનજુમને તા. ૨ જી અકટોબર ૧૭૭૬ ને દીને પણ પત્ર લખી જવાબ કેહવાડયો હતો કે "વરસ મોકલી ચુકવામાં આવ્યો છે." વધુ મુંબઇમાં વરસ્યો કરવાની બાબદમાં તેઓ ના લખે છે કે જેમ બુજોર્ગો ચાલતા આવ્યાછે તેમ ચાલવું. આ પત્ર પણ તે વખતનાં પારસીઓનાં વીચાર આચાર જાણવા કાજે અગતનો છે માટે અતરે આપું છું.

"શદા શરાફરાજ નેકનાંમ નેક નઇઅત દીન દોસત મુમબૈ શેહેરનાં અનજુમન શ્રી શમશતે શેઠ શાહેબો તા. મોબેદો શમશત અંધેઆરૂ તા. શ્રી દીન મજદીઅશનીનાં કુલ પારશી બેહેદીન શ્રી વડી દરેમેહેરને તાબેનાં અમલ દસતુર ચલાવનાર શમશત અનજુમન રોજ બરોજ ખુબી દીનદારી જીઆદેહે બાદ લા૦ શ્રી સુરત બંદરેથી દોઆગો શ્રી નોશારીનાં અંનજુમન શ્રી વડી દરેમેહેરનાં શ્રી દસતુર શ્રી તથા મોબેદ શ્રી શમશતે અંધેઆરૂ ભગરીઆ અનજુમનની દોઆ વાંચવી. અત્ર ખેરીઅત જમૈઅત છે. અનજુમન શ્રી ની ખેરખુશીનો કાગજ ૧ રોજ ૩૦ મા ૧૧ પરથમ ભાદરવા વદ ૧૧ રવેઉ[4] નો લખો રોજ ૨૨ મા. ૧૨ પોહોચો વાંચાવી રોશન દીદાર જોઆ બરાબર ખુશવકતી હાંસેલ થાઇ. એજ રવેશે હમેશાં ખુશવકત કરતા રેહેવું. બી. અનજુમન શ્રીએ લખુ છે જે આંહાં રોજનાં રૂઆંન ૨ ) ૩ ) થાએ છે ને શ્રી વરશ વસ[5] વનાં કામ રૂઆંનોનાં અટકાં છે. તેથી વરશ ઉતાવલા મોકલજો ને અગર રાહાની બંદીનાં શબબ થકી નહી મોકલાએ તેથી હમો અહાં નવો

---

( ૧ ) આંતરે આંતરે આવતી

( ૨ ) હકજી એટલે ખુદાએજી.

( ૩ ) નૌસારી મેહરજીરાણા લાઇબ્રરીની એ. જામારપજી દસ્તુરની હાથની લખેલી ચોપડી. વા. ૧ પા. ૧૦૮.

( ૪ ) આ તારીખ મુંબાઇની અનજુમન તરફના પત્રની નથી કે જેનો દિવસ "સંવત ૧૮૩૨ ના ભાદરવા વદ ૯" નો હતો પણ અનજુમનના પત્રની મકસદનો પત્ર, જે અતરેના મોબેદોએ લખ્યો હતો તેની છે. આ પત્રની પોંહોચની તારીખ ( રોજ ૨૨ માહ ૧૨ ) ઉપરથી દીસે છે કે એ પત્રને પોંહોચતા ૨૨ દીન થાયા હતા. વલી આ જવાબ સુરતથી લખ્યો છે તે ઉપરથી દીસે છે કે ઉપર જણાવેલા ફીસાદના સબબે નૌસારીની અનજુમનના અકાબરો મોટે ભાગે સુરત જઇ રહયા હતા.

( ૫ ) વસ એટલે વસ્તુ. મતલબ કે ધર્મ ક્રિયામાં જરૂરી તરેહ જેવી ચીજો.

વરશીઓ બીજુ આપનાં નોશારીનાં મોબેદો પાસે કરાવીએ એવુ ઘણુ દાનાઇથી લખુ તેનુ જાંનવુ એ જે વરશના બાલ તા. અમો પાશેથી અંધેઆરૂઓએ લખી મંગાવી તેહેજ વેલા ખેપીઆ કરી રવાંનાં કરા છે તે રાહાનાં લશકરનાં હીંગાંમાં તો વરશાદનાં દાહાદા શબબથી બે દાહાડા આગલ પાછલ પોહોતા હશેજ જે વેલા અંધેઆરૂઓ લખી આલાદ વગેરે મંગાવે છે તે વેલા મોકલવામો કસુર કઇ કરતા નથી. શ્રીજી[1] એ વરશીઓ કરવા શારૂ ધોધો શોધાવો ને અંધેઆરૂ કરવા માંગે છે તે અંધારૂ કીહા છે. તેહોને અમારે પાશે મોકલવા જે અમારી નીશાં[2] કરી જાએ જે તેવો શી પરકારે કરે છે તેહોને અમારી નીશાં કરવા મોકલવા ને તે કરતાં બીજા જાબજાનાં[3] પંથકનાં લોકો શરવ આપણી દરેમેહેરથી શ્રી દીનનાં આલાત વગેરે લઇ જાએ છે ને તેણે કાંમ ચલાવે છે તે પોતાંનાં વડા બુજોરેગો ઉપર નેગાહા રાખી દાંનાઇથી દીનનાં કાંમ ચલાવે છે ને તેવોને એહેવાં કાંમ કરવાં કાંઇ મુશકેલ છે નહી પણ તેવો દીનમાં કાંઇ ખબર રાખતા હશે તો પોતાનાં બુજોરેગોની દાંમાંન ધરી તે માફક અશલથી ચાલતા હશે. ને જે કોઇએ કદીમ બુજોરગોની રાહા રશમ મેલીને નવા મારગ ચલાવે છે તેણુંએ ભલી વાર[4] દીઠી નથી તે તો અંનજુમન શ્રી ન રોશન છે તો હવે દાંનાઇથી અંદેશો કરવો જે એવી નવી વાત કેમ બને ભલુ એ રવેશમાં શરવ લોકો ઉપર આફત પોહચુ છે ને હજુર સુધી હેરાંન સરગરદાંન થાએ છે ને કશી વાતે કઇ કમી રહી નથી તે તો આલમમાં રોશણ છે ને લોકોનાં રૂઆન જાબજાનાં ઉપર એજ તહરેથી તશદી ગઇ છે તો આપન સુ કરીએ. એ જમાંનાંની ગેરદેશ એ વખતમાં એહવીજ પોહચી છે તેમાં આપણો કઈ ચારો નથી. અનજુમન શ્રી દાનાવ છો તો છુઆદે લખવાની હાજત નથી. બી. શ્રીજીનાં વડા બુજોરગો જીનત મકાંની દીન દોસત અંધેઆરૂ તા. બેહેદીન મજદેએશનીનાં હતા તેવોએ પોતાની નેક નઇઅતીથી પોતાનાં બુજોરગોની રાહા રશમ જે કઇ કદીમથી ચાલતા આવા તે માફક ચાલો તો પોતાની નેકનામીના આવાજો જેહાંન પરગટ રાખી ગએઆ છે તે બજોરેગો ઉપર નજર રાખી કામ લેવું જે તહોના દાંમને[5] પાર ઉતરવુ છે. ને તે કરતાં શ્રીજીઓનાં રોશન દેલ ઉપર જાહેર છે કે હમનાં હેવી નવી વાત રાહા રશમ પેદા થાએ ને એવુ બને તો શ્રી મુંબેના હમનાં અગીઆરી ૪) ૫ નવી થાઇ છે તેમાં માહોમાહામાં કજેશા પેદા થાએ ને અનજુમનના બંદોબશ કઈ રેહે નહી ને માહોમાહામાં મનાકશો પેદા થાએ તેથી કાઇ ખેર દેખે નહી ને શેતાંન ગાલેબ થાએ.

---

(૧) એટલે " મુંબઇની માનવંત અનજુમનને. "

(૨) " ખાતર નેશાં" એટલે "ખાતરી."

(૩) ઠેકાણે ઠેકાણે ।।.

(૪) એટલે "સારો વખ્ત". કદાચ "ભલી વાટ" એટલે "સારા માર્ગ" ને બદલે હોય.

૫ ) દામાન એટલે પોષાકનો છેડો (Skirt); મતલબ કે "તેઓને પગલે ચાલવુ".

વાશને શ્રીજી દાનાવ છો તો દુરબીન દાંનેશથી કાંમ લેવું. શ્રીજી દાનાત છો. લખવાની હાજેત નથી. જીઆદે સું લખીએ શંવંત ૧૮૩૨) નાં દુતી ભાદરવા વદ ૫ વાર બુધે રોજ ૨૪ માહા ૧૨.

શોહોરાબ દસતુર રૂશતંમજીની દોઆ વાંચવી મુશફ્ફક[1] રેહેવું.
ખુરશેદ દસતુર બરજોરજીની દુઆ શદા શોકેર[2] મોતાલે કરવી.
જમશેદ દસતુર જાંમાશજીની દોઆ વાંચજો મેહેરબાંની રાખવી.
માંણેક દસતુર જંમશેદજીની દોઆ વાંચવી હમેશાં મેહેરબાંની રાખવી.
( આવા પ્રકારની ઇબારત સાથે બીજા ૬) મોબદોની સહી છે. )[3]

**(ગ) એવોજ એક જવાબ, સંવત ૧૮૩૨ નાં રોજ ૨૫ માહ ૧૨ મો દુટી ભાદરવા વદ ૬ નો નૌસારીવાલા સાહેબો અત્રેનાં પાંચ મોબેદો ફરાંમજી નવરોજજી વગેરે ઉપર લખે છે તેમાં તેઓ ઉપર પણ અત્રે વરસ્યો કરવા બાબે પોતાની નામરજી જણાવે છે, અને લખે છે કે: ( નૌસારી લાઇબ્રરીનું ઉપલું પુસ્તક પા. ૬૬ )**

"અમોને માલમ નથી પડતુ જે કીઆ અધારૂએ એ નવો રખનો[4] નાંખો છે ને કાં અધારૂ કરવા માંગે છે તે આવી અમારી નીશાં કરી જાએ જે તે શી પરકારે કરવા માંગે છે ને જે કોએ પોતાનાં બજોરગોવી ઉફરો[5] થાઇ વડાવોનો રસમ મેલીને નવો રાહા કરે છે તેહેને આગલ ભલીવાર[6] દીથી નથી. એવા નવા નવા રાહા ધરીને અગીઆરી ૪) ૫ તો કાધી ત કેહી અગીઆરીવાલા કરે છે તે લખજે, તે કરશે તારે બીજી અગીઆરીવાલાબી કરવા માંગશે. ક.એજે તમો શરવ અધારૂઓને અખલાશ[7] ગનોજ છે તે અમોને માલુમ છે માટે પાતાના બજોરગો ઉપર નજર રાખીને કાંમ કરવું જેથી આગલ ભલી વાર દેખશો ને ત કરતા જોઓ કે બીજા પારકા પંથકનાં જામજાનાં લોકો આપણી અગીઆરીથી આલાત લઇ જાઈ કાંમ ચલાવે છે તા. તમો તો આપણી અગીઆરીને તાબે છો તો એવાં કાંમ કેમ કરશો. જે કાંમ કરો તે દાંનાઇવી કરજો આગલ કલેશ ફેશાદ વધે તે માં કરશો "

---

( ૧ ) મેહરબાન.

( ૨ ) હમેશા, શોખ સાથે યા ખુશી સાથે વાકેફ્ થાઇ. ફા. "શોક" ખુશી. અરબી, મુતાલઅ એટલે વાંચવું. (perusal).

( ૩ ) નૌસારી લાઇબ્રરીનું ઉપલું પુસ્તક પા. ૬૪-૬૫.

( ૪ ) ફેસાદ

( ૫ ) ઉલટો અથવા ઉપરવારો. સરખાવો આપરી ઇરનેલાક "ઉફ્રાઇ ઉપરાઈ જવું."

( ૬ ) સારો વખત.

( ૭ ) મીત્રાચારી, મોહોબત. આ ઠકોરવી ( ironically ) લખ્યું છે.

(ઘ) એવું દીસે છે કે નૌસારીવાલા સાહેબો અત્રેના મોબેદો આ. માણેકજી બચા અને આ. નવરોજી બચા ઉપર શક લઇ જતા હતા કે તેઓ અત્રે વરસ્યો કરવાની હીલચાલને મદદ આપે છે તે ઉપરથી સંવત ૧૮૩૨ નો રોજ ૭ માહ ૧ ના દીને મુંબઇથી અંધ્યારૂ માણેકજી બચા અને નવરોજ બચા દેશાઇ ખરશેદજી ઉપર નૌશારી પત્ર લખે છે કે:

" કોઇએ જુથુ શાચુ લખીઉ હોશે પણુ હમે જાં લગે જીવુ છેઉ તાં લગે તો વડવાનો રાહા રશમ મેલી વેગલા નહી થાઇએ. અમો તો શાહેબજીનાં કાચા સુતરનાં બાંધેલા છઇએ દાંનાંઓની આગલ જાદા લખેઆની શી હાજત છે ને શાહેબજીને કાગજ ૧ આ. સુખાજી શેહેરીઆરજી હાત મોકલીઉ હતુ તે તમુને પોતુ હશે ને આઇ મનોચેરજી તા. માંણેકજી તા. અનજુમન શરવેને દુઆ વંચાવજો ને કેજો જે હમે શે હશાબમાં છઇએ ને શાહેબજીને લખી જાંણીએ છઇએ જે પેલા અંધેઆરની નીરંગદીન તા. આલાદ આવનાર છે તેની શાથે અમારૂ માંનશ કાધી ને તેની શાથે મોકલાવજો. જુદી જુદી પણુ તેનાં માંનશની શાથે હમારૂ માંનશબી મોકલાવજો." ૧

નૌસારીથી આવેલો નવો વરસ. તેની વાંટણીનાં સંબંધમાં કંઇક ટંટો

નૌસારીથી અત્રે નવો વરસ આવ્યો પણુ તે વરસની વાંટણીના સંબંધમાં પણુ ટંટો ઉભો થયલો દીસે છે, કારણુ કે સર્વે પંથકીઓને તે બરાબર મલ્યો હતો નહી. આ વાંટણીના સંબંધમાં ફર્યાદ કરનારો એક પત્ર રોજ ૮ મો માહા ૧૨ મો (સાલ નથી) ના દીને અંધ્યારૂ માણેકજી તથા નવરોજી ગુ. બચાજીએ દેશાઇ ખુરશેદજી ટેમુલજી ઉપર લખ્યો હતો. એ પત્ર પ્રમાણે નૌશારીનો વરસ્યો ગુજરવા બાદ નવો વરસ અત્રે આવ્યો તે કોઇક મોબેદો પોતે લઇ બેઠા અને બીજાઓને આપ્યો નહીં તેથી ફર્યાદ ઉભી થઇ. એ પત્રની કેટલીક હકીકત જાણુવા જોગ છે. તેમાં લખે છે કે,

"વરશ શાહેબજી એને અનજુમને મોકલેઓ તે હમુને પેલા અંધારૂ કેહેજે હમારી છે ને જેને તમે વરશ લઇ જેને પાશે મોકલેઓ તેલી એમ કેવા લાગા જે માંણેકજી ખુદીએ નાં કહીઉચ ને દાબરી ૨ આપી છે. તેઆર પેલા અંધારૂ કેવા લાગા જે અમે તમોને આપીએ નહી. તમારે વરે લખી નથી તે હમે કઇ આપીએ નહી. તારે જે વરશ લાઆ તે નાંનાંભાઇ બેહેરાંમજી પાશે લગીઆ, તેઆરે તે કેવા લાગા જે હમુને તુ માંણેકજી બોડીએ બેએ જે દાબરી અપાવીચ તારે એક રવાંન હમારે તાબરે થાઇઉ તે વારે નાંનાંભાઇ

---

(૧) નૌસારી લાઇબ્રેરીનું ઉપલું પુસ્તક પા. ૧૦૫

(૨) તાબે એટલે અમારા પંથકમાં

કેવાડીઉ જે વરશ તમે આપો તે વારે કેવા લાગા જે હમુને તુ નુશારીમાં ખર[1] ગનુ બેઠોચ્ય તે વારે કહીઉ જે ખરચ જે હીશા કીશ્મત[2] આવ તે લેઓને આપુ તે કેવા લાગા જે રૂ. ૨૫) આપુ તેઆરે નાંનાંભાઇ બેરાંમજી ખખરાવેઆ. તેહારે કેહેજે હમુને તો કઇ દેશાઇજી કાગજમાં લખીઉ નથી જે આપજુ. દન ૨ સુધી શરોશ અતકઆ પછે નાંનાંભાઈ રૂ. ૧૫) અપાવીને વરસુ લીધો ને તરીજે દન ૨ રવાંનનાં શરોશ બેથા તે જાંનજો.

......બીજુ એજે મોબઈમાં અનજુમનમાં બેશીને એવું બોલવા લાગા જે વરશીઓ મોબઇમાં કરીએ તે વારે શેઠ મનચેરજી એ નુશારીનાં અધેઆરૂને તેડાવીને ખખરાવેઆ તા. ડબરાવેઆ તે વારે તેનાં મોડાંપર હાં કહીને આવેઆ જે વરશીઓ કરીએ. તે ખબર હમુને થાઇ તે વારે હમે નાંનાંભાઇ બેરાંમજીને કહીઉ જે એ વરશીઓ હાં કરશે પણ હમે હેનાં વરશ વાપરવાનાં નહી ને નવરોજ પાવરી શાથેબી બોલચાલ થાઇ જે તમે સુ નોશારીનાં અનજુમનના શરદાર હુતા કે સુ જે હાં કઇ આવેવા ને પછે તેવામાં તો વરશ આવી પુગો."[3]

સંવત ૧૮૩૨ ભાદરવા હુદી વદ ૩ દેશાઇ ખરશેદજી ટેમુલજી સુરતથી ઉપલા માણેકજી બચાજી તથા નવરોજી બચાજી ઉપર પત્ર લખી તેવણુને સાબાસી આપે છે કે એ મોબેદો "પોતાનાં બજોરગોની દાંમન મેલવા ચાતા નથી ને બીજાએ વલી હમનાં એ નવો વરશીઓ કરવાનુ રખનુ નાંખુ હતુ પણ બજોરગોની પુનાઇથી વરશ પોતાથી[4] શેતાંની દફે થાઇ ને ફેશાદ મીટી ગીઓ જે કોઈ પોતાનાં બજોરગોનો રાહા રશમ મેલીને નવુ મારગ ચલાવા માંગશે તે આગલ ભલી વાર દેખશે નહી."[5]

નૌસારીવાલા સાહેબોએ વાંધો લીધાથી આ વખતે વરસ્યો કરવાનું માંડી વાલવામાં આવ્યું હતું. પણ એવું દીસે છે કે ઉપલા હીંગામ બાદ આશરે ૧૫) વરશે આખરે નૌસારીની અનજુમને મુંબઈ ખાતે વરસ્યો અને નીરંગદીન કરવાની પરવાંનગી આપી. તે હવે પછીના બાબમાં આપણે જોઇશું.

---

(૧) "ખરચ" ને બદલે.

(૨) હીસાબની વાંટણી પ્રમાણે. ફા. હીસ્સે ભાગ અને કિસ્મટ એટલે વાંટણી.

(૩) નૌસારી લાઇબ્રરીનું ઉપલું પુસ્તક પા. ૧૦૬—૧૦૭.

(૪) પોંહતાથી, આવી પહોંચવાથી.

(૫) ઉપલુંજ પુસ્તક પા. ૧૦૮.

ઊપર આપેલાં પત્રોમાં એસારો કરેલો એક બનાવ, જે આ અરસામાં અતરે બન્યો હતો, તે જુદી નોંધ લેવા જોગ બનાવ છે.

૮. મુંબઈમાં ફાટી નીકલેલી મોરચીની બીમારી. રવાનોની ક્રિયા કામની મુશકેળી. ઇ. સ. ૧૭૭૬.

સંવંત ૧૮૩૨ ના પરથમ ભાદરવા વદ ૯ વાર શુકરને તેરીખના[1] અત્રેથી નવસારીની અનજુમન ઉપર લખેલા ઉપર આપેલાં પત્ર[2] ઉપરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૭૭૬ ના અરસામાં મુંબઈમાં એક મોટી બીમારી ફેલાઇ હતી જે સબબે અત્રે દરરોજ ૨ થી ૪ રવાનો થતાં હતાં. એ સંખ્યા તે વખતે અતી ઘણી મોટી ગણાતી હતી. એ બીમારી "મોરચી" એટલે 'કોલેરા' ની બીમારી હતી તે બાબે લખે છે કે "એ રવેશે થાએ છે ને એવો વા વાગો છે કે મોરચીનું બાનુ થઇને પટ મરે છે." સંવત ૧૮૩૨ (ઇ. સ. ૧૭૭૬. રોજ વાર આપવામાં આવ્યો નથી) માં મુંબઇથી માનેકજી શેઠની અગીઆરીના મોબેદોએ નૌસારીની અનજુમન ઉપર એજ બાબદમાં એક પત્ર લખ્યો હતો.[3] તે પત્રમાં એ બીમારી માટે લખે છે કે "જેમ સુરતમાં મરકી પડેલી શાંભલતાતા તેમ મુંબઇ ગાંમમાં નીપજેચ. રોજ દન રવાંન ૨) ૪ થાએચ.."

ઉપર આપેલાં પત્રોના ઉતારા ઉપરથી આપણે જોઈએ છિએ કે મુંબઇની આ બીમારી વખતે ખુદ નૌસારી ખાતે અને નૌસારી તરફ જવાના માર્ગમાં અંને નૌસારીની અતરાફમાં પણ અનેક પ્રકારની મુશકેલીઓ ભરપા થાઈ હતી, જે સબબે અત્રેની ઉપલી બીમારીથી થતાં મરણના દુઃખની દલગીરીમાં ઘણો વધારો થયો હતો. એક તો આ કે એ અરસામાં નાસારીનો વરસ્યો ગુજરી જવાથી કોમના રેવાજ પ્રમાણે નવો વરસ્યો થાય ત્યાં સુધી ઇજશને વંદીદાદના કામો બંધ થયાં હતાં અને તે સબબે રવાનના શરોશનાં કામો થઇ શકયાં નહી. વળી મુશકેલીમાં વધુ મુશકેલી આ હતી કે એ અરસામાં ઉપર જણાવવા પ્રમાણે મરાઠાઓની લડાઇ ચાલુ હતી, અને તેથી લુટફાટ થતી હતી. તે લુતફાત એટલી બધી હદ સુધી વધી હતી કે નૌસારીના આતશબેરાંમને

---

(૧) તા. ૭ મી સપ્ટેમ્બર ૧૭૭૬, રોજ ૨૯ માહ ૧૧ સને ૧૧૪૫.

(૨) નૌસારી મે. રાણા લાઇબ્રેરીની એરવદ જામાસજીવાલી નકલ વા. ૧ પા ૫૭ થી ૬૩ એરવદ ફ. ર. કાંગાની "ભગર સાથ અનજુમનની તવારીખ" પા. ૧૦૨ થી ૧૦૪, દસ્તાવેજ ૩૯.

(૩) ઉપલી લાઇબ્રેરીનું ઉપલુંજ પુસ્તક, પાનું ૬૮.

સલામતીને ખાતર સુરત લઈ જવાની ફરજ પડી હતી. એ હુલફાટ "શાધવ ગીરદી" ને નામે જણાતી રહી છે [1]. આ હુલફાતને સબબે જોકે થોડા વખતમાં નૌસારીમાં નવો વરસ્યો કરવામાં આવ્યો, તોપણ તે નવા વરસ્યાનો નવો વરસ અત્રે લાવી શકાયો હતો નહી. વલી એ અરસામાં ત્રીજી વધુ મુશકેલી આ હતી કે વરસાદની મોસમ હતી અને વરસાદ ઘણો રેલ આવે તેમ પડતો હતો તેથી માર્ગમાં આવતી ખાડીઓ વીગેરે ઉપર ફરતી તરો પણ બંધ થઇ હતી. આ સર્વ સબબોએ અત્રે રવાનોના શરોશના કામો કેટલુંક સુધી થયાં હતાં નહી.

૯. મુંબઇમાં ફાટી નીકલેલા રોગના સબબે કામચલાઉ દખમું ઇ. સ. ૧૭૭૭

એવું દીસે છે કે ઇ. સ. ૧૭૭૯ માં એક બીજું દખમું બંધાય તેટલાંમાં ઊપર જણાવવા પ્રમાણે ઇ. સ. ૧૭૭૭ માં મોટી બીમારી મુંબઈમાં ફાટી નીકલી, તે સબબે દોડાદોડ કરી એક કામચલાઉ દખમું બાંધવાની ફરજ પડી. એ બાબદની નોંધ નીચે જરા વીગતે લેઉંછું કે જો કોઇ જરૂરી વખતે અગતના સંજોગે કામચલાઉ ગોથવણ કરવી હોય તો આશરે ૧૫૦ વર્ષ પર ગોથવણ કેમ કરવામાં આવી હતી, તે ઉપરથી વીચાર બાંધી કામ લેવામાં આવે.[2]

બીમારીનું જોર વધારે ફેલાયાથી સંવત ૧૮૩૩ ના વઈશાખ શુદ ૧૪ ભોમે (તા. ૨૧ મી મે ૧૭૭૭) ને દીને અત્રેના પારસી પંચાએતના અકાબરોએ નૌસારીની સમસ્ત અનજુમન ઉપર પત્ર લખી તે લોકોનો વીચાર જાણવા માંગ્યો. તેઓ લખે છે જે "શ્રી મુંબઇ શેહેર દરમેઆંનમાં રવાંન ઘણાં થાએ છે તે લખેઆમાં આવતુ નથી તેથી દુખમાં મધે જગો રહી નથી તેથી બીજુ જુનુ દુખમુ હતું તેભી વાપડવા કાડુ છે. પન એવુ માલુમ થાએ છે જે દન ૧૦ તા. પંદરમે તે જુનાં દખમાં મધેભી જાગા રેહેશ નહી. માટે તમો અનજુમન શાહેબોને જાંણુવા આશરે લખીએ છે જે નાચારને મેલે એ બાબત અમોને શો હોકમ છે. કાંએજે નવું દુખમુ તો તરત હવદાં બની આવતુ નથી. માટે તમારો શો હોકમ છે તે લખજો કાંએજે હુમોને તો નાચાર સુજે છે જે અતરે દુખમાંની જાગા પાહાડ ઉપર છે અને તે પાહાડો ઉપર કોઇની વશતી નથી.

(૧) એરવદ ફ. ર. કાંગાની ભગર સાથ અનજુમનની તવારીખ પાનું ૧૦૨

(૨) હું ધારૂ છું કે હાલમાં જે બાંધકામ "ચોતરા" તરીકે વપરાય છે, તે આ કામચલાઉ દખમું છે.

તેથી તે પાહાડ ઉપર ચુના તથા પથરની પાકી ફરતી દેવાલ ૧ બાંધીએ અને ભંડારને ઠેકાંને ખાડો મોહોટો ખોદીએ અને રવાંનનું કાંમ ચાલતું કરીએ એવું અમોને નાચાર સુજે છે માટે દીનને મેલે તમો શાહેબોને સું સુજે છે કાંએજે નાચાર કરવુ પડે છે. માટે દીનનો હોકમ કેતાબોથી હોએ તે તરત લખવો જે કાંમ અટકે નહી. દીન ફરમાવે છે જે પાહાડોની ધરથી ઉપર રવાંનોને મેલીએ તો આંહાંભી જમીન દીન માફક છે. માટે લખી જનાવીએ છે જે દીનનાં હોકમ પરમાંણે લખવું કાંએજે નાચાર છે. માટે તાકીદે જવાબ લખવો. બીજુ એ જે જો તમો અંનજુમનને દીનને માફક સુજે જે પાકી દેવાલથી કાંમ લેવું તો અમોને વીગત શાથે લખજો જે દુખમાંથી કેટલા ગજ દુર ફરતી પાકી દીવાલનો વાદો કરીએ અને શી રીતે કરીએ તેની વીગતવાર શાથે કાગજ તાકીદે લખજો[1]". તાકીદનું કામ હોવાથી આ પત્ર ખાસ ખેપીઓ કાહાડી હાથોહાથ નૌસારી મોકલ્યો હતો.

આ પત્ર ઉપર તે વખતના પંચાએતના સભાસદોની સહી છે. અને સર્વે જણાએ સહી કરવા બાદ ઉમેર્યું છે જે "પુજર[2] શ્રી એ માટે અતરેથી કાશદ ખેપીઓ દીન ૫ નો વાએદો કરીને એ કાગલ મોકલો છે માટે તાકીદે જવાબ લખજો"

આ પત્રનો જવાબ નૌસારીની અનજુમનના સાહેબો રોજ ૧૯ મો માહ ૮ મો સંવંત ૧૮૩૩ ના વૈસાખ વદ ૯ ગરેઉ (તા. ૩૦ મેહે ૧૭૭૭) ને દીને મોકલે છે, તેમાં લખે છે જે "શ્રીજીએ નાહમર[2ક] વાર જમાંનાંનાં હાદેશાનો ગેલો[3] લખેઓ જે મુંબઈમાં મરગીનો ગલબો ગણો તેથી લોકોનાં રોવાંન ગણાં થાએ છે તે વાંચાથી અમો અનજુમનને ઘણીએક દલગીરી તથા ગમી પેદા થાઇ છે તે લખવામાં આવતું નથી........... આપણી દીનની બારીકી તાહાં શ્રીજીને[4] માલુમ છે. પંણ શું કરીએ નાચારને મેલે જમાંનાંનો વખત જોઇને મેહેશુદીની[5] તરફ

---

(૧) નૌસારીની મે. રા. લાઇબ્રેરીની એરવદ જામાસ્પજીની હસ્ત લેખ ચોપડી ના. ૧, પા. ૯૬.

(૨) એટલે "પુંજવા લાયક માનવંત" (૨ ક) વીગતવાર.

(૩) ફા. ગીલે, "ફર્યાદ, મુશ્કેલી"

(૪) એટલે 'માનવંતા", મુંબઇના આગેવાનો માટે એમ બોલે છે.

(૫) ઘણું કરીને. ફા. "મહસુરી" Confinement "કબજ અથવા ઘેરાઇ ગયલી હાલત". કદાચ ફા. શુદી "Perfection" લઇએ તો "મોટા સંપુર્ણ (ખુદા)."

નજર કરીને એ વશત[1] નાચાર કરવી લાજમ છે, કાંએજે આપણી દીન માજદી-અશનીમાં ફરમાવે છે જે ચાર તોખશા અને અચાર ખોરશંદી ઇયાને જાંહાં લગે બની આવે તાંહાં લગે કોશેશ કરવી ને નાચાર હોય તો ખુરશંદી[2] ઉપર ચાલીએ તે શ્રીજીને પણ રોશન છેજ તો જીઆદે શું લખીએ. જેમ શ્રીજીએ વીચાર ઠેરાવો છે તે માફક કાંમ લેવું........... તે જાગા ઉપર બાજ વગેરે ધરાવવી ને તઇઆર થાએ ને વંદીદાદ તથા શરોશ પંણુ કરાવવા લાજંમ છે તે તાહાં આપણાં નોશારીનાં મોએદોને માલુમ છે તેહોને ફરમાવવું તે કરશેજ ........... તાંહાં જગો ફરાખ[3] હોએ તો દુખમાંથી કદમ ૩૦૦ તરણશેહે દુર રાખવી અને જગા નહી હોય તો વચે પાવી ખણાવવી. નજદીકમાં પણ કામ લીજીએ કાંએજ વચે પાવી આવી એટલે દુર નજદીકનો કશો મુજાકો નથી."[4]

આ પત્ર ઉપર નૌસારીનાં ૧૧) સાહેબોની સહી છે અને સેવટે લખ્યું છે જે "અનજુમન સમસતનો દોઆ વાંચજો."

ઇ. સ. ૧૭૭૭ ના સાલમાં "મુમબઇની પારશીની પંનચાતે પોતપોતામો અંનજુમંન મેલવીને એક બંદોબશત કીધો જે આજ પછી બેહેદીન થાઇને અ ધીઆરૂને છે.કરી આપવી નહી"[5] અનજુમને "લખુ કરૂ છે જે કોઇ બેહેદીન થાઇને અંધી-આરૂને ઘેર છોકરી આપે નંહી ને અધીઆરૂ બેહેદીનની છોકરી લીએ નહી હેવો બંદોબશતનો લેખ કરો છે."[6]

૧૦. મોબેદો અને બેહદીનોએ એકમેકની છોકરી લેવી નહી. ૧૭૭૭–૯૧.

મોબેદોનું કહેવું એવું હતું કે તેઓનો એ પુરાણો રેવાજ હતો; પણ બેહદીનોનું કહેવું એવું હતું કે એ રેવાજ પુરાણો ન હતો, પણ ઇ. સ. આશરે ૧૭૩૬ ને શુમારે, જ્યારે મોબેદ વર્ગની સુરતમાં સતા વધારે હતી ત્યારે, તેઓએ એ રેવાજ પાડયો હતો.[7]

---

(૧) ચીજ, કામ.

(૨) ખુશી. "ખુર શન્દી" ઉપર એટલે, "સંતોષ પકડી." 'ચારેહ તોખ્શાક, "અ-ચારેહ ખોર્સન્દીઅ," એના અસલ પેહેલવી કહેવતનું એ રૂપ છે.

(૩) ખોહલી, પોહળી.

(૪) નૌસારીની મેહેરજી રાણાં લાઇબ્રેરીની એરવદ જામાસજી દસ્તુરવાલી હાથની લખેલી ચોપડી, વા. ૧ પા. ૯૭–૯૮.

(૫) ખોલાશેએ પંનચાત, પા. ૪૩–૪૪ (૬) ઉપલુંજ પુશતક, પાનું ૪૫.

(૭) ખોલાશેએ પંનચાત પાનુ ૫૩. સરકારે એ બાબદમાં નેમેલી કમીટીનો ૧ લી મે ૧૭૮૬ નો રીપોર્ટ. (જુઓ પછાડે પા. ૯૯.)

ઈ. સ. ૧૭૭૭ ના ઉપર જણાવેલા ઠેડાવથી અત્રે બેહદીનો અને મોબેદો-ના વર્ગો વચ્ચે કુસંપ બરપા થયો અને તે એક યા બીજા રૂપે લાંબો વખત સુધી ચાલુ રહયો. મુંબઇ, જે એક વખત નૌસારીના મોબેદોનુંજ પંથક હતું, તે તેઓના એકલા હાથમાંથી બીજા પંથકના મોબેદોના હાથમાં વેંહચાવાના કેટલાક સબબોમાં આ પણ એક સબબ હતો, કારણ કે એ ઠેડાવની સાંમે થનારા મુખ્ય કરી નૌસારીના મોબેદોના અત્રેના વડાઓ, શેઠ ખાનદાનવાલા સાહેબો હતા.

એવું દીસે છે કે ઇ. સ. ૧૭૮૫ માં ઉપલો અનજુમનનો ઇ. સ. ૧૭૭૭ નો ઠેડાવ તોડી, એક બેહદીને એક મોબેદને ત્યાં છોકરી આપી તે ઉપરથી સમસ્ત અનજુમન મલી અને તેને નીચે મુજબ ઠરાવ કીધો. [૧]

" શંવત ૧૮૪૧ નાં આશો વદ ૧૦ વાર ગરેઉ રોજ મબારક મેહેર દાવર માહ મબારક ફ્રવરદીન ઇઅજદેગરદ શને ૧૧૫૫ તથા તારીખ ૨૭ મી અકટોબર શને ૧૭૮૫ અંગરેજી. આજ દંને શમશત અંનજુમન મુમબઈમાં મલી બાબત અંધીઆરૂ બેહેરાંમજી નશરવાંનજીએ બેહેદીન હોરમજજી બેહેરાંમજી પટેલની છોકરી નાંહાંની દીન ૫૦) ની અધીઆરૂ બેહેરાંમજી નશરવાંનજીને ઘેર અદરાવી ને શંમશત અનજુમને શવંત ૧૮૩૩ માં લખું કરૂં છે જે કોઇ બેહેદીન થાઈને અંધીઆરૂને ઘેર છોકરી આપે નંહી ને અધીઆરૂ બેહેદીનની છોકરી લીએ નંહી હેવો બંદોબશતનો લેખ કરો છે. તે ઉપરાંત થાઈને એ બેઉ જણાંએ એ કાંમ કીધું તે ઉપર પંનચાત વાર ૩) વખત મલી એ બેઉ જણાંઓને મને કીધા પંણુ એ બેઉ જણાંએ પંનચાતનું કહું માંનું નંહી તે ઉપર પંચાતે કાજ કીધેલુ ભાંજેઉં અને તે કાજ કરવાનું રવા રાખીઉં નથી. ને આજ દીને પંનચાતે હોકંમ કીધો છે જે એ અધીઆરૂ નશરવાંનજીનો છોકરો બેહેરાંમજી નશરવાંનજીએ પંનચાત સાથે ઘણી બેઅદબી કીધી છે. અધીઆરૂ બેહેરાંમજી નશરવાંનજી તથા પટેલ હોરમજજી બેહેરાંમજીએબી ઘણી બેઅદબી કીધી છે, તેથી નશરવાંન અધીઆરૂનો છોકરો બેહેરાંમ અધીઆરૂ તથા બેહેદીન અથવા મોબેદ—એ છોકરાઓને પોતાને બાંણે ચડાવે નહી—એ અધીઆરૂ બહેરાંમદારૂ તથા પારશી હોરમજજી પટેલને બેહેદીન તથા મોબેદ કોઇ પોતાને બારણે ચડાવે નંહી ને જો ચડાવે અથવા પાંણી પાએ અથવા જંમવા-

(૧) ખોલાશેએ પંનચાત, પાનું ૪૫.

નું આપે અથવા આશીરવાદ આપે તો તે પંનચાતનો ગુનેગાર થાએ ને પંનચાતને ગુનેગારીનાં રૂ. ૫) આપે ને પંનચાત પાશે માંફ માંગે. એ લખું કુલ પંનચાત મલી શરવે બેશીને કીધું છે.

૧ મોદી જીજીભાઈ જંમશેદજી શહી.

૧ વોરા નાંનાંભાઇ બેહેરાંમજી શહી.

૧ વોરા માંણેકજી નવરોજજીની વતી
વોરા બહમંનજી નવરોજજી શહી.

૧ વોરા હીરજી જીવનજી."

એ પત્ર ઉપર બીજી ૧૮) સહીઓ છે. સેવટે લખ્યું છે કેઃ—
"શરવે અંનજુમંન તથા મોટી તથા નાંધલીની વતી મોદી જીજીભાઇ જમશેદજી શરવે અંનજુમંનને પુછીને શહી કરી છે."

ખોલાશેએ પંનચાત કહે છે કે એમ નેઆત બાર મુકવા પછી એ બન્ને અદરાયલાં છોકરાંઓની "કજા જુજ દાહડામો બની તેઆરે તેહેને દોખમે પોંહોંચાડવા નંહીં દીધાં તથા એ રૂવાંનને શી રીતે પોંહોંચાડીઉ તે કાંઇ મને ચોકશ માલુંમ નથી તેથી બએઆંન કીધું નથી પંણુ પોત પોતામો નશેશાલ થાઇને ડુંગર ઉપર જુદાં મુકેઆં એવું શંભલાએચ. હવે એ ઉપરથી તો એક ભારી કજીઓ ઉઠેઓ બેઉ તરફવાલામો ને વલી તે દાહાડા ઉપર શેઠ-ખાંનદાંનવાલાઓને ગવરમેટ તથા બીજા અંગરેજો શાથે વગ શારો હતો.
—તેઆરે શરકાર દરબાર એ કજીઓ બેઉ તરફવાલાઓએ પોતાની અરજી કરીને ગવરનર મીશતર બાડમનો અમલ હતો તેહેને આપી".[1] તે ગવરનરે તા૦ ૨૧ મી એપ્રીલ ૧૭૮૬ ને દીને એક ઠેડાવ કરી એક કમીતી આ બાબદની તપાસ કરવા નેમી. કમીતીએ તા. ૧ લી મે ૧૭૮૬ નો રીપોર્ટ ગવરનરને કર્યો. તે ઉપરથી તા. ૧૫ મી મે ૧૭૮૬ ના દીને ગવરનર ઈન કાઉનસીલે વીચાર કરી એક ઠેડાવ બહાર પાડયો અને તેમાં અનજુમને કરેલા ઉપલા ઠેડાવને બહાલ રાખ્યો કે મોબેદ અને બહેદીનો બન્નેએ એકમેકને છોકરી આપવી નહી.

સરકારે એ બાબે કરેલી મસલતની હકીકત અને નેમેલી કમીટીનો રીપોર્ટ તથા સરકારનો ઠરાવ નીચે પ્રમાણે છે.

---

(૧) ખોલાશેએ પંનચાત પા. ૪૭.

"EXTRACTS MINUTE FROM THE CONSULTATION,

*Dated the 21st April 1786.*

The President acquaints the Board that some religious disputes at present subsist in the Caste of Parsees which he is apprehensive from the nature and temper of these people may be attended with disagreeable consequences unless properly settled, and recommends that a Committee be appointed to enquire into the rise of these disputes and to report the best mode of finally settling the same. The President at the same time lays before the Board several papers which have been delivered to him on the occasion of both parties in consideration of the above, the Board agree to the appointment of a Committee as proposed by the President and accordingly Messrs. John Torlesse, Edward Revenscroft and James Stevens, Senior, are appointed to form the same." (બુકાશેંએ પંનચાત પા. ૪૮.)

## Report from the Committee appointed for the Examination of Disputes amongst the Parsees, dated the 1st May 1786.

Hon'ble Sir and Gentlemen,

In obedience to your Commands, we have enquired into the nature of the disputes at present subsisting amongst the Parsees.

The disputes lay between the two tribes of Parsees, the Andearoos or order of Priests and the Parsees generally called, and the immediate object in dispute is a regulation or ordinance made by the Punchayet at Bombay in the year 1777, prohibiting the Parsees from giving their daughters in marriage to the Sons of Andearoos which having been lately infringed by an Andearoo watch-maker contracting his son in marriage to the daughter of a Parsee, both Castes have become involved in contention, the Andearoos opposing the Regulation as inconsistent with the laws of their religion.

We endeavoured to inform ourselves as far as we could of the decree, the Parsee Law really declared in this point in their Zend and Pazend but we received such various and contradictory expositions that we do not think we are warranted in giving a decisive opinion, it appears that the Parsees at least those settled at Bombay have lost much of their ancient knowledge and have abated in their rigid observance of the Laws of their religion assuming and exercising a great latitude of dispensation. Very few indeed even of their Priests can read their Law in the original language,

(ખ) લગન વીગેરે સર અવસરો પર ગોસ્ત મરઘીના ખાણાનો અટકાવ.

તા. ૫ મી જુન ૧૭૯૬, સંવંત ૧૮૫૨ ના વઈશાખ વદ ૧૪ વાર રવેઉને દીને "અનજુમન કુલ શ્રી બનાજીની આદરીઆનમાં મલેઆ હતા". અનજુમનની એ સભામાં કેટલાંક બીજા કામો સાથે લગનમા થતા ગોશ્તના ખાણાના સંબંધમાં એક ઠેરાવ કરવામાં આવ્યો કે :[1] "બેહેદીન લોક તા. મોબેદ લોકને ગર લગન થાએ છે તે વાર ગામના જમણા[2] કરે છે અથવા થોડું જમણા કરે છે ને તાંહાં જમણામાં ગોશ કરે છે તેથી શરવે અનજુમન મલીને એમ થેરાવ ઠેરવો છે જે આજ પછે કોઇ બેહેદીન અથવા મોબેદને ગર લગન થાએ તે વાર જમણામા ગોશ કરે નઇ કાંએ જે એવો રૂડો દાડો એટલા જીવ મારવાં ગટારત નથી તેથી કોઇ આજ દીન પછે ગોશ જમણામાં કશુ કરે નઇ ને વલી બીજુ એમ થેરાવ થેરવો છે જે જે ધણીને ગર લગન હોએ તે ધણી માંડોશરાને દાડેથી તે દીન ૧ લગન અગાઉ શુધી ગોશ રાતલ ૩૦૧ તરણા શો એક શુધી લાવે તેથી કોઈ એ દાડાનાં વચમાં વતું લાવે નઇ ને લગન જે દીને હોએ તે દીન ગર મધે ગોશ નામે ખાએ નઇ એ પરમાણા શરવે અનજુમન મલીને બંદોબશ કરો છે શઇ બી. એ જે જે ધણીને ગર લગન હશે તે ધણી માંડોશરાને દાડેથી તે લગનને દીન શુધી મરગી પણા કોઇ ખાએ નઇ એ પરમાણા ગોશ તા. મરગીનો બંદોબશ લગન જેને ગર હશે તેને ગર માંડોશરાને દીનથી તે લગનના દીન શુધી ઉપર બદોબશ લખો છે તે પરમાણા શરવે ચાલે શઇ એમાં કશો શુખણા નઇ બી. એ જે બેહદીન તા. મોબેદ

---

(૧) ચો. ૧, બા. ૧૧.

(૨) આ અરસાના આ નંબર ૧ નાં ચોપડાનાં લખાણુમાં આપણે ઘણા શબ્દો "આ કારાંત" માં તમામ થતા જોઇએ છિએ. દાખલા તરીકે જમણા (જમણુ), પણા (પણ), પરમાણા (પરમાણુ અથવા પરમાણે), તરણાશો (ત્રણુ સો), શુખણાં (સુખન), નાંણાં (નાન, નાહન), લોબાણા (લોબાણુ). કેઠે શબ્દની વચ્ચે પણ 'અ' નો 'આ' લખાયલો છે. દાખલા તરીકે "રતલ" ને બદલે "રાતલ." કેઠે વચમાંના હરફમાં પણ એમ હોય છે. દાખલા તરીકે 'મોબદ' ને બદલે 'મોબાદ'. (જુઓ ઉપર ૧૧૩ ફકરો ક). એવા શબ્દોના દાખલાઓ આ અને બીજા ઊતારાઓમાં મલે છે.

લોકને ગર રોજગાર છે અથવા બીજો શારો રૂડો દાડો છે ને તે ધણી જો કદાશ[1] ગામનું જમણુ કરે તો તે ગામના જમણામાં પણ ગોશ કશું કરે નઇ પણ ગહંબારમાં અથવા બાજ રોજમાં ગોશફંડ ૧ હંમેશ કરે છે તે કરે ને જો થોડાં ગણુ ગર બાજને દીને અથવા વેવાનો[2] બેરામ રોજ કરે તો તે ધણી ગોશ રાતલ ૩૦૧) શુધી કરે વધુ કરે નઇ ને તે બાજ રોજમાં મુરગ[3] ધણીને ખુશ પડે તો કરે મુરગ બાજરોજ અથવા વેવાનો બેરામ રોજમા કરે તો તેનો મુજાખો નઇ એ પરમાણુ શરવે અનજુંમન મલીને એ ગોશ તા. મુરગ બાબતનાં થેરાવ થેરવો છે."

જે ધણી ઉપલા ઠરાવનો અનાદર કરે તેને માટે સજા ફરમાવી છે કે "તે ધણીને ગર કોઇ પનથકી મોબેદ અથવા બીજા મોબેદ કોઇ તે વેવાના ધણીને ગર આશરવાદ દીએ નઇ ને વલી કોઇ બેહેદીન તા. મોબેદ કુલ અનજુમંન કોઈ તેને ગર વેવાનાં જમણામાં જમાં[4] જાએ નઈ."

બાજ રોજગાર અથવા વેત્રાહના બેરાંમ રોજ અથવા ગાહમબારના બાબમાં ઉપર જે ઠરાવ જણાંવ્યો છે તેનાથી જે ધણી ફરે તેને માટે નીચે પ્રમાણે સજા ફરમાવી છે: "તે ધણી નાંણુ નાએ ને પનચાતને દોતી ૧ શરેશતા પરમાણુ આપે ને કુલ અનજુમંન પાશે માફ માંગે."

**૧૦. સ્ત્રીઓને જાહેર રસ્તા ઉપર ગીત ગાવાની મનાઇ. તા. ૫ જુન ૧૭૯૬.**

આગલા વખતમાં પારસી સ્રીઓ લગન જેવા અવસરે રસ્તામાં ગીત ગાતી જતી હતી, તે બાબદમાં સંવંત ૧૮૫૨ નાં વઈશાખ વદ ૧૪ વાર રવેઉ તા. ૫ મી જુન ૧૭૯૬ ને દીને કુલ અનજુમન બનાજીનાં આદરીઆનમાં મલી હતી, તે સભામાં અનજુમને નીચે પ્રમાણે ઠરાવ કર્યો:[5] "પારશી લોકનાં બઈરાં વેવામાં અથવા આદરણીમાં અથવા આવા ઇજત જાએ છે એવા કશેબાશદ[6] બીજે દાડે રશતામાં ચાલતાં ગીદ ગાએ છે એ ચાલ ગણું નાલાએક છે તેથી શરવે અનજુમન મલીને એમ થેરાવ થેરવો છે જે આજ પછે પારશીના ઓરત કાઇ રશતામાં ગીદ ગાએ નઈ ને શારે રૂડે દાડે જો અગત હશે તો તે ઓરત લોક પોતાના ગરમાં એ-

---

(૧) કદાચ. (૨) વેવાહ એટલે લગન. (૩) મર્ગી. (૪) જમવા. (૫) ચો. ૧ બા. ૧૧.
(૬) મતલબ કે "એવા કોઇ અવસર બને ત્યારે". ફા. "કસી બાશદ."

શીને ગીદ ગાવાં હશે તો ગાએ પણ કોઇ રશતામાં આજ પછે એવી નાલાએક વાત કરે નઇ જો કદાશને એ બદોબશથી ફરે તો તેની શજા એજે જે કોઈ ઓરત લોક રશતામાં ગીદ ગાતાં જાએ ને તે રશતે બેહેદીન અથવા મોબાદ તે ઓરતને દેખે તો તેને તેજ વેલા બંદ કરે ને પનચાતને આવીને જાહેર કરે તે બાબમાં પનચાત તેને શજા એ દીએ જે જે ધણીનાં ગર વેવા અથવા બીજે વાર તેવારે[1] એવી નાદરૂશ વાત કરે તો તે ગર ધણી તા. તે ગરની ઓરત એ બેઉ જણાને નોણા નવાડીને પનચાતના શરેશતા પરમાણ દોતી આપે ને પનચાત પાશે માફ માગે."

૧૧. બાજરોજગાર, ગાહમંબાર અથવા બીજા અવસરો પર ભણેલી ચીજો અને ભોણું ઘરે ઘર મોકલવાની મનાઇ. ઇ. ૧૭૯૬

આગળ સર અવસરે એકમેકને ત્યાં ભાણા મોકલવાનો રેવાજ હતો. આ બાબતમાં તા. ૫ મી જુન ૧૭૯૬ ને દીને કુલ અનજુમને નીચે મુજબ ઠેરાવ કર્યો :[2]

"આજ પારશી લોકમાં હમણા ચાલ એ છે જે ગંબારમાં અથવા બાજ રોજમાં અથવા બીજી જમણવારમાં તા. વેવાના જમણામાં એક બીજાને ગેર ભાણા મોકલે છે ને એક બીજાને ગેર ભાણા લીએ છે એ ચાલ નાદરૂશ છે ને એ વાતના ગણો ગુનાં હાશલ થાએ છે જે પકાવેલુ ખાણુ ને વલી લોબાણા મુંકેલું ખાણુ ગેરે ગેર રજલે છે ને વલી કોઇ લીએ છે તો તે ખાણુ અકારત થાએ છે વાશતે એ વાત જોએઆમાં ગણી નાદરૂશ છે ને ગણી નાખુશ છે વાશતે એ બાબમાં કુલ અનજુંમન મલીને એમ થેરાવ થેરવો છે જે આજ પછે કોઈ એક બીજાને ગેર ભાણા મોકલે નઇ પકાવેલું ખાણુ કશુ કોઇ આજ પછે એક બીજાને ગેર મોકલે નઇ બી. એ જે અગર વેવાનાં દાડામાં પારશી લોકની ની[3] ચાલ છે જે ખાણુ પકાવીને વેવાઇને ગર મોકલે છે તે બાબમા એમ થેરાવ થેરવો છે જે વેવામાં

---

(૧) "વાર તેવાર" એટલે "વાર તેહવારે."

(૨) ચો. ૧ બા. ૧૧.

(૩) અહીં ભુલમાં 'ની' હરફ બેવડો લખાયલો હોય, અથવા તો તે નકાર (negative) ને અર્થે હોય. દાખલા તરીકે "નિઃશંક" એટલે વગર શકનું; "નિઃસંગ" એટલે "સંગત વગરનું, એકલું". ત્યારે "નિઃચાલ" એટલે "ઉલતી અથવા ખરાબ ચાલ."

વેવાઇને ગેર ભાણા મોકલે છે તેને થેકાણો કાચો શીધો મોકલે પકાવેલો મોકલે નઇ વેવામાં ને બીજા દાહામાં બાજ રોજ અથવા બીજે દાડે તો ભાણા પણા એક બીજાને ગેર મોકલે નઈ ને કાચો શીધો પણ એક બીજાંને ગેર મોકલે નઇ એવો બંદોબશ કરો છે તે પરમાણા શરવ કોઈ ચાલે બી. એ જે મેજ [1] મઇનામાં અથવા હરએક બીજે દાડે મેજ પારશી લોકને તાંહાં થાએ છે ને હમણા ચાલો એવો ચાલો છે જે તે મેજ એક બીજાને વેચે છે ને તે મેજ તા. દરાણો ગરાગર [2] અકારત થાએ છે એવી બીના જાહેર માંલુમ પડે છે વાશતે એ મજ[3] વેચવાના બાબમાં પણ કુલ અનજુમન મલીને થેરાવ થેરવો છે જે આજ પછે મેજ પણા એક બીજાને ગર વેચે નઈ એ બંદોબશ કુલ અનજુમન મલીને થેરવો છે તેથી જો કોઈ ફરે તે નાંબર[4] થાએ તો તેની શજા એ થેરવી છે જે તે શખશ નાણા નાઇને પનચાત અનજુમન મેલવીને ગલામાં પટકો [5] નાખીને પનચાતને દોટી[6]

---

(૧) આદર મહીનો, જ્યારે ગુજરેલાંની યાદમાં મયજદ (આફ્રગાન બાજ) કરવામાં. આવે છે, તે 'મેજ મહીના" તરીકે ઓળખાય છે.

(૨) ઘરે ઘર. (૩) મેજ.

(૪) (ક) આ 'નાબર' શબ્દ "નેઆત બહાર" ઉપરથી "નાત બહાર" અને પછી "નાબર" બનેલો હોય. (ખ) કદાચ "ના-ફર્માન" ને અર્થે હોય. ફા. "ફર્માન-બર" એટલે "ફરમાન બજા લાવનાર" શબ્દોમાંથ ફર્માન નીકળી જઇ "બર" રહયો હોય, એ વધારે સંભવીક છે. ત્યારે "ના બર" એટલે "ના (ફર્માન) બર". (ગ) અથવા કદાચ તે અરબી "બર" good, rightious, dutiful to parents (Steingass) એટલે "ભલો', તેનો નકાર રૂપ હોય, એટલે "ભુંડો, બુરો".

(૫) "પટકો" એ એક કપડાંનો સાંકડો કટકો હતો (A cloth about a span in breadth and worn round the waist, a girdle, મી. શાપુરજી એદલજીની Gujarati-English Dictionary). અસલી હીબરૂઓમાં પણ કોમનાં ઠેરાવોનો અનાદર કરનારાઓ, માફી માંગવા માટે, તેઓની પંચાએત (Sanhedrin) હજુર આવતા ત્યારે તેઓ એક જાતના શોકના પોશાકમાં આવતા.

(૬) દોટી એક જાતનું જાડું કપડું છે. કોઇક પ્રજાઓમાં રેવાજ છે કે વડીલોની હજુર હાજર થાય ત્યારે માનને ખાતર તેઓ હજુર કપડાંનો કટકો ધરવો. ટીબેટમાં ડાલાઇ-લામાંની દરબારમાં હજુર એ રેવાજ છે.

શરૈશતા પરમાણુા આપે ને પનચાત અનજુમનને અજુર[1] માફ માગે. એ પરમાણુા શજા તે શખશને દીએ શઇ" [2]

ઇ. સ. ૧૭૭૪ માં પાંડુ શીવજી નામના હીંદુએ ડુંગરવાડી નજદીક હાલની બાબુલનાથનાં દેહડાંની જગ્યા પર એક નાંહણું દેહડું બાંધ્યું હતું. પાછળથી ઇ. સ. ૧૭૯૨ માં પાંડું નાદાર હાલતમાં આવવાથી એ દેહેડાં સાથની જમીન કોર્ટ મારફતે વેચાઈ હતી, તે રેવરંડ બરોઝ નામના પાદરીએ લીધી હતી. તે ખરીદદાર પાસેથી પારસી પંચાએત માટે ઇ. સ. ૧૮૦૦ માં શેઠ હોરમસજી બમનજી વાડીઆએ લીધી હતી. પંચાએતનો વીચાર એ દેહડું બંધ કરવાનો હતો, પણુ તેવામાં ઉપલા પાંડુ શીવજીના મલારરાવ નામના એેશીએ દાવો માંડયો કે એ મીલકત હીંદુ કોમને ધરમ ખાતે આપેલી હતી તેથી પાંડુની ખાનગી મીલકત તરીકે તે વેચી નાખવાને મરનારના માગનારાઓને હક હતો નહી. પારસીઓ તરફથી તે કેસનો કેટલીક દલીલો સાથે બચાવ થયો. તેમાં એક દલીલ આ હતી કે તે દેહડું હીંદુ શાસ્ત્ર પ્રમાણે અર્પણુ થયલું નહી હતું. પણુ તા. ૨૦ મી ઓગસ્ટ ૧૮૦૮ ને દીવસે જાણીતા રેકોર્ડર સર જેમ્સ મેકીનતોશે હીંદુઓની તરફમાં ચુકાદો આપ્યો. તે ચુકાદામાં પારસી કોમ વિષે કેટલુંક જાણુવા લાયક લખાણુ છે (જુઓ પા. પ્ર. I પા. ૮૮૫-૮૬). એ ચુકાદામાં પારસી કોમની લાગણી કે પોતાના દખમાઓની જગ્યા શાંત એલાહેદો રાખે તે બાબે નીચે પ્રમાણે કહે છે:

૧૨. બાબુલનાથના મંદીરની જગ્યાની બાબદ. ૧૮૦૦.

"It must be acknowledged that no sentiment can be more natural than the desire of insulating such repositories of the dead, of guarding them by a sort of a sacred solitude from outrage from the eye of frigid curiosity."

---

(૧) અનજુમનની હજુર.

(૨) અનજુમનની આ મીટીંગ, જે તા० ૫ મી જુને મલી હતી, તેની નોંધની હેઠે "તા० ૧૫ જુન શન ૧૭૮૬ ને દીને લખું છે શઇ" એ પ્રમાણે નોંધ છે, જે ઉપરથી દીસે છે કે અનજુમનની સભા પછી ૧૦) દીવસે એ નોંધ લખાઇ હોય.

આ અરસામાં પારસીઓનો લાગવગ અતરે કાંઇ વધેલો દીસે છે. તેનો દાખલો આ મલે છે કે ૧૮૦૨ ના સાલમાં એક આગેવાન પારસીએ સરકારને અરજ કીધી હતી કે તેઓના આદર રોજનાં પરભને દીને આતશથી ચાલતા ધંધા-રોજગારો બંદ કરાવવા. તેમ સરકારે કરાવ્યું હતું. મોદી જમશેદજી બોગાભાઇએ તે વખતના ગવરનર રીવેટ કર્નાકને જે નીચલાં પત્રમાં અરજ કીધી હતી, તે અસલ પત્રજ ગવરનરે તે વખતના પોલીસ સુપરીનટેનડન્ટ પર મોકલી આપી માગવા પ્રમાણેની અરજ બાબે ઘટતું કરવા કહયું હતું.

૧૩. આ અરસામાં આતશનું પરભ પાલવા માટે સરકારને અરજ. ૧૮૦૨.

May it Please your Honour

On the 14th instant we want to perform the ceremony of fire. I therefore beg the favour that your honour will be pleased to order the smiths, silversmiths, coppersmiths, sweetmeat makers, Bhuttariahs etc. not to work that day by fire, both day and night, for private and public offices, as usual, which will oblige me.

Bombay 11th June 1802.

I am with respect
Honorable Sir
Your most obliged and most
obedient servant.

મોદી જમશેદજી બોગાભાઇની
દુવા સલામ વાંચજો.

હવે ઉપલો તા. ૧૪ જુન ૧૮૦૨ નો દીવસ, કે જે દીવસે એ પત્ર લખનાર અકાબર "આતશની ક્રીયા" ને સબબે આતશ ઉપર થતાં કામો બંદ રાખવા અરજ કરે છે, તે દીવસ રોજ ૯ મો આદર માહા ૯ મો આદર સને ૧૧૭૧ ના આદરગાનના જશનનો હતો.

શેહેરના નામદાર હાકેમને અરજ કરનાર આ મોદી જમશેદજી બોગાભાઈ, તે વખતે અતરેની પારસી પંચાએતના આગેવાન અકાબર હતા. એવણ તા. ૨૬ મી અકટોબર ૧૮૨૨ ને દીને ૯૮) વર્ષની ઉમરે મરણ પામ્યા હતા.

(ક) તા૦ ૫ મી એપ્રીલ ૧૮૧૨ રોજ ૨ માહ ૭ સને ૧૧૮૧ ય. ઝ. ને દીને શેઠ પેશતનજી બમનજી વાડીઆ, જેવણુ પારસી પંચાએતના એક અકાબર હતા, તેવણુના બેટી બાઈ સુનાબાઇ તે નવરોજી જમશેદજી વાડીઆના પેહલાં ધણી-આણીનું ઉથમણું હતું. તે વખતે તેવણુના બાવાએ રૂ. ૨૦,૦૦૦) પારસી પંચાએત હસ્તક આપવા જાહેર કર્યું હતું અને તે માટે એક અનજુમન પત્ર વાંચ્યું હતું. તે અનજુમન પત્રમાં લખ્યું હતુ કે "અમો હમારી બેટી શુનાંબાઇનો શવાબ હાંશલ થાવાને આ-પણી પારશીની હંમજાતવાલા ઊપર ધરમ કરવાને રૂ. ૨૦૦૦૦ અંકે વીશ હજાર કાહાડીને આપવા ધારેઆ જે એ રોકડા આપીએ ને તેનાં વીઆજમાંથી જે બીનાં હમો હેઠલ લખી છે તે મુજબ આપીએ પણ પછે વીચાર કરો જે આપણા હમજાતનાં બીજા શાહેબો જે બેહેશમુકાંમ થએઆ છે તેવોએ એમ ઊઠમણાંની વખતમાં નામ પાડીને તંનદરૂશતી પઢાવી ગએઆ ને પછી તે રૂપઇઆ પનચાતને પોહોતા નહી. કાંઇ ગરીબ લોકોનાં કામમાં પણ લાગા નહી, ને રૂપઇઆ જંહાંતાંહાં રહી ગઆ. તેથી અમો ધારૂં જે રૂ. ૨૦૦૦૦) વાજે મેલીએ તેનું વાજ આવે તે-માંથી ગરીબ લોકનાં બાબમો આપીએ. તેબી કેઠે મેલીએ તારે તેને ઠેકાંણે આજ તીજોરીમો વાજ ટકા ૬) ને હશાબે રૂ. ૨૦૦૦૦) નું વાજ ગણતાં રૂ. ૧૨૦૦) વરશ ૧ નાં ઊપજે તેથી હમોએ તે મુજબ ધારીને પછે ઘેહેર ૧ હમારૂં શી મુંબાઇ મધે કોટમોનું ફારબશ ઇશતરીટ મધેનું છેએ તે આપણાં પારશી પંન-ચાતમો આપું છે. તેહનું ભાડૂં દર વરશે ૧ નાં રૂ. ૧૨૬૦) ઊપજે છે તે મધેથી ખરચ જતાં રૂ. ૧૧૦૦) વરશ ૧ નાં આવે છે તે મધેથી હમો હેઠલ બીનાં લખી છે તે મુજબ તે રૂ ૧૧૦૦) ધરમખાતે હમો તથા હમારાં ફરજંનદો શુધાં આપીએ શાઇ..........." (પા. પ્ર. I. ૧૨૩. નો. ૧.)

૧૪. પારસી પંચાએતને આપવા જાહેર થયલી બે મોટી સખાવતો. ઈ. સ. ૧૮૧૨-૧૮૧૮

એ ઉપર જણાવેલી બીના પ્રમાણે ઘરનાં ભાડાંમાંથી નીચલાં ધર્મનાં કામોમાં આપવા જણાવ્યા હતા.

રૂ. ૪૨૫ ગરીબ બેહદીન લોકોનાં છોકરાં પરણાવી આપવાનાં કામમાં.

રૂ. ૪૨૫ આંધલાં લુલાં તથા લાચાર બેહેદીનોને મદદ કરવાનાં કામમાં.

રૂ. ૨૫૦ નાવારેસ બેહેદીનોના મરણ પર ચાર દહાડાનો ખર્ચ કરવાનાં કામમાં.[1]

---

(૧) આ સખાવતના સંબંધમાં એમ માલમ પડે છે કે આ ઘરની અને તેનાં ભાડાંની ધર્મનાં કામમાં બાબસ્થા વાડીઆવાળાઓ પોતેજ કરતા રહયા હતા.

(ખ) તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૧૮ ના દીને બાઇ મેહેરબાઇ તે શેઠ હોરમજી બમનજી વાડીઆનાં પહેલાં ધણીઆણીનાં ઉથમણાંની મીજલસમાં તેવણનાં ખાર્વીંદે રૂ. ૩૦૦૦) ની સરકારી જામીનગીરી પારસી પંચાએતને આપવા તંદરોસ્તી ભણાવી કે તેનું વ્યાજ પંચાએતનાં અકાબરો કોઇ ધર્મનાં કામ ઉપર વાપરે અને અશલ રૂપ્યા અનામત રાખે.[1]

આ અરસામાં મુંબઇમાં કેટલાક ભણેલા દસ્તુર મોબેદો બહાર ગામોથી પોતાના પેશા માટે આવ્યા હતા. એઓએ મીજલસમાં કેમ અને કયાં બીરાજવું તે માટે માહોમાંહે ગોથવણ કરી તા. ૨૫ મી નવેમબર ૧૮૧૬ ના દીને નીચલો ઠેડાવ કર્યો હતો (પા. પ્ર. I પા. ૧૩૪).

૧૫. દસ્તુર મોબેદોએ જાહેર મીજલસોમાં બેઠક માટે માંહોમાંહે કરેલી ગોઠવણ. ઈ. સ. ૧૮૧૬

"હરેક વખતે મુંબઇ મધે હરેક જગો ઉપર પારસીની મીજલસ થાએ તેવારે હમારા વડાવાનો મલાજો રાખીને સાંબે બેશવું શહી. અગર પાસે બેશવું પડયું તો હમારા વડાવોનો અદબ રાખીને બેશવું શહી. એ લખેઉં પારશી ખરશેદજી માણેકજી સરાફનાએ માગી લીધાથી અમે અમારી રાજી રજાવંદીથી લખી આપીઉં છે તે હમારે સરવેને કબુલ મંજુર રાખવું શહી"[2] (પા. પ્ર. I પા. ૧૩૪. નો. ૨.)

---

(૧) પા. પ્ર. I પા. ૧૩૬. આ રકમની પંચાએતના હીસાબમાં કોઇ નોંધ મલતી નથી.

(૨) આપણે હવે પછીના બાબમાં જોઇશું કે ઇ. સ. ૧૮૨૩ માં અનજુમનની સભાએ એ બાબે વધારે ચોકસ ઠેડાવ કર્યો હતો. (એ સભાએ પસાર કરેલા ઠેડાવોની ૧૮૫૦ માં શેઠ ખ. રૂ. કામાએ છપાવેલી ચોપડી, પા. ૧૧, બંદોબસ્ત ૧૮.) પોત પોતાના દરજ્જા પ્રમાણે બેઠક લેવાનો મતફેર દસતુરોમાં આ પછી પણ લાંબો વખત સુધી, છેક ૪૦ યા ૫૦ વર્ષ સુધી, ચાલુ રહયો હતો કે વચમાં આગેવાન જગ્યા કોણે લેવી અને તે આગેવાનની જમના હાથ ઉપર કોણે અને ડાહબા હાથ ઉપર કોણે બેસવું.

II

## ઇ. સ. ૧૭૯૧ થી ૧૮૧૮ સુધીમાં પંચાએત અથવા સમસ્ત અનજુમને ફેસલો કરેલા સંસારી મુકદમાઓ.

મથાલે જણાવેલા અરસામાં પંચાએતે અથવા સમસ્ત અનજુમને ફેસલો કરેલા કોઈક સંસારી મુકદમાઓની વીગત હવે અત્રે આપું છું કે તે ઉપરથી પંચાએત હજુર આવતા સંસારી વીગેરે મુકદમાઓના પ્રકારોનો અને તેઓના સંબંધમાં કેમ કામ લેવામાં આવતું હતું તેનો કાંઇક સામટો ખ્યાલ આવે.

૧. કારજ બાબેના મુકદમા.

કારજ તોડવું, તે અસલના વખતમાં પારસીઓમાં ઘણું ખોટું કામ ગણાતું હતું. એવા કારજ તોડવાના દાખલાઓ પંચાએત હજુર આવતા તો તેઓ તપાસ કરી થાએલું કારજ સાબુત રહે તે માટે કાળજી રાખતા હતા. આ અરસામાં કારજના સંબંધમાં ચુકેલા એકાદ બે મુકદમાઓ અત્રે આપું છું.

(ક) તા૦ ૮ મી મારચ ૧૭૯૪ ને દીને "પંચાત અંજુમંન વો. બનાજી લીમજીની આદરીઆંન શાહેબમાં મલેઆતા તાં" નીચલી બાબદ રજુ થાઈ હતી: [1] એક ધણીના છોકરાનું કારજ બીજા ધણીની છોકરી સાથે થયું હતું. છોકરીનો બાપ એ કારજ તોડી દેવા માંગતો હતો, એવું કહીને, કે એ કારજ થયું નથી. તે ઉપરથી એ દીંને "પંચાત મલીને એ બેહૂ જણને શારી તરેથી તજવીજ કરીને બેહ્ની તરફથી શાહેદી ગૂજારેઆ તેથી એવુ માલૂમ પડીઉ જે કારજ થાએલૂ શહી ઠરીઉ તે ઉપરથી પંચકલ મલીને હમે ઠેરવીઉ છે જે તે ધણી છોકરી આપે શહી. બી. જેવાર ને કારજ અધારૂ નવરોજજી માંણુકજી ઉમરીગરે ગરે રાશ [2] તપાશીને જોઇઉ તે વખત ઉપર કારજ ૧ બીજૂ પણુ જોઇઉ." પંચાએતે છોકરાની તરફેણમાં ચુકાદો આપ્યો.

---

(૧) ચો. ૧ બા. ૫. (૨) ગરેહ અને રાસ.

આ દાખલા ઉપરથી દીસે છે કે આગલા વખતોમાં પણ પારસીઓમાં ગરેહ અને રાસ જેવાડવાનો રેવાજ હતો, અને કારજ થયું હતું કે નહી તે બાબદમાં એ ગરેહ રાસની બાબદ એક ગવાહી તરીકે કામ લાગતી હતી. આ મુકદમામાં પંચાએતે વધુ ઠેરવ્યું કે કારજ થયું છે તે ચુકાદાને છોકરીનો બાપ કબુલ નહી રાખે તો તે "દંન ૮ પછે પારશીની હમજાતથી દૂર છે ને પછે પંચાતના શાહેબો જુશતીજ [1] ને ફરીઆદ થાએ ને એ પારશીને ગાંમમાંથી બાર કાઢે ને પંચાત કુલ મ્લીને ઠેકાંણે ઠેકાંણેનાં પંથક છે તાંહાં કાગજ લખે જે કોઇ પારશી તેને નેઆતમાં લીએ નહી ને એની છોકરી પંણ કોઇ લીએ નહી."

(ખ) તા૦ ૨૬ મી નવેમબર ૧૮૦૪[2] ને દીને સમસ્ત અનજુમન શ્રી આતશની દરગાહ (બનાજીની અગીઆરી) માં મલી હતી ત્યાં એક મુકદમો કારજના ફેસલાનો હતો. કારજ તોડવું એ "દીનનાં હક મુજબ"[3] ખોટું કામ ગણાયું. આ કેસમાં ફરીઆદીએ પંચાએત આગલ શાક્ષી ગવાહીઓ આપી કે કાજ કર્યું હતું, તે ઉપરથી પંચાએતે જે છોકરીની માય "કાજ કરૂ નથી" એમ ના કહેતી હતી તેની આગલ પંચાએતનાં માણસને મોકલાવીને કેહવડાવ્યું જે "મોલાના લોક તથા શ્રી શુરતનો મેજર[4] તા. એ વીગર બીજા ગોવાઇ શાહેદી દીએ છે જે એ કાજ થાએઉ તે ખરૂં છે તેથી તું તારી છોકરીને દીનનાં હક મુજબ એ છોકરા ડોશાભાઇને આપ પણ એ ઓરત મકાઇએ પનચાતના કેઉ[5] માંનેઉ નઇ" તે ઉપરથી આ અનજુમનની સભાને દીને તે બાઇ મકાઇને તેહાવી કહ્યું કે એક માસની મુદતમાં છોકરીને પરણાવવી. તેમ નહી કરવામાં આવશે તો પંચાત મલીને જે કાંઇ સજા દેવી હશે તે દેશે. આ સભાની નોંધ ઉપર ૧૨ જનની સહી છે, તેમાં ચાર અથોરનાનોની સહી છે.

૨. છુટા છેડાના મુકદમાઓ.

આ અરસામા ચુકેલા મુકદમાઓ ઉપરથી જોઇએ છીએ કે ધણી બઈરીઆણી વચ્ચે ફારગતી યા છુટા છેડા નીચલા સબબોએ થતા.

---

(૧) જસ્ટીસ, એટલે સરકારી ન્યાયધીસ.

(૨) ચો. ૧ બા. ૧૩. (૩) દીનનાં વાજબી ફર્માન મુજબ.

(૪) "મેજર" એટલે થોકાક આગેવાન જાણકારોએ એકાદ પોતાની જાણની બાબદમાં લખેલો પત્ર યા દસ્તાવેજ. ફા. મહજર, record, decree. (૫) કહ્યું.

ધણી ધણીઆણી વચ્ચે ચાલુ અણબનાવ હોતો અને તેઓ માહોમાહે સમજી તે બાબે એકમેકથી છુટાં પડવા માંગતાં હતાં તો પંચાએતની

(ક) ચાલુ અણબનાવ

પરવાનગીથી તેમ કરી શકતાં. એવા દાખલામાં કોઈ વખતે પંચાએત જો ઘટતું હોય તો ઓને મરદ પાસે કાંઇ પગાર બંધાવી આપતી હતી, અને કોઇ વખતે તે મરદ પગાર ચાલુ આપતો રહે તેની જામાનગીરી લેતી. એવા ચાલુ અણબનાવ સબબે છુટાં પાડવાના એકાદ બે દાખલા નીચે પ્રમાણે છે.

(૧) આ દાખલો તા. ૧ ફેબરવારી ૧૮૧૨ રોજ ૨૮ જમીઆદ માહ ૫ અમરદાદ કદીમ સને ૧૧૮૧ યજદજરદી[1]નો છે. એમાં એક ધણી પોતાની ધણીઆણીને દસ્તાવેજ " અંનજુમંનના શરદારોના કહાથી " લખી આપે છે કે તેવણ બીજી બૈરી કરી લાવ્યા છે સબબ કે પેહલી ધણીઆણી સાથ અનબનાવ છે તેથી દર માસે હવેથી રૂ. ૭ાા પહેલી બરીને આપવા કબુલ કરે છે. તેની ખાતરીમાં રૂ. ૧૨૦૦) વોહરા હુદરઅલી કાસમજીની દુકાને બ્યાજે મેલે છે. વ્યાજ સેંકડે દર માસે દસ આના હતું. બાઈએ ૬ માસે રૂ. ૪૫) વ્યાજના અથવા વરસ દહાડે રૂ. ૯૦) એ ધણીની પહેડી ઉપરથી લેવા. જો કોઇ વખત વ્યાજ ઓછું આવે તોપણ એ ધણી ઉપર પ્રમાણે વરસ દહાડે રૂા. ૯૦) પુરા કરી આપવા કબુલ થાય છે. બાઇની કજા રજાએ એ રૂપ્યામાંથી રૂ. ૫૦૧) બાઇના વારસ વકીલ જે હોય તે બાઇનાં મોત ખરચ માટે લે. બાકીના રૂપ્યા ૭૦૦) એ ધણી પોતે અથવા એના વારસ વકીલ લે. " બીજું એ ધણીને ૮ વરસ થયાં ધણીઆણી સાથે અનબનાવ હતો તેથી પંચાએતે ઠેરવ્યું હતું કે પહેલાં ૭) વર્ષ જ્યારે એ ધણીએ હજુ બીજી બાયડી કીધી નહી હતી અને પહેલી બાઈડીથી જુદો રહેતો હતો તે અરસા માટે દર મહીને રૂ. ૪) પ્રમાણે વરસના ૪૮) રૂપ્યા, એટલે ૭) વર્ષના રૂ. ૩૩૬), એ ધણી બઈરીને આપે. છેલ્લું એક વરસ જે દરમીઆન એ ધણીએ બીજી બાઈડી કીધી હતી તે અરસા માટે મહીને દહાડે ૭ાા) રૂપ્યાના હીસાબે ૯૦) રૂપ્યા આપે. કુલે રૂપ્યા ૪૨૬) આપે. તેમાં એ ધણીની સુનાની હાંસડી એ બાઇ પાસે હતી તેના રૂ. ૨૨૫) ગણી બાકીના ૨૦૧) રૂપ્યા બાઇને રોકડા આપે.

---

(૧) ચો. ૧. બા. ૧૫.

એ ધણીએ પોતે એ લખવા ઉપર સહી કરી અને બીજા ચાર જણાઓએ શાખ કરી. એ દસ્તાવેજમાં લખે છે કે "એ લખેઉ એ પરમાણે આપણા શામંણા કરીને એક બીજાંને આપેઉ છે." એવું દીસે છે કે એ બેઉ ધણી ધણીઆણીએએ એકમેકને ઉપર પ્રમાણેનો લેખ લખી નકલ એક મેકે લીધી હશે. એક નકલ ધણીની પોતાની સહી સાથની આ ચોપડામાં લખી છે.

૨. કોઇ વખતે સાસુ વહુ અથવા નરણ સાથે કજીઆ સબબે ધણી ધણીઆણી વચ્ચે ચાલુ અણબનાવ થતો તો પંચાએત ધણીને પોતાનાં માય તથા બેનથી છ માસ યા કોઇ ચોકસ મુદત સુધી જુદું રહેવા ફરમાવતી. તા૦ ૭ મી ફેબરવારી ૧૮૧૧ ને દીને સમસત પંચાએતે એક મુકદમામાં ફરમાવ્યું[1] કે એ અરસામાં ઓરત પોતાનાં ધણી સાથે "શહલા શનતોકથી ચાલે નઇ તો પછે તે ઓરતને પનચાતના શરશતા પરમાણ્ા શજા જે દેવી ગટે તે દેઇને પછે............બીજી ઓરત કરવાના હોકમ પનચાત આપે."

(ખ) ધણી પાલન પોષણ વગર તજી દે તો ધણીઆણીને બીજો ધણી કરવા પરવાનગી.

તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૧૧ ની મીટીંગની નોંધમાં[2] એક નીચલો દાખલો મલે છે: પારસી દોરાબજી દાદાભાઇ અંટાણીઆ ૮) વરસ થયાં મુંબઇથી બાહેર ગયો હતો. તેની ઓરતની માએ તથા બાપ પણ ગુજરી ગયાં હતાં. તે ઓરત, જે પારસી દાંદા દોગીની છોકરી, તેની તરફથી તેનો ભાઇ ફકીર તથા બીજા ભાઇડાઓએ પંચાએતને અરજ કીધી કે "એ છોકરીને કોઈ ખવાડનાર નથી તેથી પનચાતે શોરાબદારૂ મશાણીને હોકમ કરો જે એ છોરાના બાપ પારસી દાદા અટાણીઆ પાશે પનચાનને નામે જાઇને પુછે જે તારી વઉ દાદા ડીગીની છોકરી નામે જીવણાઆઇ તે તારી વહુને તું પેટ ભર ને તારા ગરમાં રાખ તેનો જવાબ શોરાબદારૂ લાવે[3] જે તે ધણીએ શાફ નાંહા કેઇ" ને કેવાડયું કે તેણીનો મરદ જે તેવણુનો છોકરો તે, તેવણને કાંઈ મોકલનો પણ નથી. તેથી ઓરત સુખેથી બીજું ઘેર કરે. વળી તે છોકરાએ પણ પોતાના સસરા પર લખ્યું જે તારી છોકરીને બીજું ઘેર કરાવ. વળી તે છોકરાના બાપે પણ તે છોકરીને ફારગતી લખી આપી કે સુખેથી બીજુ ઘર કરે. એ સર્વ બીના

(૧) ચો. ૧, બા. ૧૪. (૨) એજ બાબત. (૩) લાવેઆ, લાવ્યા.

સાંભળીને છોકરીને બીજું ઘેર કરવા રજા આપી ને ઠેરવ્યું કે "કાગજ ૧ પનચાત તે છોકરા દોરાબજીને લખે તા. બીજું કાગજ લખે તે ઓરતનાં શગાં વાલાં હશે તે લખે ને જુમલે કા. ૨ લખીને શ્રી દમણ મોદી ખુરશેદજી જમશેદજીને બીડે ને તે છોકરાને પાશેથી કાગજનો જવાબ મગાવે." તેની મુદત માસ બેની કીધી કે તેટલા અરસામાં તે છોકરો નહી આવે તો તે ઓરત બીજું ઘેર કરે.

(ગ) ખાવીંદની લાંબા વખતની ગેરહાજરી સબબે બીજો ખાવીંદ કરવાની રજા.

જો કોઇ મરદ લાંબો વખત સુધી મુંબાઇથી ગેરહાજર હોય અને તેનો કોઇ પત્તો નહી મલે તો તે બાઇને પંચાએત બીજો ખાવીંદ કરવાની પરવાંનગી આપતી.

૧. તા. ૭ મી ફેબરવારી ૧૮૧૧ ને દીને સમસ્ત પંચાએત શેઠ દાદીભાઇ નોશેરવાંનજીનાં આંદરીઆનમાં મલી હતી તેની હકીકતમાં એવી એક નોંધ મલે છે. તે નોંધમાં[1] કહે છે કે પરણનાર "છોકરો આજ વરશ ૮ થાએઆ શ્રી મોબાઇથી લશકરમાં શ્રી હેધરાબાદ ગએો હતો તે લડાઇમાં[2] કાંઇ ખબર નથી જે તે કાંહાં છે પણ બીજા પારશીઓ તે વખત ઉપર નવા લડાઇમાં ગઆ હતા તે લોકોને મોડાથી[3] માલુમ થાએ છે જે તે છોકરો લડાઇમાં ગુજરો છે."

૨. તા. ૮ મી માર્ચ ૧૭૯૪ ના દીને "પંચાત અંજૂમન"ની મીટીંગ બનાજીનાં આદરીઆન સાહેબમાં મલી હતી, તેમાં એક બાબદ આ હતી કે જમશેદજી દોરાબજી વાછાને માટે તેના કાકા સસરા નવરોજી જમશેદજી મેહતરે આવીને જાહેર કર્યું કે તે નવ વરસ થયાં બંગાલે ગયો છે તેથી તેવણની ભત્રીજી નામે હીરાંબાઇ જે ૧૮ વરસની "તેનો શો રાહા તે ઉપર પંચાતે ઠેરવીઉચ જે એ છોકરા જમશેદજી દારબજીની વાટ જોઇએ વરશ ૧ એક શુધી ને પછે તેનો જવાબ આવે

---

(૧) ચો. ૧ બા. ૧૪.

(૨) જ્યારે ૧૮૧૧ માં "આજ વરશ ૮ થાએઆ શ્રી મોબાઇથી લશકરમાં શ્રી હેધરાબાદ ગએો હતો" એમ લખે છે, ત્યારે એ વખત ઈ. સ. ૧૮૦૩ નો આવે છે. એ વખતે દખણ તરફ જે બીજી મરાઠા લડાઇ (Second Maratha War) ચાલતી હતી તેનો એ ઇસારો છે. તા. ૨૩ મી સપ્ટેમબર ૧૮૦૩ ને દીને ઔરંગાબાદ આગળ અસઅઇ (Assaye) ની જાણીતી લડાઇ થઇ હતી (જુઓ The Oxford Students' History of India. 9th Edition. 1924. p. 287).

(૩) મોંહડેથી.

ને તે ધણી પોતે આવે તો તેમ ને જો નહી આવે તો વરશ ૧ પછે તે છોકરી બીજો મરદ કરે .......... પંચાતને જાહેર કરીને બીજું ઘર કરે [1].

તા. ૮ મી માર્ચ ૧૭૯૪ ની સભામાં આવેલા એક સવાલ ઉપરથી પંચાએતે લાંબો વખત ગેરહાજર રહેતા ખાવીંદો માટે એક સામાન્ય નીયમ તરીકે ૧૦) વર્ષની મુદત મુકરર કીધી હતી તે આપણે આગલ જોયું છે.

(૫) જોડાંમાંથી એકની કમ-અક્કલી.

તા. ૭ ફેબરવારી ૧૮૧૧ ની શમશત પનચાતની એક સભામાં એક બાબદ[2] "કશા ઢંગપણુ નથી" એવી અક્કલ વીનાની એક બાઇથી છુટા છેડા મેલવવાની હતી. ખાવીંદે તે બાઇને રૂ. ૨૦૦) રોકડા આપવા અને વરસ દહાડે કપડાં કરવા કબુલ કીધું અને બાઇએ ખુશીથી ફારગતી આપી તેથી બીજી બાયડી કરવાની રજા આપવામાં આવી.

(૬.) મરદ યા ઓરતની બદફેલી

(૧) તા. ૯ મી માર્ચ ૧૭૯૪ ને દીને "શ્રી અંજુમન" મુંબાઇની બનાજીની અગીઆરી મધે મલી હતી. તેમાં એક બાબદ આ હતી કે સુમાલીના પારસીએ એક બીજા ધણીની છોકરી સાથે બદફેલી કીધી હતી.[3] "તે બાબત પંચાત કુલ મલી એમ ઠેરાવ ઠેરવેઓ છે જે એ પારશો પોતાની મોરદાર ઓરત શાથે શમજીને રાહેતે[4] પોતાની મોરદારને શાથે દુનીઆના શરેશતા પરમાણું [5]...કપડાં તા. રેહેવાનું શરવે પોતાનાં ઘરમાં રાખે શહી ને જો કદાચ એ પંચાતનાં હોકમ પરમાંણુ કામ કરે તો ભલૂ ને વલી એ પારશી[6]...તે ઓરતથી દૂર રેહે ને તેનુ નાંમ ફરીથી નહી લીએ તો ભલું. નહી તો એ પારશી આપણી હમજાનની બાર છે ને પછે એ બાબમાં પચાત જોશતીશ[7] ને ફરીઆદ થાએ જે એ પારશી હમારી હમજાતથી દૂર છે ને એનો અનેઆ[8] આ રીતનો છે વાશતે એવા આદમી આપણાં ગાંમમાં નહી જોઇએ તે પારશીને ગાંમથી બાર[9]

---

(૧) ચો. ૧ બા. ૯ (૨) ચો. ૧ બા. ૧૧.

(૩) ચો. ૧ બા. ૫ ક (૪) "રાહેતે એટલે રાહતે"

(૫) અહી એક શબ્દ ખવાઇ ગયો છે.

(૬) અસલમાંથી મેં ધણી ધણીઓનાં નામો મુકી દીધાં છે

(૭) જસ્ટીસ (Justice) (૮) વાંક. (૯) બાહાર.

કાડવો." એવો ઠરાવ થયા પછી એ પારસી ઉપર મુજબ કરવાને કબુલ થયો અને તેની પાસેથી પંચાએતે કાગજ લખી લીધું. ઉપલી છોકરીની બાબદમાં ઠરાવ થયો જે "પંચાતનાં આદમી શાથે સૂવાલી ગામમાં હવાલે કરે તાંહાં પાંચ ભલા આદમી પારશી તા. પટેલ લોકને હવાલે કરે ને એ બાબમાં એ છોકરીનાં ફેલ બાબત કાગજ ૧ પંચાત સૂમાલીનાં પટેલ તા. પારશો ઉપર લખે જે એ ઓરતને શારી પખે કબજામાં રાખે ને બદ રાહે ચાલવા દીએ નહી ને વલી લખવૂ જે શ્રી શુરતથી એ ઓરતને પેટ ભરવા તા. કપડાં તા. ઘર રેવાને ખરચ જોઇએ તે વાશતે રૂ. ૪) દ.[1] માશ ૧ નાં મોદી દોશાભાઇ કાવશજી આપે પંચાતની વતી વાશતે એ બાબમાં પંચાત મોદીજીને કાગજ લખે શહી ને કહાચને એ ઓરત એ પંચાતનાં મૂકલેઆ પરમાંણુ ચાલે તો ભલું છે નહી તો પછે એ બાબમાં જુશતીશને જાહેર કરીને પછે એ ઓરતનું માથૂ બોડાવી તે પછે શખતી[2] શરકારનાં હોકમથી ગામમાંથી બાર કાડીને સૂવાલી મોકલે એ ઉપરનાં લખા પરમાંણુ."

ઉપલીજ મીટીંગમાં ઉપલી છોકરીના સંબંધમાં માલમ પડયું કે તેણીની શાથે દાણા પાડવાને વાશને "વશાહાલું કરવા માંકાધારૂ પાશે ગેલા હતા તે બાબત પંચાતે ખરૂ કરૂ જે એ ધણી વશાહાલું કરવા ગીઓ હતો ખરો તેથી પંચાતના શરેશતા પરમાંણે દોટી ૧ પંચાતને આપે ને નોહોણુ નાહે એ રીતે ઠેરાવ ઠેરવેઓ છે કાંએ જે હવે પછે કોઈ એવા કામમાં ઊભા રેહે નહી." આ મીટીંગની નોંધ ઉપર ૨૩) જણાની સહી છે.

(૨) તા. ૨૮ મી અકટોબર ૧૭૯૨,[3] સંવત ૧૮૪૮ નાં કારતક શુદ ૧૪ વાર રવેઉના દીને પંચાએતનાં ચોગલાઓની મીટીંગ વાડયાજી નવરોજીનાં ઘરમાં મલી હતી તેમાં એક બાબત આ હતી : એક પારસી...ની ફરીઆદ હતી કે તેની ઓરત બદફેલી કરે છે. તે બાબદ આગલ પંચાએત હજુર રજુ થતાં પંચાએતે ફરમાવીને તે ઓરતને તેણીનાં વરને ઘરે મોકલી હતી પણ તેમ કરવા છતાં તે ઓરત એખલાસથી ઘરમાં રહેતી નહી. તે ઉપરથી એ દાને

---

(૧) દર. (૨) શકતી, એટલે અમલ કરતી સરકાર જે શકતીવાન છે.
(૩) ચો. ૧, આ. ૫.

પંચાએતે ચુકાદો આપ્યો કે: (ક) એ પારસી કુંવરજી નવજીને બીજી ઓરત કરવા દેવી. (ખ) ઊપલીજ બાબતમાં પેહેલી ઓરત માટે ઠેહર્યું કે "તે ઓરતને માથું બોડાવીને પોતાની ઓરતને પારશી કુંવરજી પોતાને ગેર લેઈ જાએ ને તેનો ખશ[1]માનો કાડે પણુ જો તે કરતાં જો તે ઓરત જો પોતાનાં ધણીને ગર રેહે નઇ તો પછે તેનો ધણી પનચાતને જાએર કરે ને પછે પનચાતને જે કાંઇ શારો મારગ શુજે તે કરીને તેને શજા દેવા ગટારત હશે તે દીએ એ રીતે કુલ અંનજુમન મલીને થેરાવ થેરવો છે શઈ. એમાં કશો શુખન નઈ." એ નોંધ ઉપર આશરે ૨૪) સહી છે.

૩. ઘર સંસારી બાબદોના તકસીરવારોને સજા કરવાની રીતીઓ.

આ અરસામાં ઘર સંસારી નિતિની તકસીરો માટે સજા કરવાની નીચલા જુદા જુદા પ્રકારની રીતીઓ હતી.

(ક) બદફેલ સ્ત્રીને માંથુ બોડાવાની કરવામાં આવતી સજા.

એવું દીસે છે કે આગલા વખતમાં કમાર્ગે ચાલતી સ્ત્રીઓને સજા કરવાની કોઇ રીતીઓમાં એક રીત તેણીનું માથું બોડાવી દેવાની હતી. "તા૦ ૨૮ મી અકટોબર ૧૭૯૨[2] ને દીને પનચાત તા. ચોગલા વાડીઆજી નવરોજજીના ગરમાં મલેઆ હતા." ત્યાં એક પારસીએ પોતાની ઓરતની બદફેલીની ફરીઆદ કરી ત્યારે પનચાતે એ સજા કરી હતી.[3]

(ખ) સજા તરીકે નહાન નહવાડવાનો રેવાજ.

આ અરસામાં સંસારી બાબદોમાં પંચાએતના ઠેડાવોનો અનાદર કરનારને જે સજા કરવામાં આવતી તેમાં એક સજા "નાણું" (નહાન) નહવડાવવાની હતી.

---

(૧) "ખશમાનો" શબ્દ ફારશી "ખસ્માને" નું રૂપ છે. ફા. "ખસમ" એટલે કે "ખાવીંદ, યા. ધણી," તે ઉપરથી એ શબ્દ નીકલેલો છે. "Khasmana, housewifery (Steingass)." "ખશમાનો કાડે" તેનો અર્થ એમ થાય કે "ધણી તરીકે વર્તે અને પાલણુ કરે".

(૨) ચો. ૧ બા. ૫

(૩) આ બાબતના દાખલા માટે જુઓ તુરત ઉપર (૧) અને (૨).

તા. ૮ મી માર્ચ ૧૭૯૪ [1] ની સમસ્ત અનજુમને એક કારજ તોડનાર માટે ઠેઠવ્યું હતું કે આઠ દીનમાં તે ધણી સમજે તો સારૂં નહીં તો પારશીની હમજાતથી નેઆતબાર ગણાય ને પછી પંચાતના સાહેબો જુસતીસ (Justice અથવા Judge) ને ફુર્યાદ થાય ને એ પારસીને ગાંમમાંથી બહાર કાઢે ને પંચાત કુલ મલીને ઠેકાણે ઠેકાણેનાં પંથક છે ત્યાં કાગજ લખે જે કોઇ પારસી તેને નેઆતમાં લીએ નહી અને તેની છોકરી પણ કોઇ લીએ નહી.

(ગ) તકસીરવારને નેઆત બહાર અને ગામબહાર કાઢવાનો વિચાર.

ઉપલી તા૦ ૮ મી માર્ચ સને ૧૭૯૪ ની અનજુમનની સભા અને તા૦ ૯ મી માર્ચ ૧૭૯૪ ને દીને મુલતવી રહેલી સભા પાછી મલી તેની હકીકત ઉપરથી માલમ પડે છે કે તે વખતના પંચાએતના સાહેબો આ અને એવા બીજા સંસારી ગુનાહ કરનારાઓને નેઆતબાર કાઢવા ઉપ્રાંત ગામનાં ન્યાયધીસને ફુર્યાદ કરી અરજ કરતા જે "એવા આદમી આપણાં ગાંમમાં નહી જોઇએ." [2]

એવું દીસે છે કે આગલા વખતમાં કાલજી રાખવામાં આવતી હતી કે જો કોઇ ધણીને કોઇક વાજબી ગણાતા સબબે બીજી બાઇડી કરવાની પરવાનગી આપવામાં આવતી તો તેને માથે તેની પહેલી બાઇડીના પોશાણની ફરજ નાખવામાં આવતી હતી, કે તેમ થવાથી તે સ્ત્રી કાંઇક કાબુમાં રહે અને ગુજરાંનના સાધણો નહી હોવાથી વધુ રખડતી ન ફરે. એવો એક મુકદમો આગલ (પા. ૧૪૫–૨) જણાવ્યો છે અને બીજો મુકદમો ઉપલીજ તા૦ ૨૮ અકટોબર ૧૭૯૨ [3] ની અનજુમનની સભામાં રજુ થયો હતો. એક પારસીએ, મી૦ વીલ્યમ લુઇ (William Louis) મારફતે "પીટીશાઉ" (petition) કાહડયું હતું જે તે ધણીએ પંચાએત ઉપર મોકલ્યું હતું, તેના સંબંધમાં લખે છે કે "માલુમ પડે છે જે તે ઓરતનો અનેઆ થાએઓ ને અલબતે તે ઓરતે શારા કામ નઇ કરેઆં" તેથી તેણીના ધણીને "નવું ગર કરવાની રજા આપી છે

તકસીરવાર સ્ત્રીઓ માટે પંચાએતની કાલજી.

(૧) ચો. ૧ બા. ૯ (૨) ચો. ૧ બા. ૯. (૩) ચો. ૧ બા. ૬

પણ જુની ઓરતને..........પોતાને ગર લેઇ જાએ ને તેનો ખરશમાનો શરવે વાતે ક્રાડે એ રીતે થેરાવ થેરવીને નવું ગર કરવા રજા આપી છે."

વધુ એ દીસે છે કે તે વખતના પંચાતના સાહેબો કોઇ તકસીરવાર ઓને સજા કરવા બાદ પણ તેણીને ગમે તેમ કરવા અને ફરવા તજી દેતા હતા નહી, પણ કાલજી રાખતા હતા કે તેણી કોઇના કાબુમાં રહે. એક બદ-ફેલ ઓરતને સજા કરવામાં આવી તે છતાં તેણીને માટે ઠેડવ્યું કે તેણીનો ધણી તેણીને તપાસ હેઠળ કોઇ રીતે જુદી રાખી તેણીનું ગુજરાંણ કરે. એક બીજી બાઇના સંબંધમાં ઠેડવ્યું કે બાઇને સુમાલી ગામમાં પંચાએતનાં આદમી સાથે મોકલી દેવી. ત્યાં તેણીને પાંચ ભલા આદમી પારસી તથા પટેલ લોકને હવાલે કરે અને તેઓ ઉપર લખવામાં આવે જે એ ઓરતને સારી પખે કબજામાં રાખે ને બદ રાહે ચાલવા દીએ નહીં. એ બાબતની કાંઇક વીગત ઉપર આપી છે.

આગલી પંનચાએતની સજા કરવાની રીતીઓ બાબે પંચાએતની પોતાની એક નોંધ.

આ શરૂઆતના આરસામાં પંચાએત તકસીરવાળાઓને જરૂર પ્રમાણે જુદી જુદી રીતે કેમ સજા કરતી હતી, તેનો ખ્યાલ ઇ. ૧૮૨૨-૨૩ માં તેઓએ જે "રીગલેશન" (રેગ્યુલેશન) યાને બંદોબસ્તો ઘડયા હતા અને જે કાંઇક ફેરફાર કરી રોજ ૧૫ મો માહ ૧ લો ફરવરદીન ૧૧૯૩ તા૦ ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને શમશાત અનજુમને બાહાલ રાખ્યા હતા, તેમાંના ૨૮ માં બંદોબશત ઉપરથી માલમ પડે છે. તેમાં એ અરસાથી ૧૨૫) વર્ષ આગમચથી પંનચા-એતમાં બેસનારા સાહેબો પંચાએતનું કામ કરતા આવ્યા છે તે બાબે બોલી જણાવે છે કે પંચાત મધે બેશનારા શાહેબ લોકો અને "એ વગરે બીજા દશતુર તથા મોબેદ જે કોઇ તે વખત ઉપર પંચાત મધે બેશનારા હતા તેહનાંની પાશે જે કોઇ ફરીઆદ જતુ હતુ તેહવારે તેહનાં દાવાદારને બોલાવીને તથા તેહનાં શાહેદ ગવાહી બેહુ તરફનાં લેઇને જે કાંઇ તે શાહેબ લોકોની નજરમાં ઠરતું હતું તે પરમાણે હોકંમ ફરમાંવતા હતા તે પરમાણે દાદી તથા ફરીઆદી તે શરવે અનજુમન કબુલ રાખતા હતા અને કોઇ તેહનાંનું ફરમાવેલું મનજુર નહી રાખે તેહવારે તે શાહેબોની નજરમો ઠરતુ હતું તે પરમાણે તે ધણીને શજા દેતા હતા તેની વીગત[1]:

---

(૧) શેઠ ખ. ર. કામાએ ૧૮૬૦ માં એ રેગ્યુલેશનની પ્રગટ કરેલી આવૃતી, પા. ૩૫-૩૬,

કોઇને ઘેરનો મોબેદ બંદ કરતા હતા તથા કોઇને અંનજુમનથી દુર કરતા હતા તથા અગીઆરીમાં પેશવાનું બંદ કરતા હતા તથા તેહને ઘેર નશાશાલારને જાવાનો બંદ કરતા હતા તથા દોખમાંમાં નાંખવાનો હોકમ આપતાના નહી તથા કોઇ મરદની ઘણી તકશીર પડે તેહવારે તેહને શરમીનદો થવાને વાશને જુતીઓ મરાવતા હતા તથા કોઇ ઓરત બદફેલી કરે તેહવારે તેહને માંથેનાં નીમારા[1] કડાવી નાખતા હતા તથા તેહને નશાખાંના આગળ ધરમની જગો છે તાંહાં રાખતા હતા. કોઈ ઓરતનાં મરદ પાશેથી ખાધાંનુ કપડાં વગરે બીજા ખરચનુ જેવી જેહની તકશીર તે પરમાણે અપાવતા હતા અને કોઇની તકશીર માંફ કરતા હતા તેહવારે તેહને નોહોન નવરાવીને રોટીનાં[2]

---

(૧) નીમારા એટલે બાલ. હીંદુસ્તાનમાં રાજા આસોકના વખતમાં એક સજા તકસીરવાર સ્ત્રીના બાલ કાપી નાખવાની હતી. તે બાબે બોલતાં મી૦ વી. સ્મીથ કહે છે કે તે અમલી મામાનીઅન રીત હતી. (Smith's Early History of India, 2nd ed of 1908, p. 198 n. 3). પેહેલવી વીરાફનામા (બા. ૪૭) માં માથું અને દાહાડી બોડાવી નાખવી, એ સજાની એક રીત ગણાઇ છે.

(૨) નેઆનબાર ગેલેલાઓ પાસે રોટી અને પટકાનાં પૈસા લેવાની બાબદ અત્રેનાં હીંદુસ્તાંનનાં કોઇ રેવાજ ઉપરથી દાખલ થયલી દીસે છે. મે ૧૯૨૧ નાં Indian Antiquary (પા. ૧૫૩) માં શીવાજીની રાજ્ય હકુમતની રીત (Administration of Shivaji) નામનાં વીશયમાં આપણે નીચે પ્રમાણે વાંચએ છીએ.

"When a Prayschitta is prescribed, or a man is to be (re) admitted into his caste, orders to the Joshis and letters to the Upadhyayas and Brahmans or Shudras, or to anybody else, should be written by the Chitnis. Harki and Shela should be taken by the Government for the Prayschitta, the Fadnis should make an entry that so much has been realised (specifying the sum). All letters, if the transaction is to be made without any stipulation about money, should be the Chitnis's business; the Fadnis will have nothing to do with them. If parties after quarelling with each other, come for decision to the court, all letters according to the decision (of the court) about the Harki to be paid by the winning and Gunhegari to be paid by the losing party should be written by the Chitnis. The total of Harki and Gunhegari alone should be stated by the Fadnis. Letters about contribution, fines, Harkis and incomes (arising from) adultery cases should be written by the Chitnis."

એ ફકરામાં નેઆતબાર મેલેલાઓ પાસે જે હરકી અને ગુનેહગારી લેવાની બાબદ છે, તે આપણાં રેવાજની 'રોટી'ની યાદ આપે છે. એ હરકી શબ્દ સંસ્કૃત (हर्ष) હર્ષ ઉપરથી નીકલ્યો છે અને તેનો અર્થ Molesworth પોતાની મરાઠી દીકશનરીમાં નીચે પ્રમાણે જણાવે છે :

"Money paid to the court in token of his gratification by the successful suitor or litigant. Money given away generally in reward of any grateful service......... or occurrance of joy-exciting matter,"

રૂ રા ધરમ ખાતે અપાવતા હતા. હેવી રીતે શજા દેતા હતા તે શરવે હાદી તથા ફરીઆદી તે શરવે અંનજુમન કબુલ કરતા હતા."

૪ વગર સબબે પંચાતના હોકમ વગર જીવતી બાયડી પર બીજી બાયડી કરવી,

( ક ) જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરવા બાબે પેહલા ચોપડામાં સમસ્ત અનજુમનની તા. ૧૯ ફેબરવારી ૧૮૧૧ ને દીને શેઠ દાદાભાઇ નશરવાનજીનાં આદરીઆનમાં મલેલી સભાની હકીકતમાં નીચલી બાબત મલે છે:

શેઠ અરદેશરજીના ચાકરની મોહોરદાર તથા તેની બહેન તથા છોકરી વિગેરે સગાંઓએ સુરતથી આવીને પંચાએતની આગલ ફરીઆદ કીધી કે એક પારસી મંચેર સુરતમાં બીજું ઘેર કરે છે. તેથી અત્રેની પંચાએતે અનજુમન મલીને એક કાગજ સુરતની પંચાએત ઉપર અને મોદીજી ઉપર આપવો. "પનચાતે એમ થેરાવ થેરવેઓ છે જે અનજુમનનાં શરદાર છે તે કાગજ શ્રી શુરત મોદીજી ઉપર લખે ને વળી બીજા કાગજ શ્રી ભરૂચ તા. શ્રી નોશારી તા. વડશાલ[1] તા. ગણદેવી તા. ઉડવાડે તા. બીજાં થેકાણા જાંહાં પારશીની હમજાત છે તે થેકાણો શરવે વીગતથી લખે જે એ પારશી બીજી ઓરત કરે નઇ કાંએ જે પનચાતના હોકમ વીગર તા. તે ઓરતની તકસીરનો અનશાફ કરવા વીગર તે બીજી ઓરત કરે નઇ." [2]

(ખ) ૨૦ મી ડીસેમબર ૧૭૯૨[3] ના દીને સમસ્ત અનજુમનની સભા બનાજીનાં આંદરીઆનમાં મલી હતી, તેમાં નીચલી બાબત હતી: એક પારસી, જે જનરલ મેકલાઉડનો ચાકર, તે પોતાની બરખુદીથી નવી ઓરત તા. ૧૮ મી ડીસેમબરને દીને પેલાડ જઇને કરી આવ્યો હતો. તે માટે લખે છે કે તે પોતાની પહેલી ઓરતને મુકી દઇને "શમશત અનજુમનની રજા વીગર પોતાની આપખુદીથી નવી ઓરત કરી આવેઓ," હતો. તે ધણીને તેડાવી પુછતાં માલમ પડયું જે એક મોબેદ નામે નોશરવાંન તેમુલ એખલો જઇને દાનાં પાડી આવ્યો તથા "નોણા[4] જે આપણી દીન પરમાણા ગટારત માફક કાંઈ થાઉ નઇ." અનજુમને ઠેઠવ્યું કે "એ નવી ઓરત

---

( ૧ ) વલસાડ. ( ૨ ) ચો. ૧, બા. ૧૪.

( ૩ ) ચો. ૧, બા, ૭. ( ૪ ) નાહાન.

કરી લાવેઓ છે તે દીન તા. આપણા ધરમ પરમાણા નઇ કરી લાવેઓ " ને તા. ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ ના ઠેડાવથી [1] ઉલતો ચાલ્યો તેથી "તે ઓરતનું કાજ ભાજે ને તે ઓરત પોતાને ગર જાઇ બેશે ને હવે પછે એ ઓરત તા. એ મરદ શાથે લેવાં દેવાં નઇ........ એ પારસી...તા. એ નવી ઓરત જેનું કાજ ભાજેઉ તે બેઉ જણાં નોણા આવતી કાલ દીને નાંએ તા. બીજી ઓરત એની શાથે પેલાડ ગઇઓ હતી તેને પણ નોણા નવડાવે ........તથા જે નવી ઓરતનું કાજ ભાજેઉ તેનાં હાતનાં ચીતર આજના આજ પનચાતનાં આદમી જાઇને ભાંજે. " [2]

૫. સરકારી અમલદારો તરફથી ચુકાદા માટે રજુ થતી સંસારી બાબદો.

કોઇક સંસારી બાબદોના ચુકાદા પારસી પંચાએત કરતી હતી ત્યારે તેનાં સંબંધમાં કોઈ વખત એક યા બીજી બાજુવાળાઓ સરકારી અમલદાર હજુર જતા હતા અને પોતાનો મુકદમો રજુ કરતા હતા. કોઇ વખતે એવી બાબદો પંચાએત હજુર આવ્યા વગર પાધરી સરકારી અમલદારો હજુર રજુ થતી. આવા બન્ને વખતે સરકાર તરફથી પંચાએત હજુર એવી બાબદો આવતી. તેનાં કોઇક દાખલા નીચે પ્રમાણે છે :

(ક) તા૦ ૧ લી ફેબરવારી ૧૭૯૨, સંવંત ૧૮૪૮ નાં ફાગણ શુદ ૭ વાર ગરેઉને દીને પંચાએતના ચોગલાઓ હજુર એક જાણીતા કુટુંબના પારસી, જેવણને પંચાએતે બીજી બાયડી કરવાની આગલ રજા આપી હતી, તેવણની બાબત સરકાર તરફથી આવી હતી. [3] એ બાબેના કામકાજની નોંધમાં લખે છે કે: "પનચાતનો બંદોબશત કરો હતો તે પરમાણાં પારશી ખુરશેદજી માણ-કજી પાશેથી લખીઉ લેઇને રજા આપી છે ને વલી તે કરતાં પોતાની મોહોરદાર ઓરતને ગરમાં રાખી છે પણ જો કદાશને તે પોતાની મોહોરદાર ઓરત શાથે

---

(૧) એ ઠેરાવ માટે જુઓ આ બાબ. બાબત ૨.

(૨) એ નોંધ ઉપર ૩૫) સહી થયલી છે. એ સહીઓની હેઠે પહેલી સહી કરનાર દા. (દાવર) ફરાંમજી નાનાભાઇએ પાછી નીચે પ્રમાણે નોંધ લઇ સહી કીધી છે: "**શમત પંચાતની** વા શરવે આલંમને પુછીને શહી કરી છે, ફરાંમજી નાંનાંભાઇ"

એ નોંધ ઉપરથી દીસે છે ક તે વખતે પારસી ફરાંમજી નાનાભાઇ (દાવર) આગેવાન કારોબાર કરતા હતા.

(૩) ચો. ૧. બા. ૪.

ફરીથી બેબનાવ થાએ તો પછે તે ધણી પાશથી લખેઉ લીધું છે તે પરમાંણુ પોતાની મોહોરદારને આપે શઇ એ બાબતનું લખેઉ કરૂ છે તે પારશી ફરામજી નાનાભાઇ પાશે રાખેઉ છે પણ એ રજા આપેઆ પછે પારશી બરજોરજી દાદાભાઇ દારૂખાનાવાલા એ પીટીશણ [1] મીં○ દાનીએલ કરાફટ [2] ઉપર કરેઉ હતું જે પારશીની પનચાત મલીને એ ખરશદજી નવું બઇરૂં કરે છે તે તપાશે કાંએ જે પનચાતના શરેશતા તા. રાહા મુજબ કરતા નથી." એ સબએ આ બાબદ ઉપલા અમલદાર તરફથી પારસી પંચાએત હજુર આવવાથી ઉપલી તારીખે "ફરીથી દાવર તથા પારશીનાં ચોગલા પારશી શોરાબજી મનચેરજીની વખારમાં બેઠા હતા તોહાં ફરીથી તપાશઉ તેથી જે કાંઇ આગલ એ બાબત રજા આપી હતી તે શઇ રાખી છે ને તે પરમાણુ મીં○ દાનીએલ કરાફતને રપોત તા○ ૨ ફબરીને [3] દીને આપો છે તેની નકલ તા. અશલ પીતીશાણ પારશી ફરામજી નાનાભાઇ પાશે છે." [4] ( ચો. ૧ બા. ૪. )

( ખ ) સરકારી અમલદાર મીં○ વીલીઅમ લુઇસ તરફથી ચુકાદા માટે આવેલી એક સંસારી બાબદ આવી હતી : "શ. ૧૮૪૮ ના કારતગ શુદી ૧૪ રવેઉ તા. ૨૮ અકતોબર શ. ૧૭૯૨ [5] અગરેજી એ દીને પનચાત શ્રી મોબાઇની અનજુમન વાડીઆ નવરોજજી નોશરવાનજીના ગરમાં મલી ને પારશી કાવશજી

---

(૧) Petition. ( ) Daniel Crawford. ( ૩ ) ફેબરવારીને.

( ૪ ) આ ખરશેદજી માણેકજી તે જાણીતા ખરશેદજી માણેકજી શરાફ છે; જેવણ ૨૬ વર્ષ પછી જ્યારે ૪ થી માર્ચ ૧૮૧૮ ને દીને અનજુમને ૧૨ ) મેમબરો નેમ્યા ત્યારે તેઓમાનાં એક નેમાયા હતા. એવણ ડયુક આફ વેલીંગટનના લશકરને ખોરાક પોંહચાડનાર કંત્રાકતર હતા. એવણના સરકાર સાથના મતફેર માટે જુઓ. Book of Bombay by Douglas (1883) p. 280. જુઓ Bombay in the days of George IV. Memoirs of Sir Edward West by F. D. Drewitt. (1907) pp. 59-61. એવણને પંચાએતે બીજી બાઇડી કરવાની રજા, ખબર કાઢતા પ્રમાણે, આ સબબે આપી હતી કે, પહેલી બાઇડીને પેટે એવણને કંઇ છોકરાં થયાં ન હતાં. એવણનાં પહેલા ધણીઆણી પણ બીજી બાઇડી સાથે ઘરમાં સુલેહ સંપજથી રહયાં હતાં. એવણને બીજી બાઇડીને પેટે પાંચ ફરજંદો થયાં હતાં—૪ ) બેટા અને એક બેટી. એ સઘલાંની બરદાસ્ત એવણનાં પહેલાં ધણીઆણી પોતાનાં જાની ફરજંદો હોય તેમ કરતાં હતાં. આ સબબે એ બચ્ચાંઓ એવણનેજ જાણે પોતાનાં ખરાં માતાજી ગણી ઉછર્યાં હતા.

( ૫ ) ચો. ૧. બા. ૬.

લીમજી શુબેદારનું પીતીશાઉ તા૰ ૨૫ અકતોબરનું મી. વીલ'મ લુઇશ ઉપરનુ કરેઉં હતું તે પીતીશાઉ શી પનચાત ઊપર મી. વીલ'મ લુઇશે લખી આપેઉં." પંચાએતે તપાસ કરી એ કાવજી લીમજી સુબેદારને પોતાના છોકરા લીમજીને બીજું ઘેર કરવાની રજા આપી. પણુ એવી શરતે કે પહેલી ઓરતને પોતાના ઘરમાં રાખેઃ ત્યાં તે ઓરતને નહી બને તો તે ઓરતને ગુજરાનનુ લવાજમ આપે વીગેરે. એ ઉપર ૧૯ જણાઓની સહી છે.

(ગ) ગવરનર રોબર્ટ એબરક્રોમ્બી તરફથી એક પારસીની આવેલી અરજી. તા૰ ૧૨ જુન ૧૭૯૩.

તા૰ ૧૨ મી જુન ૧૭૯૩ ને દીને ગવરનર રોબર્ટ એબરક્રોમબી ( Robert Abercromby ) ફરાંમજી કુંવરજી નામના એક પારસીનો મુકદમો પંચાએત ઉપર મોકલે છે. ચોપડામાં એ પત્રની જે નકલ ઉતારી છે, તે ઘણી અસુધ ઉતારેલી છે. તેમાં આપવા મુજબ તે નકલ નીચે પ્રમાણે છેઃ—

---

(૧) ચો. પ. બા. ૭૫ પા. ૭૬.

"The Petition of Framjee Cooverjee Parsee referred to the Parsee Punchatt or general assembly by the then Governar Robert Abircomby dated the 12th Jun 1793 as follows.

To The Punchat or general assembly of Parsees for the settling of private disputes and the internal management of the Parsee caste viz.

**PARSEE.**

Jamsetjee Booganody, Dadabhoy Nesservanjee,
Framjee Nanabhoy, Hirjee Jevanjee, and
Framjee Manackjee Sorabjee Muncherjee.

**ANDEAROOS.**

Shpoorjee Bomanjee, Dorabjee Framjee,
Dastur Cawasjee Rustamjee, Cawasjee Buchajee,
Sorabjee Nanabhoy Sett, Dorabjee Furdunjee.

You ar hereby directed to assembly for the purpose of inquiring into the merits of the Petition of Framjee Cooverjee Parsee now delivered to you sending for such Witnesses and Proos as may be necessary for your guidance therein and having fully and cleary investigated the dispute subsisting between him and the Parsee Caste without fawour or affection to either Party you will report to me your sentiments thereon in writting. Bombay the 12th of Jun 1793.

Signed. Robt—ABIRCROMBY.

(ઘ) તા. ૧૨ મી જુલાઇ ૧૭૯૩, ૧૮૪૯ ના વરખે આખાડ શુદ ૫ શુકરને દીને સમસ્ત પંચાએત બનાજી લીમજીના આદરયાન મધે મલ્યા હતા. ત્યાં બાબદ નીચલી હતી :—

પારસી ફ્રામજી કુવરજીએ જંદરાલ (General) સાહેબને તા. ૧૨ જુનને દીને એક પીટીશન કર્યું હતું. તે ઉપર તા. ૧૨ મી જુનને "જંદરાલ સાહેબનો હોકમ" તથા કમીટીનો રીપોર્ટ તથા "કોશલ (કાઉનશીલ) ની મીનીટ" પંચાત ઉપર આવ્યાં હતાં તે સર્વે કુલ અનજુમન આગળ વાંચવામાં આવ્યાં તથા બેઉ તરફની સાહેદ તથા ગવાહી લીધી ને નીચલો ઠેડાવ કરવામાં આવ્યો :—

(ક) ફરીઆદ કરનાર ફ્રામજી કુવરજીએ પીટીશનમાં લખ્યું છે જે પેસતનજી બમનજી (વાડીઆએ) એખલાએ એને નાતબહાર કાઢયો તે ખોટું છે. "હુમો કુલ અનજુમનના કઆથી તા. કુલ પનચાતના થેરવેઆથી કીધું છે. પેશતનજીએ એખલાએ કશુ કરેઉ નથી ને પેશતનજીને વાશતે લખેઉ છે તે એ બાબમાં શરવે ખોટુ તા. રદ છે થઇ ".[1]

(ખ) એ ધણી પારસી ફ્રામજીની દારૂની દુકાન હતી તે બાએ પેસતનજી બમનજીએ લોકોને કહેવાડયું "જે કોઇ એનો દારૂ વેચાતો લીએ નઇ" તે માટે પણ એ ધણીએ ફર્યાદ કીધી હતી કે પેસતનજીએ તેને "નુખશાણ"[2] કર્યું તે બાબે પણ જણાવ્યું કે કુલ અનજુમનના તથા કુલ પંચાતના હોકમથી કર્યું છે, "કાંએ જે જે ધણી નાએતબારો થાએઓ તેને હાતનું કશું પારશી લોકોને ખપે નઇ તેથી એ હોકમ મોકલેઓ છે તે કુલ પનચાતનાં હોકમથી તા. પનચાતમાં માણુશ શાથે કેવડાવેઉ છે એ બાબમાં પેશતનજીનો એખલાનો હોકમ નથી"

(ગ) એ ફ્રામજીએ પીટીશનમાં લખ્યું છે જે "આટલા આદમીએ બીજી ઓરત કરી છે ને હમારાં કામમાં પનચાત શાને અરખત કરે છે" તેનો જવાબ જણાવ્યો જે એ લીસ્ટમાં જણાવેલા લોકોની બાબદ કુલ અનજુમને તપાસી હતી અને તેઓને માલમ પડયું જે તે ધણીઓએ "બેએ બઇએર કરી છે તે કારણુશર કરી છે ને વળી તે કારણુશર કરવાને વખતે કુલ અનજુમન પાશેથી રજા માગતા

(૧) ચો. ૧. બા. ૮. (૨) નુકસાન.

હતા ને વળી તે વાર પછે હમોએ શ. ૧૮૪૭ નાં માંહાં વદી ૧ શનેઉ તા૦ ૧૯ ફેબરીવારી ૧૭૯૧ ની તેરીખે લખેઉ કરે છે તે પરમાંણુ તા૦ લખેઆ પરમાણા એ પારશી ચાલેઆ નઇ ને કુલ અનજુમનની રજા લેઈને એ કામ કરેઉ નઇ ને પોતાની આપખુદી તા. બરજાતીથી કરેઉ છે એ રીતે એ ધણી પારશી ફરામજી કુવરજી કેહે છે તે વાર એ લખેઆ પરમાણા કરેઉ નથી તેથી એ પારશીને હમોએ નાંએતબારો કુલ અનજુમને કાડેઓ છે."

આ અગતની બાબદ હતી જે General in Council તરફથી આવી હતી તેથી એની ઉપર અનજુમનની સભામાં મળેલા આશરે ૨૫૦ પુરૂષોએ પોતાના દસ્તખતે સહી કીધી છે.

## બાબ ૬ નો વધારો.

### (ક) પાલકની બાબદમાં ઇ. સ. ૧૬૭૬ નો નૌસારીનો દસ્તાવેજ [1].

"શ્રી અનજુમન કશામે નોશારીનાં પંથક તથા પંખેદીનાં શમશાત અંધેઆરૂ તથા શમશાત બેહેદીન જત આજ દનથી શરવ અંનગુમન બેશીને લખીરૂ કીધુ એટલા વાશતે જે પાલકનો હક પાલકને પોહોચતો નથી જે કોઇ કોઇનો પાલક થાએ છે તેહનો વારશ બેતી તથા બેહેન તથા ભાઇ તથા પીતરાઇ વારશ થાઇને દાવો કરી પાલકનો હક લીએ છે તેથી પાલકની બંદી કરવા માટે આજ દનથી કરાર કીધો જે જે જેહેનો પાલક થાએ તે તેહેની મીકલત લીએ તે ઉપર કોઇ વારશ થાઇને દાવો કરીને હક લેવા માગે તે શ્રી અંનજુમનનો ગોહોનેગાર તથા પોતાનાં ધરમનો ગોનાહાગાર તથા જેહેને પાલક કરી લીએ તેહેની જે મરદને બેટો નહી હોય તે મરદ પોતે જવતા પોતાનુ મનમાંને તેહેને પાલક કરી લીએ તે રવા અને તે મરદે જીવતાં પાલક કરી નહી લીધો હોએ તે મરદ ગુજરેઆ પછી તેહેની ધણીઆંની પાલક કરી લીએ તે રવા નહી તે મરદ ગુજરેઆ પછી તેહના કુતંબ અતલક જેહેનો ગને તેહેનો પાલક શ્રી અંનગુમનની હજુર પાલક કરી લીએ તે કબુલ અને પાલક થાએ તથા પાલક કરી લીએ તે શ્રી અંનજુમનની મજલેશ હજુર કરી લીએ તે પાલક કબુલ. કદાચ બાહેર ચોરી કરી અંનગુમનની શહલા બગર પાલક થાએ તથા પાલક કરી લીએ તે નાં રવા. પાલક ન રવા આજ દનથી. શરવ અનગુમન એતફાક થાઇને લખીઉ

---

(૧) અસલ દસ્તાવેજની અસલ ગુજરાતી ભાષાને નકલ કરનારે પોતાના વખતની ચાલતી ગુજરાતીનું કાંઈક રૂપ આ દસ્તાવેજમાં આપેલું હોય એમ દીસે છે. નૌશારીની મે. રા. લાઈબ્રેરીની એરવડ જામાસજીની ચોપડી, વો. ૧ પા. ૪૦.

કીધુ જે આજ દનથી જે કોઇ પાલકનો હક ભાંજે તેહેને શરવ અનજુમંન મલી શજા કરાવે. બીજુ જે મરદ બેચારશ ગુજરેઓ હોએ તેહેની ધનીઆંની પાલક કરી લીએ તે પોતાનાં મરદની વંગશનો અનલગ ગને તે શ્રી અંનજુમનની હજુર પાલક કરી લીએ. એ કરાર આજ દનથી કીધો. આજ લગે જે પાલક થાએઆ તે રવા રાખીઉ. આજથી જે અંમલ કરે તે લખેઆ માફક કરે તથા જે કોઇ કોઇનો પાલક થાએ તે તેહેની માલ મીલકતનો ધની. તેહેનું દેવું હોએ તે આપે લેનુ હોએ તે લીએ. તેહેને મુંવાં જીવતાંનું જેવો ગને તેવો ખશમાંનો[1] કરે તથા જેકેનો પાલક થાએઓ હોએ તે મરદની ધનીઆંની જાંહાં લગે જીવે તાંહાં લગે ગરમાં રેહે. શંવત ૧૭૩૨ વરખે રોજ શી આવાં માહ આવાંને દને બેશી લખીઉ કીધુ છે. એ લખેઆથી ફરે તથા અંનજુમનનાં કહેઆમાં નહી રેહે તે શ્રી દેવાંનમાં ગુનેરગારી રૂપૈઆ ૧૦૧ ભરે અંકે એકશો એક ભરે એ લખીઉ શરવ એતફાક થાઇ કીધુ તે શહી.''

અતર મતુ

૧ શોહોરાબ બેહેરાંમજી મતુએ લખીઉ પાલીએ પલાવીએ શઇ.
૧ બરજોર કાંમદીન મતુ.
૧ લી. આ. માંનેક પેશીતંન મતુ.
૧ શોહોરાબ રાંનજી મતુ.
૧ આ. કેરશારપ મેહેરજીએ લખીઉ પાલીએ પલાવીએ.
૧ આ. દારાબ જમશેદ એ લખીઉ પાલીએ.
૧ લી. હોશંગ વીકજી મતુ.
૧ લી. આ. અદરવાંન એજદીઆરજી મતુ.
૧ લી. શોહોરાબ ફરેદુન મતુ.
૧ આ. કેરશારપ શાપુર મતુ તથા બીજા આશરે ૮૫ પુરૂષોની સહી છે.

## ( ખ ) અંકલેશર અને ભરૂચની અનજુમનોનો બંદોબસ્ત ઈ. ૧૭૦૩.

તા. ૧૪ મી જુન ૧૭૦૩. રોજ ૨૬ માહ ૮ ૧૦૭૨ ય. જ. ને આસરે પાલક બાબે સુમાલી ગામ મધે જે સવાલ બરપા થયો હતો તે સવાલની હકીકત પાલકની બાબદ માટે કાંઇક વાકેફી આપે છે. તે વખતે ગોડાવરા પંથકનું વડું મથક અંકલેશર હતું, માટે સુમાલીનાં ગોડાવરા મોબેદોએ અંકલેસરની અનજુમન ઉપર કાગજ લખી પુછાવ્યું હતું (પા. પ્ર. I પા. ૮૪૮) કે પરાયા પંથકનાં ધણીને પાલક કરી લેવાય કે નહી. અંકલેસરવાળા મોબેદોએ જવાબ આપ્યો કે "પરાયા પંથકનો બેટો પાલક થાય નહી, પોતાના પીતરાઇનો

(૧) ખશમાનો શબ્દ માટે જુઓ આ બાબની એક આગલી નોંધ, પા. ૧૪૬. અહીં આ શબ્દ "સાધારણ ખર્ચ" ને અર્થે વપડાયલો દીસે છે.

બેટો જાં સુધી હોય તાં સુધી બીજા કોઇનો બેટો લેવો નહી, એવો આપણાં વડવાઓનો સાત પેહડીનો કોલ છે."

એજ બાબદમાં સુંવાલીવાળાઓએ ભરૂચની અનજુમનને પુછાવ્યું હતું તેનો જવાબ ત્યાંની અનજુમને ૨૦ મી આગસ્ત ૧૭૦૩ ને દીને મોકલ્યો હતો તેમાં લખ્યું હતું કે "દીન માજદીઅશની મધે એમ છે જે પેહલાં બાપની તરફથી બેટો લીએ અને એમ પણ ન હોય તો માની તરફથી લીએ, અને એબી ન હોય તો વાતના જનારનો લીએ." (પા. પ્ર. I. ૮૪૮. નો. ૪).

### ( ગ ) સુરતની અનજુમને સુમાલી અનજુમનપર લખેલો કાગજ.

તા. ૧૪ મી ઓગસ્ત ૧૭૦૬ ને આસરે એવોજ કોઇ સવાલ સુંમાલી ખાતે બરપા થવાથી ત્યાંનાં મોબેદોની ઉપર સુરતની સમસ્ત મોબેદ અનજુમન કાગલ લખે છે[1] તેમાં જણાવે છે કે "કોઇ ખેશી નજદીક હોય, પોતાના બાપદાદાની પંખમાં હોય તેને તમો આગલ રહી ધરમ પુત્ર પુલગુજાર કરાવી અપાવજો. અજબ છે જે રવાન ગુજરયાને દંન ઘણા થયા ને તમોએ તેનું ઊથેણું બેટા વનાં અનઘટેયું કરેઊ."

### ( ઘ ) ભરૂચની અનજુમનનો બંદોબસ્ત.

તા૦ ૧ લી ઓગસત ૧૭૧૬ ને દીને આ પાલકની બાબદમાં ઉપલે દીને ભરૂચ મધે સમસત મોબેદોની અનજુમન મલી હતી. તેણે કેટલાક બંદોબસ્ત કીધા તેમાં એક બંદોબસ્ત આ હતો કે "કોઇબી અહીંના મોબેદે પરદેશી મોબેદના દીકરાને પાલક કરી લેવો નહી, અગર કરવો પડે તો પોતાનાં પંથક ભરૂચના મોબેદનો દીકરો કરી લેવો. જે એથી ઉલટો ચાલી કરે તેને તીઆં મોત જીવને અમો નહી. પરદેશી મોબેદ ભરૂચમાં કસી વાતે હરકત કરે તથા આફરમાંન, છાંઠો ( સતુમ ) કરે તેને હમો મલતા નહી. બીજું હમકાર પર કસી હધડી આવી પડે તેવારે સર્વે તેમાં શામેલ થાવ."[2]

---

( ૧ ) પા. પ્ર. I. પા. ૮૪૮. નો. ૪.) ( ૨ ) પા. પ્ર. I. પા. ૮૪૯.



# બાબ ૭ મો.

## તા. ૪ થી માર્ચ ૧૮૧૮ થી તે તા. ૨૮ મી નવેમબર ૧૮૨૩ સુધી.

આ અરસો પારસી પંચાએતની કોઇક નવી ચપળતાનો અરસો હતો. તા. ૪ થી માર્ચ ૧૮૧૮, સંવંત ૧૮૭૪ ના માહા વદ ૧૨ બુધ રોજ ૧ લો હોરમજદ માહા ૬ શહેરેવર ૧૧૮૭ ય. ઝ. ને દીને દાદીભાઇ નશરવાનજીનાં આદરીઆંનમાં સમસ્ત પારસીની અનજુમનની એક અગતની સભા મલી હતી અને તેમાં કેટલાક અગતના ઠેડાવો કરવામાં આવ્યા હતા.[1] આ ઠરાવો નીચલા સબબો સર અગત ધરાવે છે: (ક) પેહેલું તો સંસારી મુકદમાઓના ફેસલાઓ કાજે પંચાએતના સભાસદો કેમ કામ લેતા હતા તેનો એ ઠેડાવો ખ્યાલ આપે છે. (ખ) બીજું, આ અરસાની આગલના અરસામાં લોકો અનજુમનના બંદોબસ્તોથી ઉલટા ચાલવા લાગ્યા હતા, તેના સબબો જણાવે છે. (ગ) વળી જીવતી બાયડી પર બીજી બાઈડી કરવા વીશેના આગલા બંદોબસ્તો તાજા કરી તેમાં ઉમેરો કરે છે. આ સબબોએ અનજુમનની તથા પંચાએતની સત્તા જે જરા સુસ્ત થવા લાગી હતી તે આ અરસામાં પાછી સજીવન થઇ, તે હવે પછીની તવારીખ પરથી આપણે જોઇશું.

૧ અનજુમને નવી પંચાએત નેમવી. ૪ માર્ચ ૧૮૧૮

ઉપલી સભામાં અનજુમને પહેલ વહેલે પોતાનું નવું બંધારણ કર્યું, એટલે કે તેઓએ ૧૮ નવા અધીકારીઓ નેમ્યા. એ બાબે આ સભામાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો: "આજ લાંબી મુદત થાઇ આપણી કોમને લગતા બંદોબસ્તો તથા ઘેરગતુ કજીયાઓનો ચુકાદો પંચાતથી થતો આવ્યો છે, તથા ઘણાં વર્ષો ઉપર આપણી પંચાતમાંથી બાર જણાને ચુંટી કાઢી, તેમને સરકાર

---

(૧) પા. પ્ર I ૧૩.-૩૭. આ ઠેડાવનો અંગ્રેજી તરજુમો માણેકજી ખરશેદજીએ પોતાનાં "Q in the Corner" નામનાં Bombay Times જેવા બીજા પત્રમાં આપ્યો છે. જુઓ "The Parsee Panchayet" એવે નામે ૧૮૬૦ માં પ્રગટ થયલો એ પત્રોનો સંગ્રહ. પા. ૨ થી ૭. જુઓ બોલાશીએ પંચાયત, પા. ૨૫૫ થી ૨૫૮.

તરફથી પંચાતના અધિકારીઓ તરીકે મુકરર કરવામાં આવ્યા હતા. તેઓમાંથી હરકોઇ બે જણા આપણી કોમને લગતા ટંટાઓ સાંભલી તેનો નીવેડો લાવતા હતા. તેઓનાં મરણ પછી તેઓનાં ફરજંદો આએ પ્રમાણે ચલાવતા હતા. પણ તેઓમાંનાબી ઘણાંઓ મરણ પામવાથી તથા આપણા લોકોની વસ્તી અતરે વધવાથી ઘણાઓ પંચાતના આગલા બંદોબસ્તોથી ઉલટા ચાલે છે. તેટલા માટે આજ રોજે અતરે શમશાત અંજુમન મલી ઠેહરાવ્યું છે કે બાર બેહદીનો તથા છ મોબેદો મલી ૧૮ જણની એક પંચાત હવેથી આપણી કોમને લગતા ઘેરગતુ કજીયાઓ સાંભલવા તથા તેમનો નીવેડો લાવવાને માટે મુકરર કરવી. તે મૂજબ નીચલા ૧૮ ગ્રહસ્થોને પંચાતના અધિકારીઓ તરીકે નેમ્યા છે.

## બેહદીનો.

"દાવર ફરાંમજી નાનાભાઈ
વાડીઆ જમશેદજી બહમનજી
વાડીઆ હોરમજજી બહમનજી
શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ
શેઠ ધનજીભાઈ શોરાબજી રેડીમની
શેઠ ફરામજી કાવશજી બનાજી
મોદી શોરાબજી વાછાગાંધી
શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોર
શેઠ દાદાભાઇ કાવશજી શાહેર
શેઠ ખરશેદજી માણેકજી સરાફ
શેઠ પેશતનજી ભીખાજી પાંડે
શેઠ નવરોજજી મેહરજી

## મોબેદો.

દસ્તૂર ખરશેદજી જમશેદજી જામાસ્પઆશાના
દસ્તૂર મુલ્લાંફીરોજજી કાઉશજી
આ. મેહરવાંનજી નવરોજજી શેઠના
આ. રૂસતમજી શાપુરજી શેઠના
પંથકી દોરાબજી ફરાંમજી
આ. હોરમજજી દોરાબજી લશકરી

"એઓ પંચાતને લગતું કાંઈબી કામકાજ હશે તે સાથે એકઠા મલીને કરશે. પણ કાંઇ નજીવી બાબદના ટંટાઓ હોય તે ચુકવવાને ઢીલ ન થાય માટે જેમ આગલ શેઠ જમશેદજી બહમનજી વાડીઆ, તથા શેઠ ફરામજી નાનાભાઇ દાવર ચુકવતા હતા તેમ તેઓ ચુકવે. પણ જ્યારે જરૂર પડે ત્યારે પોતાની સાથે બીજા બે ચાર અધિકારીઓને શામેલ કરે.[1]"

૨. કોઈક સંસારી બાબદના ઠરાવો. ૪ થી માર્ચ ૧૮૧૮. જીવતી બાઇડી પર બીજી બાઇડી નહી કરવી.

તા. ૪ થી માર્ચ ૧૮૧૮ ની ઉપર જણાવેલી સભા, જેમાં ૧૮ સભાસદોની નવી પંચાએત મુકરર કરી હતી, તેમાં કેટલીક સંસારી બાબદોના પણ ઠરાવો થયા હતા. એ ઠરાવોમાં એક ઠરાવ આ હતો કે "આજથી કોઇ ધણીએ પોતાની જીવતી ઓરત છતાં બીજી ઓરત કરવી નહિ. અગર કાંઈ કારણથી બીજી કરવાની ફરજ પડે તો તેણે પોતાનો હેવાલ પંચાત પર લખી મોકલવો. તેઓ તે ઉપર વિચાર કરી તેમને ઘટતું લાગશે તો પરવાંનગી આપશે. પણ તેમ કર્યા આગમજ તે પેહલી ઓરતની ખોરાકી પોશાકી તથા તેણીનાં મોત ખરચનો બંદોબસ્ત તે ધણી પાસે પંચાત કરાવી લેશે. અગર કોઇ ધણી પંચાતની રજા લીધા વીના બાયડી ઉપર બાયડી કરશે તેને, તેમજ જે ધણી તેને પોતાની

---

(૧) પા. પ્ર. I પા ૧૩૬-૩૭. પા. પ્ર. પોતાની એ બાબેની ખબરના આધારમાં લખે છે કે "આ ધર્મખાતાંની નોંધ મુંબઇની આગલી પારસી પંચાતના કારોબારની એક અસલ ચોપડી જે હાલમાં શેઠ માણેકજી ખરશેદજી સનાફ પાસે મોજુદ છે તેમાં છાપેલી છે". એ નોંધની હકીકત માટે જુઓ બોલાશેએ પંચાત પા. ૨૫૫-૫૮. ત્યાં લખે છે કે "પંનચાતની ચોપડી પાંને ૧૫) મધે લખે છે જે—'શવંત ૧૮૭૪ નાં માંહા વદ ૧૨ ને વાર બુધે તારીખ ૪ થા મારચ શને ૧૮૧૮ ને દંને શેઠ દાદીભાઇ નશરવાંનજીનાં આદરીઆંન મધે અંનજુમંન મલીને પંનચાતનાં મેંમબરો જંણુ ૧૮) ઠરાવેઆ છે તે મધે પારશી જંણુ ૧૨) તથા અંધીઆરૂ જંણુ ૬) મલીને જંણુ ૧૮) ઠરાવેઆ છે ને જેવારે એ મધેનાં શાહેબો ગુજરે છે તેઆરે તેહેનાંને ઠેકાંણે બીજા ધણીને જે વેલાએ હરેક કારંણશર પંનચાત મલેછે તેઆરે તે અંનજુમંનને જાહેર કરે છે જે આએ શાહેબ ગુજરેઆ તેહંણને ઠેકાંણે આએ શાહેબને આજથી આપડી અંનજુમંનની વતી પંનચાતનો મેંમબર ઠરાવેઆ છે તે વાશે તમો રાજી છો. તેઆરે તે શભા મધેથી બોલે જે હાઆ શાહેબ રાજી છઇએ કરો. તેઆરે તે વાત પંનચાતની ચોપડી મધે નોંધીને તે ઉપર શરવે હાજર હોએ તેહેનાંની શઇ લીએ તેઆરે તે પંનચાતની તરફથી મેંમબર ઠરે." એ પછી એ ૧૮) મેમબરોના નામો આપ્યાં છે.

છોકરી આપશે તેને નેઆત બાહેર મેલવામાં આવશે; અગર મુંબઈની બાહેર થાણું, કરંજા વીગેરે તરફ જઇ કોઇ ધણી બીજી ઓરત કરી આવશે તો તેને પણ નેઆત બાહેર મેલવામાં આવશે."[1]

બીજી બાયડી કરવાની રજા આપી હોય તેવાં લગનો માટે આશીર્વાદ સારનારા દસ્તુરો મુકરર કરવાની બાબદ. ૪ માર્ચ ૧૮૧૮.

ઉપલા ચોકસ સંજોગો વચ્ચે જીવતી બાયડી પર બીજી બાયડી કરવાની પરવાનગી આપવામાં આવે તેવા લગનોના સંબંધમાં કાંઇ ગેરવ્યવસ્થા નહી થાય તે માટે પંચાએતે ઉપલીજ ૪ થી માર્થ ૧૮૧૮ ની સભામાં આશીર્વાદ સારવા કાજે દસ્તુરોની નેમણુંક કરી. અનજુમને ઠેઠવ્યું કે "જે ધણી પંચાતની રજાથી પોતાની જીવતી ઓરત ઉપર ઓરત કરે તે અગરજો શેહનશાહી હોય તો તેના આશીરવાદ દસ્તૂર ખરશેદજી જમશેદજી જામાસ્પઆશાના પોતે અથવા તેવણના તાબા હેઠલના મોબેદો સારે; અને અગર તે ધણી કદમી હોય તો તેના આશીરવાદ દસ્તૂર મુલ્લાં ફીરોજજી કાઉશજી અથવા તેમના તાબા હેઠલના મોબેદો સારે. બીજા કોઇ અલફાતુ મોબેદ પાસે મજકુર દસ્તૂરોની પરવાંનગી વગર જે કોઇ ઉપલા આશીરવાદ સરાવશે તે પંચાત કબુલ નહિ રાખશે, અને પેલા મોબેદને અગીઆરી આતશ બેહરાંમમાં જતો અટકાવયામાં આવશે. બીજું જે માબાપો પોતાની દીકરીને સાસરે નહિ મોકલશે, અથવા જે સાસુ સસરાંઓ પોતાની વહુને નહિ તેડાવશે તેમની ફરીયાદ પંચાત સાંભલી તેમને ઘટતા હોકમો કરશે, અને જે કોઈ તેમનાં હોકમો તોડશે તેમને સજા કરવામાં આવશે."[2] આ તા. ૪ થી માર્ચ ૧૮૧૮ ના ઠેરાવ ઉપર ૬૭) ધણીઓની સહી છે. તેમાં પહેલે નીચલા ત્રણ દસ્તુરોની સહી છેઃ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાના, દસ્તુર એદલજી દારાબજી સંજાણા, અને મુલ્લાં ફીરોઝ બીન કાઉસ. ત્યારપછી બીજા આગેવાન પુરૂષોની સહી છે

૩. પંચાએતની સત્તાને મજબુત કરવા બાબેની હીલચાલ ઈ. સ. ૧૮૧૮

ખોલાશેએ પંનચાત (પા. ૨૪૦) પરથી દીસે છે કે પંચાએતની સત્તા બરાબર સ્થાપાય તે કાજે પંચાએતના અત્રેના કોઈ સાહેબોએ ઈંગલંડમાં કોર્ટ ઓફ ડાયરેકટર્સ મધેના પોતાના કોઇ મોટા દોસ્તો તથા ખેરખાહ અને મલતીઆ હશે તેઓને એ બાબદમાં કાંઇ લખ્યું હશે, કે તેઓ

(૧) પા. પ્ર I. ૧૩૬. (૨) પા. પ્રકાશ I પા. ૧૩૬ ૧૩૭.

પંચાએતની સતા કોઇ રીતે મજબુત કરી આપે. તે ઉપરથી ડીરેક-ટરોની કોર્ટે ડીસેમબર ૧૮૧૮ માં ગવરનર સર ઈવેન નેપિઅરના વખતમાં મુંબઇની સરકાર પર એક કાગજ લખ્યો જે "પારશીની પંનચાત મધે જે કોઇ મોટા આબરૂવાલા છે તેહેનાંને અશલનાં મુજબ હકુમત અથવા શતા આપવી મુનાશેબ છે કે એ લોકો પોતાનાં ગરીબ ટોલાનું જે કાંમ કરે તેહેને ઓજ મલે........પંણુ તે વખતે શર ઇવીન નેપીઅંન શ્રી ઇંગલંડ જાવાની તઇઆરીમો હતો."[1] તેથી એ બાબદમાં ઢીલ પડી અને કાંઇ વધુ થયું નહી. તેની પછી ઓનરેબલ માંઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટંન મુંબઇનો ગવરનર (૧૮૧૯ થી ૧૮૨૭) થયો. ત્યારે એ બાબદ તેની કાઉનસીલ હજુર આવતાં "તેહેની કઓંનશંલની નજરમો વેલાતથી આવેલા હોકંમ મુજબ કરવાને ઠરેઉં નંહી. તેહેનો શબબ એટલો દેખાડેઓ જે આગલા દાહડા ઉપર વચલે વાંઘેનાં જે પારશીઓ હતા તે પોતાનાં વડા બુજેરગો કે જેઓ પંનચાતનાં મોટા શાહેઓ હતા તેવોને ઘણું માંન આપતા ને હાલનાં જે પારશીઓ છે તેહેનાંની પાશે થોડીએક પુજી થઈ છે તેથી તેવો શરવે આપ અખતીઆરીથી જેમ કાંઇ તેવોનાં મંનમો આવેચ તેમ ચાલે છે અને પંનચાતને આગલા દાહડાની પઠે માંન આપતા નથી ને વલી હવડાં મુમબઇમો શ્રુપરીમ કોરટ આવેલી છે તેથી ગવરમેનટને પંનચાત વાલાને કશો અખતેઆર આપવાનો ધારો બાંધી આપવાને અડચંન જેહેવું નજર આવે છે અને કધી બાંધી આપે તો કોરટનાં વકીલ બારેશટરોને ખાધાનો ખોરાક થાએ છે તેહેવું શંમજીને મોકુફ રાખેઉં છે."[2] ઊપલી મતલબનું ઓનરેબલ માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સટંનની મુંબઇની સરકારે ૧૮૨૧ નાં મેહ મહીનામાં ઈંગ્લંડ લખી જણાવ્યું હતું. "તેહનો જવાબ શ્રી ઇંગલંડથી મુમબઇની ગવરમેનટ

---

(૧) Sir Evan Nepean Bart. મુંબઇના ગવરનર તરીકે ૧૮૧૨ થી ૧૮૧૯. બોલાશેએ પનચાત પા. ૨૪૦.

(૨) બોલાશેએ પંનચાત પા. ૨૪૦

ઉપર આવેઓ કે તમોએ જે કાંઈ ઠરાવેઉં છે તે દરૂશત છે." આ મુજબ પંચાએતની સતા મજબુત કરવાની હીલચાલ બંદ પડી.[1]

---

( ૧ ) પંચાએતની સતા મજબુત નહીં કરવા બાબે ઉપર જે કારણો દરસાવ્યાં છે તેની નોંધ એક પાછલા તા. ૩૦ એપ્રીલ ૧૮૩૨ ના દસ્તાવેજમાં મલે છે. તે વખતે ઇસ્ટ ઇનડીઆ કમપનીને નવો ચાર્ટર કરી આપવાની બાબત ચરચાતી હતી. તે માટે એક કમીટી નેમાઇ હતી. તે કમીટીના કેટલાક સવાલોના જવાબમાં મુંબાઇની સરકારના સેક્રેટરી મી. ફ્રેનસીસ વોર્ડને ઇંગલાંડ જતાં એક પત્ર લખ્યો હતો. તે પત્રનાં ૩૫ ) મા ફકરામાં આ સબબો જણાવા છે, તે ફકરાનો ઊતારો, જેમ બોમાશેએ પંનચાત ( પા. ૨૪૧-૪૨) માં આપ્યો છે તેમ, અતરે આપું છું, સબબકે તે અગતનો ફકરો છે અને વખતના વેહેવા સાથ સંસાર વેહેવારના વિચારો કેમ ફેરવાય છે તે દેખાડે છે.

"Extract of a Letter from Francis Warden Esquire, formerly Member of Council at Bombay in reply to T. H. Villiers Esquire, dated 28, Bryanstone Square, 30th. April 1832.—for the information of the Right Honorable the Commissioners for the Affairs of India.

Sir,

I have the honor to acknowledge the receipt of your letter, dated 13th of this month requiring by the direction of the Right Honorable the Commissioners for the affairs of India an information or opinions which I may be enabled to offer on several points connected with the general Administration of that Country.................................................

35 " The Court of Directors expressed an anxiety to restore the power formerly exercised by the higher classes of Parsees over their inferiors, by means of their Punchayets. It was found impracticable. Indirect influence, moral estimation, and long habits of voluntary acquiescence in the will of others, when once interrupted, were not easily restored, and least of all by positive institutions. The difficulty arose out of the increase of the tribe, the numbers now possesed of wealth, their independent turn of mind, and from the want of a good understanding among the leading families. It would be difficult also to enact an unexceptionable body of regulations for the conduct of their Punchayets, and unless that were done there would be food for interminable law suits. The second class of rich Parsees wish to live and expend their money as they please, without troubling or being troubled by Punchayets. The Recorder's Court was, on its institution, their favourite Punchayet. The spirit that would have made them submit in preference to their own heads of caste, when they were a humble body struggling for existence, was gone,, and could not be revived. Among a rich and numerous people, who have lost their habits of personal attachment and obedience, law must complete the submission which opinions and habits no longer command. The schism among the Parsees at Surat was of a still more violent character".

અનજુમને ઠેડવેલા કાયદા કાનુનોનો અનાદર કરનારને પંચાએત અવાર-નવાર સજા કરતી હતી. પણ આ અરસામાં તે વખતના એક જરદાર જાણીતા પુરૂષને સજા કરવાનો દાખલો બન્યો હતો, જે માટે અનજુમનની ખાસ સભાઓ મલી હતી. એવું દીસે છે કે આ. જમશેદજી બેરાંમજી લશકરી "જેવણ કલકતેથી એક મોટી પંજી કમાઇ અતરે આવેલો હતો",[૧] તેવણે પોતાની જીવતી બાયડી છતાં ઉડેપોર (ઉદવાડે) જઇ બીજી બાયડી કરવાથી પંચાએતે થોડાક મહીનાની વાત ઉપર નેઆત બાહેર મેલ્યા હતા. તેવણ ઉડવાડેથી આવી બાપને ત્યાં રેહેવાથી બાપને પણ ખબર આપવામાં આવી કે તેવણ તેને રાખશે તો તેવણના ઘરને પણ નેઆત બાહાર મેલવામાં આવશે. તે ઉપરથી ચીરડાઇને "તેવણે પંચાતના મોબેદ આ. એદલજી શોરાબજી મસાંનીને ગાળો દેવાથી તથા તેની સાથે મારામારી કરવાથી પંચાતે તેમની ઉપર પેટીસેશનની કોરટમાં ફરીયાદી માડી હતી."[૨] તે ઉપરથી તેવણે ગભરાઇને માફ માંગી. એ બાબદનો ચુકાદો કરવાને પંચાએતની સભા દાદીશેઠની દરેહમેહરમાં તા. ૧૦-૪-૧૮૧૮ ને દીને મલી હતી. ત્યાં ઠરાવ થયો હતો કે તેવણે "પોતાને હાથે પોતાના ગાલ ઉપર પાંચ ખાસડાં મારવાની, અને ડોટીનો દંડ તથા પેટીસેશનમાં જવાનો જે ખરચ થયો હોય તે આપવાની શિક્ષા કરી પાછા નેઆતમાં લેવાને ઠેડવ્યું હતું."[૩] તે મુજબ તા. ૧૬ મી જુન ૧૮૧૮ ને દીને દાદીશેઠની દરેહમહેરમાં પંચાએત મલી અને ત્યાં ઉપલા ધણીએ પોતાનાં ગળાંમાં " પટકો " નાખી પોતાને હાથે નાખ પર ખાસડાં મારી માફ માંગી. બીજું તેણે પંચાએતના મોબેદ એદલજી સોરાબજી પાસે પણ માફ માંગી. એ ધણીએ પેટી સેશન્સમાં પોતા તરફથી વકીલ બારીસ્તરો રોકયા હતા, તેથી પંચાએતને પણ મેશર્સ મેકલીન એંડ ઉડહાઉસ ( Maclean and

૪. પંચાએતને અપમાન કરનાર અને તેણે ઘડેલા કાનુનનો અનાદર કરનારને સજા કરવાનો એક દાખલો. તા. ૧૦ મી એપ્રિલ ૧૮૧૮

---

૧. પા. પ્ર. I ૧૩૭. ૨. ઊપલુંજ પાનું.

૩. પા. પ્ર. I ૧૩૭-૩૮. " The Parsee Panchayet by Q in the corner " ( pp. 7-9 ) માં આ બાબતની વીગતે હકીકત આપી છે.

Woodhouse ) વકીલોને રોકવા પડયા હતા. તેનો ખર્ચ રૂ. ૨૨૫ ) તેની પાસે ભરી લેવામાં આવ્યો હતો.[1]

આ તો તેણે પંચાએતના મોબેદને અપમાન કીધુ હતું તેની બાબદ થઇ, પણ તે પંચાએતની રજા વગર જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરી લાવ્યો હતો, તેનો ફેસલો કરવાનો તો હજુર રહયું હતું, તેથી શંવંત ૧૮૭૪ના વરખે જેઠ શુદ ૧૪ વાર ગરેઉ તા. ૨ જી જુલાઇ ૧૮૧૮ રોજ હોરમજદ માહ દેહે શને ૧૧૮૭ ના દીને પંચાએત મલી જ્યાં એ ધણીની તા. ૧ લી અને તા. ૫ મી જુન ૧૮૧૮ ની અરજી રજુ કરવામાં આવી.[2] તેમાં તેને પોતાની તકસીર માટે માફ માંગી હતી અને જણાવ્યું હતું કે તેની પહેલી બાયડીને સંતોશ મલે એવી તેણે સર્વ ગોથવણ કીધી હતી તેથી તેને દરૂસ્ત દીસ્તી સજા કરી માફ કરવું. તેની સજા માટે એવું ઠેડવ્યું કે તેણે ( ક ) નહાન નહાવું, ( ખ ) ગળાંમાં પટકો નાખી માફ માંગવી, અને ( ગ ) પોતાની પહેલી બાયડીનાં ગુજરાન માટે રૂ. ૨૦૦૦ ) ની રકમ પંચાએતને સોંપવી, ( ઘ ) અને તેણીનું આશરે રૂ. ૭૫૦ ) નું જરીઆન તેણીને આપી દેવું. જો એ ધણીની પહેલી ધણીઆણી મેરબાઈ "પોતાની આબરૂશર નહી રહી તો ઊપર લખીઊ છે તે જરીઆન તા. રૂ. ૨૦૦૦) આપેઆ છે તેની ઉપર મેરબાઇનુ અથવા હેના ભાઈનુ અથવા હરકોઇ એના શગાનુ દાવો રેહે નઇ શરવે પનચાતને અખતીઆર છે ને પનચાતની નજરમો થેરશે તે પરમાણે મેરબાઇ જીવશે તાં શુધી ખરચનુ આપશે તા. હેની પછવાડે ખરચ કરાવશે તા. બાકી વધશે તે પનચાતની નજરમા આવશે તે થેકાને ધરમખાતે ખરચ કરશે."[3] ( ૬૦ ) "આ. જમશેદજી બેરામજી તા. હેની બીજી ઓરત તા. હેના

---

( ૧ ) "Q in the corner" નામના લખનારનાં Bombay Times જોગાં ઊપલાં ૧૮૪૪ માં લખેલાં પત્રોનાં સંગ્રહનું ૧૮૬૦ માં છપાયલું ચોપાન્યું, પા. ૮, પત્ર ના. ૩.

( ૨ ) ચો. ૨. બા. ૨૪૨–૪૩. પા. ૧૮૬–૮૭. આ ચોપડો અસલ નથી પણ આગલા કોઇક ચોપડાઓની અગતની કોઇક બાબતોની એમાં નકલ કરી છે. આ નકલ કરતાં મથાલે લખ્યું છે કે "એની અશલ વાડીઆજીની ચોપડી પા. ૪૨ માં છે", એ નકલની સેવટે લખ્યું છે કે "લા. વાડીઆ નવરોજજી જમશેદજી તર કાપી" ( True copy ) છે.

( ૩ ) ચો. ૨ બા. ૨૪૨. પા. ૧૮૭.

ગરમો ચાકર તા. હેની શાથે રેહેતાં હતાં તે શરવે જના ફરીથી નોહોન નાહીને એક દોતી શરેસતા પરમાણે પનચાતમો આપે શઇ. "[1] ( ચ ) વધુ ઠેડવવામાં આવ્યું કે "જે દાડે અનજુમન મલે તે દાડે એ ધણી આવીને અનજુમનની આગલ માફ માગે તારે હેને આપણી અનજુમનમો શામેલ કરવો શઇ." એમ ઠેરવી "શરવેને નહાન નવારવાની ચીઠી મુલા પીરોજજી ઉપર આપીછે. તા. ૨ જુલાઇ શ. ૧૮૧૮ ની દીને"[2]. એ ઉપરથી એ ધણીએ એજ તારીખનો એટલે તા. ૨ જી જુલાઇ ૧૮૧૮ રોજ ૧ લો માહ ૧૦ મો સને ૧૧૮૭ ય. ઝ. નો ઉપલી શરતો કબુલ કરવાનો દસ્તાવેજ કરી આપ્યો.[3]

ઉપર જણાવ્યા પ્રમાણે ઠેડવવામાં આવ્યું કે એ ધણી અનજુમનની આગલ માફ માગે ત્યારે તેને અનજુમનમાં સામેલ કરવો, પણ તેમ કયારે કરવામાં આવ્યું તે ચોકસ દીસ્તું નથી. પારસી પ્રકાશ ( I. ૧૩૯ ) જણાવે કે તા. ૨ જી જુલાઇ ૧૮૧૮ ને દીને તેમ કરવામાં આવ્યુ હતું. એ દીવસે તો ઉપલી સઘલી ગોઠવણ અમલમાં લાવે તો નેઆતમાં લેવાનો ઠેડાવ થયો અને એ ધણીએ દસ્તાવેજ લખી આપ્યો અને તેને નહાન નહાવાની ચીઠી આપવામાં આવી, પણ તેમ સર્વ થવા બાદ એ ધણીને નહાન નાહવા બાદ સેવટે નેઆતમાં કયે દીવસે લીધો તે માલમ પડતું નથી[4]

ઉપલા દાખલા ઉપરથી એવું દીસે છે કે જયારે કોઇ તકસીર બારને નેઆતબાર મેલવામાં આવતો ત્યારે તેમ કરવા કાજે સેવટે તેની બાબદ શમસ્ત અનજુમન હજુર મેલવામાં આવતી; તેમજ જયારે તેને પાછો નેઆતમાં લેવામાં આવતો ત્યારે પણ તેમ અનજુમન હજુર કરવામાં આવતું.

---

( ૧ ) ચો. ૨ બા. ૨૪૨. પા. ૧૮૭.

( ૨ ) એજ બાબદ.

( ૩ ) એ દસ્તાવેજની નકલ, ચો. ૨ બા. ૨૪૩ માં નોંધી છે.

( ૪ ) આ ધણી તવંગર હતા અને પંચાએતના ૧૮ અધીકારીઓમાંના એકના સગા હતા, તે છતાં પંચાએતના આગેવાનોએ તેવણુને ઘટતી સજા કીધી, તે બાએ માણેકજી ખરશેદજી પોતાનાં " Q. in the Corner " નામે લખેલાં કાગજ નાં. ૩ માં પ્રસન્નતા સાથે નોંધ લે છે.

તા૦ ૧૭ મી ઓગસ્ટ ૧૮૧૮ ના દીને પંચાએતના અકાબરોની એક સભા દાદીભાઇ નશરવાંનજીનાં આતશબેરાંમમાં મલી હતી, "તે વેળાએ એક પારસીએ પોતાંની રાંડને પેટની છોકરી જે તે થાંણેથી લાવ્યો હતો તેને સદરો પેહડાવવાની રજા માગી હતી, કે જે કેટલીક તકરારો કીધા પછી આપ્યામાં આવી હતી, અને એવું ઠેડવ્યું હતું કે હવેથી એવાં છોકરાંઓને પંચાતની રજા વગર કોઇએ સદરો પેહડાવવો નહિ"[1]. એ ઠેડાવ ઉપર પંચાએતના હાજર રહેલા ૧૩ ) અધીકારીઓએ શહી કરી હતી.

(૫) કોઇ ખાસ સબબ સિવાય રાંડને પેટનાં છોકરાં ને સદરો નહી પહેરાવવા બાબે ઠેડાવ તા. ૧૭ ઓગસ્ટ ૧૮૧૮,

આ અરસામાં સ્ત્રીઓના સંબંધમાં કેટલીક બાબદોના બંદોબસ્ત કરવામાં આવ્યા. આ બંદોબસ્તોની વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે:—તા. ૪ થી નવેમબર ૧૮૧૯ ના દીને મુંબઇની સમસ્ત પારસી અનજુમન દાદીભાઇ નશરવાંનજીનાં આદરીઆનમાં મલી હતી, તેમાં "બંદેખોદા"[2] ની સહીની વગર નામની એક અરજી વાંચવામાં આવી હતી. તે અરજીમાં લખ્યું હતું કે "આપણા ટોળાના કેટલાક મરદો તથા ઓરતો ઘણાંક ગુનાહ ભરેલાં કામો કરે છે, અને અગર તેઓને વખતસર સજા નહી કરવામાં આવે તો તેઓનાં પાપનો બોજો પંચાતનાં વડાને સર છે........જ્યારે આ બાબદ ઉપર વીચાર કરવા પંચાત મલશે ત્યારે જે બાબદ હું જાણું છું તે પંચાતને જાહેર કરશ."[3] આ અરજી વાંચી સભામાં પોકારવામાં આવ્યું કે તે લખનારે

(૬) સ્ત્રીઓ બાબે કેટલાક બંદોબસ્તો.

---

(૧) પા. પ્ર. I પા. ૧૩૫

(૨) એ તખલ્લુસ પહેલા સર સર જમશેદજી જીજીભાઇનો હતો જેવણે એજ નામથી "ખોલાશેએ પંનચાત" પ્રગટ કરી છે.

(૩) પા. પ્રકાશ I પા. ૧૪૫. માણેકજી ખરશેદજી. Q in the corner) નો ચોથો પત્ર. પારસી પ્રકાશ અને મી. માનેકજી ખરશેદજીએ આપેલી હકીકતો વચ્ચે એક બાબદમાં ફેર છે. પારસી પ્રકાશ લખે છે કે "પાપનો બોજો પંચાતના **વડા** ને સર છે." માનેકજી ખરશેદજી ઉપલી અરજીનો તરજુમો કરતાં લખે છે કે "the consequence of the sins of this nature which they may in future commit will fall upon the **head** of the Punchyat." માનેકજી ખરશેદજીના લખાણમાં **head** of the Punchyat, એ શબ્દોની મતલબ "પનચાએતના **માથે** એમ દીસે છે" પારસી પ્રકાશ **"પંચાતના વડા" શબ્દ વાપરે છે, તે ભુલ ભર્યું દીસે છે. માણેકજી ખરશેદજીનું કેહણુ વધારે દરૂસ્ત દીસે છે.**

જે કાંઇ જાણુતો હોય તે જાહેર કરવું. કોઇ હાજર થયું નહી, ત્યારે ઠેડવ્યું કે "જ્યારે આએ અરજી લખનાર પોતે બાહેર આવી તે સાબેત નથી કરી આપતો ત્યારે તેમાં લખેલી બીનાનું પાપ તેને સર છે. તોપણુ પંચાતની ખાતરી છે કે તેમાં લખેલી બાબદો કેટલેક દરજ્જે ખરી છે. માટે એવું ઠેડવ્યું કે ગામમો નશેશાલાર ફેરવી સર્વે જરથોસ્તીઓને જાહેર કરવું કે:

(ક) "કોઇબી ઓરતે સવારનાં સુરજ ઉગયા આગમજ અને સાંજનાં તે આઠમયા પછી બાહેર કાંઇબી કામ સર નીકલવું નહિ. અગર અગતસર નીકલવું પડે તો કોઇ ખાતરીના માટીડા સાથે જવું, તથા રસ્તામાં સાથે ફાણુસ રાખવું. તેમજ નશેશાલારોને કોટના દરવાજા આગલ તથા બીજી જગા પર ફરતા રાખવા કે ઉપલા હોકમથી કોઇબી ઓરત ઉલટી ચાલે તેને નશાખાંનાંમાં લાવી રાખવી.

(ખ) "કોઇબી ઓરતે મામાદેવી, ભુલેશવર, માહલક્ષમી, વાલકેસર અથવા બીજાં કોઇબી હિંદુનાં દેહડાંમાં માનતા કરવાને જવું નહિ, તથા હોલી બાળવાની ક્રિયામાં પોતે અથવા પોતાનાં છોકરાંઓને શામેલ કરવાં નહિ.

(ગ) "કોઇબી ઓરતે મામા અરજાંની, અથવા મેહમ અને બાવા બીસ-મલ્લાની મુસલમાંનોની દરગાહમાં જવું નહિ, તથા તાબુતની માનતા કરવી નહિ.

(ઘ) "છઠી, રાંડેલ, હજરત, વીગેરે હિંદુ તથા મુસલમાંનોની માનતાઓ કરવી નહિ. અગર કાંઇ માનતા કરવી પડે તો જરથોસ્તી ધર્મને લગતી ક્રિયાઓ કરવી.

(ઙ૦) "કેટલીક ઓરતો પોતે તથા પોતાના ધણી અને છોકરાંઓને દોરા, ચીઠી, માદરીઆં, ઇત્યાદિ બ્રાહમણો પાસેથી લઇ પેહરાવે છે, માટે હવેથી કોઇબી ઓરતે બ્રાહમણ, સેવરા, તથા જોશીઓને ઘેર જવું નહિ."

વધુ જાહેર કરવામાં આવ્યું કે "ઉપલા બંદોબસ્તોથી જેઓ ઉલટા ચાલશે તેઓને પંચાત જાહેરમાં શિક્ષા કરશે."[1]

---

(૧) પા. પ્રકાશ I પા. ૧૪૫. () in the corner પત્ર નં. ૪ માં મી. માણેકજી ખરશેદજી આ બાબદમાં પ્રસન્નતા સાથે નોંધ લે છે કે "The leading members of that body were then strict in their attention to any representation made to them, having for its object the honor and welfare of their body even though emanating from an anonymous writer; and secondly, that when the existence of any evil was brought to their notice due measures were adopted, without loss of time, to check, if not to put an effectual stop, to the same ..... It was, ...to the adoption of such salutary rules by the late Punchyat and carrying the same, without favoritism, into effect, that the Parsees in former days obtained for themselves the credit of being strict guardians of the morality of their caste."

સંસારી બાબદમાં મુંબઇની પારસી પંચાએત કાલજી રાખતી હતી કે જરૂરી સબબ સીવાય કોઇ જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરે નહી. તેજ પ્રમાણે તે કાલજી રાખતી હતી કે કોઇ બાયડી જીવતા ખાવીંદને મેલી બીજો ખાવીંદ કરે નહી. પણ બહારગાંમમાં આ બાબદમાં કોઇ અણઘટતી છુટ લેવાતી હતી, તે અટકાવવા આ અરસામાં પગલાં લેવામાં આવ્યાં. તા. ૧૪ મી ઓગસ્ટ ૧૮૨૦ ના દીને અનજુમનની જે સભા શેઠ દાદીભાઇ નશરવાંનજીનાં આદરીઆનમાં મલી હતી, ત્યાં વીચાર કાજે એક બાબદ આ હતી: વલસાડની જરથોશ્તી અનજુમને તા. ૭ મી જુલાઇ ૧૮૨૦ ને દીને ૫૭) જણની સહીનો પત્ર મોકલી જણાવ્યું હતું કે "કોઇ મોબેદે એક પરણેલી ઓરતને તેનો ખાવંદ હૈયાત હોવા છતાં વલસાડથી મુંબઇ લાવી તેની સાથે નાતરૂં કીધું તે માટેની ફરીયાદ લખી મોકલી હતી, તથા અરજ કીધી હતી કે અમારે ત્યાં ઇંગ્રેજી અમલ થયા પછી એ રીતે વાત ઘણી બેહકી છે માટે તમો સાહેબોએ એ માટેના કાંઇ ઉપાય લેવા અને તે ઓરત-ને પોતાના પરણ્યા ખાવંદને પાછી સવાધીન કરી અપાવવી."[1] આ પત્રની વીરૂધ, ૬૨) જણની સહીનો બીજો પત્ર તા. ૧૨ મી જુલાઇ ૧૮૨૦ નો આવ્યો હતો જેમાં લખ્યું હતું કે "હમારાં ગામ મધે હેવી રીતે આગલ થતું આવેલું છે અને તેની શાહદતમાં એવાં કેટલાંક આગલા વખતમાં જીવતી ઓરત તથા મરદ છતાં થયલાં નાતરાં કરનારાં ધણીઓનાં નામ નિશાંનની એક ટીપ મોકલી હતી."[2]

૭ વલસાડમાં "મઝદકી" દોર ફેલાતો થવાની ફર્યાદ. તા. ૧૪ આગસ્ટ ૧૮૨૦.

અનજુમને અતરે તપાસતાં કેટલાક જણોની ઊપલાં બેઉ પત્રો ઉપર સહી માલમ પડી હતી. વલી અનજુમને અત્રે વસનારા વલસાડના કોઈ મોબેદો તથા બહેદીનોને આ સભામાં તેડી તેઓથી પુછપરછ કીધી. "તેઓએ પણ કબુલ કીધું કે અમારે ત્યાં કોઇનો આંકોશ ન હોવાથી એવાં ખરાબ કામો બને છે

(૧) પા. પ્ર. I પા. ૧૫૦-૧૫૧. આ પુસ્તકમાં આ બાબદ માટે લખ્યું છે કે "આ સભાની નોધ ...મુંબઇની આગલી પારસી પંચાતના કારોબારની એક અસલ ચોપડી જે હાલમાં શેઠ માણેકજી ખરશેદજી સરાફ પાસે મોજુદ છે તેમાં નોધેલી છે."

(૨) ઉપલુંજ પુસ્તક.

અને તે માટે તેઓ સઘળાઓએ પોતાની નાખુશી બતાવી તેના ઉપાયો કરવાને અરજ કીધી." આ ઉપરથી અનજુમને ઠેડવ્યું કે "વલસાડમાં આએ રીતે કરે છે તે જાણે મજદકી[1] દાર ચલાવ્યા જેવું છે, માટે આપણે વલસાડની અંજુમનનાં કાગજનો જવાબ લખી મોકલવો, અને તેમાં જણાવવું કે ઉપલી ઓરતને કાઢી લાવનાર મોબેદ શેઠ વીકાજી મેહરજીનાં જણાવ્યા મૂજબ મુંબઇથી તેણીને લઇને પાછો વલસાડ ગયો છે, અને તેવણ આગલ કબુલ કરી ગયો છે કે તે ઓરતને પાછી તેના અસલ ખાવંદને સવાધીન કરી જે રીતે વલસાડની અંજુમન ઠેડવશે તે રીતે તે અમલ કરશે. અગર તે મોબેદ એ રીતે નહિ કરે અને તે ઓરતથી હાથ નહિ ઉઠાવે તો તેને પોતાને, તે ઓરતને, તેણીનાં માબાપને, તથા બીજા જે કોઇ તે કામમાં શામેલ હોય તેમને નેઆતબાર કાઢવાં, અને તે મોબેદ પર ઈંગ્રેજની અદાલતમાં પાંચથી દસ હજાર રૂપીઆ સુધીની ફરીઆદી માંડવી, અને તે ફરીઆદીનો ખરચ અગર તમારી ગરીબ અંજુમનથી નહિ બની શકે તો ઉદવારે તથા નવસારી તથા સુરતની અંજુમન પર લખી અમો મદદ કરાવશું, અને અગર તે સાહેબો જો કાંઈ ખરચને સારૂં અમોને લખશે તો ફરીઆદીનો ખરચ અમો આપશું. બીજું એવું ઠેડવ્યું જે શ્રી ઉદેપોર, દમણ, નવસારી, સુરત, ભરૂચ, ખંબાત, કલીઆંણી, તથા થાંણાની અંજુમન ઉપર આપણી પંચાતને નામે એકકો જુદો કાગજ લખી ઊપર મૂજબ વલસાડ મોકલેલા પત્રની નકલ બીડવી તથા સુચના કરવી કે કદાચ વલસાડની અંજુમન તમોને કાગજ લખે અને એ ઓરતના બાબમાં કાંઇ મદદ માંગે તો તે બની શકે તે પ્રમાણે આપી ગરીબ અંજુમનનું કામ બજાવી આપવું. અગર કાંઇ ખરચને વિષે અમોને લખશો તો અમોભી તૈયાર છિયે." આ ઠેડાવની હકીકત વલસાડના દસ્તુર ફરામજી રૂસ્તમજી અને બીજા મોબેદો અને બહેદીનો ઉપર એક પત્ર લખી જણાવી અને સુચના કીધી કે "પેલો મોબેદ અગર તે ઓરતને પોતાના ખાવંદને સવાધીન કરે તો તે બંધેને તથા તે ઓરતનાં માબાપને, તથા આશીરવાદ સારનારા મોબેદોને તથા બીજા જેઓએ એ કામમાં મદદ કીધી હોય તેમને નાહન નવાડી તેનાંની પાસે પશેમાંનીની પતેત કરાવજો, અને તેમની પાસેથી તેમની મકદુર મૂજબ કાંઇ જુજવી ધર્મખાતે તમારી પંચાતની નજરમાં આવે તે લઇને તેમના જામીન લેજો કે ફરીથી એવાં બદફેલીનાં કામો કરે નહિ."[2] આ

---

(૧) મજદક પાદશાહ કોબાદના રાજમાં થઇ ગયો હતો. તેનું શિક્ષણ લગનના પવિત્ર ગાંથને હલકો પાડતું. જુઓ મારો વિષય "Mazdak, the Iranian Socialist" Memorial Papers, પા. ૧૨૩–૨૬.)

(૨) શેઠ માણેકજી ખરશેદજી શરાફ પાસના પંચાતનાં એક ચોપડાને આધારે, પા., પ્ર. I ૧૫૧. નોટ ૧.

**પત્ર ઉપર અનજુમનની સભામાં મલેલા આશરે ૬૦ જનની સહી છે.**

(૮) સુરતના મોદીજીને શાલની ભેટ. મે ૧૮૨૩

તા. ૨૯ મે ૧૮૨૩ ને દીને સુરતવાલા મોદી ખરશેદજી દોશાભાઈ જેવણુ મુંબઇ આવ્યા હતા તેવણુને "પોતાને વતન પાછા સીધારતી વેળાએ અતરેની પારસી પંચાતના અકાબરોએ શેઠ હોરમજજી બહેમનજી વાડીઆનાં ઘરમાં બા-આબરૂ સાથે બોલાવી મુંબઇની શમશત અંજુમનની તરફથી એક શાલ જોડો ભેટ કીધો હતો. તે પછી કેટલાક મોટા સાહેબો તેમને માંન સાથે રવાંને કરવા ગયા હતા"[૧] એ બાંબે સંવત ૧૮૭૯ ના પંચાએતના હીસાબમાં આપણે નીચે પ્રમાણે નોધ જોઈએ છીએ: "દુતી ચઇતર વદ ૫ બુધે રૂ. ૩૦૦) બા. સુરતવાલા મોદી ખરશેદજી દોશાભાઇ મોબાઇ આવાં હતાં તે સુરત ગઆ તેવારે તેનાંને શાલ જોરો ૧ નગ ૨) પંનચાતની વીતી આપી તેના ૩૦૦)[૨]"

(૯) લગન અને મરણનાં પ્રસંગો માટે અને બીજી બાબતોમાં બંદોબસ્તો કરવાની અનજુમનની હીલચાલ. તા. ૧૮ અકતોબર ૧૮૨૩.

તા. ૧૮ મી અકતોબર ૧૮૨૩ રોજ ૧૫ દેપમહેર માહ ફરવરદીન ૧૧૯૩ ને દીને મુંબઇની સમસ્ત અનજુમન શેઠ દાદીભાઈ નશરવાંનજીનાં આતશ બેરાંમમાં મલી હતી અને તેણે લગન અને મરણ જેવા અવસર ઉપર આપણાં લોકો ખર્ચમાં ઘણાં અટવાય નહી તે બાબે કેટલાક બંદોબસ્તો નકકી કર્યા હતા. એવું દીસે છે કે તેમ નકકી કરવા પહેલાં લોકમત જાણવા કાજે સંવંત ૧૮૭૭[૩] (ઈ. સ. ૧૮૨૦–૨૧) માં પંચાએતે ખરડો ઘહડી કાહડયો અને પાછલથી ચોપાંન્યાના આકારમાં બંદોબસ્તો છપાવી પ્રગટ કીધા હતા. લગન અને બીજા બંદોબસ્તોની "રીગલેશન[૪] ના. ૨ જો" એવે નામે જુદી

---

(૧) પા. પ્ર. I ૧૭૦

(૨) હીસાબનો હાથનો લખેલો ચોપડો નં. ૧. પા. ૭.

(૩) એ આગલાં સાલના બનાવના હવાલા માટે જુઓ ચોપડો ૧ ક, પા. ૨૪ બા. ૩૩, વાડીઆ હોરમજી બમનજી જોગો "શમશત પનચાતના બેહેશનારા" નો તા. ૩ માર્ચ ૧૮૨૫ નો પત્ર.એ પત્ર માટે ૧૮૨૫ ના સાલના અરસાવાળા બાબમાં કાંઇક વધુ બોલવામાં આવશે.

(૪) "Regulation"

બંદોબસ્તોની ચોપડી છપાવી હતી. મરણના ૧૯ અને લગન અને બીજી બાબદોના ૨૮) એમ કુલે ૪૭) બંદોબસ્તો પંચાએતે પહેલે લોક વીચાર જાણવા માટે છપાવ્યા હતા. તેમાં મરણને લગતા બંદોબસ્તો ખરચના આંકો માટે કાંઇ પણ ગાલા (Gaps) રાખ્યા વગર છપાવ્યા હતા. પણ લગનના બંદોબસ્તોમાં આંકો માટે કેટલાક ખાલી ગાલા રાખ્યા હતા કે લોકોનો વીચાર જાણીને પછી પુરવામાં આવે. દાખલા તરીકે, (ક) છોકરીની કઇ ઉમરે "નામજાદ ઇઆને આદરની"[1] કરવી, (ખ) લગન પ્રસંગે કેટલા દીવસ નગારચી યાને તાસાવાલા બેસાડવા, (ગ) આદરણીને દીવસે વહુને જરીઆન રૂ. ૫) થી કેટલી રકમ સુધી કરવું તથા વરને રૂ. ૧) થી કયાં સુધીનો અવેજ આપવો, (ઘ) છોકરીના બાપે પોતાની છોકરીને આદરણીને દીવસે રૂ. ૧) થી કયાં સુધીની રકમ આપવી, (ઙ) એજ પ્રમાણે લગનને દીવસે બન્ને બાબદમાં કેટલી રકમ આપવી વીગેરે. એ બાબતોની રકમનાં ગાળા ખાલી રાખ્યા હતા. આ પ્રમાણે બંદોબસ્તો કરી તેની ૧૧૫) નકલ છપાવી હતી[2] અને વેંહચી હતી અને બાહાર ગામો પણ મોકલી હતી અને ૮) માસનો વખત આપવામાં આવ્યો હતો કે કોઇએ તે બંદોબસ્તોમાં કાંઇ ફેરફાર યા વધાર ઘટાડ સુચવવું હોય તો તેમ સુચવવું. તેમ સુચનાઓ મલવા બાદ રોજ ૫ મો માહ ૧ લો સને ૧૧૯૩ શંવંત ૧૮૭૯ ના આશો શુદ ૪ ગરેઉ તા. ૮ મી અકતોબર ૧૮૨૩ ને દીને દાદીશેઠના આતશ બેરાંમમાં અનજુમન મલી ત્યાં રવાનના ખર્ચની બાબદ રજુ થાઇ. તેની હકીકતમાં લખે છે કે[3] "...અનજુમન વાંચીને વાકેફ થાઆ છે......તે ચોપડીઓ શરવે દીન દાનાવ લોકોને વાંચવા આપી હતી તે ચોપડી મધેથી કેટલાએક દશતુરો તથા મોબેદો તથા બેહદીન લોકોએ બંદોબશ ૧૩, ૮, ૧૧, ૧૬ મધે ફેરફાર કરવાનુ ફરમાવીઉ હતું." તે બાદ ૭) દીવસે એટલે આશો શુદ ૧૧ ને વાર બુધ રોજ ૧૨ માહ ૧ ફરવરદીન ૧૧૯૩ તા. ૧૫ મી અકટોબર ૧૮૨૩ ને દીને વાડીઆજી હોરમસજી બમનજીના ઘરમાં સમસત પંચાએત મલી અને મરણના બંદોબસ્તોમાં અનજુમનની ઉપલી સભાના ફરમાવવા પ્રમાણે મરણ સંબંધી બંદોબસ્તોમાના ના. ૮, ૧૧, ૧૩, અને ૧૬ માં ફેરફાર

---

(૧) બંદોબસ્ત ૩ જો.

(૨) જુઓ એ બંદોબસ્તોની શેઠ ખ. ર. કામાની આવૃતીનું પાનું ૨.

(૩) ઉપલીજ ચોપડી પા. ૪૧.

કીધા. બંદોબસ્ત નં. ૩ મા પાયામુજીની બાબદમાં પોતા તરફથી થોડોક ફેરફાર કર્યો[1] આ અરસામાં પહેલે "છાપેલી ચોપડી મધે ફેરવીને બીજી નવી ચોપડી છપાવી" તે માટે જાહેર કર્યું જે "જેને જોઇએ તે પંનચાએતની વીતી પારશી ખરશેદજી માણેકજી શરાફ આપશે શહી અથવા જુની ચોપડી લાવશે તેને બદલી આપશે શહી."[2] એમ તા. ૧૫ મી અકટોબર ૧૮૨૩ ને દીને વાડીઆ હોરમસજી બમનજી અને બીજા આશરે ૪૫ બેહેદીન અને મોબેદ સાહેબોએ અને સેવટે ખરશેદજી માણેકજીએ સહી કરી જાહેર કર્યું. ત્યારબાદ ફરીથી અનજુમનની સભા તા. ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને દાદીશેઠના આતશબેરાંમમાં મલી અને ઉપર જણાવવા પ્રમાણે ફેરફાર કરેલા મરણ સંબંધી બંદોબસ્તો સેવટના કબુલ રાખ્યા.

આ મુજબ સંસારી રેવાજો સંબંધી અગતનાં બદોબસ્તોની બાબતમાં કદમે કદમ નીચે પ્રમાણે કામ કરવામાં આવ્યું. (ક) સને ૧૮૨૦-૨૧ માં વાડીઆ જમશેદજી બમનજી અને બીજા સાહેબોએ પેહેલેએ બંદોબસ્તો ઘડી કાહાડયા. (ખ) ત્યાર પછી તેની ચોપડીઓ છપાવી પહેલે તેની ૧૧૫ નકલો ચુનોચેરા માટે ફરતી કીધી. મતો માંગવા માટે ૮) માસની મુદત આપવામાં આવી. (ગ) એ કાયદાઓ બહાલ રાખવાને તા. ૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને દાદીશેઠના આતશબેરાંમમાં અનજુમનની સભા મલી. ત્યાં કોઇક બંદોબસ્તોમાં ફેરફાર કરવાની સુચના થઇ. (ઘ) તા. ૧૫ મી અકટોબર ૧૮૨૩ ને દીને વાડીઆજી હોરમજી બમનજીના ઘરમાં સમસ્ત પંચાએત મલી અને તા. ૮ મી અકટોબરની અનજુમને સુચવેલા ફેરફારો પ્રમાણે કોઇક બંદોબસ્તો ફરીથી ઘડી કાઢયા. (ઙ) તા. ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને અનજુમનની સભા દાદીશેઠનાં આતશબેરાંમમાં પાછી મલી અને સર્વ બંદોબસ્તો સેવટના બહાલ રાખ્યા. આ અગતના સંસારી બંદોબસ્તો માટેની હકીકત નીચે પ્રમાણે નોંધી છે[3] :—

"શવંત ૧૮૭૯ ના આશો શુદ ૧૪ ને વાર શનેઉ તા. ૧૮ મી અકટોબર ૧૮૨૩ અંગરેજી રોજ ૧૫ મો દપમેહેર માહા ૧ લો ફરવરદીન શને ૧૧૯૩ એજદેજરદ શેહેરીઆરને દીને શમશાત અનજુમન શેઠ દાદીભાઇ નશ-

---

(૧) ઊપલીજ ચોપડી અને પાનું.
(૨) ઉપલી શેઠ ખ. ૨. કામાની આવૃતી, પાનું ૪૨
(૩) ઉપલી શેઠ ખ. ૨. કામાની ૧૮૫૦ ની આવૃતી, પા. ૪૪.

સ્વાનજીના આતશબેહેરામ મધે મલીને રૂવાન પછવાડે ખરચ કરવાના બંનદોબશત ૧ થી તે બંનદોબશત ૧૯ શુધીની ચોપડી છપાવીને તા. ૧૧ મી અકટોબર[1] શને ૧૮૨૩ ને દીને શમશત અનજુમને કબુલ કરીને પંનચાએતની ચોપડી પા. ૧૦૧) લખીને દશતુરો તથા મોબેદો તથા બેહેદીનો શરવે લોકોએ શહી કીધી છે તે પરમાણે આજ દાને શમશત અનજુમને આએ ચોપડી ઉપર શહી કીધી છે જે હવે પછે રૂવાન પછવાડે ખરચ કરવો પડે તારે તથા બીજુ કાંઇ કામ રૂવાન પછવાડે કરવુ છે તે છાપેલી ચોપડી મધે બંનદોબશત ૧ થી તે બંનદોબશત ૧૯ શુધી લખા છે તથા પંનચાએતની ચોપડી પાને ૧૦૧ મો લખેલુ છે તે પરમાણે કરે શહી— આજ દીન પછે જે કોઇ દશતુર તથા મોબેદ તથા બેહેદીન મુમબાઇ મધે રેહે છે તથા મુમબાઇના તાલુકાના ગામો મધે રેહે છે તથા હવે પછે જે કોઇ આવીને રેહશે તે શરવે પોતે તથા પોતાના ફરજનદાન ફરજનદ શુધી અનજુમને થેરાવેલા બંનદોબશત કબુલ રાખે શહી ને જે ધણી ઉપર લખુ છે તે પરમાણે લખેલા બંનદોબશતો તથા છાપેલા બંનદોબશતો કબુલ મનજુર રાખશે નહી તે ધણી શમશત અનજુમનનો તકશીરવાર થાશે શહી ને શમશત અનજુમનની અથવા શમશત પંનચાએતની નજરમાં થડશે તે પરમાણે તે ધણીને શજા દેશે શહી.” આ ઉપર જાંહાગીરભાઇ ફરાંમજી દાવર અને બીજા અનજુમનના ૯૫ સાહેબોએ સહી કીધી છે.

આ સર્વ હકીકત ઉપરથી દીસે છે કે પંચાએતે ઘહડેલા રેગ્યુલેશનો મધેથી અનજુમને જાહેર સભામાં મલીને મરણ સંબંધી બંદોબસ્તો બાહાલ રાખ્યા. લગન સંબંધી બંદોબસ્તો ઘડાયા ખરા, પણ તે સેવટના અનજુમન તરફથી એકાદ જાહેર સભામાં બાહાલ રહયા નહી.

આ અગતનાં સંસારી બંદોબસ્તો માટે પંચાએતની નોધ.

આ બંદોબસ્તો પસાર કરવાની હકીકત “ પારશીની પંચાતના રીગલેશંન છે, નાં. ૧” એવે મથાલે આપી છે તે તેના અશળ શબ્દોમાંજ નીચે પ્રમાણે આપુ છું કે જે ઉપરથી આપણી કોઇ ધર્મસંબંધી અને સંસારી બાબદો માટે તે વખતે કેવી રીતે વીચારવામાં આવતું હતું તેનો બરાબર ખ્યાલ આવે.

---

(૧) અહીં જણાવેલી તા. ૧૧ મી અકતોબરની હકીકત કાંઇ બરાબર સમજ પડતી નથી. યાતો એ તારીખમાં કંઇ ભુલ હોય અથવા તો એ તારીખે પણ શમસ્ત પંચાએત, જે તા. ૧૫ મી અકટોબરે મલી હતી, તે પહેલીવાર એ દીને મલી હોય.

## "પારશીની પંચાતનાં રીગલેશંન છે.

### "નાઠ ૧

"શ્રી દાદાર હોરમજદ જે બંધે જેહાનનાં બંદોબશતનો બાંધનાર છે તે શાહેબના નામથી તથા તેહેનાં પેગાંમબર જરથોશતની દીન બરહક છે તેહની નેક હેદાએતથી શ્રી મુમબઇની શમશત પંચાત મધે બેશનારા શાહેબ લોકો આપડી શમશત અંનજુમંનને જાહેર કરે છે જે આપડામો જેવારે કોઇ બેહેદીન અથવા મોબેદ મરદ અથવા ઓરત અથવા છોકરૂ ગુજરેછે તેવારે તે રૂવાન પછવાડે આપડી માંજદીઅશની દીનનાં હોકમ પરમાણે ૪ દરોન તથા મીઅજદ આફરગાંન કરવુ જોઇએ તથા શાવ તથા શરોશ તથા ઇજશની તથા વંદીદાદ કરાવવુ જોઇએ તથા બની આવે તે પરમાણે ખાંણું પકાવીને બાજ ધરીને ખાધું જોઇએ તેને બદલે કેટલાએક લોકો એક એકની દેખાદેખીથી અશલ કરતાંને હમણા ખરચ ઘણો કરે છે તેવારે કેટલાએક ભલા માણુશથી તથા ગરીબ લોકોથી પોતાંની આબરૂ પરમાણેનો વધતો ખરચ કરવાનું બની આવતુ નથી તારે બીજા લોકોનુ કરજ કાડીને કરવું પડે છે કાએજે હમણા આપડી વશતી અશલ કરતાને ઘણી વધતી જાએ છે તે શારૂ જે ઘણી હેવાં કારણશર વધતો ખરચ કરે છે તે ધણીને પછવાડેથી હેરાન થાવું પડે છે તે શા વાશતે જે આપડી પાશે કઇ અશલથી રૂવાન પછવાડે ખરચ કરવાનાં બંનદોબશત લખી રાખેલા નથી તે વાશતે શંવત ૧૮૭૭ નાં વરશ મધે બેહેશતી વાડીઆજી જંમશેદજી બહમનજીએ તથા તેહનાંની શાથે બીજા દશતુર તથા દાવર તથા બેહેદીન તથા મોબેદ જે કોઇ તે વખત ઉપર પંચાત મધે બેશનારા હતા તે શાહેબ લોકોનાં નાંમ પછવાડે બનદોબશત(૧) ) મધે વાંચેઆ મધે આવશે તેનાઓને રૂવાન પછવાડે ખરચ કરવાનાં બંદોબશત ઠેડાવેલો હતો તે હમણાની શમશત પંચાતનાં બેશનારા શાહેબ લોકો છે તેનાઓએ તે શરવે બંદોબશત ચોકશ કરીને શરવ દાનાવ લોકોને વાંચવાને વાશતે ચોપડી ૧૧૫ ) છપાવી છે વાશતે જે કોઇ દાનાવ લોકોની નજરમો કંઇ વધતુ અથવા ઓછું લખવું હોએ તે ધણી શુખેથી શમશત પંચાતના બેશનારા શાહેબ લોકોને અગાઉથી જાહેર કરે શહી કાંએજે શંવત ૧૮૭૯ નાં(૨) શને ૧૮૨૩ અંગરેજીને

---

(૧) અંહી બંદોબસ્તના આંક માટે જગ્યા ખાલી રાખી છે.

(૨) અહીં તારીખ વારની જગ્યા ખાલી રાખી છે.

દીને શમશત અંનજુમન મલીને નીચે બંદોબશત બએઆંન કીધા છે તે શરવ અમલમો લાવશે કાએજે એ વાતનો અખતીઆર શમશત અંનજુમનનો છે પંણ શમશત પંચાતનાં બેશનારા શાહેબ લોકોની મકશદ એજ છે જે જારે આપડે શમશત અંનજુમન મલીને રૂવાન પછવાડે ખરચ કરવાનાં બંદોબશત ૧ થી તે બંનદોબશત૧ શુધી બએઆંન કીધા છે તે કબુલ રાખીશું તારે આપડે શરવ દશતુર તથા મોબેદ બેહેદીન તથા જે કોઇ હમણું શ્રી મુમબઇ મધે છેઇએ તે પોતે તથા તેહેનાંનાં ફરજંનદાંન ફરજંદો શુધી ઘણુ શુખી થાશું તે શત જાંણજો.

"બી. આપડી માજદીઅશની દીનનાં દશતુર તથા મોબેદ તથા બેહેદીન જે કોઇ હવે પછે શ્રી મુમબઇ મધે આવશે તે ધણી પોતે તથા તેહેનાંનાં ફરજંનદાંન ફરજંનદ શુધી આપડી અંનજુમનનો ઠેડાવેલો બંનદોબશત કબુલ રાખે શહી.

"બી. જે કઇ શ્રી મુમબઇની શરકારને તાલુકેનાં બીજાં ગાંમ હમણું છે તથા હવે પછેનાં બીજા ગામ મુમબઇને તાલુકેનાં થાશે તે મધે બેહેદીન તથા મોબેદ હમણું રેહે છે તથા હવે પછે જે કોઇ તે ગાંમ મધે બીજા બેહેદીન તથા મોબેદ આવીને રેહેશે તે શરવે ધણી તથા તેનાંનાં ફરજંનદાંન ફરજંનદો આપડી અંનજુમંનોનાં થેરાવેલા બંદોબશત કબુલ રાખે શહી.

"બીજું નીચે જે કંઇ બંનદોબશત બએઆંન કીધા છે તે પરમાણે હવે પછે આપડે શરવ ખરચ ઓછો કરીશુ તારે કોઇને રૂવાંન પછવાડે ખરચ કીધાથી કઇ હેરાંન થવું પડશે નહી તથા કોઇ ગરીબને હેવા ખરચ કરવાનું કંઇ ભારી પડશે નહી. અને હેવા ખરચ કીધાથી કોઇ કોઇનો કરજદાર તથા મોહોતાજ તથા ઓશીઆલો રેહેશે નહી તે શત જાંનજો.

"બીજું હવે પછે જારે કોઈ બેહેદીન તથા મોબેદની નજરમો બીજાં કંઇ શારા બંનદોબશત કરવાનું ઠરે તો શુખેથી તે ધણી પંનચાતને અથવા અંનજુનનને જાહેર કરે શહી પછે તેહેનાની નજરમો ઠરશે તે પરમાણે બંદોબશત થેડાવશે શહી.

---

(૧) અંહી બંદોબસ્તનાં આંક ભરવાની જગ્યા ખાલી રાખી છે કે સંખ્યા નક્કી થયા બાદ પછવાડેથી ભરવામાં આવે.

"બીજું રૂવાંન પછવાડે ખરચ કરવાનાં કેટલાએક બીજા જુના બંનદોબશત અશલથી શમશત અંનજુમને થેરાવેલા છે તેજ પરમાણે શાબેત રાખેલા છે વાશતે જે કંઇ અશલનાં બંદોબશત છે તે તથા બીજા નવા બંનદોબશત નીચે બએઆન કીધા છે તે પરમાણે આપડે શરવેને કબુલ રાખવું શહી તેની વીગત":

એ બંદોબસ્તો નીચલી બાબદો અને સંખ્યાના હતા [1]

I. મરણ સંબંધી બંદોબસ્તો. ૧ થી ૧૯. એ બાબદની "પારસી પંચાતના રીગલેશન ના. ૧" એ નામે જુદી ચોપડી છપાવી હતી.

II. લગન સંબંધી બંદોબસ્તો. ૧ થી ૨૪. એ બંદોબસ્તોને જુદા આંક આપ્યા છે.

III સ્ત્રીઓને પારકા ધર્મની માનતાની મનાઇ કરવા બાબે અને સંસાર અને મર્યાદાની કોઇક રાહુ રીતીઓ બાબે. ના૦ ૨૭.

IV આવક જાવક પર તપાસ રાખનારા મેનેજરો બાબે. ના. ૨૫.

V ધર્મનો ખર્ચ કઈ કઇ બાબદમાં કરવો તે બાબે. ના. ૨૬.

VI આ વખત આગમચ ૧૨૫ ) વરસથી પંચાએત શું શું કામ કરતી આવી છે, કેમ કરતી આવી છે, તકસીરવારોને શું સજા કરતી આવી છે, અને એ સર્વ કામ આજ સુધી કોણુ કોણુ સાહેબોએ પંચાએતના મેમબર બની કર્યું, તેઓના અને હાલના મેમબરોના નામો દરશાવવા બાબે ( નાં. ૨૮ ) આ બંદોબસ્તો ઉપલા અનુક્રમે આપણે તપાસીશું.

## I.
## મરણુ સંબંધી બંદોબસ્તો.

મરણુ સંબંધી ૧૯) બંદોબસ્તો નીચે પ્રમાણે હતા:—

૧. દસ્તુર મોબેદોની તેઓના દરજ્જા પ્રમાણેની બેઠકો સંબંધી બંદોબસ્ત ( નં. ૧૮ ).

---

( ૧ ) જુઓ આ બંદોબસ્તોની તે વખતની છાપેલી ચોપડી ઉપરથી ઇ. સ. ૧૮૬૦ માં શેઠ ખ. રૂ. કામાએ છપાવેલી ચોપડી.

૨. મોબેદો સંબંધી બંદોબસ્ત (નાં. ૧, ૨, ૩, ૫, ૬, ૮, ૯). મોબેદોના એ બંદોબસ્તોમાંના કોઈક ગરીબ બેહેદીનોને પણ લાગુ પડતા હતા. એ અરસામાં પાદશ ઉઠમણા જેવા અવસરોએ જેમ મોબેદો તેમ ગરીબ બેહેદીનો પણ જતા હતા. એવું દીસે છે કે ઉથમણા વખતે કોઈ ગરીબ મોબેદોની બીઓ પણ લેવા જતી હતી.

૩. બેહદીનોએ પોતે ધ્યાંન આપવાના બંદોબસ્તો.

આપણે આગલા બાબ[1] માં જોયું કે મીજલસમાં દસ્તુરોએ પોતાના વડપણ અથવા દરજ્જા પ્રમાણે કેમ બેઠક લેવી તે બાબે કાંઇક મતફેર ઉઠતો અને તેથી તા. ૨૫મી નવેમબર ૧૮૧૬ ને દીને દસ્તુરોએ "રાજી રજાવંદીથી" કાંઈ ગોથવણ કરી હતી. પણ એવું દીસે છે કે તે ગોથવણ પ્રમાણે

૧. ઉથમણાની મીજલસમાં દસ્તુર મોબેદોની બેઠક

બરાબર અમલ થતો હતો નહી. તેથી એ બાબે ૧૮ મા બંદોબસ્તમાં નીચે પ્રમાણે ગોથવણ જાહેર કરવામાં આવી હતી: "આપડા ફીરકામો હર કોઇ રૂવાંન થાએ છે તેહનાં ઉઠેઆંણાંની મીજલેશ મધે જે કોઇ દશતુર બેશે છે તેહનાંની પાશે બીજા દશતુરોને બેશવાને વાશતે એક એક શાથે મીનાકેશો થાએ છે ને પોતાંનાં બાપની તથા વડા ભાઇની આગલ થાઇને બેશે છે તે ઘણું નાંમુનાશેબ કરે છે વાશતે આએ બંદોબશત કરવાની જરૂર થાઇ છે જે હવે પછે હરએક મજલેશ મધે પરથંમ દશતુર જંણુ ૪ ચાર બેશે શહી તેની વીગત.

"૧) પેહલા દશતુર ખરશેદજી જમશેદજી નોશારીવાલા બેશે શહી.
૨) બીજા દશતુર મુલાફીરોજજી કાઉશજી બેશે શહી.
૩) તીજા દશતુર એદલજી દોરાબજી શજાંણા બેશે શહી.
૪) ચોથો મેહેરજીરાંણાંવાલા જે કોઇ વડો હોએ તે બેશે શહી.

"એની વીગતે દશતુર જંણુ ૪) બેઠા પછે બીજા જે કોઈ દશતુર તથા પંનથકી શુરતમો અથવા નવશારીમો બેશે છે તે પરમાણે બેશે શહી. અને તેનાંની પાશે શારા બીજા મોબેદ હોએ તે પોતાંનાં વરશ પરમાણે બેશે શહી.

(૧) બાબ ૬. બાબદ ૧૫. પા. ૧૩૮.

અને જે કોઇ હેવી રીતે મજલેશમો બેશે નહી તે ધણીને મજલેશ મધેથી ઉઠાડી મેલશે શહી."[1]

૨. મરણની મીજલસોમાં મોબેદોની હાજરી બાબે બંદોબસ્તો.

એવું દીસે છે કે આ આગલા વખતે જ્યારે કોઇ બહેદીનને ત્યાં મરણ થતું ત્યારે પાદશે યા ઉઠમણે કોઇ પણ મોબેદો– તેડું હોય કે ન હોય—જતા, ગરીબ બહેદીનો પણ જતા. આવી વખતે કોઇ ગરીબ ઉપર ખર્ચનો ઘણો બોજો પડતો; અને વલી જ્યાં વગર તેડવે ઘણાંકો આવે ત્યાં જે આશોદાદ વીગેરે વેંહચવામાં આવે તેમાં કાંઇક ગડબડ થાય અને તેમ થતાં આબરૂદાર મોબેદોનો દરજ્જો જલવાય નહી. આ સબબે વધારે સારી વ્યવસ્થા જાળવવા કાજે કેટલાક બંદોબસ્તો નીચે પ્રમાણે કરવામાં આવ્યા.

મોબેદોનું રેજીસ્ટર.

અન્જુમનની સભાએ કરેલા બંદોબસ્તોમાં સર્વથી પહેલો બંદોબસ્ત મોબેદોનુ એક રેજીસ્ટર સર્વ અગીઆરીઓ મધે અને પંચાએતની ઓફીશમાં રાખવા બાબે છે. ઊપર કહ્યું તેમ આગલના વખતમાં જ્યારે પણ કોઇ મરનારનું ઉથમણું થતું ત્યારે અથવા એવા કોઇ બીજા મરણના અવસરોએ કોઇપણ મોબેદો જઇ શકતા હતા પણ હવે ઠેડવવામાં આવ્યું કે મોબેદોના નામોનું એક રેજીસ્ટર રાખવામાં આવે અને બેહેદીનો જેઓને તેડવા માંગે તેઓએજ ત્યાં જવું. આ રેજીસ્ટર બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (ના. ૧).

"મુમબઈનાં આતશ બેહરાંમ મધે તથા બીજી શરવ અગીઆરી મધે દશાતુર તથા પંનથકી તથા મોબેદ તથા બેહેદીન તે ઠેકાણે હમેશથી રેહેતો હોએ તેનાંનાં નાંમ એક ચોપડી મધે લખીને જે કોઇ અગીઆરીની ખબરદારી કરનાર ધણી હોએ તેનાંની શહી કરાવીને એક એક ચોપડી શરવ અગીઆરી મધે રાખે શહી. અને તે ચોપડીની નકલ કરીને શરવ પંનથકી પોતાની પાસે રાખે શહી તથા પંનચાત મધે તે ચોપડીની નકલ રાખે શહી કાંએજે જેવારે કોઇ બેહેદીનને કાંમ પડે તારે તે ચોપડી જોઇને તે ધણીની ખુશી પર તેટલા મોબેદોને બોલાવશે શહી. અને જે કોઇ મોબેદ અગીઆરી મધેથી જાએ તેહનું નાંમ

(૧) દફતર આશકારા પ્રેસમાં ૧૮૬૦ માં શેઠ ખ. રૂ. કામાએ છપાવેલું ચોપાન્યું પા. ૧૧.

તે ચોપડી મધેથી કાડી નાખે. અને જે કોઇ નવો આવે તેહનું નાંમ તે ચોપડી મધે દાખેલ કરે શહી. "[1]

આ મુજબ મોબેદોનું રેજીસ્ટર કરવાની ગોઠવણ કરવા બાદ મોબેદોના સંબંધમાં નીચલા બંદોબસ્તો કરવામાં આવ્યા.

(ક) અખેઆણાં.

" કોઇ ઇનશાંન ગુજરવાનુ થાએ છે તારે આપડે તે ઇનશાંનનાં શવાબને વાશતે મોબેદ લોકોને અખેઆંણાંનાં ઘઉ તથા પઇશા તથા રૂપીઆ આપીએ છેઇએ તેનો ખરચ ઘણો થઇ જાએ છે તે શા વાશતે જે વગર બોલાવેલા મોબેદ તથા બેહેદીનો ઘણા આવે છે." તેથી ઠેડવવામાં આવ્યું કે બેહેદીનો જે મોબેદોને તેડે તેઓજ તેઓને ઘરે જાય. " કોઇ વગર બોલાવેલા મોબેદ તથા બેહેદીન આવે તેહનાંને કોઇને કંઈ આપે નહી " (ના. ૨).[2]

(ખ) પાદશ.

પાદશે જનારા મોબેદોના સંબંધમાં જણાવે છે કે (બંદોબસ્ત ૩) " જારે કોઇ ઇનશાંન ગુજરે છે તેહને પછવાડે અવલ-મનજલ પોહોચાડવા જાઇએ છેઇએ તેહવારે કેટલાએક મોબેદ તથા બેહેદીન તથા છોકરા પાદશની શાથે આવે છે પંણુ તે મધે કેટલાએક શારા મોબેદ આવે છે તે શરવે આપણી માજદી-અશની દીનનાં ફરમાંન પરમાણે અવશતા પહડેછે પંણુ કેટલાએક બેહેદીન તથા છોકરાવો પાદશની શાથે આવે છે તે કંઇ રવાંનની નઈઅતે અવશતા પહડતા નથી તથા જે કાંઇ બીજા મોબેદ તથા બેહેદીન પાદશ ગીઆ પછે પાછલથી આવે છે તે લોકોભી કંઇ રવાંનની નઇએતે નીઆએશ તથા પતેત કરતા નથી ને જેહવારે ગેહેર ઘણી ભણેલા મોબેદોને પાએઆમોજદ આપે છે તારે વગર ભણેલા લોકો તે ધણીનાં હાતમોથી પ્રીશાદ કરીને લેવા માંગે છે તેહવારે જે કોઇ શારા મોબેદો રૂવાંનની નઇએતે નીઆએશત તથા પતેત કરે છે તેનાંને કંઇ શારી પખે આપતું નથી તે વાશતે આએ બંનદોબશત કરવાની જરૂર પડી છે." પછી જણાવે છે કે ઘરધણી બોલાવે તેજ મોબેદો પાદશે જાય. તેમ જઈ

---

(૧) ઉપલુંજ ચોપાન્યું પા. ૩, "રૂવાન પછવાડે ખરચ ઓછો કરવાની વીગત "

(૨) ઉપલુંજ ચોપાન્યું પા. ૩–૪.

"તે મોબેદો દીનનાં હોકમ પરમાણે દોખમાં આગલ પંનચાતની વાડી છે તાંહાં કુશતી પાદીઆબ કરીને રવાંનની નઇએતે અવશતા પહઢે શહી. અને પછે ઘેરધણી તથા બીજા શરવે દોખમાં આગલથી હેઠે આવે તારે તેહનાંની શાથે તે ધણીનાં દરવાજા આગલ આવે તારે તે ઘેરધણીની ખુશી પડે તે પરમાણે તે મોબેદોને હક પોહોચાડે શહી." પછી ઠેડવે છે કે એમ તેડેલા મોબેદો સીવાય બીજા મોબેદ તથા બેહેદીન તથા છોકરાંને આપે નહી. પણ "કોઇ આંધલા તથા લુલા વગર બોલાવેલા આવે તેહનાંને વાશતે શમશત અંજુમંન બીજો બંદોબશત કરનાર છે તે બંદોબશત થાએ તાં શુધી તેનાંને આપે શહી." [1]

(ગ) મરણના ત્રણ દીવસ ઘરે નીઆએશ પતેત.

એક બંદોબસ્ત (નં. ૫) માં લખે છે કે "જારે કોઇ માંણસ ગુજરે છે તારે આપડા ઘર આગલ દીવશ (૩) તરંણ શુધી આપડી દીનનાં ફરમાંન પરમાણે નીઆએશ તથા પતેત કરાવવી પડે છે." [2] એ માટે પણ ઠેડવે છે કે બોલાવેલા મોબેદોજ ત્યાં જાય અને તેઓનેજ આપવું. વગર બોલાવેલા મોબેદ અથવા બેહદીન જે કોઈ આવે તેહનાને કોઇને કંઇ આપે નહી.

(ઘ) ઉઠેઆંણું.

ઉઠેઆંણુંના સંબંધમાં મોબેદો કાજે નીચે પ્રમાણે બંદોબસ્ત (નં. ૬) કર્યો :—"જે વારે કોઇ ઇનશાંન આપરામો ગુજરે છે તેનું આપડી રશમ પરમાણે તરીજે દીને ઉઠેઆંણું કરવું પડે છે તેવારે મોબેદ લોકોને શજાવાર છે જે આવીને નેઆએશ તથા પતેત કરે પણ કેટલાએક મોબેદો તે વખત ઉપર કંઇ આવતા નથી અને પઈશા અથવા શદરા લેતી વખતે ફીરીશાદ કરે છે તારે અગીઆરીનાં કાંમનાં કરનારા તથા બીજા શારા આબરૂદાર મોબેદો જે કોઈ આવીને નીઆએશ તથા પતેત કરે છે તેનાંને અપાતુ નથી વાશતે ઠેરાવીઉ છે જે હવે પછે જે ધણી રૂવાંનની નઇએતે ઉઠેઆંણું પોતાનાં ઘરમો અથવા અગીઆરી મધે કરે તેવારે તે ધણીને ગમે તેટલા મોબેદોને બોલાવીને રૂવાંનની નઇએતે નીઆએશ તથા પતેત કરાવીને જે કાંઇ તે ધણીની ખુશી પડે

---

(૧) ઉપલુંજ ચોપાન્યું પા. ૪. આ હવે પછીના જે બંદોબસ્તનો ઇસારો છે, તે આંધલા પાંગલા માટે બરપા કરવા ધારેલી ધર્મશાલાનો દીસે છે.

(૨) ઉપલુંજ ચોપાન્યું પા. ૫.

તે પરમાણે તે મોબેદોને આપે શહી. પણ વગર બોલાવેલા જે કોઇ મોબેદ તથા બેહેદીન તથા છોકરાં આવે તેનાંને તે ધણીને તાંથી કોઇને કંઈ આપે નહી ને આપણી દીનનાં ફરમાંન પરમાણે ચાહારમની બાંમદાદ વખતે દહમાંનનું આફરંગાંન કરાવીએ છે તે વખત ઉપર જે કોઇ ઉઠેઆણું કરે તે ધણીથી ઉપલા બંદોબશત પરમાણે મોબેદોને બોલાવીને જે ગમે તે આપે શહી. પણ કોઇ વગર બોલાવેલા મોબેદ અથવા બેહેદીનને કોઇને કાંઇ આપે નહી." [1]

આ બંદોબસ્તની શબ્દ રચના ઉપરથી દીસે છે કે એ અરસામાં સર્વ જરથોશ્તીઓ પાછલી રાતનું ઉઠેઆણું કરતા હતા નહી. "દીનનાં ફરમાંન પરમાણે" ફક્ત "ચાહારમની બાંમદાદ વખતે દહમાંનનું આફરંગાંન" કરાવવાની જરૂરીઆત ધારવામાં આવતી. નોશારી જેવાં જુના ગામમાં હાલમાં પણ ઘણે ઠેકાણે એમજ છે.

એવું દીસે છે કે એ અરસામા આગલ જણાવ્યું છે તેમ ઉથેઆંણુંમાં મોબેદોની સ્ત્રીઓ પણ પૈસા તથા સદરા લેવાને જતી હતી. તે માટે ઠેડવ્યું (નં. ૯) કે "ઓરત લોકો કંઇ નીઆએશ તથા પતેત કરતાં નથી વાશતે...... હવે પછે કોઈ વગર બોલાવેલી ઓરત લોકોને કંઈ આપે નહી" [2]

આ બંદોબસ્તોમાં એક બંદોબસ્ત (નાο ૮) આ બાબે હતો કે દસતુર મોબેદોને ત્યાં ઉઠેઆણામાં "બીજા મોબેદોને પઇશા તથા રૂપીઆ તથા શદરા આપે છે તે અધેઆરૂ લોકોને એક બીજાને હેવુ આપવું તથા લેવુ શજાવાર નથી"

(ડ.) દસતુર મોબેદોને ત્યાં ઉઠેઆંણું.

આ બંદોબસ્ત "અગીઆરીનાં કાંમનાં કરનારા" અંધેઆરૂ માટે હતો. "પણ જે ધણી પોતાંનો રોજગાર કરતો હોએ ને મોબેદીનુ કાંમ નહી કરતો હોએ ને કોઇ બેહેદીન ઉઠેઆણું કરે છે તાંથી આશોદાદ લેતો નહી હોએ તે અધેઆરૂ કોઇનું ઉઠેઆણું કરે તારે તેહની ખુશી પડે તો શુખેથી બીજા મોબેદોને બોલાવીને આશોદાદ આપે" [3]

---

(૧) ઉપલુંજ ચોપાન્યું પા. ૫–૬.

(૨) ઉપલુંજ ચોપાન્યું પાનું ૭.

(૩) ઉપલુંજ ચોપાન્યું પા. ૬–૭.

આગલા વખતમાં કોઇ શકિતવાળાને ત્યાં રવાંન થતાં ચેહારમ જેવા કોઇ અવસરો ને દીને "મોબેદ લોકોનાં નોહોણીઆં"[1] જમાડતા. તે વખતે વગર તેડેલા મોબેદો અથવા ગરીબ બેહદીનો પણ જમવા જતા, તેના અટકાવ બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો. (બંદોબસ્ત ૧૫):

(ચ) ચેહારમના નાનીઆ

"જારે કોઇ રૂવાંનની નઇએતે મોબેદ લોકોનાં નોહણીઆં જમાડે છે તારે ઘેરધણીની ખુશી પડે તેટલા મોબેદોને ઇજંન કરી બોલાવીને જમાડે શહી પણ વગર બોલાવેલા કોઇ મોબેદ અથવા બેહેદીન આવે તેહનાંને જમાડે નહી"

૩. બેહદીનોએ રવાનની ક્રીયાના સંબંધમાં પોતે દયાંન આપવા જોગ બંદોબસ્તો

બેહદીનોએ પોતે પોતાને ઘરે રવાનના સંબંધમાં ઘટતો ખર્ચ, ગંભીરાઇ અને વ્યવસ્થા જાલવવા કાજે નીચલી બાબદોનાં બંદોબસ્તો કરવામાં આવ્યા.

આપણામાં આશરે ૫૦-૬૦ વરસ આગમચ સુધી એવો રેવાજ હતો કે કોઇને ઘર મરણ થાય ત્યારે તે ઘરમાં ખાંણું પકાવે નહી. કોઇ બેશીઓ, અને ઘણું કરી વહેવાઇ, પોતાને ત્યાંથી ખાંણું પકાવી મરનારને ત્યાં મોકલે. એ ઉપ્રાંત એવું દીસે છે કે એ ત્રણ દીવસ કોઇ બાહારના મરદ અથવા ઓરતોને તેડીને તેઓને પણ ખાંણું ખવાડવામાં આવતું. તે બાબે આ બંદોબસ્તો માં નીચે પ્રમાણે અટકાવ ફરમાવે છે (નાં ૪):

(ક) મરણના ત્રણ દિવસ ઘરે ખાણું.

"જેવારે કોઇ રવાંન ગુજરે છે તેવારે આપડી દીનનાં ફરમાંન પરમાણે દીવશ (૩) તરંણ શુધી આપણુ ઘેર મધે કાંઈ પકાવવું જોઇએ નહી તે વાશતે આપણા બેશ કબીલાને તાંહાંથી ખાંણું પકાવીને લાવે છે પણ તે ખાંણું ખાવાને શારૂ બાહેરની ઓરતોને બોલાવીને ખવાડે છે તે કંઈ ઠીક નથી કાંએજે એ ખાવાનું કંઈ ખુશહાલીનું નથી વાશતે જે કોઇ હેવા કારણશર ખાંણુ મોકલે તે ધણી પોતાનાં બેશ કબીલાનાં જે કોઇ તે ઘર મધેનાં રેહેનારાં હોએ તેહનાંને

---

(૧) "નોહણીઆ" એટલે નાહન યાને બરશનુમ જાલવનારા મોબેદો. એવું દીસે છે કે પહેલે એવો રેવાજ હોય કે બરશનુમવાળા યાને નહાન વાપડનારા મોબેદોનેજ જમાડવા; ત્યાર પછી કોઇ પણ મોબેદોને જમાડવાનો ચાલ પડયો હોય, તોપણુ આગલો "નોહણીઆ" અથવા "નાહનીઆ" શબ્દ વપડાશમાં ચાલુ રહયો.

ખવાડે શહી. પણ કોઇ બીજા બાહેરનાં મરદ તથા ઓરત લોકોને બોલાવીને ખવાડે નહી. " [1]

(ખ) એકથી વધુ ઠેકાણે ઉઠીઆણાં.

આગલા વખતમાં કોઇનુ મરણ બહારગામ થતું તો જેમ તે બાહેરગામ તેમ અત્રે પણ તેનું ઉઠેઆંણુ કરવામાં આવતું, જે ચાલ હાલમાં પણ હજુર કેઠે ચાલુ છે. એ બાબે નીચલો બંદોબસ્ત કરવામાં આવ્યો (ના. ૭):

"જેવારે કોઇ ઇનશાંન બીજા દેશાવરમો ગુજરે છે તેની ખબર અતરે બાહારથી આવે છે તારે તેનાં ખેશ કબીલાનાં લોકો તે રૂવાનની નઇએતે અતરે ઉઠેઆંણું કરે છે પણ તે ધણીનુ ઉઠેઆણુ તથા શાવ શરવે તે ઠેકાણા ઉપર થઇ ચુકેલું હોએ તારે અતરે ફરીથી ઉઠેઆંણાંનો ખરચ કરવાનો આપુણને કંઇ જરૂર નથી. આપડી માજદીઅશની દીનનું ફરમાંન એ છે જે કોઇ ઇનશાંન દુર દેશાવર ગુજરેલુ હોએ અને તેહનો શીઆવ તથા શરોશ તથા ઉઠેઆંણુ તે ઠેકાંણાં ઉપર થઉ નહી હોએ તારે તેની ખબર આપુણને માલમ પડેથી તેહનુ ઉઠેઆંણુ તથા શેઆવ તથા શરોશ કરવું શજાવાર છે વાશતે ઠરાવીઉં છે જે કોઇ બીજા મુલકમો ગુજરે તેહનુ ઉઠેઆંણુ તથા શીઆવ શરોશ તે ઠેકાંણાં ઉપર થએો નહી હોએ તારે અતરે તેહનો શીઆવ તથા શરોશ તથા ઉઠેઆંણુ કરવાનો ખરચ કરવો શહી. પણ કદાશ કોઇની ખુશી પડે જે તે ધણીનો શીઆવ તથા શરોશ થાએઓ હોએ તોબી પોતાંનાં દરવાજા આગલ ઉઠેઆંણુ કરવું તો શુખેથી પોતાંનાં ઘરમો કરે શહી અને તે વખત ઉપર પોતાંનાં ઘેરનાં પંથકી તથા પોતાંનાં ઘરનો મોબેદ શેવાએ બીજો કોઇ મોબેદ તથા બેહેદીનને પઇશા તથા રૂપીઆ તથા શદરા કંઇ આપે નહી." [2]

(ગ) ચાહરમના ખાણાં ઘર બહાર નહી મોકલવાં.

આગલા વખતમાં ઘણે ઘરે રેવાજ હતો કે મરણ થતાં ચાહરમને દીને સગાંવહાલાંઓ અને ઓલખાંણુવાલાઓને ત્યાં ચેહારમના ખાણાના ભોણા મોકલવાં. એનો અટકાવ કરવા નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (ના. ૧૦):

---

(૧) ઉપલુંજ ચોપાન્યું પાનું ૫.

(૨) ઉપલું ચોપાંન્યું પા. ૬.

"હરેક કોઈ ગુજરે છે તાહરે તેહનાં ચેહેરમને દ'ને ગોશત તથા ઘીઇ તથા પકાવેલુ ખાંણું ખેશ કબીલા મધે એક બીજાને ઘેર મોકલે છે તે હવે પછે ઉપલા કારણશર ગોશત તથા ઘીઇ તથા પકાવેલુ ખાંણુ' કોઇ કોઇને તાંહાં કંઇ મોકલે નહી. જેહની ખુશી પડે તેને બોલાવીને પોતાંનાં ઘરમાં જમાડે શહી."

આગલા બાબમાં [1] આપણે જોયુ' છે કે તા. ૫ મી જુન ૧૭૯૬ ની "અનજુમનની સભાએ ગ'બારમાં અથવા બાજરોજમાં અથવા બીજી જમણવારમાં તા. વેવાના જમણામાં એક બીજાને ગેર ભાણા" મોકલવાનો રેવાજ હતો તે સાંમે અટકાવ મેલેલો હતો. તે વખતના ઠેડાવમાં આપણે ચાહરમના ભાણાઓ માટે કાંઇ અટકાવ જોતા નથી. તેથી એવુ' દીસે છે કે હવે વખતના વેવાહ સાથે એ ચાહારમના ભાણા ઉપર પણ અટકાવ મુકવામાં આવ્યો.

(ધ) ચેહારમ, છમસી, વરસીની નેઆતના ખાણાં.

આગલના વખતમાં કોઈક શક્તિવાળાઓ ચેહારમ, છમસી, વરસીના દીવસોએ આખા ગામની નેઆત જમાડતા હતા. તે બાબે નીચે પ્રમાણે બદોબસ્ત કરી અટકાવ કરવામાં આવ્યો: "જારે કોઇને તાંહાં રવાન થાએ છે તાહારે તે રવાંનનાં ચાહરમને દને તથા છમશીને દને તથા વરશીને દને નેઆત જમાડે છે તેવારે રવાંનની નઇઅતે તે પકાવેલુ ખાંણુ બગડે છે ને બાજ ધરીને કોઇ ખાતુ નથી અને અજીઠું ઘણું નાખે છે અને શતુમ પઢેલુ બીજા ધરમવાલાનાં ખાધામો આવે છે તે વાતનો આપડી દીન પરમાણે આપુણને ગુનાહ લાગે છે વાશતે હવે પછે ચાહર'મની તથા છમશીની તથા વરશીની નીઆતનુ ખાંણું ( કરવુ' નહી ) [2]

---

(૧) બાબ ૬, બાબદ ૧૦, પા. ૧૩૩.

(૨) શેઠ ખ. ર. કામાએ આ બ'દોબસ્તોની ચોપડી છપાવી છે તેમાં ( બ'દોબસ્ત ૧૧, પા. ૭ ) "નેઆતનુ' ખાંણુ" અહીં સુધી શબ્દો લખી વધુ કાંઇ લખ્યુ' નથી. "કરવુ' નહી" એવા શબ્દો તેમાં નથી. એવુ' દીસે છે કે એ શબ્દો છાપાખાનાની કોઇ ભુલથી રહી ગયા હોય, સબબ કે શેઠ માનેકજી ખરશેદજી "Q in the Corner" એવા તખલ્લુસ સાથના પોતાના પત્રોમાના એક ( ન'. ૬, પા. ૧૫ ) માં આ બાબદનુ' લખાણ કરે છે તેમાં "કરવુ' નહી" એવા શબ્દો નકારનો ખોલ્લો પ્રસારો કરે છે. તેવણ લખે છે કે "neither were they to give extensive feasts nor dinners to the whole caste on the performance of any ceremony for their dead."

અસલના વખતમાં એવો રેવાજ હતો કે દશમાને દીને અથવા મરણના પહેલાં વરસમાં કોઇ ગહંબારને દીને, ખાસ કરી તીર મહીનાના ગહંબારમાં, વાસણો ઇજાવવાં. વળી ખુમચા ભરી મીઠાઈ કરાવામાં આવતી. તે વાશણ તથા મીઠાઇ તથા ખાંણું સગાંવહાલાંઓને ત્યાં મોકલવામાં આવતું. તે બાએ નીચે પ્રમાણે અટકાવનો બંદોબસ્ત કરવામાં આવ્યો (નં. ૧૨):

(ઙ૦) દસમા અને ગહંબારીઆંના વાસણ તથા મીઠાઇ વેંહચવાની બાબત.

"આપરે રવાંનનાં દશમાંને દંને તથા ગહંબારીઆં ને દંને ઘીઈ તથા વાશણ તથા મીઠાઈ તથા ખાંણું પકાવીને એક બીજાને ઘેર મોકલીએ છે તેનો ખરચ ઘણો થઇ જાએ છે અને એ કંઇ આપડી દીનમાં ફરમાંન નથી. વાશતે હવે પછે ચાહરમને દંને તથા દશમાને દંને તથા માશીશાને દંને તથા હરએક બીજી બાજને દંને એક બાજાને તાંહાં ઉપર કહેલો શાંમાંન તથા પકાવેલું ખાંણુ કોઈને તાંહાં કંઇ મોકલે નહી પોતાંનાં ઘરમો પોતાંનાં શગાને તથા બીજા ગમે તેટલા માણુશને બોલાવીને બાજ ધરીને જમાડે શહી."

આ અરસામાં કોઇતે ત્યાં રવાન થતું ત્યારે બાજને દીને અથવા એવા અવસરોએ ખાણુંના ભોણું ખેશીઓ અને ઓલખીતાઓને ત્યાં મોકલવાનો રેવાજ હતો. તે સાંમે અટકાવ મેલવા નીચલો બંદોબસ્ત કરવામાં આવ્યો (નં. ૧૩):

(ચ) બાજના ખાણુંના ભોણું એક બીજાને ત્યાં નહીં મોકલવાની બાબત.

"રૂવાંનની નઇએતે પકાવેલું ખાંણું એક બીજાનાં ખેશ કબીલામો મોકલે નહી કાંએજે જારે આપડે એક બીજાને તાંહાં ભોણું મોકલીએ છેઇએ તારે તે ધણી વરી બીજા પોતાંનાં શગાં વાલાંને ઘેર મોકલે છે. હેવી રીતે રૂવાનની નઇઅતે શતુમ ભણેલુ ખાંણું ઘેરેઘેર જાએ છે તેવારે રશતામો બીજી દીનવાલાનો છેડો લાગે છે તે કંઇ આપડી દીન મધે રવા નથી વાશતે રૂવાંનની નઇઅતે પકાવેલું ખાંણું કોઇ એક બીજાને ઘેર મોકલે નહી. પણ કદાશ કોઈ આપડા ખેશ કબીલાવાલા નજદીકનાં હોએ અને તે ધણીથી કંઇ અટકાવને લીધે આપડે ઘેર બાજને દંને ખાંણું ખાવા આવી નહી શખાએ તો તેટલીજ આશામી ખાએ તેટલુંજ ખાંણું તેનાંને વાશતે જરૂર મોકલવું પડે તો તપાશીને મોકલે શહી. પણ તે ખાંણું એક ઠેકાણેથી બીજે ઘેર મોકલે નહી. અને જે ધણી રૂવાંનની

નઇએતે ખાંણું કરે તે ધણી બોલાવેલા માંણુશને જમાંડે શહી. વગર ઈજન દીધેલાં માણુશને જમાડે નહી. અગર કોઇ આંધલો આવે તો તેહને જમાડે શહી અને જે ધણી બાજ દંને ખાંણું ખવાડે તે ધણી બાહેરનાં લોકોને મરઘી ખવાડે નહી અગર કોઇની ખુશી પડે તો લોબાંન મુકવાને શારૂ એક મરઘીનો ખરચ કરે શહી."

(૭) મરણના બાજ જેવા અવસરોએ ગોશ્ત મર્ઘીનો ઘણો ખરચ નહી કરવાની બાબત.

પંચાએતનાં દફતરોમાં એકથી વધુ જગ્યાએ જોવામાં આવે છે કે આગલા વખતમાં પંચાએતના આગેવાનો જેમ લગનના અવસરો ઉપર તેમ મરણના અને બીજા અવસરો ઉપર ગોશ્ત મર્ઘીના માસના મોટાં ખરચાલુ ખાંણાં સાંમે કાંઇ અભાવ ધરાવતા રહયા હતા. આ બંદોબસ્તોમાં એવાજ કોઇ વીચારથી આગલા બંદોબસ્તના એક ભાગ તરીકે એ માટે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડયો હતો (નં. ૧૪):

"જેવારે કોઇ રૂવાંનની નઇએતે બાજનુ ખાંણુ કરવું પડે છે તારે ગરીબ લોકોને ગોશત તથા મરઘીનો તથા બીજો ખરચ ઘણો કરવો પડે છે તે વાશતે ઘેરાવીઉ છે જે હવે પછે જારે કોઇ રૂવાંનની નઇએતે બાજનુ ખાંણુ કરે તારે ગોશત રતલ ૧) થી તે રતલ થી વધતું લાવે નહી અને તેટલા ગોશત મધે જેટલાં માણસને ખાંણું પોહોચે તેટલા માણુશને પોતાંનાં ઘરમો અથવા વાડીમો બોલાવીને જમાડે શહી."

આગલા બાબ (૬ થો, બાબદ ૯, પા. ૧૨૮ થી ૧૩૧.) માં આપણે જોયું છે કે હમકારાના દીવસો ઉપરનાં અને સરઅવસરો ઉપરનાં ખાણાંઓમાં ગોશ્તના ઉપયોગ સામે ઘણીક હદે અટકાવ નાખ્યો હતો. તેમાં હમકારાના દીવસો ઉપર તો ગોશ્તના ખાંણાની તદન મનાઇ કરી હતી. આ મનાઇ કરકસર ઉપરાંત કોઇ ધાર્મીક વીચારથી કરેલી હતી. લગનનાં ખાણાં માટે ગોશ્ત મરઘીનાં ખાણાંની કાંઇક છુટ મુકી હતી પણ તે માટે પણ કાંઇક હદ બાંધવાની કોશેશ કરી હતી. આ હાલના બંદોબસ્તમાં કોઇ ધર્મી ખ્યાલ કરતાં કરકસરનો ખ્યાલ વધારે રાખેલો દીસે છે.

આગલના વખતમાં મરણુના કોઇ અવસરો ઉપર, દાખલા તરીકે વરસી ઉપર, સગાં વહાલાંઓ અથવા ઓલખીતાંઓને જમવા બોલાવાનો રેવાજ હતો. ઘેરમાં પુરતી જગ્યા નહી હોતી, તે સબબે બાહેરની વાડીઓમાં એવાં ખાંણાં થતાં હતાં.[1] એવાં ખાણાં સાંમે નીચે પ્રમાણે બંદોબસ્ત કરી કાંઇ અટકાવ કરવામાં આવ્યો (નં. ૧૫):

(જ) મરણના અવસરે ખાંણા માટે બહારના માણુસોને નહી બોલાવવાની બાબત.

"જે ધણી બાહારનાં માંણુશને બોલાવીને રૂવાંનની નઈએતે ખાંણું ખવાડે તે ધણી શારી પખે બાજ ધરાવીને ખાંણું ખવાડે શહી. તથા અજીહું પડે નહી અને તે ધણી કોઈ વગર બોલાવેલા મોબેદ તથા બેહેદીન કોઈ આવે તેહનાંને ખવાડે નહી. અગર કોઇ આંધલો અથવા લુલો આવે તેહને ખવાડે શહી. પણ કદાશ કાંઇ ખાંણું વધી પડે તો પોતાંને ઘેર લાવે શહી. નહી તો ગાએ ઢોરને ખવાડે શહી પણ બીજા ધરમવાલાનાં ખાધામો આવે નહી તેહવી તજવીજ રાખવી શહી."

આગલા વખતમાં મરણ વખતે સ્ત્રીઓમાં "પાંથરણા" નો રેવાજ હતો, એટલે કે મરણ બાદ ઓછામાં ઓછા દશ દીવસ યા વધુમાં વધુ ૩૦ દીવસ સુધી ઘરની સ્ત્રીઓ "પાંથરણું" યાને શેતરંજી વીગેરે ઘરની ખડકીમાં પાંથરીને બેસતાં અને બેશીઓ અને ઓલખાંન પીછાણનાં આશરે ૯–૧૦ વાગેથી તેઓને ત્યાં જતાં અને ૧૨–૧ વાગા સુધી બેસતાં. આ ઉપરથી હાલમાં પણ મરણ તાંકણે સ્ત્રીઓ મરણવાળાંને ઘર જાય છે તેને "બેસવા જવું" કરી કહે છે. મારી છોકરવન વયે આંપણા કોઈ રીવાજે મને કમકમાવ્યો હોય તો તે આ રેવાજ હતો કે એવી "પાંથરણાં" ની વખતે મરનારની કોઇ નઝદીકની ખેશી સ્ત્રીઓ પોતાની છાતીઓ કુટતી અને રાગડા કહાડી રડન કરતી. કોઇક સ્ત્રીઓ એવી તો જોશથી છાતીઓ કુટતી કે

(ઝ) સ્ત્રીઓના પાંથરણાં અને રડન કમી કરવાની બાબત.

---

(૧) મારી નાની વયમાં થતાં એવાં મરણને લગતા અવસરનાં ખાણાંની મને સારી પેઠે યાદ છે. મારા પીતા રોજ ૨૯ મો આસ્તાદ માહા ૨ જો અરદીબેહસ્ત સને ૧૨૪૧ ય. ઝ. તા. ૧૬ મી નવેમબર ૧૮૭૧ ને દીને ગુજર્યા હતા. તેવણની વરસીને દીને મારાં માતાજીએ તેવણની નૈયતે આશરે ૨૦૦) આદમીઓનુ ખાવાનું કોલાબે શેઠ જીજીભાઇ દાદાભાઇની દરેહમહેરમાં કર્યું હતું. મારી જાણ પ્રમાણે હાલમાં પણ નોસારી જેવાં બાહેરગામોમાં એવો રેવાજ થોડોક ચાલુ છે.

આપણે ગભરાઇ જઇએ અને કોઇકવાર તેઓ એમ છાતી કુટતાં ને રડતાં બેસુધ્ધ થતી. ઘણા આગલના વખતમાં એમ કેઠે વધતામાં વધતા ૩૦) દીવસ સુધી થતું એમ સાંભલેલું, પણ ૧૦) દીવસ સુધી તો મારા જોવામાં આવેલું. આ રેવાજ સામે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો (નં. ૧૬):

"જારે કોઇ આપડામો ગુજરે છે તારે ઓરત લોકો ગમી ઘણી રાખે છે અને રડવું તથા જારી માશ ૧) તથા ૨) શુધી કરે છે અને દીવશે ખાતાં નથી, રાતનાં ૧) વખતે ખાએ છે અને વરશ દાહડા શુધી જમીન ઉપર શુવે છે તારે તે ઓરત લોકો પછવાડેથી ઘણાં દુખી થાએ છે વાશતે ઠેરાવીઉ છે જે હવે પછે લીદના[1] પથરા દીવશ ૧૦) શુધી રાખે છે તાંહાં શુધી ઓરત તથા મરદ એક બીજાંને તાંહાં જાએ શહી. પણ ચોમાંશામો બેએ હાવનમો લીદના પથરા માશ ૧) શુધી રાખવા પડે છે તારે માશ ૧) શુધી ઓરત લોકો બેશવા જાએ શહી. પણ દીવસ થઆ પછે ઓરત લોકો રડવાનુ તથા જારી કરવાનુ બંધ કરે શહી કાંએજે આપડી દીન મધે ફરમાવેલુ નથી જે રૂવાંનની પછવાડે રડવું તથા જારી કરવી. તે કીધાથી રૂવાંનને ઘણી શખતી પોહોચે છે અને જે કોઇ રડે છે તેનાંને ગુનાંહ લાગે છે. તેહની હકીકત શરવે અરદાએવીરાફ[2] નાંમાંમો લખેલી છે તે વાંચીઆથી રોશંન થાશે વાશતે આપડી દીનનાં ફરમાંન પરમાંણે રૂવાંન પછવાડે જંનદ અવશતા પઢવાનુ ઘણુ સવાબ છે. હરએક વાતે શબર કરવી શજાવાર છે તે વાશતે આએ બંદોબશત પરમાણે આપુણને શરવેને કબુલ રાખવું શહી"

(જ) મરણનો શોક કેટલા દીવસ રાખવો તે બાબત

ઉપલા બંદોબસ્તનાં પેટાંમાં મરણનો કેટલાદીવસ શોક રાખવો તે માટે નીચે પ્રમાણે જાહેર કર્યું છે :—

---

(૧) આ લીદ શબ્દ "લાદી" શબ્દને બદલે લખાયલો દીસે છે.

(૨) આ અર્દાએ વીરાફ નામાનાં ૫૭) માં બાબનો ઇશારો છે. ત્યાંના લખાણ ઉપરથી દિસે છે કે આગલા વખતમાં પણ મરણના ઘણાં શોકની ફર્યાદ સ્ત્રીઓ (નિસ્મનાન) માટે હતી, કે જેણીઓ "ઘણું રડન અને શોક કરતી અને માથું મોરોડું કુટતી." બીજે ઠેકાણે એવાં અણઘટતાં રડણનાં આંસુથી એક નદી નાળું બનતું જણાવે છે કે જે ઓલંગવાનું રવાનને ભારી પડતુ.

"૧ લું. નાંખલું વેહેમાંન વરશ ૧ ) શુધીનું થાએ તેવારે દીવસ ૧ ) એક શુધી ગમી રાખે શહી.

"૨ જું. વરશ ૧ ) ની ઉપરથી તે વરશ ૭) ની અંદર શુધીનુ રૂવાંન થાએ તેવારે દીવશ ૩ ) તરંણુ શુધી ગમી રાખવી શહી પછે જે શારૂં કાંમ કરવું પડે તે કરવું શહી.

"૩ જું. વરશ ૭ ) ની ઉપરનું રૂવાંન ગુજરે તારે દીવસ ૧૦ ) શુધીની ગમી રાખવી શહી. અને રડવું તથા જારી કરવું શરવ ઉપર લખા પરમાંણે મુકી દઇને જે કંઇ શારૂ કાંમ કરવું હોએ તે કરે શહી. તથા આહાર જમવા જાવુ પડે તાંહાં જાએ શહી"

(૨) આદર મહીનામાં મેજ ભણાવવાની બાબત.

આપણામાં આદર મહીનો "મ્યજડ" મહીનો એમ પણ બોલાય છે. મરનારોની નૈયતે ભણતર ક્રીયા વગેરે માટે આ અગતનો મહીનો ગણાય છે. આપણાં એક ધર્મ પુસ્તકમાં એક ઠેકાણે લખ્યું છે કે કોઇ ધણી બહારગામ ગુજરી ગયું હોય અને તેનો મહીનો માલમ નહી પડયો હોય તો તેના મરણના મહીના તરીકે આદર મહીનો લેવો. તે ઉપરથી એ આદર મહીનો રવાંનની ક્રીયા માટે અગતનો મહીનો ગણવાનો વીચાર બરપા થયલો દીસે છે. આગલના વખતમાં એ મહીનામાં કોઇ મરનારોના રોજને દીને મ્યજદ ભણાવવામાં આવતી ત્યારે એક રવાંનની નૈયતેજ નહી, પણ કુટુંબમાં કોઇ બીજાં રવાનો થયાં હોય તો તેઓની નૈયતે પણ મ્યજદના જુદા જુદા ખુમચા કરવામાં આવતા હતા. તે ખરચાલુ રેવાજ સાંમે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નં. ૧૭):

"આપડી દીન મધે ફ્રરમાવેલુ છે તે પરમાણે આદર મહીનો આવે તારે રૂવાંનની નઇએતે શરવે જાતનુ ખાંણું પકાવીને તથા મીઠાઇ બનાવીને તથા મેવો મંગાવીને મોબેદ પાશે રૂવાંનની નઇએતે મીઅજદ ભણાંવીએ છે પણ કેટલાએક ગરીબ લોકો છે તે એકજ ખુમચા મધે શરવ મુકીને મોબેદ પાશે મીઅજદ ભણાંવે છે અને કેટલીએક આશામીનાં ઘર મધે શરવ રૂવાંનની નઇએતે જુદી જુદી થાલી મધે ભરીને ઘણાં મોબેદો પાશે જુદી જુદી વખતે મીઅજદ ભણાવે છે તે કાંઈ આપડી દીન મધે ફ્રરમાવેલુ નથી અને વલી

તે ખાણું તથા મેવો તથા મીઠાઇ એક બીજાને ઘેર મોકલે છે તેવારે રશતામો બીજી દીનવાલાનો છેડો લાગે તે કંઇ આપડી દીન મધે રવા નથી વાશતે ઠેરાવીઉ છે જે હવે પછે જારે કોઇ આદર મહીનાં મધે અથવા હરેક બીજી વખતે મીઅજદ કરાવે તારે જેટલુ ગમે તેટલુ ખાણું પકાવીને તથા મીઠાઇ બનાવીને તથા મેવો મંગાવીને શરવે એકજ વખત મોબેદ પાશે ભણાંવે શહી. અને તે ખાણું તથા મીઠાઈ તથા મેવો પોતાનાં ઘરમો બાજ ધરીને ગમે તેટલા માણુશને બોલાવીને ખવાડવું શહી. પણ તે મોબેદોનું ભણેલું ખાણું તથા મીઠાઈ મેવો કેથે બાહેર એક બીજાને તાંહાં મોકલવું નહી."

ઉપલા બંદેબસ્તો ઉપર અમલ કરવા માટે કરવામાં આવેલી તાકીદ.

ઉપર જણાવવા મુજબ મરણના દેવાજો અને ખરચો સંબંધી ૧૧) બાબતોના બંદોબસ્તો કરી સેવટે એક તાકીદ કરનારો બંદોબસ્ત નીચે પ્રમાણે કરવામાં આવ્યો (નં. ૧૯):

"તરત જે કંઇ શમશત પંનચાતનાં બેશનારા શાહેબ લોકોની નજર પોહોચી છે તાંહાં શુધી રૂવાંન પછવાડે ખરચ ઓછો કરવાંનાં બંદોબશત શરવે અંનજુમંનને જાહેર થવાને વાશતે બએઆંન કીધા છે તે પરમાણે આપડે શરવ કબુલ રાખવા શહી. અને જે ધણી એ બંનદોબશત બએઆંન કીધા છે તે કરતાં પોતાંની બરાએ ખુદી[1] થી વધતો ખરચ કરશે તે ધણી શમશત પંનચાતનો તથા શમશત અંનજુમનનો તકશીરવાર થાશે અને શમશત અંનજુમનની અથવા શમશત પંનચાતનાં બેશનારા જે કોઇ શાહેબ લોકો હશે તેહનાંની નજરમો ઠરશે તે અશલનાં શરેશતા પરમાંણે જે ધણીની જેવી તકશીર હોશે તે પરમાણે તે ધણીને શજા દેશે શહી."

એ બંદોબસ્તોની સેવટે નીચે પ્રમાણે આપણે નોંધ વાંચયે છીએઃ—

"અશલ વરશ ૧૦૦) ની અગાઉથી તે આજ દંન શુધી આપડી પંનચાતનાં બેશનારા શાહેબ લોકો આપડી અંનજુમનનાં ફાએદાને વાશતે હરએક વાતનાં બંદોબશત કરતા આવેઆ છે તે વાશતે બંદોબશત પેહેલા મધે હકીકત બએઆંન કીધી છે તે પરમાંણે બેહેશતી વાડીઆજી જંમશેદજી બહમનજીએ તથા તેનાંની શાથે બીજા પંચાત મધે બેશનારા શાહેબ લોકોએ લગંન મધે ખરચ ઓછો કરવાને વાશતે બંદોબશતની ઈઆદદાશત તથા રૂવાન પછ-

(૧) ફા. "બ રાયે ખુદી" એટલે "પોતાના ( આપ ખુદ ) વિચાર પ્રમાણે".

વાડે ખરચ ઓછો કરવાની ઇઆદદાશત લખેલી હતી તે મધેથી તરત રૂવાન પછવાડે ખરચ ઓછો કરવાનાં બંદોબશત નકી કરીને શરવ અંનજુમંનને જાહેર થવાને વાશતે ચોપડી ૧૧૫) છપાવી છે. અને હવે પછે લગંન મધે ખરચ ઓછો કરવાનાં બંદોબશત તથા બીજા કેટલાએક બંદોબશત નકી કીધેલા છે તેહની ચોપડીઓ છાપવા આપી છે તે તઇઆર થાશે તારે શરવ દાંનાવ લોકોને વાંચવાને વાશતે આપીને શરવે અંનજુમંનને જાહેર કરીને અમલમો લાવશું તે શત જાંણુજો"

## II.

## લગન સંબંધી બંદોબસ્તો.

એવું દીસે છે કે આ અરસાની આગમચ, દાવર ફરામજી નાનાભાઇ (મરણ ૧૪ મી ડીસેમબર ૧૮૨૦), મેરવાનજી નવરોજી શેઠના (મરણ ૧૦ મી ડીસેમબર ૧૮૧૮) તથા વાડીઆજી જમશેદજી બમનજી (મરણ ૩૧ મી ઓગસ્ટ ૧૮૨૧), એઓએ પંચાએતના આગેવાનો તરીકે અવાર નવાર પોતાના વખતમાં કોશેશો કીધી હતી [1] કે લગનના ખરચો ને કાંઇ આંકોશમાં રાખવાના બંદોબસ્તો કરવા પણ તે કોશેશોએ કાંઇ નીયમીત રૂપ લીધું હતું નહી. વાડીઆજી જમશેદજી બમનજી એ સવંત ૧૮૭૭ (ઈ. સ. ૧૮૨૧) માં એટલે પોતાનઃ મરણવાલાં વરસમાંજ એ બાબે કેટલાક "દાવર તથા દશતુર તથા બેહેદીન જે કોઇ હતા તે શાહેબ લોકો" જે કોઇ હતા તેઓની મશવરતથી લગનના બંદોબસ્તો માટે "વીચાર કીધો હતો જે આપરા કેટલાએક લોકો પોતાંનાં નાંહાંન છોકરાંની કદખોદાઇ [2] કરે

(૧) "મુંબઇની પારશીની પંચાએત" નામની શેઠ બ. રૂ. કામાએ છપાવેલી ઉપર જણાવેલી ચોપડી પા. ૧૪.

(૨) "કદખોદાઇ" એ શબ્દ ફારસી છે અને તેનો અર્થ "લગન" થાય છે પણ આ બંદોબસ્ત અને લગનના બીજા બંદોબસ્તોમાં એ શબ્દ "અદરાવા"ને અર્થે વપરાયો છે. એના એવા ઉપયોગની સાબેતી લગનના ૧૭ માં બંદોબસ્તની એક જગ્યાની ભાષા ઉપરથી માલુમ પડે છે. ત્યાં લખે છે કે "કોઇ ગરીબના છોકરાંની કદખોદાઇ કરી આપશે અથવા સદરો પેહરાવશે અથવા લગન કરી આપશે" (બંદોબસ્ત ૧૭ પેટાં ફકરો ૮). આ વાકયમાં "કદખોદાઇ" અને "લગન" એ બે શબ્દોને જુદે અર્થે વાપડયા છે.

છે તારથી તે આદરણી તથા લગ્ંન કરે છે તાંહાં શુધી આપરા બજરૂગ લોકો અશલ ખરચ કરતા હતા તે કરતાં હમણાં એક બીજાની દેખાદેખીથી ખરચ ઘણો કરે છે તારે બીજા ભલા માણુશને પોતાંની આબરૂ પરમાણે તેહેવો ખરચ કરવાનું ઘણું ભારી પડે છે અને કદાશ કોઇ પોતાની આબરૂ પરમાંણે વતો ખરચ કરે છે તારે તે ધણીને પછવાડેથી હેરાંન થવું પડે છે.............
(૨)જુ ...જાહરે કોઇ આપરા ગરીબ લોકોથી છોકરીને ઘણી રીત આપવાનુ તથા શારો ખરચ કરવાનું બની આવતુ નથી તેવારે તેહનાંની છોકરીઓ વરશ ૧૨) થી તે વરશ ૨૦) શુધીની થઇ જાય છે પંણુ તેહનાની કદખોદાઇ તથા લગ્ંન થાતાં નથી તે શાવાશતે જે આપરી પાશે હેવાં કારણુશર ખરચ કરવાનાં બંદોબશત અશલથી કંઇ લખી રાખેલા નથી"[1]. તે ઉપરથી એ લોકોએ ઠેડવ્યું હતું જે "આપરે હરએક વાતે ખરચ ઓછો કરીશું તારે આપરા ગરીબ લોકોને આગલ જતાં ઘણું શારૂં થાશે."

આગલી એવી કોશેશોની યાદી ઉપરથી લગન સંબંધી જે બંદોબસ્તો આ અરસામાં ઘડયા હતા તે કંઈ અનજુમનની સભા મલી સેવટના બહાલ રાખવામાં આવેલા હોય એમ દીસતું નથી. પણ તે બંદોબસ્તો જેમ ઘડયા છે તેમ જોતાં દીસે છે કે નીચલી બાબદોમાં કાંઈક સુધારાઓ કરવા માટેની ધારણા રાખવામાં આવી હતી.

૧ લગનના ખરચો ઓછા કરવા.
૨ લગન સંબંધી કાંઈક સંસારી રેવાજોમાં સુધારો કરવો.
આ બંન્ને બાબતો આપણે કાંઇક વીગતે અહીં તપાસીશું.

## ૧ લગનના ખરચો કમી કરવાની બાબદ.

નાની ઉમરે અદરાવવા સામે અભાવ.

લગન સંબંધી ખરચો વધી જવાનો એક મુખ્ય સબબ આ હતો કે તે વખતે બચ્ચાંઓને ઘણી નાની વયથી અદરાવી મુકવામાં આવતાં હતાં. તેથી લગન વખતે જે ઘણા ખરચો થતા હતા તે ઉપ્રાંત અદરાવવા અને લગનની વચ્ચેના લાંબા અવસરમાં ઘણાંક તેહેવારો—તેમાં કોઇક તો બીજી દીનવાલાઓના તહેવારો—ઉપર બચ્ચાંઓને અવાર નવાર પેહરપેહરામણી

(૧) ઉપલીજ ચોપડી પાનું ૧૩.

કરવી પડતી તેથી ખરચ ઘણુા વધી જતા. તેથી તે વખતના આગેવાનોએ વીચાર કરેલો દીસે છે કે અદરાવા માટે કોઇ ચોકસ ઉમરની મુદત રાખી હોય તો સારૂં. એ માટે તેઓએ બંદોબસ્તનો ખરડો, જેની, આગલ જણાવવા પ્રમાણે, આશરે ૧૧૫ ) નકલો છપાવી, લોકોના મત જાણવા માટે, વેંહચી હતી તેમાં અદરાવાની ઉમર આગલ સંખ્યાનો ગાલો ખાલી રાખ્યો હતો કે લોક વીચાર જાણવા પછી ઘણાકોના મત મુજબ અદરાવાની ઉમરની હદ મુકરર કરવામાં આવે. એ બાબદના બંદોબસ્તમાં લખે છે કે(નં. ૧ અને ૩) "આપણાંમો શરેશતો છે જે આપણાં નાંદાંન છોકરાંની કદખોદાઇ એક બીજાનાં ખેશ કબીલા મધે અથવા હરએક બીજે શારે ઠેકાંણે કરી રાખીએ છેઇએ......તાંહાં શુધીનો ખરચ ઘણો કરવો પડે છે...........વાશતે શમશત પંચાતનાં શાહેબ લોકોએ ઠેરાવીઉ છે જે હવે પછે તેહવો ઘણો ખરચ કરવો પડે નહી ને શારૂં છોકરીની ઉમર વરશ [1] ની થાએઆ પછે આદરણી કરવી શહી કાંએજે આપડે નાંદાંન છોકરાંની કદખોદાઇ કરીએ છેઇએ ને તેહની પછવાડે લગન કરીએ છેઇએ તાંહાં શુધીનો ખરચ ઘણો કરીએ છેઇએ તે ખરચ કીધેલા રૂપીઆ છોકરાં લાએકનાં થાએ છે તાંહાં શુંધી વેઆજ શાથે રૂ. ૧ એકના રૂ. ૪ થાઇ જાએ છે પણ તે મધેથી પઇશો ૧ ) તે છોકરાંને કાંમ લાગતો નથી ને ખોદાએ ન કરેને બેમોથી એક છોકરાંની કજા એલાહી આવી પોહોચે છે તારે બેહુ તરફનો ખરચ કીધેલો શરવ રદ થાઇ જાએ છે તે મધે છોકરીનાં બાપે શરવ તેહેવાર ઉપર પોતાંની છોકરીને છેડે બાંધવા રૂપીઆ આપા હોએ તે તથા જમાઇને રૂપીઆ તથા કપડાં તથા જરીઆંન કીધું હોએ તે તથા આદરણીને તથા લગંનને દંને રીત આપી હોએ તે કોઇ પાછુ આપતુ નથી અને છોકરાંનાં બાપે જે કાંઇ પોતાંની વહુને કપડાં તથા જરીઆંન કીધું હોએ તે શરવે પાછુ માગે છે અને કદાશ કોઇ છોકરીનો બાપ કપડાં તથા જરીઆંન શરેશતા પરમાણે પાછુ આપતો નથી તેવારે છોકરાંનો બાપ પંચાત મધે ફરીઆદ આવે છે તે વાશતે પંચાતનાં શાહેબ લોકોએ થેડાવીઉ છે જે જેવારે કોઇ પોતાંનાં નાંદાંન છોકરાંની કદખોદાઇ કરી રાખે તે દંનથી તે આદરણી

---

( ૧ ) લોક મત જાણવા પછી અદરાવાની ઉમર નકકી કરવાની હતી, તેથી એ ગાલો રાખ્યો છે.

કરે તે દંન શુધી ખરચ કરવાનો બંદોબશત ૨ જો તથા ૩ જો તથા ૪ થો તથા ૫ માંથી તે ૬ ) ઠા શુધી બેએઆંન કીધું છે તે પરમાણે ખરચ કરે શહી અને તે પરમાંણે ખરચ કરીશુ તારે આપડા ગરીબ લોકોને ઘણુ શારૂ થાશે. અને છોકરીના બાપને ઉપર બએઆંન કીધુ છે તે પરમાણે પાછુ આપવાનું તથા છોકરાના બાપને પાછુ લેવાનું કોઇને કંઇ ભાહારી પડશે નહી તે શત જાંણજો." એ પછી વધુ જણાવે છે કે "આપડા તથા બીજા ધરમવાલાના તેહેવાર પડે છે તારે તે નાંદાંન છોકરાંને કપડાં તથા જરીઆંનનો તથા મીઠાઈનો ખરચ અગાઉથી ઘણો થઈ જાએ છે તારે આપણાં ગરીબ લોકોથી આદરણી ઉપર તથા લગંન મધે પોતાની વહુને તથા જમાઈને કપડાં તથા જરીઆંન કરવાનું તથા છોકરીને રીત આપવાનુ બની આવતુ નથી. તે શબબથી ઘણી છોકરીઓ મોહટી થઈ જાએ છે તથા છોકરીઓને દશતાંન આવે છે પણ લગન થાતાં નથી વાશતે બંદોબશત ૧ ) લા મધે બએઆંન કીધું છે તે પરમાંણે છોકરીને વરશ ..... ...[1]થએઆ પછે નાંમજદ ઇઆને અદરાવીએ શહી. તાર પછે આદરણી તથા લગંન ગંમે તે દાહડે કરે શહી. પણ છોકરીને વરશ ૧૨) ની અગાઉ લગંન કરી આપીએ શહી. તે મધે આપુણને કશો અટકાવ પડશે નહી કાંએજે આપડી વેલાએત[2] મધે તથા શ્રી મુમબઈ મધે તથા શ્રી શુરત મધે તથા બીજા દેશાવર મધે ઘણી છોકરીઓ વરશ ૧૧ થી તે વરશ ૨૦) ની ઉમરની થઇને પરણે છે ........ તે પરમાંણે ખરચ કરશુ તારે આપરા ગરીબ લોકોને વરશ ૧) મધે પોતાંનાં ૪) ચાર છોકરાંની કદખોદાઈ તથા આદરણી તથા લગંન કરવાનુ કોઇને કંઇ ભારી પડશે નહી."

આ બંદોબસ્તો પ્રમાણે તે વખતે લગનના મોટા ખરચો નીચલા ત્રણ પ્રકારના થતા હતા:

| | |
|---|---|
| | ૧ પેહરપેહરામણીના. |
| લગનના ખરચો ઓછા | ૨ ખાંણાપીણીના. |
| કરવાની બાબદ. | ૩ સીજલસ વીગેરે માટેની ગોઠવણોના. |

---

(૧) અંહી આંક માટે જગ્યા ખાલી રાખી છે.

(૨) "આપડી વેલાએત" તે ઇરાંન સમજવું.

લગનના ખર્ચોમાં પેહરપેહરામણીના ખર્ચો, બચ્ચું અદરાય ત્યારથી તે બચ્ચાંને ત્યાં ફરજંદ આવે ત્યાં સુધી, ચાલુ રહેતા. ખાસ કરી છોકરીના માબાપને સર તે વધારે ભારી પડતા. આ સબબે નીચલા કેટલાક બંદોબસ્તો કરવામાં આવ્યા :

**૧. પેહરપેહરમણીના ખરચો.**

**(ક) અદરાવતી વખતે કરકસરના ખર્ચની બાબદ.**

છોકરાંની કદખોદાઇ કીધી એટલે અદરાવ્યા પછીના પરથમના ખર્ચ માટે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો ( નાં. ૪ ): "આપરે છોકરાંની કદખોદાઇ કીધા પછે પરથંમ માછલી તથા હરકંઇ મેવો તથા ખાંણું પકાવીને એક બીજાને ઘેર મોકલીએ છે તેહનો ખરચ ઘણો થાએ છે વાશતે ઠરાવીઉં છે જે હવે પછે હેવાં કારણુશાર કોઈની ખુશી પડે તો માછલી તથા મેવો તથા હરએક બીજી જનશ મોકલે તે રૂ. ૦॥ થી તે રૂ. ૨ ) શુધીનો માલ મોકલે શહી તેથી વધતો ખરચ કોઇ કંઇ કરે નહી પણ હેવાં કારણુશાર પકાવેલું ખાંનું કોઇ કોઇને તાંહ મોકલે નહી."

**(ખ) અદરાએલાં છોકરાંઓને આપણા અને હીંદુ તહેવારો ઉપર અપાતી ભેટોનો ખરચ કમી કરવો.**

આગલ રેવાજ હતો કે જેમ આપણા તેમ હીંદુઓના તહેવારો ઉપર અદરાયલાં છોકરાંઓને તેઓને સાસરેના તેમજ સાસરીઆનાં ખેશીઓ તરફના લોકો બોલાવે અને કપડાં જરીઆંન મીઠાઈ વીગેરે આપે. એ બાબેના મોટા ખર્ચ સાંમે નીચે પ્રમાણે અટકાવ મેલવામાં આવ્યા ( નાં. ૫ ): "આપડે છોકરાંઓની કદખોદાઇ કરીએ છેઈએ તારે છોકરાંને પરથંમ આપડે ઘેર બોલાવીએ છેઈએ તથા આપરાં ખેશ કબીલાનાં લોકો તે છોકરાંને પોતાને ઘેર પરથંમ બોલાવે છે તારે તથા આપરો નોરોજ તથા પતેતી આવે છે તારે તથા આપરાં જશન તથા પરભ તથા બીજી આપડી ખુશાલીના દાહાડા આવે છે તારે તથા હીંનદુ લોકોની દીવાલી તથા હોલી તથા બલેવ તથા દશેરા તથા બીજા ઘણી તરેનાં તેહવાર આવે છે તે વખત ઉપર આપુણને તે નાંદાંન છોકરાંને વાશતે કપડાં કરવાનો તથા જરીઆંન કરવાનો તથા મીઠાઇ આપવાનો ખરચ ઘણો કરવો પડે છે તે વાશતે પનચાતનાં શાહેબ લોકોએ ઠેરાવીઉં છે જે હવે પછે કોઈ પોતાના નાંદાંન છોકરાંની કદખોદાઈ કરે તે ધણી હરેક શપરમો દાહાડો આવે તારે અથવા તે છોકરાંને પોતાંને ઘેર બોલાવે તારે કપડાં તથા

જરીઆંન તથા મીઠાઇનો ખરચ કોઇને કાંઈ કરવો નહી. કદાશ કોઇની ખુશી પડે તો ૧) એક નાલીએર આપે શહી. તે કરતાં વધતુ આપે તો રૂ. ૦ાા થી તે રૂ. ૧) શુધીની મીઠાઇ અપાવે અથવા રૂપીઆ અરધાથી તે રૂ. ૧) શુધી રોકડું નાણું આપે શહી. એથી વધતો ખરચ કોઈ કંઈ કરે નહી".

(ગ) અદરાયલાં છોકરાંઓના માબાપની અને ખેશીઓની પેહરામણી પાછળના ખર્ચ.

આગલ છોકરાંઓને અદરાવવા બાદ તેઓના માબાપો અને ખેશીઓ એકમેકને ત્યાં પહેલવહેલાં જતાં હતાં ત્યારે એકમેકને મોટી પેહરામણી કરવી પડતી હતી. તેને બદલે હવે ઠેડવવામાં આવ્યું કે હવે ખુશી પડે તો ફકત એક નારીએલ આપે. બીજુ વધુ કાંઇ નહી આપે. એ બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત કર્યો (નં ૬):

"આપરે છોકરાંની કદખોદાઇ કરીએ છે તારે છોકરાનાં માએ બાપને તથા તેહુનાં ખેશ કબીલાને એક બીજાને ઘેર પરથમ ખાંણું ખાવાને વાશતે બોલાવીએ છે અથવા હરકંઇ બીજા કારણશર એકબીજાને ઘેર પરથંમ જાએ છે તારે આપરે મરદ લોકોને શાલ તથા પાગડી તથા રોકડા રૂપીઆ આપીએ છેઇએ તથા ઓરત લોકોને કપડાં તથા રોકડા રૂપીઆ આપીએ છેઇએ તે ખરચ ઘણો થઇ જાએ છે વાશતે ઠરાવીકું છે જે હવે પછે કોઇ કોઇને તાંહાં હેવાં કારણશર ખાંણું ખાવા જાએ તારે અથવા અમથા જાએ તારે કોઇને કંઇ આપે નહી. તથા કોઈ કાંઇ લીએ નહી કદાશ કોઇની ખુશી પડે તો એક એક નાલીઅર આપે શહી."

(ઘ) આદરણીના દીવસના કપડાં જરીઆનના મોટા ખર્ચ કમી કરવા.

આદરણીના દીવસે કપડાં તથા જરીઆન પાછલ થતા મોટા ખર્ચ સાંમે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નાં. ૮):—

"જારે આપરે છોકરાંવોની આદરણી કરીએ છે તારે કપરાં તથા જરીઆંન તથા રીત આપવાનો ખરચ ઘણો કરવો પડે છે વાશતે પનચાતનાં શાહેબ લોકોએ ઠેડાવીકું છે જે હવે પછે આદરણીને દંને કપરાં તથા જરીઆંન તથા રીત આપવાનો ખરચ કરવો નહી તેહની વીગત.

"૧. પરથમ એ જે આદરણીને દીવશે પોતાંની વહુને જરીઆંણુ તથા

કપરાં રૂ. ૫ ) થી તે રૂ.[1]      શુધીનાં કરે શહી  તેથી વધતું કોઇ કરે નહી.

"૨. બીજું એ જે આદરણીને દને પોતાંનાં જમાઇને કપરાં તથા વીટી તથા રોકડા રૂપીઆ મલીને રૂ. ૧ ) થી તે રૂ.      ) શુધીનો અવેજ આપે શહી તેથી વધુ કોઇ કંઇ આપે નહી.

"૩. તરીજું એ જે આદરણીને દંને છોકરીને રીત આપીએ છે તે હવે પછે કોઇ કંઇ આપે નહી.

"૪. ચોથું એ જે આદરણીને દંને છોકરીની શાશરી તરફનાં જે કોઈ ઓરત લોકો આવે છે તેનાંને પેહેરાંમણીના કરીને રૂપીઆ તથા કપડાં આપીએ છે તે હવે પછે કોઇને કંઇ આપે નહી. કદાશ કોઇની ખુશી પડે તો એક એક નાલીઅર આપે શહી.

"૫. પાંચમું એ જે આદરણીને દંને ઘેર ધણીની ખુશી પડે તો પોતાની છોકરીને કપડાં તથા જરીઆંન તથા રૂપીઆ મલીને રૂ. ૧ ) થી તે રૂ.      ) શુધીનો અવેજ આપે શહી તેથી વધતું આદરણીને દંને કોઇ કંઇ આપે નહી.

"૬. છઠું એ છે જે આદરણીને દંને ઉપર લખા પરમાણે ખરચ કરે શહી. પણ કદાશ કોઈની ખુશી પડે જે ઉપર લખું છે તે કરતાં કંઇ વધતુ આપવું તો આદરણી થઇ રહા પછે પોતાંની વહુને તથા પોતાંનાં જમાઇને તથા પોતાંની છોકરીને ગમે તેટલા રૂપીઆનો અવેજ રોકડા તથા કપડાં તથા જરીઆંન આપે શહી. પણ આદરણીને દંને ઉપર લખા કરતાં કોઇ કંઇ વધતું આપે નહી. તથા કોઇ કંઇ વધતું લીએ નહી અને કદાશને ઉપર બએઆંન કીધું છે તે કરતાં કોઇ વધતાં કપરાં તથા વધતું જરીઆંન પોતાંની વહુને આદરણીને દંને કરશે અને કદાશ તે છોકરીની કજા એલાહી થઆ પછે તે છોકરી નો ખાવંદ અથવા શશરો તે કપડાં તથા જરીઆંન પાછું માંગશે અને છોકરીનો બાપ કદાશ પાછું આપશે નહી નેહની ફરીઆદ પંનચાત પારો આવશે તેનો દાવો પંનચાત મધે અથવા હાકમને તાંહાં કાંઈ ચાલશે નહી વાશતે ઉપર બએઆંન કીધા પરમાણે શરવેને આદરણીને દંને ખરચ કરવો શહી."

---

(૧) આ બંદોબસ્તોમાં જ્યાં જ્યાં ખાલી જગ્યા છે ત્યાં સમજવું કે બંદોબસ્તો બહાલ રાખતાં જે વખતામાં વખતી રકમ અનજુમન નક્કી કરે તે લખવાની મતલબ રાખી છે.

(ઙ·) મોશાલાંના મોટા ખર્ચ કમી કરવાની બાબદ.

આગલા વખતની અંદર લગનના અવસરોએ એક ધણીએ પોતાની છોકરીનાં છોકરાંના લગનમાં મોસાલું[1] તરીકે ઘણો મોટો ખર્ચ કરવો પડતો હતો. તે ખર્ચ અટકાવવા કાજે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો (નાં. ૧૪):—

"આપરાંમો શરેશતો છે જે છોકરીને ઘેર છોકરાં પરણે છે તારે છોકરીના બાપને ઘેરથી પોતાંની છોકરીને મોશાલુ કરે છે તે મધે પોતાની છોકરીને કીજે તથા છોકરીની શાશુને કીજે તથા છોકરીનાં ખાવંનદને કીજે જરીઆંન તથા કપડાં તથા રૂપીઆ વગરે બીજો પદનો શાંમાંન જે કંઇ તેહુનેથી બની આવે છે તે આપે છે તેહુનો ખરચ ઘણો થાઇ જાએ છે વાશતે ઠેરાવીઉ છે જે પોતાંની છોકરીને તથા છોકરીની શાશુને તથા છોકરીનાં ખાવંદને હવે પછે કોઇ કંઇ મોશાલાં દાખલ કંઇ આપે નહી. એમ કરતાં કોઇની ખુશી પડે જે પોતાંની છોકરીને કંઇ આપવું તો શુખેથી છોકરીનાં છોકરાંનાં લગંન થઇ રહેઆ પછે જે ગમે તે પોતાંની છોકરીને તથા જમાંઇને કપડાં તથા જરીઆંન અથવા રોકડુ નાંણુ અથવા હર ટંઈ બીજી જનશ આપે શહી. પણ લગંન મધે મોશાલાં દાખલ કોઇ કોઇને કંઇ આપે નહી તથા કોઇ કંઇ લીએ નહી."

(ચ) લગનની નવજોત વખતની ખરચાલુ પેડરા· મણી કમી કરવાની બાબત

આગળ એવો રેવાજ હતો કે લગનના અવસરે લગન થતાં બચ્ચાંઓની નવજોત થતી. આ લગન વખતની બીજી નવજોત માટે આ બાબની સેવટે કાંઇક ખુલાસો કર્યો છે. તે વખતે છોકરાને શાશરેથી તથા ખેશ કબીલા મધેથી તથા બીજા લોકોને તાંહાંથી નવજોતની વખતે શાલ તથા પાઘરી વીગેરે આપી નવજોત લખાવતા. આ એક ખરચાલુ રેવાજ થઈ પડયો હતો તે સાંમે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નાં. ૧૬):—

"જારે આપરે લગંન મધે છોકરાંને નોહોણુ નહવારીને નવજોત કરીએછે તારે તથા અમથો શદરો પેહરાવીને નવજોત કરીએછે તે દને છોકરાંને શાશરેથી

---

(૧) મોશાલું તે અસલ "મોસાળું" શબ્દ છે. "મોસાળ" એટલે કે મમાવાનું ઘર (ત્રીપાઠીનો શબ્દ કોષ). "મોસાળિયાં" એટલે મમાવાને ઘેરના ખેશીઓ. ત્યારે "મોસાળું" એટલે કે "મોસાળિયાંઓ"એ એટલે કે મમાવા તરફના ખેશીઓએ લગન વખતે આપેલા ભેટ.

તથા ખેશ કબીલા મધેથી તથા બીજા લોકોને તાંહાંથી નવજોતની વખતે શાલ તથા પાઘરી તથા રૂપાંની તથા શુનાંની જનશ તથા રોકડા રૂપીઆ લાવીને નવજોત લખાવે છે તથા છોકરાંને આપે છે તેહનો ખરચ ઘણો થાઈ જાએ છે વાશતે થેરાવીઉ છે જે હવે પછે જારે કોઈ નવજોત કરે તારે નવજોત દાખલ તથા શેશ દાખલ કોઈનુ કંઈ લીએ નહી તથા કોઈ તે છોકરાંને તથા તેહેનાં માએ બાપને કંઈ આપે નહી પણ તે ઘેરધણીની ખુશી પડે તો પોતાંનાં ફરજંનદને કપડાં તથા જરીઆંન જે કંઈ તેહુનેથી બની આવે તે કરે શહી તથા તે ધણીની ખુશી પડે તો શવાબને શારૂ મોબેદોને આશોદાદ આપે શહી."

આ બંદોબસ્તમાં "નવજોત લખાવે છે" આ શબ્દોનો હાલના વખતમાં કાંઈ ખુલાશો આપવાની જરૂર છે. આગલા વખતમાં નવજોત યા લગનના અવસરે ઘર ધણીને ત્યાંનો એક વીશવાશુ આદમી લગનને ઘેરે એક કોરાં પાનાની ચોપડી યા કાગજ લઈ બેસતો. લગનની ઉજાંણીએ આવેલાં ખેશીઓ યા મીત્રો તે ધણી આગલ જઈ પોતાને નામે "શેશ" લખાવતાં અને તે ધણીને રૂપીઆ આપતાં. કોઈ ગરીબ પોતાને નામે આઠ આના પણ લખાવતું. હાલમાં જે જગ્યા "લગનની ભેટો" ( Wedding presents ) લે છે તે અસલના વખતમાં આ ઉપર જણાવેલા પ્રકારની "શેશો" લેતી. એવી નાની ભેટોનો રેવાજ આગલના વખતમાં બીજી પ્રજાઓમાં પણ હતો. એવાં ગરીબ શાહરીતીના લગનો આગલના વખતમાં સ્કોટલંડમાં "પેની પેનીના લગન" ( Penny Weddings ) કહેવાતાં[1].

(૭) લગનની અરસ· પરસની રીત પાછલના મોટા ખર્ચ કમી કરવાની બાબત.

આગલ લગનમાં એકમેકને રીત આપવામાં મોટો ખરચ થતો હતો. એવા ખર્ચ સાંમેના અટકાવ માટે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો ( નં. ૧૭ ):— "જે ધણી પોતાંનાં ફરજંનદનાં લગંન કરે તે ધણી લગંનને દીવશે પોતાંની વહુને તથા પોતાંનાં જમાઇને તથા પોતાંની છોકરીને કપડાં તથા જરીઆંન હેઠે બએઆંન કીધું છે તે પરમાણે કરે શહી તેથી વધતું કોઇ કંઈ કરે નહી.

(૧) જુઓ મારા વીષયો "Marriage Customs among the Parsis" અને "Symbolism in Marriage Ceremonies and Customs."

૧. "પરથમ એ જે લગ્નને દીવશે પોતાની વહુને કપડાં તથા જરીઆંન રૂ ૫ થી તે રૂ. [1] ) શુધીનુ કરે શહી તેથી વધતુ કોઇ કરે નહી.

૨. "બીજુ એજે લગ્નને દીવશે પોતાંનાં જમાઇને કપડાં તથા વીટી તથા રોકડા મલીને રૂ. ૧ થી તે રૂ. ) શુધીનો અવેજ આપે શહી.

૩. "તરીજુ એજે લગ્નને દીવશે પોતાંની દીકરીને રીત આપીએછે તે હવે પછે છોકરીનાં શશરાને રૂ. ૧) થી રૂ. ) શુધી પાગડીના કરીને આપે શહી. ને છોકરીની શાશુને રૂ. ૧) થી તે રૂ. ) શુધી શાડીનાં કરીને આપે શહી તેથી વધતુ કોઇ આપે નહી ને વધતુ કોઇ કંઇ લીએ નહી.

૪. "ચોથુ એ છે જે લગ્નને દીવશે છોકરીને પદ[2] નો શાંમાંન આપીએ છે તથા ફ્રાંનેટર [3] આપીએ છે તે હવે પછે કોઇ કંઇ આપે નહી ને કોઇની ખુશી પડે તો તાંબાંનાં વાશંણ શેર ૧૦) થી તે મણ ) શુધી આપે શહી. તે મધે જેટલો અણાજ બની આવે તેટલો ભરીને આપે શહી. તેથી બીજુ કોઇ કંઇ આપે નહી ને કોઇ કંઇ લીએ નહી.

૫. "પાંચમુ એ છે જે લગ્નને દીવશે છોકરીની શાશરો તરફનાં બીજા મરદ તથા ઓરત આવે છે તેહનાંને શાલ તથા પાઘડી તથા કપડાં તથા રોકડા રૂપીઆ પેહરાંમણી પેહરાવીએ છે તે હવે પછે કોઇ મરદને તથા કોઇ ઓરતને કોઇને આપે નહી ને કદાશ કોઇની ખુશી પડે તો એક એક નાલીએર આપે શહી.

૬. "છઠુ એ જે આપરાંમો શરેશતો છે જે લગ્નને દને ઓરત લોકો પરણેલી છોકરીને ટીલાનાં કરીને રૂપીઆ તથા જરીઆંન આપે છે તે હવે પછે કોઇ કંઇ આપે નહી તથા કોઇ કંઇ લીએ નહી.

---

(૧) આ બંદોબસ્તની યાદી લોક વીચાર જાણવા માટે પહેલે ઘડી હતી તેથી ઓછામાં ઓછું શું આપવું તેની રકમ લખી છે, પણ વધતાંમાં વધતી રકમ માટે ખાલી ગાલો રાખ્યો છે કે લોક વીચાર જાણવા પછી તે રકમ મુકરર કરવામાં આવે અને સેવટે તે ઉપર અનજુમનની સભા બોલાવી બહાલી લેવામાં આવે.

(૨) "પત" એ શબ્દ પતિ એટલે ધણી અથવા ખાવીંદનું રૂપ દીસે છે. ત્યારે "પત" એટલે કે ખાવીંદને આપવાની ચીજો.

(૩) ફ્રરનીચર ( furniture ).

૭. "સાતમું એ જે લગ્નને દીવશ ઉપર બએઆંન કીધું છે તે પરમાણે ખરચ કરવો શહી એમ કરતાં કોઇની ખુશી પડે જે ઉપર લખુ છે તે કરતાં પોતાની વહુને વતું[1] ઘરેણું કરવું અથવા પોતાની છોકરીને વતું આપવું તો શુખેથી લગ્નની વારોવાર થાઇ રહા પછે રોકડા રૂપીઆ શુખેથી આપે શહી, પણ લગ્નને દીવશે ઉપર બએઆંન કીધું છે તે કરતાંને કોઇ કંઇ વતુ આપે નહી. તથા કોઇ કંઇ વતુ લીએ નહી.

૮. "આથમુ એ છે જે જાહરે કોઇ પોતાંનાં ફરજંનદનાં લગ્ન કરે છે તારે રૂ. ૧૦૦) થી તે રૂ. ૨૫) હજાર શુધી ખરચ કરે છે પણ ધરમખાતે પંચાત મધે શરેશતા પરમાણે બેઉ તરફના મલીને રૂ. ળા થી કોઇ કંઇ વધતુ આપતુ નથી વાશતે હવે પછે જે કોઇ પોતાંનાં ફરજંદનાં લગ્ન કરે તેવારે શરેશતા કરતાં જે કંઇ તે ધણીથી વધતુ બની આવે તે પંચાત મધે ધરમ ખાતે વધતુ આપે શહી. કાંએજે જે ધણી પોતાંનાં ફરજંનદનાં લગ્ન ઉપર હજારો રૂપીઆ ખરચ કરશે તે ધણીને પંનચાત મધે વધતુ આપતાં કંઇ ભાહરી પડશે નહી. વાશતે જે ધણી પોતાંનાં ફરજંનદનાં લગ્ન મધે અથવા બીજા હરકંઇ કારણુશર ધરમખાતે પંનચાત મધે જેટલા રૂપીઆ આપશે તે રૂપીઆનો ધરમ પંનચાત મધેથી કરશે તેહુની વીગત એ જે કોઇ ગરીબનાં છોકરાંની કદખોદાઇ કરી આપશે અથવા શદરો પેહેરાવશે અથવા લગ્ન કરી આપશે અથવા જે કંઈ બીજા ધરમ પંનચાત મધેથી થાશે તેહનાં શવાબનો હંમબેહેરો રૂપીઆનાં આપનારને તથા તેનાં ફરજંનદાંન ફરજંદોને જાવેદાંન શુધી હાંશલ થાશે તે શત જાંણુજો ને પંચાત મધેથી શી રીતનો ધરમ થાશે તેહની વીગત બંનદોબશત મધે બએઆંન કીધી છે તે વાંચેઆથી રોશન થાશે શહી.

૯. "નવમું એ છે જે કોઇ ગરીબથી લગ્ન મધે પંચાતનાં શરેશતા પરમાંણે બેહુ તરફનાં મલીને રૂ. ળા આપી નહી શખાએ તો રૂ. ૧) એક શુધી તેહનાંની પાશેથી લેવો શહી. પણ કદાચ કોઇ ઘણોજ નાદાર હોએ તેહની પાશેથી કંઇ લેવું નહી.

---

(૧) વધતું, વધારે.

૧૦. "દશમુ જે ધણી પંચાતે મધે ઉપર બએઆંન કીધું છે તે પરમાણે અગાઉથી રૂપીઆ આપીને રજા લેશે નહી તો તે ધણીનાં છોકરાંને પંનથકી અથવા હરકોઇ બીજો મોબેદ નોહોણુ નવારશે નહી તથા નવજોત કરશે નહી તથા આશરવાદ પાડશે નહી ને હેવી રીતે રૂપીઆ આપીને રશીદ લેશે તારે છોકરાંનાં તથા છોકરીનાં વરશ બંદોબશત (૧) લા મધે બએઆંન કીધું છે તે પરમાણે શરવ માલંમ પડી આવશે."

ઉપલા પેટાંમાના ૧૦) મા ફકરામાં જે ભાષાં વાપડી છે કે "મોબેદ નોહોણુ નવારશે નહી તથા નવજોત કરશે નહી તથા આશરવાડ પાડશે નહી" તે દેખાંડે છે કે લગંનને દીવસે પણ પરણતાં જોડાંની નવજોત કરવી એ તે વખતે એક અગતની ક્રીયા ગણાતી હતી.

(જ) લગનના જમણ વખતની પેહરામણીના ખર્ચ કમી કરવાની બાબત

આગલના વખતમાં લગનના જમણ વખતે વેહવાઇ વેહવાનને જમવા તેડતા ત્યારે "શાલ પાગડી" નો અને "શારી કપડાં-નો" અને "રોકડા રૂપીઆ" પેહડાવાનો મોટો ખર્ચ થતો તે અટકાવવા નીચલો બંદોબસ્ત કરવામાં આવ્યો (નાં. ૧૩):-

"આપરે લગન મધે જમણ કરીએ છે તેવારે મરદ લોકોને શાલ તથા પાઘડી તથા રોકડા રૂપીઆ આપીએ છે તથા ઓરતોને રોકડા રૂપીઆ તથા શારી કપડાં પેરાવીએ છે તે કઈ હવે પછે કોઇને કઇ આપે નહી તથા કોઈ કંઈ લીએ નહી પણ જેવારે કોઇ ઇજન કરવા જાએ તેહવારે તે ઘેરધણીની ખુશી પડે તો એક એક નાલીઅર આપે શહી એ શવાએ બીજું કોઇ મરદને તથા ઓરતને કોઇને કંઇ આપે નહી તથા કોઈ કંઇ લીએ નહી."

(ઝ) ફરજંદના જનમ પછી વધાવો મોકલવાની બાબદ

આપણામાં આગલ એક રેવાજ હતો અને હાલમાં પણ છે કે એક બાળકનો જનમ થતાં માતાનાં સાસરીઆં તરફથી અને તેઓના બીજા' સગાંવહાલાંઓ તરફથી માતા અને બચ્ચાં માટે કાંઇક પરચુટણ સામાન તથા કપડાં તથા રોકડ નાણુ મોકલવું. તે બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નાં. ૨૩):-

"જારે છોકરી ફરજંનદ જણે છે તારે તેહને શાશરેથી તથા બીજા ખેશ કબીલાને તાંહાંથી પરચુટણ શાંમાંન તથા રોકડા રૂપીઆ તથા બચાંને વાશતે કપડાં વધાવાને વાશતે કરીને મોકલે છે તે હવે પછે કોઈ કંઇ મોકલે નહી કહાશ કોઇ કંઇ મોકલે તો રૂ. ાા થી તે રૂ. ૨ શુધીનો શાંમાંન મોકલે શહી તે મધે લવંગ તથા એલાચી તથા બીજો પરચુટણ શાંમાંન જે મોકલાવાનો જરૂર હોએ તો મોકલે શહી પણ રૂ ૨ ) એએથી વતો ખરચ કોઇ કંઇ કરે નહી."

આ અરસામાં આપણામાં લગન પછીના પણ કોઇક નીચલા અવસરો પર બન્ને બાજુને કાંઇક ખરચ કરવાનો રેવાજ હતો.

(ઞ) લગનપછીના કોઇક અણઘટતા ધારેલા ખરચો કાજે અટકાવ.

૧. એક છોકરી પહેલે દુર બેસે તે વખતે.

૨. છોકરી આશાવંતી હાલતમાં આવે ત્યારે પાંચમે મહીને તથા સાતમો મહીનો, જે અઘરણીને નામે જણાય છે, તે મહીને.

૩. છોકરી ફરજંદને જનમ આપવા પછી પોતાના ખાવીંદને ઘેર જાય તે અવસરે.

એ અવસરો ઉપર કપડાં તથા જરીઆંન તથા રોકડની આપ લે થતી, તે સાંમે આંકોશ મેલવા નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો ( નાં. ૨૩ ):

"આપડા ફરજંનદોની શાદી કીધા પછે છોકરીનાં બાપને તથા શશરાને કેટલોએક બીજો ખરચ કરવો પડે છે તે હવે પછે તેહવો ખરચ કોઇને કંઇ કરવો નહી. તેહની વીગત.

"૧ લું જેહવારે છોકરીને દશતાંન આવે છે તારે છોકરીનાં બાપથી જે કંઇ બની આવે છે તેટલા રૂપીઆ પોતાની છોકરીને શાશરે લઈ જાવા આપે છે તે હવે પછે કોઇને કઇ આપે નહી.

"૨. બીજું જેવારે છોકરીને હમેલ રેહે છે તારે પચમાશીઉ તથા શતમાશીઉ તથા અઘરણીનાં કપડાં તથા જરીઆંન કરવાનો છોકરીના બાપને તથા શશરાને ખરચ કરવો પડે છે તે હવે પછે કોઇ તેહવો ખરચ કરે નહી. જેહવારે છોકરીને માશ ૯ પુરા થાએ તારે છોકરીને શાશરેથી ખુશી પડે તો શારી રૂ. ૫ ) થી તે રૂ. ૧૫ ) શુધીની આપે શહી. અને જારે છોકરી ફર-

જંનદ જણીને પોતાંનાં મરદને ઘેર જાએ તારે છોકરીનાં બાપની ખુશી પડે તો પોતાંની છોકરીને તથા તેહનાં ફરજંનદને રૂ. ૫ ) થી તે રૂ. ૧૫ ) શુધીના કપરાં કરે શહી. એ શવાએ બીજી રીતના રૂપીઆ તથા કપરાં તથા બીજી જનશ તથા રીતનાં રોકડા રૂપીઆ કોઇ કોઇને આપે નહી. કદાશ એથી વધતું કોઇ આપશે તથા લેશે તે ધણી શમશત અંનજુમનનો તકશીરવાર થાશે શહી.

૨. લગનની ખાણીપીણીના ખરચો. ગોશ્તના ખાંણા કમી કરવાની બાબદ

આગલા બાબ ( બા. ૬ બાબત ૮, પા. ૧૨૨ ) માં આપણે જોયું છે કે તે વખતના પંચાએતના સાહેબોનો વીચાર એવો હતો કે ગોશ્ત મર્ઘીના ખાંણા બનતાં સુધી ઓછાં કરવાં. તે બાબે તા. ૫ જુન ૧૭૯૬ ( સંવત ૧૮૫૨ ) ને દંને અનજુમને બંદોબસ્ત કર્યો હતો. જાનવરોનાં જાન બનતાં સુધી ઓછા લેવાય તેવા ખ્યાલથી એવો વીચાર કરવામાં આવ્યો હતો. તે સાથે ખાંણીપીણીનો ખર્ચ જે ગોશ્તના ખાંણાં સબબે વધારે થાય તે ઓછો કરવાનો પણ વીચાર રાખવામાં આવ્યો હતો. હાલમાં બાહેરગામોમાં લગનના અવસરે ગોશ્તના ખાંણા થાય છે, પણ મુંબઇમાં રેવાજ છે કે લગનને દહાડે ગોશ્ત વગરનું ખાંણું કરવું. એ રેવાજની શરૂઆત આ આગલા વખતથી થયલી દીસે છે અને તેની એક નેમ તે વખતે ખર્ચના કાંઇક ઉગાલાની રાખવામાં આવી હતી.

( ક ) ૩૦૦ થી વધુ રતલ ગોશ્ત સામે આંકોસ.

લગનને દીનના તથા હરકાંઇ બીજી ખુશાલીનાં વખત ઉપરનાં ખાંણાં માટે પણ ઠેડવવામાં આવ્યું કે તે ખાંણાઓમાં ૩૦૦) રતલથી વધારે ગોશ્ત મંગાવવું નહી અને બાહેર ભોણાં મોકલવાં નહી. એ બાબેનો બંદોબસ્ત નીચે પ્રમાણે કર્યો ( નં. ૧૨ ) :—

" આપડી શમશત અંનજુમને શંવત (૧૮૫૩[1]) નાં વરશ મધે થેડાવીઉ છે જે જારે આપડે લગંન કરીએ તારે તથા હરકાંઇ બીજી ખુશાલીનાં વખત ઉપર તથા હરેક બીજા કારંણુશર ખાંણું ખવાડીએ છે તારે ગોશત રતલ ૩૦૦ ) થી વધતો ખરચ કરવો નહી પણ આપડા લોકો રતલ ૩૦૦ ) થી વધતું લાવે છે કાંએજે હવે દીનપર દીન આપડી વશતી વધતી થાઇ છે તે

---

( ૧ ) ગણત્રી પ્રમાણે અને ઉપર સને આપ્યો છે તે પ્રમાણે આ સાલ સંવત ૧૮૫૨ હોવું જોઇએ.

વાશતે એ બંદોબશત ફરીથી અએઆન કીધો છે જે હવે પછે લગન મધે તથા હરકંઇ બીજી ખુશાલીનાં વખત ઉપર જે કંઇ ખાણું ખવાડે તે ધણી દીન ૧) એક મધે ગોશત રતલ ૩૦૦) અંકે રતલ તરણ શો શુધી ખરચ કરે શહી પણ જે ધણી હરએક ખુશાલીનાં વખત ઉપર ખાંણું ખવાડે તે ધણીના ઘરમાં ઉપર કહેઆ કરતાં વતું ગોશત મંગાવે નહી તથા પકાવેલું ખાંણું કેથે બીજે ઠેકાંણે મોકલવું નહી જેને ગમે તેને પોતાંનાં ઘરમો અથવા હરએક બીજે ઠેકાંણે બોલાવીને જમાડે શહી અને વગર ઇજન કીધેલા કોઇ આવે તેહુને જમાડે નહી."

એ અરસામાં કેટલાકો લગનને અવસરે આખા ગામની ન્યાત કરતા હતા. એ બાબે બંદોબસ્ત કરવામાં આવ્યો કે નાતના જમણમાં ગોશતનું ખાંણું કરવું નહી. એ બાબદના બંદોબસ્તની હકીકતમાં નીચલી બે બાબદ આપણું ધ્યાંન ખેંચે છે:—

(ખ) ન્યાતના ખાણાંમાં ગોશ્તની બંધી.

૧. એક આ કે તે વખતે લગનની ન્યાતના જમણ પાછલ આશરે રૂ. ૫૦૦૦) સુધીનો ખર્ચ જણાવ્યો છે.

૨. બીજું આ કે આ બંદોબસ્તમાં પહેલીવાર આ ગોથવણ કરવામાં આવી કે જેઓ ન્યાતનું જમણ કરે તેઓ લવાજમના રૂ. ૫) પંચાએતમાં આપે. હાલમાં પણ દર ન્યાત દીઠ પારસી પંચાએતના ત્રસ્ટીઓ રૂ. ૫) નો લવાજમ લે છે. એ હકીકત સાથનો બંદોબસ્ત નીચે પ્રમાણે છે (નં ૧૧):—

"આપરી શમશત અંનજુમને શંવત ૧૮૫૨ નાં વરશમો ઠેડાવેઉ છે જે જે ધણી લગંન મધે નાતનુ જમંણુ કરે તે ધણી ગોશત ખવાડે નહી. શાદુ જમંણુ કરે શહી. તેજ પરમાણે હમણાં શુધી આપડે લગંન મધે નાતનું જમંણુ કરીએ છે તારે વગર ગોશતનુ શાદુ ખાંણું ખવાડીએ છે શહી. પણ હવે પછેબી તેજ પરમાણે લગંન મધે અથવા હરકંઇ બીજી ખુશાલી મધે જે ધણી નાતનુ જમંણુ કરે તે ધણી વગર ગોશતનુ શાદુ જમંણુ કરે શહી.

"બીજુ જે ધણી લગંન મધે નાતનુ જમંણુ કરે છે તે ધણીને રૂ ૫૦૦૦) પાંચ હજાર શુધીનો ખરચ થાએ છે પણ તે ધણી શરેશતા પરમાણે ધરંમ ખાતે પંનચાત મધે રૂ. ૫) થી કોઇ કંઇ વધતુ આપતુ નથી વાશતે ઠેડાવીઉ

છે જે હવે પછે જે ધણી ઉંપર બએઆંન કીધા પરમાણે નાતનુ જમંણુ કરે તે ધણી ધરમખાતે પંનચાત મધે રૂ. ૫ ) કરતાં જે કાંઇ તેથી વધતુ બની આવે તે આપે શહી કાંએજે જે ધણી નાતનાં જમણુ ઉપર રૂ. ૫૦૦૦ ) શુધી ખરચ કરશે તે ધણીને રૂ. ૫ ) થી તે રૂ. ૫૦૦ ) શુધી પંનચાત મધે ધરમ ખાતે આપતાં કંઈ ભાહારી પડશે નહી અને જે ધણી પોતાંનાં ફરજંદનાં લગન મધે અથવા હરકાંઈ બીજાં કારણશર પંચાએત મધે ધરમ ખાતે જેટલા રૂપીઆ આપશે તેહેનો ધરમ પંનચાત કરશે અથવા જે કંઈ બીજો ધરમ પંનચાત કરશે તે શવાબનો હમબેહેરો પઇશાના આપનારને તથા તેહનાંનાં ફરજંનદાંન ફરજંનદોને જાવેદાંન શુધી હાશલ થાશે તે શત જાંણજો."

લગનના સંબંધમાં શરૂઆતથી તે સેવટ સુધીના કપડાં જનશ રોકડ વીગેરેની પેહરપેહરામણીના ખર્ચ ઉપ્રાંત બીજા તરેહવાર ખર્ચો થાતા હતા. દાખલા તરીકે, માંડવશરાના ખરચો, સરગસના ખરચો વીગેરે. એ બાબે નીચે પ્રમાણેના કેટલાક બંદોબસ્તો કરવામાં આવ્યા.

૩ લગનની મીજલસ વીગેરે માટેની ગોઠવણોના મોટા ખરચો.

લગનના માંડવ પાછલનાં મોટો ખર્ચ થતો, તે પર આંકોશ મેલવા જે બંદોબસ્ત ઘડવામાં આવ્યો તે માટે એક સબબ આ પણ જણાવ્યો છે કે માંડવમાં ચેરાગ બતીઓ ઊંગાડી મુકવામાં આવે છે તે ગુલ થાય છે તે દરૂસ્ત નહી. એ બંદોબસ્ત નીચે પ્રમાણે છે( નં. ૧૦):—

(ક) લગનના માંડવ બાંધવાનો મોતો ખર્ચ કમી કરવો.

"જારે આપરે છોકરાંનાં લગંન કરીએ છે તારે કોઇ પોતાંનાં દરવાજા આગલ માંડવ બાંધે છે તે ઉપર રૂપીઆનાં હજારો ખરચ કરે છે અને વલી ચરાગ બતી ગુલ થાએ છે તેંનો ગુનાહ લાગે છે વાશતે હવે પછે કોઇ માંડવ બાંધે નહી તેહને બદલે તેટલા રૂપીઆ પોતાંનાં છોકરાંને નાંમે કેથે વેઆજે મેલશે તો છોકરાં લાએકનાં થાશે તારે તેહનાંને કાંમ લાગશે વાશતે હવે પછે કોઇ માંડવ બાંધે નહી પણ પોતાંનાં ઘરમો જેહવી ગમે તેહવી રોશની તથા રાંમશની કરાવે શહી પણ કદાશ કોઇનાં ઘરમો જગો નહી હોએ તો તે ધણી શરેશતા પરમાંણે શરકારની રજા લેઇને પોતાંના દરવાજા આગલ ખુલી ચાંદની[1] મધે ફાંનસ બતીની રોશની કરે શહી."

---

( ૧ ) ચંદની "a cloth ceiling", કપડાનું છત્ર.

લગનના મુરતના માડવસરા પાછળ થતા મોટા ખર્ચ સાંમે અટકાવ મેલવા નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો (નં. ૯):

(ખ) લગનના મુરતના માડવશરાના ખર્ચ પર આંકોશ.

"આપરે લગંન મુરતનો માંડોશોલો કરીએ છે તારે બાહેરનાં મરદ લોકોને બોલાવીએ છે તેનો ખરચ ઘણો થાએ છે અને નાહેકને વાશતે બાહારનાં મરદ લોકોને તશદી આપીએ છે. હમણાં ઘણે ઠેકાંણે કોઇ માંડોશોલા-ને દને બાહારના મરદ લોકોને બોલાવતા નથી વાશતે ઠેરાવીઉ છે જે હવે પછે કોઇ માંડોશોલો કરે તે ધણી બાહારનાં મરદ લોકોને બોલાવે નહી. જે કંઈ ઓરત લોકોને કરવું હીંશે[1] તે પોતાંનાં ઘર મધે કરશે શહી."

નગારચી તથા તાસાવાલાઓના સંબંધમાં બે પ્રકારનો અણગમો ધરાવી કાંઇક આંકોશ મેલવામાં આવ્યો. એક તો એ કે લગન-ની ઘણાં દીવસ આગમચ તેઓને બોલાવી તેઓ પાછલ મોટો ખર્ચ કરવામાં આવતો. બીજું તો તેઓ ઢોલને તપાવા માટે રસ્તામાં આતશ સલગાવતા અને તે આતશ ત્યાં વગર ખબરદારીએ ગુલ થતો જે ગુનાહનું કામ ગણાતું. એ બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડાયો (નં. ૭):

(ગ) નગારચી તથા તાસાવાલા પાછલના ઘણા ખર્ચ સાંમે આંકોશ.

"જેવારે આપરાં ફરજંદોની આદરણી તથા લગંન કરીએ છે તારે નગા-રચી તથા તાશાવાલાને ઘણાં ઘણાં દીવશ શુધી પોતાંનાં દરવાજા આગલ બે-શાડીએ છેઈએ તેહેનો ખરચ ઘણો થાઈ જાએ છે અને વલી તે લોકો આત-શને રશતામો રાખીને ગુલ કરે છે તે આપરી દીનનાં ફરમાંન પરમાણે ગુનાહનું કાંમ થાએ છે વાશતે ઠેરાવીઉં છે જે હવે પછે ઘણાં દીવશ નગારચી બેશાડવા નહી પણ કોઇની ખુશી પડે તો દીવશ ૧) શુધી આદરણીને દંને બેશાડે શહી. તથા લગંનને દંને દીવશ ૧) થી તે દીવશ ) શુધી ગમે તેટલા નગારચી તથા તાશાવાલાને બેશાડે શહી. પણ તે દંને આતશની ખબરદારી ઘણી શારી પખે રાખવી જોઇએ કાંએજે આતશ ગુલ થવા પાંમે નહી."

---

(૧) "હોશે" ને બદલે ભૂલ દીસે છે.

આગલના વખતમાં લગનમાં "શરઘશ [1]" એક અગતનો ભાગ લેતું હતું.

(ઘ) લગનના સરઘસ પાછલના ખર્ચમાં ઘટાડો કરવાનો બંદોબસ્ત

વરરાજા ગાડીમાં અથવા ઘોડા ઉપર અથવા પાલખીમાં બેસી કન્યાને ત્યાં જતો. સરઘસ આગલ મશાલચીઓ ચાલતા. આપરે આગલ જોયું કે ચેરાગ અથવા આતશ ખુલ્લા રહે અને બુજાઇ જાય તે ખોટું કામ ગણી તે માટે ઘણી કાળજી રાખવામાં આવતી. તેજ પ્રમાણે લગનના સરઘસમાં બનતું કે સરઘસમાં મશાળો સલગાવવામાં આવતી જે બુજાઈ જતી તે નાપસંદ કરવામાં આવતું. તે અટકાવા કાજે અંધારૂ થવા આગમજ ઓઝીરણુ ગેહમાંજ સરઘસ કહાડવાનો બંદોબસ્ત સુચવવામાં આવ્યો કે તેમ થતાં લગન ખલાસ થવા પછી કણ્યાને ત્યાંથી, પાછા ફરતી વખતે ફકકત એકજ વખતે અંધારા રસ્તામાં ચેરાગની જરૂર પડે અને તે વખતે ફાણુસમાં બતીઓ રાખવામાં આવે. આ સર્વ બાબદમાં નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નં. ૧૯):

"આપરે લગંનને દીવશે શરગશ કાડીએ છે તે ઉપર ખરચ ઘણો થાએ છે તથા ચરાગ બતી ગુલ થાએ છે તેનો ગુનાહ લાગે છે તે વાશતે ઠેરાવીઉં છે જે હવે પછે લગંનને દંને છોકરાને પગે ચાલતો અથવા ઘોડા ઉપર અથવા ગાડી ઉપર અથવા પાલખી ઉપર બેશાડીને ઓઝીરંન ઘેહે મધે પરણુવા લઇ જવો શહી ને તાંહાંથી આવતી વખતે ફાંનશ બતી શાથે ઘેર આવીશું તો આપણુને શાબોલા [2] ની રોશની નો ખરચ કરવો પડશે નહી પણુ કદાશ કોઈ તાલેવરની ખુશી પડે જે શરગશનો ખરચ કરવો તો શુખેથી ઓઝીરંન ઘેહે મધે શરગશ કાડે શહી. પણ આગલ આપરા લોકોએ હજારો રૂપીઆ ખરચીને શરગશનો ખરચ કીધો છે તે હમણાં કોઇને કંઇ કાંમ લાગતો નથી વાશતે

---

(૧) સરઘસ કદાચ ફા. "શેહર ગસ્ત" એટલે "શેહરમાં ફરવું" શબ્દ હોય. લગન વખતે બૈરાં માટીડાઓની મીજલસ શેહરના યા ગામના અગતના ભાગમાં ફરતી.

(૨) "શાબોલા" એ ફારસી "શાહ બાલા" એટલે શાહના જેવા કદનો. ફારસીમાં શાહ "વરરાજા" (bridegroom) ને અર્થે પણ વપરાય છે. ત્યારે "શાહબાલા" તે વરરાજા સાથે સરઘસમાં જતો પુરૂષ. "One who is exactly of the same age, height, and figure as the bridegroom, and who attends the bridegroom to the house of the bride" (Steingass).

થેરાવીઉ છે જે હવે પછે કોઇ ચરાગ બતી શુધાં શરગશ કાડે નહી ને એમ કરતાં કોઇની ખુશી પડે તો ઉપર બએઆંન કીધા પરમાણે ઓજીરંન ઘેહ મધે શરગશ ફેરવે શહી.”

(ડ.) પાછલી રાતના આશીરવાદ સાંમે બંદોબસ્ત

આપણુંમાં આગલ બે વખત આશીરવાદ સારવામાં આવતા હતા. હાલમાં પણ બહારગામમાં તેમ ચાલુ છે, પણ મુંબઈમાં એ રેવાજ, મોટે ભાગે, આજ ૨૫–૩૦ વરસ થયાં, બંધ થતો ગયો છે. કીસ્સે સંજાણ ઉપરથી દીસે છે કે અસલના વખતમાં ઇરાનમાં મોડી રાતે આશીરવાદ સારવામાં આવતા હોય. હીંદુઓમાં લગનની ક્રીયા સાંજનાં કરવામાં આવે છે. તેથી સંજાણ ખાતે વસવાટ કરતાં ત્યાંના રાજાએ જે કોઇક કબુલાતો લીધી હતી, તેમાં પાંચમી કબુલાત લગન સાંજના કરવા માટે હતી.

“બ પન્જુમ ચુન કે કાર ખએર ફેરઝંન્દ
કુનન્દ ઓન શામગેહ કાબીન બે બન્દન્દ”[૧]

તરજુમો—પાંચમુ જયારે ફરજંદોની શાદી કરે[૨] ત્યારે સાંજને વખતે લગનનો ગાંથ બાંધે.

ત્યારે એવું દીસે છે કે આગલના વખતમાં આપણા ઇરાનમાં લગનના આર્શીવાદ મોડીરાતે સારવામાં આવતા હતા અને અંહી આવતાં હીંદી રાજાની સુચના પ્રમાણે સાંજના સારવામાં આવતા. તે પછી ઇરાનની અને અંહીની બન્ને રીતે સરાવા લાગા. આ હકીકત પછવાડેના વખતમાં ભુલી જવાયલી દીસે છે અને એવું મનાતું આવ્યું છે કે ઇરાંની રીત સાંજનાં લગનની હતી અને મોડી રાતના લગનની રીત હીંદુસ્તાનના રાજાની સુચના હતી. એવો વીચાર બાંધી લગનના બે વખત આશીર્વાદને બદલે એક વખતના આશીર્વાદની નીચલા બંદોબશ્તમાં સીફારસ કરવામાં આવી (નં. ૨૦):—

“આપરે પાછલી રાતનાં ફરીથી આશરવાદ પાડીએ છે તે કંઇ આપરી

---

(૧) કીસ્સે સંજાનની મી. રૂસ્તમજી બ. પેમાસ્તરની આવૃતિ, પા. ૬, લીટી ૧૫૯.

(૨) “કારે ખએર” નો છુટો અર્થ “ભલું કામ” એમ થાય છે. આપણામાં લગનના કામને “ભલું કામ” ગણી લગન માટે એ શબ્દો વાપરવામાં આવે છે.

દીન મધે ફરમાવેલું નથી અને હેવી રીતે કોઇ બીજી દીનવાલા એએ વખતે લગંન કરતા નથી પણ આપરે અશલ રાજાનાં વખતથી કરતાં આવેઆ છેઇએ તે પરમાણે કરીએ છે પણ હવે આપરી દીનનાં ફરમાંન પરમાણે ઘણાં લોકો એક વખતે આશરવાદ પાડે છે તે પરમાણે આપરે શરવ કરીશું તો આપુણને ઘણો ફાએદો થાશે તે વાશતે હવે પછે કોઇ પોતાંનાં ફરજંનદનાં લગંન કરે તે આપરી દીનનાં હોકંમ પરમાણે ઓજીરંન ઘેહ થાએઆ પછે એક વખત આશરવાદ પાડે શહી. હેવી રીતે કીધાથી આપુણને ખરચ મધે ઘણી કીફાએત થાશે તથા ઘણું શવાબ લાગશે ને મેહેનત તથા ઉજાગરો કરવો પડશે નહી તે શત જાંણુજો."

## ૨ લગન સંબંધી કોઈ સંસારી બાબદના રેવાજોમાં સુધારાઓ

લગનના પેહરપેહરામણીના અને ખાણીપીણીના ખર્ચો ઉપ્રાંત મર્યાદા અને સારી રીતભાતો જાલવવાના સંબંધમાં કેટલાક રૂડા સુધારાઓ સુચવવામાં આવ્યા હતા. તે નીચલી બાબદોના સંબંધમાં હતાઃ

(ક) લગનને દહાડે નવજોતનું નહાન અગીઆરીને બદલે ઘરમાંજ નહવાડવા તરફ પસંદગી.

આગલના વખતમાં નવજોતનું નહાન નહવાડવા માટે છોકરાંને દરેમેહેરમાં લઇ જવામાં આવતાં હતાં અને ત્યાંથી ઉગાડે દીલે પોતાને ઘેરે લાવીને શદરો પહેરાવતાં. એમ થતાં રસ્તામાં કોઈ જુદદીનનો છેરો લાગે તો કીધેલી ક્રીઆ રદ ગણાતી. માટે તેમ નહી કરવા કાજે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો ( નં. ૧૫ ):

"આપરા કેટલાએક લોકોના ઘહરમો જગા નહી હોએચ તેવારે તે લગંનને દાહાડે છોકરાંને નોહોણ નહવારવા અગીઆરી મધે લઈ જાએ છે અને તાંહાંથી ઉઘાડે દીલે પોતાને ઘેર લાવીને શદરો પેહેરાવે છે તથા નવજોત કરે છે પણ અગીઆરી મધેથી આવતી વખતે કદાશને હીનદુ લોકોનો છેરો લાગે તારે શરવે મેહેનત કીધેલી રદ થઈ જાએ છે વાશતે થેડાવીઉ છે જે હવે પછે પોતાંનાં ઘર મધે નોહોણ નહવારે શહી. અગર પોતાંનાં ઘહર મધે જગો નહી હોએ તો પડોશીનાં ઘહરમો નોહોણ નહવારે શહી નહીતો લાચારે અગીઆરીમો લઈ જઇને નોહોણ નહવારે શહી. પણ તાંહાંથી ઉઘારે દીલે

ઘેહેરે લાવીને શદરો પેહેરાવે નહી. જે જગા ઉપર નોહોણુ નવારે તાંહાંજ શદરો પેહેરાવે શહી ને પછે જેની ખુશી પડે તે જગો ઉપર લાવીને નવજોત કરે શહી".

અ'હી "શદરો પેહેરાવવો" અને "નવજોત કરવી" આ બેને જાણે જુદાં ગણ્યાં છે. "કુસ્તી બાંધવી" એજ નવજોતની ખાસ ક્રિયા ગણાયલી દીસે છે.

આગલા વખતમાં છોકરાંઓની બે વખત નઓજોત.

આગલા વખતમાં છોકરાંઓને સદરો પહેરાવેલો હોય તે છતાં લગનને દીવસે ફરીથી પાછો સદરો પહેરાવાનો યાને નવજોત કરવાનો રેવાજ હતો. લગનના આ બ'દોબસ્તોમાં જે નહાન અને નવજોતના એકથી વધુ ઇસારા છે તે આ રેવાજના ઇસારા છે. આ રેવાજ કેમ બરપા થયો તેનો ખુલાસો મારા વીચાર પ્રમાણે નીચે મુજબ છે: આગલના વખતમાં અહી' હી'દુસતાંનમાં આપણામાં ઘણાં બાળપણનાં લગન થતાં હતાં. છોકરા છોકરી બે ચાર વર્ષના હોય, એટલે તેઓ-ની નવજોત પણ નહી કરી હોય, તેટલામાં તેઓના લગન થતાં. હવે જરથોશ્તી દીનની શરીઅત પ્રમાણે જરૂરનુ' ધારવામાં આવતુ' હતુ' કે લગનની ધાર્મિ'ક ક્રીયા વખતે પરણતાં જોડાં ઉપર સુદરેહ કુસ્તી હોવાં જોઇએ. તેથી બે ચાર વરસનાં નાના બચ્ચાંઓના લગન થતાં, તો લગનના આશીરવાદ નાખવા પહેલાં, તે બ-ચ્ચાંઓને સદરો કુસ્તી પહેડાવવાંમાં આવતાં હતાં. તે કામચલાઉ કામ હતુ'. લગન બહારવને તે સદરો કુસ્તી પાછો કહાડી લેવામાં આવતાં, સબબ કે તે નાના એક બે યા વધુ ઉમરનાં બચ્ચાંઓ સદરો કુસ્તી રાખી જરૂરી વખતે કુસ્તી પાદીઆબ કરી શકે નહી. પછી જ્યારે તે બચ્ચાંઓ ૭) યા વધુ વરસના સરેસ્તાની લાયક ઉમરના થતાં ત્યારે તેઓની હ'મેશ મુજબ ખરે-ખરી નવજોત થતી હતી. ત્યારે એ મુજબ બે નવજોત થતી હતી. ૧. એક લગન વખતની અને ૨. બીજી સુદરેહ પહેરાવાની ૭) ૮) વરસની ઉમરની.

હવે જ્યારે બાળ લગન નીકલી જવા લાગાં અને થોડીક મોટી ઉમરે લગન થવા લાગાં ત્યારે પણ બે નવજોતનો ઉપલો ખ્યાલ અને તે સાથનો રેવાજ રહી ગયો અને જે આગલ બનતુ' હતું તેને બદલે ઉલતી બે રીતે

બે વખત નવજોત થવા લાગી. તે એમ કે ૧. ખરેખર લાયક ઉમરે, ૨) અને બીજી લગનના અવસરની નવજોત [1]

(ખ) વરણીની વખતે મરદોને તસ્દી નહી આપવાનો બંદોબસ્ત

આગલા વખતમાં લગનને દહાડે જ્યારે ઓઓ છોકરાને ત્યાંથી છોકરીને ત્યાં વરણી[2] લઇ જતી હતી ત્યારે છોકરાને ત્યાંના મરદો પણ સાથે જતા હતા. તે વખતે સારો જેવો દેખાવ થાય તે કાજે હાજરી માટે ઘરના ઉપ્રાંત બહારના પણ કોઈક મીત્રોને તેડવામાં આવતા હતા. તેવી મરદોની મહેનત ટાલવા કાજે અને એ કામ ફકત બૈરાંઓ

---

(૧) મારી છોકરવન અને જવાન વયે એવા કેટલા દાખલા જોયલા મને યાદ છે કે જેમાં આગળ ૭-૮ વરસે રીતસરની નવજોત થઇ ગયલી પણ પાછી ૧૨-૧૩ વરસની ઉમરે લગન થતાં લગનને દીવસે પાછી નવજોત કરવામાં આવતી હતી. એકાદ વખતે મેં પોતે એવી નવજોત કરી હતી. આવા પ્રકારના ખ્યાલનો અને ગોથવણનો એક બીજો દાખલો લગનની ક્રીયાનો છે. આપણામાં અસલ વીચાર ઇરાંની રાહરીતી મુજબ લગનના આશીરવાડ ફકત એકજ વખત નાખવાનો હતો અને તે મધરાતને શુમારે હોય એમ, ઉપર જણાવવા મુજબ, કીસ્સે સંજાણ ઉપરથી માલમ પડે છે. અત્રેના રાજાની ખાહેશ ઉપરથી સાંજની વખતે લગનના આશીરવાદ નાખવાનું ઠર્યું. ત્યારે આપણાં આગલાં લોકોએ બે વખત આશીરવાદ સારવા માંડેલા દીસે છે. ૧. પેહેલા રાજાએ ફરમાવા પ્રમાણે સાંજે અને ૨ બીજા આગલા ઇરાંનના શરેસ્તા પ્રમાણે મોડી રાતે. હવે અત્રે થોડાંક વરસ પર મોડી રાતના લગનને છોડી દેવામાં આવ્યાં, પણ તેમ છોડી દેતાં ફકત એકજ વખતના આશીરવાદથી સંતોશ પકડવામાં આવ્યો નહી, પણ ચાલતા આવેલા વીચાર પ્રમાણે બે વખતના આશીરવાદ સારવામાં આવતા. ૧. મોડી રાતના આશીરવાદને બદલે સવારના ૧૦-૧૧ વાગાને શુમારે, ૨. અને બીજા હંમેશા સાધારણ રીતે સરાય છે તેમ સાંજે સુર્ય અસ્ત પામતાં. એવા સવાર સાંજના બે વખતના આશીરવાદ મેં પોતે નાખેલા મને યાદ છે. એમ બે ચાર વખત બની સારાં ભાયગે તે બંદ પડયું

બે વખતના આશીરવાદ સબબે ઘણો ખર્ચ થાય તે કાજે પંચાએતના આગલા સાહેબોએ એકજ વખતના યાને સાંજના આશીર્વાદ માટે અવારનવાર સીફારસ કરેલી તે છતાં લોકોએ બે વખતના આસીર્વાદો ચાલુ રાખ્યા હતા. આજ ૩૦-૩૫ વરસ થયાં બેને બદલે એકજ વખતના આસીર્વાદની શરૂઆત થાઇ અને તે રીત હાલમાં સર્વ જન, સેંકડે એકાદ અપવાદ સીવાય, કબુલ રાખે છે.

(૨) વરણી (**सं. वरण.** Av, વર, **वर** ચાહવું, પસંદ કરવુ, પ્યાર કરવો,) એટલે કે લગનને દહાડે વરરાજા તરફથી કણ્યાને માટે જણશ કપડાની ભેટ લઇ જવી.

ઉપર મેલવા કાજે બંદોબસ્ત કરવામાં આવ્યો અને સુચવવામાં આવ્યું કે વરણી જુદી લઇ જવાને બદલે જ્યારે છોકરાને કણ્યાને ત્યાં પરણાવા લઇ જાય ત્યારે સાથે સાથેજ વરણી લઇ જાય. એ બંદોબસ્ત નીચે પ્રમાણે છે (નં. ૧૮):

"લગનને દાડે આપરાં બઇરાં અગાઉથી વરણી લઇ જાએ છે પોતાંની વહુઉને કપરાં તથા જરીઆંન પેહેરાવાને વાશતે તારે તહેનાંની શાથે મરદ લોકોને જવું પડે છે પણ તે વખત ઉપર મરદ લોકોનું કંઈ કાંમ પડતું નથી અને નાહેકને વાશતે બાહારનાં મરદ લોકોને તશદી આપીએછે વાશતે હવે પછે કોઇને વરણી અગાઉથી લઈ જાવી પડે તો તેહની શાથે બાહારનાં મરદ લોકો કોઇ જાએ નહી. બઇરાં જઈને કપરાં તથા જરીઆંન પેહેરાવાનું હશે તો પેહરાવીને આવે શહી.

"બીજુ હવે પછે જારે છોકરાને પરણાવા લઇ જાએ તેહનાંની શાથે વરણી લઇ જઇશુ તો આપુણને ઘણુંજ શેહલું પડશે હેવી રીતે કોઇ વખતે આપરે હમણાં કરીએ છે કાંએજે છોકરાં મોહટાં થાઇને પરણવા જાએ છે તારે તથા કોટ બાહેરથી આવું જવું પડે છે તારે વરણી તથા છોકરાને પરણાવા શાથે લઇ જાએ છે વાશતે બેહુ કાંમ શાથે કરીશુ તો જે ધણીનાં બે ચાર છોકરાં પરણવાંનાં હોશે તેહેનાંને મેહેનત થોડી પડશે અને લગંનનાં વખત ઉપર શરવ કાંમ બની આવશે તે શત કરી જાંણજો".

(ગ) વારોવારને દીને પરણતાં જોડાંને આંવાં ઈઅજદ લઇ જવાની બાબદનો બંદોબસ્ત

એવું દીસે છે કે આપણામાં લગનની વારોવારને દીને, એટલે કે અઠવાડીઆંના જે દીને લગન થયાં હોય તેનો બીજાં અઠવાડીઆંનો દીવસ હોય તે દહાડે, પરણતાં જોડાંને દર્યા કીનારે આંવાં ઇઅજદની સેતાયશ માટે ફુલ શાકર આપી લઇ જવામાં આવતાં. તેમ લઇ જતાં ઘરની સ્રીઓ પણ સાથે જતી. તેના સંબંધમાં એવું ઠેડવવાનું દરૂસ્ત ધાર્યું કે પરણતાં જોડાંની સાથે ઘરની સ્રીઓએ જવું નહી પણ તે જોડાંને કોઇ માણસની સાથે મોકલવું. એ માટેનો બંદોબસ્ત નીચે પ્રમાણે કરવામાં આવ્યો (નં. ૨૧):—

"આપરે લગંન કીધા પછે ૮) મે દંને વારોવારને દંને પરણેલાં છોકરાંને ઓરત લોકો આંવાં ઇઅજદ મધે ફુલ તથા શાકર નાખવાને વાશતે લઇ

જાએ છે તે હવે પછે પરણેલાં છોકરાંની શાથે ઓરત લોકો આંવાં ઇજદ જાએ નહી પણ કદાશ કોઇને વારોવારને દંને પરણેલાં છોકરાંની શાથે આંવાં ઇજદ પુલ ખાંડ ધરંમ ખાતે મોકલવું હોએ તો હરકોઇ માંણુસની શાથે મોકલે શહી. પણ તે છોકરાંની શાથે કોઇ ઓરત લોકો જાએ નહી કાંએજે કોટ બાહાર અશલ કરતાં હમણાં અંગરેજની વશતી ઘણી થઇ છે વાશતે થેરાવીઉ છે જે હવે પછે વારોવારને દંને કોઇ ઓરત લોકો પરણેલાં છોકરાંની શાથે વારોવારને દંને આંવાં ઇજદ જાએ નહી."

એ બંદોબસ્તમાં એ અટકાવના સબબના સંબંધમાં "કોટ બાહાર અશલ કરતાં હમણાં અંગરેજની વશતી ઘણી થાઇ છે" એમ જણાવ્યું છે તે ઉપરથી એવુ દીસે છે કે કદાચ આ દેખાવ યા રેવાજ અંગરેજોને પસંદ પડે નહી તેથી આપણુને ખોટું લાગે તે અટકાવાનો ખ્યાલ રાખ્યો હોય.

(ધ) રસ્તામાં સ્ત્રીઓએ ગીત નહી ગાવા બાબેનો બંદોબસ્ત

આગલ બાહેરગામ તેમ અત્રે રસમ હતી કે લગન તાંકણે સ્ત્રીઓ લગનનાં તેડાં કરવા જાય ત્યારે, અથવા એવા કોઇ બીજા સબબે બહાર જાય ત્યારે, રસ્તામાં ગીત ગાતાં જતાં. આ રસમ બચગીમાં જોયલી મને પોતાને પણ યાદ છે અને એ રસમ પ્રમાણે હજુર પણ નોસારીમાં બૈરાંઓ એવા અવસરે ગીત ગાતાં જાય છે. આપણે આગલા બાબ (બાબ. ૬ બાબદ ૧૦ પા. ૧૩૨) માં અનજુમનની સભાએ એ બાબતમાં કરેલા ઠરાવ જોઈ ગયા. હાલના બંદોબસ્તોમાં એ બાબે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો (નં. ૨૨):—

"આપડા પંનચાતના બેશનારાવોએ આગલ શા. ૧૮૭૫ નાં વરશમો થેરાવીઉ હતુ જે આપરાં બઇરાં લોકો લગંન મધે તથા બીજાં શારા કારણુશર રશતા મધે ગીત ગાતાં જાએ નહી પણ બાજી વખતે ગાંમડેનાં લોકો અનજાંણમો રશતામો ગીત ગાએછે વાસતે આએ બંદોબશત કીધો છે જે હવે પછે આપડાં બઇરાં લોકો લગંન મધે અથવા હરકંઇ બીજા કારંણ શર રશતા મધે ચાલતાં જાએ તારે અથવા ગાડીમો બેશીને જાએ તારે કાંઇ ગીત ગાતાં જાએ નહી. અગર જો કોઈ રસતા મધે ગીત ગાતાં જશે તો તે ઓરતને પંનચાત મધે બોલાવી પડશે ને પંનચાતની નજરમો થરશે તે પરમાણે શજા દેશે વાશતે ઓરતનાં ખાવંનદો

ને તથા ખેશ કબીલાઓને લાજમ છે જે પોતાંનાં ઘરમો તાકીદ કરવી જે કોઇ ઓરત બાહાર હરએક કારણશર જાએ તારે રશતામાં ગીત ગાતાં જાએ નહી."

ઉપલા લગનોના હદથી જાદેહ ખર્ચ બાબે શીખામણ

ઉપર પ્રમાણે લગનના સંબંધના જુદા જુદા અવસરોના ખર્ચો ઉપર આંકોશો મેલી શીખામણ રૂપે એક સામાન્ય બંદોબસ્ત ઘડવામાં આવ્યો કે અણઘટતી રીતે રૂપીઆ ખરચવાને બદલે ગમેતો તેવા અવસરો પાછળ ખરચાતા રૂપીઆ બચ્ચાંઓને નામે એકઠા કરે કે તે તેઓને જીંદગીમાં કામ આવે. તે બાબે બંદોબસ્ત ઘડવામાં આવ્યો કે (નં. ૨૪):—

"જે કંઇ ઉપર બંદોબશત બએઆંન કીધાં છે તે પરમાંણે આપરે શરવે તહરેથી ખરચ ઓછો કરીશું તો આપરા ગરીબ લોકોને ઘણું શારૂ થશે પણ એમ કરતાં કોઇ ધણીને ખોદાએ દોલત આપી હોએ તો તે ધણીને ગંમે તેટલા રૂપીઆ શરવ વખતનાં એકઠા કરીને પોતાંની છોકરીને તથા પોતાંનાં છોકરાંને તથા વહુઉને નાંમે અથવા હરએકને નાંમે શરકારની તીજોરી મધે અથવા બીજે શારે ઠેકાંણે વેઆજે મેલશે ને તે છોકરાં વરશ ૨૧) નાં થાશે તારે તે રૂપીઆ વેઆજ શાથે બમનાં થાઇ જાશે ને તેહનાં વેઆજ મધેથી કાંમ પડશે તો તે ધણી ધણીઆંનીનાં કપડાં વગરે બીજે ખરચ કરવાને કાંમ લાગશે ને તે છોકરાં દોલતવન કેહવાશે ને કદાશ તેહનાં બાપની કંઈ બીજી દોલત નહી હોશે તોબી કોઈનાં ઓશીઆલાં નહો રેહશે ને તે રૂપીઆનાં વેઆજ મધેથી તથા મુદલમોથી પોતાંનુ ગુજરાંન કરશે તો તે રૂપીઆનાં આપનારનાં હકમો હજારો હજાર દુવા દેશેતે શત જાંણજો."

અદરાવાની અને લગનની નોધ. (ક) અદરાવા સંબંધના રેજીસ્તરો.

લગનને લગતા બંદોબસ્તો ઉપરથી માલમ પડે છે કે પંચાએતે તે વખતે જેમ લગનની નોંધ તેમ અદરાવાની નોંધ પણ પોતાને દફતરે રાખવાનો વીચાર રાખ્યો હતો.

આગલા વખતમાં છોકરાંઓને અદરાવા પછી એક યા બીજા સબબે કોઇક તરફથી કાજ તોડવામાં આવતાં હતાં, તે બાબે પંચાએતના સાહેબો હજુર ફરીઆદ આવતી હતી. એમ કાજ ટોડવાં એ એક ખોટું ગુનાહ ભર્યું કામ

ગણાતું. અસલી રેવાજ હતો કે અદરાયાં ત્યારથી જાણે પવીત્ર સાતું (religious contract) થયું હતું. આ સબબે એક રેવાજ હતો અને હાલ પણ છે કે, એક છોકરી અદરાવા પછી અને લગ્‍ન આગમચ, જો તેણીનો ધારેલો યાને અદરાયલો ખાવીંદ મરણ પામે તો તેમ છતાં મરણની ધર્મ-ક્રીયામાં તેણીનુ નામ તે અદરાયલા ખાવીંદ સાથ લેવું. આ સબબે ઠેડવવામાં આવ્યું કે પંનચાત મધે એવાં અદરાયલાંની એક યાદી યા રેજીસ્ટર રાખવામાં આવે. એ યાદીમાં અદરાવાની નોંધ લેવા કાજે કાંઈ ફી લેવાનું ઠેડવ્યું હોય, એમ દીસ્તું નથી. એ માટેનો બંદોબસ્ત નીચે પ્રમાણે હતો (નં. ૨):—

"કદાશ કોઇની ખુશી પડે જે બંદોબશત ૨ જા મધે વરશ લખાં છે તેની અગાઉ પોતાંનાં નાંદાંન છોકરાંની કદ ખોદાઈ પોતાંનાં ખેશ કબીલા મધે અથવા આપરાંમો હરેક બીજે શારે ઠેકાંણે એક બીજા શાથે કબુલ કરી રાખવું હોએ તો શુખેથી કબુલ કરી રાખે શહી પણ તે બેઉ ધણી પોતાંનાં છોકરાંનું તથા છોકરીનું નાંમ લખીને તથા છોકરાને તથા છોકરીને કેટલાં વરશ છે તે લખીને પંનચાત મધે જાહેર કરે શહી. કાંએજે એવી રીતે લખીને પંચાત મધે જાહેર કરશે તારે જે ધણીએ કદ ખોદ[1] કબુલ કીધેલી હશે તે ધણીથી ફરી જવાશે નહી. પંણુ કદાશ એક વખતે કોઇથી પંનચાત મધે લખીને જાહેર કરાશે નહી તે વાશતે કંઇ કબુલ કીધેલી કદ ખોદાઈ શાબુત હોશે તો કોઈથી ફરી જવાશે નહી."

લગનના બંદોબસ્તોમાના ૧૭ માં બંદોબસ્ત ઉપરથી દીસે છે કે પંચાએતના દફતરમાં લગનોની નોંધ રાખવામાં આવતી હતી અને તે માટે બેઉ તરફના મલીને રૂા. ૭ા ની ફ્રી લેવામાં આવતી હતી. ગરીબો માટે છુટ મુકી હતી કે "રૂ. ૭ા આપી નહી શખાએ તો રૂ ૧) એક શુધી તેહનાંની પાશેથી લેવો શહી." વળી કોઇ ઘણા નાચાર પાસે કાંઇ પણ ફ્રી લેવામાં આવતી હતી નહી. તે માટે લખ્યું છે કે "પણ કદાશ કોઇ ઘણોજ નાદાર હોએ તેહની પાશેથી કંઇ લેવું નહી."

ખ. લગનના રેજીસ્ટર અને તે માટેની ફી.

---

(૧) "કદ ખોદાઇ" ને બદલે ભુલ દિસે છે. અર્થ "ઘરના માલેક થાવું." અંહી અદરાવવાને અર્થે આ શબ્દ વપરાયો છે.

લગનની નોંધ (રેજીસ્ત્રેશન) ની ફી લગન આગમચથી લેવાનો કાયદો હતો તે માટે બંદોબસ્ત જાહેર કર્યા હતો કે "અગાઉથી રૂપીઆ આપીને રજા લેશે નહી તો તે ધણીનાં છોકરાંને પંનથકી અથવા હરકોઈ બીજે મોબેદ નોહણુ નવારશે નહી તથા નવજોત કરશે નહી તથા આશરવાદ પાડશે નહી."

III

## સ્ત્રીઓને પારકા ધર્મની માનતાની મનાઈ કરવા બાબે અને સંસાર અને મર્યાદાની રાહ રીતીઓ સંબંધી રેવાજો.

ઉપલા મરણ લગનના ખર્ચના બંદોબસ્તો સાથે સ્ત્રીઓના સંબંધમાં તેઓની મર્યાદા જલવાય અને તેઓની માન્યતા અને આચાર વીચારમાં કાંઈ સુધારો થાય એવા ખ્યાલથી નીચલી બાબતોના બંદોબસ્તો કરવામાં આવ્યા હતા (નં. ૨૭):

(ક) પારકા ધર્મોની માનતા સુનતા કરવી નહીં.

(ખ) સૈયદ, જતી, સેવરા વિગેરેની મુલાકાત લેવી નહીં.

(ગ) પાછલી રાતે યા મોડી રાતે બહાર પાંણી ભરવા જવું નહી.

(ઘ) સાંજ પડયા પછી ઘેરના થાવકાં માણુસ સીવાય અને ફાનુસ સીવાય બહાર જવું નહી.

(ઙ) પારકા મરદો સાથે બાહેર વાડીએ અથવા તાડી પીવા જવું નહી.

એ સર્વ બાબતો માટે નીચે પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યોઃ—

"બીજું શંવત ૧૮૭૬ નાં કારતક શુદ ૩ ને વાર ગરેઉ તારીખ ૪ થી નવેમબર શને ૧૮૧૯ ને દંને પંચાતનાં બેશનારા શાહેબોએ ઠેરાવીને પંચાતની ચોપડી પાંને (૪૧) મધે લખેલું છે [1] જે હવે પછે આપરા મરદ લોકો તથા બઈરાં લોકો હીનદુંનાં તથા મુશલમાંનનાં તથા હરકોઇ બીજી જાતવાલાનાં ધરંમ પરમાંણે માંનતા કરે નહી તથા હવે પછે કોઈ બઈરાં પારકા ધરંમ વાલાનાં ઠેકાંણાં ઉપર માંનતા ચડાવા જાએ નહી.

(૧) જુઓ ઉપર પા. ૧૬૮.

"બીજું જારે કોઈને કાંઈ મુશકેલ આવી પરે તારે પારકા ધરંમની માંનતા કરે છે તે કોઈ કરે નહી જારે કોઇને કાંઇ માંનતા કરવી પડે તારે આપરાં આતશબેહરાંમની તથા આવાં અરદુઈશુરની તથા આપરા શરવ ફરેશતાની માંનતા કરે શહી. આપરી જંદ અવશતાની કીતાબ મધે તથા બીજું ઘણું માંનતા કરવાનું લખું છે તે પરમાંણે માંનતા કરે શહી.

"બીજું આપરા ગરીબ લોકોની ઓરતો પાછલી રાતથી તે અરધી રાત શુધી પાંણી ભરવા જાએ છે તથા ફાંનશ વગર પોતાંનાં બેશ કબીલાને ઘેર એખલાં અંનધારાંમો જાએ છે તે હવે પછે શાંજ પડેઆ પછે કેથે જાએ નહી તથા આવે નહી કાંએજે તે શબબથી ઘણાં મરદને તથા ઓરતોને મનાકેશો પડેલો છે વાશતે પંચાતનાં બેશનારાએ ઠેરાવીઉં છે જે હવે પછે જે ઓરતને બાહેર જવું પડે તો શુરજ ઉગેઆ પછે પોતાંનાં ઘરમોથી બાહેર જાએ.

"બીજુ કદાપી કોઇને કાંઈ અટકાવ પડે ને શાંજ પડેઆ પછે તથા રાતે પોતાંનાં ઘરમાંથી બાહેર જવું પડે તારે પોતાના ઘેરનું ડાવકુ માંણુશ તથા ફાંનશ વગર કોઇ કેથે જાએ નહી.

"બીજુ જારે કોઇ બઇરાં બાહેર વાડી મધે જમવા જાએ તારે તથા તાડી પીવા જાએ છે તારે પારકા મરદોની શાથે જાએ નહી. જારે કોઇને જવું પડે તારે પોતાંનાં ઘેરનાં માંણુસની શાથે જવું શહી. ને બાહેર રશતામો બેશીને ખાંણું ખાવું નહી તથા તાડી પીવી નહી ને કોઈ ઓરત લોકો શુરજ ઉગેઆ વગર પોતાંનાં ઘરમોથી કેથે બાહેર જાએ નહી.

"બીજુ કેટલીએક ઓરતો બીજા ધરમવાલા શઇઅદ તથા જતી તથા બીજા જાદુગરોને ઘેર કોટલ કાંમંણ કરાવાને વાશતે જાએ છે તે હવે પછે કોઇ જશે તેહુને પંચાત મધે ઉભી રાખીને જે શજા દેવી હશે તે દેશે શહી.

"હેની વીગતે ઉપર લખેઆ પરમાણે જે કોઇ કબુલ રાખશે નહી તે ધણી શમશત અંજુમંનનો તથા પંચાતનો તકશીરવાર થશે ને પંચાતની તથા શમશત અંનજુમંનની નજરમો ઠરશે તે પરમાણે તે ધણીને શજા દેશે શહી.

IV

## પંચાએતની આવક જાવક પર તપાસ રાખવા મેનેજરો નેમવાની બાબદ.

પંચાએતની આવકની અને પુંજીની ખબરદારી કાજે ઘડાયલો બંદોબસ્ત.

એવું દીસે છે કે પંચાએતના ધર્મખાતાં માટે એ વખતે જે રકમો આવતી તેના હીસાબની બાબદમાં અને એકઠી થયલી રકમ કેમ રોકવી તે બાબે કાંઇ ચોકશ વ્યવસ્થા હતી નહી. એ બાબે આપણે ઓલાશોએ પંનચાતમાં જમશેદજી જીજીભાઇને પણ કાંઇ ફરીઆદ કરતા જોયા છે. આપણે હવે પછીના બાબમાં જોઇશું કે ઇ. ૧૮૨૩ ના નવેમબર માસથી પુંજીની ખબરદારી માટે ચાર ત્રસ્ટીઓ નેમવામાં આવ્યા. પણ એવું દીસે છે કે તે ત્રસ્ટીઓની નેમણુંકનો વીચાર આ વખતે ઘડાયલા બંદોબસ્તોમાંના એક ઉપરથી સુજ પડયો હતો. પંચાએતના ફંડમાં આવતાં નાણાંની અને આવેલી પુંજીની વધુ બેહતર ખબરદારી કાજે નીચે પ્રમાણે બંદોબસ્ત ઘડવામાં આવ્યો હતો. આ બંદોબસ્ત લોક લાગણી જાણવા કાજે કામચલાઉ ઘડવામાં આવ્યો હતો પણ તે સંપુર્ણ રીતે અમલમાં મેલાયો હતો નહી. દાખલા તરીકે તેમાં ૬) મેનેજરો અને તેઓ દરેકના કામકાજ માટે જે કહેવામાં આવ્યું છે તે ઉપર બરાબર અમલ થયલો આપણે જોતા નથી. આ બંદોબસ્ત નીચે પ્રમાણે છે (નં. ૨૫):—

"બીજુ પંચાત મધે હમણાં જે કાંઇ ધરમ ખાતેનાં રૂપીઆ છે તે તથા હવે પછે જે કાંઇ પંચાત મધે ધરમખાતેના રૂપીઆ આવશે તે તથા જે કોઇ ફરજંદની શાહદી કરશે તારે અથવા હરકંઇ બીજાં શારાં કારંણશર ધરંમ ખાતે પંચાત મધે રૂપીઆ આપશે તેહની ખબરદારી કરવાને વાશતે તથા પંચાતના રૂપીઆ મધેથી ધરમ કરવાને વાશતે માંનેજર આ આશામી (૬) છ ઠરાવા છે તેહનાંનાં નામની વીગત.

૧ ____________________

૨ ____________________

૩ ____________________

૪ ____________________

૫ ____________________

૬ ____________________

હેની વીગતે જંણુ ( ૬ ) મલીને પંચાતનાં રૂપીઆની ખબરદારી કરશે તેહની વીગત.

" ૧ પેહેલુ એજે કાંઇ ધરમખાતેનાં રૂપીઆ પંચાત મધે હમણાં છે તે શી બાબદનાં છે તેહનો હશાબ શંવત ૧૮૭૦ નાં આશેવાદ ૦ ) શુધી નકી કરીને શંવત ૧૮૮૦ ના કારતક શુદ ૧ થી તે રૂપીઆનાં શરકાર કંમપનીનાં બાંણુ પંચાતને નાંમે વેચાતાં લેઇને અથવા કોઇ શાઉકાર અંગરેજ તથા વેપારીને તાંહાં પંચાતને નાંમે વાજે મેલીને અથવા કોઇનાં ઇશટેટ મારગેજ રાખીને તેહનું વાજ ઉપજાવે શહી.

"૨ બીજુ' એજે હવે પછે શંવત ૧૮૮૦ નાં કારતક શુદ ૧ થી જે કંઇ ધરંમખાતેનાં રૂપીઆ છે તથા હવે પછે ધરંમ ખાતેનાં રૂપીઆ પંચાત મધે આવશે તે શરવે એકટા કરીને ઉપર લખા પરમાંણે તે રૂપીઆનુ વાજ ઉપજાવે શહી.

"૩ તીજુ' એજે જેવારે કોઇને રૂપીઆ આપવા પડશે તારે આશામી (૬) જે કોઇ પંચાતનાં રૂપીઆની ખબરદારી કરનારા માનીજર હશે તેહનાંની શહીની ચીઠી થઆ વગર કોઇને કંઇ આપે નહી.

"૪ ચોથુ એજે જેવારે કોઇ પાશેથી રૂપીઆ લેવા પડે તારે ઉપર લખા પરમાણે આશામી ( ૬ ) ની શહી થઆ વગર કોઇ પાશેથી કંઇ રૂપીઆ લેવા નહી અને જે ધણી આપે તે ધણીબી આશાંમી ( ૬ ) ની શહી વગર આપે નહી.

"૫ પાંચમુ' એજે જે કાંઇ પંચાતનાં રૂપીઆ રોકડા તથા તીજોરીના બાંન અથવા કોઇની વાજુકી ચીઠી તથા રશીબ તથા મારગેજ ખત જે કાંઇ હોએ તે પંચાતની પેટી મધે મુકીને તેહની ખબરદારી આશાગી ( ૬ ) મલીને ખબરદારી કરે તે આશામી ( ૬ ) નો શું શું' તાલુખો છે તેહની વીગત.

"૧ પરથંમ માંનેજરનો તાલુખો એ છે જે જેવારે કોઇ પાશેથી રૂપીઆ લેવા પડે તેવારે રશીબ કરીને પોતાંની શહી કરી આપે. તથા કોઇને રૂપીઆ આપવા પડે તારે જેહની પાશે પંચાતનાં રૂપીઆ હોએ તે ધણી ઉપર ચીઠી લખીને પોતાંની શહી કરીને આપે શહી. પછે જે ધણીને રૂપીઆ આપવાનાં હશે અથવા લેવાનાં હશે તે બીજા શરવે માંનેજરની શહી લઇને આપશે લેશે શહો.

"૨ બીજા માણેજરનો તાલુખો એ છે જે પંચાતનાં પરચુરંણુ રૂપીઆ આવે તે પોતાંની પાશે રાખે શહી. અને જેવારે બીજા શરવ માંનેજરની શહી ચીઠી આવે તારે જે કાંઇ પોતાંની પાશે પરચુરંણુ રૂપીઆ આવેલા હોએ તે મધેથી આપે શહી. અને માશ ૩ તરંણુ થાઆ પછે જમે ઉધારનો હશાબ જારે પંચાત મલે તારે દેખાડે શહી.

"૩ તરીજા માંનેજરનો તાલુખો એ છે જે પંચાતના રોકડા રૂપીઆ તથા તીજોરીનાં બાંણુ તથા કોઇ વાજુકી ચીઠી અથવા કોઇની રશીદ અથવા કોઇનુ ગીરવી ખત હોએ તે પંનચાતની પેટી મધે મુકીને તે પેટીની કુચી (૧) પોતાંની પાશે રાખે.

"૪ ચોથા માંનેજરનો તાલુખો એ છે જે પંનચાતનાં રૂપીઆ રકમબંદ હોએ અથવા કોઇની રશીદ અથવા કોઇની ચીઠી અથવા કોઇનાં ગીરવી ખત હોએ તે પેટી પોતાંનાં ઘરમો રાખે શહી.

"૫ પાંચમાં માંનેજરનો તાલુખો એ છે જે ઉપર લખા પરમાણે પંનચાતનો અવેજ ૧) પેટી મધે મુકીને તે પેટીની કુંચી પોતાંની પાશે રાખે શહી.

૬ છઠાં માંનેજરનો તાલુખો એ છે જે પંનચાતનાં શરવ હશાબનુ દફતર ૧ મેહેતા રાખીને નાંણાં મેલ તથા ખાતાંવઇ માશ ૩ થાએ તારે અથવા જારે પંચાત માંગે તારે દેખાડે શહી.

"હેની વીગતે પંનચાતનાં રૂપીઆની ખબરદારી આશાંમી (૬) છ મલીને રાખે શહો. ને તે આશાંમી (૬) છ મધેથી જારે પંનચાતની નજરમો આવે તેવારે માંનેજરને બદલે શહી.

"બીજું ઉપર પંનચાતનાં રૂપીઆની ખબરદારીને વાશતે આશામી (૬) છનાં નાંમ[1] લખાં છે તે ધણી ઉપર લખા પરમાણે કાંમ કરે શહી ને પોતાંનાં

---

(૧) આ ખરડા છે તેથા માજુ છ જનને નેમવાના હતા તે જણાવ્યું નથી.

અંગત ખાંતે રૂપીઓ ૧ ) લેવો નહી તથા ખરચ કરવો નહી ને કદાશ કોઇની રવાદારી માલમ પરે તો તે ધણી પોતે તથા તેનાં વારશ વકીલ પંનચાતને બીજા માંનેજર હોએ તેને જવાબ દેશે શહી. ને તે ધણીને બાતેલ કરીને બીજો માંનેજર ઠરાવે શહી. "

V

## ધર્મના ખરચોના પ્રકારો

ઉપલો બંદોબસ્ત (નં. ૨૬) પંચાએતની આમદાનીના સંબંધમાં હતો, પણ તેની સાથે પંચાતના ખર્ચની વ્યવસ્થાનો પણ વીચાર કરવામાં આવ્યો હતો. પંચાએતના ફંડમાંથી નીચલી બાબદોના ખરચો કરવાનુ ધ્યાંનમાં લેવામાં આવ્યું.

૧. પંચાએતના ગાંહમબાર કરવા.

૨. "ગરીબનાં છોકરાંવોને આપરી જંનદ અવશતા તથા ગુજરાતી નાંમુ તથા બીજો ઈલંમ." શીખવવા એક ધરંમશરાહ[1] બંધાવવી અને તે માટે ખર્ચ કરવો.

૩. ગરીબ આંધલા લુલા બીવારેઓ માટે એક ધરમશરાહ બંધાવવી અને નીભાવવી.

૪. ગરીબોને તેઓના ફરજંદોનાં લગનો માટે મદદ કરવી.

૫. કાંઇપણ બીજું ધરમનું કામ કરવું.

આ ગોથવણો માટેનો બંદોબસ્ત નીચે પ્રમાણે ઘડવામાં આવ્યો (નં. ૨૬):

"પંનચાતનાં રૂપીઆ છે તે મધેથી તથા હવે પછે ધરંમખાતે જે કંઇ બીજા રૂપીઆ આવશે તે મધેથી પંનચાત ધરંમખાતે ખરચ કરવો તેહની વીગત.

"૧. પરથંમ એજે આપરી પંનચાતનાં ગહંમબાર થતા નથી તે વાશતે ધરંમના પઇશાનાં વીઆજ મધેથી બની આવશે તેટલા ગહંમબાર કરશે શહી. અગર પંનચાતનાં પઇશા મધેથી બની નહી આવે તો ઉઘરાંણું કરીને ગહંબબારનુ કાંમ જારી કરવું શહી.

"૨. બીજું એ જે ધરમનાં પઇશા મધેથી અથવા ઉઘરાંણું કરીને ધરંમશરાહ (૧) પંનચાતને નાંમે બંનધાવીને તે મધે આપરી હંમજાત ગરીબનાં

---

(૧) આ શબ્દ આપણે જેમ સાધારણ રીત ધર્મશાલા સમજીએ છીએ તેમ નહી પણ એક ધર્મખાને બંધાવેલું મકાન એમ સમજવું.

છોકરાંવોને આપરી જંનદ અવશતા તથા ગુજરાતી નાંમુ તથા બીજો ઇલંમ શીખવીએ તેહેનો ખરચ જે થાએ તે ધરંમખાતેનાં રૂપીઆ મધેથી ખરચ કરવો શહી.

"૩. તરીજું એ જે કોઇ આપરી હંમજાત ગરીબ હોએ અથવા આંધલુ હોએ તથા લુલો હોએ તથા બેવારશ હોએ તેહને પંચાતની ધરંમશરાહ મધે રાખીને ધરંમનાં પઇશા મધેથી અથવા ઉઘરાંણું કરીને તેહની પરવરશી ખાધાની તથા કપરાંની કરવી શહી. પણ જારે કોઇ હેવી આશાંમીને ધરંમશરાહ મધે રાખીએ તારે પંચાતનાં બેશનારા તેહની ચોકશ તજવીજ કરે જે તેહનાં કબીલા મધે કોઇ હોએ તેથી તેહની પરવરશી નહી થાએ તારે ધરંમનાં પઈશા મધેથી અથવા ઉગરાંણું કરીને તેહની પરવરશીનો ખરચ કરવો શહી.

"૪. ચોથુ એ જે આપરા ગરીબ લોકો બેહેદીન તથા મોબેદોના છોકરાંનાં માએ બાપથી તેહનાંની કદ ખોદાઈ તથા લગંન કરવાનુ બની આવે નહી તારે પંચાતનાં બેશનારા તેહની ચોકશ ખબર લઇને પંચાતનાં પઈશા મધેથી અથવા ઉઘરાંણું કરીને તે છોકરાંને શદરો પેહેરાવે તથા તેહની કદ ખોદાઇ કરી આપે તથા તેહનાં લગંન કરી આપે શહી.

"૫. પાંચમુ એ જે બીજુ જે કાંઇ ધરંમનુ કાંમ પંચાતનાં બેશનારાવોની તથા શમશત અંજુમંનની નજરમો થરશે તે પરમાણે પંચાતનાં પઈશા મધેથી અથવા ઉઘરાવીને કરશે શહી.

"હેની વીગતે જે કાંઇ પંચાતની તરફથી ધરંમનાં ખરચ કરે તે ધણી દોકરા એકની રવાદારી કરે તો તે ધણી પંચાતનો તથા શરવ અંજુમનનો તખશીરવાર થાશે તે શરવ અંજુમંનની અથવા પંચાતની નજરમો ઠરશે તે પરમાંણે તે ધણીની જેહવી તખશીર તે પરમાંણે તે ધણીને શજા દેશે શહી."

VI

## આ અરસા આગમચ ૧૨૫) વરસથી પંચાએત શું શું કામ કરતી આવી છે તે બાબે અને પંચાએતના મેમબરોના નામની યાદી બાબે.

આ બંદોબસ્તોના ૨૮ માં ફકરામાં સેવટે આગલ થઇ ગયલા કેટલાક બંદોબસ્તો અને હાલના આ બંદોબસ્તોની નેમ નીચે પ્રમાણે

આ બંદોબસ્તોની મકસદ જણાવી છે અને તે પછી આગલા અને હાલના કારોબારીઓના નામો જણાવ્યાં છે (નં. ૨૮):—

"આપરી પંનચાતનાં બેશનારા અશલથી આપરી જાત મધે કંઇ ધરમનો કજીઓ પડે છે તારે તથા કોઇના વારશાનો કજીઓ પડે છે તેહવારે તથા કોઇ મરદને તથા ઓરતને કાંઇ મનાંકેશો પડે છે તેહવારે તથા કોઇ મરદ પોતાંની ઓરતને પોતાંને ઘેર બોલાવતો નથી તેહવારે તથા કોઇ મરદ પોતાંની ઓરતને ખાધાનુ તથા કપડાંનુ આપતો નથી તેહવારે તથા કોઇ ઓરત પોતાંનાં મરદની શાથે તેહનાં હોકમ પમાંણે રેહેતી નથી તેહવારે તથા કોઇ મરદ તથા કોઇ ઓરત બદફેલી કરે છે તેહવારે તથા બઇરાં તથા મરદ મધે ગાલાગાલીનો કજીઓ પડે છે તેહવારે તથા કોઇ ઓરત ગુજરે છે તારે તેહનુ જરીઆંન શરેશતા પરમાંણે પાછું આપતા નથી તેહવારે કજીઓ પડે છે તેહવારે અશલ વરશ ૧૨૫ ) થાઇ ગએઆ છે તેહવારથી તે આજ દીન શુધી આપણી પંનચાતનાં બેશનારા શાહેબ લોકો આપણી જાતનો હેવી રીતનાં કજીઆ ચુકવતા આવા છે તથા હરકાંઇ આપણી જાત મધે શારો બંદોબશત કરતા આવા છે તે પરમાંણે આપણે શરવે અંજુમન અશલથી વરશ ૧૨૫ થી તે આજ દન શુધી કબુલ રાખના આવીએ છે."

આ અરસામાં કેટલાક નોંધાયલા દાખલા આપણને મલે છે કે કેટલીકવાર ઉથમણાંમાં ભેગી મલેલી અનજુમનની મીજલસ મરનારની જગ્યાએ નવી નેમણુંક કરતી હતી. જ્યારે મરનારનાં કુટુંબમાંજ નવી નેમણુંક માટે કોઇ લાયક આસામી દેખાતું ત્યારે તો તેવી નેમણુંક ઉથમણાંમાંજ થતી. તેનાં દાખલા નીચે પ્રમાણે છેઃ—

તા. ૨ જી જુલાઇ ૧૮૧૮ ની સમસ્ત અનજુમનની સભામાં આ. હોરમજી દોરાબજી લશ્કરી, જેવણને તા. ૪ થી માર્ચ ૧૮૧૮ ની અનજુમનની સભામાં એક અધીકારી નેમ્યા હતા, તેવણ વેપાર સારૂં ચીન જવાથી તેવણની જગયાએ આ સભામાં દસ્તુર એદલજી દોરાબજી સંજાણાને નેમ્યા હતા.[1]

તા. ૧૪ મી ડીસેમ્બર ૧૮૨૦ ના દીને ફરામજી નાનાભાઇ દાવરની જગ્યાએ એવણના ઉઠમણામાં એવણનાં બેટા જાંગીરજી ફરામજી દાવરની નેમણુક કરવામાં આવી.[2] ખોલાશે એ પંનચાત ( પા. ૨૫૬ ) દાવર ફરાંમજી

(૧) પા. પ્ર. I પા. ૧૩૯.

(૨) પારસી પ્રકાશ, વો. ૧, પા. ૬૪૧.

નાનાભાઇ માટે બોલતાં લખે છે કે "એવંણુ ગુજરેઆ તેઆરે અંનજુમંનની તરફથી શેઆલ ૧ ) એવંણુનાં છોકરા જાંહાંગીરભાઈ ફરાંમજીને હોરાડીને દાવરી આપી છે". એ ઉપરથી દીસે છે કે એ નેમણુંક ઉથમણાંમાં થાયલી હોવી જોઇએ.

તા. ૨ જી સપટેંમબર ૧૮૨૧ ના દીને શેઠ જમશેદજી બમનજી વાડીઆનાં ઉથમણાંની મીજલસ મલી હતી, ત્યાં તેઓની જગ્યાએ તેવણુનાં ભાઇ રતનજી બમનજી વાડીઆને પંચાએતનાં અકાબર ઠેડવ્યા હતા. એ ઉઠમણાની મીજલસમાં એવણુના દીકરા નવરોજી જમશેદજી વાડીઆએ પંચાતનાં ધર્મખાતામાં રૂ. ૨૦૦૦ ) ની રકમ આપી હતી.[1]

તા. ૧ લી અકતોબર ૧૮૨૨ ના દીને શેઠ રતનજી બમનજી વાડીઆના ઉઠમણાની મીજલસમાં હાજર રહેલી અનજુમનનાં એક મતથી તેવણુની જગયાએ તેવણુના ભત્રીજા શેઠ નવરોજી જમશેદજી વાડીઆને પંચાતના અકાબર ઠેડવવામાં આવ્યા[2] હતા. એજ ઉથમણાની મીજલસમાં મરનારના બેટા રૂસ્તમજી રતનજી વાડીઆએ રૂ. ૧૦૦૦ ) ની રકમ પંચાએતનાં ધર્મખાતામાં આપવાનું જાહેર કર્યું હતું.

મરનારનાં કુતુંબમાં કોઇ લાયક પુરૂષ નહી હોય તો પછવાડેથી તેઓની નેમણુંક સમસ્ત પંચાએત યા અનજુમન વા સમસ્ત પંચાએત કરતી હતી. દાખલા તરીકે, તા. ૧૫ મી અકટોબર ૧૮૨૩ ના દીને સમસ્ત પારસીની પંચાએત શેઠ હોરમજી વાડીઆનાં ઘરમાં મલી હતી, તે વેલાએ કેટલુંક સરેસતા મુજબનું કામ કીધા બાદ પંચાતના બે અધીકારીઓ શેઠ નવરોજી મેહરજી અને પંથકી દોરાબજી ફરાંમજીનાં મરણથી ખાલી પડેલી બે જગ્યાઓ ઉપર શેઠ જમશેદજી જીજીભાઇ અને આ. હોરમજી દોરાબજી લશકરી ને નેમ્યા હતા.[3]

---

(૧) પા. પ્ર. I પા. ૧૫૬. બો. પં. પા. ૨૫૬.

(૨) પા. પ્ર. પા. ૧૬૪. બો. પં. પા. ૨૫૬. માનેકજી ખરશેદજી (Q in the Corner પત્ર ૮ માં) આ અને બીજી નેમનુકને અનજુંમને (general assemblies) ~~કીધેલી~~ જણાવે છે. પણ એ "~~જેનરલ~~ અસેમબલી" તે ખાસ બોલાવેલી સમસ્ત અનજુમન નહી પણ ઉથમણા વેલા ભેગી મલેલી અનજુમનો છે.

(૩) પા. પ્ર I, ૧૭૧.

# બાબ ૭ નો વધારો.

## ઉપર જણાવેલા બંદોબસ્તો બાબે જમશેદજી જીજીભાઈની નોંધો.

ઉપલો બાબ છપાવા પછી મારા હાથમાં મરહુમ પેહલા સર જમશેદજીના હાથમાંની લગનના કાયદા કાનુનોની એક નકલ તેવણના એક નબીરાના બેટા મી૰ રૂસ્તમજી જમશેદજી ખરશેદજી જમશેદજી તરફથી આવી છે. ઉપર જણાવેલા બંદોબસ્તોની જે ૧૧૫) નકલો આગેવાનોને આપવામાં આવી હતી, કે તેમાં પોત પોતાના મત પ્રમાણે કાંઇ ફેરફાર સુચવવો હોય તો સુચવે, તેમાની આ એક નકલ છે. તે કુલે ૭૪) પાના (દરેક ૧૬ લીટીના) ની છે. તે વખતના જાણીતા અકાબરોમાનાં પેહલા સર જમશેદજી જેવા એક આગેવાન અકાબરે તે વખતે ઘડવામાં આવેલા કાયદા કાનુનોમાં પોતાના મત મુજબ જે કાંઇ ફેરફારો સુચવ્યા છે, તેની અત્રે કાંઇક નોંધ લીધેલી અગતની ગણાશે. એ ફેરફારોના હરફ મરહુમ પેહલા સર જમશેદજીના પોતાના છે એમ મને જણાવવામાં આવ્યું છે.

૧. પાનુ ૧૯[1] (પા. ૧) એ પાનાને મથાલે નીચલી નોંધ છે.

" શમશત અનજુમનની ખીજમત મધે શેવક પારશી ખરશેદજી માંનેકજી શરાફ જાહેર કરે છે જે આપરી જરથોશતી લોકોનાં નવા બંદોબશત લખી રાખવાની ગની જરૂર છે તેને વાશતે આદાશ[2] લખી છે તે વાંચી વાકફ થઇને તે મધેથી જે કાંઇ શાહેબ લોકોની નજરમાં કાંઇ વધારવું ગતે અથવા ગતારવું ગતે તો તે પરમાંને શુખેથી લખી જનાવજે કાંએ જે એ વાત તમો શમશત અનજુમન મુખતાર છે વાશતે જે એ બંદોબશત લખા છે તેની વીગત."

સર જમશેદજીએ મથાલે લખેલી એ વીગત ઉપરથી દીસે છે કે એવણની ખાહેશ એ બનદોબસતોની યાદી ખરશેદજી માનેકજીને નામે બાહેર પાડવાની હતી.

---

(૧) આ નોંધમાં પેહલે પાનાના જે અંક આપ્યા છે, તે ૧૮૬૦ માં દફતર આશકારા છાપાખાનામાં શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાએ છપાવેલી આગલ જણાવેલી ચોપડીના સમજવા. વકનાથામાં જે આંક આપ્યા છે તે ઉપર જણાવેલા ૧૧૫) નકલો, જેમાની એક આ સર જમશેદજીની નકલ છે, તે પ્રમાણેનાં છે.

(૨) યાદદાસ્ત.

૨. બંદોબસ્ત પેહલામાં લીટી ૨ જી. "હરએક બીજે શારે ઠેકાંણે" શબ્દો છે તેમાં "બીજે" શબ્દ છેકી "આપરી હમજાતમાં," એ શબ્દો લખ્યા છે. મકસદ આ રાખેલી દીસે છે કે પરકોમ સાથના લગનને નામુનાસેબ ગણવાં.

૩. બંદોબસ્ત ૩ જો પાનું ૧૭ (પા. ૭). "છોકરીના વરસ બએઆન કીધેલાં છે." તેમાં "બએઆંન કીધેલાં છે" તેને બદલે "૭ લખેલાં છે" એમ જણાવ્યું છે. તે પરથી દીસે છે કે આદરણી માટે છોકરીની ઉંમર ઓછામાં ઓછી વરસ ૭) ની રાખવાની એવણુની નેમ હતી.

૪. પા. ૧૮ (પા. ૮). એ બંદોબસ્ત ત્રીજામાં છોકરીને નામજદ યાને અદરાવાની ઉમ્મર ૭) ની જણાવી છે અને લગન કરી આપવાની ઉમ્મર, જે છાપેલી ચોપડીમાં ૧૨) ની જણાવી છે, તે ફેરવી સર જમશેદજીએ ૧૧) ની સુચવી છે.

૫. બંદોબસ્ત ૭ પાનું ૨૦ (પા. ૧૬) લીટી ૫. નગારચી બેસાડવાની હદના ગાલાની સાંમે મારજીનમાં નોંધ કરી છે કે "એ રીગલેશન થઆ પછે તાશાવાલા બેશાડવાની હવે એ ચાલ નીકલી ગઇ છે."

૬. બંદોબસ્ત ૮ પા. ૨૦ (પા. ૧૮) લીટી ૧૫. "રૂ. ૫ થી તે રૂ......". અહીં વહુને જરીઆન કરવાની હદની જગ્યા ખાલી રાખી હતી, ત્યાં રૂ. ૧૨૫ લખ્યા છે.

૭. એજ બંદોબસ્તમાં બે લીટી હેઠે જમાઇના કપડાંની હદનાં "રૂ. ૧ થી તે રૂ. " પછી ૨૫) નો આંક ઉમેર્યો છે.

૮. એજ બંદોબસ્તના ૫) માં કાનુનમાં પણ છોકરીને કપડાં કરવાની હદ રૂ. ૨૫ ના આંકથી ગણી છે.

૯. બંદોબસ્ત ૯ મો પા. ૨૧ (પા. ૨૨). સુરતના માડોશલા માટે મારજીન પર લખે છે કે "એ રીગલેશન થઆ પછે હવે એ ચાલ નીકલી ગઈ છે." વલી હેઠે લખે છે કે "હવે તે ચાલ શા. (શંવત) ૧૮...ના વરશથી ખરશેદજી માંનેકજી શરાફે ચોપડી છપાવી છે તે દાહાથી એ ચાલ નીકલી ગઈ છે."

૧૦. બંદોબસ્ત ૧૦ પા. ૨૧ (પા. ૨૩). દરવાજા આગળ માંડવના સંબંધની બાબદમાં લખે છે કે "શા. (એટલે સંવત) ૧૮...ના વરશમાં

પંનચાતના ફરમાવાથી ખરશેદજી માનેકજી શરાફે ચોપડીઓ છપાવાથી તે ચાલ નીકલી ગઓ છે." "પણ કહાશ કોઇનાં ઘરમો", એ અને એ પછીના સર્વે શબ્દો છેકી નાખ્યા છે.

૧૧. બંદોબસ્ત ૧૧ પા. ૨૨ (પા. ૨૬). લગન વખતે પંચાતમાં ખુશીથી નાણું ભરવાની બાબદમાં મારજીનપર લખે છે કે "એ રીગલેશન થઆ પછે હવે લોકો લગંન વખતે જે કંઇ તેની મગદુર માફક બની આવે છે તે રૂ. ૫) થી વતુ[1] આપે છે." એજ બંદોબસ્તમાં "બીજા કારણશર પંનચાત મધે ધરમ ખાતે" શબ્દોને બદલે "બીજું ખુશાલીનાં કારણસર રૂ. ૫૦૦) પંનચાતના ધરમ ખાતે આપે શહી" એવા શબ્દો લખ્યા છે.

૧૨. બંદોબસ્ત ૧૨, પા. ૨૨ (પા. ૨૮). ગોશતના ખાંણા સાંમે મેલેલા આંકોશના આ બંદોબસ્ત માટે મારજીનપર લખે છે કે "એ રીગલેશન પરમાણે ગનાં જનાં ચાલે છે પણ હજુર કેતલાએક જના બાજી વખતે વધતુ ગોશત મંગાવે છે તેને શજા શું કરવી તે હવે થરાવું છે."

એ બંદોબસ્તમાં જે ગોસતના રતલની ૩૦૦) ની હદ જણાવે છે તે હદ સર જમશેદજીએ ૫૦૦) રતલની કરી છે અને સેવટના શબ્દો કે "પકાવેલું ખાંણું કૈથે બીજે ઠેકાંણે મોકલવું નહી......જમાડે નહી," તે કહાડી નાખ્યા છે.

૧૩. બંદોબસ્ત ૧૩ પા. ૨૩ (પા. ૩૦). એ બંદોબસ્ત માટે માર-જીનમાં લખે છે કે "એ રીગલેશન થઆ પછે એ ચાલ નીકલી ગઇ છે પન હજુર કોઇ પોત પોતામાં આપે છે તે ધણીને કંઈ થરાવાની[2] ગનુ જરૂર છે."

૧૪. બંદોબસ્ત ૧૪ પા. ૨૩ (પા. ૩૧). એની મારજીનપર લખે છે કે "એ રીગલેશન થઆ પછે મોશાલાની ચાલ નીકલી ગઈ છે પન બાજી[3] કોઇ પોતાનુ ઇતરવાનુ[4] હજુર કરે છે તેને કઇ શજા દેવાનુ થરાવાનુ ગનુ જરૂર છે."

એ ફકરાનો છેલ્લો ભાગ "પોતાની છોકરીને તથા જમઇને કપડાં તથા જરીઆનથી" સેવટ સુધીનો ભાગ છેકી નાખી નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે.

"પોતાની છોકરીને નામે શારે થેકાને વાજે મેલે શહી ને તેના વાજમાંથી વરશ દારે તે છોકરીને કંઇ જેનુશ[5] કરી અપાવે શહી નહી તો જારે તે છોકરીનાં

(૧) વધતુ, વધારે. (૨) બરાબર ઊકલતું નહિ. (૩) ફા. "બઅઝો" એટલે "કોઇક" (૪) ઇતરવાનુ એટલે ખોટો દેખાવ કરવાનુ. (૫) જનસ.

છોકરાં થાએ તારે તે મુદલ રૂપીઆના વાજમોથી તે છોકરીની ખુશી પડે તે કરે શહી ને તે છોકરી વરશ ૨૧ ની થઆ પછે તે મુદલ રૂપીઆ તે છોકરીના મુદલ તથા વાજ જે વધેલું હોએ તે છોકરીને આપે શહી તે રૂપીઆ ઉપર તથા તેનાં વાજ ઉપર તે છોકરીનાં મરદનુ કંઇ પોંચે નહી પન ખોદા ન કરે તે છોકરીની કજા હીલાહી આવી પોચે તારે તે મુદલ રૂપીઆ તથા વાજ જે હોએ તે તે છોકરીના છોકરાં હોએ તે શરખે ભાગે વેંહચી લે શકો અગર તે છોકરીને ગેર કંઇ છોકરાં નહી હોએ તો તે છોકરીની માએ તથા બેહુન તથા ભાઇ જે હોએ તે શરખે હીશે વેંચી લે શહી પન કદાશ તે છોકરીનો બાપ રૂપીઆનો આપનારો તે વખત પર બાઆર હોએ તો તે રૂપીઆ મધેથી હરધો અવેજ તે છોકરીનો બાપ લે શહી ને બાકી હરધામાંથી ઉપર લખા પરમાણે શરવે વેંહચી લે શહી. ખોદા ન કરે ને છોકરીના છોકરાં નહી હોએ અથવા માબાપ નહી હોએ તો તેનાં બાપનાં જે બીજાં નજીખના શગાં હોએ તે લઇ તે શહી. અગર બાપની તરફનુ કોઇ નહી હોએ તો માએની તરફનુ જે નજીખનુ શગુ હોએ તે લીએ શહી ને તે મધે કંઇ વાધો પડે તે પંનચાત મધે ફરીઆદી કરે શહી ને શમશત પંનચાત થેરવી આપે તે પરમાને તે બેઉ જના કબુલ કરે શહી પંન બે માંથી એક શરકારમાં ફરીઆદ જવું નહી.”

૧૫. બંદોબસ્ત ૧૫. પા. ૨૪ (પા. ૩૩). અગીઆરીમાં નહાન નહવાડી સદરો પેહડાવવા છોકરાંને ઘરે લાવવાની બાબદના આ બંદોબસ્તના સંબંધમાં મારજીનમાં લખે છે કે “હેનો બંદોબશ પકો કરવાની ગની જરૂર છે. અગીઆરીના હંધારૂને કેવું જે નોન નવારે તેને શદરો તાંજ પેરવા પછે ગેરે જઇને કશતી પાએજા કરીને નવજોત કરે શહી.”

૧૬. બંદોબસ્ત ૧૬, પા. ૨૪ (પા. ૩૫). એ બંદોબસ્તની મારજીનમાં લખે છે કે “એ રીગલેશન થઆ પછે એ ચાલ તો નીકલી ગઇ છે પન બાજે થેકાને શગાં દાખલ તથા દોશદાર દાખલ હજુર કરે છે તે બંદ કરવું જોઇએ વાશતે કંઇ શજા થરાવી જોઇશે.”

એ બંદોબસ્તની સેવટના ભાગમાં જે નીચલા શબ્દો છે કે “જરીઆંન જે કહી તેહનેથી બની આવે તે કરે શહી” તેમાં “કરે” શબ્દ છેકી લખ્યુ છે કે “રૂ. ૫) થી રૂ. ૧૦૦) શુધીનો અવેજ આપે.”

સેવટે જે લખ્યું છે કે "શવાબને શારૂં મોબેદોને આશોદાદ આપે શહી" તે છેકી લખ્યું છે કે "પન તે ધનીની મગદુર પરમાને હેવા કારન શારૂ રૂ. ૧) થી રૂ. ૧૦૦) શુધી પનચાતના ધરમખાતાંમાં આપે શહી તેથી વતુ ધરમખાતામાં આપે તો તેની ખુશી."

૧૭. બંદોબસ્ત ૧૭, પેટાં કાનુન ૭, પા. ૨૫ (પા. ૩૯). એ બંદોબસ્તની સેવટે લખ્યુ છે કે "વારેવાર થાઇ રહા પછે રોકડા રૂપીઆ શુખેથી આપે", ત્યાં "શુખેથી" શબ્દની પછીનો ભાગ છેકી નાખી નીચે પ્રમાણે લખે છેઃ– "રૂપીઆ તે છોકરીને નાંમે શારે ઠેકાને વાજે મેલે શહી ને તે મુદલ રૂપીઆ તથા વાજ તે છોકરી શી રીતે લીએ ને તેની કજા હીલાઇએ કોને પોંચે તેની વીગત બનદોબશત ચઉદમાં છે તે પરમાંને લીએ શહી."

૧૮. એજ બંદોબસ્ત ૧૭, પેટા કાનુન ૮, પા. ૨૬ (પા. ૪૦). એ બાબે મારજીન પર લખે છે કે "હવે એ રીગલેશન થઆ પછે લોકો પોતાની મગદુર પરમાંને રૂ. ળા થી વતુ આપે છે પણ ગરીબ લોકોને રૂ. ળા હધારૂને આપવા ને તે રૂ. ૪ા પંનચાતને આપવાને ગંનુ ભારી પડે છે વાશતે હંધારૂને છોકરાની તરફના રૂ. ૨) આપે ને છોકરીની તરફનો રૂ. ૧) આપે તે ઉપરાંત જેની ખુશી પરે તે આશોદાદ આપે ને પંનચાત મધે છોકરાની તરફથી રૂ. ૨) આપે ને છોકરી તરફથી રૂ. ૧) જુમલે રૂ. ૩) થી કંઈ વતું આપે નહી."

એજ ફકરામાં "અથવા શદરો પેહેરાવશે અથવા લગંન કરી આપશે" એ શબ્દોની પછવાડે "તથા કુવા તથા તલાવ બંધાવશે" એ શબ્દો ઉમેર્યા છે.

૧૯. બંદોબસ્ત ૧૮ પા. ૨૭ (પા. ૪૩).

"બીજું હવે પછે" વાળા ફકરામાં "વરણી લઈ જઇશું તો", શબ્દોમાં ફેરફાર કરી લખે છે કે "વરણી લઈ જવું શહી કાંએ જે ખરશેદજી માંનેકજી શરાફે ચોપરીઓ છપાવા પછે હમણા કોઈ કોઇ એ રીતે કરે છે."

૨૦ બંદોબસ્ત ૧૯, પા. ૨૭ (પા. ૪૬). લગનના સરઘસની બાબદના એ બંદોબસ્તમાં સેવટે જે લખ્યું છે કે "કોઇની ખુશી પડે તો ઉપર બએઆંન કીધા પરમાણે ઓજીરન ઘેહ મધે શરઘશ ફેરવે શહી" તે છેકી નાખીને લખે છે કે "જો ચરાખ બતી શુધાં શરઘશ કાડવું તો તે ધની પંનચાતના ધરમખાતાંમાં રૂ. ૧૦૦) થી રૂ. ૧૦૦૦) એક હજાર શુધી આપે શહી."

૨૧. બંદોબસ્ત ૨૦, પા. ૨૭ (પા. ૪૭). એને બદલે એકજ વખત આશીરવાદ સારવાની બાબદનો આ બંદોબસ્ત આખો છેકી નાખ્યો છે.

૨૨. બંદોબસ્ત ૨૨ પા. ૨૮ (પા. ૫૧). આગલો બંદોબસ્ત કાહડી નાખવાથી આ બંદોબસતને ૨૧નો આંક આપવામાં આવ્યો છે. તેમાં "ઓરતને પંનચાત મધે બોલાવવી પડશે ને પંનચાતની નજરમો થરશે તે પરમાંણે શજા દેશે", એ શબ્દો છેકી નાખયા છે.

રસ્તે ગીત ગાતી જતી સ્ત્રીઓની બાબદના બંદોબસતમાં સેવટે નવું ઉમેરે છે કે "કદાશ હેવી રીતે જેને ગેરના બઇરાંઓ રશતામાં ગીત ગાતાં જશે તેનાના મરદોપાશેથી પેલી[1] તખસીરે રૂ. ૫) પાંચ પંનચાતના ધરમખાતામાં લેવા શહી ને બીજી તખસીરે રૂ. ૧૦) દસ લેવા શહી ને તીજી તખસીરે તેનું ગેર નાતબાર કાડવું શહી."

૨૩. બંદોબસ્ત ૨૩ પેતા કાનુન ૩. પા. ૨૯ (પા. ૫૫). છોકરાને જનમ આપવા બાદ છોકરીને સાસરેથી પહેરામણી આવે છે તેના સંબંધમાં "તે મધે લવંગ તથા એલાચી તથા બીજો પરચુટણુ શાંમાંન જે મોકલવાનો જરૂર હોએ તે મોકલે શહી પણુ રૂ. ૨)", એ શબ્દો છેકી નાખે છે અને સેવટે લખે છે કે "ને કદાશ કોઇની ખુશી પડે જે હેવા કારંનશર પોતાની છોકરીને અથવા પોતાની વહુઉને વરે કંઇ વતુ આપવું તો શુખેથી તે છોકરીને નાંમે કેથે વાજે મેલે ને તે છોકરી વરશ ૨૧) ની થાઆ પછે તે રૂપીઆ લઇને છોકરીની ખુશી પડે તે કરે શહી તેની વીગત બંદોબશત ૧૪ મો લખેલી છે તે પરમાને આપુને સરવને કરવું શહી."

૨૪ બંદોબસ્ત ૨૫, પા. ૩૦ (પા. ૫૯). એ બંદોબસ્તની મારજીન પર લખે છે કે "એ રીગલેશન થઆ પછે પંનચાતના તરશતી ૪ થઆ છે ને હવે પંનચાતના પઇશાનો બંદોબશત ગનો શારો થઓ છે. એ રીગલેશન શ. ૧૮ ...ના[2] વરસમાં થઉ તારે પંનચાતમા ફંનમા રૂ. [3] હજારને આશરે

---

(૧) પેહલી.

(૨) અહીં અને ઉપર પણુ એવા આંકવાળી બીજી જગાઓમાં વરસનો આંકો પુરવાનો રહેવા દીધો છે કે જયારે અનજુમન એ બંદોબસ્તો બાહાલ રાખે ત્યારે તે વરસનો સવંત લખવામાં આવે.

(૩) અહીં સંખ્યા પુરવા માટે જગા રાખી છે.

હતા તે આજે [1] વરશમાં ખોદાના હોકમથી રૂ. [2] એકથા થઆ છે તે હજુર વતુ જશે તે શત જાણજો. "

હવે પછીના બંદોબસ્તો પંનચાએતના પૈસા અને તેના કારોબારના સંબંધના છે. એ ફેરફારો ઉપરથી માલમ પડે છે કે લખનાર (જમશેદજી જીજીભાઈ) ની નેમ ૬) મેનેજરને બદલે ત્રણ મેનેજરની સંખ્યા ઠેરવવાની હતી અને તેમાં તેઓની જવાબદારી કાંઇ વધારે મજબુત કરવાની હતી. અસલ બંદોબસ્ત ૨૫ પા. ૩૨ (પા. ૬૪) માં જે ત્રણ, ચાર, પાંચ અને છ માનેજરની બાબદ લખી છે તે ઉપર છેકો મુકી તેવણ ત્રીજા મેનેજર બાબે નીચે પ્રમાણે લખે છે.

" તીજા માણેજરનો તાલુખો એ છે જે પંનચાતના શરવ હશાબનુ દફતરના મેલ તથા ખાતાંવઇ શરવ તપાશીને હર વરશ નુઉશપેપર મધે ગુજરાતીમાં છપાવીને શરવ અનજુમનને જાહર કરે શહી જે પંનચાતના રૂપીઆ કીએ ઠીએ થેકાને છે ને શી શી બાબદના આવેલા ને શી બાબદનો ખરચ થઓ છે ને બાકી કેટલા છે તે મધેથી કોઇની ખુશી પડે જે તે હશાબ દફતરો શાથે તપાશી જોવા તો શુખેથી આવી ને તપાશે શહી." એ બંદોબસ્તના સેવટના ફકરાનો સેવટનો ભાગ "ને તે ધણીને બાતેલ કરીને બીજો માનેજર ઠરાવે શહી" એ શબ્દો છેકીને નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે: "જેહની રવાદારી માલમ પડે તે ધનીને રદ કરીને બાતેલ કરીને બીજો માંનેજર થરાવે શહી કાંએ જે શમશત અનજુમન ઉપર લખેલા શરવે માંનેજરને એ કામની એ કાજની પંનચાતનાં રૂપીઆનો જવાબ દેનારા થરાવા છે. વાશતે તેનાની ખુશી પડે તેવો બીજો માંનેજર થરાવે શહી. પન જે બીજો માંનેજર થરાવે તેનું નામ ગુજરાતી નુઉશપેપરમાં છપાવીને શરવ અનજુમનને જાહર કરે શહી."

બંદોબસ્ત ૨૬, પા. ૩૨ (પા. ૬૭). ગંબારની બાબદના પેહલા ફકરાની મારજીનમાં લખે છે કે "એ રીગલેશન થઆ પછે પંનચાતના ગંમાર થાવા લાગા છે."

"ધરમશરાહ" બાબદના બીજા ફકરાની મારજીન પર લખે છે કે" એ કામની ગની જરૂર છે."

---

(૧) અહીં વરસની જગ્યા ખાલી રાખી છે.

(૨) અહી રૂ. ની જગ્યા ખાલી રાખી છે.

ગરીબોને મદદ કરવાના ત્રીજા ફકરાના સંબંધમાં લખે છે કે "એ રીગલેશન થઆ પછે પંનચાતના પઇશા મધેથી હાથલાં પાંગલાંને તથા ગરીબ લોકોને ગેર બેઠાં ગુજારા મલે છે".

ગરીબોને લગન વખતે મદદ કરવાના ૪ થા ફકરાના સંબંધમાં મારજીન પર લખે છે કે "એ રીગલેશન થઆ પછે એવા કામની ગની તીપ થાએ છે. તે મધે પંનચાતના પઇશામાંથી આપવું મંનાશબ જાને છે તે આપે છે."

બંદોબસ્ત ૨૭, પા. ૩૩ (પા. ૭૧). પારકા ધર્મની માનતાના સંબંધના એ બંદોબસ્તના પેહલા ફકરાની સેવટે "માનતા ચડાવા જાય નહી", એ શબ્દોમાં કાંઇક ઉમેરો કરી નીચે પ્રમાણે લખે છે: "માંનતા ચડાવા જાશે તો તે ઓરતોને તથા તેનાંનાં મરદોને અથવા તેનાના માબાપોને આઇન [1] પંનચાતની નજરમાં થરશે તે પરમાંને શજા દેશે શહી."

જમશેદજી જીજીભાઇ (સર જમશેદજી) ની આ નોંધો ઉપરથી નીચલી બાબદો માલમ પડે છે.

૧. આ બંદોબસતો ઘડવામાં ખરશેદજી માનેકજીનો મોટો હાથ હતો.

૨. એ બંદોબસતોનો કાચો ખરડો લોકોના હાથમાં જતાંજ લોકના જાહેર મત પર કાંઇ સારી અસર થયલી માલમ પડે છે, સબબ કે જમશેદજી જીજીભાઈ અનેક જગ્યાએ લખે છે તે પ્રમાણે એ બંદોબસતો ઘડાયા પછી અને હજુર અનજુમન મેળવી તે પસાર કરવામા આવે તે આગમચ લોકોએ પોતાની મેલે તે ઉપર કાંઇક અમલ કરવા માંડયો હતો અને તેથી જાણે તેવા બંદોબસ્તોની જરૂર દીસ્તી હતી નહી.

૩. લગનના આશીરવાદ બેને બદલે એકજ રાખવાનો બંદોબસ્ત પેહલે ઘડયો હતો પણ પોતાની નકલમાં જમશેદજી જીજીભાઈ તે છેકી નાખે છે. તે ઉપરથી દીસે છે કે કદાચ લોક–વીચાર જાણી તેવણે તે બંદોબસ્ત કાહડી નાખવાનું દરૂસ્ત ધાર્યું હોય.

૪. જમશેદજી જીજીભાઇએ પરપેહરામનીની રૂપીયાની રકમના જે ગાલાઓ અસલ બંદોબસ્તોમાં ખાલી રાખ્યા હતા તે પોતાના વીચાર પ્રમાણે પુર્યા હતા.

---

(૧) યાને આખરે એટલે સેવટે, અથવા કદાચ, "આઇન" એટલે "રીત"

૫. તેવણે આપણા લોકો લગન પાછલ વધુ નાણું ખરચે તેને બદલે તે નાણું બંચાવી માબાપો પોતાનો બચ્ચાંઓને માટે તે વ્યાજે મુકી તેઓનું ભલું કરે એવી નેમ રાખી હતી.

૬. તેવણે કોઈક કાનુનોમાં કાંઇક વધુ છુટછાટ મુકી હતી. દાખલા તરીકે લગનના ખાણાંમાં ગોશ્તના ઉપયોગની અસલ બંદોબસ્તમાં હદ ૩૦૦) રતલની રાખી હતી તે હદ વધારી તેવણે ૫૦૦) ની કરી હતી.

૭. લગન કરનારાઓ લગનમાં જ્યારે સેંકડો અને હજારો રૂપ્યા ખરચે ત્યારે તેઓએ ખુશીથી પંચાએતના ફંડમાં ધર્મ ખાતે ગરીબો કાજે કાંઇ ભરવું એવી ખાહેશ રાખી હતી.

૮. પંચાએતનો નાણા સંબંધી કારોબાર વધારે સુધ્ધ અને દરૂસ્ત કરવાની તેવણે નેમ રાખી હતી. તે નેમ મેનેજરોની સખ્યા વધારેને બદલે ઓછી રહે તો વધારે સારી રીતે પાર પડે એમ તેવણે ધાર્યું હતું. તેથી અસલ બંદોબસ્તોમાં જે છ મેનેજરો ધાર્યા હતા તેને બદલે તેવણે ત્રણ દરૂસ્ત ધાર્યા. પંનચાએતના શરૂઆતના ત્રસ્ટીઓ ચાર નેમવામાં આવ્યા હતા તેમાં આ ત્રણ અને છની સંખ્યાની વચ્ચેનો એક માહેલો માર્ગ શોધી કામ લેવાનો રાહ અખત્યાર કર્યો હતો.



## બાબ ૮ મો.

### ત્રસ્ટીઓની પહેલી નેમણુંક. તે આગમચના પંચાએતનાં ફંડ, મીલકત તથા હીસાબનો અહેવાલ.

હવે આપણે પંચાએતના ફંદના ત્રસ્ટીઓની નેમણુંકના હીંગામ ઉપર આવી પોંહતા છીએ, પણ તે નેમણુંકની બાબત ઉપર આવવા આગમચ આ બાબમાં તે નેમણુંકની આગમચ પારસી પંચાએતના આવકના સાંધણો શું હતાં અને ખરચ શું શું બાબતોનો કરવામાં આવતો, તેની કાંઇક તપાસ લઇએ. એ કામ માટે આપણી પાસે કોઇ વીગતે લખાયલા તે વખતના હીસાબ નથી. પણ હીસાબના જે ચોપડાઓ આપણુને નીયમસર લખેલા મલે છે, તેમાં પેહલા ચોપડામાં નીયમીત હીસાબની આગમચ નીચલા બે હીસાબોની નોંધ લઇ રાખી છે:

(૧) વાડીઆજી હોરમજી બમનજીને ત્યાં પંચાએતના ફંડનો સંવંત ૧૮૬૮ થી ૧૮૮૦ સુધીનો હીસાબ હતો તે.

(૨) એ અરસામાં દાવર ફરાંમજી નાનાભાઇ પાસે જે હીસાબ હતો તે.

એ હીસાબો નીચલાં મથાલાં હેઠળ છે.

૧. "વાડીઆજી હોરમજજી બહમંનજીને તાં પંનચાતનાં ફંનનો હશાબ શવંત ૧૮૬૮નાં કારતગ શુા. ૧૩ બુધેથી તે સવંત ૧૮૮૦નાં કારતગ વદ ૧૪ વા. શોમે સુધી હતો હશાબ તે પંનચાતનાં તરશતી ૪) વાડીઆજી હોરમજજી બહંમંનજી તા. ફરાંમજી કાવશજી તા. વાડીઆ નવરોજજી જંમશેદજી તા. જંમશેદજી જીજીભાઇ એ જનાં ૪) એ હશાબ પોતાનાં હવાલામાં લીધો તે હશાબની ચોપડી વાડીઆ હોરમજજી બહમનજીને તાંથી આવી તેજ પરમાંણે નકલ નોંધી રાખી છે તેની વીગત છે." ૧.

૨. "શ્રી પારશીની પંનચાતનો હશાબ અંધારૂ ખરશેદદારૂ એદલજી વાછાનાં તા. પારશી ફરાંમજી નાંહાંનાંભાઈ દાવર હશતગ તેનાં આંકડાની નકલ છે અશલ પરમાંણે શવંત ૧૮૭૬ થી તે સં. ૧૮૭૯ સુધી." ૨.

---

(૧) હીસાબનો પહેલો ચોપડો પા. ૨. જ્યાં હીસાબનો ચોપડો બોલવામાં આવે તેને પંચાએતના કામકાજના આગળ જણાવેલા ચોપડાથી જુદો સમજવો.

(૨) ઉપલોજ ચોપડો પા. ૧૦.

પંચાએતનાં ફંડની મુલ શરૂઆત કયારથી થઇ તે ચોકસ દીસ્તું નથી, કારણ કે જે હીસાબ મોજુદ છે તે સંવંત ૧૮૬૮ (ઈ. સ. ૧૮૧૧–૧૨) થી છે, તેની આગલના નથી. પણ તા. ૧૯ નવેમબર ૧૭૯૧ની મીજલસનો હેવાલ, જે આગલ બાબ (પા. ૧૧૬–૧૭) આપ્યો છે તે પરથી દીસે છે કે લગનો ત્થા મોટાં જમણો વાસતે કાંઇક લવાજમ તે આગમચથી લેવાતો હતો, અને કામદારોને કાંઈ મુસારો આપવામાં આવતો હતો, એટલે ત્યારે તે વખતે કોઇ તરેહનું ફંડ હોવું જોઇએ.

૧ ત્રસ્ટીઓની નેમણુંક આગમચ શરૂઆતમાં પંચાએતનું નાણું રાખનાર દાવર કુટુંબવાળા અકાબરો

પારસી પંચાએતની ઓફીશના દફતરોમાનું ૧) લું દફતર (નં. ૧), જે અસલ દફતર છે અને જેમાં સર્વથી પહેલી નોંધ તા. ૧૯ મી ફેબરવારી ૧૭૯૧ રોજ ૧૨ માહ ૫ સંવંત ૧૮૪૭ ને દીનની છે, કે જે દીને સમસત અનજુમન બનાજીની અગીઆરીમાં મલી હતી, તેની નોંધમાં પહેલી સહી મોદી જમશેદજી બોઘાભાઇની અને બીજી ફરાંમજી નાનાભાઇ (દાવર)ની છે. એવું દીસે છે કે એ ઇ. સ. ૧૭૯૧ ના સુમારે મોદી જમશેદજી બોઘાભાઇ પંચાએતના વડા અકાબર હતા અને ફરામજી નાનાભાઇ દાવર પંચાએતનું નાણું વીગેરે રાખી ખરચ વીગેરેનો કારોબાર કરતા હતા. મોદી જમશેદજી બોઘાભાઇ અનજુમનના વડા હતા તે આ ઉપરથી માલમ પડે છે કે એ ઉપલી નોંધ હેઠળ અનજુમનની સભામાં હાજર રહેલા સાહેબોમાંથી આશરે ૨૫) જણની સહીઓ છે, તે સહીઓની સેવટે મોદી જમશેદજી શરૂઆતમાં પોતાની સહી કરવા ઉપ્રાંત સેવટે પાછી નીચલાં લખાણ સાથે પોતાની સહી કરે છે: "૧ લા. મોદી જમશેદજી બોઘાભાઇ શરવે નાંનાં મોટા પંચાતની વીતી પુછીને કીધી છે" [૧].

આ પહેલા ચોપડા પ્રમાણે બીજી કોઇક મીટીંગોની નોંધમાં પણ મોદી જમશેદજી બોઘાભાઇની પહેલી સહી છે અને ફરામજી નાનાભાઇ (દાવર)ની પછીથી સહી છે. [૨]. એવું દીસે છે કે ઉપલા ફરામજી નાનાભાઇ દાવર પાસે

---

(૧) ચો. ૧. બા. ૧. એ ચોપડામાં કુલે પંચાએતની અસલ સહીઓ સાયના ૮ નોંધા છે.

(૨) આ ફરામજી નાનાભાઇ દાવરની પહેડી બનાજી લીમજી ઉપરથી નીચે પ્રમાણે ઉતરી આવી હતી.

બનાજી લીમજી (મ. ૧૭૩૪, ઉમર ૮૦. પંચાએતના વડા હોવાથી દાવર કહેવાતા).
બેરામજી બનાજી લીમજી (મ. ૧૭૫૩, ઉમર ૭૨).
નાનાભાઇ બેરાંમજી દાવર (મ. ૧૭૮૮, ઉમર ૭૦).
ફરામજી નાનાભાઇ દાવર (મ. ૧૮૨૦, ઉમર ૬૮).

અને તેવણુની આગમચ તેવણુના બાવા નાનાભાઇ દાવર પાસે પંચાએતનું નાણું રહેતું હતું.

પંચાએતના હીસાબના પહેલા ચોપડામાં[૧] શરૂઆતમાં જે નોંધ મલે છે તે ઉપરથી દીસે છે કે સંવંત ૧૮૬૮ (ઇ. સ. ૧૮૧૧) ના કારતગ શુદ ૧૩ વાર બુધથી પંચાએતનો હીસાબ ફરામજી નાનાભાઇ દાવર પાસેથી વાડીઆ હોરમજી બમનજીના હાથમાં આવ્યો. તે તેવણુના હાથમાં સંવંત ૧૮૮૦ (ઇ. સ. ૧૮૨૩)ના કારતગ વદ ૧૪ વાર સોમ (તા. ૧ લી ડીસેમબર ૧૮૨૩) સુધી રહયો.

૨ વાડીઆજી હોરમજી બમનજી પાસે નાણું.

વાડીઆ હોરમજી બમનજીએ પોતાને ત્યાં ઉપર લખવા મુજબ હીસાબ રાખવા માંડયો તે પછી પણુ કેટલીક ઉપલગ આપ લે ફરામજી દાવર કરતા હતા અને તે આપ લેના હીસાબની નોંધ વાડીઆજી ઉપર મોકલતા રહયા હતા.

વાડીઆજી હસતક સંવંત ૧૮૬૮ (ઇ. ૧૮૧૧-૧૨) થી હીસાબ શરૂ થયો. તે હીસાબમાં શરૂઆતમાં એવણુને રૂા. ૫૨૬॥ મલ્યા હતા એમ દીસે છે. ત્યાર બાદ ૪ ત્રસ્ટીઓને હસ્તક રકમ સવાધીન થઇ ત્યાં સુધી દરેક સંવંતની આખેરીએ તેની શું બાકી હતી તે નીચલી ટીપ[૨] ઉપરથી માલમ પડે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૮૦) | ૧૭॥ | સંવંત ૧૮૬૮ | ની આખેરીની | બાકી. | ઇસ્વી | ૧૮૧૧-૧૨ |
| ૧૬૮૩॥) | ૧૮॥ | ,, ૧૮૬૯ | ,, | ,, | ,, | ૧૮૧૨-૧૩ |
| ૧૮૪૫) | ૧૮॥ | ,, ૧૮૭૦ | ,, | ,, | ,, | ૧૮૧૩-૧૪ |
| ૪૪૮૯।) | ૮॥ | ,, ૧૮૭૧ | ,, | ,, | ,, | ૧૮૧૪-૧૫ |
| ૫૫૬૪) | ૧૯॥ | ,, ૧૮૭૨ | ,, | ,, | ,, | ૧૮૧૫-૧૬ |
| ૬૨૨૭) | ૫॥॥ | ,, ૧૮૭૩ | ,, | ,, | ,, | ૧૮૧૬-૧૭ |

(૧) ચો ૧ પા. ૨.

(૨) આ રકમો વાડીઆજી ને ત્યાંની હીસાબની નકલ, જે પંચાએતના હીસાબના પહેલા ચોપડા પાને ૨ થી ૮ સુધી આપી છે, તે ઉપરથી લીધી છે. એ હીસાબોમાં આના પૈને બદલે પાવલા તથા દોકરા લખવામાં આવ્યા છે. એક રૂપ્યાના ૪) પાવલા અને દરેક પાવલાના ૨૫) દોકડા એટલે રૂપ્યાના ૧૦૦) દોકરા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૯૦૧) | ૫ાા | સંવંત | ૧૮૭૪ | ની આખેરીની બાકી. ઈસ્વી | ૧૮૧૭–૧૮ |
| ૮૧૮૭) | ૨૧ાા | „ | ૧૮૭૫ | „ „ „ | ૧૮૧૮–૧૯ |
| ૯૬૦૨ાા) | ૨ | „ | ૧૮૭૬ | „ „ „ | ૧૮૧૯–૨૦ |
| ૧૧૪૧૫ાા) | ૧૫ | „ | ૧૮૭૭ | „ „ „ | ૧૮૨૦–૨૧ |
| ૧૩૭૭૦) | ૨૦ | „ | ૧૮૭૮ | „ „ „ | ૧૮૨૧–૨૨ |
| ૧૪૮૫૭) | ૧૭ાા | „ | ૧૮૭૯ | „ „ „ | ૧૮૨૨–૨૩ |
| ૧૫૮૬૪ાા) | ૧૬ | „ | ૧૮૮૦ | ના કારતક વદ ૧૪ સુધીની. | ૧૮૨૩. |

વાડીઆજી પોતા પાસે પુંજી રહી તે દરમીઆંન દર માસે સેંકડે રૂ. ૦ાા નું વ્યાજ જમે આપતા હતા. આગલા હીસાબો પ્રમાણે તે વખતે કાંઇ જુદાં જુદાં ખાતાં હોય એમ દીસ્તું નથી.

૩. ચાર ત્રસ્ટીઓના હાથમાં પંચાએતનું નાણું આવ્યું તે આગમચના હીસાબમાંના કોઇક જાણવા જોગ હકીકત.

પારસી પંચાએતના ચાર ત્રસ્ટીઓના હાથમાં નાણું આવ્યું તેનો પેહલો હીસાબ સંવંત ૧૮૮૦ ના સાલનો છે. તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩ સંવંત ૧૮૮૦ ના કારતગ વદ ૧૪ વાર સોમને દીને એઓને નામે આગલા હીસાબમાંથી પેહલી રકમ રૂ. ૧૮૦૬૨ા ૧૬ાા[1] ની જમે થઇ છે. તે આગમચ જયારે નાણું થોડાંક વરસ વાડીઆ હોરમજીને ત્યાં હતું ત્યારનો જે હીસાબ હીસાબના પેહલા ચોપડામાં મલે છે તે પરથી આવક જાવકની કોઈક જાણવા જોગ નીચલી હકીકત મલે છે :

વાડીઆજી હોરમજીના પોતાને ત્યાંનાં હીસાબ ઉપરથી અને "પારશીની

---

(૧) એ હીસાબ પંચાએતના પહેલા હીસાબના ચોપડા પાને ૬ઠ્ઠી શરૂ થાય છે. એમાં આના પૈને બદલે પાવલા તથા રેસ લખેલા છે. એક રૂપયાના ૪) પાવલા અને ૧) પાવલાના ૧૦૦ રેસ. એ મુજબ એક દોકડાના ૪) રેસ થાય અને રૂપ્યાની ૪૦૦) રેસ થાય. પેહેલી રકમ ત્રણ રકમોની બનેલી છે. (ક) રૂ. ૧૫૮૬૩ાા ૬૬ વાડીઆજી હોરમજીએ પોતાના હીસાબ મુજબ આપ્યા તે. (ખ) રૂ. ૨૧૯૬ાા ૫૦ વાડીઆ જમશેદજી બમનજીના ઉથેઆણામાં રૂ. ૨૦૦૦) ભરાયલા તે વ્યાજ સુધાં તેવણના દીકરા નવરોજી એ આપ્યા. (ગ) રૂ. ૧ાા ૫૦ શેઠ ફરાંમજી કાવસજીએ રેમીંગટન કોફર્ડ ને ત્યાં સર્વ રકમ અનામત સુધી તે પુરી કરવા આપ્યા. એ સીવાય રૂ. ૮૦૪ાા આ. ખરશેદદાર પાશેથી લેહના રહ્યા હતા તથા બંગાલેની રૂ. ૨૦૦૦) ની સરકારી નોટ હતી. તે નોટ હોરમસજી વાડીઆના ધણીઆણીના ભરાયલા રૂ. ૩૦૦૦) મધેની હતી, જેના બાકીના રૂ. ૧૦૦૦) આગલ મલી ગયા હતા.

૪. એ અરસામાં આવકના સાધણો.

પંનચાતનો હશાબ અંધારૂ ખરશેદદારૂ એદલજી વાછાનાં તથા પારસી ફરાંમજી નાંહાંનાંભાઇ દાવર હશતગ...શંવંત ૧૮૭૬ થી તે સં. ૧૮૯૯ સુધી[1]”ના હીસાબ ઉપરથી તે વખતે પંચાએતના આવકના સાધણો નીચે પ્રમાણે માલુમ પડે છે.

(ક) પંચાએતના ફંડમાં લોકો ભરતા.

પંચાએતના ફંદમાં લોકો રૂપીઆ ભરતા. એવી એક રકમ રૂ. ૧૫૯૪ ની સંવત ૧૮૭૧ ના હીસાબ (પા. ૪) ઉપરથી માલમ પડે છે. તેની હકીકતમાં લખે છે કે “ બંગાલાવાલા દોલનાં[2] હમોએ બંગાલે લખાવી ઘંમ્બારનાં ઉંગરાંણુાંમાં રૂ. ૧૫૦૦) ભરાવી તેના ભાઇ રૂશતમજી પાશેથી લઈ એ હશાબમાં જમે કરા છે. હમારા હાતમાં વગ હતો તેથી તે દોરાબજી[3] પાશેથી લઇ એ પંનચાતનાં હશાબમાં જમે આપા છે. તેની ઇચારદાશ લખી છે. એ ધણી હમારા વગમાં આવો તેવારે તેને એ રૂપીઆ આપેઆ છે.”

(ખ) ઉથમનામાં ભરાતી રકમ.

એક રકમ રૂ. ૧૦૦૦) ની ઉથમણાંમાં જમે થઈ છે તે નીચે પ્રમાણે સંવંત ૧૮૭૮ આશો વદ ૫ વાર શનેઉ (તા. ૫ મી અકટોબર ૧૮૨૨) ને દીને જમે છે. “ભાઇ રતંનજી[4] ગુજરાં તેનાં ઉથેઆંણાંમાં પંનચાતને ધરંમ ખાતે આપવા કબુલ કરા છે તે જમે કરા છે.”[5]

---

(૧) ઉપલો હાયનો લખેલો પેહેલો ચોપડો, પાનુ ૧૦ થી ૧૩.

(૨) દોલીના.

(૩) એ દોરાબજી તે દોરાબજી બેહરામજી બંગાલી, જેવણુ કલકતા મધે “ દોરાબજી બબુ ” એવે નામે જણાવલા હતા અને જેવણુ એક મોટા વેપારી હતા, તેવણુ છે. એવણુ તા. ૪ થી સપટેમબર ૧૮૩૪ ને દીને કલકતામાં મરણુ પામ્યા હતા ( પા. પ્ર. I ૨૭૧.)

(૪) આ રતનજી તે રતનજી બમનજી વાડીઆ છે કે જેવણુ પારસી પંચાએતના એક અકાબાર હતા, તેવણુ સાધારણુ રીતે “ રતનજી કાકા ” એવે નામે જણાવલા હતા. એવણુ બમનજી લવજી વાડીઆના ત્રીજા દીકરા હતા અને ૫૮) વરસની ઉમરે તા. ૨૭ સપટેંબર ૧૮૨૨ ને દાને ઠક થયા હતા ( પા. પ્ર. I. ૧૬૩.)

(૫) હીસાબનો ચોપડો નં. ૧ પા. ૭.

લગન માટે છોકરા દીઠ રૂ. ૩) અને છોકરી દીઠ રૂ. ૧॥ લેવામાં આવતો.

**(ગ) લગન અને ગંગરનાનો લવાજમ.**

ઇ. સ. ૧૮૨૧-૨૨-૨૩ (સંવંત ૧૮૭૭-૭૮-૭૯) માં ઉપલા લવાજમ પ્રમાણે લગનના (૫૪૪॥+૬૦૦+૪૩૯॥) રૂ. ૧૫૮૪ નોંધાયા છે. ત્યારે એ ત્રણ સાલોમાં કુલે ૩૫૨ લગનો હોવા જોઇએ. એટલે કે તે વખતે લગનની વરસની સરાસરી આશરે ૧૧૭ ની આવતી હતી.

કોઇ દસ્તુર યા પંથકીને ત્યાં છોકરીના લગન હોતાં તો તે છોકરીના લગનનો લવાજમ માફ કરવામાં આવતો. દાખલા તરીકે મરહુમ આ. ફરદુનજી મરજબાનજીને ત્યાંની છોકરીના લગનનો લવાજમ લેવામાં આવ્યો ન હતો. જો કોઇ દસ્તુરને ત્યાં લગન હોતાં તો તેવણુનાં છોકરા યા છોકરી બન્નેના લગનનો લવાજમ મુકી દેવામાં આવતો.

**(ઘ) ગામની નેઆતનાં જમણુનો લવાજમ.**

ગહંબારના અવસરે ગામનું જમણુ થતું તો, આગળ રૂ. ૨) લેવામાં આવતા હતા, તે તા. ૧૯ મી નવેમ્બર ૧૭૯૧ ની અનજુમનની સભાએ રૂ. ૫) કીધા. લગન અવસરે ગામનાં જમણુ માટે રૂ. ૧૧) લેવાનું એ સભામાં ઠડયું હતું. ઇ. સ. ૧૮૨૨ માં એવાં ગામનાં જમણુ યા નેઆતના ખાંણાનો લવાજમ રૂ. ૧૨૦) નો જમે થયો છે. એ જમણુના જુદાં જુદાં સાલની નીચલી રકમો જમે થયલી જોઇએ છીએ.

| | | |
|---|---|---|
| સંવત | ૧૮૭૬ (ઇ. સ. ૧૮૨૦) | રૂ. ૫૦) |
| ,, | ૧૮૭૭ | રૂ. ૯૫) |
| ,, | ૧૮૭૮ | રૂ. ૧૨૦) |
| ,, | ૧૮૭૯ | રૂ. ૩૦) |

**(ડ) ડુંગરવાડીની આવક.**

સંવત ૧૮૭૭-૭૮ ના સાલમાં ફરામજી દાવર તરફથી આવેલા હીસાબમાં એક રકમ ડુંગરના રૂ. ૨૪[1] આવ્યા છે એ પ્રમાણે આપણે જમે જોઇએ છીએ. એવું દીસે છે કે એ રકમ ડુંગરવાડી, જેની જગ્યા તે વખતે ઘણી થોડી હતી, તે ઉપરના ઘાસ અથવા જમીનની ઉપજની હોય.

---

(૧) હીસાબનો પહેલો ચોપડો પા. ૧૦.

૫. ટ્રસ્ટીઓની નેમણુંકની આગમચ પંચાએતના ખરચોની બાબદ.

ટ્રસ્ટીઓની નેમણુંકની આગમચના અરસાના હીસાબ ઉપરથી માલમ પડે છે કે નીચલી બાબદોના તે વખતે ખરચો થતા હતા.

## ૧ ધર્મ ક્રીયાનો ખર્ચ.

(ક) દરેહમેહરમાં કાંઇક ભણતર કરાવવામાં આવતું હતું. સંવત ૧૮૬૯ ના હીસાબમાં એક રકમ નીચે પ્રમાણે ઉધારેલી છે.[1] "૧૦૦) પારસી દોશો પશતાગીઓ લઇ ગઓ છે. અગીઆરીમાં વંદીદાદ ઈજશને કરાવા શારૂં."

(ખ) એવું દીસે છે કે તે વખતે ઉંગરાંણું કરી કોઇક તહેવારે જશન કરવામાં આવતું, ત્યારે તેમાં ઘટ પડતી રકમ પંચાએતના ફંડમાંથી આપવામાં આવતી હતી. એવી એક રકમની નીચલી નોંધ જોઈએ છીએ.[2] "રૂ. ૧૭૦ ઉગરાંણુ કરી જશંન કરૂ તેનાં ખરચમાં ગતાં તેનાં નવલાઇ શરાફને આપાં."

(ગ) ગહંબારના દરૂન. સંવંત ૧૮૭૮ ના ખર્ચની નોંધ ઉપરથી દીસે છે કે વરસના છ ગંબારના દરેક દીવસ ઉપર એટલે (૬×૫) ૩૦ દીન ગહંબારના દરૂન કરાવામાં આવતા હતા. તેના આખાં વરસના રૂ. ૩૦) ઉધારેલા જોઈએ છીએ.

(ઘ) તીર યજદની યજશ્નેની ક્રીયા. સંવત ૧૮૭૭ ના સાલના ખર્ચમાં એક રકમ નીચે પ્રમાણે રૂ ૨૪ ની ઉધરી છે:[3] "રોજ ૩ માહા ૧૦ અનજુમંનને નાંમે તશતર તીર ઈજતની ઇજશની કરાવી દીન ૮ સુધી તેનાં રૂ. ૨૪)"

(ઙ) વરસ્યા પાછલ ખર્ચ:– આપણે આગલા બાબમાં જોયું કે પેહલે ધર્મક્રીયા માટે વરસ નોસારીથી મંગાવામાં આવતો હતો. ત્યાર પછી વરસ્યો અત્રે કરવાનો સવાલ ઉપસ્થિત થયો હતો. કેટલેક વખત પછી નોસારીની અનજુમને તે માટે પરવાંનગી આપી હતી. તેથી આ અરસામાં આપણાં વરસ્યાના ઘાસ માટે ખરચ ઉધરાયલો જોઇએ છીએ. સંવંત ૧૮૭૭ ના સાલમાં તે ઘાસના રૂ. ૨૦) ઉધર્યા છે. સંવંત ૧૮૭૮ માં રૂ. ૩૧॥ ઉધર્યા છે. સંવંત ૧૮૭૯ માં દાણા તથા પેંડા બન્ને માટે રૂ. ૩૬ ઉધારેલા જોઇએ છીએ.

---

(૧) હીસાબનો પહેલો ચોપડો, પાનું ૩.

(૨) હીસાબનો પેહલો ચોપડો પાનું ૫.

(૩) હીસાબનો પેહલો ચોપડો પા. ૧૧.

**૨ સ્વાનને લગતાં કામોના સંબંધમાં ખર્ચ :-** એ અરસામાં નશાસાલાર, નશાખાના, વીગેરેનો અને નાચાર સ્વાંનોના સંબંધનો કોઇક નીચલો ખર્ચ આપણે જોઇએ છીએ.

( ક ) નશાસાલારો—એવું દીસે છે કે એ અરસામાં નશાસાલાર ખાંધ્યાઓને જાથુક પગારદાર રાખવામાં આવતા હતા નહી. તેઓ પોતપોતાનો ધંધો કરતા હતા. તે ઉપ્રાંત તેઓને કાંઇ થોડો પંચાએતનાં ફંડમાંથી મુસારો આપવામાં આવતો હતો કે જેથી તેઓ બંધાયલા રહીને સ્વાનનું કામ કરવા આવે. તેઓ તેવાં કામ માટે જેને ત્યાં સ્વાન થયું હોય તેને ત્યાંથી કાંઇ લવાજમ લેતા હશે, પણ તે લવાજમ આ અરસામાં શું હતો તે માલમ પડતો નથી.

સંવત ૧૮૭૬ ના હીસાબ ઉપરથી માલમ પડે છે કે એમ નશાસાલારોને બાંધી રાખવા માટે એક નશાસાલારને દર માસે રૂ. ૩ નો પગાર આપવામાં આવતો હતો. એક નશાસાલારના ૩) માશના રૂ. ૭ ) ઉધાર્યા છે. કોઇને નવો નશાસાલાર કરવામાં આવતો તો તેને "ઇનામ"ના રૂ. ૩૫ ) આપવામાં આવતા.

( ખ ) નશાખાના:—એ અરસામાં નશાખાનાનો સમરાવાનો ખર્ચ સંવત ૧૮૭૪ માં રૂ. ૩૫૧) નો નોંધેલો મલે છે. તેમાં જણાવે છે કે "૨૪૦) પંનચાતનાં આવેઆ તેમોથી આપેઆ, ને બાકીનાં હમો પાશેથી આપેઆ"[૧] એમ લખી રૂ. ૧૧૧ ઉધાર્યા છે.

એવું દીસે છે કે એ વખતે અત્રે બે નશાખાના હતાં. સંવંત ૧૮૭૯ ના વરસના ખર્ચમાં નીચલી નોંધ જોઇએ છીએ.

"૫૫ નશાંખાંના ૨) શાંફ કરાવાં તે ઉપર ખરચ રૂ. ૫૫ )"[૨]

( ગ ) નાચાર ગરીબોનો મરણ ખરચ—કોઇ નાચાર નાવારસ મરી જતું તો તેનો ખર્ચ કરવામાં આવતો. સંવંત ૧૮૭૮ ના સાલમાં એક રકમ નીચે પ્રમાણે ઉધરી છે :

૨૦ ) "અંધારૂ એદલદારૂ લઇ ગઆ. પારશી શાપુર કોચમેનનાં ઘરમાં પારશી મરી ગઓ તેનાં ખરચને શારૂં"[૩]

---

( ૧ ) હીસાબનો પેહલો ચોપડો પા. ૫.

( ૨ ) ઊપચોજ ચોપડો, પાનું ૧૨.

( ૩ ) ઉપલોજ ચોપડો, પાનું ૭.

બીજો એક ધણીનો રવાન ખરચ રૂ. ૨૨) નો સંવંત ૧૮૭૮ ના સાલમાં જોઇએ છીએ. એક નશાસાલારના માએ તથા છોકરો ગુજરીઆં તેનો ખર્ચ રૂ. ૬૦ નો ઉધરેલો જોઇએ છીએ.

કોઇ બહારગામ નાચાર મરણ પામતું તો તેને લગતો ખર્ચ પંચાએત તરફથી કરવામાં આવતો. દાખલા તરીકે સંવંત ૧૮૭૮ નાં સાલના ખર્ચમાં એક ધણી તલેગામ મધે ગુજર્યો તેનાં રવાન લાવવાનો ખર્ચ રૂ. ૬૦ ઉધર્યો છે.

૩. **છોકરી પરણાવાનો ખર્ચ :-** એ અરસામાં ગરીબોની છોકરી પરણાવા માટે મદદ આપવામાં આવતી હતી. એક છોકરી માટે રૂ. ૫) નો ખર્ચ સંવંત ૧૮૭૬ માં જોઈએ છીએ. ૧૮૭૭ માં એક જણની "છોકરી પરની તેને ધરંમ દાખલ રૂ. ૧૫"[1] ની રકમ જોઇએ છીએ.

૪. **ગરીબ દરદીઓ પાછલ હોસ્પીટાલનો ખર્ચ:-** સંવત ૧૮૭૮ ના સાલમાં એક ધણી "શ્રી સુરતનો ઇશપેટાલમાં ઉતો"[2] તેના ખરચના રૂ. ૩૦) ઉધાર્યાછે. એક બીજા ધણીને હોસપીટલમાં નાખવામાં આવ્યો હતો તેને માટે સંવત ૧૮૭૯ ના ખરચ ઉપરથી જોઇએ છીએ કે હોસપીટાલમાં દરેક માણસ દીઠ મહીને દહાડે રૂ. ૭ાા આપવામાં આવતા હતા. એ ધણી ત્યાં મરણ પામ્યો ત્યારે તેને "ઇશપેતાલમાંથી લાવીને પંનચાતની વાડી મધે નાંખેઓ તેવારે કપડાં કીધાં"[3], તેના ખર્ચના રૂ. ૫) ઉધાર્યા છે અને એ ધણીને અવલમંજલ પોંહચાડયો ત્યારે તેની ક્રીયાના રૂ. ૨૨) ઉધાર્યા છે.

૫. **ગરીબોને પગાર:-** આ અરસામાં કોઇ ગરીબોને માસીક મદદ મલતી હતી. સંવંત ૧૮૭૬ ના સાલમાં એક બાઇને દર માસે રૂ. ૪) ને હીસાબે ૬ માસના રૂ. ૨૪) આપેલા આપણે ઉધારેલા જોઇએ છીએ.

૬. **કોઇ ગરીબ ગુરબાંઓને તેઓને ગામ મોકલવાનો ખર્ચ:-** કોઇ બહારગામના ગરીબો અત્રે આવ્યા હોય અને તેઓને પોતાને ગામ જવું પડતું, તેના ખર્ચ માટે મવશર નહી હોય તો તે માટે મદદ આપવામાં આવતી

---

(૧) ઉપસોજ ચોપડો પા. ૧૧.
(૨) ઉપસોજ ચોપડો પા. ૧૧.
(૩) ઉપસોજ ચોપડો પા. ૧૩.

હતી. એવો એક ખર્ચ એક ધણીને ભરૂચ મોકલવાનો રૂ. ૧૨) નો સંવત ૧૮૭૮ માં ઉધર્યો છે.

**૭. તપાલ ખર્ચ** :—આ અરસાના ખરચોમાં તપાલ ખર્ચની નોંધ આપણું ખાસ ધ્યાન ખેંચે છે કે તે વખતે પોસ્ટ પાછળ હાલ કરતાં બહુ વધારે ખર્ચ થતો હતો. દાખલા તરીકે સંવત ૧૮૭૭ ના સાલમાં "દાવર ફરાંમજી ગુજરેઓ તેનો કાગલ ૧ શ્રી સુરત મોદીજી ઉપર ખીડો તેનાં પોશનાં રૂ. ૦।૬"[1] એટલે ચાર આનાથી વધુ ઉધારેલા છે.

**૮. સર અવસરે શાલ ઓઘાડવાનો ખર્ચ**—એ અરસામાં અવાર નવાર પંચાએતના ફંડમાંથી કોઈને શાલો આપવામાં આવતી. સંવત ૧૮૭૯ ના સાલમાં સુરતના મોદીજી અત્રે આવેલા તેવણુને શાલ આપવામાં આવી હતી, તેનો ખર્ચ નીચે પ્રમાણે ઉધારેલો જોઇએ છીએ:[2] "રૂ. ૩૦૦) સુરતવાળા મોદી ખરશેદજી દોશાભાઇ મોબાઇ આવાં હતાં તે સુરત ગઆ તેવારે તેનાંને શાલ જોરા ૧ નગ ૨) પંનચાતની વીતી આપી તેનાં."

પંચાતના કોઇ મેમબર હક થતા અને તેવણુની જગ્યાએ તેવણુના બેટાને નેમવામાં આવતા, તો તે વખતે પંચાએત તરફથી તેવણુને શાલ આપવામાં આવતી. એવો એક ખર્ચ નીચલી વીગતે આપણે જોઇએ છીએ:[3]

૯૦॥૧ "દાવર ફરાંમજી નાંહાંનાંભાઇ ગુજરાં તેને થેકાંને તેનાં છોકરાં જાહાંગીર ફરાંમજીને પંનચાતનાં મેમર થરાવાં તેવારે ફરાંમજીનાં જાહાંગીરને શાલ ૧ પંનચાતને નાંમે ફરાંમજીનાં ઉથેઆંણાંને દંને આપી તે ઉધારવી રહી હતી તેનાં વાજ શાથે આજ દંને ઉધારા.
૭૦) અશલ શાલ ૧ શા. ૧૮૭૭ નાં માગશર શુદી ૧ શંનેઉને દને આપી તેના.
૨૦॥૧ વાજ આજ શુધીના.

———

૯૦॥૧"

---

(૧) ઉપલોજ ચોપડો પા. ૧૦.
(૨) ઉપલો ચોપડો પા. ૭.
(૩) ઉપલોજ ચોપડો પા. ૮

ફરામજી નાનાભાઇ દાવર તા. ૧૪ મી ડીસેમબર ૧૮૨૦ ને દીને હક થયા હતા, તેથી તેવણુના ઉથમણાંના દીવસથી આ સાલ સુધીના એટલે આશરે ૩ ) વરસના વ્યાજના રૂપીઆ પણ આપેલા દીસે છે. એવું દીસે છે કે હાલમાં કેઠે બહાર ગામ રેવાજ છે તેમ આગળ અત્રે પણ રેવાજ હોય કે કોઇને શાલ આપવી હોય ત્યારે ખરેખરી શાલ આપવામાં નહીં આવે, પણ તેના બદલામાં શાલના રૂપીઆ આપવામાં આવે. મીજલશમાં દેખાવને ખાતર કોઇની શાલ લઇ ઓઢાડવામાં આવે પણ પછી તે પાછી લેવામાં આવે અને તેને બદલે રૂપીઆ આપવામાં આવે. એવું દીસે છે કે જાંગીરજી દાવરને એ શાલના રૂ. ૭૦ ) આપવાના રહી ગયા, તેથી તે ત્રણ વરસે વ્યાજ સુધાં આપવામાં આવ્યા.

૬. ત્રસ્ટીઓની નેમણુંક ની આગમચ સ્થાવર મીલકત.

ત્રસ્ટીઓની નેમણુંક આગમજ પંચાયતના કબજામાં સ્થાવર મીલકત નીચલી હતી:—

૧. દખમાંનો ડુંગર અને તે પરનાં ત્રણ દખમાં–વાચ્છા ગાંધીનું, માણેકજી શેઠનું અને પંચઓતનું.

૨. દખમાની સીડી અને તેની જમીન.

૩. બે નશાખાના.

૪. દખમાની સીડી નીચે સગડીવાલાના ઘરની જમીન, જે શેઠ જમશેદજી બોઘાભાઇ મોદીએ સુમારે ઇ. સ. ૧૮૦૦ માં બક્ષીસ આપી હતી, અને જે હયુઝ રોડ કાઢવા માટે ઇમ્પ્રુવમેંટ ત્રસ્ટે લીધી છે.

વાડીઆજી હોરમજી બમનજીને ત્યાં સંવંત ૧૮૬૮ થી ૧૮૮૦ સુધી જે હીસાબ હતો અને જે પછવાડેથી નેમાયલા ચાર ત્રસ્ટીઓએ પોતાને હસ્તક લીધો, તેની એક નોંધ [1] ઉપરથી માલુમ પડે છે કે પંચાએતના ફંડમાં ભરાયલું નાણું પંચાયતની ઓફીસમાં ભરાય તે આગમચ ફકત કબુલાત ઉપરથી જમે કરવામાં આવતું. એવી રૂ. ૧૦૦૦ ) ની એક રકમ નીચે પ્રમાણે જમે થઇ છે.

૭. પંચાએતના ફંડમાં રૂપ્યા ભરાય તે પંચાએત માં મલવા આગમચ ચોપડામાં જમે કરવાની રીત

"૧૦૦૦ ) તા૦ આશોવદ ૫ ( સવંત ૧૮૭૮ ) વા. શંનેઉ રૂ. ૧૦૦૦) બા. [2] ભાઇ રતંનજી ગુજરાં તેનાં ઉથેઆંણાંમાં પંનચાતને ધરંમ ખાતે આપવા કબુલ કરા છે તે જમે કરા છે."

---

(૧) પંચાયતનો પેહલો હાથનો લખેલો સવંત ૧૮૭૮ નો હીસાબ ચાપડો, પાનું ૯.

(૨) બા. એટલે બાબદ.

(૩) આ રતનજી માટે જુઓ આ બાબની આગલી નોંધ પા. ૨૪૦.

# બાબ ૯ મો.

## તા. ૨૮ મી નવેમબર ૧૮૨૩ (જે દીવસે પંચાએતના ફંડના ટ્રસ્ટીઓ નેમાયા તે દીવસ) થી તે તા. ૧૧ મી મે ૧૮૨૯ સુધી.

આ બાબની મુદત આપણે તા. ૨૮ મી નવેમબર ૧૮૨૩ થી તે તા. ૧૧ મી મે ૧૮૨૯ સુધીની રાખી છે, સબબ કે એક રીતે જોતાં આ બેઉ તારીખો અગતની તારીખો છે. તા. ૨૮ મી નવેમબર ૧૮૨૩ ને દીને પંચાએતનાં ફંડના નીયમીત રીતે ટ્રસ્ટીઓ નેમાયા અને તા. ૧૧ મી મે ૧૮૨૯ ને દીને ખરશેદજી માણેકજી, જેવણે એ અરસામાં પારસી પંચાએતના કારોબારમાં આગેવાન ભાગ લીધો હતો અને જેવણુ જાણે એક "મેનેજીંગ અધીકારી" હતા, તેવણે પોતાના કામથી ફારેગ થવાની મરજી જણાવી.

આ અરસામાં બનેલા બનાવોની હકીકત આપણે નીચલાં મથાળાંઓ હેઠળ તપાસીશું. કેટલીક બાબદો એવી છે કે જે એકથી વધુ મથાળાં હેઠળ જઇ શકે, પણ બનતાં સુધી બાબદોનો સબંધ જોઇ તે એકાદ મથાળાં હેઠળ મેલવામાં આવી છે.

I. પેહેલા નેમાયલા ચાર ટ્રસ્ટીઓના હાથમાં પંચાએતનું નાણું આવવું. આ અરસામાં પંચાએતની આમદાની અને ખર્ચ.

II. સંસારી બાબદો.

III. ધર્મ સંબંધી બાબદો.

IV. નોસારી ઉપ્રાંત બીજા પંથકના મોબેદોને અત્રે બરશનુમ આપવાની બાબદ.

V. બહારગામોની અનજુમનો સાથના મુંબઈની અનજુમનના કામની બાબદો.

VI. પરચુટણ બાબદો.

I.

## પેહેલા નેમાયલા ચાર ત્રસ્ટીઓના હાથમાં પંચાએતનું નાણું આવવું. આ અરસામાં પચાએતની આમદાની અને ખર્ચ.

૧. પેહેલા નેમ યલા ચાર ત્રસ્ટીઓના હાથમાં પંચાએતનું નાણું સોંપવાની બાબદ.

આ અરસામાં પેહેલી અગતની બાબદ પારસી પંચાએતના નાણા માટે પહેલીવાર ચાર ત્રસ્ટીઓને નેમવાને લગતી છે, કે જે બાબદના બનાવના ૧૦૦) વર્ષના અરસાની યાદમાં આ પુસ્તક લખાયું છે. આ ત્રસ્ટીઓની નેમણુંકની બાબદ જેમ તબકકે તબકકે આગલ વધી પારસી પ્રજા હજુર રજુ થઇ તેમ તે અત્રે આપું છુ.

(ક) વાડીઆજી હોરમજી બમનજીનો પંચાએતના અકાબરો જોગો પત્ર.

આગલ જણાવ્યું તેમ (પા. ૨૩૮), સને ૧૮૨૩ ની આગમચ વાડીઆજી હોરમજી બમનજીની પાસે એવણુની પહેડી ઉપર પંચાએતનું નાણું સને ૧૮૧૨ થી રેહતું હતું અને તેનું તેવણુ દર મહીને સેંકડે ટકો ૦ાા યાને ૧૨ આનાને હીસાબે પંચાએતને વ્યાજ આપતા હતા. એવણે તા. ૨૧ મી નવેમબર ૧૮૨૩ ને દીને એક પત્ર [૧] "પારશી દાવર જાગીરભાઇ ફ્રામજી તથા વાડીઆજી નવરોજજી જમશેદજી તથા પંનચાતના આકાબરો તથા શમશત અનજુમન જોગ" લખ્યો અને જણાવ્યું કે "હમો પાશે આપણી પંનચાતના હશાબના રૂપીઆ છે તે હેશાબ વાલી ચુકાવી લઇ તમારે ગમે તહાં મેલો. એ રૂપીઆ જેવારે ભાઈ જમશેદજીએ હંમારે તહાં મોકલા તવારે હમોએ વીઆજ તકા ૦ાા નુ આપવા કેવારૂ હતું. પણ પંનચાતનુ કામ છે તેથી હમોએ વીઆજ તકા ૦ાા લેખે ગણુ છે. તેથી તમો તજવીજ

---

(૧) ચોપડો ૧ ક, બાબત ૧, પા. ૧. એ ચોપડો ઇ. સ. ૧૮૨૩ થી ૧૮૨૭ સુધીના પત્રોની બારનિશી યાને આવતાં જતાં પત્રોની નોંધ પોથી છે. તેમાં મોટે ભાગે પંચાએત તરફથી ગયલાં તથા કેટલાંક આવેલાં પત્રોની પુરી નકલ કીધેલી છે. નકલ કરતાં કોઇ કોઇ જગ્યાએ અક્ષરો તથા શબ્દો ચુકથી મુકી દીધેલા લાગે છે. કેટલેક ઠેકાણે એ ચોપડો ખવાયલો તથા ફાટેલો છે. એની એક નકલ શુમારે ૨૫) વરસ પર કરાવી રાખેલી છે તે વખતે પણ એ કાંઇક ખવાયલો હતો.

કરી દીન ૧૦ મો એ રૂપીઆ લઇ પનચાતવાલાને ગમે તહ્યા મેલો. એ રૂપીઆનુ વીઆજ તા. ૧ લી ડીજેબરથી આપીશુ નઇ."

એ પત્ર ફરામજી કાવસજીએ "ભાઇ શાહેબો જાંગીર ફરામજી તથા વાડીઆજી નવરોજજી શુ. જમશેદજી તથા જમશેદજી જીજીભાઇ તથા ખરશેદજી માણેકજી [1]", એઓ ઉપર પોતાના તા. ૨૨ મી નવેમબર ૧૮૨૩નાં એક પત્ર સાથે મોકલી આપ્યો અને જણાવ્યું કે "એનુ વીચાર શુવાદ રોજે આપરે શરવે મેમબરો વાડીઆજી હોરમજી બહુમનજીને ત્યાંહાં કલાક ૩ ના બેથક કરીને મેમબરો ૩ તરત પાઇન્ત કરો [2] જે તે મેમબરો વરશ ૧ શુદ્ધી એ રૂપીઆ તા. જે કઇ બીજા પનચાતમા આપેચ ઊથેઆણામા તથા હરએક શારા કામમાં તે પણ તેજ મેમબર રશીટ [3] તપાશે તે ધણીઆને પાશ કરે જે પનચાતના ધરમમાં રૂપીઆ અતલા રૂવાનની નઇઅંત આપેઆ તે પોંહતા છે. તે રૂપીઆ પનચાતની ચોપરીમા જમે કીધા છે ને તે મેમબરો બરાબર માશ ૧૨ નુ વરશ ૧ એક થાએ કે જમે ઊધાર તે રૂપીઆ કીઆ ફનમાં અથવા કહા મેલા હોએ તેનુ વીઆજ શુધાં બાકી કરીને બીજા ૩) મેમબર જે પનચાતના શાહેબો થેરવે તેને તે ઓવર [4] કરે ને તે બુક અંનજુમનને મેલવીને દેખારે જે અતલા રૂપીઆ પનચાતના થઆ છે તેમાંથી અતલો ખરચ થઓ ને આએ બાકી છે તે બીજા શાહેબોનેબી માલુમ પરે જે આપરી પનચાતનુ અતલુ ફન છે તારે આલમના લોકો ખુશીથી ભરશે ને હરએક વાત પંનચાતનુ ફન રોજમા મોતુ થઇ જાશે તારે ગણા નેક ધરમનાં કામ કરવાને પણ ઊમેદ થાતી જાશે તેથી તરત તો એ ફન વાડીઆજીને તાનુ વત [5] આએ બે અંગ-

(ખ) ફરામજી કાવસજીએ વાડીઆજીનો તે પત્ર પંચાએતના સાહેબો હજુર રજુ કરવો.

(૧) ચોપડો ૧ ક, બાબત ૨, પા. ૧

(૨) અપોઇન્ટ (appoint) કરો.

(૩) રસીટ (receipt).

(૪) (હેંડ) ઓવર (hand over.)

(૫) એ શબ્દ ફાટેલાં ને લીધે બરાબર ઊકલતો નથી. જો વત લઇએ તો તે સામાન્ય બોલાતી ભાષામાં કોઇ વખત 'પુંજી' માટે વપરાય છે. એ શબ્દ વતર જેવો પણ દીસે છે. આગલી એક નકલમાં વતરક છે. કદાચીત પુંજીને માટે અથવા પાછા આપવાંને માટે હોય.

રેજ સારા ગર[1]વાલા છે ફ........[2] બરૂસ તેને તાં પનચાતની વતી નાણું મેમબરને ખાતે જમે કરાવે તેવાર પછી........[3] લોકોનાં શારાં ઇશતેત ઉપર બેવરૂ મારગેજ રાખી ને ટકા ૯) નું વીઆજ તેજવીજથી ઉપજાવવું જોઇએ. તે પણ અનજુમનનાં મેમબરો નજરમો આવે તે પરમાણે પેલાથી [4] મેમબર હોકમ કરે લખીને તે પરમાણે પેલા તનડો મેમબરો ચલાવે. તરત એટલા બાબધો અમારી નજરમાં આવેઆ છે તે લખીઆ છે પછી તો જેમ જે શાહેબોની નજરમો આવે તે પરમાણે કરવુ કાએજે આપરા બીજા બાધા[5] એ બાબેના વેવા[6] ની ચોપરીમાં છે. તેથી શરવે માલમ પરશે "[7]

(ગ) વાડીઆજીના પત્રો ઉપર વીચાર કરવા માટે પંચાએતના સાહેબોની મળેલી મીટીંગ.

વાડીઆજીના ઉપલા પત્ર ઉપર વીચાર કરવાને શેઠ ફરાંમજી કાવસજીએ બોલાવા જણાવેલી મીટીંગ ગોવાદ રોજને બદલે રોજ ૨૬ મો આસ્તાદ માહ ૨ જો અરદીબેહશત સંવત ૧૮૮૦ નાં કારતક વદી ૧ ને વાર શુકરે (તા. ૨૮ મી નવેમબર ૧૮૨૩ ને દીને) વાડયા હોરમજી બમનજીનાં ઘરમાં મલી.[8] તે વેલાએ શેઠ હોરમજી બમનજી વાડયાના ઉપલા પત્ર બાબે ઠેડાવ થયો કે "વાડીઆજી હોરમજજી બહુમનજી તથા પારશી ફરાંમજી કાવસજી બનાજીનાં તથા વાડીઆજી નવરોજજી જંમશેદજી તથા પારશી જમશેદજી

---

(૧) ઘર (house) યા પેહેડી.

(૨) દફતરનો આ ભાગ ખવાઇ ગયો છે, તે થોડાંક વર્ષ પર કરાવેલી એક નકલ સાથ સરખાવી ઉતાર્યો છે. ચો. ૧ ક, બા. ૨.

(૩) અહીં લખાણનો થોડોક ભાગ ખવાઇ ગયો છે.

(૪) પેહેલાંથી.

(૫) બંધારણો, કાયદા.

(૬) "વેવા-વેવાહ વેહેવા" એટલે "લગન". મીરઝાં મહમદ કાસમની ગુજરાતી અંગ્રેજી દીક્ષનરી (૧૮૪૬), પા. ૩૫૦. મતલબ એમ દીસે છે કે લગનની નોંધની ચોપડીમાં કોઈ નાણાના કારોબાર બાબે પણ કાયદા કાનુનો લખ્યા છે. જુઓ ઉપર પાના ૨૨૦ થી ૨૨૨.

(૭) ચો. ૧ ક, બા. ૨. પા. ૧.

(૮) ચોપડો નં. ૫, બાબદ ૧ અને ૨. બાબદ ૧ અને ૨ ચાલુ છે પણ ચોપડામાં ઉતારનારે તેને જુદાથી છુટી પાડીછે. આ ચોપડો મીનીટ બુક જેવો છે.

જીજીભાઇ જુમલે આશામી ૪) ને પંનચાતના રૂપીઆની ખબરદારી કરવાને વાસતે તરસતી થેરાવા છે. એ આશામી ૪) મલીને વાડીઆ હોરમજી બહુમનજી પાશે જે કઇ રૂપીઆ છે તે લઇને મી. રેમીગટંન કરાફદની હાપીશમાં પંનચાતને નાંમે વાજે મેલે ને હવે પછે જે કઈ પંચાતનાં રૂપીઆ આવશે અથવા લેવા પડશે તે વરશ ૧ શુધી ઊપલા આશાંમી મલીને લેશે ત્થા આપશે શહી ને હવે પછે જે કઇ પંનચાતનાં પરચુતણુ[1] રૂપીઆ આવે તે ઉપલા આશાંમી ૪) મધેથી પારશી ફરાંમજી કાવશજી લીએ શહી. ત્થા પરચુતણુ ખરચ કરવો પડે તે ફરામજી કાવશજી કરે શહી ને જેઆરે પરચુતણુ રૂપીઆ મધેથી રૂ. ૧૦૦૦) ની રકમ થાએ તારે મી. રેમીગતન તાં વાજે મેલે શહી. ને તેની રશીદ પંચાતનાં તરશતી ૪) જે કોઇ વખત ઊપર તેનાં નાંમની લાવે શઈ."

(૫) વાડીઆજી પાસે મલેલા રૂપ્યાની રસીટ. રેમીંગટન કુા. માં વાડીઆજીને ત્યાંથી આવેલા રૂપ્યાનુ ખાતું પાડવું.

વાડીઆજી સીવાય બીજા ચાર સાહેબોએ તા. ૧ લી ડીસેમ્બર ૧૮૨૩ ને દીને વાડીઆ હોરમજી બમનજીને રસીત આપી, તે રસીટમાં જણુાવ્યું છે જે "તમારી પાશે આપણી પંનચાતનાં રૂપીઆ શંવત ૧૮૬૮ નાં વરશથી તે આજ દંન શુધી[2]...હતા તે હમોએ તમારી પાશેથી આજ દીને ચુકાવી લીધા છે તેની આએ રશીત તમુને આપી છે તે રૂપીઆ પંનચાતની ચાપડીમો જમે કીધા છે. શંવત ૧૮૮૦ નાં વરખે કારતગ વદ ૧૪ ને વાર શોમે તા. ૧ લી દીજેબર ૧૮૨૩ ઇંગરેજી"[3]

તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૩ ને દીને એ રૂપ્યા રેમીંગટન કુા. ઉપર મોકલવામાં આવ્યા જેની રસીટ એ કુા. વાલાઓએ એજ તારીખની આપી. ત્યાર પછી બહારવને એટલે તા. ૨ જી ડીસેમબર ૧૮૨૩ ને દીને જમશેદજી જીજીભાઇએ પારસી પંચાએતના ત્રસ્ટી તરીકે એ કુા. ઉપર એ રકમના સં-

---

(૧) એ શબ્દ બરાબર લખાયલો નથી. 'ચુ' મુકી દીધેલો છે અથવા 'ચ' અને 'ત' જોડેલા હોય એમ દીસે છે

(૨) અહીં આ રસીતની નકલમાં એ લીટી ખાલી છે, તેથી રસીતના કાચા ખરડા ઉપરથી અહીં નકલ ઉતારી હશે, પછી આપતી વખત રકમ ભરી હશે.

(૩) ચો. ૫, બા. ૭,

બંધમાં તેઓનાં દફતરમાં નોંધવા માટે એક યાદી (Memorandum) લખી મોકલી જેમા કેમ કામ લેવું તે બાબે કેટલીક હકીકત જણાવી છે.[1]

પારસી પંચાએતનું નાણું એમ તરાહેત પેહેડીને સલામતી ખાતર સોંપવાની આ પહેલવહેલી હીલચાલ હતી. તે બાબેનો પત્ર[2] અત્રે આપું છું કે તે ઉપરથી તે શરૂઆતના વખતની કામ કરવાની રીતીનો કાંઈ ખ્યાલ આવે.

Bombay, 2nd December 1823.

Messrs. Remington Crawford and Co.,
Bombay.

Gentlemen,

I request you will have the goodness to favor me to keep the following Memorandum in your Book to act accordingly.

First.—You may please to open a head in your Book in the Name of the Parsee Punchat, present Trustees for the same, are Hormusjee Bomanjee, Framjee Cowasjee, Navrojee Jamsetjee and Jamsetjee Jeejeebhoy.

Second.—We are paying now on account of the above head the sum of Eighteen thousand, Sixty two, one quarter and sixty six reas (Rs. 18,062. 1. 66) please to carry to the credit and pass the receipt for the same.

Third.—Any part that may be required by the present Trustees to be paid, taking the Signatures of the whole body and debit to the Parsees Punchat's account.

Fourth.—This present Election commencing from 1st December 1823, for the Term of 12 months on expiration of the above time, any change of the Election of the Trustees to act accordingly, due notice shall be given to you.

Fifth.—Whatever Interests you allow to your constituents the same you shall allow to the Punchat and shall be agreed to give previous notice for withdrawing the money, according to the tenor of your circular.

Sixth.—This is charity concern, and I beg your goodness to record in your Memorandum Book to act in future that no Commission on this head to be charged as I have asked particular favor from you which I hope God Almighty will attend all your wishes &c.

---

(૧) ચો. પ. બા. ૪. અંહી આ પત્ર વેહેવારની નકલ ભુલભરેલી તેમજ અધુરી આપી છે સુધ્ધ નકલ માટે જુઓ "ખોલાશે એ પંનચાત," પા. ૧૫૩ થી ૧૫૮.

(૨) "ખોલાશે એ પંનચાત," પા. ૧૫૩

**Seventh.—I will thank you to favor me with acknowledging this my letter and wishes and remain.**

Gentlemen.
Your most Obedient Servant,
( Signed ) JAMSETJEE JEEJEEBHOY,
Trustee of the Parsee Punchat.

રીમીંગટંન કુા. વાલાએ જમશેદજી જીજીભાઇના ઉપલાં પત્રનો તા. ૩ જી ડીસેમબર ૧૮૨૩ ને દીને જવાબ આપ્યો અને તેમાં સેંકડે ૫ ટકા બ્યાજ આપવા અને હવે પછી જેમ બીજા ઘરાકોને આપે તેમ બ્યાજ આપવા જણાવ્યું અને જો બાકીનું ખાતાનું નાણું ( balance of this account ) ઉપાડી લેવામાં આવે તો ૯૦ ) દહાડાની નોટીશ આપવા જણાવ્યું અને સેવટે હાલમાં વેપારની મંડી ( dull state of trade ) હોવાથી જો બહાર એટલું ( ૫ ટકાનું ) બ્યાજ ઉપજતું હોય તો ત્યાં વધુ નાણું મુકવા અને પોતાને ત્યાં નહી મુકવા સુચના કીધી.

( ૩૦ ) ઉપલી ગોઠવણથી ફરાંમજી કાવસજીએ સમસ્ત પંચાએતને વાકેફ કરવી.

ત્યાર પછી શેઠ ફરાંમજી કાવસજી એક પત્રે જાંગીરભાઈ ફરામજી, વાડીઆજી હોરમજી બમનજી. વાડીઆજી નવરોજી જમશેદજી તથા પારશી ખરશેદજી માણેકજી તથા પેસ્તનજી ભીખાજી તથા "શમશાન પારશીના પનચાતના શાહેઓ" ઉપર તા૦ ૪થી ડીસેમબર ૧૮૨૩ ને દીને લખી નીચલી મતલબનું જણાવે છે:—વાડીઆજી હોરમજી બમનજી પાસેથી રૂ. ૧૮૦૯૨ા ૧૬ાા રોકડા સંવત ૧૮૮૦ નાં કારતક શુદ ૧૪ વાર સોમ તા૦ ૧લી ડીસેમબર ૧૮૨૩ સુધી તકા ૦ાા લેખે બ્યાજ સાથે મલ્યા છે તે ચાર પંચાએતના નવા ત્રસટીઓ વાડીઆજી હોરમજી બમનજી તથા ફરાંમજી કાવસજી તથા વાડીઆજી નવરોજી જમશેદજી તથા જમશેદજી જીજીભાઇ એ ચાર જણાએ લઈને રેમીંગટન કરોફર્ડને તહાં પંચાએતને નામનું ખાતું પાડી મુકયા છે તેનું બ્યાજ સેંકડે પાંચ ટકા લેખે આલે છે. એ પેહડીવાલાએ રૂપ્યા ઉચક મુક કરવા માટે પોતે કાંઇ કમીશન નહી લેવા જણાવ્યું છે. એ ઉપરાંત રૂ. ૨૦૦૦) ની નોટ બંગાલેથી આવવાની હતી. બીજા રૂ. ૭૦૦) અંદયારૂ ખરશેદ દારૂ પાસેથી આવવાનાં હતા તે એ મોબેદ રોકડા ફરામજી કાવસજીને આપી ગયા છે. એ કાગજમાં સુચના કીધી કે ઉપલા ચારમાંથી એક જણને ઠરાવવા કે તે ઘણી રોકડા રૂપ્યાનો હીસાબ રાખે અને ત્રણ માસે હીસાબ બીજા ત્રસટીઓ આગલ રજુ કરે.[૨]

( ૨ ) એ અરસા દર-મ્યાન પંચાએતની પુંજી.

ઈસ્વી ૧૮૨૩ ( સંવંત ૧૮૮૦ ) માં ચાર ત્રસટીઓને નેમ્યા ત્યારથી આ અરસાના બાબના સેવટના સાલ એટલે ઇ.૧૮૨૯ ના સાલ સુધી પંચાએતના ફંડની પુંજી નીચે મુજબ હતી.

---

( ૧ ) ચો. ૧ ક, બા. ૩, પા, ૨

( ૨ ) આ પત્ર લખવાની ફરામજી કાવસજી ની મતલબ નવી ગોઠવણની માહીતી આખી પનચાતને આપવાની દીસે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૧૦૯૯। )૨૦। | સંવંત | ૧૮૮૦ ની | આખેરીની | બાકી. | ઇસ્વી | ૧૮૨૩–૨૪ |
| ૪૯૯૦૬ )૧૫।। | ,, | ૧૮૮૧ | ,, | ,, | ,, | ૧૮૨૪–૨૫ |
| ૫૫૫૨૬ )૧૩। | ,, | ૧૮૮૨ | ,, | ,, | ,, | ૧૮૨૫–૨૬ |
| ૬૪૩૫૮ )૧૦। | ,, | ૧૮૮૩ | ,, | ,, | ,, | ૧૮૨૬–૨૭ |
| ૬૬૮૪૮ )૧૦।। | ,, | ૧૮૮૪ | ,, | ,, | ,, | ૧૮૨૭–૨૮ |
| ૬૯૫૪૮।।। )૧૪। | ,, | ૧૮૮૫ | ,, | ,, | ,, | ૧૮૨૮–૨૯ |
| ૭૧૪૮૩।।। )૨૧। | ,, | ૧૮૮૬ | ,, | ,, | ,, | ૧૮૨૯–૩૦[1] |

(૧) શરૂઆતના આ અરસાવાલાં ૭) વરસોની પુંજીની આ નોંધ છે. અત્રે એ વરસો પછીથી ૧૮૫૧ નુ સાલ જ્યારે પચાએતની પુંજીનું પેહલ વહેલુ ત્રસ્ટદીદ કરવામાં આવ્યું ત્યાં સુધીની પુંજીની હકીકત આપું છું કે હવે પછીના ભાગોમાં તે છુટી આપવાની જરૂર રહે નહી અને એકા વખતે વાંચનારને તેનો સામટો ખ્યાલ આવે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭૩૩૦૦।। )૨ | સંવંત | ૧૮૮૭ની | આખેરી ની | બાકી. | ઇસ્વી | ૧૮૩૦–૩૧ |
| ૭૪૪૦૮ )૮। | ,, | ૧૮૮૮ | ,, | ,, | ,, | ૧૮૩૧–૩૨ |
| ૭૯૨૯૧ )૫ | ,, | ૧૮૮૯ | ,, | ,, | ,, | ૧૮૩૨–૩૩ |
| ૮૨૬૧૨।। )૭ | ,, | ૧૮૯૦ | ,, | ,, | ,, | ૧૮૩૩–૩૪ |
| ૮૬૮૨૯।।। )૧૦ | ,, | ૧૮૯૧ | ,, | ,, | ,, | ૧૮૩૪–૩૫ |
| ૯૫૦૨૯ )૦।।। | ,, | ૧૮૯૨ | ,, | ,, | ,, | ૧૮૩૫–૩૬ |
| ૧૦૦૪૫૦।।। )૫।।। | ,, | ૧૮૯૩ | ,, | ,, | ,, | ૧૮૩૬–૩૭ |
| ૧૦૮૬૮૬ )૨૦।।। | ,, | ૧૮૯૪ | ,, | ,, | ,, | ૧૮૩૭–૩૮ |
| ૧૧૧૪૮૦।। )૪। | ,, | ૧૮૯૫ | ,, | ,, | ,, | ૧૮૩૮–૩૯ |
| ૧૨૯૬૪૯। )૧ | ,, | ૧૮૯૬ | ,, | ,, | ,, | ૧૮૩૯–૪૦ |
| ૧૩૬૩૯૯।।। )૧૯। | ,, | ૧૮૯૭ | ,, | ,, | ,, | ૧૮૪૦–૪૧ |
| ૧૫૫૬૬૨। )૨।। | ,, | ૧૮૯૮ | ,, | ,, | ,, | ૧૮૪૧–૪૨ |
| ૨૭૫૨૩૦।। )૨૪।।। | ,, | ૧૮૯૯ | ,, | ,, | ,, | ૧૮૪૨–૪૩ |
| ૨૯૭૧૨૫।।। )૧૮।। | ,, | ૧૯૦૦ | , | ,, | ,, | ૧૮૪૩–૪૪ |
| ૩૨૨૯૪૫ )૦।। | ,, | ૧૯૦૧ | , | ,, | ,, | ૧૮૪૪–૪૫ |
| ૩૫૦૬૪૫ )૨૦ | ,, | ૧૯૦૨ | ,, | ,, | ,, | ૧૮૪૫–૪૬ |
| ૩૭૩૯૧૮।।। )૧૫।।। | ,, | ૧૯૦૩ | ,, | ,, | ,, | ૧૮૪૬–૪૭ |
| ૪૦૫૩૩૪ )૨૨ | ,, | ૧૯૦૪ | ,, | ,, | ,, | ૧૮૪૭–૪૮ |
| ૧૮૯૧૦૯।। )૨ | ,, | ૧૯૦૫ | ,, | ,, | ,, | ૧૮૪૮–૪૯ |
| ૬૬૬૯૮૮।।। )૧૮।। | ,, | ૧૯૦૬ | ,, | ,, | ,, | ૧૮૪૯–૫૦ |

સંવત ૧૯૦૫ થી પુંજી એકદમ ઘટી ગઇ છે. તેનો સબબ આપણે પછવાડે જોઇશું કે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇનસ્ટીટયુશનની એ વર્ષે સ્થાપણા થવાથી તેમાં રૂ. ૨,૩૪,૫૦૦ આપવામાં આવ્યા હતા.

એ અરસામાં પંચાએતના ફંડની આવક નીચલાં સાંધણોથી થતી હતી:—

૨. એ અરસામાં પંચાએતના ફંડની આમદાનીનાં સાંધણો.

( ક ) ઉથમણામાં તંદરોસ્તી ભણાવી અપાતી રકમ.

( ખ ) શાદી શામશની વખતે યા ખુશીથી પંચાએતના ફંડમાં ભરાતું નાણું.

( ગ ) પતેતી તાંકણે ઉઘરાણું.

( ઘ ) લગન અને ગગરનાના લવાજમની આવક.

( ઙ ) ગમબાર વીગેરેની ન્યાતોના જમણનો લવાજમ.

( ચ ) પંચાએતની મીલકતનું ભાડું, તેમા ૧ ) નશાખાનાની મીલકત અને ૨ ) ડુંગરની ઉપજ.

( છ ) આતશબેરાંમ તથા આદરીઆનોમાં મુકેલી ધર્મખાતાંની પેટીઓ.

( જ ) નેઆતબાર મેલેલાઓને પાછા લેતાં લેવાતો દોટીનો દંડ.

( ક ) ઉથમણામાં ભરાતી રકમ.

આ અરસાના વર્ષોમાં ઉથમણામાં દર વર્ષે નીચલી રકમો ભરાયલી આપણે જોઇએ છીએ.:—

સંવંત ૧૮૭૯– રૂ. ૩૧૨૮ા૫૦
,, ૧૮૮૦– રૂ. ૧૦૫૦
,, ૧૮૮૧– રૂ. ૧૯૫૧
,, ૧૮૮૨– રૂ. ૫૭૬
,, ૧૮૮૩– રૂ. ૨૨૫૯[1]
,, ૧૮૮૪– રૂ. ૧૯૭૬
,, ૧૮૮૫– રૂ. ૩૩૨૭

---

( ૧ ) પેહલાં એક વરસમાં એ ઉથમણામાં ભરાયલી રકમની નોંધ " ઉથેઆણું મધે તંદરોસતી ભણાવી હતી, " એમ સામતી મલે છે. ત્યાર પછીના વરસમાં જુદાં જુદાં ખાતાંઓમાં ભણાવેલી મળે છે. તેનું સામટું તોટલ કરી તે અતરે આપી છે. ઉથમણામાં ભરાતી આ રકમો ઘણીખરી ૫૦ ) ૭૫ ) યા ૧૦૦ ) ની અથવા વધુ રકમની દીસે છે. તે ઉપરથી ધારી શકાયછે કે તે અરસામાં મધ્યમ વર્ગ યા ગરીબ મધ્યમ વર્ગ આ જાતની ઉથમણામાં કરવાની સખાવત તરફ પુરતો ખેંચાયલો ન હોય.

એ અરસામાં જુદાં જુદાં ફંડો.

ત્રસ્ટીઓની બોર્ડની સ્થાપણા પછી પેહલા વરસમાં નાણું કોઇ ચોકસ ફંડનું નામ પાડી લેવામાં આવતું હતું નહી. પણ તે પછીના સવંત ૧૮૮૧ના વરસમાં આપણે નીચલાં ફંડોના નામ જોઇએ છીએ,

૧. ગંમખાર ખાતું.

૨. કુવાનનું ધરમખાતું.

૩. આંધરાં લુલાનું ધરમખાતું.

૪. પંચાએતનું ધરમખાતું.

(ખ) શાદી રામશની વખતે યા ખુશીથી પંચાએતને ફંડમાં ભરાતું નાણું.

એ અરસામાં હાલના વખતમાં જે આપણું પુરતું જોતા નથી તે જોઇએ છીએ કે તે વખતે લોકો પોતાને ત્યાંની શાદી રામશનીની વખતે પણ યા પોતાની ખુશીથી પણ રકમો ભરતાં. દાખલા તરીકે પંચાએતના ત્રસ્તીઓની બોર્ડ નેમાવા પછી પેહલાંજ સાલમાં આપણે રૂ.૧,૦૪૨ ની રકમ નીચલી નોંધ સાથે જોઇએ છીએ:[1] "બીજુ કેટલાએક લોકોનાં છોકરાં પરણાં તેવારે પોતાની ખુશીથી શરેશતા કરતાં પણ પંનચાતનાં ધરમખાતે વતા રૂપીઆ આપા છે તેહના વીગત." એ વીગત આપીને સેવટે લખે છે કે "હવે એ રૂપીઆનો જે શારો ધરમ થાશે તેનાં શવાબનો હુમએશ રૂપીઆનાં આપનાંરાને તથા તેહનાંનાં છોકરાં પરણેઆં તેહનાંનાં ફરજંનદોનાં ફરજંદ સુધી હાશેલ થાશે તે શત જાંણુજો."

સવંત ૧૮૮૧ના સાલમાં "કેટલાએક લોકોનાં છોકરાંવોની શાદી થાઇ તેનાંવોએ પોતાંની ખુશીથી શરેશતા કરતાંને વધુ આપેઆ તેહની વીગત,"[2] એવી વીગત સાથે રૂ. ૧૩૭૦ જમે થયા છે. તેમાં વધુમાં વધુ રકમ રૂ. ૨૨૫) ની અને નાનામાં નાની રૂ. ૫ ની છે.

(ગ) પતેતી વાંકણે ઉંગરાણું.

એ અરસામાં પંચાએતના ફંડની આવકનું એક મુખ્ય સાધણુ પતેતીને દીવસે "પંચાતનાં ધરમખાતાંમો નાંણું ઉગરાવાનું એક કાગજ કીધું હતું" તેની હતી.[3]

---

(૧) મુંબઇ સમાચાર, તા. ૧૨ અપ્રીલ ૧૮૨૪ ના અંક, પા. ૨૨૪.

(૨) મુંબઇ સમાચાર, તા. ૩ જુલાઇ ૧૮૨૬ના અંક, પા. ૪૩૧.

(૩) મુંબઇ સમાચાર, તા. ૨૦ ૯-૧૮૨૪ ના અંક, પા. ૫૮૧.

શને ૧૧૯૪ ય. ઝ. (ઈ. ૧૮૨૫) ના સાલમાં કદમીઓની પતેતીના અવસરના લીસ્ટમાં રૂ. ૨૩૭૧) ભરાયા હતા. તે ટીપની નીચે મુંબઇ સમાચારમાં તે છપાવતાં નીચલી નોંધ કીધી છેઃ "જે શાહેબ લોકોએ એ પંચાતનાં ઉઘલાંણાંમો નાંણાનાં આંક ભરેઆ છે તે શાહેબો મેહેરબાંનગી કરીને પંચાતનાં નાંણાંનાં તરશટી ફરાંમજી કાવશજી બનાંજીનાને તાંહાં નાંણું ભરીને પેલા કાગજમો લખે જે નાંણું રોકડ આપીઉં છે. અને બીજા જેટલા કદમી શાહેબ લોકોએ નાંણું ભરીઉં નથી તે શાહેબોને લાએક છે જે મેહેરબાંનગી કરીને તે ઉઘરાંણાંનુ કાગજ મંગાવીને તે મધે પોતાની ખુશી પરમાંણે નાણાંનો આંક ભરી એ નેક કાંમમો શામેલ થએ. બીજું હવે પછી બીજા જે કદમી-વાલા શાહેબો નાણાં ભરશે તેહની ટીપ પછવાડેથી છપાવી જાહેર કરશું."[1]

એવી બીજી ટીપ કુલે રૂ. ૨૧૩ ની છાપવામાં આવી હતી. એ પછી એક માસ રહી "રશમી પારશી લોકોની પતેતી" ને દીને ફરતી કરેલી ટીપમાં કુલે રૂ. ૪૪૪૨) ભરાયા હતા. તે પછીની બીજી ટીપ છપાઇ છે તેમા રૂ. ૨૫૩) ભરાયા છે.

(૫) લગન અને ગગરનાના લવાજમની આવક.

આગલા બાબમાં જણાવવા પ્રમાણે આ અરસામાં પણ લગન અને ગગરનાના[2] લવાજમનો દર લગન દીઠ રૂ. ૪॥ નો હતો. પહેલાં એક વરસની નોંધમાં લખે છે કે "લગંનની ચીઠી ૬૬." અને "ઘઘંણાંની ચીઠી ૭)." પછી લખે છે કે "એ મધેથી પંથકી તથા દસતુરનાં છોકરાં ૩ પરણેઆં તેહનું કાંઇ લીધું નથી."[3]

---

(૧) મુંબઇ સમાચારનો તા. ૨૦-૯-૧૮૨૪ નો અંક, પા. ૫૮૨. મુકતાદના અવસર ઉપર સખી ગ્રહસ્થોમા લીસ્ટ ફેરવવાનો આ એકસો વર્ષ પરનો ચાલ હજુર ચાલુ છે.

(૨) પારસીઓમાં એક રંડાયલી સ્ત્રી એક રંડાયલા પુરૂષ સાથનાં લગનને "ગગરણું" કેહવામાં આવે છે. એ શબ્દ ત્રીપથાની ડીક્ષનરીમાં "ઘઘરણું, Re-marriage, a second marriage" કરી આપ્યો છે. મી૰ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને પ્રોફેસર ના. બો. દીવેત્યાને પુછતાં તેઓ જણાવે છે કે ગુજરાતનાં હીંદુ ગામડાઓમાં એ શબ્દ "ઘરઘરણું" કરીને બોલાય છે. એક ઘેર છોડી બીજે ઘરે જવું (પરણવું) તે ઘરઘરણું.

(૩) મુંબઇ સમાચાર, તા. ૧૨-૪-૧૮૨૪ નો અંક, પા. ૨૨૪.

એ પછીના વરસમાં "લગંન નંગ ૮૧") અને "લધંના નંગ ૮)" થયાં હતા.[1] સંવંત ૧૮૮૪ ના સાલમાં આપણે લગનની સંખ્યા ૧૬૨) અને ગગરનાની સંખ્યા ૩૩) ની જોઇએ છીએ. ૧૮૮૫ માં લગણુ ૧૩૬) ને ગગરણા ૨૬) થયલાં આપણે જોઇએ છીએ.

(૬૦) ગહંબાર વીગેરેની ન્યાતોના જમણુનો લવાજમ.

આગલા અરસા માફક આ અરસામાં પણુ કોઇ ગહંબારની ન્યાત કરતું અથવા ખુશી ખુરમીની વખતે ન્યાત કરતું ત્યારે તેના લવાજમના પંચાએતમાં ગહંબારની દર ન્યાત માટે અને લગનની ખુશાલીની નીઆત માટે રૂ. ૫) લેવામાં આવતા હતા. આ અરસાના પહેલા હીસ્રાબમાં આંપણે એ નીઆતોના લવાજમના રૂ. ૬૫) નીચલી હકીકતથી જમે થયલા જોઇએ છીએ:

"રૂ. ૫૦) શ્રી સુરત મધે દાદાભાઇ નશરવાંનજી મોદીની નઇએતે આતશબેહેરાંમ તખતે બેશાડેઆ તે દને વાડીઆજી હોરમજીનાં આદરીઆંન મધે જશન કરીને નેઆતનું જમણુ કીધું તે બાબત પંનચાતના ધરંમખાતામાં શરેશતા પરમાંણે રૂ. ૫) ને ઠેકાંણે રૂ. ૫૦) રોકડા આપા છે.[2]

એક બીજી નોંધ નીચે પ્રમાણે છે: રૂ. ૫) "વાડીઆજી નવરોજી જમશેદજીએ બંદર શાથનો તીર મહીનાંનો ઘંમબારનું ગાંમનું જમણુ કીધું તારે રૂ. ૫) આપા છે."[3] એવું દીસે છે કે વાડીઆજી નવરોજી ગોડીના વડા હતા, તેથી તેવણુ પોતાની ગોડીમાં કામ કરનારા અને બંદરમાં કામ કરનારા પારસીઓનો ગહંબાર કરતા, ત્યારે તે ગહંબાર સાથ ગામનું જમણુ પણુ કરતા હતા.

એક સાલમાં એક જમણુની નીચલી નોંધ જોઇએ છીએ: રૂ. ૫ "ફરાંમજી પેશતનજી બેહ્રીહોમજીનાંની વરશી ઉપર છોકરાઓએ કદમી તીર મહીનાંનાં ઘંબાર મધે ગાંમનું જમણુ કીધું તારે આપા છે."[4] એજ મુજબ એજ ધણીના ધણીઆણીએ પણુ વરસીપર પોતા તરફથી જુદી ન્યાત કીધી હતી.

સંવંત ૧૮૮૧ (૧૮૨૪-૨૫) ના વરસમાં ગંબારના ૬) જમનના રૂ. ૩૦) નોંધાયા છે. સંવંત ૧૮૮૩ માં ગંબારના બે જમણુના રૂ. ૧૦) જમે થાયા છે.

---

(૧) મુંબઇ સમાચાર, તા. ૮-૯-૧૮૨૫ ના અંક પા. ૫૫૦.

(૨) મુંબઇ સમાચાર, તા. ૧૨-૪-૧૮૨૪ નો અંક, પા. ૨૨૫, ન્યાત કરનાર પાસેથી રૂ. ૫) હજુર પણુ લેવામાં આવે છે.

(૩) ઉપલોજ હવાલો. (૪) ઉપલોજ હવાલો.

સંવત ૧૮૮૪ માં ગંબારના ૫) જમણુના રૂ. ૨૫) તથા લગનની ન્યાતના દર ન્યાતે રૂ. ૧૦) પ્રમાણે રૂ. ૨૦ મલી રૂ. ૪૫ જમે થાયા છે. સંવંત ૧૮૮૫ ના સાલમાં આપણે રૂ. ૧૦૦) જમે થયલા જોઇએ છીએ, જેમાં ગહંબારના જમણુની ૧૬) ન્યાતના રૂ. ૮૦ અને લગનની ન્યાત ૨) ના રૂ. ૨૦ જમે થયા છે. ઉપલી હકીકત ઉપરથી દીસે છે કે દર સાલ ગહંબારની ન્યાતોની કોઇ સંખ્યા મુકરર હતી નહી. કોઇ સાલ કોઇ પોતાની ખુશીથી ગહંબારની ન્યાત કરતું હોય એમ દીસે છે.

(ચ) પંચાએતની મીલકતનું ભાડું.

(૧) નશાખાનાની મીલકત.

એ અરસામાં પંચાએતની કોઇક મીલકતો હતી તેના ભાડાંની આમદાની આવતી હતી. એવી મીલકતોમાં નસાખાનાની મીલકતો હતી. "નશાખાંનાંનાં ગાલા ૨" ના ભાડાં તરીકે દર માસે રૂ. ૧૬I ને હીસાબે ભાડું જમે થતું આપણે જોઇએ છીએ.[1] એ નશાખાનું તે કોટનુ નશાખાનુ છે. એ નશાખાનાની એક "કોઠડી મધે મેતાને નીશાલ ભણુવા આપી છે તેહનું ભાડું," પેહલાં વરસમાં દર માસે રૂ. ૧૦) લેખે જમે થયું છે અને પછી નોંધ લીધી છે કે "હવે પછી એ નીશાલ ભણુવાની કોઠડી શ્રી પંનચાતે ધરંમ ખાતે આપી છે અને ભાડું માફ કીધું છે."[2]

૨. ડુંગરની ઉપજ.

એ અરસામાં આમદાનીમાં આપણે ડુંગરની ઉપજ પણુ જોઇએ છીએ. સંવંત ૧૮૮૧ (ઇ. ૧૮૨૪-૨૫) માં રૂ. ૪૨) નીચલી નોંધ સાથે જોઇએ છીએ:

"પંનચાતનાં ડુંગરની ઉપજ વરશ ૨ ની શંવંત ૧૮૭૯ તથા શંવંત ૧૮૮૦નાં વરશ ૨ ના હાં. ખરશેદજી માંણેકજી શરાફ પારેથી."[3]

---

(૧) મુંબઇ સમાચાર, તા. ૩-૭-૧૮૨૬, પા. ૪૩૦.

(૨) મુંબઇ સમાચાર, તા. ૮-૬-૧૮૨૫ નો અંક પા. ૫૫૦. કોટના નશાખાનાના એક બાગમાં એ નીશાલ નવેમબર ૧૮૯૬ સુધી મેહતાજી જંમનાશંકર જીભાઇ માસીક રૂ. ૧) નું નામનું ભાડું આપી ચલાવતા હતા નીશાલના માથા ઉપર રવાનના ખાતાંના કલાર્કની બેઠક હતી.

(૩) મુંબઇ સમાચાર, તા. ૩-૭-૨૬ નો અંક પા. ૪૩૦.

એવું દીસે છે કે આ વખતે દાદીશેઠના આતશબેહરાંમ, દાદીશેઠની દરેમેહર, અને બનાજીની દરેમેહર એમ ત્રણ જગ્યાએ ધર્મખાતાની પેટીઓ મુકવામાં આવી હતી. સંવંત ૧૮૮૨ (ઇ. ૧૮૨૫-૨૬) માં રૂ. ૨૯૧૭ નીચે પ્રમાણે જમે છે.

(૭) આતશબેહરાંમ તથા આદરીઆંનોમાં મુકાયલી પેટીઓ.

"૨૪૦૫ાા૮ આતશબેહરાંમ મધેની પેટીમાંથી.

૪૫ાા૨ દાદીશેઠની કોટ મધેની અગીઆરી મધેની પેટીમાંથી નીકલેઆ.

૪ાા૨૨ બનાજીની અગીયારી મધે પેટી મુકી છે તે મધેથી નીકલેઆ."[1]

આગલા એકાદ બાબમાં જણાવ્યું છે કે ન્યાતબાર મેલેલાઓને જ્યારે પાછા કોમમાં દાખલ કરવામાં આવતા હતા ત્યારે કોઇ બીજી સજાઓ સાથે તેઓ પાસે દોટીનો દંડ લેવામાં આવતો હતો.[2] એવી રીતે ફંડમાં આવતી રકમ ઘણી નાની અને કોઇ કોઇ વખતનીજ હોય છે પણ તેની નોંધ લેવાની જરૂર છે. સંવંત ૧૮૮૪ નાં સાલમાં આપણે એક રકમ નીચે પ્રમાણે જમે જોઇએ છીએ: "૧. ફરાંમજી હોરમજદારૂ પંથકી પાશેથી દોટી એક લીધી. એ ધણીને નેઆત બારો કાડો હતો તેને પાછો નેઆતમાં લીધો તેનાં દંડના."[3]

(૮) ન્યાતબાહર મેલેલાઓને ન્યાતમાં લેતાં લેવાતો દોટીનો દંડ.

આ નોંધના શબ્દો દેખાડે છે કે "દોટી" તે "એક પ્રકારનો દંડ" છે.

આગલા બાબમાં આપણે જોયું કે તે અરસામાં પંચાએતના ફંડમાંથી કેવા પ્રકારના ખર્ચો થતા હતા. હવે આ બાબમાં પણ આપણે એજ બાબદ કાંઇક વધારે તપાસીશું, સબબ કે હવે ચાર ત્રસ્ટીઓની નેમણુક થવાને સબબે ઘણાક કામો નીયમીત રીતસર થતાં. એ અરસાના ખરચોમાં જોઇએ છીએ તો આપણને માલમ પડે છે કે કેટલાક જાથુકના જરૂરી ખરચો હતા અને કેટલાક કોઈ ચોકસ સબબોએ યા અવસરોએ બરપા થતા સબબો હતા.

૯. આ બાબવાલા અરસામાં પંચાએતના ફંડમાંથી થતા કોઇક ખર્ચો.

---

(૧) મુંબઇ સમાચાર, તા ૧-૧૦-૧૮૨૭ નો અંક, પા. ૭૩૮.

(૨) જુઓ બાબ ૬, પા. ૧૩૪, ફુટ નોટ ૬.

(૩) મુંબઇ સમાચાર, તા. ૨૬-૧૦-૧૮૨૯ નો અંક, પા. ૮૬૪.

પંચાએત હસ્તક થતાં જરૂરી જાથુકના ખરચોમાં નીચલા ખરચો આપણું ખાસ ધ્યાંન ખેંચે છે.[1]

(ક) ગરીબોને લગનની મદદ.
(ખ) નશેશાલારોને લવાજમ.
(ગ) ગરીબ નાવારેસોનો સ્વાન ખર્ચ.
(ઘ) આંધલાં પાંગલાં તથા નાવારેસોનો પગાર.
(ડ૦) જશનોનો ખર્ચ.
(ચ) ગહંમબારનો ખર્ચ.

એવા જરૂરી જાથુકના ખર્ચો માટે બોલી પછી કોઈક અસાધારણ સર અવસરના ખર્ચો માટે બોલીશું.

(ક) ગરીબોને લગનની મદદની બાબદ.

ગરીબોને પોતાની છોકરીઓ પરણાવી આપવા માટે બે રીતે મદદ આપવામાં આવતી હતી. એક તો ઘણા ગરીબોને ચોકસ રકમની મદદ આપવામાં આવતી અને બીજું તો કોઇ કામદાર ગરીબોને આંગ ઉપર તેઓની છોકરીના લગન માટે કાંઇક રકમ ધીરવામાં આવતી. દાખલા તરીકે ૮ મી ઓગસ્ત ૧૮૨૫ થી શરૂ થતાં વરસ (સંવંત ૧૮૮૮) ના હીસાબમાં એક રકમ આપણે રૂ. ૬૦) ની "પારશી નોજી કાવશજીની છોકરી પંરણાવા શારૂ આંગ ઉપર આપા" એવી રીતે ઉધરેલી જોઇએ છીએ.[2]

(ખ) નશેશાલારનો લવાજમ.

આ અરસામાં સ્વાનના કામ માટે છ નશેશાલારો રોકવામાં આવ્યા હતા. દરેકને રૂ. ૫) નો પગાર આપવામાં આવતો હતો. આગલ જણાવ્યું તેમ એવું દીસે છે કે એઓ પોતે પોતાનું કામ કરતા હતા પણ એ મુસારો લઈ બંધાતા હતા કે જ્યારે કોઈ સ્વાન થાય ત્યારે તે કામ માટે આવે. એ અરસામાં નશેશાલારોની સંખ્યા ૧૮૨૮ સુધી ૬)ની હતી.[3]

---

(૧) મુંબઇ સમાચાર, પુસ્તક ૪, અંક ૧૬૩, પા. ૧૭.
(૨) મુંબઇ સમાચાર, પુસ્તક ૫, તા. ૩–૭–૧૮૨૬, પા. ૪૩૭.
(૩) ચો. ૬, બા. ૪.

એ અરસામાં રોજ દીન માહ બહમન ૧૧૯૪ (તા. ૨૨ મી ઓગસ્ટ ૧૮૨૫) ની સભામાં નશેશાલારને પગાર આપવાની બાબદ નીકલી હતી. અસલા કાવશ નામનો એક નશેશાલાર જેણે ૩૦) વરસ સુધી નોકરી કીધી હતી અને પગે લંગડો થયો હતો તેને જીવે ત્યાં સુધી દર માસે રૂ. ૫) નું પેનશન આપવાનો ઠરાવ થયો હતો.[૧]

(ગ) ગરીબ નાવારેસનો રવાન ખરચ.

આગલા અરસમાં કોઇ ગરીબ નાવારેસનો રવાન ખર્ચ જ્યારે પંચાએતની નજરમાં કોઇ એવા દાખલાઓ આવતા ત્યારે થતો. પણ આ અરસામાં હવે તેની જાહેરાત આપવામાં આવી. તા. ૨૭ મી ફેબરવારી ૧૮૨૬ ને દીને "મુંબઇની પારસી પંચાતનાં ફંડનાં તરશટીઓએ એક જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને સુચના કીધી હતી કે મુંબઇ મધે હરકોઇ ગરીબ તથા નાવારેસ જરથોસ્તીનું રવાંન થાય ત્યારે તેને અવલમંજલ પોંહચાડવાનો તથા ઉઠમણું, ચેહારૂમ, દશમું અને માશીશાના ખરચના રૂ. ૩૦) સુધી પંચાતનાં ફંડ મધેથી આપવામાં આવશે. માટે હરકોઇબી લટા પર તેવું બેવારેસ રવાંન થાય તો નીચલા તે લટાઓ પર રેહનારા ગ્રહસ્થોમાંથી હરકોઇનેબી ખબર કર્યાથી તેઓ પોતાની દેખરેખ હેઠલ તેનો ખરચ કરાવશે, અને પંચાતમાંથી તેનું નાણું લેશે.

## કોટ મધે.

શેઠ હોરમજજી બહમનજી શેઠના.
શેઠ નવરોજજી જમશેદજી વાડીઆ.
શેઠ ખરશેદજી માણેકજી સરાફ.
શેઠ શોરાબજી વાછાગાંધી.

## બાહેર કોટ.

શેઠ જમશેદજી જીજીભાઇ.
શેઠ શાપુરજી શોરાબજી કપાવાલા.
શેઠ પાલનજી એદલજી અપુ.
શેઠ દાજી બરડી.

(૧) ચો. ૫, બા. ૨૫, પા. ૨૩.

દસતુર મુલ્લાં ફીરોજજી કાઉશજી.
દસતુર એદલજી દારાબજી સંજાણા.
શેઠ શોરાબજી પેશતનજી પાટક.

### ભાએખલે.

શેઠ બેહરાંમજી કાવસજી બનાજી.

### મજગાંમ.

શેઠ ફરાંમજી કાવશજી બનાજી.
શેઠ મેહરવાંનજી રૂસતમજી દારૂખાંનાંવાલા.
શેઠ નવરોજજી રૂશતમજી નાદરશાહ."[1]

(૫) આંધલાં પાંગલાં તથા નાવારેસોને પગાર. તેઓને પગાર આપવાના ફંડની શરૂઆત.

આગલા અરસામાં પણ કોઈ ગરીબોને મદદ અપાતી હતી. પણ આ અરસામાં અનજુમનના ખાસ ઠડાવ પછી કાંઇક ચોકસ નીયમીત કામ થવા લાગેલું દીસે છે. રોજ ૨૩ માહ ૯ આદર ૧૧૯૫ ય. ઝ. તા. ૨૨ મી જુન ૧૮૨૬ ના દીને સમસ્ત અનજુમન દાદી નશરવાંનજીના આતશબેરામ મધે મલી અને ઠેરાવ કર્યો કે "આપરા પારશી તથા મોબેદ જે કોઇ આંધલા તથા લુલાને માશ ૧) રૂ. ૬) અંકે છ આપવા શાહી તેનો કરાર એ જે હવે પછે આંધલા તથા લુલા લોકો કોઇને દરવાજે વગર બોલાવે માગવા તથા જમવાને વાશતે જાએ નહી. તથા ઊઠીઆણું તથા પાદશે વગર બોલાવે જાએ નહી ને કદાશ કોઇ વગર બોલાવે જાએ તો તે ધણીનો મુશારો આપવો નહી ને પછી અનજુમનની ધરમશાલા મધે રાખીને ખવાડવું નહી ને તે પરમાણે તે ધણી રેહેશે નહી તો શરકારમાં જાહેર કરીને જે થેકાણેથી આવા હશે તે મલુક મધે મોકલવા શહી."[2]

તા. ૨ જી નવેમબર ૧૮૨૯ ને દીને ખરશેદજી માણેકજી સુરત મોદીજી રૂસતમજી કેખસરૂ ઉપર એક લંબાણુ કાગજ લખે છે તેમાં આ બાબદના સંબંધમાં લખે છે કેઃ[3] "મુબાઇ મધે જે કાંઇ હાંધલાં પાગલા હતાં તે લોકોની

(૧) પા. પ્ર., I, ૧૯૩.
(૨) ચો. ૫, બાબદ ૨૭, પા. ૨૪
(૩) ચો. ૨ બા. ૧૨૩, પા. ૫૫.

પાદશે ઊઠીઆણે તથા શારે દારે આવતાં હતાં તેનાને શરવ કોઇ પોતાની ખુશી પરમાણે આપતાં હતાં પછે તો તે લોકો ગેહેર ગેહેર રજલવા લાગા તે વાશતે પનચાતવાલાવોએ તે લોકોનુ ગુજરાંનને વાશને રૂ. ૫) નું મઇનો પનચાતના રૂપીઆમોથી આપવાના થેરાવીને હાંધલા પાંગલાની શારૂ એક ફંનડ ઊભું કીધું છે. તે વાશતે ઊઠીઆણામો તે હાંધલાનાં ફનમો જેની ખુશી પડે છે તે પનચાતમો આપે છે ને કઇ શારે માથે કોઇની ખુશી પડે છે તો બીજા મોબેદોને આપે છે તેમ તે આધલાવોને બોલાવીનેબી આપે છે........મુબઇની પનચાત મધેથી કીઆ હાંધલાને આપે છે કે જેનુ કોઇ વારશ નઇ હોએ અગર કોઇનુ શગો રલતો કમાવતો હોએ શુતારનું કે કરાઇનુ કે કલફાતનું કે મજુરીનુ કે રાંધવા જવાનું કરતો હોએ તો તે આંધલાનુ ગુજરાન તેના શગા પાશેથી અપાવીએ છે ને તેનાં શગાવોબી છેક બેચારા લાચાર હોએ તો પનચાતમોથી અપાવીએ છે."

ઉપર જણાવવા મુજબ તા. ૨૨ મી જુન ૧૮૨૬ ને દીને ગરીબોને પગાર આપવાનું અનજુમને ઠેડવવા બાદ બીજે વરસે આપણે સંવંત ૧૮૮૨ (ઇ. ૧૮૨૫-૨૬) ના હીસાબમાં રૂ. ૨૫૨) ની રકમ નીચલી નોંધ સાથે ઉધરેલી જોઇએ છીએ. "આંધલાં તથા લુલા તથા લંગડાનો પગાર તા. ૧ લી જુલાઇ શને ૧૮૨૬ થી તે તા. ૩૦ મી શપટેમબર શને ૧૮૨૬ શુધી માશ ૩) ના દર માશ ૧) નાં રૂ. ૮૪)."[1]

(ડ) જશનોનો ખર્ચ. સંવંત ૧૮૮૧ (ઇ. સ. ૧૮૨૫-૨૬) માં રૂ. ૯૮૮।૧૯ નો ખર્ચ "વરશાત બાબે જશન કીધું અને શરવે અગીઆરીમો શુખડ તથા લોબાંન તથા મોબેદોને આશોદાદ" વગેરેના ઉધર્યા છે.[2]

(ચ) ગહમબારનો ખર્ચ. આગલા બાબમાં આપણે જોયું કે તે બાબના અરસામાં છ ગહંબારના ૫) દીવસના દરેક દીવસ ઉપર એટલે ૩૦ દીવસ ગહંબારના દરૂન કરાવવામાં આવતા હતા અને તેનો કુલે રૂ. ૩૦) નો ખર્ચ થતો હતો. હવે આ આરસામાં આપણે જોઇએ છીએ કે વરસમાં એક વખત અરદીબેહશ્ત મહીનાનો ગહંબાર ન્યાતનાં જમન સાથે

(૧) મુંબઇ સમાચાર, તા. ૩-૧૧-૧૮૨૮ ના અંક, પા. ૮૦૧.
(૨) મુંબઇ સમાચાર, પુસ્તક ૪, અંક ૧૬૩. પા. ૧૭.

કરવામાં આવ્યો હતો. તેના ખર્ચની નીચલી નોંધ આપણે વાંચ્યે છીએ: "૬૪૫ )૬ અરદીબેહેશત મહીનાનો ઘંમંબાર પંનચાતમોથી કીધો તેનાં ખરશેદજી માણેકજી શરાફ અશતગ આપેઆ "[1]

નજીકના નહી એવા અસાધારણ ખરચો.

આ અરસામાં કાયમના માસીક યા વારસીક નહી એવા ખરચોમાં આપણે નીચલા ખરચો જોઈએ છીએ:

( ક ) અગતના અવસરોએ શાલ ઓઢાડવી.

( ખ ) કોઈ દરહેમહેરે બાંધવાના ખર્ચમાં ફાલો આપવો.

( ગ ) કોઇ સંસારી બાબદમાં એક યા બીજી બાજુ માટે ખર્ચ કરવો.

( ઘ ) બહારગામમાં દખમું બંધાય તેની ટીપમાં રકમ ભરી આપવી. એવા કોઇક ખરચોની નીચલી રકમો આપણે એ અરસામાં જોઈએ છીએ.

"૭૫૦ ) શુરતનું દખમુ બંધાવું તેની ધરમની ટીપ મધે.

૧૩૦॥।૧૯ રૂવાંનના ધરંમ ખાતે જણ ૪) નાં રૂવાંનનાં કાંમમાં આપા. "[2]

૪૦ ) "નવરોજજી કોચમેન શ્રી મજગાંમનાં કુવામો પડેઓ તેને કાહડેઓ તેહનાં ખરચના." [3]

પંચાએતના ફંડમાંથી સોરટીની ટીકીટની ખરીદી.

આ અરસામાં પંચાએતના ફંડમાંથી એક વખત સોરટીની ટીકીતો ખરીદવામાં આવેલી દીસે છે. તે કોઇ એવા ખ્યાલથી કે સોરટીની ટીકીટ ધર્મખાતાને લાગે તો ધર્મખાતાંને મોટો ફાયદો થાય. સંવંત ૧૮૮૧ (ઇ. ૧૮૨૫–૨૬ ) ના સાલમાં "શોરટીની ટીકીટ ૨ તેનાં રૂ. ૨૨૦ " એ પ્રમાણે આપણે ઉધારેલા જોઈએ છીએ.[4] એ બાબે એક નોંધ વધુ વીગત સાથે નીચે પ્રમાણે છે: "૨૨૦ ) શ્રી મુબાઇની તોનહાલની શોરતી મધે શોરતીનાં નમબર ૨) બે મી. ફારબશને તાંથી લીધા હતા તે મધે નમબર ૧૨૯૪) મો તા. નમબર ૩૪૭ મોની ટીકીટ બે લીધી હતી

(૧) મુબઇ સમાચાર, તા ૨૬–૧૦–૧૮૨૫, પા. ૮૬૩.

(૨) મુંબઇ સમાચાર, તા. ૧–૧૦–૧૮૨૭ નો અંક, પા. ૭૩૯.

(૩) એજ તા. ૩–૭–૧૮૨૬ નો અંક, પા. ૭૩૭.

(૪) મુંબઇ સમાચાર, પુસ્તક ૪, અંક ૧૬૩, પા. ૧૭. એ હીસાબોની હાથની લખેલી ચોપડી, પા. ૨૪.

તેનાં રૂ. ૨૨૦) મી. ફારબશની કંમપનીવાલાને આપા છે તે હા. પારશી જમશેદજી રશતંમજી ગાડાવાલાનાં લઇ ગઆ છે.”[1]

ઉપલા પ્રકારના સર્વ ખર્ચો ઉપ્રાંત બીજા કોઇક નાહના ખરચો થતા હતા જે આપણે સામટા ઉધરેલા જોઇએ છીએ. દાખલા તરીકે ચાર ત્રસ્ટીઓની નેમણુક થવા પછીના પેહલા હીસાબમાં આપણે એક રકમ નીચે પ્રમાણે ઉધારેલી જોઇએ છીએ.

પરચુટણ ખરચ.

“૮૯૭) કુલ આજ દીન શુધી પરચુંટણ ખરચ કુલે રૂ. ૮૯૭ થઆ છે તે ઉધારેઆ છે ને બીજો ખરચ હવે પછે થાશે તે શરવે આએ વરશ પુરૂં થાશે તારે છપાશે તે કરતાં કોઇ શાહેબને તરત જોવાની ખાહેશ હોએ તો શુખેથી તરશટીની ચોપડી જોવા માંગશે તેહને દેખાડીશું.”[2]

આગલા અરસામાં કેટલોક ખરચ પંચાએતના મોબેદ હસ્તક થતો હતો. કાંઇક આમદાની થતી તે તેવણ પાસે રેહતી અને તેમાંથી તેવણ ખરચ કરતા. આ રીત સામે આપણે જમશેદજી જીજીભાઈને પોતાની ખોલાશે એ પંનચાતમાં ફરીઆદ કરતા જોઇએ છીએ. પેહલાં વરસના હીસાબમાં આપણે એક રકમ નીચલી નોંધની જોઇએ છીએ કે જે ઉપરથી માલમ પડે છે કે આગલાં ચાર વરસોમાં થાયલી આમદાની અને ખર્ચનો હીસાબ એ મોબેદ પાસે લેવામાં આવ્યો હતો. એ બાબે નીચલી નોંધ છે. “૯૭૬ અંધેઆરૂ ખરશેદદારૂ એદલજી વાછાએ વરશ ૪ ને હશાબ ચુકાવી આપો તેહનાં રૂપીઆ.”[3]

૪ એ અરસામાં પંચાએતનું નાણું શામા રોકવામાં આવતું હતું?

આ અરસામાં પંચાએતની પુંજી કેમ અને કયાં રોકવામાં આવતી હતી તેની કાંઇક હકીકત નીચે પ્રમાણે છે:

૧. મેસર્સ રીમીંગટન કાફર્ડની કુ.માં. એઓ ટકા ૫) નું વ્યાજ આપતા હતા.

૨. સરકારી જામીનગીરીમાં.

૩. નેટીવ સ્કુલ સોસાયતીની ઇઉનેટીમાં.[4]

---

(૧) હીસાબનો ચોપડો, નં. ૧, પા. ૨૪.
(૨) મુંબઇ સમાચાર, તા. ૧૨-૪-૧૮૨૪, પા. ૨૨૫.
(૩) મુંબઇ સમાચાર, તા. ૮-૮-૧૮૨૫, પા. ૫૫૦.
(૪) આ શબ્દ annuity એટલે “સાલ્યાંણું છે.”

એમ રોકાવા બાદ કેટલીક ચાલુ રોકડ જનશ "બાકી ફરાંમજી કાવશજી પાશે અનામત લેણું" એવી વીગતે રેહતી. મોર્ટગેજ ઊપર પણ નાણું આપવાની છુટ રાખી હતી. (જુઓ ઊપર પા. ૨૫૦ પણ તેનો કોઇ દાખલો મલતો નથી.

પંચાએતની પુંજી કયાં રેહતી, તેની ઉપલી ટીપમાં આપણે નેટીવ સ્કુલ સોસાયતીની "ઇઉનેટી" જોઇએ છીએ, તેની બાબદ આપણું ખાસ ધ્યાંન ખેચે છે. સંવંત ૧૮૮૧ (તા. ૨૨ અકટોબર ૧૮૨૪ થી ૧૦ નવેમબર ૧૮૨૫) નો હીસાબ જે મુંબઇ સમાચારના તા. ૩ જુલાઇ ૧૮૨૬ ના અંકમાં છપાયો છે તેની ઉધાર બાજુએ નીચલી રકમ ઉધરેલી આપણે જોઇએ છીએ:[1]

"૧૩૭૦૪॥૧૮। શરકાર કંમપનીની ઇઉનેટી ૧ શ્રી મુમબઇનાં રૂ. ૧૩૭૦૪।૭૩ રેશની કપતાંન જારજ જારવીશ તથા શદાશીવ કાશીનાથ ચીતરી પાશેથી વેચાતી લીધી. બાબત એ જે શ્રી મુમબઇની નેટીવ ઇશકોલ બુક તથા ઇશકોલ શોશાઇતીનાં મેનીજરોને શરકાર કુમપનીએ દર માશ ૧) કે રૂ. ૧૭૦) લેખે એ ઇશકોલનાં ખરચને શારૂ તા. ૧ લી આપરેલ શંને ૧૮૨૫ થી વીશ વરશ શુધી આપવાને કબુલ કીધું હતું તેહનુ બાંણુ એજ તેરીખનુ લખેલુ તે ઉપર તરૂ કોપી શરકાર કુમપનીનો શકેતાર મીશતર જીમીશ ફેરીશની શહીનુ લઇને રૂપીઆ આપા છે. શરકાર કુમપનીનુ લેતર ૧ તા. ૧૦ મી ડીજેમબર શંને ૧૮૨૪ નંમબર ૨૩૯૦) નુ જનરલ દીપારટમેનટનુ લખેલુ શકેતાર જીમીશ ફેરીશની શહીનુ જારજ જારવીશને નાંમનું તે મધે શરકારે એ ઇઉનેટી વેચીને રૂપીઆ લેવાનો હોકંમ આપેઓ છે અને એ બાંણુ કોરટની રજીશટાર હાપીશમાં રજીશટાર કરાવેઉ છે બુક પાંને મે નોંધેઉ છે."
તે પછી "શરકાર કુમપંનીની શીવેલ પેએ હાફીશ[2] માંથી નેટીવ ઇશકુલની શોશાઇટીની પાશેથી ઇઉનેટી વેચાતી લીધી છે તેનો મુશારો તારીખ ૧ લી અકટોબર શંને ૧૮૨૫ થી તે તારીખ ૩૦ મી શપટેમબર શંને ૧૮૨૬ સુધી માશ ૧૨ નાં દર રૂ. ૧૭૦ લેખેનાં" એવી રીતે રકમ જમે થતી આપણે જોઇએ છીએ એ બાબદના સંબંધમાં આપણે પારસી પ્રકાશ (વા. ૧ પા. ૧૮૪) માં નીચલી નોંધ જોઇએ છીએ.[3] તા૦ ૧૦ મી ડીસેમબર ઇ. સ.

(૧) મુંબઇ સમાચાર, તા ૩જી જુલાઇ ૧૮૨૬ પા. ૪૩૬.

(૨) Civil Pay Office.

(૩) મુંબઇ સમાચાર, તા. ૧-૧૦-૧૮૨૭ પા. ૭૩૬.

૧૮૨૪, "આજ દીને મુંબઈની સરકારના શેક્રેટરી મી૦ જેમશ ફેરીશનો પારસી પંચાત ઉપર એક પત્ર આવ્યો હતો કે નેટીવ સ્કુલ સ્થાપવા સારૂં કંપની સરકારની જામીનગીરી હેઠલ પારસી પંચાતનાં ફંડ મધેથી રૂ. ૧૩૭૦૪ાા૧૮ા 'નેટીવ એડયુકેશન સોસાઇટી' ના શેક્રેટરી કેપતાંન જારજ જરવીસને આપવા, અને તેના બદલામાં સરકાર તા. ૧ લી આપરેલ ૧૮૨૫ થી વર્ષ ૯ સુધી દર માસે રૂ. ૧૭૦) લેખે પંચાતને આપશે." આ હકીકત પ્રમાણે ૯) વરસમાં પંચાએતને રૂ. (૧૭૦×૧૨=૨૦૪૦×૯= ) ૧૮૩૬૦ પાછા મલેલા હોવા જોઈએ:

આ અરસામાં જનરલ ફંડની સ્થાપણા.

પંચાએતના ફંડમાં હાલમાં જનરલ ફંડ ( નં. ૧ ) નામનું એક ફંડ છે, તેની સ્થાપણા આ અરસામા સંવંત ૧૮૮૧ ( તા. ૨૨ મી અકતોબર ૧૮૨૪ થી ૧૦ મી નવેમબર ૧૮૨૫) માં રૂ. ૧૧૯૫૪ા૭ થી થાઇ હતી. એ બાબે આપણે નીચલી વીગત નોંધાયલી જોઇએ છીએ:—

"શેઠ દેવીદાશ હરજીવનદાશ પાશેથી પબલીક ફંનનાં વેઆજનાં બાબત એ જે તારીખ ૮ મી જુન ૧૮૧૬ ને દંને કુલે શ્રી મુમબઇનાં રેવાશીઓએ મલીને એક જરનલ ફંન કીધુ હતુ તેહના મેનીજરો શેઠ દેવીદાશ હરજીવંનદાશ તથા વાડીઆજી હોરમજજી બહમંનજી તથા શેઠ નાગરદાશ હીરજી મોદી તથા ફરાંમજી કાવશજીને કીધા હતા. તે કેટલાંએક વરશ શુધી ચાલીઉં પછી ઠરાવીઉ જે શરવે મુદલ નાણું ધણી ધણીને પાછાં આપવાં અને વીઆજ મધેથી ખરચ બાદ કરતાં જે કાંઈ પારશીની કોમનાં વીઆજનાં રહેઆં હોએ તે શરવે પારશીની પંનચાતની વતી પારસીનાં તરશટી જંણુ ૪ ને આપે"[૧]

ઉપલી હકીકતમાં જણાવવા પ્રમાણેનું હીંદુ પારસીઓનું "જરનલ ફંન" શા કાજે બરપા થયું હતું તે લખ્યુ નથી, પણ એવું માલમ પડે છે કે "હરેક સરકાર દરબારનો જુલમ હોય તે બાબે ઇંગલાંડ ખાતે સત્તાવાળાઓ ઉપર લખી મોકલવું") એવી મતલબથી એ ફંડ બરપા કરવામાં આવ્યું હતું (પા. પ્ર., I, ૧૩૨). "તે ફંડનું કામ કેટલાંક વર્ષ સુધી ચાલ્યા પછી આએ વર્ષ (૧૮૨૫) માં સર્વેએ મલી એવો ઠેડાવ કીધો કે તે ફંડનાં મુદલ નાંણાં ધણી ધણીને પાછાં આપવાં, અને તેનાં વ્યાજમાંથી ખરચ બાદ કરતાં પારસીની

(૧) મુંબઇ સમાચાર, પુસ્તક ૫, આંક ૨૧૦, પા. ૪૩૩. એ હીસાબોની હાથની લખેલી નકલ, પા. ૩૧.

કોમનાં વ્યાજ સાથે જે કાંઇ નાંણું બાકી રહયાં હોય તે પારસી પંચાતના ચાર તરસ્ટીઓને સોંપવાં.—આ બાબે તે અસલ રૂપીઆ ભરનારા પારસીઓની પરવાંનગી લઇને રૂ. ૧૧૯૫૪૦૭ આજ દીને પારસી પંચાતનાં જનરલ ફંડ ખાતે તરસ્ટીઓને સ્વાધીન કીધા હતા" (પા. પ્ર., I, ૧૮૮. તા૦ ૧૩ જુલાઇ ૧૮૨૫ ની નોંધ). ત્યાર પછી સંવંત ૧૮૯૯ ના સાલથી તા૦ ૩ જી નવેમબર ૧૮૪૨ ની તારીખે રૂ. ૧૨૦૦૦) ની રકમ જેનરલ ફંડ ખાતેથી જુદી પાડી "ઇનશાફ તથા અરજી કરવા બાબદ એવે નામનું ખાતું પાડી છુટી પાડવામાં આવી. (એ બાબદમાં તા૦ ૧૧ મી અકટોબર ૧૮૪૩ નું સરકયુલર છે. ચો. ૧૫, બા. ૧૩૮). જેનરલ ફંડ ખાતેથી એ રકમ છુટી પાડી એ ઇનસાફ અરજી માટે જુદું ખાતું સ્થાપવાની અગત કેમ જણાઇ, તેનો ખુલાસો ખોલાશે એ પંનચાન (પા. ૧૬૭–૬૯) માં મલે છે કે લોકો પંચાએતના ફંડમાં નાણું ભરતાં અચકાતાં કે રખેને સરકાર દરબાર સાથ લડવામાં તેઓનું નાણું ઘસરાઇ જાય, એવી ચીંતાથી જનરલ ફંડમાં નાણું ભરાતું અટકાય, તે કાજે આ ઇનસાફ અરજીનું ખાતું છુટું પાડવામાં આવ્યું.

એ અરસાના હીસાબો જે મુંબઇ સમાચારમાં દર વરસે છપાવવામાં આવતા હતા, તેની નીચે વાડીઆ નવરોજજી જમશેદજી, વાડીઆ બહમનજી હોરમજજી, ફરામજી કાવશજી બનાજી અને જમશેદજી જીજીભાઇ શાહી કરતા. ચાલુ ખર્ચ માટે ફરામજી કાવસજી પાસે રકમ રહેતી જે "ફરાંમજી કાવશજી પાશે અનામત લેણાં" એવી રીતે આપણે જોઇએ છીએ.[1]

II,

## સંસારી બાબદો.

ચાર ત્રસ્ટીઓની નેમણુંક થતાં પારસી પંચાએતનાં નાણાં સંબંધી જે ગોઠવણ થાઇ હતી તે આપણે ઉપર તપાસી. હવે એ અરસામાં થયલા સંસારી કારોબાર જેમાં ઉપલા ચાર ત્રસ્ટીઓ ઉપ્રાંત પંચાએતના સર્વ અકાબરો પણ ભાગ લેતા હતા, તેની કાંઇક હકીકત આપણે તપાસ્યે. એ હકીકત આપણે બે ભાગમાં તપાસીશું.

(૧) મુંબઇ સમાચાર, તા. ૩-૧૧-૧૮૨૮ પા. ૮૦૧.

I. આગલા બાબમાં જણાવેલા સંસારી બંદોબસ્તો અને તેવા બીજા બંદોબસ્તો કાજે ઘટતી સતા મેલવવાની બાબદ.

II આ અરસામા બનેલી પરચુટણ સંસારી બાબદો.

## I. આગલા બાબમાં જણાવેલા સંસારી બંદોબસ્તો અને તેવા બીજા બંદોબસ્તો કાજે ઘટતી સતા મેળવવાની બાબદ.

આ બાબદના સંબંધમાં આપણે નીચલી અગતની બાબદો જોઇએ છીએ.

૧. આગલા સાલના સંસારી બંદોબસ્તોના સબંધમાં ઊદવાડે અને દમણ લખેલા અગતના પત્રો અને ઊદવાડેનો જવાબ.

૨. સંસારી બાબદોમાં પંચાએતના સાહેબોની તીક્ષણ લાગણી અને સરકાર દરબારમાં પોતાનો લાગવગ વાપરવાની બાબદ.

૩. અત્રેના પંચાએતવાલા સાહેબો અને સુરતના મોદીજી વચ્ચે સંસારી બાબદનો અગતનો પત્રવહેવાર.

૪. બંદેખોદાના નામથી જમશેદજી જીજીભાઈનો નવા રેગ્યુલેશનો મુકરર કરવા માટેનો પત્ર.

૫. કેટલાક જરથોશ્તીઓએ સંસારી બાબદોના સંબંધમાં પંચાએતને કરેલી અરજી.

(૧). આગલા સાલના સંસારી બંદોબસ્તોના સંબંધમાં ઉદવાડે અને દમણ લખેલા અગતના પત્રો અને ઉદવાડેનો જવાબ.

આ અરસાનાં સંસારી કામ ઉપર આવતાં આગલા બાબમાં જણાવેલા સંસારી બંદોબસ્તોની બાબદ આપણું પહેલું ધ્યાન ખેંચે છે. એવુ દીસે છે કે અનજુમને એ બંદોબસ્તોમાંથી મરણના બંદોબસ્તો બહાલ રાખવા છતાં ચુનોચેરા થતી હતી અને કોઇ તે સામે અનગમો દેખાડતું હતું. તેથી પંચાએતના સાહેબોને એ સબબે પોતાના કામ તરફ બીજાઓની પસંદગી મેલવવાની અને પોતાના કામને વાજબી ઠરાવાની જરૂર માલમ પડી. તે ઉપરથી તેઓએ “શા. ૧૮૮૦ ના માગશર વદ ૯ વા. શુકરે રોજ ૨૪ મો દીન માહ ખોરદાદ શને ૧૧૯૩ [૧] એજરેદી શેહેરીઅર” (તા૦ ૨૬મી ડીસેમબર ૧૮૨૩) ને દીને ઉદેપોર (ઉદવાડા) ની અનજુમન ઉપર એક પત્ર નીચલે મથાળે લખ્યો:

(૧) ચો. ૧ ફ. બા. ૪, પા. ૨.

"દશતુરજી શાહેબ દશતુરજી દોરાબજી બેરામજી તથા દશતુરજી રશતમજી તેમુલજી મીરજાં તથા હંધારૂ બેહેરામજી ભીખાજી તથા પતેલ હોરમજજી માણેકજી તથા શમશત અનજુમન એતાન[1] શ્રી મુબાઈ બંદરેથી લા. દાવર જાંગીરભાઇ ફરામજી તથા વાડીઆજી નવરોજજી જમશેદજી તથા શમશત અનજુમનનો એજદાપનાબાદ કબુલ કરજો." આ અગતના પત્ર ઉપર નીચલા જાણીતા સાહેબોની સહી છેઃ વાડીઆ નવરોજજી જમશેદજી, ફરામજી કાવશજી બનાજીના, પેશતનજી ભીખાજી, હોરમજજી દોરાબજી, શેવક જમશેદજી જીજીભાઇ, ખરશેદજી ગુ. અરદેશરજી, દાદાભાઈ કાવશજી, દોશાભાઇ કુંવરજી બનાજી.

એવું દીસે છે કે તે વખતે ઉદવાડાના કાગજો દમણ બંદરેથી જતાં હતાં, તેથી આ અગતનો પત્ર દમણ ખાતે વાડીઆજી નવરોજી જમશેદજીએ પોતાના "તા૦ ૨૪ મી ડીસેંબર શને ૧૮૨૩" ની તારીખના પત્ર સાથે દમણ પારસી નવરોજજી રૂશતમજી[2] ઉપર મોકલી આપ્યો. વાડીઆજીએ પોતાના પત્રમાં લખ્યું કે "એ કાગજ પોચેથી તરત તમો બેહેરામજી ભાદા શાથ વીચાર કરીને તમારે બેઊ જણ તરત ઉદેપોર જઇને તે કાગજ દશતુરજીને આપવો ને જે ચાર પાચ શારા આશામીઓને તેરવી પરે તો તેરીને તે કાગજ વાચીને ચોકશ વીચારથી તે કાગજમો જે કાઇ બીના લખી છે તે બાબેનો ખુશો[3] કરીને તાકીદે પાછો જવાબ તમારે લઇને હઇ બીરવો. એ બાબે વાર ૧) લખુ છે તે વાર ૧૦૫) કરી જાણજો.........તમો તા. બેરામજી મલીનેજ કાઇ વાજબી ને લાએકીનો તેજમોથી[4] કામનો બીગાર નઇ થાએ તેવો લખાવજો, કાંએજે અતરેની અનજુમને તો એતલાનુ[5] શારૂ ચાહીને કરીઉ તેમાથી કેતલાએક

---

(૧) "એતાન" એ શબ્દ સંસક્રીત એતદ્દતુ નર જાતી બીજી વીભક્તી બહુ વચનનુ રૂપ છે. અર્થ "તેઓને."

(૨) બીજાં એક પત્ર (ચો. ૧ ક, બા. ૬, પા. ૭) ઉપરથી એવણનું નામ મીશતરી નવરોજજી રૂશતમજી માલમ પડે છે.

(૩) "ખુલાસો" શબ્દને બદલે ખુશો લખાયો છે.

(૪) "કે જે માથી" એવી મકસદના આ શબ્દ દીસે છે.

(૫) "એ તોલાનું" ને બદલે.

શાહેબોને ગમતુ નઇ તેથી એ ચીજ કરવાની જરૂર પડી છે તે જાણજો."[1] આ પત્ર નીચલા સબબોએ એક અગતનો પત્ર છે.

(૧) પહેલુ તો આ કે મુબઇવાળા સાહેબો આ પત્રમાં પોતાની હીલચાલને વાજબી સાબેત કરવા માંગે છે; અને બીજું તો તેઓ કંઇ તકરારો કરી ઉદવાડાવાલા સાહેબોની ખાત્રી કરવાનો ઈરાડો રાખે છે અને તેઓનું મત જાણવા માંગે છે કે તે જો તેઓની તરફેણમાં આવે તો પોતાના હાથ મજબુત થાય.

(૨) બીજું તો આ કે એમાં કોઇક બાબદ ઉપર ધર્મપુસ્તકના કોઇક દાખલાઓ આપી કોઇ ધાર્મીક ગણાતા સવાલ ઉપર તકરાર કરવામાં આવે છે.

(૩) ત્રીજુ આ કે આ પત્ર દેખાડે છે કે આ સર્વે કાયદા કાનુનો સામે અનગમો ઉભો થવાનો મુખ્ય સબબ બહમન, મોહર, ગોશ, રામના ચાર હમકારાઓ ઉપર ગોશ્ત ખાવાની મનાઇ કરવામાં આવી હતી, તે હતો, કે જે મનાઇ સાંમે મોટો અણગમો અત્રેના શેઠખાનદાનવાલા સાહેબો અને નૌસારીના તેઓની સાથવાલા મોબેદ શાહેબોનો હતો.

આ અગતના પત્રોની જુદી જુદી અગતની બાબદો તેનાં જુદાં જુદાં મથાલાં હેઠળ નીચે આપુ છું:

(ક) પંચાએતના સાહેબોએ ઉદવાડેવાલા સાહેબોને સંસારી કાયદાઓની સમજાવેલી નેમ.

મુંબઇવાળા સાહેબો એ પત્રની શરૂઆતમાં એ કાયદા કાનુનોની હીલચાલની શરૂઆત અને નેમ નીચે પ્રમાણે જણાવે છે: આવા બંદોબસ્તની હીલચાલ આગલ પણ થઇ હતી. એ બાબે શરૂઆતમાં લખે છે કે [2] "બેહેશતી વાડીઆ જમશેદજીના વખતમો અત્રે અમો શરવે પનચાતના બેહેશનાવોએ[3] વીચાર કીધો જે આપરા ગરીબ લોકોને એકએકને દેખાદેખીથી પોતાની આબરૂની વાશતે રૂવાંન પછવાડે ખરચ

---

(૧) ચો ૧ ક, બા. ૫, પા. ૬. ઉદવાડા જોગો ઉપલો તા૦ ૨૬-૧૨-૧૮૨૩ નો પત્ર દમણ જોગા તા૦ ૨૪ ડીસેમબર ૧૮૨૩ના એટલે એ દીવસ આગમજના પત્રમાં બીડે, એ કાંઇ ગુંચવણ ભરેલુ દીસે છે. પણ કદાચ એમ હોય કે પેહલે દમણનો પત્ર તા૦ ૨૪મી એ લખ્યો હોય અને તેમાં બીડવાનો ઉદવાડા જોગો પત્ર તૈયાર નહી હોય તેથી તે ૨૬મી એ લખ્યો હોય.

(૨) ચો. ૧ ક, બા. ૪, પા. ૨, ફકરો ૨. (૩) બેસનારાઓએ.

ગણો કરવો પડે છે. તેવારે પછવાડેથી તે ધણીને હેરાન થાવુ પડે છે વાશતે બેહતર છે જે આપડે રૂવાન પછવાડે ખરચ કરવાનુ ધારો લખી રાખીશુ તો આગલ જતા આપણા ગરીબ લોકોના બચા ગણા શુખી થાશે એવું શમજીને આપરી દીના ફરમાન પરમાણે શરવે ધરમની વાત શાબેત રાખીને બીજે આડો ખરચ થાતો હતો તે કાડી નાખેઓ છે ને જેવારે શરવે આડો ખરચ નીકલ જાશે તારે આપરા ગરીબ લોકોને હેવો ખરચ કરવાનુ કોએને કંઇ ભારી પડશે નઈ ને કોઇનુ કરજદાર તા. મોહોતાજ રેશે નઇ હેવો શમજીને શરવે બંધોબશત થેરાવેઓ છે તે જાણુજોજી."

(ખ) પચાએતનું કહેવું કે સર્વેની સમતીથી ધીરજે કાયદા ઘડયા છે.

વલી જે કાંઇ કરવામાં આવ્યું હતું તે કાંઇ ઉતાવલમાં કરવામાં આવ્યું ન હતું પણ એકથી વધુ વખત સમસ્ત અનજુમનની સભા મેલવીને અને સર્વ કાયદા કાનુનો ઉપર પુખ્ત વીચાર કરીને અનજુમનની બહાલી લેવામાં આવી હતી. તે માટે તેઓ લખે છે કે[1] 'બીજુ ઊપર લખેઆ પરમાણે શરવેનુ ભલુ વીચારીને બંધોબશત લખીને શા. ૧૮૭૯ ના માહા મહીનામો દાદીશેઠના આતશબેહેરામ મધે શરવે દશતુર તથા શરવે મોબેદો તથા શરવે બેહદીનનોને બોલાવીને જે કાઇ પનચાતવાલાવોએ બંધોબશત લખેઆ હતા તે શરવેને વાચી શંભલાવેઆ તેવારે કેતલાએક મોબેદોએ તથા બેહેધીનોએ તે બંધોબશત મધે ફેરફાર કરવા ફરમાવીઓ તે પરમાણે કરીને ચોપડી ૧૦૦) ફરદુનજી મરજબાનજીના કારખાને છપાવીને શરવે દાનાવ લોકોને વાચવા આપી હતી ને તે મધે લખુ છે જે એ કામનુ ઇખતીઆર શરવે અનજુમનનો છે વાશતે જેને કાઇ એ ચોપડી મધે કઇ વધારવાનુ અથવા ગતારવાનુ હોએ તે શોખેથી લખીને પનચાતને જાહેર કરે શઇ પણ માશ ૮ શુધી કોઇ મોબેદો કે કોઇ બેહેધીનો તે બંધોબશત પરમાણે કેવા[2] લાગા તે જાણુજો.

---

(૧) ચો. ૧ ક, બા. ૪, પા. ૨, ફકરો ૫.

(૨) અહીઆં કાંઇક શબ્દો, કદાચ આખી લીટી મુકી દીધેલી લાગે છે. દમણુ લખેલાં પત્રમાં "કાંઇએ કંઇ હરકત લાગી નઇ" કરીને છે. તેજ મુજબ અહીંઆ પણ હોવું જોઇએ એમ દીસે છે.

"બીજુ કેતલાએક લોકોએ જુની વાતું પરમાણે કરવા લાગા તારે હુમે તે લોકોને પુછીઊં તે વારે કેવા લાગેઆ જે શરવે અનજુમંનનો બોલાવી જાહેર કરો જે ફલાને દનથી તે બંધોબશત શરવે કોઇ અમલમો લાવે તાર પછે કોઇ તે બંધોબશત પરમાણે ચાલશે નઇ તે ધણી પનચાતનુ તકશીરવર થાશે.

"બીજુ જે વારે હેવી રીતે લોકોથી માલુમ થઊં તે વારે શા. ૧૮૭૯ ના આશુ વીદ ૧૧ ને દીને પનચાત મલીને શરવે દશતુરોને શરવે મોબેદોને બીજા શારા દાનાવ બેહેધીન લોકોને પુછઊં જે તમારે કાઇ એ બંધોબશત મધે હજુરબી કાઇ હરકત હોએ તો બોહોલો તેવારે તેનાએ શરચે કઇઊં જે જે કઇ પનચાતના શાહેબ લોકોએ બંધોબશત કીધો છે તે હુમારે શરવેને કબુલ છે. તવારે ઊપર લખી તે હકીગત પનચાતની ચોપરી છે તે મધે શરવે લખીને શરવે દેશ[1] દશતુરો તાથા મોબેદ તાથા બેહેધીનો જે કોઇ તે વખત ઊપર હતા તેણુએ પોતાની શાઇ કીધી છે.

"બીજુ જે વારે શરવે દશતુર તથા મોબેદ તથા બેહેધીન શાઈ કીધી તેવારે અશુ શુદ ૧૪ વા. શને ને દીને શેઠ દાદાભાઇ નશરવાનજીના આતશ બેહેરામ મધે શરવે અંનજુમનને બોલાવીને પુછીઊં જે આજ માશ ૮ થઇ ગીઆ હજુર તમારે કાઇ હરકત હોએ તો બોલો નઇ તો જે કાઇ બંધોબશત પનચાતે થેરાવેઆ તે પરમાણે આજ દીનથી શરવે અનજુમન અમલ કરે શાઇ તેવારે શરવે અનજુમને કબુલ કીધુ જે પનચાતે બંધોબશત થેરાવા છે તે કાઇ પોતાના નફાને વાશતે નથી કીધા ગરીબ લોકોને શુખી થવાને વાશતે જે કાઈ બંધોબશત પનચાતે થેરાવેઓ છે તે હુમોને કબુલ છે એવી રીતે તેવોને જે કાઇ[2] તે વખત ઊપર હજાર[3] હતા તેણુએ પનચાતની આદાશની[4] ચોપરી છે તે મધે શાઇ કરી આપી છે." (ફકરા ૬ થી ૮)

**(ગ) મોબેદોનાં સંબંધમાં ઘડેલા કાયદાઓનો બચાવ**

પોતાની નેમ જાહેર કરી તેઓ મોબેદોના સંબંધમાં કરવામાં આવેલા કાયદા કાનુનોનો નીચે પ્રમાણે બચાવ કરે છે: "આપરી દીન પરમાણે તો આપુને અવલ મંનજલ પોચાડવાનુ તથા ઊથેઆણો કરવાનુ તથા ઈજશની વ્રીદાદ મેજ આફરગાન શાવ શરોશ તથા દરોણુ કરવા જરૂર છે. તે ખરચ જેવો જેનાથી બની આવે તે પરમાણે કરવાને અમોએ કોઇને બંધ કીધા નથી તે

(૧) "દેશાઇ દશતુરો" હોય એમ દીસે છે.
(૨) કોઇ. (૩) હાજર. (૪) યાદદાસ્ત.

બંધોબશતની ચોપડી તમોને વાચવા બીડી છે તે વાચીને જવાબ લખજોજી. તે બંધોબશત મધે હમોએ શું નરશું લખીઉં છે. [1]

"બીજું હમો કોઇને ખરચ કરવા બંનધ કીધો નથી. હમો કોઇને આપવાનું બધ કીધો નથી પણ હમોએ ૧ બંધોબશત કીધો છે જે ગણા મોબેદો ચાકરીઆ તથા મજુર પોતે તથા તેનાના છોકરા પાઆમુજ લેતી વખતે તથા ઊથેઆણા મધે આવીને મારામારી ને કેટલાએક જણા બેહેધીનોના હાતમાથી વલગા વલગી કરીને હેરાન કરે છે તારે કેટલાએક ભલા માણુસ મોબેદો એમના એમ રઇ જાએ છે તારે અમો થેરાવીઊ છે જ જેને ગેર રૂવાન થાએ તે ધણીને ગમે તેટલા મોબેદોને બોલાવીને આપે પણ વગર બોલાવેલાને આપશે નઇ તે વારે તે ચાકરીઆ તથા મજુર લોકો આવશે નઇ તારે તેનાના છોકરા ભણવા શીખશે ને રજલતા ફરશે નઇ તે વારે આપરા પનથકીની ચાકરીમો રેશે તો આપરા દીન ધરમના કામ ગણા શારી પખે થાશે તેવું શમજીને હમો બંધબશત થેરાવું છે તે જાણજો." (ફકરો ૪)

(ધ) ચાર હમકારાના દીન ગોશ્ત નહીં ખાવાની બાબત.

આ પત્રમાં આ બાબદના સંબંધમાં અત્રેનાં પંચાતવાલા સાહેબો ધર્મ-પુસ્તકોને આધારે જે તકરાર કરે છે અને પોતાનાં કરેલાં કામને વાજબી ઠેડવે છે, તે ઉપરથી માલમ પડે છે કે તેઓને એ બાબદમાં કોઈ ધર્મ અભ્યાસી મદદ આપતા હોય. સાંમી બાજુવાલાઓ એટલે શેઠખાનદાન-વાલાઓને દસ્તુર એદલજી દારાબજી જામાસપઆસાનાનો ટેકો હતો એમ દીસે છે. આ બાબદની હકીકત એ ઉદવાડા જોગા પત્રમાં નીચે પ્રમાણે છે [2] :

"હેવી રીતે શરવે અનજુમનો કોબુલ કીધા પછે રશતમ માણકવાલા જે કોઈ મબઇ મધે શેઠીઆના છોકરા છે તે લોકોએ દશતુરોને બોલાવીને કઊં જે તમે પનચાતના બંધોબશત કબુલ કરીને ચોપરી મધે શઇ કેમ આપી છે ને હમુને કેહેવાડીઊ જે તે ચોપડી મોધે તમોએ કેટલાએક બંધોબશત લખા છે તે મધે તમો લખા છે જે બહમન રોજે તથા મોહોતે [3] રોજે તા. ગોશ

(૧) ચો ૧ ક, બા. ૪, પા. ૨, ફકરો ૩.

(૨) ચો. ૧ ક, બા. ૪, પા. ૩.

(૩) મોહોર.

રોજે રામ રોજે ગોશ ખાવુ નઇ તે હમારે કબુલ નથી શા વાશતે જે વંદીદાદની આઠમી પરગટમો લખેલુ છે જે કોઇ ઇનસાન ગુજરે તેનુ ચાહારમને દને જનાવર કપાવીને તેની ચરબ આતશઍહેરામ ઊપર ચડાવી જોઇએ ને ચાહુરમને દીને જેના ગહુરમો રૂવાન થાએ તે ધણી જો ગોશતની ચાશણી કરે નઇ તો તેનુ શોખ ઊતરે નઇ વાશતે હમારા કબીલાનો શીરશતો છે જે ઉપર લખેલા ૪ હંમકારા પડે તોબી જનાવર કપાઊને ગોશ તેની ચાશની કરવી તે પરમાણે હમે તો કરીશું.

"બીજુ જે વારે હમોએ હેવુ શાભરીઊ તેવારે હમોએ પુછીઊ કે હેવુ કીઆ થેકાણે લખેલુ છે તે હમુને દેખાડો તે વારે તેણુવોહે વનદીદાની આઠમી પરગતની તા. દીનીકર કેતાબ મધેથી દોરાબજી જમશેદજીના છોકરા એ. એદલજી [1] છે તેની પાશે પહેલવી મધે માએની ઉતરાવી મોકલી તે વારે હમે તે એદલદારૂને કહઊજે પેહેલવીની માએની છે તેનુ હમુને ગુજરાતીમો માએની લખી આપ તેવારે તે કેવા લાગો જે બીજો પેહેલી[2] વાચી જાણે છે તેની પાશે માહેની કરાવીને વાકબી થાવો.

તે વારે અમે બીજા પેલવી જાણુણારા પાશે તેની માહેની કરાવીને વાકેબ થઆ તારે બીજી ઇજશનીના પટ [3] મધે બહમન હમશાશપનદના ફરજંદોની

---

(૧) દસ્તુર એદલજી દારાબજી જમશેદજી જામાસ્પઆસાના (૧૭૮૪ થી ૧૮૬૧).

(૨) પેહેલવી. પેહેલવી વંદીદાદની ૮) મી પરગરદનો અહીં હવાલો આપ્યો છે તે બાબદ નીચે પ્રમાણે છે (ફકરો ૨૨):

પહેલવીમાં લખે છે કે ' અવશ યુમે તશુમ ગુસપંદી પવન જુહર બરા કુનીશ્ન અમત લીલીઆ એ સેદીગર યુમે તશુમ રા ગુસ્ત શાયદ" (દસ્તુર દારાબજી પે. સંજાનાનો પહેલવી વંદીદાદ, પા. ૧૪૭, લીટી ૫. દસ્તુર જામાસ્પજીનો ગુજરાતીમાં પહેલવી વંદીદાદ, પા. ૬૮ અને ૮૬). એનો અર્થ એમ થાય છે કે "ચોથે દીવસે જુહર કીવા માટે એક ગોસપંદ કાપવું. ત્રીજી રાતે ચોથે દીવસે ગોસ્ત જરૂરનું છે."

(૩) પટ એટલે પદ. ઇજશનેના પટ એટલે "ઇજશનેના શબ્દો અથવા વાક્યો." "બીજી ઇજશનેના પટ" શબ્દોથી કયા અવસતા જણાવવામાં આવે છે તે બરાબર સમજ પડતી નથી. અહીં "જે વારે ગોશપંદોએ ફરીઆદ કીધી" એ પ્રમાણે ફર્યાદ માટે લખે છે તો કદાચ તે અહુનવદ ગાથાના બીજા હા (હા. ૨૯) નો ઇશારો હોય કે જેમાં "ગેઉશ ઉર્વન" એટલે "ગાએ ઢોરનું રવાંન" માણસોના તેના ઉપર થતા કોઇ જુલમનો ઇશારો કરે છે. ગાથાના હાને આ લખનારે બીજા હાથી છુટા પાડી કદાચ "બીજી ઇજશની" એટલે ઇજશનીના ગાથાનો બીજો હા ગણ્યો હોય.

પરવરશી કરવા બાબદ ઓદાએતલાએ ગણી તાકીદ કીધી છે ને જેવારે ગોશ-પંનદોએ ફરીઆદ કીધી છે તેવારે દાદાર હોરમજજે ફરમાવેઓ છે જે મે તમુને વરધીને વાશતે પેદા કીધા છે ને જે કોઇ તમુને મારશે તેનાને ઊકમન[1] દેવની મીશાલે જાણુશ એવી રીતે બીજે ગણે થેકાણે દાદાર હોરમજે ફરમાવેઊ છે તે જાણજો. ( પત્રના ફકરા ૯ થી ૧૧. )

" બીજુ હમો પુછીઊં જે વારૂ વદીદાદ મધે એક થેકાણે એવુ લખેલુ છે પણ તે મધે કેતલી તરેની બીના લખી છે જે અશો મોબેદ ખુબ કરીને કાપે તેની ચરબ આતશબેહેરામ ચડાવે તેનો દાબો દોલો તથા દાણુ જરણુ તથા વાજી[2] ફલાણી ફલાણી જણુશ હોમા[3] ઇજદની તથા બીજા ફરેસ્તાની શેનવાજ[4] ઇજીને ચાશની કરાવાનુ લખીઊ છે તે પરમાણે તો કોઇ કરતા નથી તેવારે તે કાઇ રવા રઊ નહી. તેનો જવાબ કેવા લાગા જે આખુ શર[5] લઇને લખીએ[6] છે તે બશ છે. ( ફકરો ૧૨. )

" બીજુ હમોએ પુછીઊ જે વારૂ ગરીબ લોકો જનાવર કપાવીને ચરબ ચડાવતા નથી તારે તેના રૂવાન પુલગુજાર નથી થાતુ તે કહાં લખેલો છે તે દેખાડો તેબી દેખાડતા નથી. ( ફકરો ૧૩. )

---

( ૧ ) અવસ્તાનો અકોમન દેવ.

( ૨ ) આ શબ્દ " બીજી " દીસે છે.

( ૩ ) હોમા ઇજદ એટલે હોમ યજદ જુદી જુદી જનશ અરપણ કરી ચાશની કરવાની જે બાબદ લખી છે તે હોમ યસ્તના ત્રીજા કરડા ( ઇજશને હા ૧૧ ) ના ૫ ) માં ફકરાનો ઇશારો છે જ્યાં ગોસ્પંદની જીભ અને દાબી આંખ અને દરૂન હોમ યજદને અપર્ણ કરવાની કોઇક બાબદ આવેલી છે.

( ૪ ) " શેનવાજ, " એમાં વાજ શબ્દ બાજને માટે વપડાયો છે. " શેન " તે " શેહન " છે કે જે ફા. " શેહે " અથવા " શાહ " ઉપરથી નીકલેલો છે. " શેહન " એટલે પાદશાહી. કહે છે કે એ બાજ આગલના વખતમાં જ્યારે કોઇ પાદશાહ ઉપર અથવા કોમ અથવા દેશ ઉપર મોટું આફત આવી પડતું ત્યારે કોઇજ અવસરે ભણવામાં આવતી. એ બાજ બીજી બાજો કરતાં ઘણી લાંબી છે, સબબ કે તેમાં શીરોજની ખશનુમનો સરોશની ખશનુમન અને અરદાફરવશની ખશનુમન એકે વખત ભણવામાં આવે છે ( જુઓ મારી ચોપડી The Religious Ceremonies and Customs of the Parsi પાં. ૩૭૦ ).

( ૫ ) શર એટલે સર યા માથું, યાને મુંડી.

( ૬ ) લખીઉ, લખ્યું.

" બીજુ હમો પુછીઊં જે કદાશ કોઇએ જનાવર કપાવેઊ નઇ ને ચરવ ચડાવે નઈ તેને શું ગુના લાગે છે ને તે ગુનાની શુ તોજશ ધણીને પોચે છે તે દેખાડો તેબી કોઇ દેખાડતુ નથી.

" બીજુ હમો કઇઊં જે તમો દીનના હોકમ પરમાણે કરવા માગોછો તારે ઇજશની મધે ગણે થેકાણે ના લખેલુ છે તથા વંનદીદાદ મધે બેદાનો[1], ગોશુદો[2] લખેલો છે તેને થેકાણે તમો ગીઇનુ ગોશુદો કેમ કરોછો વાશતે એ ચાર હમકારા મધે જનાવર કાપશો નઇ તથા ગોશ તેની ચરવી કરશો નઇ તો કઈ અતકાવ રેશે નઇ ને નોશારી મધે ૪ હમકારાને દીને કોઇનુ ચાહારમ પડે છે તોબી દેશાઇજીએ ખાતકી લોકોને બંધ કીધો છે જે તે દને આપરે વાશતે તથા બીજા પરજાતવાલાને વાશતે જનાવર કપાવે નઇ તે શું કરવાને શરવે નોશારીના દશતુર લોકોએ કબુલ રાખીઊ છે તથા કેતલાએક દશતુર તથા મોબેદ શું કરવા આખો બહમન મહીનો પાલે છે તેવારે કેજે બીજે થેકાણે જનાવર કરાવો.

" બીજુ હમો કઇઊ જે ઇજશની મધે તથા વદીદાદ મધે ગણે થેકાણે મુદલ જનાવર કાપવાનુ મને લખીઊ છે તે કરતા વનદીદાદ મધે લખેલુ જે તે પરમાણે કોઇ ગરીબ લોકથી જનાવર કપાવી ને ચરવ ચડાવાનુ બની નથી આવતુ તવારે તે લોકોના રૂવાન પુલગુજાર કેમ થાએ છે તેહનુ કેઇ કેઇ કેતાબમા લખીઓ છે જે ચહરમને દીને હમકારો પડે ને જનાવર નઇ કપાવે તેનુ ફલાણો ગુના છે તેબી કાઇ દેખારતા નઇ બીજુ દીન મધે ફરામાવેઊ છે જે બેદના તથા દુધનો ગોશુદો કરવો તેને થેકાણે એ ધણી ગીઇનુ ગોશુધો કરીને શુ કરવા કામ ચલાવે છે તેમ ચાહારમને દીને શુકી ચરબ જોઇએ તો અતરે આતશબેહેરામ મધે તા. બીજા આદરીઆન મધે શરવે તઇઆર રાખે છે ને બાજી વખત હમકારો પડે છે તારે તે શુકી ચરબ લઇને શરવે કામ ચલાવે છે પણ જાનવર કપાવતા નથી તે વાશતે રૂવાન પુલગુજાર થાએ છે કે નઇ

---

(૧) બેદાં, એટલે ઇંડાં. એ શબ્દ હેંઠે "બેદ" તરીકે આપે છે.

(૨) એ શબ્દ અવસ્તા "ગેઉશ હુધાઓ" એટલે "સારી પેદાએશવાલી ગાયથી ઉતપન થયલી ચીજ." એ ગોશ્ત અથવા દુધ એ બન્ને માંટે વપરાય છે યજશનેની ક્રીયામાં ધી ગોશુદ તરીકે વપરાય છે (જુઓ મારૂ પુસ્તક, The Religious Ceremonies and Customs of the Parsis, પા. ૨૫૯).

એવી રીતે શમજાવા તેઓથી શેજ વાતને શારૂ પીશાદ કરી બેઠા છે તે જાણુજો." (ફકરા ૧૪ થી ૧૬.)

(૯૦) રવાનના પગ લાંબા રાખવાની બાબદ.

અનજુમને બહાલ રાખેલા સંસારી કાયદા કાનુનોના સંબંધમાં ખાસ કરી આ પત્ર લખ્યો છે, તોપણ તેમાં નૌસારીના મોબેદો અને અત્રેના શેઠખાનદાનના તેઓના વડાઓ સાથે મતફેર પડેલી કોઇક બીજી બાબદો પણ લખવામાં આવે છે. તેમાંની એક રવાનના પગ લાંબા કે ટુકા રાખવા તે બાબદ છે. નૈસારીવાલાઓ પગ લાંબા રાખતા અને અત્રેવાલાઓ પગ વાળતા. એ બાબદ આપણે આગલા એક બાબમાં જોઇ ગયા છિએ (બાબ ૫, બાબદ ૩, પા. ૬૭). આ પત્રમાં એ બાબે લખે છે કે "આપરી દીનમો ફરમાવેલુ છે જે જમીન થોરી રીમન થાએ વાશતે કોઇ ગુજરે તેના પગ વાલવા જોઇએ તે વારે તમો લાબા પગ શુ કરવા રાખો છો. તે કેજે વરા લોક કરતા આવેઆ છે તે કરીએ છે."[1]

ઉદવાડે લખેલા પત્ર જેવો દમણ લખેલો પત્ર.

તા. ૨૪ મી ડીસેમ્બર ૧૮૨૩ ને દીને એક પત્ર દમણ ખાતે ઉપર જણાવવા મુજબ વાડીઆજી નવરોજી જમશેદજીએ પારસી નવરોજી રૂસતમજી ઉપર લખ્યો હતો, કે બનતી પહેલી જોગવાઇએ તે ઉદવાડે પોંહચતો કરે. એવોજ તાકીદ કરનારો એક પત્ર તા. ૨૭ મી ડીસેમ્બર ૧૮૨૩ ને દીને ઉપલાજ "મીશતરી નવરોજજી રૂશતમજી" ઉપર "દાવર જાગીરભાઇ ફરામજી તથા વાડીઆ નવરોજજી જમશેદજી તથા શમસ્ત અનજુમનના એજદા પનાબાદ" શાથે લખવામાં આવ્યો. તે પત્રમાં લખ્યું હતું કે "તમારા કાગલ મધે શ્રી ઊદવાડાના દશતુરજીનુ તથા શમશ્તનુ અનજુમનનુ કાગલ બીડીઊ છે તે મેહેરબાની કરીને તરત થાવકો પોચાડજો. ગડી ૧) એક ખોતી કરશો મા. કાએ જે હમો પનચાત મધે રૂવાન પછવાડે ખરચ કરવાનુ બંદોબશત કીધો છે જે હરએક વાતે ખરચ ઓછો થાએ તો ગરીબ લોકોને પછવાડેથી અડચન પડે નઇ તેવો જાણીને બંધોબશત કીધો છે તે તમો મુબોઇ આવા હતા તવારે શાર શાભલો હશે."[2]

---

(૧) ચો. ૧ ક, આ. ૪, પા, ૩. ફકરો ૧૬.
(૨) ચો. ૧ ક, બા. ૬, પા ૬.

એ ઉપરથી દીસે છે કે ઉદવાડાના પત્રને ઘણી અગત આપવામાં આવી હતી અને તે દમણ ખાતે વાડીઆજી નવરોજીના એક પ્રકારના અર્ધ-સતાધારી (demi-official) પત્ર સાથે અને દાવર જાંગીરભાઇ અને વાડીઆ નવરોજી અને શામસ્ત અનજુમન તરફના બીજા સતાધારી (official) પત્ર સાથે લખવામાં આવ્યો. આ દમણના સતાધારી પત્રમાં પણ કેટલુંક જે ઉદવાડેના પત્રમાં લખ્યું હતું તે લખ્યું છે. તેમાં હમકારાને દીને ગોશત નહી ખાવાના સબંધમાં લખ્યું છે કે "નોશારીના દશતુરજી તથા મોબેદો શરવે મનચેરજી શેઠવાલાને શમજાવીઊ જે એ ૪ હમકારા મધે કોઇ રૂવાનુ ચાહરમ પડે તો તે દને જનાવર કપાવી તેની ચરવી આતશબેહેરામ ઊપર ચડાવાને તે ઘણી તદને [1] ગોશની [2] કરે નઇ તો તેનુ શોગ ઉતરે નઇ તે ઊપરથી શેઠવાલા અમારો બંદોબશત માશ ૮ શુદી તપાશી જોઇઊ તે વારે કાઇ બોલા નહી બીજુ જવારે માશ ૮ કોઇએ કઈ હરકત લીધી નઇ તારે હમે શ. ૧૮૭૯ ના અશાડ શુદ ૧૪ ને દીને અનજુમન મલીને તે બંધોબશત કબુલ કીધો છે તાર પછે શેઠવાલા હવે કેહે છે કે હમે તો ચારમને દને રૂવાનની બાજને દને હમકારો પડાઊ તો જનાવર કપાવીશુ ને ગોશની ચાશણી કરીશુ હમે ગણીબી રીતે શંમજાવી કઇઊ પણ માનીઊ નઇ ને ઊલતો નોશારી કાગલ લખીને દેશાઇજીએ દશતુરજીનો કાગલ અતરેના શરવે મોબેદો ઊપર મગાવેઆ જે જેમ કાઇ તમુને શેઠવાલા કેહે તેમ કરજો. હમે હરએક વાતે હમકારાને દીને બહમંન અમરાશપનદના ફરજંદોને બચાવા માગીએ છે ને એ લોકો ખાંસુખાં જીદ કરીને જનાવરને મારવાને વાશતે દેશાઇજીનુ કાગલ મગાવી શરવે નોશારી [3] મોબેદો તથા બેહેધીનો પાશેથી લખાવી લીધો છે જે તે દાડે બેલાશક જનાવર કપાવજો ને ગોશત ખાજો." [4] એ પછી આગલ જણાવવા પ્રમાણેના ઊદવાડાના કાગજમા વંદીદાદ ઈજશનેના આધારે જે તકરાર લખી છે તે આ પત્રમાં પાછી લખે છે. પછી વધુ લખે છે કે "હેવી રીતે શમજાવેઆ તોબી શેજ વાતની શાફ મીનકેશા લઇ બેઠા છે." [5]

---

(૧) તે દીને. (૨) ચાશની શબ્દ લખાતાં રહી ગયો છે, મતલબ કે "ગોશની ચાશની" કરે નહી; અથવા "ચાશની"ને બદલે ભુલમાં "ગોશની" લખાયું હોય.

(૩) નોશારીના. (૪) ચો. ૧. ક. બા. ૬, પા. ૬.

(૫) ચો. ૧. ક, બા. ૬, પા. ૬.

એમ લખી મુંબઇવાલા સાહેબો ફરીઆદ કરે છે કે નૈશારીવાલા અત્રેના સાહેબો આ ગોશ્ત ખાવાની બાબદમાં અદાવત રાખી કોઇ સંસારી બાબદના તકસીરવારને મદદ કરે છે. તેઓ લખે છે કે "જે વારે શેઠવાલાઓ જેવારે નોશારીઆ તથા બીજા પોતાના જાણુ પીછાણુવાલા પાશેથી લખાવી લીધું તારે હમારૂ અદાવદ [1] ને વાશતે કોઇનુ ચાહરમ પડે ને તે ધણી જનાવર કપાવે નઇ તેને બજીદ થઇને કપાવે તથા આપરા પનથકી કોઇદારૂનો હોમજીનો ચાકર ઘણા (?) [2] વેપાર કરે છે તે પંચાતની રજા વગર એક ઓરતનું માધક પડેલો છે તેની સાથે દાણા પાડા છે તે બાબદ શરવે તે ધણીને શેઠવાલા પોતાના આદરીઆન........મોબેદો તથા દશતુર લોકો તેની સાથે બેશીને ખાએ છે તે હમારી અદાવતને લીધે પેલા ગોદાવરા મોબેદોને કોઈ બેહદીન ઓથેઆણામાં પથકી આશોદાદ આપતા......[3] "

એ પછી એ પત્રમાં ઉદવાડાના મોબેદો અત્રે આવી કંઇક મોબેદી કરે તે બાબે કાંઇ લખે છે અને પછી લખે છે કે "હમો ઊદેપોહોરની અનજુમન ઊપર કાગલ લખીને તમુને બીડીઓ છે તે તાકીદે પોંહોચાડજો ને તમથી જવાએ તો મેહેરબાની કરીને ઊદેપોહોર પોતે જઇને દશતુરજીને હમે કાગલ લખીઓ છે તે વાચી વાકેબ થાજો ને વાત શારી પખે શમજાવી કેજો જે એવો વખત તમુને ફરી મલશે નઇ ને અતરે બીજા મોબેદોને મોકલાવાનો જવાબ લખજો".

"બીજુ કદાશ તમારાથી ઊદેપોર નઇ જવાએ તો અમે શાભલીઊ જે ઊદેપોહોરના મોબેદ બેહેરામજીએ તમારી દામણુમાં [4] દારૂનુ દુકાન છે ને તમારે ને તેનાને ગણી દોશતી છે તેવો હોણુ [5] ઊદવાદેની પંચાત મધે બેશનાર છે ને દશતુરજી શાથે તેનાને ગણી રફાખત છે વાશતે આએ અમારો કાગલ તેનાને વંચાવજો ને તેનાને હમારી તરફની બંદગી કઇને એક બે વાત શારી

---

(૧) "અદાવત, દુશ્મનાઇ."

(૨) અહી લખાણુ કેટલુંક ખવાઇ ગયું છે તેથી વાંચવાની મુશકેલી પડે છે. મતલબ આ દીસે છે કે "એક ઓરતમાં ધક યા ધ્યાન લગાડી પડેલો છે."

(૩) અહી કેટલોક ભાગ ફાટી ગયો છે. આશરે ૨૫) વરસ ઉપર આ જુના ચોપડા ની નકલ કરાવવામાં આવી હતી તે નકલની મદદ લેવા છતાં કાંઇ બરાબર સમજ પડતું નથી. (૪) દમણુ. (૫) હવડાં.

પખે શમજાવીને કઈને ઊદેપોર મોકલજો જે તેવોણુ જઈને કામ બજાવશે તો આતશ-બેહેરામની તથા બહમન અમશાશપનદની માનથી તેનાના વેપારમો ગણી બરખત થાશે તે શત જાણજો ને તમોબી ખાતરનીશા રાખજો કે તમે મેહેનત કરી એ કામ બજાવશો તો ખોદાએતાલા એજગેબી તમોનેબી રોજી આપશે તે શત જાણજો ને કદાશ તમુને કઈ શેઠબાલાએ લખીઊ હોએ પણ તમો વી-ચારી જોજો જે તે ગુનાનુ કામ કરવા માગેચ ને અમે શવાબનુ કામ કરવા મેહેનત લીજીએચ. તારે તમુને કેણીગમ મદત કીધી જોઇએ તે તમે તમારૂ વીચારીને જે વાતે તમારૂ ભલુ થાએ તે કરજો. વારૂ શેઠવાલાતો આપુન[1] શરવેના શેઠ છે પણ હમે તો કાઇ તમારૂ કામકાજ પડશે તારે મદત કરનાર છેએ તે તમારી શારી પખે નીશા છે [2] ને એ કામ મધે અમોને કાઇ નફો નથી પણ શવાબનુ કામ છે તે ગરીબ લોકોનુ ભલુ જાણીને એટલી તશદી તમોને આપીએ છે તે માફ કરજો."[3]

ઉદવાડે લખેલા પત્રનો જવાબ.

ઉદવાડેથી લખેલો જવાબ આપણુને છુટો કોઇ દફતરમાં મલતો નથી, પણ તે જવાબની પોંહચ અત્રેથી લખવામાં આવી હતી, તે ઉપરથી તે જવાબ કેવા પ્રકારનો હતો તે માલમ પડે છે. અસલના વખતમાં કાગજની પોંહચ કબુલતાં સાંમાં ધણીના પત્રની ઘણીક બાબદોની વીગત કાંઇક લંબાણુથી લખવામાં આવતી હતી. તેમ આ જવાબની પોંહચના પત્રમાં હોવાથી જવાબમાં શું લખ્યું હતું તેનો પુરતો ખ્યાલ આવે છે. આ પત્ર "શવંત ૧૮૮૦ ના માહ વીદ ૪ વા. બુધે રોજ ૪ શરેવરને માહા ૫ મો અમરદાદ શને ૧૧૯૩ ઇજદેજર્ શેહરીઆર" (તા૦ ૪થી ફેબરવારી ૧૮૨૪) ને દીને[4] અત્રેની અનજુમનના વાડીઆ હોરમજજી બહમનજી, નવરોજી જમશેદજી, જાંગીરભાઇ ફરાંમજી દાવર, ફરાંમજી કાવસજી બનાજી, મોદી સોરાબજી વાછાગાંધી, જમશેદજી જીજીભાઇ, મુલાં પીરોજજી, મેરવાનજી નવરોજી માણેકજી વીગેરે ૧૮) સાહેબો સહી કરી ઉદવાડે દશતુરજી હીરાજી બેહરામજી તથા રૂશતમજી તેમુલજી, તથા મોબેદ હોરમજી માનેકજી

---

(૧) એ શબ્દ "આપણા" દિસે છે. (૨) ખાતરી છે.
(૩) ચો. ૧ ક, બા. ૬, પા, ૭. (૪) ચો. ૧ ક, બા. ૭.

પટેલ તથા મોબેદ બેરાંમજી ભીખાજી તથા શમશાત અનજુમન ઉપર લખે છે. તેમા ઉદવાડેથી પોશ વદ ૧ વા. શનેઉ રોજ ૧૬ મો મેહર માહ તીર ઇજદ શને ૧૧૯૩ નો ઉદવાડના સાહેબોએ અત્રે મીશતરી નવરોજી દનુગરા ઉપર બીડેલા પત્રની પોંહચ કબુલ રાખી જણાવે છે કે તે વાંચીને તેઓને ગણી ખુશી હાંસલ થઇ છે. એ પત્રમાં ઉદવાડાવાલા સાહેબોની મુંબઇવાલા સાહેબોના કાયદાકાનુનો તરફની પસંદગી નીચે પ્રમાણે જોઇએ છીએ. એ પોંહચમાં લખે છે કે "ચોપડી ૧ હમોએ તમોને વાચવા બીરી હતી તે ચોપડી વાચી વાકેબ થઇને જવાબ લખેઓ છે જે જે કઇ એ ચોપડી મધે બંધોબશત લખા છે તે ગણા નક[1] છે ને તે પરમાણે આગલ જતા આપરા ફરજનદાન ફરજનદો તે ગણા શુખી થાશે તથા હેવો બંધોબશત બાંદરાના[2] હકમો હજાર હજાર આફરીનબાદ હોજો કરીને દુવા લખી છે તે ગણી મેહેરબાની કીધી છે."[3]

તે પછી જે લખે છે તે પ્રમાણે નીચલી બામદોમાં આપણે ઉદવાડાવાલા સાહેબોની સંમંતી જોઇએ છીએ.

"દર અશલ આપુન લોકો ખાંમુખા ગોશપનદ મારવાના તથા ગોશત ખાવાનુ રવા નથી.........દર મઇને ચાર હમકારા લખેઆ છે તે ૪ હમકારાને દને જનાવર કપાવવુ ને ગોશ ખાવુ આપોને કઇ રવા નથી. તે વાચીને તમારી બજરોગી ઊપર હમે ગણી દુવા કીધી છે."[4]

હમકારાને દીવસે ગોશ્ત ખાવાની બાબદમાં ઉદવાડાવાલા સાહેબોએ લખ્યું કે "દર મઇને ચાર હમકારા લખેઆ છે તે ૪ હમકારાને દને જનાવર કપાવવુ ને ગોશ ખાવુ આપોને[5] કઇ રવા નથી"[6] એ બાબે અત્રેવાલા સાહેબો લખે છે કે "તે વાચીને તમારી બજરોગી ઊપર હમે ગણી દુવા કીધી."

ઉપર જણાવવા પ્રમાણે અત્રેના સાહેબો એ ૮) મી પરગરદનો ઇસારો કર્યો હતો તેના જવાબમાં ઉદવાડેવાલા સાહેબો લખે છે કે "વંનદીદાદ મધેથી શી રીતનુ હોકમ લખીઊ છે તે હોકમ પરમાણે કઇ આપુણથી બની આવતુ નથી ને એ ચાર હમકારાને દને જનાવર કાપવુ આપડે રવા રાખીએ તે વાત

(૧) નેક છે. (૨) બાંધનારના.
(૩) ચો. ૧ ક, બા. ૭, પા. ૮. (૪) ચો. ૧ ક, બા. ૭, પા. ૮.
(૫) આપણને. (૬) ચો. ૧ ક, બા. ૭, પા. ૮.

કઇ આપરી અકલ ગોવાઇ હોતી નથી. ” એ જવાબ ઉપરથી અત્રેવાલા સાહેબોએ લખ્યું કે “ હમોએ તમારી દાનાઇ ઊપરથી હજાર હજાર અફરીન કીધી છે. ”

હમકારાને દીને ગોશ્ત ખાવાની બાબદમાં ઉદવાડેના એક આગલા દસ્તુરજી માટે અત્રેવાલા સાહેબો નીચે પ્રમાણે લખે છે:—“બીજુ હમુને માલુમ છે જે તમારા બેહેશતી દશતુરજી મીરજાં ગની અશોઇને પાળી રાખતા હતા તથા આપણી દીન ધરમના કામ મધે ગણી ખબર રાખતા હતા વાશતે તેણાએ પોતાનુ બેહેશત રોશન કરવાને વાશતે પોતાની આખર વખતે શરવને ફરમાવેલુ છે કે ખબરદાર ચાહરમને દાડે હમકારો પડે અથવા નહી પડે તોબી ગોશપનદ કરાવતા નો તે વાત હમો શાભલાથી તથા તમારી અનજુમનનુ કાગલ વાચાથી તથા દેશાઇજીએ નોશારી મધે ચાર હમકારા મધે ખાતકીઓને બંધ કીધાથી અમુને તો પુરો ઇતબાર આવેઓ છે જે હવે જે કોઇ એ ૪ હમકારાને દને રૂવાનના ચાહારમને દીને જનાવર કપાવશે તો પોતાના રૂવાનના હકમો શબાબને ઠેકાણે પોતાની ગરદન ઊપર બોજો ભારી કરશે. ”

(૨) સંસારી બાબદોમાં તીક્ષણ લાગણી અને સરકાર દરબારમાં પોતાનો લાગવગ વાપરવાની બાબદ.

એવું દીસેછે કે કોમની સંસારી બાબદમાં તે વખતના પંચાએતના આગેવાનો તીક્ષણ લાગણી દેખાડતા હતા. કોઈ બાબદમાં સરકારના નાના અમલદારોથી વડા હાકેમ સુધી પોતાનો લાગવગ લગાડવાની કોશેશ કરતા હતા. એવા કોઇક દાખલાઓમાંથી એકની વીગત જરા લંબાણથી આપું છું કે તે ઉપરથી કોમનાં ભલાં અને આબરૂ માટેની તેઓની તીક્ષણ લાગણીનો ખ્યાલ આવે. વળી કોઈ આડે માર્ગે ગયલી સ્ત્રીને તેઓ તદન તજી દેવા નહી દેતા હતા પણ તેણીને સારે માર્ગે આવતી ( reclaim ) કરવાની કોશેશ કરતા. એવા પોતાના જાતી લાગવગ વાપરવાના એકાદ બે દાખલા નીચલા છે :

(ક) માંકાં નામની સ્ત્રી-ની બાબદ.

એક પારસી સ્ત્રી માંકાંનો ખાવીંદ ધંધાસર એલેપપી ( Alleppy ) ગયો હતો. ત્યાર બાદ શુમારે છ મહીને તેણી એક મુસલમાન સાથે નહાસી ગઇ. બીજા છ મહીના બાદ જુલાઇ ૧૮૨૪માં તે પાછી આવી અને મુંબઇના પોલીસ માસ્તરનો આશરો માંગ્યો એવું જણાવીને કે તેણીને કહડી લઇ જનાર મુસલમાને તેણીની સાથે સખત વર્તણુંક ચલાવી હતી.

પોલીસે તેણીને તેણીનાં સગાં પાસે જવા કહ્યું, પણ તેમ કરવા તેણીએ ના પાડયું, એવો સબબ જણાવીને કે, તેણીની સાસુ દુખ દેછે અને સાવકો બાપ મારે છે. તે પરથી તેણીના સગાંઓએ પંચાએતની મદદ માંગી અને ત્યાર બાદ શું થયું તેની હકીકત પંચાએતના ચોપડા નં. ૫, બાબદ ૧૩ માં તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૨૪ ને દીને ખરશેદજી માણેકજીએ પોતાની શહી સાથે નોંધી છે. તેનો ઇનતેખાબ નીચે પ્રમાણે છેઃ

છોકરીનાં મામા ફકીરજી તથા પારસી મેરવાન ને લખમીચંદ પુંજરાજનો ચાકર તેઓએ ખરશેદજી માણેકજી શરાફ આગલ તા. ૨૫ મી જુલાઇ ૧૮૨૪ ને દીને ખબર આપીને જણાવ્યું કે તેણીએ "જુશતીશ માશતર"ને જણાવ્યું છે કે "મારો માતી પરદેશ ગએલો છે ને મારી શાશુ મને દુખ દે છે તથા મારો મતરાઓ બાપ મને મારે છે વાશતે હવે હું એ કોઇ પારશીના ગેરમો રેવાને ખુશી નથી જો મારે ગમશે તો મુશલમાન શાથે નેકા કરીશ". આ પારસીઓની અરજ ઉપરથી તા. ૨૬ મી જુલાઇ ૧૮૨૪ ને દીને "વાડીઆજી હોરમજજી બમનજી તથા પારશી રૂસમજી કાવશજી બનાજીના તથા પારશી ખરશેદજી માણેકજી શરાફ તથા પારશી જમશેદજી જીજીભાઇ મલીને કોત બાર પાલેશ[1] આફીશ મધે હેના મામા તથા મતરાઆ બાપની તરફથી જઇને મી. ગરે પાલેશ માશતરને શમજાવીને કહીઊં જે હમારા લોકમા શરેશતો છે હેવી રીતે જે કોઇ ઓરતને અથવા મરદને હમારા ધરમ મધેથી બીજા ધરમ મધે જાવા દીજીએ નહી વાશતે એ છોકરીનો માતી આવે તાં શુધી એ છોકરીના મતરાઆ બાપને હવાલે કરી જે હેની માએની શાથે રાખશે નહી તો એ છોકરીનો મામો છે તથા મમાઈ છે તેની શાથે રાખશે." પોલીસ માસ્તરે એ બાબદ છોકરીને કહી ત્યારે તેણીએ એમ જવા ના પાડયું કે "હવે પારશી લોકોને તાં હું જાઊં તો મને મારી નાખે. તે વારે મી. ગરે પાલેશ માશતર કેવા લાગો જે છોકરી પોતાનો જાન બચાવાને મારે પાશે આવી છે વાશતે તે રકારદર[2] શાહેબને જાહેર કરા વગર મારેથી એ છોકરીને હેના શગાને હવાલે કરાએ નહી."[3]

ત્યારપછી મી. ગ્રેએ એ હકીકત રીકારડર સર એડવર્ડ વેસ્ટ ( Sir Edward

(૧) પોલીસ. (૨) Recorder.
(૩) ચો. ૫, બા. ૧૩, પા. ૧૩

West )[1] ને કહી. તે ઉપરથી રેકરડરે એને કહયું જે "વાડીઆ હોરમજી બમનજીને શવારે મારી પાશે બોલાવી લાવજો. તે ઉપરથી મી. ગરેએ વાડીઆ હોરમજજી બમનજીને ચીઠી લખી છે." તે પછી વાડીઆ હોરમજી બમનજી મી. એ શાથે રેકડરને મલ્યા અને સઘલી હકીકત જણાવી ત્યારે રેકરડરે સલાહ આપી જે "તમે એકવાર એ પારશન માકાને શમજાવી જોવો." તે ઉપરથી તે ઓરતની માએને તથા મામા વીગેરે સગાંને મી. એની આશીશમાં મોકલાવ્યાં. "તે વારે પોતાની માએને જોઇને રરી પડી ને કેવા લાગી જે વારૂ મારે વરે શદરા ત્થા કપરાં મોકલો ને મને કોઇ મારે નહી એવો બંધોબશત કરાવો તો હું આવું." પણ બીજે દીને તેણી ફરી ગઇ અને જવાને ના પાડયુ. તે ઉપરથી "પાલેશ માશતરે એ બીના શરવે જંદરાલ એલફીનશટન શાહેબને જાહેર કીધી તે વારે જંદરાલ એલફીનશતન શાહેબે મી. ગરેને કઊ જે વાડીઆ હોરમજજી વગરે પંનચાતવાલાને કો જે જે કઈ તેની હકીગત હોએ તે લખી લાવે." તે ઉપરથી પોલીસ માસ્તરે એ બાબે ચીઠી લખી. તે ઉપરથી "અરજી[2] લખીને વાડીઆજી હોરમજી બમનજી ત્થા પારશી ફરામજી કાવશજી ત્થા પારશી ખરશેદજી માણેકજી ત્થા પારશી જમશેદજી જીજીભાઇ ત્થા દશતુર એદલજી દોરાબજી શંજાણા મલીને તા. ૫ મી આગશત શને ૧૮૨૪ ને દીને પરેલ જઇને વાડીઆજી હોરમજી બમનજીએ મુખ જબાની શરવે હકીગત વાકેફ કરીને કહીં જે હેવી રીતે જારે એ ઓરત હમારી જમાત મધેથી તું જવા દેશે તારે હમારી બીજી ગણી ઓરતોને બદ કામ કરીને નીકલી જવાનું શુજ પડશે તો હમારી જાતમો ગણો ખરાબો થાશે ને પારશીના મરદ લોકોથી બરદાશ થાશે નહી તે મધેથી ફીશાદ વધી પડશે હેવી રીતે હકીગત શમજાવીને કઈને વાડીઆજીને[3] આપીને શરવે ને બેશારી ને પોતે બેશીને અરજી શારી પખે વાંચી........તે અરજી જંદરાલ શાહેબે વાંચીને પુછીઊં જે તમારી દીન મધે ફરમાવેલું છે જે હેવું બગરેલું

---

(૧) આ ધણી અને તેના વખતના કોઇ પારસીઓ સાથના સંબંધ માટે જુઓ આ બાબનો વધારો.

(૨) એ અસલ અંગ્રેજી અરજી આ પાછળ આપી છે. આ અરજી ચો. ૧ ક ના પા ૨૭ માં આપી છે.

(૩) 'વાંડીઆજીએ.' નકલ કરનારની ભુલ દીસે છે.

ઇશનાન )[1] ફરીથો તમારી જમાતમો શામેલ કરવું. તે વારે એદલદારૂ[2] દશતુરે કઉં હતું તે પરમાણે જવાબ દીધો જે હેવી રીતે તરણ વખતે કામ પડે તો હમારી જમાત મધે શામેલ કરીએ તેવારે કેવા લાગો જે વારૂ હેની તજવીજ કરીને જે કઇ શારૂ થાશે તે કરીશું." ત્યારબાદ "વાડીઆજી હોરમજજી જઇને કોશલદાર ( Councillor ) ફરાં[illegible]શ વારદીન શાહેબ તથા રીચડ ગુદવીન શાહેબને કઇ જંદરાલ શાહેબે જે કઉ હતું તે પરમાણે અરજ કીધી તે વારે શાહેબોએબી દીલાશો દીધોજે વારૂં જંદરાલ શાહેબ શાથે કોશલ ( Council ) મો અરજી વાંચીશું તારે જે કોઈ મનાશબ હશે તે કરીશું."

ત્યાર પછી "ઊપર લખેલી અરજી જંદરાલ કોશેલ ( Council ) મધે વાંચીને કોત મધે મી. ઇશનો ( Mr. Snow ) પાલેશ માશતર છે તેને હોકમ ફરમાવો જે તે પારશન માકાને મી. ગરેની કોત બારની હાજીશ મધે લાવીને તારી હાજીશ મધે રાખ ને તેના શગાવાલા જે કોઇ એને મલવા આવે તેને મલવા દેજે જો તે પારશન પોતાના શગાને ગેર નહી જાએ તો કોત મધે ભારેનુ

---

( ૧ )ઇનશાન. ( ૨ ) દસ્તુર એદલજી સંજાણાનું જે મત ઉપર જાહેર કરવામાં આવ્યું છે, તે મતનો આધાર વંદીદાદની ૧૮ ) મી પરગરદના ૬૨ ) માં ફકરાની પહેલવી શરેહ ઉપર લેવામાં આવેલો દિસે છે. ત્યાં અહુરમજદ પેગંમ્બર જરથોસ્તને કહે છે કે જે કોઇ ભલો યજદાં પરસ્ત અને બીન ગુનહેગાર પુરૂષ યા સ્ત્રી કોઈ જુંડા દેવપરસ્ત યા ગુનેહગાર સાથે પોતાનાં તોખંમને ખરાબ કરે તો તે ઘણી ગુનેહગાર થાય છે. એ બાબતની પહેલવી શરેહમાં ઉમેરે છે કે "અવશ કાર લુઇત મેમન અમતશ શરીતુનતન સે બાર બરા યેહબુન્ત મરગરઝાન." આ શરેહની મતલબ એમ સમજવાંમાં આવે છે કે-ઉપનો ગુનાહ કરવો નહી પણ જો કદાચ તે ત્રણ વખત થાય તો રેહમ લાવી દરગુજર કરવી પણ જો કોઇ એક પછી એક એમ ચોથીવાર ગુનાહ કરે તો તે મરગરઝાન થાય. ( જુઓ દસ્તુર હોશંગજીનો પેહલવી વંદીદાદ, પા. ૫૯૮, લીટી ૯. દસ્તુર જામાસ્પજીનો પેહલવી વંદીદાદ ટેક્ષ્ટ, પાનું. ૧૨૯, તરજુમો પાનુ ૧૬૨. એજ બાબદ સદરના ૬૭ માં બાબમાં આવી છે. જુઓ એરવદ બમનજી ન. ધાભરની નસર, પા. ૪૮. ) જુઓ દસ્તુર જામાસ્પજી મીનોચેરજીનું "જેહ શેકન યાને બદ ફેલીના ફેલાવને તોડનાર" ( ૧૮૭૦ ) પા. ૧૧-૧૨. દસ્તુર જામાસ્પજીએ "જેહ શેકન" માં આપેલા ત્રણ પહેલવી ફકરાઓ માટે જુઓ "દીને વજરગર" ( વી કે. આર. કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટનો હસ્ત લેખ નં. ૨૪૧. પાનું ૧૦૭, લીટી ૧-૩; પાનું ૧૧૨, લીટી ૬-૮; પાનું ૧ ૫, લીટી ૧-૫. )

ગેર લેઇને તારા શીપાઇ ખબરદારીને વરે રાખજે જે તેને કોઇ હેરાન કરે નહી.” આ પ્રમાણે બાઇને કોટબારની પોલીસ ઓફીશમાંથી કોટમાંની મી. સ્નોની પોલીસ ઓફીશમાં રાખીને એ બાઇને રોજનો અરધો રૂપ્યો ખાધા ખર્ચ માટે પોલીસ તરફથી આપવામાં આવતો હતો. પોલીસ તરફથી ઉપર લખેલા ચાર સાહેબોને બોલાવીને કેહવામાં આવ્યું કે બાઇનાં સગાં વહાલાંઓને ત્યાં મોકલે કે તેઓ તેણીને સમજાવીને લઇ જાએ. તેમ તેઓ નહી કરશે તો “હું કોત મધે હું બાડેનુ ગેર લઇને હેનો માતી આવે તાં શુધી મારી નીગેદાશતીમો રાખશ.”

ત્યાર પછી એ બાઇનાં મામા તથા માય મમઇએ જઇને તે બાઇને કેટલીકવાર સમજાવ્યું જે “તું કઇ તારા જીવની ફકર નો કર પંનચાતના શાહેબ લોકો કબુલ કરે છે જે તારા માતીને બોલાવીને તારૂં રાતી આપશે. હેવી રીતે શમજાવતાં શમજાવતાં કબુલ થઇ.” પછી તેણીએ મી. સ્નોને કહ્યું જે “મારો માતી આવે તાં શુધી પંનચાતવાલા શાહેબ લોકો મારી હજુર કબુલ કરે જે મારા જીવને કશી હરખત નહી થાએ તો હું જાઉ.” તે ઉપરથી મી. સ્નોએ “ઊપર લખેલા શાહેબ લોકોને બોલાવીને કઊં જે એ ઓરત તમારે હવાલે કરૂં છેઊં. તમે હેના જાંનની ખબરદારી કરજો.” ત્યારે પંચાતવાલા સાહેબોએ એ બાઇને ખરશેદજી માણેકજી શરાફની ચોપાટીની વાડીમાં લઇ જઇને રાખી.[1] તે વાડીમાં “અગીઆરી છે તેમાં અંધેઆરૂની વશતી છે. તે વાડી મધે પારશી ચાકર છે તેના બઇરાં છોકરાની વશતી છે. તાં લઈ જઇને નોન નવારી ને તાં રાખી છે”[2] અને તેના ખાધા ખર્ચનાં પંચાત તરફથી દર માસે રૂ. ૧૫ આપતા કીધા અને ત્યાં તેણીની ખબરદારીને વાસ્તે પોલીસના સીપાઈ બે રાખવામાં આવ્યા.

---

(૧) આ બાબદ રોજ ૧૬ મો મેહર માહ ૪ સને ૧૧૯૪ ય. ઝ ને દીને મેરવાંનજી નવરોજી માણેકજી એ ઉદવાડેનાં દસ્તુરજી ઉપર જે કાગજ લખ્યો છે (ચોપડા ૧ ૯, બા. ૩૧, પા. ૨૩) તેમાં ખરશેદજી માણેકજી શરાફના કેહેવાથી ઇશારો કરી જણાવી છે. તે લખાંણ પ્રમાણે ખરશેદજી માણેકજીએ પોતે એ બાઇનાં સગાંઓ સાથે જઇ બે ચાર વાર તેણીને સમજાવીને “તેના જાનનો પોતે જુમો લીધો તથા બીજી ગણી તરેની ખાતરજમા કરીને શમજાવીને રાજી કરી”ને ત્યાંના ગોદાવરા મોબેદો દસ્તક પોતાની વાડીમાં લઇ જઇ રાખી.

(૨) ચો. ૫, બા. ૧૩, પા ૧૩.

શેઠ ખરશેદજી માનેકજીની નોંધ ઉપરાંત આ બાબતમાં વધુ શું થાયું તે ઉદવાડાના દસ્તુરો જોગા રોજ ૧૬ મા. ૪–૧૧૯૪ (તા. ૧૬–૧–૧૮૨૫) ના પત્ર ઉપરથી નીચે પ્રમાણે જણાય છે :[1]

એ બાઇને "બેહે ચાર નાંન નવારીને શદરે કશતી પેરાવી". પછી તેણીનો વર જે સુરતવાલા કોઇ ગોરવાલાનો હતો અને આલપાઈ ખાતે હતો તેના ઉપર તેના ભાઇ પાસે કાગજ લખાવ્યો કે જલદી આવે. પણ તે આવ્યો નહી. ત્યારે એક બીજે તાડીવાલો પારસી હતો તેને સમજાવીને તેની સાથે નાતરૂં કરાવ્યું. તે પારશીને લગનનાં "શારી પખે કપરા દીધા તથા ઓરતને જરીઆન તથા કપરા કરી આપીને હજુર શુધી માશ ૧) ના રૂ. ૧૫) લેખે પનચાત માએથી ખાવાનુ આપે છે હમના તે ઓરતને હમેલ છે. હેવી રીતેનુ શરવે ખરચ પનચાત મધેથી ખરચ કરીને શરવે પનચાતવાલાએ ગણી તશદી લઇને તેને નીકલી જતી હતી તે બચાવી છે."[2]

એજ બાબદ ઉપર તા. ૧૬ મી ડીસેમબર ૧૮૨૪ ને દીને ખરશેદજી માણેકજી પંચાતના ત્રસ્તી સાહેબો ઉપર લખે છે કે એ "પારશંન માકાને પારશી પેશતંન શાથે નાતરૂ કરાવીઉં છે તેનાં ખરચના ત્થા કપરાના ત્થા જરીઆનનાં તથા આજ દીન શુધી ખાધાનો માશ ૧) નાં રૂ. ૧૫) લેખે આપા છે. તે શરવ મલીને રૂ. ૫૬૩) ૪।। દોકડા ખરચ થઓ છે."[3] તેવણુ વધુ જણાવે છે કે એ પારસી પેસ્તન અને પારસણુ માંકાંને માટે "આપરે તીપ કીધી છે. તે તીપ મધે પુરા રૂપીઆ ભરાઆ નથી ને એ ધણીની ધણીઆણી શુરત જાવા રાજી છે વાશતે શુરત મધે કોઈ શારી આશામી ઊપર કાગલ લખી આપો જે માશ ૧ રૂ ૧૦) અકે દશ બેઉ જણાને ખાવાના ત્થા કપડાનાં ખરચના આપે ને કદાશ બેમોથી એકની કજાહીલાઇ થાએ તેનાની ઉપર ખરચ રૂ. ૧૦૦) એકશો આપરી પનચાતને હશાબે કરે". બીજું જણાવે છે કે કદાચ એ પારસી પેસ્તનની કજા થાય તો એ પારસણુ માંકાંને "આપરી પંનચાત મધેથી જરીઆંન રૂ. ૨૦૦) નુ કરી આપું છે..........તે લેઇને બીજુ

(૧) ચોપડો ૧ ક, બા. ૩૧, પા. ૨૨. દમનનાં માંબેદ બેરામજીની બાબતમાં આ પત્ર મેરવાનજી નવરોજી માનેકજી જુજેદૂરાશીશ વાલાએ ખરશેદજી માનેકજીના કહેવા પ્રમાણે લખ્યો હતો.

(૨) ચો ૧ ક, બા. ૩૧, પા. ૨૨.

(૩) ચો. ૫, બા. ૧૫, પા. ૧૫.

ગેર કરે તે કદાશ પારશન માકાની કાંઈ કજાહીલાઇ આવી પોંહોંચે તે વારે તે જરીઆન પારશી પેશતન લેઇને બીજું ગેર કરે. જે વારે બેઊમોથી એક બીજું ગેર કરે તાર પછે માશ ૧ નાં રૂ. ૧૦ લખા છે તે કોઇને કઇ આપે નહી. કદાશ બેમોથી એકને બીજું ગેર કરતાં વાર લાગે તો જે હીઆત હોએ તેને માશ ૧ ના રૂ. ૫) અંકે પાંચ લેખે આપે." એ પરમાણે બંદોબસ્ત કરી બેઉ જનને સુરત જવાની રજા આપી.

આ કેસના સંબંધમાં ખરશેદજી માનેકજીએ ઉપલાં તા૦ ૧૬–૧–૧૮૨૫ ના પત્રમાં કેટલાક જાણવા લાયક વીચારો નીચે પ્રમાણે દરશાવ્યા છે: "જે કરવુ તે લાંબો અંદેશો કરીને કરવુ શજાવર છે ને જે વાત આપરા કાબુમો રેતી હોએ તે ઊપર અમલ કરીએ ને જે વાત આપરે જાણીએ જે આપરા હાથમો રેશે નઇ તેની દોરી ધીલી મુકીને હરેક તજવીજ કરીને આપરાંમો ને આપરામો માદી વાલવું જોઇએ ને તે થકી નેકાલ[1] કરીને કામ લીધો જોઇએ. એ થેકાને બલ કીધાનુ કામ નથી......હેવું કામ આવી પડે તારે વખત તપાશી લેવો."[2] તેમજ એ બાબતના સંબંધમાં સુરત મનચેરશા એદલજી જોગ તા૦ ૨૭ મી જુન ૧૮૨૫ ના વાડીઆ હોરમજી બમનજી તથા દાવર જાંગીરભાઇ ફ્રામજી તથા સમસ્ત અનજુમન તરફથી લખાયલાં પત્રમાં[3] લખ્યુ છે કે:

"હવે વખત ગનો બારીક આવેઓ છે ને અશલના તોપીવાલા[4] કોઇ રઆ નથી ને જે કઇ નવા જુવાન લોકો આવે છે તે જલદીથી ફેરફાર થઇ જાએ છે ને આપરા લોકો તો દીનપર દીન વદતી[5] બદફેલી કરવા માડી છે વાશતે હુમારેથી બની આવે છે તે તો કરીએ છે પન આગલ જતાં આપરા લોકોનું શું થાશે તેનુ અનદેશ[6] ગનો આવી પડેઓ છે."

સંવંત ૧૮૮૧ ના સાલમાં ઉધાર બાજુએ રૂ. ૨૦૦૧।૧૨ ની રકમના પેટાંમાં આપણે નીચલા ખર્ચની નોંધ જોઇએ છીએ.[7] "પારશંણુ ૧ ને શ્રી શુરત મોકલી તેડુનાં ખરચનાં રૂ. ૧૮૨૫।૧૨॥." આ મોટી રકમના ખરચની

---

(૧) નીકાલ. (૨) ચો. ૧ ક, બા. ૩૧, પા. ૨૩.

(૩) ચો. ૧ ક, બા. ૩૭, પા. ૨૬.

(૪) "તોપીવાલાઓ" એટલે અંગ્રેજો. એજ મુજબ આપણા દેશીઓ માટે "પાગડીવાલાઓ" એમ બોલવામાં આવતુ. (૫) વધતી. (૬) અંદેશો.

(૭) મુંબઇ સમાચાર, તા. ૩–૭–૧૮૨૬ નું પા. ૪૩૭.

કાંઇ વીગત મલતી નથી. હું ધારૂ છું કે એ ખર્ચ એ માંકાં સ્ત્રીના સંબંધમાં છે.

આ સર્વ હકીકત ઉપરથી દીસે છે કે કોઇ ભુલભર્યા માર્ગે જતી સ્ત્રીને ગમે તેટલો મોટો ખર્ચે કરીને સમાર્ગે લાવવા માટે કાલજી રાખવામાં આવતી હતી.[1]

આ બાઇનાં સંબધમાં પંચાએતના સાહેબોએ કરેલી ઉપર જણાવેલી અસલ અંગ્રેજી અરજી[2] અતરે સદાબરી આપુંછું સબબ કે તે વખતમાં આગેવાનો કોમો ભલાં માટે કાલજી રાખી એવી બાબતોમાં સરકારની કેમ પનાહ શોધતા હતા તે જાણવાને બને.

---

( ૧ ) પછવાડેનાં ચોપડામાં એ બાઇને લગતી કેટલીક હકીકત જે આવે છે તેની અત્રે નોંધ લઉ છું. તે ઉપરથી દીસે છે કે એ બાઈ બીજાં લગનથી સંસારમાં ઠર પડવા બાદ તેણીને પેતે ફરજંદ થયું હતું અને તે ફરજંદને પરણાવી આપવા માટે પણ પારસી પંચાએતે કાલજી રાખી હતી. તા૦ ૬થી જુન ૧૮૩૫ ને દીને એ બાઇ પંચાએતના સાહેબોને સુરતથી કાગજ લખે છે ( ચો. ૧૧, બા. ૧૧૦, પા. ૪૪, બીજો ભાગ) જે "હમારા બચાંની પરવશીને કાજે પારશી મંણચેરશાહાજી એદલજીનાં હાથથી દર માશ ૧ ) નાં રૂ. ૫ ) લખે મહીનો મલતો હતો તે પારશી મંનચેરશાહાજી ની પેડી બંદ પડી છે માશ ૨ ) થયા તે શારૂ હંમો બચાંની પરવરશીનાં હેરાંન છેઊ તે મારા બચાની પરવરશી કાંહાંથી કરૂ તથા રૂવાંનનાં દાડા દીશા કાંહાંથી કરૂં." એ પત્રની નકલની હેઠે જે શેરો લખેલો છે તે ઉપરથી માલમ પડે છે કે એ પછી એ બાઇને પારશી દીનશાજી એદલજીને ત્યાંથી મુશારો કરી અપાવ્યો. તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૩૭ ને દીને અત્રેના પંચાએતવાલા સાહેબો સુરત દીનશાજી એદલજી ઉપર પત્ર લખી જણાવે છે ( ચો. ૧૨, બા. ૬૬, પા. ૧૦૧ ) જે "જે પરમાંણે તંમો શી શુરત મંધે હંમારી પંચાતની વતી આશાંમી જંણ ૩ ) ને મુશારો આપો છો તેના વરશ દાડાનાં એકથા રૂપીઆ પંચાત પાશેથી મજરે લેવોચ તે મુજબ આએ પારશંન મકુલીબાઇ ને હેના હયઆતી શુધી તંમારી પાશેથી તા૦ ૧લી ડીજેમબર શને ૧૮૩૬ની તેરીખથી દર માશ ૧) નાં રૂ. ૫ ) અંકે પાંચ લખે શી અરાજંણ મંધે નારી મોહોલામો હેનાં હાથમો પોહોચતા કરાવજો." એ પત્રની અંદર પંચાએતવાલા સાહેબો વધુ લખે છે કે "એ બાઇની છોકરી પંનાવાને શારૂ ઉધરાણું કરીને રૂ. ૧૪૩ કરી આપેઆ હતા..... તે બાઇને રૂ. ૫૩ ) રોકડા અતરે ખરચને કાજે આપા છે ને બાકીનાં રૂ. ૯૦) ની હુંડી દીનશાજી પાશે લખાવી આપી છે."

( ૨ ) આ અરજીની નકલ ચો. ૧ ક, બા. ૨૭ માં છે. નકલના લખાણમાં કાંઇક ભુલભાલ છે, અને કોઇક ભાગ ફાતેલો છે.

To,

**The Hon'ble Mount Stuart Elphinstone**

Governor and President in Council.

Hon'ble Sir,

We the undersigned composing the Punchayet of the Parsees residing under your benign Government most respectfully submit to your Excellency's kind consideration the subject of a grievance which has for the first time occurred, and which it is the object of this Appeal to prevent the recurrence of.

A sense of duty to the community at large, and veneration for our Ancient Religion, which all classes of every discription of worship hold as dear as their existence, has influenced us to make this our most humble representation to your Hon'ble Board under a perfect conviction that, when the happiness of so many Thousands is dependant on your Excellency's decision the merits of this communication will meet that feat[1] which will secure the comfort and the place of so many families under your own immediate Government and confirm the sincent[2] and anxious expectations of this Assembly of the Hon'ble Company's subjects, who have always experienced such well known protection, when their case deserved, the protecting care of your Government.

A female named Makan about six months ago absconded from the family while her husband one Nanabhoy Dorabjee a Parsee had proceeded to Allepy about twelve months ago on his mercantile pursuits. Every endeavours were made to find out where she had gone but without effect.

About a week ago she appeared at the Police Office before Mr. Gray, the Magistrate, complaining of harsh treatment experienced from her till then unknown paramour.........with whom it has since appeared, she has lived since her last elopement. This unfortunate woman had before elapsed from her family and was discovered in a Boat in which she was going beyond the sea, and was by the prayers and entreaties of her Mother and other relations brought back to her home.

---

(૧) કદાચ fate.

(૨) કદાચ " sincere " હોય.

The circumstance of her sudden appearance befoie Mr. Gray, came to the knowlege of her Mother, and step Father, who with the other branches of the family overwhelmed in shame and horror at her disgraceful conduct, preferred their earnest entreaties to us in Punchayet assembled, to pr¹...to the Office of the Magistrate, to solicit his humble offices towards this unhappy family, and to reclaim the unfoitunate object of their misery from her evil ways.

It is a peculiar feature of the Institution of the Assembly of Punchayet that the most distressing part of its duty, at the same time, the most pleasing, when it is enabled to impart relief, is the keeping together in concord and harmony the several links of its community unshackled by restraint or compulsory feelings in decisions which it is, according to ancient custom and usage, obliged to make.

It is an Institution, as hitherto respected and upheld by the Hon'ble Company's Government, and it is one that has ever been held in useful credence by the Hon'ble the Court of Directors as a subordinate assembly on which the local Government in India make reference in matters appertaining to caste.

We accordingly complied with the reasonable request of this unhappy family and waited upon Mr. Gray on the 26th and 27th ultimo when the wavered girl appeared. She declined to return to her Family pretending that she feared that she would be ill-treated for her misconduct and thus wantonly to excuse herself.

Mr. Gray then informed this assembly that the matter should be referred to your Hon'ble Board.

The fear of punishment is the conviction of error, in asmuch as mild measures of restraint frequently are more beneficial to the Public weal than those of a more arbitrary description, which tend to dissolve the finer feelings of our Nature and harden them to a greater...t² of crime.

To prove these facts, we beg most respectfully to state that. two other women were also concerned with this unfortunate creature now not redeemed from her misdoings. one of those women had returned and from the commiseration shown to her, she is now living with her

---

(૧) ફાટી ગયું છે. આગલ કરેલી નકલ પ્રમાણે proceed

(૨) કાંઈક ફાટી ગયું છે. bit જેવો બોલ દીસે છે આગલ કરેલી નકલમાં મે તે lust ધાર્યો છે.

family, is restored to society and her caste, and enjoys all those blessings which every subject under your Government is taught to expect and she continues to possess the unceasing solicitude of this Assembly that the kindest treatment may be shown towards her.

We beg to assure your Excellency that with the highest res ect we bow with deference to your decision in this case, and entrust [૧] of you to grant your interference in this matter to save this unfortunate woman from perdiction[૨] and we hope that you will not lose sight of the great good you will confer upon our caste generally by this act of your benevolence and if the Magistrates be constructed [3] to receive our applications of Punchayet in c .. [૪] of caste with kindness and consideration, incalculable will be the benefits to society generally and innumerable prayers will be offered for the prosperity of the British Government in all its administration.

With the utmost respect we beg to subscribe ourselves,

Your Excellency's Most Obedient,
Most Humble and faithful servants,

Bombay, 5th August 1824.

(Signed) Hormusjee Bomonjee
" Nowrosjee Jamsetjee
" Framjee Cowasjee
" Jamsetjee Jeejeebhoy
" Jehangeer Framjee
" Jehangeer Ardeseer
" Cursetjee Manockjee
" Hormusjee Dorabjee
" Kaikhusroo Sorabjee
" Dadabhoy Cowasjee
" Pestonjee Bhicajee
" Mody Sorabjee Vacha Gandhi

---

(૧) Entreat શબ્દ હોય.

(૨) Perdition (3) instructed

(૪) ફાટી ગયું છે, પેહેલો હરફ જરાક દેખાય છે જે c હોય. યા o હોય થોડાંક વર્ષ પર નકલ કરનારે તે course લખ્યો હતો, તે વખતેજ વાંચણુ શકમંદ હતું. મેં case ધાર્યો હતો.

ઉદવાદાના મોબેદ નવરોજી હોરમજીની છોકરી દમણવાળા મોબેદ બેરાંમજી બમનજીના છોકરા સાથે પરણી હતી તે છોકરીનો વર ગુજરી જવાથી તેણીના સસરા આ. બેરાંમજી તેણીને પોતાના બીજા છોકરા, જેની બૈરી હૈયાત હતી, તેની સાથે પાછા પરણાવા નીકળ્યા હતા. તે ઉપરથી છોકરીનો બાપ ઉદવાદાના દસ્તુરજી આગલ ફરીઆદ ગયો કે મારી છોકરીને તેણીના મરનાર ખાવીંદના ભાઇ સાથે ફરીથી લગન કરાવાને હું ખુશી નથી. તે ઉપરથી દસ્તુરજીએ દમણની અનજુમન ઉપર કાગલ લખ્યો કે જ્યાં સુધી છોકરીનો બાપ રાજી થાએ નહી ત્યાંસુધી જબરદસ્તીથી એમ કારજ કરવા દેવું નહી. તે ઉપરથી દમણવાળા બેરાંમજી ભીખાજી, તથા દોરાબજી નશરવાંનજી તથા વાડીઆ નવરોજી રૂસતમજી દેહેણુંગરા તથા દમણની અનજુમનના બીજા ધણીઓએ મોબેદ બેરાંમજીને મન કીધો કે છોકરીના બાપની મરજી વગર તેણીનું કારજ કરવું નહી. મોબેદ બેરાંમજીએ તેઓનું કહયું માન્યું નહી. તે ઉપરથી તેઓ સર્વેએ “દમણના જંદરાલને અરજી કીધી જે શાહેબ એ કાઇ અમારો શરેશતો નથી જે બાપની રાજી રાખા વગર કોઇની છોકરી શાથે કોઇ જબરજશતીથી પોતાના છોકરાની કદખોદાઇ કરે.” તે વારે જંદરાલે હોકમ આપઓ જે એ લોકોના શરેશતા પરમાણે થાએ. તે ઉપરથી પેલા મોબેદ બેરાંમજીએ જનદરાલની આશપાશ વાલાઓની મારફતે જનદરાલનું મથું ફેરવ્યું જે છોકરીની ખુશી છે “તે છોકરીને મોઢે કેવરાવીઊ જે તે છોકરા શાથે હું ખુશી છેઊ તે વાશતે જીંનદરાલબી લાચાર થઓ છે.” તે ઉપરથી દસ્તુરજીએ મુંબઇ મેરવાંનજી નવરોજી માનેકજી જુજે ફરાંશુશવાલા ઉપર કાગલ લખ્યું જે તેવણના (મેરવાનજીના) સીનોર સાહેબને ભલામણ કરી દમણના જનદરાલ ઉપર કા. લખાવે કે પેલી છોકરીને બેરામજી પાસેથી તેણીના બાપને હવાલે કરાવે.[1]

(ખ) મોબેદ બેરામજી બમનજીની બાબત.

---

(૧) ચો. ૧ ક, બા. ૩૧, પા. ૨૨. રોજ ૧૬ માહ ૪ યજદજરદી ૧૧૯૪ નો આ પત્ર મેરવાનજી નવરોજી માનેકજી જુજે ફરાંશુશવાલાએ ખરશેદજી માનેકજીના કહેવા પ્રમાણે લખ્યો હતો. આ પત્રનો ઉપયોગ આગલ પારશન માકાંની બાબતમાં પણ કીધો છે. આ કુટુંબના વડીલ મેરવાનજી નવરોજી (મ. તા. ૧. ૨. ૧૮૪૬) મુંબઇના એક વેપારી “જુજે ફરાંનશીશ”ની પેહડી પર દલાલ હતા, તે ઉપરથી તેવણને એ અટક મલી છે (પા પ્ર. I પા. ૪૬૫.)

દસ્તુરજી જોગા પોતાના રોજ ૧૬–૪–૧૧૯૪[1] (તા. ૧૬–૧–૧૮૨૫) ના જવાબમાં ઉપલા મેરવાનજી એમ શફારશ પત્ર મોકલવા કહે છે પણ સાથે સાથે દલગીરી દેખાડે છે કે "હવે એ પનચાતના કામ શરેશતાના ક્રમ છે તે કોન જાને ચાલે કેમ છે." તેવણ વધુ જણાવે છે કે તેથી તેવણે દશતુરજીનું કાગજ ખરશેદજી માણેકજી શરાફને વંચાવ્યું. તેવણે "દશતુરજી શાહેબનુ તથા આપરા ગરીબ લોકોનો બોલ ઊપર થાએ તો શારૂ" એમ કહી સીનોરને સમજાવીને કા. લખાવવા મેરવાનજીને કહયું હતું. તે ઉપરથી મેરવાંનજીએ પોતાના સીનોર જે. પરેરાને સમજાવી એક કાગજ દમણના ગવરનર ઉપર લખાવીને દસ્તુરજી પર બીડયો.

બીજું એ પત્રમાં ખરશેદજી માણેકજી આ વખતની સંસારી બાબદો માટે દસ્તુરજીને નીચે પરમાણે લખાવે છે:—"દશતુરજી શાહેબને હેવી વાતો ઉપર લાંબો અંધેશો કીધો જોઇએ કાંએજે જેવારે છોકરીએ પોતાનુ બાપનુ મુલાજો મુકીને શાફ જબાબ દીધો હું તે મરદ ઉપર ખુશી છેઊ તેવારે અંગરેજ તથા ફરેંગા પોતાની લાહા માફક છોકરીની ખુશી પરમાણે કરે છે. જહાં શુધી આપણી ઊપર મેહેરબાની હોએ તેઆરે આપણો શરેશતો કબુલ રાખે છે ને આગલ આપરી પનચાએતમા તે શરવેને.....[2] હતું તેમો ગણોજ ફરક પરેઓ છે. આગલા લોકો દાનાવ હતા તે શમજીને ચાલતા હતા ને હવે તો શરવે નાદાનો પોતાની હકુમી કરવા જાએ છે તે વારે જે ઓરને પોતાની આબરૂ મુકે તેની ઊપર આપરો શરેશતો રાખવો જોઈએ છે. તે વારે તે શાફ બેહેદરથા[3] જવાબ દેહે છે ને બેહે તન ઓરતો શુરતથી દમણમો આવીને ફરંગણો થઇ છે તે વારે આપરે શું કીધું ને મુબાઇમો શુ બનીઊં છે." "મુંબઈમો શું બન્યુંછે.", તેનો જે ઇસારો દસ્તુરજી ઉપર મેરવાનજીએ ખરશેદજી માનેકજીના કહેવાથી લખ્યો છે, તે ઉપર જણાવેલી પારશણ માંકાંનો છે.

(૩.) અત્રેના પંચાએ-તવાળા સાહેબો અને મો-દીજી વચ્ચે સંસારી બાબ-તમાં અગતનો પત્રવહેવાર.

આ અરસામાં નવેમબર ૧૮૨૫ માં અત્રેથી સુરત મોદીજી ઉપર જે એક કાગજ લખવામાં આવ્યો હતો અને તેના જવાબમાં સુરતથી જે પત્ર આવ્યો હતો, તે પત્ર વહેવાર નીચલા સબબોએ કાંઇક અગત ધરાવે છે:—

(૧) ચો ૧ ક, ખા ૩૧ પા ૨૧.
(૨) આ બાબતનો ચોખ્ખો અર્થ નથી [illegible] અર્ધ [illegible] ગયા છે.
(૩) બાહદરે એટલે વગર ધારાએ.

(ક) પંચાએતવાલા સાહેબો પોતાના અત્રેના કોઇક સંસારી કાનું જણાવે છે.

(ખ) સુરતવાલા મોદીજી સંસારી કાયદા કાનુનો બરાબર અમલમાં લા શકવાની બાબદમાં અંગ્રેજ સરકારના અમલ કરતાં આગલા મોગલઇ અમલ પસંદ કરે છે અને હવે પછી શું થશે તે બાબે ચીંતા દેખાડે છે.

(ગ) સુરતવાલા સાહેબો મુંબઇવાલા સાહેબોને અરજ કરે છે કે કો સંસારી બાબદ માટે લાગવગથી કોઈ કાયદો બંધાવી લેવો. તેઓ "જનરલ ઇલફીનસટન" (General Elphinstone) નો ઇશારો કરે છે કે તે રૂડા હાકમ અમલમાં કાંઈ બની શકશે. મુબઇવાલા સાહેબો અફસોસ કરે છે કે વાડીઆ હોરમજી બમનજી હક થયા છે, નહી તો તેવણ પોતાના લાગવગથી એ બાબદ કાંઇ કામ કરી શકતે. તે છતાં તેઓ મોદીજી પાસે એક મુસદો[1] માંગે છે જે પ્રમાણે સંસારી કાનુનો મુકરર કરવાની સરકારને અરજ કરવામાં આવે.

(ઘ) મોદીજી નવા જમાનાના કેટલાકોની નાફરમાન ચાલ માટે ફર્યાદ કરે છે, તેના જવાબમાં ખરશેદજી માનેકજી અત્રેથી લખે છે કે મુંબઇમાં પ એવોજ મામલો છે.

(ઙ.) અનજુમનની સભામાં અત્રે કામ કેમ કરવામાં આવતું હતું તે હકીકત આપે છે.

આ પત્રવેહવારની કાંઇક હકીકત જાણવાજોગ હોવાથી તે અત્રે આપુ

અતરેથી નવેમબર ૧૮૨૫[2] માં વાડીઆ હોરમસજી બહમનજી તથા દા જાંગીરભાઇ ફરાંમજી તથા સમસત અનજુમન સુરત મોદીજી કેખશરૂ દોશાભ તથા સમસ્ત અનજુમન ઉપર જે પત્ર લખે છે, તેમાં મુંબઇની પંચાએત નીચલા સંસારી કાનુનો માલમ પડે છે :

---

(૧) ફા. મસુદે કાગજનો ખરડો.

(૨) ચો. ૧ ક, બા. ૪૩, પા. ૩૧. આ પત્રની નકલમાં તારીખ આપી નથી. તેનો સુરતથી મલેસો જવાબ, જે સંવંત ૧૮૮૨ માગસર વદ ૧૨ વાર ગરેઉ તારીખ મી ડીસમબર ૧૮૨૫ નો લખેલો છે, તેમાં પત્રની પોંહચ કબુલ કરતાં (ચો. ૧ ક, પર, પા. ૩૭) મુંબઇના પત્રની તારીખ "સંવંત ૧૮૮૧ ના આશુ વીદ ૦) વાર શનેઉ આપી છે, "આશો વદ ૦" તે "આશો વદ અમાસ" હોય અને તેમ લઇએ તો ૧૦ મી નવેમબર ૧૮૨૫ અને વાર સનેઉ આવે.

૧. કોઈ ધણીને તેની ઓરતે બદફેલી કીધી હોય તે સબબ સીવાય બીજા સબબે બીજી ઓરત કરવાની રજા આપવી નહી.

૨. કોઇ ઓરતને ૪૦) વરસની ઉમર સુધીમાં ફરજંદ નહી થયું હોય ત્યારે તેનાં ખાવીંદને બીજી ઓરત કરવાની રજા આપવી. પણ તેણે આગલી બૈરીની પરવરશી કરવાનો બંદોબસ્ત કરવો.

૩. મરદ ઓરતને સેજ મીનાકેશો થતાં, ઘણાં વરસ સુધી છુંનાં પડવા પછી, મરદ પોતાની ઓરતને કાંઇ આપીને રાજી કરીને ફારગતી કરીને છુટા છેડા કરે છે, તેવા છુટા છેડા કબુલ રાખવામાં આવતા નહી, "શા વાશતે જે હેવી રીતે તો પઇશો મલશે તે પોતાની ઓરતને રખશે નઈ તારે તે ઓરત શું કરે. થોરૂં ગનુ જે કઇ તેનુ ધની આપે તે લઇને છુતા છેરા કરે છે. પન જે વારે હેવી રીતે મરદ લોકોને હેવી છુત આપીશુ તારે જે કઇ ઓરતબી ગરીબ માતીને ગરે જાશે નઇ ને કેશે જો હુંબી રૂપીઆ આપીને મરદ શાથે છુતા છેરા કરશ. હેવી રીતેના મીનાકેશા બાબદના તો મુબોઇમો શો બેહેશો આશામી તઇઆર છે. તેબી એમ કરવા માગશે તારે તો મુશલબાન મધે તલાક આપીને છુટા છેરા કરે છે તેમ થઇ પડે. તેવું જાનીને હમારા બજરૂક લોકોએ હેવો બનદોબશત કરી રાખેલો છે."

૪. જો કોઇ પરણેલા જોડાંમાંથી એકની ઉપર એવી બીમારી લાગુ પડી હોય કે જો તે બીજાંને ઉડે, દાખલા તરીકે કોઇ "ઓરતના મોડા ઉપર આજાર એવો પેદા થઓછે જે તે મરદ તે ઓરત આગલ જાએતો ઓરતનુ આજાર તેનેબી પોહોચે", તો છુટું કરવા રજા આપવામાં આવતી.

આ પત્રના જવાબમાં તા. ૨૨ મી ડીસેમબર ૧૮૨૫ ને દીને સુરતવાલા મોદી ખુરશેદજી દોશાભાઇ અત્રેના પંચાએતવાલા સાહેબો ઉપર એક ધણીની સંસારી બાબદ જણાવી જે પત્ર[1] લખે છે, તેમાં લખે છે કે "આગલ મુગલાઇના વખતમો શ્રી શુરતમો શરવે બંધોબશત શારા મજબુત કાએદાથી ચલાવતા હતા તેથી કોઇ શકશ ગેરકાએદાથી ચાલીને હેવી બેજા[2] વીત કરી શકતાતા નઈ.

(૧) ચો. ૧ ક, ૧. ૫૨, પા. ૩૭.

(૨) હા. "બીજા" એટલે "અનઘતતા." "વીત" શબ્દ "વાત" હોય. એ "વાત" શબ્દ કદાચ "વાદ" ને અર્થે પણ હોય.

પણ હાલતો અમલની બદલી થઆ પછી આગલા કાએદાઓથી ગણો ઊલતા રાથી[1] ગણાઓ લોકો ચાલે છે તેને વલી અતરેની અનજુમનની એકદલી વગર કોઇ ધંધો-બશત થઇ શકતો નથી. એવી શરવે બીના ખુલી કરીને લખતા શારૂ દીશતુ નથી ને તે બીના પણ તમો શાહેબોને શારી તરા[2] રોશન હશે પણ વખત ગણો બારીક માલમ પડે છે ને કામનુ બીગાડ દીન બ દીન ગણોજ જાદા થતો જાએ છે ને હવે પછી જમાનાની ગીરદશથી આગલ શુ નીપજશે તે વાતનુ ગણો અફશોશ રેહે છે તે કાઇ હમો લખી શકતા નથી. પણ હાવા વખતમો કોમના નફાને વાશતે તમો શાહેબો એકદીલીના રહાથી હરેક કામની કોશેશ કરીને હરેક વાતે બેહેતર કરો છો તે વાતથી હંમો ગણા ખુશી છંએ ને હેવા નેક કામ કરવાની તમોને ફરજ છે જે તમુને ખુદાએ શરવે વાતે જે લાએક કરા છે... ......ને વલી હાલમા શ્રી મુંબાઇમાં જનરાલ શાહેબ છે તેની પણ ગણી નેકનામી શાભલાઆમો આવે છે. વાશતે કદી શકાઇ કોશથી[3] ચારો કરો જે તે શાહેબો હોકમ આપે જે કાઇ તમો તમારી કોમનો ધારો તમારા બજરોગોથી ચાલતો આવેઓ છે તે પરમાણે અનજુમનનાં શાહેબો ધારો ચલાવે તેમો કોઇ શક[4] ગેરરાહાથી ચાલે તો તે શકશને અનજુમનના ૫) પાંચ શાહેબોની નજરમો આવે તે શજા કરવી તો તે કરે તે વાતમાં હોકમ નડતત[5] નઇ કરે ને વખત ઊપર જે કઇ મદત કરવી ગટે તે અનજુમનને મદત કરે અગર હેવો હોકમ ગવનર કોશલનાં શાહેબો આપે તો જરતોશતી કોમનુ કામ આગલા બુજરગોના ધારા મુજબે દુરશતીથી ચાલે. એ કામ અલબત મેનત ભરેલુ તો છે પન અતરેની અનજુમનને ઊમેદ એમ રેહે છે જે તમ શાહેબોના વખતમો ને તમારી માતગારી[6]થી બની પણ આવશે તેનુ કાઇ અજબ નથી. વાશતે કદાશ એ કામની તશદી ખેચતા બની આવશે તો ગણો નેક થાશે ને

---

(૧) "રા" એટલે રાહ.

(૨) તરેહ.

(૩) "કદાશ (કદાચ) કાંઇ કોશેશથી." અથવા "કરી શકાતી કોશેશ"થી

(૪) શખશ.

(૫) હાકેમ નડટલ.

(૬) "માહીતગારી." અથવા "મદદગીરી"

વલી હજરત જરતોશત પેગમબર શાહેબના રવાનની ને આગલા મોટા બુજરગો વારોના રૂવાનની મોટી ખુશી થાશે તેજ માશાલે[1] આગલા જમાનાના નેક પાદશાહાના જેમ તે નામધાર લોકોના નામ કેતાબો[2] જારી છે તે મીશાલે તમ શાહેઓના નામ પણ હમેશાં નેકનામીથી જારી રેહેશે તે શત જાનજો."

ઉપલા પત્રના જવાબમાં તા. ૫ મે ૧૮૨૬ ને દીને પંચાએતના ૮) સાહેબો સહી કરી પત્ર[3] લખે છે અને તે જવાબમાં જનદરાલ ઇલફીસતન ( General Elphinstone ) નો ઇસારો કરી લખે છે જે "અંગેરેજ લોકોની લાહા એ છે જે તેની કોમ હોએ તેની શરવે પોતપોતાની જાત મેલવીને બંધોબશત થેરાવે તે અંગેરેજ લોકો કબુલ રાખે છે ને તેને કોઇ ફેરવી શકતા નથી કાએ જે શરવે મલીને થેરાવીઊં તે આપરી લાહા થેરી ચુકી છે તે શત જાનજો.

"બીજું મોદીજી શાહેબે હમુને લખુ છે જે જંનડરાલ શાહેબ ગનો નેક છે ને તમારા વખતમોજ કઇ બંધોબશત બની આવે તે કરશો તો ગનુ શારૂ પન હમારામો હેવા કામની વખતે બેશતી વાડીઆ હોરમજજી બહમનજીનો હમુને ગણો ભરૂશો હતો ને ગની બંદોબશત કરવાની ઊમેદ હતી જે કામ પાડે તો વેલાએત શુધી લખીને હોકમ મગાવે. તે પન આપરા લોકોનો દારો ફરવાને વીલમ હશે વાશતે વાડીઆજી હોરમજજી બમનજી એકાએક બેશમુકામ પોચા છે પન હવે જે કઇ તમારી નજરમો થેરે તેનુ ૧) મુશુદા કરીને મોકલજો તે મધે બીજી ઓરત કરવાનુ તથા બીજો બંધોબશત જે કઇ આપુને તથા આપરા ગરીબ લોકોને હલકુ પડે ને બધા શુખી થાએ તેવો ધારો બાંધીને હમુને લખી જનાવશો તો તે મધે જે કઇ ફેરફાર કરવુ પડશે તો તે કરીને લખી જનાવીશું." એજ પત્રમાં વહાડીઆ હોરમજી બમનજીની જગ્યાએ વહાડીઆજી બમનજી હોરમજીને ઠરાવ્યા છે તેથી સુરતવાલા સાહેબોને વાકેફ કરે છે.

ઉપલીજ બાબદના સંબંધમાં ખરશેદજી માનેકજી તા. ૬ થી જુલાઇ સને ૧૮૨૬ ને દીને સુરત મોદીજી ઉપર કાગજ[4] લખે છે તેમાં લખે છે કે જેમ

---

(૧) મીશાલે. (૨) કેતાબોમાં. (૩) ચો. ૧ ક, બાબ. ૫૩, પા. ૩૮,
(૪) ચો. ૧ ક, બા. ૫૪, પા. ૪૦,

સુરતમાં પણ કોઇક શાહેબોની નાફરમાનીની ફર્યાદ છે " તેમ હમારી તરફથી એક બેહે આશામી એવા કામ કરે છે તેને થાએ છે શુ જે આપરો બંધોબશત તુતી જાએ છે ને ગરીબ લોકોનુ ખરાબો થાએ છે. પન હવે કરીએ શુ. જેમ તમે લખુ છે તેમ હમેબી દાર મદાર કરીને ચલાવીએ છે. " આ પત્ર ઉપરથી દીસે છે કે સુરતવાલા મોદીજી ત્યાંવાલા કેટલાકોની એવી નાફરમાન ચાલથી કંટાલી " શરવે નાખી દઇને ઊચા બેઠા તે વારે કેતલાએક ગરીબ લોકોના કામ ખરાબ થાવા લાગા તારે વરી ચાર ભાએડા આવીને " સમજાવ્યા તેથી પાછું કામ હાથ ધર્યું. તે માટે ખરશેદજી માનેકજી ખુશી દેખાડે છે કે " તેનુ બદલો ખોદાતાલા બેઊ જેહાનમો આપશે......અતરે હમ દશ પાંચ જના મલીને કરીએચ તોબી હમારા બીજા ભાએડાવો બોલે છે જે એ પનચાતવાલા તો પોતે હોકમત ચલાવે છે. હેવા કરવા બોલ બોલે છે તે ગરીબોના કામ શારૂ શાંભલીને ખામોશ કરીએ છે.

આ પત્રમાં ખરશેદજી માનેકજી મુંબઇની પંચાએત તે વખતે કેમ કામ કરતી હતી તેની નીચે પ્રમાણે વીગત આપે છે:—" જારે હમે બેઠક કરીએ છે તારે શરવેને કેવાડીએ છે તેમાથી પાચ શાત જના આવતા નથી તારે જે કો[1] આવે છે તેનાની શાથે તથા બીજા અતરામુ[2] આવે છે તથા દાદી ફરીઆદી આવે છે તેનોની હજુર શાહેદ ગોહાઇથી જે વનનાશબ[3] થરે છે તે પરમાણે હોકમ આપીએ છે ને તે પરમાણે હમે ચોપડીમા લખીને જે ભાએડાવો તે બેઠક મધે આવે છે તેનાની શઇ લઇએ છે તાર પછે બીજા જે કોઇ બેઠકમો આવેલ નહી હોએ તેની પાશે શઇ કરવાને ચોપડી મોકલીએ છે તે વારે તે શાહેબો બીજાની ચાર ભાએડાવોની શઇ જોઇને પોતે શઇ કરી આપે છે ને કેતલા જનાવો કોઇ વખત શઇ કરતા નથી પન જે કઇ ચાર ભાએડાવો મલીને થેરાવેઓછે તે કબુલ રાખે છે.

" બીજુ જે વારે દાદી ફરીઆદી રાજી નઇ થાતા તેને હમે થેરાવેલુ કબુલ રાખતા નથી તે વારે જે કરવુ ગતે છે તે પરમાણે કરીએ છે એમ કરતા તેના હવાલ ફરીથી તપાશીએ છે તેબી બીજાઓની કુમખ ઊપરથી કબુલ રાખતા નહી તારે નોલી મોતી અનજુમન મેલવીએ છે. તે દાડે નશેશલાર ફેરવીને શરવે આલમને જાહેર કરીએ છે તે વારે પેલા ફીતનાખોર તાં આવીને જબાબ કરતા

---

(૧) કોઇ. (૨) અલહાદુ. (૩) મુનાશબ.

નથી પછે તો હમે જે કોઇ શારા માનશ હમારી શાથે આવીને બેશે છે તેનાને તથા ગરીબ ગુરબો આવે છે તેનાને હાકે પોકારે પુછીને શરવની એક મીશલત પરમાણે જે શજા દેવી ગટે તે દીજીએ છે તે વારે પેલા ફીતનાખોરો તે ધણીને શીખવીને વકીલ કરાવે છે ને અરજીઓ કરાવે છે. હેવી ધામધુમ દેખારીને બીજા કમશુવાલી માનશોને ઊલતા શેર કરે છે. હેવી રીતે અતરેઓી કશુ એક દીલથી ચાલતા નથી. પન શું કરીએ જે વખતે બને છે તેમ લઇ ચલાવીએ છે."

(૪) "બંદે ખોદા" નાં નામથી જમશેદજી જીજીભાઇનો નવા રેગ્યુલેશનો મુકરર કરવા માટેનો પત્ર.

જુલાઇ ૧૮૨૬માં "બંદે ખોદા" ની સહીથી એક પત્ર વાડીઆજી નવરોજી જમશેદજી તથા સમસ્ત અન્જુમન જોગો લખાયો હતો.[1] તે ઉપર તારીખ નથી. એ પત્રમાં લખે છે કે "આપરી શમશત અનજુમનના કેતલાક જુના શરેશતા પરમાણે આજ દન શુધી ચાલીએ છેઇએ તથા શાં. ૧૮૭૪ ના વરશ મધે બંધોબશત લખીને બંધોબશત થેરાવેઓ છે તે બંધોબશત પરમાણે આપરે શરવે આજ દીન શુધી ચાલીએ છે. પણુ હવે કેતલાએક લોક બંદોબશત મધે કઇ ફેરફાર કરવાને ચાએ છે. વાશતે શમશત પનચાતના બેશનાર શરવે શાહેબો પોતે બેશીને તથા બીજી પચીશ પચાશ આશામી તમારી શાથે લઇને જે ધણીને કઇ કેવું હશે તે આવીને કેશે તારે જે રીગલીશન[2] હમાણાં ચાલે છે તે મધેથી જે કાંઈ ફેરવવુ મુનાશીબ જાણો તે પરમાણે ફરાવજો."

જો કે આ "બંદે ખુદાના" તખલ્લુસથી લખેલા જમશેદજી જીજીભાઇના પત્ર ઉપર કાંઇ તારીખ નથી તોપણુ ખરશેદજી માણેકજી શરાફે વાડીઆજી નવરોજી જમશેદજી તથા પંચાએતના મેમબરો તથા સમસ્ત અનજુમન જોગ તા૦ ૩જી જુલાઇ ૧૮૨૬ રોજ હોરમજ માહ બહમન ૧૧૯૫ ને દીને જે પત્ર લખ્યો છે તે ઉપરથી દીસે છે કે જમસેદજી જીજીભાઇએ આ પત્ર જુલાઇ ૧૮૨૬ માં, જો કે પોતે પંચાએતના મેમબર હતા તે છતાં, ઉપલા તખલ્લુસથી લખ્યો હતો. ખરશેદજી માણેકજી "બંદે ખોદા "નાં એ પત્રને જે અગત આપે છે તે ઉપરથી દીસે છે કે તેવણુ જાણુતા હોવા જોઈએ કે તે પત્ર જમશેદજી જીજીભાઇએ લખ્યો છે. ખરશેદજી માણેકજી પોતાનાં પત્રમાં લખે

(૧) ચો. ૧ ક, બા. ૫૬, પા. ૪૩. (૨) રેગ્યુલેશન.

છે કે "એ બાબદ આપરે શરવે પનચાતના મેમબરો તથા બીજી આશામી ૫૦ ) થી તે ૧૦૦ ) શુધી આપરી શાથે લઇ વાડીઆજી હોરમજજીના ગેરમા અથવા દાદીશેઠની અગીઆરી મધે બેશીશુ તારે એ અરજી કરનારો જે કોઇ હશે તે આવીને આપુને કેહેશે.....જે કઈ આપરી અનજુમનનો ભલુ થાતુ હશે તે પરમાણે આપુરો શરેશતો હમણા છે તે મધેથી જે કઇ ફેરવવું ગતેશે તે ફેરવીશુ તે શવાએ બીજુ આપુને લખવુ પડે તે લખીને તે ઊપર શાઇ કરીને શરવે અનજુમનને જાહેર કરીને પછે તે પરમાણે મુબઇના શમાચાર મધે જુદા કાગલ ઊપર છપાવીને શરવે દશતુર મોબેદ તથા બેદીનોને ગેહેર મોકલીશું"[1]

શેઠ ખરશેદજી માનેકજીના લખવા પ્રમાણે આ પત્ર બાબે પંચાએતની કોઇ સભા તુરત મલી હોય એમ માલમ પડતું નથી, પણ કદાચ તે વાત ચરવાયા કીધી હોય અને સેવટે ૪ ) વર્ષ બાદ બંદે ખોદાના પત્રમાં જણાવેલી બાબતમાં કોઇ બંદોબસ્ત થયા હોય સબબ કે આપણે હવે પછીના બાબમાં જોઇશું કે ૧૧ મી ઓગસ્ટ ૧૮૩૦ ને દીને અનજુમનની સભાએ કેટલાક બંદોબસ્તો કર્યા છે.

(૫.) કેટલાક જરથોશ્તીઓએ સંસારી બાબદોના સંબંધમાં પંચાએતને કરેલી અરજી.

કેટલાક જરથોશ્તીઓએ તા. ૨૫–૮–૧૮૨૬ ને દીને પંચાએતના અકાબરોને પત્ર લખીને તેઓએ પંચાએતનું ફંડ બરાબર સ્થાપવા માટે અને તેનો બરાબર હીસાબ છપાવવા માંડયો તે માટે ઉપકાર માન્યો અને નીચલી બાબદોની ઉપર ધ્યાંન આપવાની સુચનાં કીધી:—

( ક ) નશેશાલારો જુલમ કરી વધુ પૈસા માંગે છે તે માટે બંદોબસ્ત કરી તેઓને કાંઇ પગાર બાંધી આપવો.

( ખ ) મોબેદોના છોકરાઓ પાયદસ્ત ઉઠીઆંને વગર તેડવે જાએ છે અને રખડે છે માટે તેઓને કાજે જંદ અવસ્તા શીખાડવાની કોટ અને બહાર કોટ ખાતે નીશાલો ઉંઘાડવી.

( ગ ) પંચાએતના આગલા બંદોબસ્ત પ્રમાણે લગન તથા રવાંનના ખરચો હદસર કરવાની જરથોશ્તીઓને જાહેર રીતે ભલામણ કરવી. આ બાબદમાં તેઓ મરહુમ હોરમજી બમનજી વાડીઆનો રૂડો દાખલો આપે છે કે તેવણે પોતાનાં

(૧) ચો. ૧ ક, બા. ૫૭, પા. ૪૩.

વસીએટનામામાં પંચાએતના બંદોબસ્ત પ્રમાણે રવાંનનો ખર્ચ કરવાની નસીએત દીધી છે.

(ઘ) આપણુંમાં ધણી ધણીઆણીના અને સાસુ વહુના કજીઆઓ વધવાથી ઘણાં જોડાંઓ રાહાતવાત વગરનાં થાય છે માટે અનજુમને એ બાબદમાં આગલા બંદોબસ્તોમાં કાંઇ વધઘટ કરવું હોય તો તેમ કરી નવા બંદોબસ્ત કરવા.[1]

એ અરજીનો જવાબ તા. ૪ સપટેમબર ૧૮૨૬ નાં મુંબઇ સમાચારના એક વધારા તરીકે પ્રગટ થયો છે.[2] તે જવાબમાં તેઓ લખે છે કે "અરજદારોએ જે પંચાતવાલા સાહેબોનો ઉપકાર માંનયો છે તે તેઓએ પોતાંની બુજોરગી કીધી છે, બાકી પંચાતવાલાઓએ તો રૂપીઆના એક આંના જેટલીબી અંજુમનની ખીદમત કીધી નથી. બીજું આપણી પંચાતનાં ફંડમાં લોકો સારે માથે તથા કદમી અને શહેનશાહીઓની પટેટીને ટાંકણે નાણું ભરતા નથી, અને કેટલાકો હરેક વાતે પંચાતનાં કામોની આડે આવે છે, તેથી પંચાતવાલાઓનું દીલ ઘણું હટી જાએ છે, બાકી તેઓની ઉમેદ એ છે જે હરેક વાતે દીલોજાનથી મેહનત કરવી પડે તો કરીને અંજુમનની ખીદમતમાં શરૂખરૂં[3] થાવું. અગર લોકો પંચાતનાં ફંડમાં હર ટાંકણે પોતાંની જોગવાઇ મુજબ નાણું ભરે અને ફંડ મોટું થાય તો તેઓ ગરીબોનાં છોકરાંઓને જંદ અવસ્તા તથા ગુજરાતી શિખાડવાની નિશાલો કોટ અને બાહેરકોટના લટાઓ પર ઉંગાડે તથા નશેશાલારોને આપવાના દરનો પાકકો બંદોબસ્ત કરે. બીજું માટી બઈએરોના કજીયા તથા રાહટવાતને માટેના ચોકસ બંદોબસ્તો પંચાએતવાલાઓ મલીને કરનાર છે, માટે જેને ગમે તે પોતાંની તરફની સુચનાઓ લખીને પંચાત ઉપર મોકલે, તે સઘળાં ઉપર ધ્યાંન આપી સારાં આશામી ૧૦૦ થી તે ૨૦૦ સુધી મેલવી તેઓની સાથે મસલત કરીને બંદોબસ્તો મુકરર કર્યા પછી તે જાહેર અંજુમન મેલવી વાંચીને બાહલ રાખ્યામાં આવશે."

---

(૧) કોઇક જરથોસ્તીઓએ પંચાએતનાં કામ બાબે કાંઇ અણઘટતા ટીકાઓ કર્યા હોય તે ઉપરથી પંચાએત તરફ એક પ્રકારનો વીશવાસ જાહેર કરવા બીજા જરથોસ્તીઓએ આ અરજી કરી હોય, એમ પંચાએતના સાહેબોએ એઓની અરજીનો જવાબ આપ્યો હતો તે ઉપરથી માલમ પડે છે..........

(૨) પા. પ્ર. I, ૨૦૧. (૩) શુર્ખ રૂ.

## II. આ અરસામાં બનેલી પરચુટણ સંસારી બાબદો.

આ અરસામાં અનજુમન હજુર યા પંચાએતના સાહેબો હજુર અવાર-નવાર નીચલી સંસારી બાબદો રજુ થાઈ હતીઃ–

૧. ભુંડી સ્રીઓને સુધારવાની અથવા તો વધુ ભુંડી થતી અટકાવવાની બાબત.

૨. એક મોબેદે પોતાની છોકરીને બેહદીન સાથે અદરાવા માંગી તેની બાબદ.

૩. નેઆતબાર મેલેલાઓ સાથની વર્તણુંક.

૪. કોઇક સંસારી બાબદની તપાસ કોઇ ચોકસ ધણીઓને સોંપવી.

૫. લગનનો ખર્ચ કમી કરવા બાબે પંચાએતના કેટલાક સાહેબોએ વાડીઆ હોરમસજી બમનજી પર લખેલો પત્ર.

૬. સરકાર દરબારે જનારાઓને પંચાએતના રેવાજની લેખીત નકલ પુરી પાડવી.

૭. બીજું ઘર કરનારી બાઇઓના સંબંધમાં રેવાજ.

૮. એક ધણીએ રાખેલી જુદદીન રાંડની તરફેણમાં કરેલું વસીઅતનામું.

૯. એક જુદદીન સ્ત્રી દમણ નહાસી ગઇ તે બાબદ.

૧૦. રાખેલી ઓરત તથા તેઓને પેતનાં છોકરાંઓની બાબદ.

૧૧. સરકાર દરબારે ધ્યાંન ખેંચાયલો એક મુકદમો.

૧૨. એક મરનાર ભાઇનો પાલક તે મરનાર ભાઇની બૈરી સાથ પરણે કે ?

૧૩. બાઇડીનું ભરણ પોશણ નહી કરનારની બાબદ.

૧૪. જનાકારી કરનાર ઓરતનો ખાવીંદ બીજી ઓરત કરવા માંગે તો તેને માથે પેહલી ઓરતના ભરણ પોશણની ફરજ.

૧૫. બીમારીના સબબ કાજે છુટા છેડાની મનાઇ.

૧૬. કારજ તુટે નહી તે બાબે કાળજી.

૧૭. રાખેલી સ્ત્રીઓની બદી અટકાવવા કાજે બંદોબસ્ત કરવાનો ઇરાદો.

૧૮. કોઇક સંસારી મુકદમામાં પંચાએતના સાહેબો ગાંડથી રૂપ્યા આપતા.

૧૯. કોઇ બાઇને વર નહી પુછતો હોય તો તેણીનો પગાર બંધાવી આપવો.

૨૦. એક જુદદીન માએના પેતની છોકરી સાથે રાહતવાત નહી કરનારની બાબદ.

૨૧. લગનને અવસરે ધર્મખાતાંઓમાં રૂપીઆ આપવાની બાબદ.

(૧) ભુંડી સ્ત્રીઓને સુધારવાની અથવા તો વધુ ભુંડી થતી અટકાવવાની કાળજી.

એવું દીસે છે કે કોઇ ભુંડી સ્ત્રીઓને પણ બનતાં સુધી સુધારી લેવાને અથવા તો વધુ ભુંડી થતી અટકાવવાને પંચાએતના અકાબરો કાલજી રાખતા હતા. એવો એક દાખલો તા. ૭ મી એપ્રીલ ૧૮૨૪ રોજ અમરદાદ માહા મેહર સને ૧૧૯૩[1] નો છે કે જે દીને અતરેવાલા સાહેબો અતરેથી કલયાંણીની અનજુમન ઉપર કાગલ લખી નૌસારીવાસી એક બાઇને માટે જણાવે છે કે તેણી ખાવીંદ હોવા છતાં બીજો ખાવીંદ કરવા માંગે છે. તેણીને એ માટે મુંબઇમાં રજા નહી આપવાથી થાણે ગઇ. થાણેવાલા સાહેબોએ પણ રજા નહી આપવાથી કલ્યાણી ગઇ. તેથી મુંબઇવાલા સાહેબો લખે છે કે તેણીને પંચાએતના હીસાબે ખરચ કરીને મુંબઇ મોકલી દેવી યા નવસારી તેણીના વર આગલ મોકલી દેવી. નહીતો કોઇ કબીલદારનાં ઘરમાં દેલાસો દઇને રાખવી. તેનો ખર્ચ જે કાંઇ થાય તે લખી જણાવતાં આપવામાં આવશે.

(૨) એક મોબેદે પોતાની છોકરીને બેહદીન સાથ અદરાવા માંગી તેની બાબદ.

મોબેદ બેહદીનોએ એક બીજાની છોકરી લેવી નહી એવો અનજુમને ઠેડાવ કર્યો હતો તે છતાં એક મોબેદ પોતાની છોકરીને બેહદીનને ત્યાં પરણાવા માંગતો હતો તેનો આ અરસામાં બનેલો એક જાણીતો દાખલો અહીં વીગતે આપુ છું કે તે ઉપરથી એ બાબદ કેવી ચીવતાઇથી હાથ ધરવામાં આવતી હતી તેની હકીકત મલે. વલી કારજ તોડવાના ગુનાહની જવાબદારીની કાંઇક હકીકત આપણને એ દાખલા ઉપરથી મલે છે. આ. હોરમજી ભીખાજી ચીનાઇ આ અરસામાં એક વગવાલા પારસી હતા. તેવણે પોતાની છોકરી બેહદીનને ત્યાં અદરાવવા માંગી હતી. તેવણના સંબંધની હકીકત તેવણના દરજજાના સબબે અગતની ગણાઇ છે તે કારણે તેવણ ઉપર

(૧) ચો. ૧ ક, બા. ૧૨, પા. ૧૨.

મનાઇના એકાદ તાકીદના પત્ર ઉપર પંચાએતના ઘણા સાહેબોએ સહી કીધી હતી. વલી એ ધણીના શરૂઆતના પત્રમાં એક બાબદ જણાવી છે તે ખાસ ધ્યાંન ખેંચે છે. તે આ કે તેવણુ કહે છે કે મોબેદોએ શકતીવાલા યા તવંગર બેહદીનોનો પૈસો પોતાને ઘરે આવતો કરવા કાજે તેઓની છોકરી લેવાનું ઠેડઓયું હતું. આ ધણીની હકીકત નીચે પ્રમાણે છે :—

એવણે તા. ૧૭ મી મે ૧૮૨૪ સંવંત ૧૮૮૦ નાં વઇશાખ વદ ૪ ને વાર ગરેઉને દીને પંચાએતના સાહેબોને નીચલી મતલબની અરજ કીધીઃ—[1] બચપણથી હમારી પરવરશી હમારા મામા જમશેદજીને ત્યાં થઇ હતી જેવણુ બેહદીન હતા. મારે ત્યાં છોકરી થઇ તે વખતે હમોએ હમારાં મામી સાથે થરાવ રાખીઓ જે એક મારી છોકરીને તમારા છોકરા સાથે કારજ કરીશું. છોકરી હાલ બે વરસની ઉમ્મરની થાઇ છે માટે હવે કારજ કરવા ધાર્યું છે. એ મુજબનુ જણાવી પરવાંનગી માંગી કે એ કારજ કરવા દેવું. બેહદીન મોબેદોમાં એકમેકની છોકરી આપવી નહી, એવો બંદોબસ્ત હોવાથી એ ધણીએ પરવાનગી માંગી અને જણાવ્યું કે "અંધેઆરૂ લોકો રીત લેવાનાં શબબથી બેધીનની છોકરીઓ લેતા હતા અને વલી તે છોકરીઓની કજા રજાએ પોતાની રશમ મુજબ પગ લાંબો રાખવાનો તંતો કરતો હતો. તે ઉપરથી આગલનાં શરવે શાહેબ લોકોએ બંધોબશત કીધો." આ ધણી વધુ જણાવે છે કે એવણુને મોબેદીનો પેશો કરનારા સાથે કાંઇ સંબંધ નથી. એવણુ તો બેહદીન જેવા છે. એવણુની માએની તરફનાં સાથે એટલે બેહદીનો સાથે એવણુને સંબંધ છે. એ ધણી વધુ લખે છે કે "અગર આપણી દીનની કીતાબોથી ઇઆ દીનની શરેથી એ કામ બાબદ કશી હરકત જેવું થાએ તો તમારો શેવક શરવે વાતે વીચાર કરી એ કામનો એરાદો કરતે નહી પણ તે કશું નથી." તા. ૧૧ મી ઓગસ્ત સને ૧૮૨૪ ને દીને ઉપલાં તા. ૧૭ મો મેહ ૧૮૨૪ નાં પત્રની [2] યાદ આપી જણાવે છે કે "આએ શરાવણ મહીનાના દીવશ શારા છે તેથી મેહેરબાની કરીને અમારી છોકરીનો દીવો અમારા મામાના છોકરા શાથે કરવાની રજા આપો." એનાં જવાબમાં પંચાતવાલા સાહેબોએ નીચલી મતલબનું જણાવ્યું :—અસલથી આપરા બજરૂખ લોકોએ

(૧) ચો. ૫, બા. ૯. (૨) ચો. ૫, બા, ૧૪.

મુંબઈ મધે બંદોબસ્ત કીધેલો છે તે પ્રમાણે વરસ ૫૦) થયાં કોઇ બેહદીન અંધ્યારૂની છોકરી લેતા નથી ને આપતાબી નથી. વાસતે તમોને રજા અપાય નહી પણ ફરીથી અમે એ વાતની તજવીજ કરીને તમોને જવાબ દઇશું.[1]

ત્યાર પછી એ ધણીએ પંચાએતવાલાઓની પાસે જઇને અરજ કરી કે એક દીવસે પંચાએત બોલાવી તેવણને મોંઢે બધું સાંભલવું. તે ઉપરથી તા. ૧૬ મી અકતોબર ૧૮૨૪ રોજ ૧૪ મો માહ ૧ લો સને ૧૧૯૪ ય. ઝ. સંવંત ૧૮૮૦ નાં આશો વદ ૯ ને વાર શનેઉને દીને વાડીઆજી હોરમજી બમનજીનાં ઘર મધે સર્વે પચાએત મલીને એ ધણીએ જે કહયું તે સાંભલ્યું. પછી સમજાવીને તેને નીચલી મતબલનુ કહેયું: અસલી સરેસ્તા પરમાને અમારાથી તમને રજા અપાય નહી; તે કરતાં એ વાતનો અખત્યાર સર્વ અનજુમનનો છે વાસ્તે સર્વ અનજુમન મેલવ્યા વગર હમારેથી તમુને રજા અપાય નહી.

ઉપલી હકીકત પરમાને જ્યારે હોરમજી ભીખાજીને પંચાએતે જવાબ દીધો ત્યારે હોરમજી ભીખાજી કેહવા લાગા, "જે તમારો બજરૂખો' નો બંદોબશત એ છે જે બેહેદીનની છોકરી અંધારૂના શાથે આપવી નહી પણ હું તો અંધારૂ છેઊં ને માહારી છોકરીને બેહેદીનના છોકરાને આપું છેઊ તે મધે તમુંને શું હરખત છે. તારે પંનચાતવાલાએ જવાબ દીધો જે વરશ ૫૦) પચાશને આશરે થઇ ગઆં તે દંનથી અંધારૂ લોકો બેહેદીનને ગેરે છોકરી આપતા નથી ને બેહેદીન લોકો અંધારૂની છોકરી લેતા નથી એ તમે એખલા તમારી મતલબને વાશતે તમારી છોકરી બેહેદીનને ગેર આપો છો ને પછે બીજા અંધારૂ લોકો પોતાની છોકરી બીજા બેહેદીનને ગેર આપે નહી વાશતે જાંહાં શુધી શરવે અંધારૂ મલી કબુલ કરે જે હવે પછે આપણે એક બીજાંમાં છોકરી આપવી ત્થા લેવી શહી તાં શુધી હમારેથી તમુને રજા અપાએ નહી."[3]

પનચાએતના સાહેબ લોકોએ ઠરાવ્યું જે "હોરમજી ભીખાજીએ પંનચાતની રજા લેવા શારૂ અરજી કીધી છે તે વારે પનચાતની રજા થઆ વગર હેવું કામ કરશે તો નહી ને કદાશ પંનચાતની અથવા અનજુમનની રજા

(૧) ચો. ૫, બા. ૧૫.

(૨) બુજોર્ગો. (૩) ચો. ૫, બા. ૧૫.

વગર પોતાની બ શએ ખુદીથી હેવું કામ કરશે તે વારે નાલી મોતી અનજુમન મેલવીને જે પરમાણે તેનાની નજરમાં થરશે તે પરમાણે કરીશું."[1]

પછી પંચાએતના સાહેબોનાં સાંભલવામાં આવ્યું કે એ ધણીએ ના કહેવા છતાં પોતાની છોકરી બેહદીનને ત્યાં આપી છે.[2] તે ઉપરથી રોજ ૮ મો દેપાદર માહ અરદીબહેશ્ત સને ૧૧૯૪ ને દીને વાડીઆ હોરમજી બમનજીનાં ઘર મધે મીટીંગ બોલાવી ને એ ધણીને એ કામથી હાથ ઉઠાવા કહ્યું અને તેમ નહી કરે તો સમસત અનજુમન બોલાવી ત્યાં એ બાબદ રજુ કરવા કહ્યું. તે ધણીએ કહ્યું કે કારજ તો થઇ ચુકું છે. તે તોડવાનો ગુનાહ છે, તેનો જવાબદાર કોણ? પંચાએતવાલા સાહેબોએ કહ્યું કે બંદોબસ્તથી ઉલતી રીતે કારજ થયાથી તે તોડવામાં ગુનાહ નથી. તે પરથી તે ધણીએ બે ચાર દીવસમાં વીચાર કરી જવાબ આપવા કહ્યું. ત્યાર પછી તા. ૧૩ મી ડીસેમબર ૧૮૨૪ સંવંત ૧૮૮૧ નાં માંગશર વદ ૮ ને વાર સોમને દીને પંચાએતના ૪ ત્રસટી સાહેબો અને પંચાએતના બીજા ૬ સાહેબોએ અદરાવવા ધારેલા છોકરાના માએ બાઇ હમાબાઇ તે ઉપર જણાવેલા પારસી જમશેદજી નાનાભાઇની ધણીઆણી ઉપર કાગજ લખી તેણીને જણાવ્યું જે હોરમજી ભીખાજીને "મુખ જુબાનીથી તથા ચીઠી ૧ લખીને વાલીઓછે જે એ કારજ કાંઇ તમારીથી બનશે નહી......તેથી તમોને શેજ વાકેબ કરવા આ ચીઠી લખી છે જે કદી જો તમો એ કામ આપ અખતીઆરીથી કરશો તો શમશત પંનચાતના બેશનારની ખુશી નથી એ કામ થઆથી શરવે અનજુમનની નાખુશી થાશે."

એજ પ્રમાણેનો મનાઇનો કાગજ એજ તારીખનો એટલે તા. ૧૩ મી ડીસેમબર ૧૮૨૪ નો પંચાએતના ઉપલાજ સર્વ સાહેબોએ હોરમજી ભીખાજી ઉપર લખ્યો અને જણાવ્યું કે એવણના કામ સારૂ પંચાએતની ત્રણ વખત બેઠકો કીધી હતી. તેમાં એવું ઠેરવ્યું જે "તમોને રજા આપીએ તો આગલ જતાં ગણો બીગાડ થાએ ને વરી હમારા બડાવાનો[3] બંદોબશત આજ વરશ ૫૦ થઆં ચાલે છે તે બંદોબશત આજ દીન શુધી કાએમ રહો છે તેથી એ કારજની હમારેથી તમોને રજા અપાએ નહી એ બીના હમોએ

(૧) ચો. ૫, બા. ૧૫. (૨) ચો. ૫, બા. ૧૮.

(૩) વડવાઓનો.

તમોને વખત ૨ ત્થા ૩ હમારી બેઠકમાં બોલાવીને મુખ જુબાનીથી શમજાવીને કહું છે ને વરી તમોને આએ લખીને જાહેર કરીએ છેઇએ જે કદી તમો જો આપઅખતીઆરીથી કારજ કરશો તો આપરી શમશત પંનચાતના બેશનારની ખુશી નથી ને એ કામ થઆથી શરવે અનજુમનની નાખુશી થાશે તે શત જાણુજો." એ કાગજ ઉપર ચાર ત્રસ્તીઓ ઉપ્રાંત પંચાએતના બીજા સાહેબોએ અને તેઓમાં કેટલાક દસ્તુરોએ સહી કરી છે.[1]

એવુ દીસેછે કે સર્વ પંચાએતના સાહેબોનાં ઉપલાં પત્ર ઉપરથી એ ધણીએ છોકરીને અદરાવવાનું મુલતવી રાખી પછી આસરે બે વર્ષે તેમ કર્યું. તે ઉપરથી સંવંત ૧૮૮૨ ના આશો વદ ૭ ને વાર શોમે રોજ ૨૧ મો માહ ૧ લો ફ્રરવરદીન સવંત ૧૧૯૬ તા. ૨૩ મી અકટોબર ૧૮૨૬ ને દીને શેઠ દાદી નોશરવાંનજીનાં આતશબેરાંમમાં જરથોશ્તી અનજુમન મલીને ઠેરવ્યું[2] કે "અંધારૂ હોરમજી ભીખાજી ચીનાઇએ પોતાની છોકરી શાથે પારશી જમશેદજી નાનાભાઇના છોકરા શંગાથે શ્રી પંનચાતની રજા વગર કદખોદાઇ કરી છે તે બાબત પંનચાત મધેથી તેનીને મના કીધી છે તે બાબદ આજ દીને શમશત અનજુમને થરાવીઉં છે જે અંધારૂની છોકરી લેવી નહી ને બેહેદીનોએ અંધારૂને છોકરી આપવી નહી".

રોજ ૨૦ માહ આવાં સને ૧૧૯૩ ય. ઝ. તા. ૨૦ મી મે ૧૮૨૪ ને દીને શમશત અનજુમનની સભા શેઠ દાદીભાઈનાં આતશબેરામમાં મલી હતી[3] તે વખતે બીજાં કામોમાં એક કામ આ હતું કે સંવંત ૧૮૭૪ (ઇ. સ. ૧૮૧૮) માં જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરવાના અટકાવનો જે ઠેડાવ હતો તે ઠેડાવને કબુલ રાખી તે ઠેરાવનો અનાદર કરનારાઓને નેઆતબાર મુકવા જણાવ્યું હતું. તેમ ઠેડાવ કરતાં નેઆતબારવાળાઓ સાથે કેમ વર્તવું તે વીશે નીચલી હકીકત આપણે જોઇએ છીએ.

(૩) નેઆતબાર મેલેલાઓ સાથની વર્તણુક.

(ક) નેઆતબાર મેલેલા ધણીને ઘેર કોઇ મોબેદે બાજ આફ્રરગાંન કરવા અથવા શાદીએ જવું નહી.

(૧) ચો. ૫, બા. ૨૨, પા. ૨૧. (૨) ચો. ૫, બા. ૪૪, પા. ૪૦.
(૩) ચો. ૫, બા. ૮, પા, ૫ થી ૭.

(ખ) તે ધણીને આતશબેરામમાં યા આતશઆદરાંનમાં દાખલ કરવો નહી.

(ગ) કોઇ ધણીએ તેને પોતાનો કલસ્યો આપી પાણી પાવું નહી. (એટલે કે તેને પાણી પાવું પડે તો તેના વાસણમાં નામીને આપવું અથવા દુરથી ધાર રેડીને પાવું.)

(ઘ) તેની સાથે કોઇએ ખાંણું ખાવું નહી.

(ઙ.) તેને ગહંબાર યા બાજ અથવા ન્યાતના જમનમાં તેડવો નહી.

(ચ) તેને ત્યાં મરણ થાય ત્યારે કોઇએ આંગણે એટલે જવું નહી.

(છ) તેને દખમામાં નાખવો નહી.

(જ) તેની સાથે રહેનારાં તેનાં બચ્ચાં છોકરાઓને પણ ન્યાતબાર ગણવાં.

એ બાબેના ઠેડાવમાં નીચે પ્રમાણે લખે છે:—

"જે ધણીને નેઆતબાહાર કાડો તે ધણીની શાથે ગહરમો રેહેશે તે ધણી શરવેને નેઆતબાહાર જાણવા શહી ને તે ધણીને ગેહેર જે કોઈ મોબેદ બાજ અફરગાન કરવા ત્થા શાદીને દીને જાએ નહી. કોઇ તે ધણીને આતશબેહેરામ ત્થા આતશ આદરીઆન મધે પેશવા દે નહી ત્થા કોઇ તેને પોતાનો કલશીઓ આપીને પાણી પાએ નહી ત્થા શાથે બેશાડીને ખવાડે નહી ત્થા ગહમબાર અથવા કોઇની બાજમાં અથવા નેઆતનુ જમણ થાએ તે મધે જમાડે નહી એ વગેરે હરએક વાતમા નેઆતબારાને શામેલ રાખે નહી ને તે ધણીના છોકરાં ત્થા બઇરાંને કોઇ તેનાની શાથે રે તેનાને શરવેને નેઆતબાર કાડવાં શહી. બીજું આજ દીને શમશત અનજુમન મધે થેરાવીઊં છે જે જે ધણીને નેઆતબાહાર કાહાડે તે ધણી ગુજરે તેને અથવા તે ધણીના ગહરમો કોઈ રવાન થાએ તે વારે તે ધણીના ગહરમો નશેશાલાર જાએ નહી ત્થા તે ધણીને પંન-ચાતની રજા વગર દખમાંમો નાખે નહી. હેની વીગતે શરવ અનજુમન મલીને આજ દીને થરાવી છે તે આપરે શરવે જે કોઇ હમણા મંબાઇ મધે બેધીન ત્થા મોબેદ છઇએ તેનાને કબુલ મનજુર રાખવું શઇ ને હવે પછે જે કોઈ મોબેદ અથવા બેહેધીન મમબઇ મધે આવીને રેહેશે તે ધણીનેબી એ લખેલો બંધોબસત કબુલ મનજુર રાખવો શહી."

---

(૧) ચો. ૫, બા. ૮, પા. ૮.

આવા ઠેડાવને કેવી ચોકસ રીતે અમલમાં મેલવામાં આવતો તેનો એકાદ દાખલો નીચે પ્રમાણે છે.[1]

એક મોબેદે બીજી ઓરત જેનીનો ખાવીંદ જીવતો હતો તેની સાથે પંચાએતની રજા લેઆ વગર નાતરૂં કીધું તેથી તેને ન્યાતબાર મુકયો હતો. તેમ કરવાને ૧૦) મહીના થવા બાદ તે ઓરતને તહાં છોકરૂં થયું અને તે ગુજરી ગયું. તે બચ્ચાંને દખમે ચહડાવા માટે તે ધણીએ અનજુમન પાસે માફ માંગી અને રોજ ૪ શેહરેવર માહ ૧૧ બહમન ૧૧૯૩ તા૦ ૨ ઓગસ્ટ ૧૮૨૪ ને દીને લખી આપ્યું કે તેઓ બે ધણી ધણીઆંણીમાંથી એકનું મરણ નીપજે ત્યાં સુધી, તેઓ જો હજુર ન્યાતબાર હોય તો, તેઓ તે વખતે દખમામાં મેલાવાનો દરદાવો કરે નહી. તેઓએ લખી કબુલ કીધું કે "પનચાતના બેશનારાઓની તથા શમશત અનજુમનની ખુશી પડે તો માફ રૂવાન મુકાવાની રજા આપે."

નેઆતબાર મુકેલાં ધણીનાં ગુજરેલાં છોકરાંને દખમાની બહાર મેલવું.

રોજ હોરમજ માહ બહમન સને ૧૧૯૪ સંવંત ૧૮૮૧ ના પરથમ શ્રાવણ વદ ૧ ને વાર શની (તા૦ ૩૦ જુલાઇ ૧૮૨૫) ને દીને શમશત પંચાત વાડીઆજીનાં ઘરમાં બેસી ઠેડવ્યું હતું[2] કે આ. ફરામજી હોમજીએ જીવતા વરની ઓરત સાથ નાતરૂં કીધું તેને સંવંત ૧૮૬૯ ના આશા શુદ ૧૧ ને વાર બુધને દીને નેઆતબાર મેલ્યો હતો અને તેનું એક ફરજંદ "ગુજરીશેં તારે દખમાની બાહાર મેલાવેશેં હતું." હવે એ આ. ફરાંમજી પસ્તાઇને માફી માંગે છે તે ઉપરથી ઉપલે દીવસે શમશત પંચાતે ઠરાવ્યું જે "નાલી મોતી અનજુમન મેલવીને તેનાની નજરમો થરે તો હા. ફરામજી હોમજીને અનજુમન મધે શામેલ કરવો શજાવર છે."

એ શમશત અનજુમન રોજ દીન માહ બહમણ સને ૧૧૯૪ સંવંત ૧૮૮૧ નાં શ્રાવણ શુદ ૯ ને વાર શોમ તા૦ ૨૨ ઓગસ્ટ ૧૮૨૫ ને દીને દાદીભાઇ નશરવાંનજીની દરેહમેહરમાં મલી હતી.[3] ત્યાં અનજુમને ઠરાવ કર્યો કે

---

(૧) ચો. ૧ ક., બા. ૨૩, પા. ૧૮.

~~(૨) ચો. ૫, બા. ૨૪~~

(૩) ચો. ૫, બા. ૨૫, પા. ૨૧.

"હું ધારૂ ફરામજી હોમજીદારૂને આપરા મુખતાદના દીવશ થઇ રહા પછે બરશનુમ લીએ. પણ હાલ ચોમાશું છે તે બરશનુમ લેવાએ નહી વાશતે આપરી અનજુમનનો શરેશતા પરમાણે દોતીનો તા.[1] ૧ આપીને અનજુમન પાશે માફ માંગે ને આવતી કાલે નોહોન નાહીને અનજુમન મધે શામેલ થાએ." એ ઠરાવ મુજબ તેજ વખતે એ ધણીએ દોટીનો તાકો ૧) આપીને માફ માંગી ને "નાહાન નાવાનું તથા બરશનુમ લેવાનું કબુલ કીધું છે વાશતે શરવ અનજુમન મલીને......તખશીર માફ કરીને અનજુમન મધે શામેલ કીધા છે પન એ ધણી બરશનમ લે તાં શુધી અશતમ આફરગાન કરે નહી."

ન્યાત બાહેર મેલવા માટે આબરૂની ફરીઆદી.

સંવંત ૧૮૮૩ ના માહા વીદ ૧ વાર બુધ રોજ ૧૩ માહા ૫ ૧૧૯૬[2] (૧૨ મી ફેબરવારી ૧૮૨૭) ના અતરેથી સુરત મોદીજી કેખશરૂ ઉપર ગયલા એક કાગજ ઉપરથી દીસે છે કે એક પારસી બમનજી કાંદાવાલાએ જીવતી બાઇડી ઉપર બીજી બાઇડી કીધી હતી તેથી તેને ન્યાત બાહેર મુંકવામાં આવ્યો હતો. તે ઉપરથી તેણે પંચાએત ઉપર સેશનમાં ફર્યાદી માંડી જે પંચાએતવાલાએ મારી આબરૂ લીધી. તે સેશનવાલાએ કાંઇ સાંભલી નહી ને કહ્યું જે "પનચાત મલીને જે કઇ નાતજાતનુ કામ કીધુ તે હમે શાબલીએ નઇ કરીને કાઢી મેલેઓ છે. ઉલતો તેને માથે રૂા. ૧૦૦) ને આશરેનુ ખરચ પડેઓ છે." એ ઉપર અત્રેવાલા ૭ સાહેબોએ શહી કીધી છે.

(૪) કોઇક ઘર સંસારી બાબતની તપાસ કોઇ ચોકસ ધણીઓને સોંપવી.

તા. ૨૩ મી ઓગસ્ત ૧૮૨૪ ને દીને વાડીઆ હોરમજી બમનજી તથા પારસી ફરાંમજી કાવશજી બનાજી તથા શમશત પંચાએતના બેસનારાઓ, પારસી પેસ્તનજી ભીખાજી તથા પારસી લીમજી કાવશજી બનાજી ઉપર પત્ર[3] લખે છે કે મરનાર ફરામજી પેસ્તનજી બેલીહોમજીવાલાએ પોતાના છોકરા પેસ્તનજીની ધણીઆણી જાઇબાઇ તે કુંવરજી

---

(૧) "તાકાનું" ટુંકું રૂપ.

(૨) ચો. ૧ ક, બા. ૮૩, પા. ૬૧. આ ચોપડો અસલ નથી પણ નકલ છે. "સંવંત ૧૮૮૩ના માહા વીદ ૧૦ વા. બુધે રોજ ૧૩ માહા" સને ૧૧૯૬ યજદજરદ શેહેરીઆર" એમ લખેલું છે. તેમ લેતાં રોજ અને તીથી મલતાં નથી. તેથી નકલ કરનારે "વીદ ૧" ને બદલે ભુલથી "૧૦" લખેલું દીસે છે. એમ લેતાં રોજ ૧૩ બરાબર મલે છે. નકલ કરનારે પારસી મહીનો આપ્યો નથી પણ ગાલો રાખ્યો છે તે માહ ૫ થાય છે.

(૩) ચો. ૧ ક, બા. ૨૫, પા. ૨૧.

કલવેગરની છોકરીને દર માસે રૂ. ૪૦ અપાવાનું દાદાભાઇ મેરવાનજી મુગા[1] જેવણને એકઝીકયુટર નેમ્યા હતા તેવણ પાસે તથા પોતાનાં વારસ વકીલો પાસે નક્કી કરાવ્યું હતું. તે રૂપ્યા કેટલાક માસ આપવા પછી હવે દર માસે દાદાભાઇ મેરવાંનજી આપતા નથી. એ બાબે પંચાએતને ફરીઆદ કરવામાં આવી હતી. તે ઉપરથી પંચાએતે ઉપલા બે સાહેબોને એ બાબદના ચુકાદાની અખત્યારી આપી અને અરજ કીધી કે ફરાંમજી બેહ્નીહોમજીનાં વહુ જાઇબાઇને દાદાભાઇ મેરવાંનજી પાસેથી અપાવવું. તેઓ લખે છે કે "હવે પછેનુ એ બાઇનુ કોણ તે બાબદનુ જે કાઇ તમારી નજરમાં આવે તે પરમાણે ઠેરાવીને તમારા વાડ[2] મધે લખીને વાડ કરી આપજો જે એ બાઇ માનશને પછવાડેથી હેરાન થાવુ પડે નઇ."

(૫.) લગનનો ખર્ચ કમી કરવા બાબે પંચાએતના કેટલાક સાહેબોએ વાડીઆ હોરમજી બમનજી પર લખેલો પત્ર.

તા. ૩ જી માર્ચ ૧૮૨૫ ના ફરાંમજી કાવશજી, ખરશેદજી માનેકજી, જમશેદજી જીજીભાઇ અને બીજા ત્રણ સાહેબોના વાડીઆજી હોરમજી બમનજી જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે વાડીઆજી હોરમજી બમનજીએ સંવંત ૧૮૭૯ ઇ. સ. ૧૮૨૩ માં પોતાને ત્યાં પોતાંનાં ફરજંદોની શેઆદી થાઇ ત્યારે સાદો ખર્ચ કીધો હતો. તે બાબે આ પત્ર લખતાં એઓ કેહે છે કે "કેટલાએક લોકો શાફ બોલે છે જે જેવારે શરવે પનચાતવાલા બંદોબશત પરમાણે પોતાના ગેહેરથી કરશે તો હમોબી તે પરમાણે કરવાને ગણા ખુશી છેએ."[3] એમ યાદ આપી વાડીઆજીને લખે છે જે તેવણના ભત્રીજા તથા ભાણેજોને ત્યાં એ મહીનામાં લગન વીગેરેની ખુશાલી હતી તેથી તેવણે આગલ રહીને "પનચાતના બદોબશતની ચોપડી પરમાણે શરવે ખરચ કરવાનુ ફરમાવશો......આપરે પોતે તાથા આપરા કબીલા મધેથી ખરચ કરવાનુ શારૂ કરીશુ તારે આપરા બીજા ગરીબ લોકોને ગણો શેલો પડશે ને વરશ ૧) મો દશ દશ શેઆદી કરવાને કઇ ભારી પડશે નઇ ને તે ગરીબ લોકોની દુહા તમારા કુલ ખાનદાનના ફરજંદોને આફરીન થાશે." એ પત્રમાં, છપાવેલી બંદોબસ્તની ચોપડીના નં. ૬, ૮, ૧૩, ૧૪, ૧૭, ૧૮, ૧૯, ૨૦ ના બંદોબસ્ત પર ખાસ ધ્યાન ખેંચે છે.

---

(૧) જીજીભાઇ દાદાભાઇના બાવા.

(૨) Award ચુકાદો

(૩) ચો. ૧ હ, બા. ૩૩, પા. ૨૪,

વધુ લખે છે કે " બીજુ આપણા બજરૂખોનુ ધારેલું હતુ તે પરમાણે આપણા અમલમો લાવવાને વાશતે બજીદ થઇએ છે. તે પરમાણે કેટલા એક શમજુ લોકોએ ઓન[1] વરશ પોતાના ફરજંદોના લગન કીધા તે વારે તરેવાર ખાવાનુ ખવાડેઊ ને હજારો મરગીનો જાન બચાવીઓ છે. તેનુ શબાબનુ હમબારા મધે પોતાના ફરજંદોને શામેલ કીધા છે તે શત જાણજો."

"બીજુ ઓન વરશે ગણાએક લોકોએ આપરી પનચાતની બંદોબશતની ચોપડી મધેથી કેટલાએક બંદોબશત કબુલ રાખીને પોતાના ફરજંદોની શેઆદી કીધી છે તે મધે થોરી મેનત તથા થોરૂ ખરચ ને વરી ગણી ખુશીને ખુશનમાઇ થઇ છે તેની તારીફ હમારાથી કાઇ લખી શખાતી નથી તે શત જાણજો." [2]

(૬.) સરકાર દરબારે જનાશઓને પંચાએતના રેવાજની લેખીત નકલ પુરી પાડવી.

કોઇ સંસારી ફેસલાની વખતે જો જનશ યા નાણાંની બાબદનો સવાલ ઉઠતો કે જે માટે એક યા બીજી બાજુવાલાએ કોર્ટમાં ફર્યાદી માંડવાની જરૂર પડે ત્યારે પંચાએતના જે રેવાજના સંબંધમાં સરેસતો હોય તેની નકલ તે ધણીને આપવામાં આવતી કે તે ધણી જરૂર ધારે તો કોર્ટમાં રજુ કરે. એનો દાખલો પારસી હોરમજી નીકલસનવાલાનો છે[3] કે જેણે પોતાના વેહવાઇ સોલીમેનીના છોકરાઓ ઉપર ફર્યાદ કીધી જે સોલીમેનીની છોકરી ગુજરી ગઇ તેનું ઘરેણું પાછું આપ્યું નથી. સામેવાલાઓએ પંચાએતનાં સરેસતા પરમાણે છોકરી ગુજરી જવાથી તેણીના સસરાને ઘેરનું ઘરેણું પાછું આપવું જોઇએ તે નહી આપવાથી રોજ હોરમજ માહ બહમન સને ૧૧૯૪ તા. ૩ જુલાઈ ૧૮૨૫ ને દીને શમશત પંચાએતે ઠરાવ્યું જે "આપરી પંનચાતના શરેશતા પરમાણે રપોત[4] કરીને હોરમજી નીકલશનવાલાને આપવો પછે એ ધનીની ખુશી પડે તો ફરીઆદ કરીને પોતાની જનશ લીએ."

(૭.) બીજું ઘેર કરનારી બાઇઓનાં સંબંધમાં રેવાજ.

તા. ૨૮ જુન ૧૮૨૬ ની વાડીઆ નવરોજી જોગા એક ધણીના પત્રની નોધ પ્રમાણે રેવાજ એવો હતો કે જો કોઇ પારસી બાઇ પોતાનો વર હક થાવાથી બીજું ઘેર કરતી તો તેની "પનચાતના શરેશતા પરમાણે હેના આગલા ધણીની કઇ જનશ હોએ તે આપીને બીજુ ગેહેર કરે.[5]" એનોજ

---

(૧) આએ. (૨) ચો. ૧ ક, બા. ૩૩. પા. ૨૫. (૩) ચો. ૫, બા. ૨૪., પા. ૨૨.
(૪) Report. (૫) ચો, ૧, ક, બા. ૨૨, પા. ૧૫.

એક બીજો દાખલો રોજ ૨૪ દીન માહ ૧૦ મો દેહ ૨૩ જુલાઈ સને ૧૮૨૬ ના દસ્તાવેજનો છે [1] જેમાં એક ધણી શમશત અનજુમનને લખી આપે છે કે તે ધણી એક બાઇ જેણી બીજું ઘર કરે છે તેણીના આગલા વરનાં કપરાં અને જનસનો જવાબદાર છે. એવોજ એક બીજો દાખલો તા. ૭ નવેમબર ૧૮૨૮ નો છે [2] જેમાં પણ એજ રીતે એક ધણી જવાબદાર રહે છે.

(૮) એક ધણીએ રાખેલી જુદદીન રાંડની તરફેણમાં કરેલું વસીએતનામું.

એક મનચેરજી નામના પારસીએ ગુજરી જવા આગમચ વસીઅતનામું તા. ૩૦ સી જાનેવારી ૧૮૨૭ને [3] દીને કરી પોતાનાં ઘેરો તથા વાડી તથા મછવા તથા ઉગરાણી તથા જરીઆન "પોતાની રાખેલી રાડ ખતીજાં બીબી" ને આપવા ફરમાવ્યું હતું અને જણાવ્યું હતું જે "રાડ ખતીજાંની આખર વખતે કોઇ ભલા માનશને અખતીઆર આપજે તે ધણી શરવ મીલકતની ઊપજ થાએ તે ધરમ કરે ને જે કાંઇ ઇશતેત છે તે કોઇ વેચે નહી." તે રાખેલી રાંડે કોર્ટમાંથી પાવર લઇ મરનારનો વરસ દહાડાનો ખર્ચ કીધો ને મરનારનું કાંઇ દેવું આપવા કાજે જે ઘેરો હતાં તે વેચ્યાં અને વાડીપર કોઇ મારવાડીના રૂપ્યા વ્યાજે કહાડયા અને દેવું આપ્યું ને પોતાની ખુશી પ્રમાણે ખર્ચ કીધો ને મરતી વખતે જે કાંઇ બાકી રહયું તે મરનારનો દોસ્તદાર પારસી દોરાબજી કાવશજીને નામનું વીલ કરી તેનાં અખત્યારમાં સર્વ આપ્યું. તેનાં વીલ ઉપરથી તે પારસી દોરાબજી કાવશજીએ કોર્ટમાંથી પાવર લઇને મરનારનું કાંઇ બાકી એસ્તેટ હતું તે વેચીને જે કાંઇ દેવુ હતું તે સર્વે ચુકાવી આપ્યું. ત્યારે મરનારના બેઉ પીત્રાઇઓએ પંચાએતમાં અરજી કીધી જે મરનારે વીલમાં લખ્યું હતું જે એસ્તેટ કાંઇ વેચે નહી ને તેની ઉપજ આવે તે ધર્મ કરે, વાસ્તે પંચાએતે તે દોરાબજી કાવશજીને બોલાવીને એ બાબે પુછવું. તેમ પુછતાં તેણે આ મતલબનું કહયું:— એસ્તેટ વેચું નહી તો દેવું કહાંથી આપું ? કાંએજે મરનારની રાંડ સર્વે ખાઇ ગઇ ને એસ્તેટ ઉપર માંગનારનું વ્યાજ ચહડી ગયું. તે એસ્ટેટ વેચતાં પણ દેવું પુરૂં થતું નથી. તે ઉપરથી ખરશેદજી માણેકજીએ વચમાં પડી માંગનારાઓને તેડાવી રૂ. ૧૨૦૦) બાકી રહે તેમ કર્યું અને તેમાંથી રૂ. ૮૦૦ ઉપલા બે ભાઇઓને

(૧) ચો. ૧ ક, બા. ૨૪, પા. ૧૮. (૨) ચો. ૧ ક, બા. ૩૦, પા. ૧૧.
(૩) ચો. ૫, બા. ૫૪, પા. ૫૨.

આપ્યા કે મરનારના રોજગારનાં દરાંન તથા દોસલાંનો ખર્ચ કરે. બાકીના રૂ. ૪૦૦ ) પંચાએતનાં ગંહબારનાં ફંડમાં મરનારને નામે આપ્યા. એ ઉપલા રૂ. ૮૦૦ ) ની પોંહચ બેઉ ભાઇઓએ તા. ૬ થી એપ્રીલ ૧૮૩૧ સંવંત ૧૮૮૭ નાં ચૈતર વડ ૯ ને વાર બુધે આપી છે.

(૯) એક બુંડી સ્ત્રી દમણ નહાસી ગઇ તે બાબે કોમી દાઝ ખાતર લીધેલાં પગલાં.

એક કાવશજી નામના પુરૂષની બાઇડી પોતાના વરને અત્રે તજી દઈ દમન પોતાના બનેવીને ઘર જઇ રહી હતી. તે ઉપરથી તા. ૪ થી જુન ૧૮૨૭, રોજ ૫ માહ ૯ ૧૧૯૬ ને દીને અતરેથી ૧૦ સાહેબો દમણુ આ. બેરાંમજી ભીખાજી બીજા ત્રણુ સાહેબો અને ત્યાંની શમશત અનજુમન ઉપર પત્ર[1] લખી જણાવે છે કે તેણી વરને રાહતતી નથી. તેણીની તપાસ કરવા માંડી ત્યારે દમન બનેવીને ત્યાં જતી રહી છે. તેથી તે બનેવીને ઘટતું હોય તે કેહવું. તેઓ વધુ લખે છે કે "હેવી રીતે આપરે જેવારે હેવી રાંડને વગર શજાએ જાતી મુકીશુ તારે બીજી હેવી કંમજાતોને વરી હેવુ શુજ પડે વાશતે જેવી જેની તકશીર તેવી તેને શજા પોચાડવી જોઇએ." એજ બાઇની બાબદમાં પંચાતવાલા ૧૦ ) સાહેબો તા. ૪ થી જુન ૧૮૨૭ ને દીને ( એટલે ઉપલો પત્ર દમણુ લખ્યો તેજ તારીખે ) ઉદવાડે દસ્તુરજી દારાબજી બેહરાંમજી તથા દસ્તુર રૂસતમજી તેમુલજી તથા શમશત અનજુમન ઉપર કા. લખે છે જે તેઓ તે ઓરતને સરસ્તે ચાલવાને કાંઇ કહે.[2]

એજ બાબદમાં મુંબઇવાલા સાહેબો ઉપર ઉપલો કાવસજી[3] એક કાગજ લખે છે જે એની ઓરત દમણુ એના સહાદુને ત્યાં નહાસી ગઇ છે જે બાબે અતરેના સાહેબોએ દમણની અનજુમન ઉપર અને ઉદવાડે કાગજો લખ્યાં હતાં. તે પછી એ ધણી પોતાની ઓરતને લેવા દમણુ ગયો અને ૧॥ થી બે માસ સુધી રહયો, બે તથા ત્રણુ વખત અનજુમન ભરાઇ ત્યાં એનાં સાહરૂ ( જમશેદજી ) ને તેડાવ્યો તે આવ્યો નહી. દમણુવાલા સાહેબોએ રૂ. ૧૦૦ ) થી ૨૦૦ ખરચી સરકાર દરબાર કામ ચલાવા પોતે મરજી દેખાડી પણ જણાવ્યું કે મુંબઇના

---

( ૧ ) ચો. ૧ ક, બા. ૯૬, પા. ૭૩.

( ૨ ) ઉદવાડે પણુ પત્ર લખવાનો સબબ આ કે તે વખતે ઉદવાડાના અને દમણુના પારસીઓ વચ્ચે ધાડો સંબંધ હતો. દીવની અનજુમનની બાબતમાં પણુ આપણે એ જોયું.

( ૩ ) ચો. ૧ ક, બા. ૧૦૪, પા. ૭૭.

સાહેબોનો એમ કામ ચલાવવાનો હોકમ નથી. એ સાહરૂ સરકાર દરબારમાં ૧૦૦૦) રૂપ્યો ખરચવા તૈયાર થયો છે. ઉદવાડાવાળા સાહેબો પણુ નાચાર થયા છે જે "ફરંગીનો મોલક પડેઓ તેથી મારૂ ચાલતુ નથી. ઉદેપોરમો હોએ તો હેને પકડી આપીએ". એ રીતે દમણવાળાઓએ ઈનસાફ કીધો નહી ત્યારે એ ધણીએ અતરે ફર્યાદ કીધી. તે શક દેખાડે છે કે દમણ મધે એનો સાહરૂ દખમું બંધાવે છે વાસતે કદાચ દમનના લોકો એ બાબતમાં નાખતી કરતા હોય.

મુંબાઈવાલા સાહેબોએ એ સ્ત્રીની માએ ઉપર પણ એ બાબે કાગજ લખ્યો હતો. તેથી જ્યારે ઉદવાડેવાલા દસ્તુરજીઓએ તેઓ ઉપર અતરેની પંચાએત તરફથી ગયલા કાગજ ઉપરથી તેણીને ઉદવાડે એ બાબદની પુછપરછ કરવા રોજ ૧૮ માહ ૯ સને ૧૧૯૬ ને દીને પત્ર[1] લખી તેડાવી, ત્યારે તેણીએ રોજ ૨૬ મો માહા ૯ શને ૧૧૯૬ તા. ૨૫ મી જુન ૧૮૨૭ નો જવાબ લખી પોતાની છોકરીનો બચાવ કર્યો કે તે છોકરી ઉપર વરનો ઘણો જુલમ હતો. વલી વરે છોકરી પર એક વખત ખાણાંમાં પોતેજ જેર ઘાલીને જીવ લેવાનો વાંક મુકયો હતો. એક વખત ખરશેદજી માનેકજીના કહેવાથી છોકરી ખાવીંદને ઘેર ગઇ હતી પણ વરે આગલીજ રીત કરવા માંડી અને ગાલ દેવા લાગ્યો ત્યારે મુંબઇમાં સારી ઘરેણું ગીરવી મુકી રૂ. ૨૨) કહડાવી તેમાંથી રૂ. ૨૦) માણુસોને આપવા કહી તેણી દમણ નીકલી આવી અને હવે તેણી કહે છે કે "મને એ ધણી શાથે મોકલા[2] કરતા મને ફાશી દો મારો છુતકો થાએ પન એ ખાવીદ શાથે હું હરગીશ જાઊ નઈ." છોકરીની માએના આ પત્ર ઉપરથી દીસે છે કે એ વખતે છોકરી હમેલદાર હતી અને તેણીના છુટકારાના છેલ્લા દીવસ હતા તેથી માએ તેડાવવા પ્રમાણે ઉદવાડે જઈ શકી હતી નહી. એ બાબતમાં દમણથી બેરાંમજી ભીખાજી અને મોદી સોરાબજી મુંબઇવાલા સાહેબો ઉપર તા. ૧૮ મી ઓગસ્ટ ૧૮૨૭ ને દીને એક પત્ર[3] લખી બાઈના બનેવી માટે ફર્યાદ કરે છે કે તે બીલાયક, મોહડેનો તોછડો વીગેરે છે. તેવણુ વધુ લખે છે કે "હમો ગરીબ લોકો ઇઆ[4] આપાના મજબને આબરૂ

(૧) ચો. ૧ ક, બા. ૧૦૫, પા. ૭૮.

(૨) મોકલવા.

(૩) ચો. ૧ ક, બા. ૧૦૬, પા. ૭૯. (૪) અહીં.

ઇજતથી ચલાવતા હતા તે એ ભલા માણસ જમશેદજી મજબનીબી ફજેતી કરે છે. શું[1] લખાતુ નથી. બીજુ ઇંઆ તોપીવાલાનુ અમલ તેથી ગણી વાતનુ અંધેશો કરવો પડે છે." એ દમનવાલા સાહેબો દમનના ગવરનરને બાઇના વર કાવસજી પાશે "પીટીશન" કરાવાના હતા તેટલાં તે આકલો થઇ મુંબઇ નીકલી પડયો. વધુ લખે છે કે પછી આ વાત બાઇના બનેવી જમશેદજી તરફ થીજ દમનના ગવરનર આગલ ગઇ જેની આઝલ તે "રડી પડેઓ જે મારી અદાવદ ઇઆના લોકો કરે છે.....એવી ગનીક વાતે અવલી[2] શમજાવી રડી પડો." ત્યારે ગવરનરે એવણુને (એટલે આ પત્ર લખનાર બેરાંમજીને) તેડાવી હકીકત પુછી ત્યારે તેવણે "હેનો ફેલ જે હતો તે શરવે જાહેર કરેઓ જે શ્રી મુબાઇની અનજુમન શાહેબોના કાગલને માનતો નથી ને ગણી અવલી વાત કરે છે." એમ લખી દમણવાલા સાહેબો મુંબઇવાલા સાહેબોને અરજ કરે છે કે એ બાબતમાં મુંબઇના જેનરલ સાહેબનો (એટલે ગવરનરનો) કાગજ દમનના ગવરનરપર મેલવવો "એટલે આએ કામ તરત બનુ જાણવુ" કાંએ જે તેઓ લખે છે કે મુંબાઇના જનરલ સાહેબના કાગજને દમનનો ગવરનર માન આપે છે.

આ કાગજનો મુંબઇવાલા સાહેબો તા. ૨૭ મી ઓગસ્ટ ૧૮૨૭ ને દીને જવાબ[3] લખી ઉપલા ધણી (જમસા બેલાઇ) ની વાત જાણી હલગીરી દેખાડે છે. તેઓ લખે છે કે "તમો ગરીબ અનજુમન મલીને હરેક વાતે પોતાના દીન ધરમની આબરૂ વધારીને કામ કરતા હતા તે મધે એ પારશી જમશા બેલાઇ દમન આવીને હરેક વાતે આપરી જરતોશતીની ફજેતી થાએ તે કામ કરે છે.....જાલમ બત ખરાબ છે વાશતે જેવું કરશે તેવું દીઠા વગર રેશે નહી." તે માટે વધુ તેઓ લખે છે કે તેઓના સાંભલવા પ્રમાણે "એ ધણી જે થેકાને પરદેશ કરેઓ છે તારે આપરૂ દીન ધરમનુ કશો થેકાનો રાખીઊ નથી ને જે ધણી અનજુમનની શાથે શોખી કીધી છે તે ફના થઓ વગર રઓ નથી." વધુ લખે છે કે દમનવાલા સાહેબોએ દમનના ગવરનર સાથે પોતાનો પણુ લાગવગ ચલાવવો, વલી મુંબઇવાલા સા-

(૧) કશું
(૨) અવલું ઊલટું.
(૩) ચો. ૧ હ, બા. ૧૭૭, પા. ૮૦

હેઓએ આ.[1] પ્રીરીથનું કાગજ દમનના ગવરનર ઉપર મેલવી તે સાથે બાઇના ખાવીંદને દમન મોકલ્યો. તેઓએ દમનવાલા સાહેબોને જણાવ્યું કે તે બાઇને અતરે પાછી મોકલી દેવાનો હોકમ મલે તો જનરાલ સીપાઈ સાથે અને બીજા બે ઓલખાણનાં માણુસ સાથે મોકલવા. સેવટે લખે છે કે "એ ઓરત રશતામો કંઇ કાવતરૂ કરીને એ ગરીબ મોબેદને હેરાન કરીને જતી નઈ રીએ તેમ કરશો તો હમારી પર ગની મેહેરબાની થાશે કાએજે હમારે તો હરેક વાતે આપરી અનજુમનમો હેવો બીગાર નઇ થાએ વાશતે તમોને તશદી આપવી પડે છે ને આએ બાબદ જે ખરચ કરવો પડે તે કરજો ને તેની હુનડી લખીને તમારા આડતીઆને બીડજો."

ઉદેપુરવાલા દસ્તુરજીનાં એ બાબતનાં કાગજની પોંહચ મુંબઇવાલા સાહેબો (૮) જન સહી કરીને ૨૯ મી ઓગસ્ટ ૧૮૨૭ ને દીને કબુલે છે.[2] તેમાં પણ આગલી સર્વ હકીકત યાદ કરીને લખે છે કે "હરેક રીતે એ ગરીબનો કામ થાએ તેમ કરી આપશો તો હંમારા ઊપર ગનુ એોશાન થાશે કાએજે હમારે તો હરેક વાતે આપરી જરતોશતી ફીરકામોહો ખરાબો નઇ થાએ તે વાશતે એટલી તશદી તમુને આપવી પડે છે તે માફ કરજો".

૧૦. રાખેલી ઓરતો તથા તેઓને પેટનાં છોકરાંની બાબત.

પરજાતને સદરો પેહેરાવવાના બે દાખલા શેઠ ખરશેદજી માનેકજીની જાણમાં આવવાથી તેવણે પંચાએતની સભા એ માટે તપાસ કરવા તા. ૧૦ ઓગસ્ટ ૧૮૨૬ના સરકયુલરથી[3] બોલાવી. એક દાખલો આ હતો કે એક પારસી ચાકરે એક "લોનંડીને" સદરો પહેરાવાની વાતની ખબર પડી હતી. તેના શેઠને કહેવાડવામાં આવ્યું કે "તે ચાકર નવલાને હાતે તે લોંડીનો શદરો કાડી નખાવો ને તે પારશી નવલાને કેવુ જે તે લોનડીને આજાદ[4] કરે પછે આપરે શરવે પનચાતના બેશનારા મલીને તે પારશી નવલા ચાકરને જે કેવું ગતે તે કેવું જે હેવું કામ ફરીથી કોઇ કરે

---

(૧) કદાચ "ઓનરેબલ" માટે.
(૨) ચો. ૨, બા. ૧, પા. ૪.
(૩) ચો. ૧ ક, બા. ૬૩, પા. ૪૫
(૪) ગોલામગીરીથી છુટી.

નઇ." બીજો દાખલો શકમંદ હતો કે તે છોકરો તદન પરજાત હતો યા રાખે-લીનાં પેટનો હતો. આ સર્વ બાબદ માટે વધુ વિચાર કરવાને માટે તા૦ ૧૧ મી ઓગસ્ટ યા બીજા કોઇ દીવસે મલવાને જણાવ્યું હતું.[1]

વાડીઆ નવરોજી જમશેદજીએ તા. ૧૦ મી ડીસેમબર ૧૮૨૮ ને દીને બીજા સાહેબોમાં સરકયુલર ફેરવ્યું હતું. તેમાં લખે છે કે "આએ બારના[2] છોકરાવો બાબે તરેવાર બોલીએચ પન કઇજ થાતુ નથી ને જે આપરી બગર રજાએ ને આપખુદીથી કરે છે તેને આપણે કઇ પુછતા નથી ને જે આપરમા[3] પુછવા આવે છે તેને અતકાવીએ છે એ કઇ દરૂશત નઇ. આપો તો શઊને અતકાવો તો શઊને અતકાવો પારશી લખે છે જે મારે શાથના શરવેને રજા મલી છે તે વારે બેહેતર છે જે એનેબી રજા આપો ને એ બાબે કઇબી કરો તો બેતર છે ને નઇતો રૂ. ૦॥= ના એ લોક થઆ છે ને હેવુ ૧૦) વરશ ચાલશે તો વધુ થઇ જાશે."[4]

એ સરકયુલરની ઉપર ફરામજી કાવસજી તા. ૧૨ મી ડીસેમ્બર ૧૮૨૮ નો સેરો કરે છે કે "એ ઊગારૂ રાખેઆમા હવે દારે દારે ગનીજ બેહેઇ આ-પરી જરતુશી કોમમા મંધાઇ છે જે પોતાની મોરદાર સાથે હરેક છુતુ લઇને બાતલ કરીને તે ઊગારે બજારે મુબઇ આવી અનજુમન તા. ધરમની જગો છે તાં ઊગારે બજારે તે રાંદો રાખીને તે છોકરાવોને શદરો તથા વેવા પન કરોઆ જાએ છે તેનુ કશો બંધોબશત તમારી જરતોશી ખોમથી થાઇ નથી શકતો તેને કરીને ગણોજ બેકી[5] ગઊ છે ને એમજ જારે બાર[6] ખરાબાજમાં ગુજરાન થાએ છે તારે તેની ઓરત તમો જાનો કે બદફેલ નઇ કરતી હશે

(૧) આ ચોપડાની આ બાબદ છેરતા જુદદીન કેસ વખતે કોટમાં સામી બાજુ-વાલાઓએ રજુ કરી હતી.

(૨) બાહારનાં એટલે બાહારની રાખેલી રાંડનાં છોકરાઓ. (૩) પરમાણે.

(૪) ચો. ૨, બા. ૫૦, પા. ૩૮ આ ચોપડા નં. ૨ ઉપરથી કેટલીક બાબદો નં. ૪ માં ઉતારી છે. તેમાં આ બાબદ નં. ૧૧૯ ની છે. એ ઉતારતી વખતે પણ કેટલોક ભાગ નં. ૨) માંથી ખરાબ ગયલો હોવાથી તેમાં મીંડાં મેલ્યા વગર એમનો એમ મુકી દીધો છે. આ છેલ્લા ભાગની મતલબ આ દિસે છે કે રૂપ્યાનાં ૭ આના જેટલો ભાગ એમ હદ બાહાર જાય છે. માટે જો તુરત બંદોબસ્ત નહી કરવામાં આવશે તો વધુ ભાગ એમ હદ બહાર જશે.

(૫) બેહદી. (૬) 'બાહાર' એટલે ઘર બહાર ખરાબ જીંદગીમાં.

જારે ઓરતની બદફેલી ઊગારી પરે તારે તેને તમો અનજુમન નાતાથી તથા તેના ધણીથી બાતલ કરીને તેના મરદને બીજી ઓરત કરવાની રજા આપો છો ને વરી તે છોકરીના માએબાપ પોતાની દુનીઆની એબથી વખતે તેનુ જાન લીએ છે ને જેર દીએ છે તે ગનુજ ગુનાનુ કામ થાએ છે તે શરવે તકશીર અનજુમનના શાંહેબોની છે. જે એવા કેટલા કામ છે તેનો બંધોબશત થાતો નથી ને એક બીજાની અદાવદથી એવા કામ પછવારે નાખીને તે હવે ગનુ વધી ગઊ છે તે હરુજીબી તમે તરત મેનત લઈને જો નઈ પકરશો ને બંનધ નઈ કરશો તો હવે નાંદાન લોકો એ ચીજની કશી એબ ગનશે નઈ ને જેમ પરભુમા તા. બીજી ખોમમા બંધ નથી થઈ શકાતુ તેમ થઈ પરશે તે કઈ તમોથી પકરી નઈ શકાશે તેથી જે પરમાણે વાડીઆજી જમશેદજીએ થેરવીઊ હતુ જે કોઇ એવા છોકરા હોએ તેને પબલીક નોતીશ કુલ આલમને તરત લેવાને રજા આપો ના. તરત બંધોગશ એવા પાકા કરો જે કોઇ જરતોશી ખોમનુ મરદ કોઈ પરાઈ અશતરી સાથે માલમ પરે તેને નાતથી દુર મુકો ને તેની કજા રજાએ તેને દોખમામો પન નઈ રાખે તારે તેનાને ચોપ થાશે ને એવી શકત મીનત[1] પબલીકમા બેશીને કરશો તારે એ વાત મોટી જોરાવરીથી હાથમો આવશે તેથી તરત એ બાબે મીજલશ મેલવો જે કઇબી વાતનુ વીચાર આપરા હાથમો આવે તેમ કરો ને આપરી ખોમને કઇબી શવાબનુ બેરો પોચશે. એ રીતે કરશો તો કઇબી કામ શમરશે."

આ સરકયુલરમાં જે પારસી માટે ભરમમાં લખ્યું છે તેનું નામ આપ્યું નથી પણ તે અરસા પછી થોડાક વખતે જે પત્રવહેવાર વીગેરે થયાં છે તે ઉપરથી એ ધણીનાં નામ નીશાન અને વધુ હકીકત મલે છે. તે નીચે પ્રમાણે છેઃ—

ફેબરવારી ૧૮૨૯ (તારીખ નથી)[2] માં બંગાલેથી આવેલો એક પારસી રતનજી બેરામજી જે બંગાલે ૨૦) વરસ રહીને મુંબઈ આવ્યો હતો અને જેને ત્યાં રાખેલી રાંનને પેટનાં ૫) છોકરાં થયાં હતાં તેને પોતાનાં છોકરાંઓનાં લગન કરવાની પરવાંનગી અનજુમન પાસે માંગી. તેણે જણાવ્યું કે તે છોકરાંઓને થાણાની પટેલ રૂસ્તમજી કાવસજીની દરેહમેહેરમાં ૯) માસ થયા

(૧) Minute "શેરો, સ્વમત લેખ."

(૨) ચો. ૨, આ. ૪૭, પા. ૩૭.

શહરો પહેરાવી દીન મહજબમાં લીધાં છે. તે લખે છે કે બે વરસ થયાં હેરાન થાય છે અને અરજ કરી તો પણુ જવાબ મળતો નથી પણુ તેની શાથના અને તેની પછીના અરજદારનાં છોકરાંઓ પરણી ચુકાં છે. લગનને હવે ફકત ૧૫) દીન રહયા છે અને બચ્ચાં ઘણાં મોટાં થયાં છે. તેથી તેણે પરવાંનગી માંગી. એ ધણીએ તા૦ ૯ જાનેવારી ૧૮૨૯ [1] ની તારીખ નો ઉપલી અગીઆરીના માલેક રૂસ્તમજી કાવસજીનો વાડીઆ નવરોજી જોગો ખાત્રી પત્ર રજુ કર્યા કે તેનાં છોકરાંઓને ૯) માસ પર સદરો પહેરાવવામાં આવ્યો હતો.

એવું દીસે છે કે એ ધણીને રજા આપવામાં આવી પણુ તે એવી ભરાંતીથી કે તેની પોતાની પરણેલી ઓરત નહી હશે. તે ઉપરથી તા૦ ૯ મી ફેબરવારી ૧૮૨૯ ને દીને વાડીઆ નવરોજી, ફરામજી કાવશજી ઉપર એક પત્ર[2] લખે છે કે "દીન ૮ ) ઊપર પેલા બંગાલાવાલા પારશીને રાંડનો પેતનુ છોકરીવોને પરનાવવાની રજા આપી પન એ આપરી ચુક થઇ છે તેનુ જાણવું એ જે તેની પરની ઓરત છે તેને કઇ ખાવાનું આપતો નથી અથવા તેની શાથે રાહાતોબી નથી. તાં શુધીની બેહેઆઇ જે હજુર તે રાંડ રાખેલી છે તે ધોબીતલાવ ઉપર રહેલી છે તેથી ભાઈજી હવે આપરે રજા આપી તેતો આપી પન હાલ તરત તો ધમકી કરીને પરણેલી ઓરતની પરવરશીનુ ચોકસ કરીઊ " ( જોઈએ ). પછી વધુ લખે છે કે ઉપર જણાવેલાં લગન થોડા દહાડામાં છે તેથી ઢીલ કરવી નહી. પણુ એ કામ એટલે પરણેલી ઓરતની પરવરશીની ગોઠવણુ કરવાનું કામ આગમચથી કરાવી લેવું નહીતો લગન પછી તો તે બનશે નહી.

એનાં જવાબમાં એજ તા૦ ૯ મી ફેબરવારીના દીને ફરાંમજી કાવશજી લખે છે[3] કે તેવણુને ઉપલી હકીકત ખબર નહી. ખબર હતે તો " હમો હરગેજ હેને રજા બાબે તમુને લખતે નઈ પન હંમોને આજેજ અમારે ગેર હેની બઈએર આવી તારે માલમ પડીઊ." વધુ લખે છે કે તેમ જાણુતાં તેવણે તે બાઇને અરજી કરીને વાડીઆ નવરોજીને આપવા કહી અને શાપુરદારૂ પાશે તે પારશીને તેના છોકરાંઓની શાદી કરવાનું અટકાવાનુ કેહવાડયું. વધુ લખે છે કે "તમો પન મેનત લઇને એ બાઇનુ કામ થાએ તેમ કરવું ને તેમ એ પન પોતાની બેહેઆઈ મેલે ને રાંડ કાડી મેલે ને પશેમાન થાએ તારે તો ઠીક થાએ."

---

(૧) ચો. ૨, બા. ૪૯, પા. ૩૮. (૨) ચો. ૨, બા. ૪૫, પા. ૩૭.
(૩) ચો. ૨, બા. ૪૫, પા. ૩૭.

એ ધણીએ તે પછી ફરીથી અરજી કીધી અને તેમાં લખ્યું કે "અનજુમન છે તે ખુદા છે એવુ શમજીને શરવે શાહેબોને અરજ કરૂ છેઉ."[1] એ અરજી ઉપર વાડીઆ નવરોજી જમશેદજીએ શેરો કર્યો કે એ "ધણી કેહે છે જે હેની શંગાતનાને રજા મલી છે તેવારે એને રજા નઇ શાને મલે." એ પત્ર ઉપર શેઠ ફરામજી કાવજીએ શેરો કર્યો જે "હમારી બીના વાડીઆજી નવરોજજીની ચીઠી નીચે લખી છે તે વાચીને તેમ કરીને રજા આપજો." એ શેરાની તારીખ ૧૨ મી ફેબરવારી ૧૮૨૯ છે.[2] ત્યાર પછી શું થયું તેની હકીકત મલતી નથી.

(૧૧) સરકાર દરબારે ધ્યાન ખેંચાયલા મુકદમા.

(ક) ફરદુનજી જમશેદજી નવાબની બાબદ.

આ અરસામાં એક મોટા મુકદમાએ સર્વનું ધ્યાન ખેચ્યું હતું.[3] એ ધણીની હકીકત નીચે પ્રમાણે છેઃ—એની આ મુકદમાવાલી બીજી બાયડી પેહેલે સુરતી બેરામજી જીજીભાઇની ધણીઆણી હતી[4] અને વીધવા થતાં મુંબઇ આવી ત્યારે ફરદુનજી જમશેદજી[5] નવાએ તેણીની સાથે દાના પાડવાની ગોઠવણ કીધી અને રૂ. ૨૦૦૦) રોકડા, કપડું

(૧) ચો. ૨, બા. ૪૮, પા. ૩૮.

(૨) એવણ જે આગલી ચીઠીનો ઇસારો કરેછે તે તા. ૯ મી ફેબરવારી ૧૮૨૯ નાં વાડીઆ નવરોજીનાં એવણ જોગા પત્રનો તેજ દીને તેજ પત્ર પર લખેલા જવાબનો ઇસારો છે.

(૩) માનેકજીએ ખરશેદજીએ "Q in the corner" ના નામે લખેલાં પત્રોમાં (પત્ર ૮ અને ૯) આ ધણીની બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું હતું. હોરમજી બમનજી વાડીઆના મરણ બાદ પારસી પંચાએતની એક પ્રકારની પડતી થાતી આવી હતી, એવા એવણના વીચારના ટેકામાં એવણ આ ધણીનો મુકદમો લંબાણથી રજુ કરે છે. એ બાબેના એવણના લખાણમાં એવણ એક અંગ્રેજ ગ્રહસ્થનો પંચાએતના એક આગેવાન મેમબર ઉપર લખેલો તા. ૨૫ જુન ૧૮૩૦ નો પત્ર પણ ટાંકે છે (જુઓ એવણના પત્રોનો સંગ્રહ, નામે The Parsee Panchayat, pp. 20-22).

(૪) ચો. ૬, બા. ૭૧, પા. ૬૨.

(૫) માનેકજી ખરશેદજીના લખવા પ્રમાણે તેની ઉમર ૭૦) વર્ષની હતી. તેને આગલી બાયડીને પેટે કાંઇ છોકરાં થયાં હતાં નહી, તથા તેના ખેશીઓનો લાભ આ બાબતમાં આ હતો કે તેને આ બીજી બાયડીના પેટે કાંઇ છોકરાં થાય નહી. તે મતલબથી તેઓ મનાફેશો વધારતાં હતાં.

અને જનશ આપવા ઠેહર્‌યું. એ ધણીની રૂ. ૩૦,૦૦૦)ની એક ઘેર સાથે મીલકત હતી. તેણે કબુલ કરેલું કે જો તેને ત્યાં તેણીને પેટે છોકરાં થશે તો મીલકતનો ૩ જો ભાગ તેણીને આપશે. આ પ્રમાણે તા. ૧૨ મી સપટેમ્બર ૧૮૨૬ ને દીને લખત પત્ર થયું હતું અને પછી બન્નેના લગ્ન ( ગગરણું ) થયાં હતાં. ખાવીંદ ખરાબ સ્વભાવનો હતો. તેણે તેણીને વગર વાંકે ઘરમાં બંધ રાખી અને પછી ઘરમાંથી કાઢી મેલી. પોતાની જર જણુસમાંથી તેણીએ થોડોક વખત ગુજરાન કીધું અને તેમ ખરચ કરવા બાદ તેણીને રૂ. ૨૦૦ ) નું કરજ થયું. હવે તેણીના વરે અનબનાવ થવાથી છુટા છેડા માટે અરજી કીધી. તે ઉપર તા. ૧ લી ફેબરવારી ૧૮૨૯ ની પંચાએતની મીટીંગમાં વીચાર કરવામાં આવ્યો. ત્યાં ઠેડાવ્યું કે તેણે ઉપર જણાવેલા રૂ. ૨,૦૦૦) હાલમાંજ એ બાઇને આપી દેવા અને જે દીનથી એ બાઇ આ ધણી ( ફ્રરદુનજી નવાબ ) નાં ઘરમાંથી બહાર જાય તે દીનથી એ ધણીની જીંદગી સુધી, અને કજા રજા થવા પછી ૧૨ ) માસ સુધી, એ બાઇને ખર્ચને કાજે દર માસ રૂ. ૭) આપવા અને એ માટે કોઇ સારા તરાહેત ધણીને ત્યાં રકમ મુકવી કે દર મહીને એ બાઇને તેને ત્યાંથી મુસારો મલતો રહે. એ ધણીની કજા રજા બાદ ૧૨ ) માસ પછી બાઇને કાંઇ મુસારો મલે નહી. પણ બાઇ ઉપર જણાવવા પ્રમાણે રૂ. ૨,૦૦૦) ની જે વીત આપવા ઠેડવ્યું હતું તે ઉપર પોતાનું ગુજરાન કરે.

એ બાબે નવરોજી જમશેદજી બધા સાહેબો ઉપર તા. ૧ લી જુલાઇ ૧૮૨૯[1] ને દીને સરકયુલર કરી જણાવે છે જે બાઇ ઉપલા ચુકાદા પ્રમાણે ઘરમાંથી બાહાર નીકલતી નથી અને ધણી બેદદઇથી વાતો કરે છે. તેથી વહાડયાજી સુચવે છે કે પંનચાએત કરેલા ઉપલા બંદોબસ્તની નકલ ૧ ) એ બાઈ ઉપર પંચાએતના મોબેદ તથા નશેશાલર સાથે મોકલીને તેને હાથોહાથ પોંહુચાડવી અને કેહવાડવું જે " આજથી તે દીન ૪) શુધીની મુદતમો તું પોતાની આબરૂથી ફ્રરદુંનજી નવાબનાં ગરમાંથી બાહેર નહી જશે તો નશેશાલાર તાહારો હાત પકડીને તુંને ગેહરમોથી બાહેર કાડશે. હેવી રીત કેવડાવવું ગંનું જરૂર છે કાંએજે તે બાઇ ફ્રરદુંનજી નવાબનાં ગહરમો રેહીને તે બચારા બુધાં માંનશને ગંની ગાલો આપે છે ને કોઈ દીને ફેશાડ વધી પડશે."

---

(૧) ચો. ૩, બા. ૨૬, પા. ૧૭.

વહાડયા નવરોજી જમશેદજી તા. ૫ મી જુલાઈ ૧૮૨૯[1] ને દીને એ બાબદમાં ભાઈ ફરાંમજી કાવશજી તથા જમશેદજી જીજીભાઈ ઉપર નીચલી મતલબનું કાગલ લખે છેઃ-ઉપર જણાવેલા ઠરાવ પ્રમાણે કાગજ કરીને આપરી સહીઓ લઇને કલાક ૧૨ ) વાગતાં શાપુરદારૂ તથા નશેશાલારની સાથે મોકલ્યું હતું. બાઈએ તે કાગજ ફેંકી દીધુ અને ગાલો દેવા માંડી. સરકયુલરમાં જણાવે છે કે "તે ઉપરથી હમો ભાઈ ખરશેદજીને ચી. ૧) લખી હતી જે તંમો એ બાબે શું વીચાર આપો છો તે ચીઠીનો જવાબ આવેઓ છે તે તંમુને વાકેફ થવાને બીડીઓ છે તે જાંનજો." વધુ જણાવે છે કે આજે કલાક ૧૨ ) વાગતે મોબેદ અને નશેશાલારને પાછા મોકલ્યા હતા અને કહેવાડયું હતું જે "તુંઉ જાએ છે કે નહી. વાશતે તુંઉ નીશે[2] માંનજે જે આવતી કાલે ખસુશ નાલી મોતી અંજુમન મલશે ને તેંએ જે શોખી ને બેઅદબી કરી છે જે અંજુમંનનો કાગલ રશતામો ઉડારી નાંખેઓ છે ને બદ જુબાંનથી બોલી છે તેની તુંને શારી તરાંથી શજા પોહચશે. હેવી રીતે આજે શાપુરદારૂનો છોકરો તા. પેશી નશેશાલ જઈને કેહી આવેઆ તે વેલાએ તેનો ભાઇ આગલ હતો તે એતલો જવાબ વાલેઓ જે બેલાશક અંજુમંન મેલવો. તેથી ભાઈજી હંમારી લખવાની અરજ એ છે જે આવતી કાલે શોમવારે તાબરેતોબ દાદીશેઠની આદરીઆંનમો બેશવું જરૂર છે નહી તો ઓર બેકદ લોકો આપરી હશી કરશે."

ઉપર જણાવવા પ્રમાણે ખરશેદજી માણેકજીએ તેવણુની મસલત પુછાવતાં તા. ૫ મી જુલાઈ ૧૮૨૯ ને દીને વીચાર જણાવ્યો કે પરથમ આપણે સર્વે બેશીને જે ઠરાવવું હોય તે ઠરાવ્યે.

તા. ૬ થી જુલાઈ ૧૮૨૯[3] ને દીને ફરાંમજી કાવસજીએ વાડીઆ નવરોજી વીગેરે ઉપર કાગજ લખ્યો કે "ગેઈ કાલે કાવશજી હંમુને કેઈ ગીઓ જે તે ઓરતે કેએહું જે હું ગરમાંથી બાહેર જશ તારે જણા ૪ ) નાં ખુંન કરીને જશ." તેવણુ સુચના કરે છે જે ફરદુનજી નવાબ એ બાબે સોગંડ ખાએ (સોગંદનામુ કરે) ને પોલીશમાં એ બાબદ રજુ કરે ને "આપરા રપોતને પંન તરાંશલેત કરીને શાતે આપે ને તે પાલીશવારા આપુંનને પુછે તેનો અપરે જવાબ જઇને આપવો (ત્યારે) તેમાંથી એ ફજીએત થઇને બાહેર પડશે."

---

(૧) ચો. ૩, બા. ૨૭, પા. ૧૭. (૨) નાશ્ચય.

(૩) ચો. ૩, બા. ૨૫, પા. ૧૭.

એ પછી તા. ૭મી જુલાઈ ૧૮૨૯[1] ને દીને વાડયા હોરમજી બમનજીનાં ઘેરમાં પચાએતની બેઠક થાઈ હતી તેની હકીકત પરથી માલમ પડે છે કે ઉપલા પારસી ફરદુનજી જમશેદજી નવાબે પોતાના ધણીઆણી આવાંબાઈ સાથે છુટા છેડા કરી તેણીને લખાણુ કરી આપ્યું હતું. તે ઉપરથી એ દીને એ બાઇના ભાઈ મનચેરજી જીવાજીએ મીટીંગમાં આવી બાઈની તરફથી જનશ ૫) રૂ. ૧૨૧૯) ની બાઇને મલી તેની પોંહચ લખી આપી. તે પછી પંચાએતે ઠેડવ્યું કે "બાઈ આંવાં ફરદુંનજી નવાબનાં ગહરમાંથી બાહેર નીકલેથી રૂ. ૭૮૧) પંચાતનાં મેમબરો આપે શહી" અને દર માસે એ પારસી ફરદુનજી તેણીને રૂ. ૭) આપે. આ ઠેડાવ ઉપર નીચલા સાહેબોની પોતાની સહી છે:—વાડીઆ નવરોજજી જમશેદજી, ફરાંમજી કાવશજી બનાજી, વાડીઆ બહમંનજી હોરમજજી, ખરશેદજી માંનેકજી, મોદી સોરાબજી વાછાગાંધી, હોરમજજી દારાબજી, જમશેદજી જીજીભાઇ.

પંચાએતે કરી આપેલી આ ગોઠવણુ પણુ ખાવીંદ તરફથી અમલમાં આવેલી દીસતી નથી, સબબ કે એ બાઇએ એક ગરીબ (pauper) તરીકે જજ સર જોન પીટર ગ્રાંટ (Senior Puisne Justice in the Supreme Court of Judicature at Bombay) ને ઓગસ્ટ ૧૮૩૦ માં અરજ કીધી કે તેણીના ખાવીંદ પાસે તેણીના ગુજરાન માટે કાંઈ અપાવે અને તે માટે એક નાચાર ગરીબ તરીકે કામ ચલાવા બહાલી માંગી. ઉપલા જજે એ અરજી એ બાઈનાં લગનને માટે ખબર કાઢવા અને તે "પોપર" તરીકે ગણુવાને લાયકની છે કે તે બાબે તપાસ કરવા અને તેણુીની હકીકત ખરી છે કે તે જાણુવા ગરીબોના વકીલ (Attorney for Paupers) ઉપર મોકલી આપી. મી. લ્યુક (Luke) નામના ઉપલા એટરનીએ આ અરજી પંચાએતના સાહેબો ઉપર વિચાર માટે મોકલી આપી, સબબ કે તેઓ આગલ આ બાઇનો મુકદમો આવ્યો હતો અને તેઓએ તે બાઇને પોતાના ખાવીંદ પાસે રૂ. ૨૨૫૦) અપાવ્યા હતા. પંચાએત પાસેથી એ ધણીએ સઘલી હકીકતનો રીપોર્ટ માંગ્યો. સેવટે એ બાબે સમજુતી થાઈ અને તેણીના ખાવીંદે તેણીને ગુજરાન કાજે ચોકસ રકમ આપતી કરી.[2] આ

---

(૧) ચો. ૩, બા. ૪૦, પા. ૨૪.

(૨) માનેકજી ખરશેદજીનો " Q in the Corner " તરીકે લખેલો નં. ૯ નો પત્ર.

ધણી ત્યાર પછી એક વરસમાં તા. ૮ મી ઓગસ્ટ ૧૮૩૧ ને દીને મરણ પામ્યો.[1]

રોજ ૧૫મો માહ આવાં ૧૧૯૩ સંવંત ૧૮૮૦ નાં વઈશાખ ૨ ને વાર શનેઉ (તા૦ ૧૫ મેહે ૧૮૨૪) વાડીઆ હોરમજી બમનજીનાં ઘર મધે સમસ્ત પંચાએત મલી હતી.[2] ત્યાં કોલાબેવાલા પારસીની ઓરત હમાઈની ફર્યાદ હતી કે તેણીનો ધણી ખાધાનું તથા કપડાં આપતો નથી ને ઘેરમાં રાખતો નથી. એ ધણીએ

(ખ) કોલાબેવાલાની બાબદ.

(૧) પા. પ્ર. I પા. ૨૪૦, એવણુની ઉમર મરણ વખતે ૬૫) જણાવે છે અને કહે છે કે "એવણ પ્રથમમાં સુરતના નવાબની નોકરીમાં હતા, જેથી 'ફરદુન નવાબ' ને નામે ઓળખાતા હતા. તે પછી મુંબઇમાં આવી કમીસરીએતનાં કેટલાંક કંટ્રાકટો લીધાં હતાં, તેથી તેમાં એક સારી પૂંજી મેલવી હતી." પારસી પ્રકાશ આ ધણીના મુકદમા માટે કાંઇ નોંધ લેતું નથી. માનેકજી ખરશેદજી પોતાના ઉપલાં પત્રોમાના નં. ૯ વાલા પત્રમાં કહે છે કે એ ધણીના ખેશીઓના લાગવગના સબબે હોરમજી બમનજી વાડીઆના મરણ બાદ નબલી પડેલી પંચાએતે એ ધણીની બાઇડીને પુરતો ઇનસાફ આપ્યો નહી.

આ ધણીની બાબતના સંબંધમાં એક અંગ્રેજ ગ્રહસ્થે, જેનું નામ માલમ પડતું નથી, તેણે પંચાએતના એક આગેવાન ઉપર એક પત્ર લખ્યો હતો. તે અતરે માનેકજી ખરશેદજીના પત્ર (નં. ૮) માંથી આપું છું, સબબ કે તે પારસી પંચાએત માટે આગળ ધરાવવામાં આવતું માન અને આ અરસા પછીના કોઇક ફેરવાતા મામલાનો ખ્યાલ આપે છે.

"25th June 1830. My dear Setjee—"You have never obliged me with an answer to my note to you respecting the wife of Furdcon Navaub. I feel particularly interested in this case, and I certainly thought that you as my friend, would assist me in obtaining for this unfortunate woman *common justice*.

"The whole of the Parsee caste ought to combine to do her this justice; her husband should be brought before the Supreme Court, and there made by a jury to compensate for the injury he has done this unhappy woman.

*The wholesome and salutary effects of the Punchyat's decision are now perverted, I am afraid to purposes unworthy the character of a tribunal so many years revered and respected by all caste ;* and thus may be accounted the feeling that the community in general evince to have all their disputes settled in our Courts of Justice.—Yours sincerely."

(૨) ચો. ૫, બા. ૭.

આગલ પંચાએતે ના કહેવા છતાં બીજી બઇરી કરી. આ બાબદમાં લખે છે કે "આજ દંને શરવે મલીને થરાવીઉ છે જે નાલી મોતી અંનજુમંન મેલવીને એ ધણીનું ગેહેર નેઆતબાહાર કાડવું શહી ને એ ધણીની શાથે જે કોઇ હેને બીજી ઓરત કરાવા શુરત ગીઉ હોશે તેનાનેબી નેઆત બાહાર કાડવા શહી." એ પારસી મંનચેરજીને બીજી ઓરત કરાવાનાં કામમાં મદદ કરનાર બાઇને પણ નેઆતબાર કાઢવામાં આવી અને ઠેડગ્યું કે તે ઓરતને તેણીના ખાવંદે પોતાનાં ઘરમાં રાખવી નહી અને રાખે તો તે ધણીને પણ નેઆતબાર ગણવો. આશીરવાદ સારનાર મોબેદોને પણ નેઆતબાર કાઢવામાં આવ્યા.

આ ઠેડાવ ઉપરથી તેજ દીને એટલે તા૦ ૧૫ મી મે ૧૮૨૪[1] ને દીને મી૦ મોર્ગન ( Mr. W. A. D. C Morgan) પંચાએતના સાહેબો, હોરમજી બમનજી, નવરોજી જમશેદજી, ફરાંમજી કાવસજી, ખરશેદજી માણેકજી, જમશેદજી જીજીભાઇ, મુલ્લાં ફીરોઝ, કેખશરૂ સોરાબજી, ખરશેદજી અરદેશર, સોરાબજી શાપુરજી શેઠ, હોરમજી હોરાબજી, ખરશેદજી જમશેદજી દસ્તુર, સોરાબજી વાચ્છા ગાંધી અને પારસી પંચાએતના બીજા મેમબરોને નોટીશ મોકલે છે કે તેઓએ પારસી મંચેરજી એદલજી, જેણે પોતાની આગલી બાયડી પાસે તા૦ ૧૯મી માર્ચ ૧૮૧૯ ને દીને ફારગતી મેલવીને તેણીની રાજીખુશીથી બીજી બાયડી કીધી છે, તેને તેઓએ નેઆતબર મુકયો છે તે ખોટું કર્યું છે, સબબકે પારસીઓની નેઆત ( caste )માં એવાં લગનો થય છે. માટે તેઓએ પોતાનો નેઆતબારનો હોકમ ફેરવવો. નહી તો તેઓ સાંમે સુપરીમ કોર્ટમાં પગલાં લેવામાં આવશે.

એ બાબે સવંત ૧૮૮૦ નાં વઇશાખ વદ ૭ ને વાર ગરેઉ રોજ ૨૦ મો માહ આવાં શને ૧૧૯૩ ( તા. ૨૦ મેહે ૧૮૨૪ ) ની સમસ્ત અનજુમનની મીટીંગ શેઠ દાદીભાઇ નશરવાંનજીનાં આતશબેરાંમમાં મલી. તે વખતે પંચાએતના સાહેબોના કામને બહાલ રાખવામાં આવ્યું અને એ ધણીને નેઆતબાર મુકવામાં આવ્યો. વધુ ઠરાવ થયો કે "પારશી મંનચેરજી એદલજી કોલાબાવાલાને આજ દીને નેઆતબાર કાડો છે વાશતે એની જુની મોહોરદાર ઓરતને ગુજરાંન ચાલવાને વાશતે હેનાં માએ બાપે અરજ કીધી તે વાશતે પનચાતનાં ધરમખાતાં મધેથી માસ ૧ ) નાં રૂ. ૫ ) અંકે પાંચ લેખે દર

---

(૧) ચો. ૧ ક, બા. ૧૪, પા. ૧૩ માં આ નોટીસની અંગ્રેજી નકલ છે.

મહીને મહીને આપવાનું ઠેરાવું છે જાં શુધી તે બાઇ જીવે તાં શુધી આપે શહી પણ જે દીવશે તેની કઇ બદફેલી માલમ પડે તે દીવશથી કઇ આપવું નહી ને જે કંઇ તેની તખશીર પરમાંણે શમશત પંનચાત અથવા શમશત અનજુમન શજા દેવી ગતે તે પરમાણે શજા દેશે શહી. "[1]

આ બાબદના સંબંધમાં તા. ૨૨ મી ઓગસ્ટ ૧૮૨૪[2] ને દીને અતરેના પંચાએતના સાહેબો સુરત મોદીજી કેખશરૂ દાદાભાઇ ઉપર નીચલી મતલબનું કાગળ લખે છેઃ—એ ધણી પારદી મંચેરજી એદલજી સોપારીવાલા કોલાબા મધે રહે છે. તેણે ઓરત સાથે સેજ મીનાકેસો પડેલો હતો તે ઉપરથી બીજી બૈરી કરવાની રજા માંગી હતી તે આપી નહી હતી. તે ધણી હાલ સીગનપોર જઇને વગર રજાએ પારસી સાપુરજી પટેલની છોકરી સાથે નાતરૂં કરી આવ્યો છે માટે તેને નેઆતબાર મુકયો છે. તે ઉપરથી મોદીજી સાહેબે તે છોકરીનાં માય બાપ પાસે જામીન લીધા હતા કે તે છોકરી મુંબઇ જાય નહી. મુંબઇવાલા સાહેબો તે ઉપરથી જણાવે છે કે તે છોકરી (એટલે નાતરાંની બૈરી) મુંબઇ આવી છે માટે જામીનના સંબંધમાં જે કાંઇ કરવું હોય તે ઘટતું કરવું. મુંબઈવાલા સાહેબો લખે છે કે કોલાબા મધે પારસી રશતમ કતરાજ રહે છે, તેની બાયડી રતનબાઇ, જેનીનો બાપ ધનજી ભીખા ભાઠામાં રહે છે તેણીએ એ કારજ કીધું છે. "એ વાત ખરી છે કે ખોતી છે તે તજવીજ કરીને લખજો." સબબ કે જો વાત ખરી હોય તો એ પારસી રસતમ કતરાજનાં ઘરને નેઆતબાર મુકવામાં આવ્યું છે તે નકકી કરવામાં આવે. એ ધણી અને તેની બાયડી એ કારજ કરવાનું ના પાડે છે. વધુ લખે છે કે "હમરો શરેશતો છે જે કોઇ પનચાતની વગર રજાએ" એમ બીજી બાયડી કરે તેને અને તેની સાહવાલાઓને પણ નેઆતબાર કહાડવા અને તજવીજ કરી સજા કરવી.

એ પછી તા. ૨૪મી માર્ચ ૧૮૩૦[3] ને દીને એ ધણીએ પંચાએતના સાહેબોને અરજ કીધી અને માફ માંગી, સબબ કે તે બીમાર પડયો હતો. તેણે લખ્યું કે "મારાં હાડને થેકાને કરાવો ને દુખમાંમો મુકો જે તમો કેઓ તે પરમાંને હુંમો એ કબુલ કરૂચ તે મંને રજા આપો. એ જાંહાંનમાં તમો શાહેબો મંને

(૧) ચો. ૫, બા. ૮, પા. ૫. (૨) ચો. ૧ક, બા. ૨૮, પા. ૨૧.
(૩) ચો. ૬, બા. ૨૬, પા. ૧૯.

માફ કરશો તો પેલી જાંહાંન ખોદાબી માફ કરશે.....હંમોબી ગુજરેઆ પછે તમારા હકમાં દુઆ માંગશ......તમો શાહેબો ગોઆ મહેર દાવર છો તેથી રાશતી વાતે લાંબો વીચાર કરીને મારો ગુંના બખશવો.....ગુજરતી વખતેબી તમોને તશડી આપીને માંફ માંગુ છેઉ તે પરથી વીચાર કરજો જે અંનજુંમંનનાં પાંઉ પર મારૂ માથું મુકીને માફ માંગુ છેઉ." આ પત્ર ઉપર કોલાબેવાલા ૧૩ ) જાણીતા સાહેબોની શાખ છે.

ખરશેદજી માણેકજી એની અરજી ઉપર સેરો કરે છે કે તેની માફી કબુલ રાખી મુનાશેબ છે. "કોન જાંને કાલ કેવી છે ને કદાશ અંનજુમંન મેલવતાં વાર લાગે વાશતે હંમે હમારી તરફથી એ ગરીબની હઇઆતીમો તકશીર માંફ કીધી છે."

૧૨. એક મરનાર ભાઇનો પાલક તે મરનાર ભાઇની બઇરી સાથ પરણે કે?

એક ધણી જે પોતાના મરનાર ભાઇનો પાલક થયો હોય તે તે મરનાર ભાઇની બૈરી (ભાભી) સાથે પોતે પરણી શકે કે તે બાબતના આ અરસામાં બરપા થયલા સવાલમાં પંચાએતે કેટલોક ભાગ લીધો હતો.

અત્રેથી ખરશેદજી માણેકજી સુરત ખાતે મોદીજી કેખશરૂ ઉપર સંવંત ૧૮૮૨ નાં શ્રાવન વીદ ૧૨ ગરેઉ (ઈ. ૧૮૨૬) ને દીને પત્ર[1] લખે છે કે "છોકરીનુ દેર છે તે છોકરીને શીખવીને શુરત મધે ગઓ છે વાશતે તેની તજવીજ કરજો જે તે ધણી પોતાના ભાઇનુ પાલક થઓ છે તે હવે તે ભાઇની ઓરતનુ છોકરો કેવાઓ છે વાશતે એ ધણી તે ઓરત શાથે દાના પારે તે આપરી દીનમો ફરમાવે છે કે નઇ તેની તજવીજ કરીને એ છોકરીના માએ બાપ ગરીબ છે (તેઓ) નો ઇનશાબ આપાણા દીનના ફરમાને મનાશીબ જાણો તે પર તે હેકમો ફરમાવજો."

૧૩. બાયડીનું ભરણપોશન નહી કરનાર એક ધણીની બાબદ.

તા. ૭મી ફેબરવારી ૧૮૨૭ ની પંચાએતની મીટીંગમાં પારસી ખરશેદજી એદલજી દખણીની બાયડી હીલાઇએ ફર્યાદ કીધી કે ખાવંદ ઠેરવેલો મુસારો ત્રણ મહીના થયા આપતો નથી તે ઉપરથી ઠેડાવ થયો કે બાઇને અરજી રેકારડર ઉપર લખી આપી સરકારમાં ફર્યાદ કરાવવી ને તેટલાં તેણીને પંચાએતનાં ફંડમાંથી દર માસે રૂ. ૫) આપવા.

---

(૧) ચો. ૧ ક, બા. ૫૮. પા. ૪૮.

(૨) ચો. ૫, બા. ૨૯, પા. ૨૬.

તા૦ ૭ મી ફેબરવારી ૧૮૨૭ [1] રોજ ૭ માહ અમરદાદને દીને વાડયા હોરમજી બમનજીનાં ઘર મધે પંચાએતની મીટીંગ મલી હતી, તે વખતે રૂસમતજી માણેકજીએ આવી પોતાની ઓરતની ઉપર બદફેલીનો વાંક શાબેત કીધો અને બીજી બાયડી કરવાની પરવાંનગી માંગી. મીટીંગે ઠેડવ્યું કે એ ધણી પોતાની પહેલી બાયડી રતનબાઇને દર માસે રૂ. ૫) આપવા કબુલ થાય તો બીજી બાયડી કરવાની પરવાંનગી આપવી. પંચાએતે પોતા તરફથી પણ એ બાઇને રૂ. ૩) આપવાનું ઠેડવ્યું. પણ જો એ બાઇ નોસારી પોતાને વતન મધે જાય તો પંચાએતના સાહેબો તેને દર માસે રૂ. ૫) આપે. વધુ ઠેડવ્યું કે ઉપલી બાઇની કજા રજાએ સર્વ ખર્ચ ઉપલા રૂસતમજીએ કરવો. એ બાઇએ ઘર કરવું હોય તો સુખેથી કરે.

૧૪. જનાકારી કરનારી ઓરતનો ખાવીંદ બીજી ઓરત કરવા માંગતાં તેને માથે પેહલી ઓરતના ભરણ પોશણની ફરજ.

છુટા છેડા કેટલેક સબબે કરવા દેવામાં આવતા. આ અરસામાં એક બાઇએ ખાવીંદની ખરાબ બીમારી સબબે છુટા છેડા કરવા માગ્યા તે ના પાડવામાં આવ્યું. એ બાબતમા મુંબઇવાલા ૭) સાહેબોએ સુરત મોદીજી કેખશરૂ દોશાભાઇ ઉપર સંવંત ૧૮૮૩નાં માહ વીદ ૧ વાર બુધે રોજ ૧૩ માહ ૫મો ૧૧૯૬ (તા૦ ૧૨ ફેબરવારી ઇ. ૧૮૨૭) ને દીને એક કાગજ [2] લખ્યો, તેમાં જણાવ્યું કે એક ધણીની બાઇડીએ પોતાના વરને ચાલુ બીમાર જણાવી તેને છોડી જઇ બીજો ધણી કરવાની મકસદ જણાવી. એ લોકો સુરતથી મુંબઇ આવેલાં અને મુંબઇમાં શેઠ ખરશેદજી માણેકજી શરાફનાં ઘરમાં સરવે વાતની તજવીજ થઇ. છોકરીવાલાઓએ છોકરીને સાથે રાખવાની આનાકાની કીધી. "તારે હેને ધમકાવીને કઇઊ જે આબરૂમો મરદની શાથે જાએ અગર આજારી છે તો પુરો આરામ થાએ તાં શુધી દુનીઆદારીનુ કામ નો કરતી પન એ આજારી એને રાધી ખવારજે તથા બીજી ચાકરી કરવી પડે તે કરજે." તે વારે બેહાઇનો જવાબ ઓરતની તરફનાં સર્વે મરદોએ દીધો. એમ તકરાર થવાથી સર્વ પંચાએતના ભાયદાઓ બેસીને બેઠક કીધી ત્યારે તે ઓરતની તરફના મરદો ગયા અને કહ્યું કે ઓરત તો બારકસમાં[3] પોતાનાં બાપને ઘર ગઇ છે. ત્યારે પંચાએતવાલા સાહેબોએ તે લોકોને ધમકાવ્યા જે તે ઓરતને તમોએ નહસાડી મેલીચ તે

૧૫. બીમારીના સબબ કાજે છુટા છેડાની મનાઇ.

---

(૧) ચો. ૫, બા. ૨૮, પા. ૨૬. (૨) ચો. ૧ ક, બા. ૮૩, પા. ૬૧. (૩) વાહાણ.

મંગાવી આપો નહીતો તમારા ઘરનાં અંધ્યારૂં બંધ કરશું. આવી બાબદ હોવાથી મુંબઇવાલા સાહેબો સુરત મોદીજીને લખે છે કે એ બાઇને બીજું ઘર કરવાની રજા આપે નહી. "અગર ઓરત આજારી પડે છે અથવા લંગરી લુલી થાએ છે તારે મરદ રાખે છે કે નઇ વાશતે મરદ આજારી હોએ તારે ઓરત ચાકરી કરે નઇ તો બીજુ કોણ કરે. "બીજુ શુ લખીએ. હેવા કજીઆ આપરી પંનચાતમો શોહો પનશ [1] ચાલે છે. તે જેમ કઇ બને છે તેમ કરીએ છે. તેજ રીતે હંમેશા ભલુ જે તંમે બહુ મેનત કરો છો પન હવે લોકો ગણા બેકી ગઆ છે તે ખુદા જાને આપરા લોકો આગલ જતાં શુ હવાલ થાશે તે વાતનુ હમુને મોતો અંધેશોઃ રેહે છે."

"રોજ ૨૧ ગુઆદ [2] માહા ૫ અમરદાદ ૧૧૯૬ સવંત ૧૮૮૩ માહા વીદ ૯ વાર બુધ (તા. ૨૦ ફેબરવારી ૧૮૨૭) ને દીને" મુંબઈવાલા પંચાએતના ૭ સાહેબો સહી કરી એક કાગજ [3] મોદીજી પર લખે છે કે કારજ થયા પછી અને કપરાંની જોર અને રૂપ્યા પેહરાવ્યા પછી અને માછલી મોકલ્યા પછી એ છોકરીનો બાપ (માનેકજી નશરવાંનજી સંતોક) કારજ તોડી બીજે ઠેકાણે છોકરીને અડરાવા કહે છે. તે માટે તેને સમજાવા સુરત મોદીજી કેખશરૂ દોશાભાઇ ઉપર તેઓ કાગજ લખે છે કે "આપરો શરેશતો છે જે છોકરીની કદ ખોદાઇ એક થેકાને કીધેલી હોએ તે બીજે થેકાણે થાએ નઇ ને જે કારજ થએલુ છે તે કદી ફરનાર નથી." આ પછી આ ધણીએ જણાવ્યું કે કારજ થાયું નથી. તે ઉપરથી અતરે નાની મોહતી અનજુમને દાદીશેઠનાં આતશબેહરાંમમાં પાડ પાડોશીઓની જબાની લીધી ત્યારે માલમ પડયું કે કારજ જે થાયલું ના પાડવામાં આવેલું તે થાયું હતુ અને માછલી મોકલી હતી અને કપરાં પેહેરાવ્યાં હતાં. એ પરીણામથી તા. ૨૨ એપ્રીલ ૧૮૨૮ રોજ ૨૨ ગુઆદ મા. ૭ શને ૧૧૯૭ ના પત્ર [4] થી મોદીજીને વાકેફ કરવામાં આવ્યા અને અરજ કરી કે માનેકજી નશરવાંનજીને સમજાવીને સાજવારીનું કામ કરાવવું. જો "તંમારો શુકન નહી માને તો હેના ગેરનુ હંધારૂ બંધ કરજો અથવા તંમારો બીજો શરેશતો હોએ તે પરમાણે એ વાત દબાવીને કેવી."

૧૬ કારજ તુટે નહીં તે બાબે કાલજી.

---

(૧) સો પાંચસો. (૨) રોજ ૨૧ તે રામ જોઇએ. હીંદુ તીથી, એ રામ રોજ સાથે મલેછે.
(૩) ચો. ૧ ક, બા. ૮૪, પા. ૬૨. (૪) ચો. ૧ ક, બા. ૯૨, પા. ૬૮.

બીજો દાખલો નીચલો છેઃ તા. ૫ મી નવેમબર ૧૮૨૯ ને દીને નશરવાંનજી સુથાર પંચાએતને અરજ કરે છે અને પોતના છોકરાનું કારજ ખરશેદજીની છોકરી ધનબાઇ સાથે થયું હતું તે તોડી નાખવા રજા માંગે છે. [1] વાડીઆ નવરોજી જમશેદજી, છોકરીની મા કમજાત છે એમ પોતે કરેલી પુછપરછથી જાણી. એ કારજ તોડવાની ખુશી જણાવે છે. શેઠ ફરાંમજી કાવજી એમ કારજો તોડવાની સલાહ બાબે અણગમો જણાવે છે. તેવણ તા૦ ૬ થી નવેમ્બરે મીનીટ લખે છે કે "અંજુમનને બંધે તરફનુ શાંભલીને એ કારજ કાએમ રાખેઉ જોઇએ. ને છોકરીનો બાપ માએ નહી કબુલ કરે તો અંજુમંન મલીને શજા આપીને કારજ રાખેઉ જોઇએ. હેવાં કારજને ભગશો તો આપડો કદીમ ધારો ખરાબ થાશે ને રોજ હેવો કજીઓ આવશે. કંમજાત કે જાત હેવે જેહો એ તે એક બીજાનું નશીબ તે પોતે ભાગવે પંન કારજ થાઈઉ તે ભંજાએ નહી."

૧૭. રાખેલી સ્ત્રીઓની બદી અટકાવવા કાજે બંદોબસ્ત કરવાનો ઇરાદો.

તા. ૨૨ મી ફેબરવારી ૧૮૨૯ ના એક સરકયુલર[2] પ્રમાણે કોલાબેવાલા એક પારસીએ પોતાની રાખેલી સ્રીને પેટની છોકરી, જેને કોલંબોમાં સદરો પેહરાવેલો હતો, અને જે અત્રે તેનાં કુતુંબ સાથે કેટલાંક વરસ થયાં આવી રહેલી હતી, તેને પરણાવાની પરવાંનગી માંગી. તે સરકયુલર ઉપર શેઠ ફરાંમજી કાવશજી તા૦ ૨૩ મીએ શેરો કરે છે કેઃ "આપરી કોમમા ગણીજ અએબ વધી જાએ છે તેથી પનચાતના મેમ્બરો હવે બંધોબશ કરો તો કઇબી જરતોશતી કોમમા એવા પાપ ધનકાએ પન તમો શાહેબો રીગલીશન (રેગ્યુલેશન) બાંધવાના છેઓ તેથી તંમોને આગલા છોકરાવોને લેવા લખેઆ છે તેથી રજા આપજો." તા. ૨૩ મી ફેબરવારી ૧૮૨૯.

૧૮. કોઇક સંસારી મુકદમામાં પંચાએતના સાહેબો ગાંઠથી રૂપીઆ ખરચતા.

કોઇક સંસારી મુકદમામાં પંચાએતના સાહેબો ગાંઠથી રૂપ્યા ખરચી કોઇક ગરીબ બાજુને મદદ કરતા હતા. એવો એક દાખલો નીચલો છેઃ તા. ૨૮ મી ડીસેમ્બર ૧૮૨૮ ને દીને[3] બાઇ કુંવરબાઇ તે પારસી જમશેદજી રતનજી સંતોકજી વાડીઆની છોકરીએ પંચાએતના સાહેબોને અરજી કીધી જે "હંમારો ખાવંદ શી શુરતમો ગુજરેઆ બાદ હંમુને હંમારી શાશુ કશી

(૧) ચો. ૬. બા. ૧. પા ૨. (૨) ચો. ૨, બા. ૫૪, પા. ૪૧.
(૩) ચો. ૩, બા. ૩૦, પા. ૧૮.

પાંતીએ ખરચ કુંટનનું પુછેઉ નથી તેને આજ વરશ ૬) થયાં છે ને હાલ હંમુને બીજું ગેહર કરવાનું મલેઉ છે પન હંમારી શાશું અટકાવ કરે છે ને પોતાનાં જરીઆંનનો દાવો કરે છે તેથી હું તમો શાહેબોને અરજ કરૂચ જે મારી પાશે કાંઇ છે નહી." એ બાઇની અરજી ઉપર મેમબરોએ જણાવ્યું કે "એ બાઇને ખાધાનું તા. પોશાકનું મલેઉ નહી હોએ તો તે બાબે ભાઇ ખરશેદજી માંણેકજી તજવીજ કરે ને એ બાઇને રજા આપે. તે ઊપરથી ભાઇ ખરશેદજીનાં તજવીજ કીધાથી તો હેવું માલંમ પડેઉ જે એ બાઇની શશુ તે વખતે અનરે હાજર હતી નહી તેથી ભાઇ ખરશેદજીએ તે બાઇના ભાઇ પાશેથી લખાવી લીધું જે અગર એ બાઇની શાશુનો દાવો ખરો થરે તો જે કાંઇ પંચાતનાં શાહેબો થેરવે તે કબુલ કરે એ રીતે લખાવી લઇને તે બાઇને બીજું ગેહર કરવાની રજા આપી હતી." ત્યાર પછી શાશુ તરફથી કેટલીક હકીકત જાણીને પંચાએતના સાહેબોએ તા. ૧૯ મી મે ૧૮૨૯ ને દીને મલીને વીચાર કરીને ઠેરવ્યું કે અરજદાર બાઇની પાસે સાસુ તરફની "કાશબી શારી નગ ૨) હોએ તે પાછું આપે ઇઆ નહી તો તે શારી નંગ ૨) નાં રૂ. ૯૦) રોકડા આપે ને જરીઆંનને પેતે રૂ. ૧૨૫) રોકડા આપે તે મલીને રૂ. ૨૧૫) બશે પંદર એ બાઇનો ભાઇ જેને પંચાતને લખી આપેઉ છે તે ધંની આપે શાહી."

તા. ૧૯ મી મે ૧૮૨૯ ને દીને પંચાએનના ત્રણ સાહેબોએ શહી કરીને ઉપલી અરજદાર બાઇનાં ભાઇ નસરવાંજી જમશેદજી રતનજી સંતોકને એ બાબે પત્ર [1] લખ્યો. એ પછી તા. ૨૭ મી ઓગસ્ત ૧૮૨૯ ને દીને વાડયાજી હોરમજી બમનજીનાં ઘરમાં સર્વ સાહેબોએ મલી વીચાર કરતાં ઉપલી બાઇ (સાસુ) ને રૂ. ૨૦૦) આપવાનો ઠરાવ કીધો. તેમાં રૂ. ૭૫) (આગલ જણાવેલા રૂ. ૧૨૫ ને બદલે) જરીઆનનાં અરજદાર બાઇના ભાઇ આપે. બાકીના ૧૨૫) પંચાએતના મેમબરોએ પોતે નીચે પ્રમાણે આપ્યા:—

રૂ. ૫૦) વહાડયા નવરોજી જમશેદજી
રૂ. ૨૫) વહાડયાજી બમનજી હોરમજી
રૂ. ૨૫) ફરાંમજી કાવશાજી
રૂ. ૨૫) જમશેદજી જીજીભાઇ

(૧) ચો. ૩, બા. ૩૧, પા. ૧૮.

કોઈ બાઇને વર નહી પુછતો તો પંચાએત તપાસ કરી તેણીનો પગાર વર પાસે બંધાવતી અને તે બાહરોબાહારથી બાઇને મલતો રહે એમ કરતી. તા૦ ૧૧-૨-૧૮૨૯ ને દીને[1] પંચાએતના ૪) સાહેબોએ એક મીટીંગમાં મલી પોતાની સહી સાથે પોતાના કામની નોધ લીધી અને એક બાઇનો તેણીના ખાવીંદ પાસે રૂ. ૧૨) નો પગાર ઠરાવી આપ્યો. એ રૂ૦ બાઇને બહારોબહારથી મલે તેમ તેણીના વરે બીજા ધણી પાસે લખાવી આપ્યું. પોતાના ઠેડાવમાં એઓ લખે છે કે "જે કંઇ એ ધંનીએ પરથંમ પોતાની ધંનીઆંનીને આપેલું હોએ તે એ બાઇને બખશીનદા છે ને હવે પછે એ બાઇને ખરચને કીજે હેની હઈઆતી સુધીનો મુશારો દર માસ ૧) નાં રૂ. ૧૨) અંકે બાર લખેનો આપે શહી.......... એ બાઈની કજા રજાએ હેની પાછલ રૂ. ૫૦૦) પાંનશો નો ખરચ કરે શહી." જમશેદજી મનચેરજી નામનો પારસી તા૦ ૪ એપ્રોલ ૧૮૨૯ ને દીને એ બાઇને દસ્તવેજ કરી આપી દર માસે વર તરફથી રૂ. ૧૨) આપવા કબુલ થાયો.

૧૯. કોય બાઇનો વર નહી પુછતો હોય તો તેણીનો પગાર બંધાવી આપવો.

એક ધણી નામે એદલજી કાવશજી આમરીઆને લગન થવા પછી માલમ પડયું હતું કે તેની બાયડી તો એક જુદદીન માતાને પેટની હતી. તેથી તેણે તેણીની સાથે રાહતવાત બંદ કરી જીવતી બાયડી ઉપર બીજી બાયડી પંચાએતની રજા વગર કીધી હતી. તે ઉપરથી પંચાએતે તેને ન્યાત બાહાર કાહાડયો. તે ઉપરથી એ ધણીએ તા. ૧૪ મી મેહ ૧૮૨૯ ને દીને[2] પંચાએતને અરજી કીધી કે તે બાબેની તેની તકસીર માફ કરવી. એ ધણી કારણ જણાવે છે કે તેને બચપણમાં અદરાવેલો હતો. તેથી સમજમાં આવતાં તેને માલમ પડયું કે તેનીસ્ત્રી ઓદીન (જુદદીન) માયની છે તેથી તે દુર રહયો ને ૧૫) ૧૬, વરસ સુધી પોતાનાં જાનની ખોવારી કીધી. એ બાબે તેણે આગલ જમશેદજી બમનજી વાહડીઆને અરજી કીધી હતી ત્યારે તેવણે કહયું હતું કે પેહલે એ ઓરતને બીજો મરદ કરાવે અને પેહલે એ ઓરતને રાજી કરે. તેમ

૨૦. એક જુદદીન માએની પેતની છોકરા સાથે રાહતવાત નહી કરનાર ધણીની બાબદ.

(૧) ચો. ૩, બા. ૧૬, પા. ૧૩.
(૨) ચો. ૩, બા. ૨૧-૨૨, પા. ૧૫.

કરીને ફારગતી લખી લીધી ત્યાર પછી શેઠ ખરશેદજીએ "પંન પોતાનાં ગહરમો હલાશો દેઇને કેઉ જે તુંઉ તારૂ કામ કરી લેએ આતલા બીજાઓએ કીધું છે તે પરમાંને તેનાંનોનાં રાહા થાશે ને તારોખી થાશે." તે પછી એ ધણી કહે છે કે તેણે બીજી બૈરી કીધી. તેને નેઆતબાર મુકવામાં આવ્યો તેથી તેણે અરજી કરીને નેઆતમાં આવવા માંગ્યું. એ ધણી જે કોચમેન હતો, તેની અરજીને તેના શેઠ મી. ન્યુનહેમે (Newnham) ટેકો આપ્યો છે.[1]

૨૧. લગનના અવસરે ધર્મખાતાંઓમાં રૂપ્યા આપવાની બાબદ.

આગલા બાબમાં લગનના બંદોબસ્તોની હકીકતમાં આપણે જોયું કે લગન તાંકણે જ્યારે સેંકડો અને હજારો રૂપ્યાનો ખર્ચ થાય ત્યારે ધર્મખાતે કોઇ રકમ આપવાની સીફારસ થાઇ હતી. એવું દીસે છે કે એ સીફારસની અસર થાઇ હતી અને એ અરસામાં કોઇક સાહેબો લગનને અવસરે પણ પંચાએતનાં ફંડમાં રકમ ભરતા હતા. સને ૧૮૨૩-૨૪ ના હીસાબમાં એવી ભરાયલી રકમ રૂ. ૧,૦૪૨ ની જમે થાઇ છે. એ બાબદનો તે વખતનો ખ્યાલ આપવા માટે એ રકમ કેમ જમે થાઇ છે અને તેની બક્ષેશ કયા પુરૂષો તરફથી થાઇ છે તેની જાણ માટે એ હકીકત નીચે આપું છું[2]:—

"૧,૦૪૨ ) બીજુ કેટલાએક લોકોનાં છોકરાં પરણાં તેવારે પોતાની ખુશીથી શરેશતા કરતાં પણ પંનચાતનાં ધરંમ ખાતે વતા રૂપીઆ આપા છે તેહની વીગત.

૧૦૧ ) મેરવાંનજી માંણેકજી તબાકનો છોકરો પરંણેઓ તેનાં રૂ. ૧૦૧ ).

૧૫૦ ) ફરદુનજી લીમજી ભીખાબેરાંમનાં પોતે બીજી વાર પરણેઆ તારે આપા છે.

---

(૧) મી. ન્યુનહેમનો પત્ર જેમ અક્ષરેક્ષ નકલ થયો છે તેમ આપું છું.

"Mr. Newnham presents his compliments to Framjee Cowasjee and the respectable members of the Parsee Punchayit begs to recommend the case of his Coachman to their favourable consieration. He is a very desireing excellent man and if he has . committed any faults in his cast, which can be pardand Mr. Newnham trusts they may be forgiven. Explanade 12th May 1829."

(૨) તા. ૧૨-૪-૧૮૨૪ નું મુંબઇ સમાચાર, પા. ૨૨૪.

૫૦ ) હીરજી નવરોજી લાહેરની છોકરી પરંણી તારે આપા છે.

૫૦ ) ફરાંમજી નશરવાંનજી બાટલીવાલાની છોકરીનો છોકરો બીજીવાર પરંણેઓ તારે આપા છે.

૧૫ ) હોરમજી ખરશેદજી પોટરની ભાંણેજ પરણી તારે આપા છે.

૨૦૦ ) જીજીભાઇ દાદાભાઇ મુગ નાંનો છોકરો પરંણેઓ તારે આપા છે.

૧૨૫ ) મેરવાંનજી માંણેકજી પટેલની છોકરી પરણી તારે આપા છે.

૧૨૫ ) પેશતનજી એદલજી પાઠકનાં છોકરા શોરાબજી તથા ફરાંમજીનાં છોકરા ૨ ) પરંણાં તારે આપા છે.

૫૦ ) ફરાંમજી કુકાજી ભરૂચાની છોકરી પરણી તારે આપા છે.

૧૨૫ ) દાદાભાઇ કાવશજી શાએરનો છોકરો માંણેકજી બીજી વાર પરંણેઓ તારે આપા છે.

૫૧ ) મેતા શાપુરજી પેશતનજીની છોકરી પરંણી તારે આપા છે."

III.

## ધર્મ સંબંધી બાબદો.

આ અરસામાં બનેલા બનાવોમાં કેટલીક ધર્મ સંબંધી બાબદો હતી, જેમાની નીચલી મુખ્ય છે કે જે ઉપર કાંઇક વીગતે હું બોલીશ.

૧. વરસાદ માટે જશન તથા તે સાથે ન્યાતનું જમન.
૨. પાલકની બાબદ.
૩. કબીસો.
૪. ધર્મ સંબંધી નજરે લગનમાં મસાલ સલગાવવાની અને તાસાવાલા બેસાડવાની મનાઇ.

૫. પારકા ધર્મની માનતા માટે સજા.
૬. મુકતાદમાં રમાતી કુસ્તી બાબે અટકાવ.
૭. ગંહમબારો.
૮. રવાન માટેના લવાજમો અને નશેશાલારોને લગતી બાબદ.
૯. એક પારસીને પારસી પાસેજ ફાંસી દેવાડવી.
૧૦. દસ્તુરની નેમણુંકની બાબદ.
૧૧. મુકતાદમાં વરાવાને દીને હરીસાની ચાશની.
૧૨. ગેહાનને નીરંગ લગાડી પાક કરવી.
૧૩. આજથી ૧૦૦) વરસ પર નવજોત થતાં બાળકથી કયાં કયાં ભણુતર બાબે આશા રાખવામાં આવતી.
૧૪. આજથી ૧૦૦) વરસ પર રવાનની જરૂરી ધારવામાં આવતી ક્રીયા.

૧ વરસાદ માટે જશન તથા તે સાથે ન્યાતનું જમન.

એવું દીસે છે કે કોઇ વખતે વરસાદની તંગીની વખતે જાહેર મોટું જશન કરવામાં આવતું. ત્યારે તે જશન બાદ આખી કોમની નેઆતનું જમણ પણ થતું હતું. તા. ૧૦ મી ઓગસ્ટ ૧૮૨૪ સંવંત ૧૮૮૦ નાં શ્રાવણ વદ ૧ વાર ભોમે ને દીને[1] ૬૧૯૧૬ નો ખર્ચ ઉધર્યો છે. તેની નોંધમં લખે છે કે "વરશાદ નહી આવેઓ તે બાબે જશંન કીધુ. પંનચાત શરવેના શ. ૧૮૮૦ નાં જેઠ વદ ૧૪ થી તે અખાડ શુદ ૮ રોજ ૨૪ ને માહાં ૯ થી તે રોજ ૧ માહાં ૧૦ રશમી સુધીને શરવે આદરીઆંનમાં પનવાનુ કાંમ કરાવેઉ પનાચતને નાંમનુ તેનો આંકડો ૧ પનાંમંનીનો કુલે આદરીઆંન તા. આતશબેહેરાંમનો મલીને કુલ રૂ. ૬૧૯૧૬ દોકરાનો તે રોકડા હા. અંધારૂ ખરશેદદારૂ એદલજી વાછાનાને રોકડા આપેઆ છે તેની વીગત છે."

એ વીગત ઉપરથી માલમ પડે છે કે ૧૪ દરેમેહર (તેમાં એક દાદીશેઠનું આતશબેહરાંમ)માં ભણતર કરવામાં આવ્યું હતું. કોઇ દરેહમેહર (દાદીશેઠની) નોજ ઓછામાં ઓછો ખર્ચ રૂ. ૧૩૫૬ દોકડાનો છે અને વધતામાં વધતો ખર્ચ (શેઠ માણેકજી શેઠની અગીઆરીનો), રૂ. ૧૩૧૫૨૨ નો છે. એ મોટા આંકડાની વીગતમાં જણાવે છે કે વંદીદા" ૪૨ તા. ઇજશને ૪૩ તા. દરૂન મેજ

(૧) હીસાબનો પેહલો ચોપડો, પા. ૨૨.

આફ્રરગાંન તા. રોજ ૩૦ ઇજશને તા. સુખદ લોબાંન તા. એશ[1] ભંનાંવી તા. મોબેદોએ આવાંઇજત નીઆશ ભંનાંવી તે સુધાં રૂ. ૧૩૧॥૨૨. ”

આ જુદી જુદી દરેહમહેરમાં ભણતર રોજ ૨૪ માહ ૯ ૧૧૯૩ (તા. ૨૫ જુન ૧૮૨૪) થી રોજ ૧ માહ ૧૦ સુધી જુદે જુદે દીવસે કરાવામાં આવ્યું હતું. એ દરેમેહર ઉપ્રાંત ગામના ૯ પંથકીઓ હસ્તક પણ ભણતર કરાવ્યું હતું. એ ઉપ્રાંત તા. ૩૦ મી જુન ૧૮૨૪ ને દીને ગામનું જશન આતશબેરાંમમાં કીધું. તેનાં રૂ. ૩૬૯) ૩ ઉધર્યા છે.[2] પારસી પ્રકાશ ( I. ૧૮૨) પ્રમાણે એ દીને દાદીશેઠનાં આતશબેહેરાંમમાં જશન કરવા બાદ “પારસી પંચાત તરફથી........શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આદરાંનવાલાં મકાંનમાં નેઆતનું જમન કીધું હતું.” એ જમનનો ખર્ચ પંચાએત તરફથી થયો હોય તેની નોંધ મલતી નથી. આ અરસામાં એક વરસ (વરસનો સને જણાવ્યો નથી) એ જશનોનો ખર્ચ કુલે રૂ. ૨૫૦। જણાવ્યો છે.[3]

૨. પાળકની બાબદ.

આપણે આગલા બે બાબો (બાબ ૫ અને ૬) માં પાલકની બાબદની કેટલીક આગલી હકીકત આપી છે.[4] આ અરસામાં મુંબઇમાં બનેલી એક હકીકત દેખાડે છે કે પાલકનો સવાલ આગલા વખતમાં એક અગતનો સવાલ ગણાતો હતો. તા. ૨૦ મી નવેમબર ૧૮૨૨[5] રોજ ૨૦ માહ ૨ સને ૧૧૯૨ ને દીને મુંબઇ મધે એક પારસી બેરાંમજી કોઆભાઇ જે અસલ રાંદેલનો રહેવાસી હતો તે ગુજરીઓ. એ ધણીનાં ઉથમણાંની ભેગી મીજલસમાં મરનારના ભાઇને પાલક કરી આપ્યો હતો. તે બાબે કોઈ વાંધો યા ચુનોચરા ઉથવાથી તેની નોંધ દસ્તાવેજ રૂપે મીજલસમાં હાજર રહેલા કેટલાક સાહેબોએ પોતાની સહી સાથે કરી આપી છે. એ નોંધમાં લખે છે કે “તેને પેતે કોઈ ફરજંદ હતું નઇ તેથી તેને હમારી જરતોશતી દીનના હોકમ મુજબ ઊઠીઆણાને દીને પાલક છોકરો કરી આપેઓ જોઇએ તે અતર હમારી હજુરમાંહાં ઊઠીઆણાને દીને મરનાર મચકુનાં ભાઈ નવરોજજી કોએઆજીને મરનારનો પાલક છોકરો કરી

---

(૧) યસ્ત. (૨) ૧૮૨૪ ના સાલનો હીસાબનો પહેલો ચોપડો, પા. ૨૫.

(૩) ચો. ૧૩, બા. ૫૮, પા. ૫૨. (૪) પા. ૭૪, ૧૧૯ થી ૧૨૨ અને પા. ૧૫૫ (૫) ચો. ૧ ૪, બા. ૪૬, પા. ૩૪.

આપેઓ." એ દસ્તાવેજ જેને ખરશેદજી માણેકજી સુરત ખાતે મોદીજી કેખશરૂ દોશાભાઈ ઉપર તા૦ ૫ મી જાનેવારી ૧૮૨૬[1] ને દીને એક કાગજ લખતાં "મેજર"[2] કરી લખે છે, તે ઉપર જે સહીઓ છે, તેમાં એક "ખુરશેદ દશતુર જમશેદજી" એવી સહી છે. એ દસ્તુર તે વખતે ઉથમણુંની મીજલસમાં હાજર હશે તેથી તેવણે સહી કરી છે. ખરશેદજી માણેકજી પોતાનાં મોદીજી ઉપરનાં પત્રમાં જણાવે છે કે એ મેજર ઉપર તેવણનાં દેખતાં કેટલાક સાહેબોએ સહી કીધી છે. તે ઉપર ૧૬) જણની સહી જણાય છે. એ મેજરનું મથાલું નીચે પ્રમાણે છેઃ—

"શ્રી શુરત શેરની અદાલતના ઇનશાફ કરનારા શાહેબ લોકો તથા જરતોશતી ફેરકાની અનજુમનના શાહેબ લોકોની ખીજમત માહાની શ્રી મુંબઈની જરતોશતી ફેરકાની અનજુમનવાલા તથા બીજા નીચે શઇ કરનારાવોએ મેજર કરીને મોકલેઓચ"[3]

આ અરસામાં પાલકના સંબંધમાં એક બીજો સવાલ બરપા થયો હતો જે ખરશેદજી માણેકજી સંવત ૧૮૮૨ ના શ્રાવણ વીદ ૧૨ વાર ગરેઉના[4] (તા. ૨૯ મી ઓગસ્ટ ૧૮૨૬) ના દીનનાં પત્રમાં મોદીજી કેખશરૂ દોશાભાઈ ઉપર કાગજ લખી જાહેર કરે છે. એક ધણી ગુજરી ગયો ત્યારે તેનો નાલો ભઈ, જે તેની બાઈડીનો દેર ગણાય તેને પાલક કરી આપવામાં આવ્યો. પછી તે ભાઈ પોતાની ભાભી સાથે દાણા પાડવા નીકલ્યો. એ બાબતનો આપણે આગલ ઇસારો કર્યો છે. (પા. ૩૩૧).

---

(૧) ચો. ૧ ક, બા. ૪૬, પા. ૩૪.

(૨) ફારસી મેહજર એટલે નામું, "A memorial, a representation."

(૩) જો કોઇ ધણીને એકજ છોકરો હોય તો તે છોકરો કોઇ બીજાને કરી અપાય નહી. જો તેવા છોકરાને અંજુમનમાં બીજાના પાલક તરીકે જાહેર કીધો હોય તો તે ખોટું ગણાય. આવી બાબદની ફરયાદનો એક દાખલો આપણને પાછલા વરસની એક નોંધમાંથી મલે છે. ત્યાં એક ધણી બીજા માટે નીચલી મતલબની ફરયાદ કરે છે: એક બીજો ધણી તેના છોકરાને પોતાને ત્યાં લઇ ગયો છે ને ત્યાં રાખ્યો છે. હું બુઘો થયો છું. અને ઉપલે સબબે છોકરા વીનાનો થઇ ગયો છું. તેથી છોકરાને પાછો અપાવો. (ચો. ૭, બા. ૧૦, પા. ૭). એ બાબદમાં વાડીઆ નવરોજી જમશેદજી ૮ મી ફેબરવારી ૧૮૩૧ ને દીને સુરત મોદી રૂસ્તમજી ખરશેદજી ઉપર પત્ર લખી એ બાબદમાં પુછપરછ કરવા કહે છે. (ચો. ૭, બા. ૫૦, પા. ૩૩.)

(૪) ચો ૧ ક, બા. ૯૮, પા. ૪૮.

૩. કબીસો.

**આ અરસામાં કદમી અને શેહનશાહી વચ્ચેની કબીસાની તકરારની** બાબત બરપા થાઇ હતી. ભરૂચવાલા દસ્તુર અસપંદીઆરજી કામદીનજીએ[1] કબીસો આપણી દીનમાં જાએજ છે એમ દેખાડનારી પોતાની કેતાબ લખી તે સુરતમાં છપાવવાની તૈયારી કીધી હતી. તેમ કરવા અટકાવવા મુંબઈની પંચાએતના સભાસદો, જેઓ મોટે ભાગે શહેનશાહી હતા, તેઓએ પેહેલે ૧૮૨૬ માં પગલાં લીધાં, એવી મકસદથી કે કોમમાં પાછો કડવાશ નહી થાય. પણ પાછલથી (૧૮૨૭ માં) તેઓની લાગણી ફેરવાઈ અને દસતુર અસપંદીઆરજીની તેમજ દસ્તુર એદલજી સંજાનાની આ બાબતની ચોપડીઓને તેઓએ ટેકો આપ્યો. આ હકીકત એ બાબેના પત્ર વેહેવારના નીચલા ઈન્તેખાબ ઉપરથી જણાશે.

(ક) કબીસાની સને ૧૮૨૬ ની શરૂઆતની હકીકત.

તા૦ ૨૩ મી જુન ૧૮૨૬ રોજ ૨૪ માહ આદર સને ૧૧૯૫ યજદેજરદીને દીને અતરેની પંચાએતના ૧૦) સાહેબો સુરત મોદીજી કેખશરૂ ડોસાભાઇ, બીજા સાહેબો અને સમસ્ત અનજુમન ઉપર પત્ર[2] લખે છે તે ઉપરથી માલમ પડે છે કે એ (ઇ. ૧૮૨૬) ના વરસમાં ભરૂચવાલા આ દસ્તુર અસપંદીઆરજી કામદીનજીએ કબીસાની બાબદમાં આ નવી ચોપડી લખી હતી, એવું દેખાડવા કે કબીસો આપણી દીનમાં વાજબી છે. તેવણે અત્રે મુંબઇમાં એક ધણી પર એ બાબે કાગલ લખ્યો હતો કે તે ચોપડી છપાવામાં આવે. તે ધણીએ જવાબમાં લખ્યું હતું કે "તે ઉપરથી શી રીતના ફીશાદ ૧) આગલ થાએલો છે તે તમુને શારી પખે રોશન છે વાશતે એવી ચોપડીઓ છપાવીને શું કરો છો આપરે કોઇ કબીશો આએ વખતમો કરી શકતા નથી તથા કદમી લોકોને કઇ આપરે કઈ રશમી કરી શકતા નથી

---

(૧) રોજ ૬ માહ ૯ સને ૧૧૯૩ (ઇ. ૧૮૨૪) ને દીને ખરશેદજી માનેકજી શરાફ ભરૂચ દસ્તુરજી અસપંડીઆરજી ઉપર લખેલાં કાગજ ઉપરથી માલમ પડે છે કે તે વખતે એ દસ્તુરજી ભરૂચની અનજુમનનાં વડા અકાબર હતા. ખરશેદજી માણેકજી એ પત્રમાં એવણુનાં પીતાને અને કુંતુંબને નાચે પ્રમાણે યાદ કરે છે. "તમારા મુરબ્બાજીની મેહરબાની હતી તે પરમાંને હંમેશા મેહરબાની રાખતા રેહજો ને તમારા શાહેબજાદાઓને દુવા સલામ તથા સર્વે માલ હમારી બંદગી પોંહચાડજો." આ વકયમાં "માલ" શબ્દ "મલી" માટે ભુલથી લખાયલો દીસે છે.

(૨) ચો. ૧ ક, બા. ૫૫, પા. ૪૨.

અથવા રશમી લોકો છે તેને કઇ કદમી લોકો કદમી[1] કરી શકતા નથી. એ તો ખુશીનો શોદો છે. જેને શુજે તેવો હેશાબ શમજીને પોતાનુ રોજ મહા પડે[2] છે ને શરવે કોઇ કાબીશા બાબદની તથા રોજ મહા બાબદની ચરચા મેલી બેઠા છેઇએ તમો વરી કબીશા બાબદની ચોપડી છપાવીને નવો ફીશાદ શુ કરવા પેદા કરેઓ."

એવું દીસે છે કે ભરૂચથી દસ્તુર કામદીનજીના છોકરા અસપંદીઆરજી સુરતમાં એ ચોપડી છપાવાને માટે આવ્યા હતા કે રૂ. ૭૦૦) ના ખર્ચથી ૧૦૦૦) નકલ એ ચોપડીની છપાવવી અને તે દર રૂ. ૩) ની કીંમ્મતે વેચવી. તે ઉપરથી એ ચર્ચા બરપા થાઇ હતી. તે ઉપરથી સુરતવાલા પેસ્તનજી વકીલે અત્રે મુલ્લાંફીરોજ ઉપર એ બાબે કાગજ લખી વાકેફ કીધા અને એવી મતલબનું લખ્યું કે "મુંબઇનાં કદમી લોકો ફરમાવે તો તે છાપનાર ઉપર તથા છપાવનાર ઉપર અદાલતમાં ફર્યાદ કરૂં." તે ઉપરથી કેટલાક કદમી સાહેબો મુલ્લાં-ફીરોજનાં આતશબેરાંમમાં મલ્યા હતા અને ત્યાં નવરોજી વાડીઆ, ફરાંમજી કાવજી અને ખરશેદજી માણેકજી પણ હાજર થયા હતા. કદમીવાલા સાહેબો કહેવા લાગા કે સુરતવાલા રસમી આગલ રહીને નવો ફીસાદ પેદા કરે છે. તે ઉપરથી મોદીજી ઉપર અત્રેની અનજુમન તરફથી રોજ ૨૪ માહ આદર ૧૧૯૫ તા૦ ૨૩ જુન ૧૮૨૬ ને દીને કાગજ લખવામાં આવ્યે, કે "મેરબાની કરીને આએ હમારો કાગલ વાંચતા વાર જે કોઇ ભરૂચથી આવેલુ હોએ તેનાને બોલાવીને મને કરજો જે એ ધરમનુ કામ છે જેહેમ જેહેની ખુશી પડે છે તે પરમાણે ચાલે છે વાશતે હેવું છપાવીને ફીતનુ પેદા કરવો કઇ શજાવર નથી."[3] વધુ લખે છે કે હવે આગલની માફક કદમી અને શેહનશાહીઓ વચ્ચે અદાવત નથી. ખુશી ખુશાલીથી શાદી રામશનીમાં ભેલાય છે. સારે માથે એક બીજાને ત્યાં જાય છે. બેટી બેટા એક બીજાને આપે છે ત્યારે "હેવી ખુબીભરેલી દોશતીમાં નવો ફીશાદ શુ કરવાને પેદા કરવા દીજીએ." વધુ આ મતલબનું લખ્યું કે તમારી તરફવાલા કોઇ ધણી એ છપાવવાના કામમાં સામેલ હોય તેને સમજાવી અટકાવજો. રશમીવાલા છપાવશે તો કદમીવાલા કાંઇ બેશી રહેવાનાં નથી. એમ છાપાછાપી થવાથી "અંગરેજી લોકોમો તા. બીજા ધરમવાલા લોકો મધે આપરી નવી

---

(૧) નકલમાં "રશમી" બોલ છે તે ભુલ છે, તે અંહી સુધારી છે.

(૨) પડે છે. (૩) ચો. ૧ ક, બા. ૫૫, પા. ૪૨.

રશવાઇ શરખુ થઇ જાશે ને વરી આપરામો એક બીજાને મનાકેશો પેદા થાશે." વધુ સુચવે છે કે ભરૂચના મોબેદ લોકોને તમે સમજાવજો કે એ ચોપડી છપાવે નહી, નહીતો તેઓને ઘણું પસતાવું પડશે, "કાએજે આગલ રોજ માહા બાબદ એક એકની જાન ઊપર વાત આવી હતી." વધુ લખે છે કે તે ધણી જો નહી માંને ને છપાવાની ખાંહુશ કરે તો તેને જણાવવું કે તમારી તરફવાલા દાનાવ કદમીવાલાઓ હોય તેઓ પોતાની તકરાર સંભલાવે અને પછી તેની તરફનું સાંભલે. "બેઊ તરફના દાખલા આપરી દીનના અવશથાએ[1] હીશાબે હોએ તે ખરૂ માનવા નઇ તો મુશલમાન લોકોએ તો આપરી અદાલત[2]ને લીધે ગણી તેથી ખોતુ ખોતુ લખુ છે તેથી કીતાબનો જે કાઇ બતાવે તે તમો કઇ માનશોના ને આપરી દીનની માતબર જે કઇ જુની કીતાબ, તે કીતાબથી વાકેબ થઇને હમુને લખી જણાવજો. પછે હમારી તરફનાં દાનાવ દશતુરોને તથા કદમીઓને દેખાડીને જે થરસે તે તમુને તથા ભરૂચવાલા દશતુરોને લખી જણાવીશુ. તાં શુધી હરેક તરેથી શમજાવીને ચોપડી છપાવાનુ બંધ કરજો." વધુ જણાવે છે કે સર્ત સમજાવત નહી ફાવે તો છાપાખાનાંવાલાને સમજાવજો કે એથી કદમી તથા રસમીઓ વચ્ચે ફીશાદ ઉઠશે માટે છાપવું નહી. તે છાપશે તો કદમી લોકો તેની ઉપર ફર્યાદી માંડશે તો તેને ઘણું ભારી પડશે.[3]

(ખ) દસ્તુર એદલજી સંજાનના સાથે કબીસાની ચોપડી બાબે પત્ર વેહેવાર.

એવું દીસે છે[4] કે એક વરસના અરસા બાદ પંચાએતના કોઇક સાહેબો જેઓ કબીસાના આ સવાલની ઉપર આગલે વરસ ઠંડું પાણી રેડવા માંગતા હતા, તેઓએ સને ૧૮૨૭ માં એ બાબદમાં કાલજી દેખાડવા માંડી. રોજ ૮ માહ ૬ સને ૧૧૯૬ (તા૦ ૯મી માર્ચ ૧૮૨૭) ને દીને સુરતથી દસ્તુર એદલજી સંજાણા, જેવણ એવણનાં પત્રમાં લખવા પ્રમાણે આશરે ૨૫) વરસ પર મુંબઇ પહેલા આવેલા હતા અને આ કાગજ લખતી વખતે ચાર માસ થયા સુરત ગયલા, તેવણ એક પત્ર ખરશેદજી માણેકજી ઉપર લખીને પોતાના ભાઈ બેરામજી મારફતે પાંહોંચાડયો. એ પત્રમાં પોતે અવસ્તા, પેહલવી, પાઝંદ, રેવાયત, જામાસ્પી, જીજ (ખગોલ વીધ્યા)

---

(૧) અવસ્તાના. (૨) અદાવતને બાબે ભુલથી અદાલત લખાયલું દીસે છે.

(૩) ચો. ૧ ઠ, બા. ૫૫. આ ચોપડી છપાતી અટકાવાની કોશેશ કરવા છતાં તે જુલાઇ ૧૮૨૬ માં બહાર પડી હતી. (૪) ચો. ૧ ઠ, બા. ૮૬, પા. ૬૫.

તથા સંસકીતની હકીકતને આધારે કબીસાની એક ચોપડી બનાવવાનું જાહેર કરે છે, જે તેવણે મુંબઈ શેઠ બમનજી હોરમજી વાડીઆ ઉપર મોકલી હતી. તે વાંચી ખરશેદજી માણેકજી તા૦ ૧૮ મી માર્ચ ૧૮૨૭ ને દીને લખે છે કે[1] "ખુદાતાલા તમુને શલામત રાખે ને હજાર હજાર તમારા ઊપર તથા તમારા ઊશતાદ[2] ઊપર હજાર આફરીન હોજો જે તમો આપરી જરતોશતી દીનનુ આમને શારૂ ગની તશદી લઇ અશલ કેતાબ પેહેલવી તથા જંદ પાજંદ તથા ફારશી કેતાબના શરવે દાખલા લખી મોકલા છે તે શેનશાહી જરતોશતી (ઉપર) ગણી મેહેરબાની કીધી છે......તંમે એ ચોપડી ઊપર બીજા શરવ દશતુરોની શહી કરાવી નથી વાશતે શરવ શાહેઓને વીચાર પડશે તેથી હેની નકલ તમારી પાશે બીજી હશે તે ઊપર તમો આવો તારે ભરૂચ તથા શુરત તથા નોશારીવાલા દશતુરજીઓની શઇ લેતા આવજો ને હંમે શાંભલુંજે તમો મુબાઈ આવવાના હતા પન તંમારી તબીએતની કાએલીને લીધે અતકાવ પડેઓ છે તે ખોદાતાલાએ આરામ કીધો હશે પન એ ચોપડી મોકલીને તમે નીચીદેર શુરતે શુરતમો બેશી રેવું નઈ. વાશતે જારે તમોને તબીએતને જરા આરામ થાએ તો તરત નીકલી આવજો." ખરશેદજી માણેકજી આ પત્રમાં જણાવે છે કે મુલાંપીરોજજી કદાચ એ બાબદમાં કાંઇ પુછશે અને તેનો ખોલાસો એવણુની બરોબરીઆ કરશે ત્યારે લખનારનેજ જવાબ આપવા કેહેશે માટે "એક લખુ એક લાખવાર જાણીને કાગલ વાચતા વાર મુબાઇ રવાના થાશો. વારે તમારા ગલી ગુચીનુ જબાબ તંમે દઇ શકશો તે વારે તમારી મેનત કીધેલી શરવે શાહેઓની હજુરમો શફલ થાશે."

**(ગ) દસ્તુર અસપંદીઆરજી કામદીનના બેટાઓ સાથે કબીસાની ચોપડી બાબે પત્ર વેહેવાર.**

રોજ ૩૦ માહ ૧ ૧૧૯૭ ય. ઝ. તા૦ ૧લી નવેમબર ૧૮૨૭ને દીને ખરશેદજી માણેકજી ભરૂચ અસપંદીઆરજી કામદીનજીના બેટા ઉપર કાગજ[3] લખી મરનાર અસપંદીઆરજીની કેતાબ તરફ દીલસોજી દેખાડે છે કે તે છપાવવાથી "ગોઆ કુલ શેનશાહી જરતોશતી લોકો ઊપર મોતુ હેશાન કીધુ છે...અનજાના હતા તે લોકોને પુરૂ માલમ થાઇઊ છે જે કબીશો આપરી દીનમો રવા છે."

(૧) ચો. ૧, ક, બા. ૮૭, પા. ૬૬. (૨) નચીંતે.

(૩) ચો. ૨, બા. ૩, પા. ૯. આ પત્રમાં તે વખતના ઘણા જાણીતા અંગ્રેજોના નામો મળે છે જેઓ ફારસી જાણતા હતા અને તેથી તેઓ ઉપર કબીસાની ચોપડીઓ મોકલી હતી.

આ પત્ર કાંઇક અગતનો આશરે ૧૪ ) મોટા ફકરાનો લાંબો પત્ર છે, જેમાં ખરશેદજી માણેકજી કબીસાના સંબંધમાં એક યા બીજી બાજુથી છપાયલાં લખાણોની લંબાણ હકીકત આપે છે અને આશા રાખે છે કે શેહનશાહીઓ તરફનાં લખાણો પરથી કદમી સાહેબો ઉપર કાંઇ અસર થશે. "તે વારે તેવોન શમજીને શેનશાહીને શામેલ થાશે તો પોતે આએ જેહાનમો શરખરૂ થાશે ને પેલી જાન મધે તેવોન પોતાના તથા તેવોની શાત પેરીના [1] રૂવાનોને બેશ મુકાન હાશીલ કરશે. ને પછે તો ચુરીગર લોકો જો કાંઇ જાની જોઇને પોતાની જુઠી મમત કરશે તે કાએમત શુધી જબાબ દેવો ગનો ભારી પડશે." વલી અસપંદીઆરજીની આગલી કેતાબની નકલ બાકી હોય તો તે જાણવા માંગે છે કે તેનો ખપ કરાવી આપે. બીજું અસપંદીઆરજીના છોકરાઓએ જે કેતાબ તૈયાર કરવા માંડી હતી તે તાકીદે મોકલવા કહે છે.

દસતુર અસપંદીઆરજીની નઇઅતે નીઆત.

આ મુજબ એક બે વરસમાં મુંબઈની પંચાએતના શેહનશાહી આગેવાનો આ કબીસાની બાબદમાં તીક્ષણ લાગણી દેખાડવા લાગા, તે આ ઉપરથી માલમ પડે છે કે અતરે અસપંદીઆરજીની વરસીને તાંકણે લોકોએ તેવણની નૈયતે નેઆત જમાડી હતી. ખરશેદજી માણેકજી લખે છે કે "બેશતી દશતુરજી અશપંદીઆરજીની નઇઅતે વરશી ઊપર હમારા ભાએડાવો મલીને નાત જમાડી હતી. તે શવાએ બેશતીનો નઇઅત બીજા ગના લોકોએ દરોન આફ્રરગાન ઇજશની વંદીદાદ શાવ શુધા કરાવું હતું તે તો તમુને રોશન થઊ હશે પન તે મીજલશની રોખશની [2] જે કઇ બેશતીની નઇએતના દાડા ઊપર હેવી તો બની છે જે હેવી આદગારી જનમ શુધી ચાલી જશે. એજ બેશતીને ખોદાતાલાની તરફથી બખશીશ થઇ છે." [3]

(ઘ) દસ્તુર એદલજી સંજાનાની ખોરેહ વહીઝક ૧૦૧)

ત્યાર પછી ખરશેદજી માણેકજી તા૦ ૩જી જુન ૧૮૨૮ને દીને પત્ર [4] લખી દસ્તુર એદલજી દોરાબજી સંજાણા પાસે "ખોરેહ વહીઝક" નામની કેતાબ તૈયાર કરાવી છપાવી હતી તેની ખબર આપી સુરત ખાતે મોદીજી રૂસ્તમજી ઉપર તેની નકલ મોકલે છે. એ પત્રમાં જણાવે છે કે

---

(૧) સાત પેહેડી.

(૨) અવસ્તા "રઓક્ષની" રોશની. મતલબ કે મીજલસનો દબદબો.

(૩) ચો. ૨, બા. ૩, દ. ૧૪, પા. ૧૬. (૪) ચો. ૨, બા. ૧૭, પા. ૧૫.

જુના પોશવાલાએ કબીસાની ચોપડીઓ વેંહચવામાં ઘણી હરકત કીધી હતી.

આ બાબદની શરૂઆતમાં આપણે જોયું કે અત્રેવાલા સાહેબો પહેલે અસપંદીઆરજી કામદીનજીની ચોપડી છપાવવાની પણ વીરૂધ હતા કે તેથી કદમી અને શેહનશાહીઓ વચે અનબનાવ વધે, પણ ૧॥ બે વરસના અરસામાં તેઓના વીચારો ફેરવાયા, તે એટલે સુધી, કે ખરશેદજી માણેકજી તા૦ ૩જી જુન ૧૮૨૮ નાં અસપંદીઆરજીના ૪) છોકરાઓ જોગા પત્રમાં લખે છે કે "એ ('ખોરદેહ વહીજક') કેતાબની નેકનામીનો પાઇઓ તમારા મુરબી બેહેશત મુકાની દશતુરજી અશપંનદીઆરજી કામદીનજીથી ચાલો છે."[2]

૪.ધર્મ સંબંધી નજરે લગન-માં મસાલ સલગાવવાની અને તાસાવાલા બેસાડવાની મનાઇ.

તા. ૬થી એપ્રીલ ૧૮૨૭ રોજ ખોરદાદ માહ મેહરને દીને દાદીભાઇ નશરવાનજીનાં આતશબેરાંમમાં મલેલી સમસત અનજુમનની મીટીંગે ઠેડવ્યું[3] જે "લગણ મધે મશાલ તથા હુલાલ લગાડે નહી. અગર રોશનીનુ કામ પડે તો ફાનુશ લગાડીને કામ કરે શહી. તથા તાશવાલાને કીજે પોતાના બારણા આગલ આતશ રાખે નહી કાંએજે તે આતશ મધેથી તાશવારા ઉકે તથા તંબાકુ તથા બીરી પીએ છે. વાશતે તે તાશવાલાને હવે પછે જે કોઇ આતશ આપશે તે ધણીને પંનચાતનો તકશીર વાર થશે." સમસત અનજુમનની આ સભાની હકીકત ઉપર ૨૦) સાહેબોની સહી છે.

૧૮૨૩ ના સાલમાં પંચાએતે જે રેગ્યુલેશન ઘડયાં હતાં તેમાં લગન સંબંધી બંદોબસ્તોમાં આ બાબદમાં નં ૭ અને નં ૧૯ ના બંદોબસ્તો ઘડયા હતા.[4] એ લગનના બંદોબસ્તો સેવટના અનજુમનની સભામાં બહાલ રહયા હતા નહી, તેથી ધારી શકાય છે કે અનજુમનની આ સભામાં આ બે બાબદના બંદોબસ્તો, જેઓને આતશ સાથે સબંધ છે, તે બાબે બહાલી મેલવવામાં આવી.

---

(૧) એવું દીસે છે કે "જુના પોસ્ટવાલા પારસીઓ" ફરદુનજી મરજબાનજીના કોઇ ખેશીઓ હોવાને સબબે તેઓ ઉપર શક નાખવામાં આવતો હતો કે તેઓ શેહનશાહીઓ તરફની ચોપડી બરાબર વેંહચતા ન હતા. તે ઉપરથી નવા પોસ્ટવાલાઓ શેહનશાહી અનજુમનના કાગજ પત્રો તપાસીને પોંહચાડવા કાજે ઉભા થયા હતા.

(૨) ચો. ૨, બા. ૧૮, પા. ૨૦ (૩) ચો. ૫, બા. ૩૦, પા. ૨૬.

(૪) જુઓ ઉપર પા. ૨૦૮ અને ૨૦૯.

આગલ સવંત ૧૮૭૬ નાં કાતરક શુદ ૩ ને વાર ગરેઉ તા. ૪ થી નવેમબર ૧૮૧૯ ને દીને ઠેડવ્યું હતું કે "આપરા મરદ

૫. પારકા ધર્મની માનતા માટે સજા.

લોકો તથા બઇરાં લોકો હીનદુનાં તથા મુસલમાંનનાં તથા હરકોઇ બીજી જાતવાલાનાં ધરંમ પરમાંણે માંનતા કરે નહી તથા હવે પછે કોઇ બઇરાં પારકા ધરંમવાલાનાં ઠેકાણાં ઉપર માંનતા ચડાવા જાએ નહી." એ આગલો[1] ઠરાવ પંચાએતે ૧૮૨૩ માં છપાવી બાહેર પાડેલા "પારસી પંચાતના રીગલેશન"[2] માં ૨૭ માં બંદોબસ્ત તરીકે પાછો જાહેર કર્યો હતો. તેવા બદોબસ્તનો અનાદાર કરવા માટે સજા કરવાનો એક દાખલો નીચે પ્રમાણે છે:—

તા. ૬થી એપરીલ ૧૮૨૭ ને દીને મલેલી શેઠ દાદીભાઇનાં આતશબેરાંમમાં-મલેલી સમસત અનજુમનનાં કામની મીનીટ[3] પરથી માલમ પડે છે કે એક અંધ્યારૂ જે ગોવાલીઆ તલાવ પાશે પારશી હીરજીભાઇ રેડીમનીવાલી અગીઆરી મધે બોય દેતો હતો તથા વંદીદાદ ઇજશનેનું કામ કરતો હતો તે પોતાનાં ઘરનાં છોકરાંઓને મહાલખમી મધે તથા મામાઅરજાની મધે મુસલમાનનાં ગોરસથાંન મધે માનતા માટે લઇ ગયો હતો. અનજુમને તેને બે વરસ સુધી ચોજદાથ્રગરીનું કામ કરવાથી તથા પાદશ ઉઠયાને તથા નાન્યા મધે જમવા જવાથી બંધ કીધો.

આગલા વખતમાં મુકતાદમાં કુસતી રમાડવાનો રેવાજ હતો. તેમ રમાતાં કેટલીક વાર હાર જીત થતાં મારામારી થાતી હતી. તે

૬. મુકતાદમાં રમાતી કુસ્તી બાબે અટકાવ.

સબબે તા. ૬થી એપ્રીલ ૧૮૨૭ રોજ ખોરદાદ માહ મેહેરને દીને દાદીભાઇ નસવાંનજીનાં આતશ બેરાંમમાં મલેલી અનજુમને ઠેડવ્યું [4] જે "દોશલાં મધે કુશતી રમારે છે........હવે પછી કોઇ કુશતી રમારે નહી અને જે કોઇ હેવા કામના મેનીજર થશે તે ધણીને પંનચાતની નજરઓ થરશે તે પરમાણે શજા દેશે."

તા. ૧૮ મી સપટેમબર ૧૮૨૮[5] ને દીને ખરશેદજી માણેકજીએ પંચાએતના ચાર ત્રસ્તીઓને નામે અને પંચાએતના મેમબરોને

૭. ગહમબારો

નામે એક સરકયુલર કહાડયું અને દર વરસે ગહબાર કરવાને માટે ચોકસ ફંડ કરવાની સુચના કીધી. એ સરકયુલર ઉપરથી પંચાએતના ગાંહમબારોના જાહેર ખાનાઓ બાબે નીચલી હકીકત મલે છે:—

---

(૧) જુઓ પાનું ૨૧૮. (૨) રેગ્યુલેશન.
(૩) ચો. ૫. બાબદ ૩૦. પા. ૨૭. (૪) ચો. ૫, બા. ૩૦, પા ૨૭.
(૫) ચો. ૨, બા ૨૦, તથા ૧૦૨. ચો. ૫, બા. ૪૭, પા. ૪૪.

૧. ઈ. સ. ૧૮૨૩ની ઘણુ આગમચ પંચાએત તરફથી વરસનાંછ ગહબારો કરવામાં આવતા હતા પણ તે ઉંગરાણું કરી ને અને, જેઓ ગંબારનું ખાણું લેવા આવે તેઓ પાશે કોઈક અમુક વધતી ઓછી ફી લઈને કરવામાં આવતા. એમ કયારથી શરૂ થયલું તે ચોકકસ દીસ્તું નથી.

૨. ૧૮૨૩ ની થોડુંક આગમચ આ ઉગરાંણુનાં ફંડનાં ગંહબારની હીલચાલ બંધ થઇ, એવા વીચારથી, કે એમ કરવા માટે ગરીબો પાસેથી પણ ફી લેવામાં આવે છે, તેને બદલે એક ઉંગરાણાનું ફંડ કરવું, કે તેની આવકમાંથી ગહંબાર કરવામાં આવે. એ કાજે ગંહબારનું ફંડ સને ૧૮૨૩ની આગમચ સ્થાપવામાં આવ્યું.

૩. સને ૧૮૨૪ ના પંચાએતના હીસાબના પેહલા ચોપડામાં વહાડયાજી હોરમજી બમનજીને ત્યાં તેવણ હસ્તક પંચાએતની જે પુંજી હતી તેની કુલે રૂ. ૧૫૮૬૩ા૬૬ ની રકમમાં ગહંબારની તે વર્ષમાં આવેલી રકમ રૂ. ૮૧૦) જણાવી છે.

એવું દીસે છે કે કદમીવાલા સાહેબો અને શેહનશાહીવાલા સાહેબોએ જુદી જુદી ટીપ ઉભી કીધી હતી. કદમીઓની ટીપ તેઓની સંખ્યાનાં પ્રમાણમાં મોટી થવાથી તેઓ વરસનાં ૬) ગહંબાર કરતા હતા. શેહનશાહીની ટીપ પુરતી થાઈ નહી હતી. તેથી પરીણામ એવું આવ્યું કે પંચાએત હસ્તક આગલ માફક ગંહંબાર થાયા નહી—નહી ફી ઉંગરાવેલા ૬ ) ગહંબાર થયા કે નહી ગહંબારનાં ફંડમાંથી થયા.

૪. સને ૧૮૨૮ની આગમચ જુદા જુદા ગ્રહસ્થો અથવા ધંધાદારીઓ પોત પોતામાં ઉંગરાણું કરી નીચલા ગહંબાર કરતા હતા.

(ક) તીર મહીનાનો એક ગહંબાર શેઠ વહાડયાજી હસ્તક બંદર સાથનો, જે "બંદરીઆનો ગહંબાર" કહેવાતો હતો.

(ખ) શેહરેવર મહીનાનો ગહંબાર જે શેઠ દાદી ખરદી નામના ગ્રહસ્થ ઉંગરાવીને કરતા હતા.

(ગ) મેહર મહીનાનો ગહંબાર જે "ટકાઇ" ગહંબાર કેહવાતો હતો, કારણ કે તે ધંધાદારીઓ પાસે ટકો (કદાચ માસીક કે વારસીક આવક ઉપર સેંકડે ટકો ૧) ઉંગરાવી કરવામાં આવતો હતો. તે શેઠ એદલજી બાટલીવાલા નામના ગ્રહસ્થ કરતા હતા.

(ઘ) દેઅ મહીનાનો ગહંબાર જે પસતાકયાઓનો ગહંબાર કેહવાતો હતો. [૧]

---

(૧) એ ચારમાંથી ફકત આ ચોથો પસતાકયાઓનો ગહંબાર હજુર ચાલુ છે. તે દેએ મહીનામાં બીજા ગહંબારને દીને હાલે થાય છે.

આ ગહંબારની બાબદમાં પંચાએતના સાહેબો અને પસતાકયા સાહેબો વચ્ચે થોડોક મતફેર ઉઠયો હતો. આગલ જ્યારે કોઇ ગહંમબારો નહી કરતું હતું, ત્યારથી પસ્તાકયાવાલા સાહેબો દે મહીનાનો પેહલો ગહંબાર કરતા હતા, પણ જે દે મહીનાના પેહલા ગહંબારપર કોઇને ત્યાનાં ચહારમ, માસીસો, વરસી યા એવા બીજા અવસરનું ન્યાતનું ખાંણુ થતું, તો તે દીવસે પસતાકયાવાલા સાહેબોને બદલે બીજા ધણીને રજા આપવામાં આવતી હતી. જમશેદજી જીજીભાઇએ ૧૮૨૮નાં સાલમાં દેહ મહીનાનો પેહલો ગહંબાર કરવાની પરવાંનગી માંગી, સબબ કે આગલનાં એકાદ સાલમાં એવણે પોતાનું જીંદરવાંન (મેહર રોજે) કર્યું હતું. તે દીવસના રોજ સાથ એ ગહંબારના દીવસનો સંબંધ આવતો હતો, વલી એવણ વરસના છએ ગહંબાર પેહલે ગહંબારને દીને કરવા માંગતા હુતા. તે સબબથી એવણુને પેહલો ગહંબાર કરવા દેવાની રજા આપવામાં આવી, તે પસતાકયાવાલા સાહેબોને પસંદ પડયું નહી. ઘણોક પત્ર વેહવાર જે કેટલીક હદે કદવાશભર્યો હતો, તે ચાલ્યો. જમશેદજી જીજીભાઇ તા. ૧૧ મી જુલાઇ ૧૮૨૯ નાં વાડીઆ નવરોજી જમશેદજી જોગાં પત્રમાં[1] જણાવે છે કે "અમારી પાશે આશામી જણ ૪૦) આવીને રાજી થઇને કઇ ગીઆ" તે પરથી તેવણ શક ધરાવતા જે પછવાડેથી કોઇ બીજાઓ એ પસતાકયાવાલા સાહેબોને ઉશકેરતા હુતા. "વલી હમોને શેઠવાલાએ કબુલ કીધુ છે જે તમારે કારણશર છે તે પેલો તમારે કરવો શજાવર છે. ને તે કરતાંને તમારી અનજુમનના ધારાને શેવક તાએબે છે." કેટલી જીકર બાદ તા. ૧૧ જુલાઇ ૧૮૩૦ને દીને વાડીઆજી હોરમજી બમનજીનાં ઘરમાં પંચાતનાં સાહેબોની બેઠક થઇ જ્યાં સર્વ પસતાકયા લોકોને બોલાવ્યા હતા. જમશેદજી જીજીભાઇ પોતે હાજર નહી હતા. જમશેદજી જીજીભાઇ તરફથી છુટ મુકવામાં આવી કે વરસના બીજા પાંચ ગહંબારમાંથી બીજા કોઇ પણ ગહંબારનો પેહલો ગંહુબાર પસતાકયાવાલા સાહેબો કરે "પંન દેએ મહીનાંનો પેહલો ગંહંબાર હમોને કારંણુશર (એટલે જીંદરવાંનના દીવસનાં કારણુશર) રજા આપો".[2] "તે લોકો ગનીજ જીત કરવા લાગા તેથી ભાઇ જંમશેદજીને તેરાવેઆ તારે જંમશેદજીએ આવીને તે લોકોણે શમજાવેઆ તા. બીજા શાહેબોએ પંન શારી તરાંથી કેહું તારે તે લોકો રાજી થાઆ ને કબુલ કીધું જે દેએ મહીનાનો પેહલો ગંહમબાર જંમશેદજી જીજીભાઇ

---

(૧) ચો. ૨, બા. ૧૪૪, પા. ૧૧૩. (૨) ચો. ૬ બા ૩૪, પા. ૨૪.

હંમેશ કરે ને હંમો હરેક બીજો કરીશું" આમીટીંગની મીનીટ ઉપર નીચલા ચાર સાહેબોની પોતાના હાથની સહીઓ છે: વાડીઆજી નવરોજી જમશેદજી, વાડીઆ બમનજી હોરમજી, ફરાંમજી કાવજી બનાજી, હોરમજી દારાબજી.[1]

૮. રવાન માટેના લવાજમો અને નશેશાલારોને લગતી બાબદ.

આ અરસામાં નશેશાલારોની કેટલીક બાબદમાં પંચાએતે બંદોબસ્તો કર્યા હતા. તા. ૫ મી અકતોબર ૧૮૨૮ને દીને ખરશેદજી માણેકજી એક સરકયુલર[2] પંચાએતના બેશનારાઓમાં ફેરવી જણાવે છે કે જાંગીરજી અરદેશર (દાદીશેઠ) નાં ઉથીઆણાને[3] દીવસે (એટલે તા. ૧૧ મી સપટેમબર ૧૮૨૮ને દીને) વાડીઆજી નવરોજી જમશેદજીએ નશેશાલર બાબદનાં રેગ્યુલેશનો માંગ્યાં હતાં, કે જે આગલ કરી રાખવામાં આવ્યાં હતાં. તે રેગ્યુલેશનની નકલ તેવણ પોતા તરફના કોઇક ફેરફાર સાથે ફરતી કરે છે. તેવણ લખે છે કે "તે રીગલેશન મે શોધી કાધું છે ને તમારી ખીજમતમા મોકલું છે ને હમારી નજરમો આવીઉં છે તે પરમાણે લખીઉં છે તે કરતાં શરવ મેમબરોની નજરમો કઇ ફેરફાર કરવું ગતે તો કરીને અનજુમનને જાહેર કરીશું."

એ બંધોબસ્તોમાં જુદા જુદા લત્તાઓ પરથી જતાં રવાંનોનાં સંબંધમાં નશેશાલારાઓએ લેવાનાં લવાજમની અને બીજા લવાજમની એક લાંબી ટીપ આપી છે.[4] એ ટીપની શરૂઆતમાંજ જણાવ્યું છે કે તેઓ માટે લવાજમો નકકી

---

(૧) મી૦ માણેકજી ખરશેદજી પોતાનાં પારસી પંચાએત નામનાં (Q. in the Cornerનાં) લખાણ (પત્ર ૯) માં આ બાબદનો ઇસારો કરે છે. આ બાબદનું સેવટ જો કે પસતાકયા સાહેબો સાથે સમજુતીથી આવ્યું હતું તોપણ એવણ આ ચુકાદાને ગરાબો અને તવંગર વચ્ચે ફરક જણાવનારો એક ચુકાદો ગણે છે. આ બાબદે ને વખતે પંચાએતના મેમબરોમાં ઘણીક ચુનોચરા કરાવેલી દીસે છે. જમશેદજી જીજીભાઇએ મુંબઇમાં હએ ગંબારની છ નેઆત તા૦ ૨૭ સપટેમબર ૧૮૨૮થી કરવાતું શરૂ કર્યું.

(૨) ચો. ૫, બા. ૫૧, પા. ૫૦.

(૩) જાગીરજી અરદેશર દાદીશેઠ તા. ૯ મી સપટેમબર ૧૮૨૮, રોજ ૮ માહ ૧ કદમી ૧૧૯૮ને દીને હક થયા હતા (પા. પ્ર. I, ૨૧૪.)

(૪) ચો. ૫, બા. ૫૦, પા. ૪૭.

કરવામાં આવ્યા હતા તે લવાજમોની એક લાંબી ટીપ ઘડવામાં આવી હતી. ઠેહાવવામાં આવ્યું હતું કે "હવે પછે કોઇ કઇ વતુ[1] આપે નહી ને નશેશલાર ત્થા ખાંદીઆ કાંઇ વતું લીએ નહી ને જે વતું લીએ ત્થા વતું આપે તે ધણી પંન-ચાતનાં ધરમ ખાતે હર વખતના રૂ. ૨૫) આપે શઇ.[2]"

આ ઠરાવમાં જે બાબદ ખાસ ધ્યાંન ખેંચનારી છે તે આ છે કે સરેસ્તાથી વધુ દામ માંગનાર નશેશાલાર માટે જેમ રૂ. ૨૫) નો દંડ ઠરાવ્યો હતો તેમ વધુ આપનાર માટે પણ તેટલો દંડ ઠરાવ્યો હતો. તે વખતે લવાજમના સંબંધમાં નીચલા પાંચ લત્તા કરવામાં આવ્યા હતા, જે લત્તાઓ અને તેઓના પેટા લત્તાઓ તે વખતે પારસી વસ્તી કયાં અને કેમ પંથરાઇ હતી તેનો ખ્યાલ આપે છે:–(૧) કોલાબાનો લતો જુદો હતો. (૨) તે પછી નીચલા ૮ લતાઓ માટે સરખો લવાંજમ હતો:— કોટ, કોટબહાર, ગીરગામ, કામાટીપુરા, ભીંડીબજાર, બાબુલાનું તલાવ, તુરંગ આગલ, અને મનચેરજી શેઠનાં ડુંગર આગલ. નીચલા ૪) લતા માટે એક સરખા જુદા ભાવ હતા:— ભાયખલા, મજગામ, મોથ અને મહાલક્ષ્મી. (૪) વાંકી આમલી તથા પરેલના એક સરખા ભાવ હતા. (૫) મેહમ, મતુંગા, સીમ અને વરલીના એક સરખા ભાવ હતા.

સગડીવાલાને રવાંન પાછલ રૂ. ૦॥ આપવાનો સરેસતો હતો. તેનાં બાઇડી છોકરાંને પણ રવાંન વખતે પાયામુંજી મલતી હતી. તેને બદલે ફરાંમજી કાવજીએ રૂ. ૭॥ નો પગાર સુચવ્યો.

**૯. એક પારસીને પારસી પાસેજ ફાંસી દેવાડવી.**

સુરતથી મોદી રૂસ્તમજી ખરશેદજી વીગેરે તા૦ ૩ ફેબરવારી ૧૮૨૯ ને દીને અત્રે કા. લખે છે જે ભરૂચ મધે કારા બેહેરાંમ નામના ૭ વરસના છોકરાનુ તેના હાથમાં રૂ. ૫) આથની રૂપાની જનશ હશે તે ખાતર, સોરાબ પોંચા નામના પારસીએ ખુન કર્યું અને તે છોકરાની લાસને કુવામાં નાખી દીધી. તેથી વીલીઅમ લમ્સદેને સેશનમાં તા૦ ૧૬મી જાનેવારીને દીને ખુનીને ફાંસી દેવાનો ચુકાદો આપ્યો હતો. એવણુ લખે છે કે "હંમોએ અતરે તે ખુનીનાં ભાઇ પાશે રપોટ ૧) મીશતર જેમીશ શદલેડ[3] શાહેબને અપાવો જે તે ખુંનીને ફાંશી

(૧) વધતું. (૨) ચો. ૫, બા. ૫૦. (૩) James Sunderland.

દેએ તેને હીનદુ તા૦ હલાલખોર અડકે નહી.[1] ને શંને ૧૮૮૩ નાં શાલમાં પારશીઓ જંણુા ૩) ને ફાંશી દીધી હતી તેનાંનાં ઉપર શરકારથી મહેરબાંની કરીને નવાં ગાડાં કશાવી આપાં હતાં તા. ગાડાનાં હાંકનારાવો પંન પારશીજ હતા તા. પારશીઓનેજ હાતે ફાંશી દેવાડી હતી." તેજ પ્રમાણે હાલ પણ કરવાને માટે હોકમ માંગ્યો. એઓને જણાવવામાં આવ્યું કે એ બાબે અદાલતના જજ સી. જોન કેનટીનને અરજ કરવી. તેવણે વીચાર કરી જવાબ દેવા કહ્યું છે. એવણુ એ બાબદ સદરના શાહેબો પાસે હોકમ લેશે. એ સર્વ હકીકત જણાવી મુંબઈ-વાલા સાહેબોને અરજ કરે છે "જે એ પારશીનું ફરજંદ છે ને હેનાં બદ દાડાને લીધે નરશ કાંમ શુજ પડેઉં તેની શજાને પંન પોહતો. હવે તેની મીતી રજલે નહી તે કરવું. એ વાતની આપંનણી ફરજ છે......એ થઆથી મોહતો શવાબનો હુંમબરો થાશે......તાકીદથી લખી જંનાવજો જે ફાંશી દેનારા પારશીઓની હંમો તજવીજમો રેહીએ કાંએજે એ નરશ કાંમને હરેક કોઇ કબુલ કરતું નથી. વાશતે અગાઉથી એ કાંમની ખબર પડે તો હંમો તેની તજવીજમાં રેહીએ." આ અરજીનો સરકારે શું જવાબ આપ્યો તે માલમ પડતું નથી.

૧૦૬ દસ્તુરની નેમનુકની બાબત. આ અરસામાં દસ્તુર ખરશેદજી જમશેદજી (જામાસ્પ આશાનાં) શહેનશાહીઓ તરફથી વડા દસ્તુર તરીકે માન પાંમતા હતા. એવણુ પારસી પંચાએતના એક અકાબર હતા અને તે વખતે જેમ મુસલમાનોના કાજી અને હીંદુઓના શાસ્રીને સદર અદાલતમાંથી કાંઇ મુસારો મલતો હતો તેમ એવણુને રૂ. ૩૦) નો માસીક મુસારો મલતો હતો. એવણુ ૮૩ વરસની ઉમ્મરે તા. ૨૪ મી મે ૧૮૨૯ ને દીને હક થાયા, તેથી તેના સબંધમાં જમશેદજી જીજીભાઇને તા. ૨૬ મે ૧૮૨૯ ના પત્ર[2]માં ખરશેદજી માણેકજી લખે છે કે "દશતુર ખરશેદ દશતુરનુ ઠેકાણો તેના ભાઇ દોરાબજીને આપવાને વાશતે વાડીઆજી નવરોજજીએ લખીઊં છે તે ઊપર બીજા આપણા પનચાતના શાહેબોએ કબુલ કીધુ છે તે પરથી ખાતરી છે જે એ બચારો દોરાબજી ગરીબ ને ભલુ માનશ છે તેમોતો કંઇ તફાવત નઇ. પન ખરશેદ દશતુર તો ઇલમમો તો ખબરદાર હતા વાશતે આપરે દશતુર થેરાવીએ તો કોઇ ખબરદાનને

---

(૧) ચો. ૩, બા. ૫, પા. ૮. (૨) ચો. ૨, બા. ૮૧, પા. ૭૩.

દશતુર થેરાવવો શજાવર છે ને વચારા ખરશેદ દશતુરના વખતમો તો ગેર ગેરના દશતુર છે બાજી વખતે તો પનથકી ઉઠીઆણો ભણાવે છે બાજી વખતે દરેમેહરના દશતુરજી મોબેદ ઉઠીઆણામો ભણાવે છે તેથી તે ખરશેદ દશતુરની દશતુરી પર કોઈ એક મુકરૂર રાખેઆથી વરી તેજ પરમાણે બીજા લોકો હવે પછી કરે તારે આપરે એ ગરીબને આબરૂ આપી ને નહી આપી તે બરાબર છે તે કરતા હેનેજ ખ...... દશતુરને દશતુર થેરાવાનુ તમે આજે ઊઠીઆનામો કદાશ કોઇ કઇ ના પાડશે તારે એ ગરીબની આબરૂ નઇ વાશતે આજે તો આપરે કઇ બોલવું નઇ આજે તે અલબતે બેહેશતી ખરશેદજીનો એ દોરાબજી ભાઇ તે તાં આવશે પછે આપરે પનચાત બેશીને થેરાવીને વીચાર ચોકશ કરી અનજુમનને જાહેર કરવું શજાવર છે પછે તો જેમ તંમારી મરજી ચાલે છે તેમ ચલવા દો નઇ તો પછે આપરે શાલ આપીઆ પછે કોઇને માને નઇ તે શા કામનુ તે કરતા આજ દીને આપુને શજાવર છે જે બેશની ખરશેદજીના રૂવાનનો ખરચના રૂ. ૮૦૦ ) ઊઠીઆણામો ખરશેદ દશતુરના[1] છોકરાને આપીને પનચાતને નામે તનદરૂશતી ભનાવવી તેજ બેહેતર છે. ”

ખરસેદજી માણેકજી સુચના કરે છે કે “ શેઠીઆવાલા[2] શરવની મશલત લઇને ” સાથે વીચાર કીધા વગર કાંઇ નામ પાડવું હમોને કાંઇ દરૂસ્ત નજર આવતું નથી.

જમશેદજી જીજીભાઇ તા. ૨૬ મી મે ૧૮૨૯[3] ને દીને ખરશેદજી માનેકજી પર પત્ર લખી જણાવે છે કે “ તંમો દશતુર દોરાબજી બાબે હમુને ચીતી લખી તે અંમે ધારી જોઈ તે શરવે દરૂશત છે ને તંમારીજ ચીઠી હેઠલ હંમો હંમારા વીચાર લખીને મોકલીઉ છે જે હંમણા એ વાત મોકુબ રાખે ને પાછલથી વીચારીને ધારીશુ. એવા બુથાને[4] લાવીને બેશાડવા એતો ઓરબી આપણી કોમની અપટાઇ નજર આવે છે તેથી તો બેતર છે જે કોઇ નઈ હોએ તો કેવા કામ લાગે જે નથી. કદી વખત છે ને કદી હાકમ દરબારનુ કામ પડીઉ તો શું જવેરાત તમ શાહેબોનું નજર આવશે. ” એવું દીસે છે કે દશતુર ખરશેદજીના ભાઇને ઉપલે સબબે ભાઇના ઉથમનામાં શાલ આપવાનું માંડી વાળ્યું.

---

( ૧ ) આ ઉપરથી દીસે છે આજથી સો વર્ષ પર દસ્તુર જેના દરજ્જાના માણુસ માટે આખા વર્ષનો રવાન ખરચ રૂ. ૮૦૦) નો વાજબી ધારવામાં આવતો.

( ૨ ) શેઠ ખાનદાનવાલા.     ( ૩ ) ચો. ૨ બા. ૮૨, પા. ૭૨.

( ૪ ) વગર ભણેલાને.

પંચાએતનાં ફંડમાંથી આ અરસામાં ધરમની ક્રિયા કરવાનો એક દાખલો જે આપણું ખાસ ધ્યાન ખેંચે છે, તે મુકતાદમાં વરાવાને દીને હરીસો કરાવી ઈજાવી સર્વ લોકોને ચાશની કરાવાનો છે. એમ કેટલાંક વરસો સુધી હરીસાની [1] ચાશની કરાવવામાં આવી હતી. જોકે એવી ચાશનીનો ખરચ રૂ. ૧૦૦) નો ઇ. સ. ૧૮૨૩ ના સાલ પછીથી કોઇક સાલોમાં ઉધારેલો માલુમ પડે છે, તો પણ દીસે છે કે તે રેવાજ ઘણો આગમજનો હતો.

૧૧. મુકતાદમાં વરાવાને. દીને હરીસાની ચાશની.

આ અરસામાં એક વખત નશેશાલારોના લવાજમની બાબદ નીકલી હતી, તેને લગતી હકીકતમાં એક નોંધ નીચે પ્રમાણે છે:— [2] "ગીહાનને નીરંગ લગારીને ચોખી કરવાનું કાઇ આપે નહી, કાએજે નીરંગ લગારાથી ગંહાન ચોખી થાતી નથી."

૧૨. ગેહાંનને નીરંગ લગાડી પાક કરવી.

આ એક અગતની નોંધ દીસે છે જે ઉપરથી માલમ પડે છે કે એ નોંધ લેવાની આગમચ એવો રેવાજ હતો કે ગેહાંનને નીરંગ લગાડી ચોખી કરવી. એ રેવાજનો આ વખતથી અટકાવ થયલો દીસે છે. એવું દીસે છે કે "ગેહાંન ચોખી કરાવવી" એવું જણાવી નશેશાલારો તે માટે જુદા પૈસા લેતા હતા. તેમ કરવાના અટકાવ કાજે ઉપર પ્રમાણે ઠેડવેલું દીસે છે. આ અટકાવનું પરીણામ આ આવેલું દીસે છે કે હાલમાં ઘણાકો તરફથી સંખ્યાબંધ નવી ગેહાનો થાય છે. એ પરીણામ ઉપરથી દીસે છે કે આ નોંધની આગમચનો નીરંગથી ગેહાન પાક કરવાનો રેવાજ ઘણો દરૂસ્ત હતો.

---

(૧) હરીસો શબ્દ એક અરેબીક શબ્દ છે જે હાલમાં ઇરાનમાં પણ આપણા જરથોસ્તીઓ વાપડે છે. તે એક જાતની ખાંણાની વાંણી છે કે જે ધારમીક ક્રીયાના ખાંણાંઓ વેળા હજુર પણ ત્યાં બનાવવામાં આવે છે. એ ઘણી પુરાણા વખતની ઇરાંનની વાંણી છે, જે ઇરાનમાં આવેલા આરબો પોતા સાથે ઇરાનની બાહેર પણ લઇ ગયા હતા એમ દીસ છે. આફ્રીકા તરફ ગયલા આરબો જેઓ મોરકકોના મુલક ઉપરથી મુર ( Moors )તરીકે જણાયલા છે, તેઓ બાબેની એક ચોપડીમાં આપણે એ વાણી બાબે નીચે પ્રમાણે વાંચ્યે છીએ :—
A dish of theMoors is *Harisah.* "Harisah, a meat pudding consisting of wheat, boiled and reduced to a paste with shreded meat spices and condiments" ( Mysterious Morocco, by H. J. K. Ward, p. 45 ) એ ઉપરથી દિસે છે કે આ અસલી ઇરાની વાણી બનાવવાની ચીજોમાં આરબોએ કાંઇક વધારો કર્યો છે. ( ૨ ) ચો. ૫, બા. ૫૦, પા. ૪૮.

ખરશેદજી માણેકજી ઉદવાડેના દસ્તુરજી સાથે કાંઇક પત્ર વહેવાર ચલાવે છે તે ઉપરથી માલમ પડે છે કે ઈ. ૧૮૨૭માં, એટલે આજથી આશરે ૧૦૦ ) વરસ ઉપર એક પારસી બાળકથી ધર્મનાં નીચલાં ભણતરોની આશા રાખવામાં આવતી હતી :-

૧૩. આજથી ૧૦૦) વરસ પર નવજોત થતાં બાળક તરફથી ભણતર બાબે રાખવામાં આવતી આશા.

૧. ત્રીશે રોજ તથા ૧૨ ) મહીનાના નામ
૨. હોરમજદ ખોદાય, ૩ સરોશબાજ, ૪ જમવાની બાજ,
૫. પીશાબની બાજ, ૬ ખુરશેદ મેહેરની નેઆએશ,
૭ આતશ, આવાંયજદ અને મોહોર યજદની નેઆએશ. એટલું જણાવવા પછી લખે છે કે "તાર પછે ઇએશ તા. પતેત જે કઇ આપરૂં ભનવાનુ છે તે શરવે શીખવે." તેના બદલામાં ( મોબેદ ) વરસ દહાડે ઘેર દીઠ રૂ. ૨ ) લે.[1]

૧૪. આજથી ૧૦૦ ) વર્ષ પર રવાનની જરૂરી ધારવામાં આવતી ક્રીયા.

વળી એજ પત્ર વહેવાર ઉપરથી ૧૦૦ ) વરસ પર અત્રે મુંબઇમાં સાધારણ રીતે રવાનની નીચે પ્રમાણે ચાર દીવસની ક્રીયા કરવામાં આવતી એમ માલમ પડે છે[2] :—

૧. દખમાં આગળ પાયામુજી.
૨. ગેહે ગેહ ઘેર આગલ નીઆએશ.
૩. ઉઠયાણાને દીવસે મોબેદને સદરા.
૪. ત્રીજે દહાડે પાછલી રાતે આફ્રરગાન.
૫. ગામ ભણાવવી.
૬. રવાનના "ફ્તરા આગલ આપરા શરેશતા પરમાણે દીવશ ૪) અથવા દીવશ ૧૦ અથવા દીવશ ૩૦) શુધી શરેશતા પરમાણે શવારે" ( હવે પછીનો ભાગ ફાટી ગયો છે તે બરાબર ઉકલતો નથી. )
૭. સરોષનું આફ્રરગાન.
૮. દહમાણનું આફ્રરગાન.
૯. ચેહારમને દીને આફ્રરગાન, બાજ, સતુમ.
૧૦. ચેહારમનો સીયાવ.
૧૧. જોરાંનો સીઆવ. તેમાંથી ૧ અંધ્યારૂં લે ને બીજો બેહદીન ગમેતો અંધ્યારૂને આપે યા ગમે તો પોતે રાખે.

---

(૧) ચો. ૧ ક, બા. ૭૭, પા. ૫૫, ફકરો ૧૫.
(૨) ચો. ૧ ક, બા. ૭૭, પા. ૫૬, ફકરો ૧૬.

IV

## નોસારી ઉપ્રાંત બીજા પંથકના મોબેદોને અત્રે બરશનુમ આપવાની બાબદ.

આ અરસામાં બનેલી એક અગતની બાબદ મોબેદોના સંબંધની હતી. અસલ મુંબઇ નોસારીનું પંથક હતું. તે પંથકના મોબેદો સાથે અત્રેવાલા બેહદીન સાહેબોને આગલ કાંઇક મતફેર હતો તે આ અરસામાં કાંઇક વધુ થતો ગયો. એક તો નૌસારીવાલા મોબેદો પોતાનાજ હક ઇલાકા ઉપર મુસતાક રહેવા માંગતા હતા. બીજું તો અત્રેની પંચાએતના અકાબરો કોઇક ધાર્મીક યા અર્ધ-ધાર્મીક તરીકે ગણાતા સવાલો બાબે કોઇક કાનુનો ઘડતા તેએ મોબેદોને રૂચતા હતા નહી. આ સબબે આપણે આ અરસામાં જોઇએ છીએ કે અત્રેના અકાબરો નૌસારીના મોબેદોના કોઇક ધાર્મીક કાબુ યા હક ઈલાકાથી છુટા પડવા માંગતા હતા. એ હીલચાલ માટે તેઓએ મુંબઇ ખાતે નૌસારીના મોબેદો ઉપ્રાંત બીજા પંથકના મોબેદોને પગભર કરવાની આ અરસામાં કોશેશ કીધી હતી. તેની કાંઇક હકીકત આપણે અત્રે તપાસીશું.

(ક) શેઠખાનદાનવાલા સાહેબોએ આ બાબદમાં લીધેલા ભાગ સાંમે અત્રેના સાહેબોનો વીચાર.

શેઠખાનદાનવાલાઓ અત્રેના નૌસારીના મોબેદોના વડા સમાન હતા તેથી તેઓ નૌસારીનું પંથક અતરે ચાલુ રહે અને નૌસારીવાલાઓના કોઇ રાહ રેવાજે ચાલુ રહે તે માટે કાળજી રાખતા હતા. તે સાંમે અત્રેવાલા સાહેબો ઉદવાડા જોગા રોજ ૨૪ માહ ખોરદાદ સને ૧૧૯૩ (તા૦ ૨૬-૧૨-૧૮૨૩) ના કાગજમાં નીચે પ્રમાણે ફર્યાદ કરે છે[૧] :—

"બીજુ હેવી રીતે હમુને જબાબ દઇને શેઠવાલાએ નુશારી કાગલ લખેઆ પણ હમોને તે વખતે કેહેતે જે વારૂ તમે તથા હમે મલીને દેશાઇ તથા દશતુર ઊપર કાગલ લખીને તહાથી જબાબ મગાવીએ તારે હમે બીજી રીતે તમુને લખીશ છે તે રીતે દેશાઇજીને તથા દશતુરજીને શરવે બીના લખતે પણ તેમતો કાઇ કીધુ નઇ હુમારી હરૂશે કાઇ કાગલ લખો ને તેણાએ પોતાની હમજત[૨] ની તરફ જોઇને તાબરતોબ જબાબ તો લખો તો તેનાને લાએક હતુ જે હમુને લખતે જે એ શુ બીના છે. મુંબઇથી કાગલ આવીઓ છે તેની નકલ બીરે તારે હમેબી જે કઇ લખવુ હતે તે લખતે તે તો કઇ કોઇને

---

(૧) ચો. ૧ ક, બા. ૪, પા. ૪. કાગજના ફકરા ૨૨ થી ૨૫.

(૨) હમજાત એટલે પોતાના મોબેદ વર્ગનાઓ.

કીધુ નઇ પણ પોતાના મોબેદો ઊપર કાગલ લખીઊ જે ખબરદાર તમુને જે પરમાણે શેઠવાલા કેહે તે પરમાણે કરજો તેવારે તે શેઠીઆના છોકરાવોએ તે દેશાઇજીના તથા દશતુરજીનો કાગલો શરવે નોશારીના મોબેદ તથા બેહેદીન લોકોને વનચાવીને એક કાગજ બનાવીઊ તે મધે લખે છે જે પનચાતે નવા નવા રશતા કીધા છે પણ આપરે જે પરમાણે કરતા આવેઆ છે તે પરમાણે કરીશુ હેવુ લખીને તે ઊપર શરવે નાશારીના તથા બીજા ગામરીઆના તથા બીજા જે કોઇ શેઠીઆના લાગતા વલગતા મોબેદો તથા બેહેધીનો હતા તેનાની તે કાગજ ઊપર શહી લઇને તે કાગલ શેઠીઆવાલા પાશે રાખીઊ છે.

"બીજુ જે વારે એ રીતે એ લોકોએ પોતાની જુદાઇ હમુને દેખાડીઊ ખામખા બમન અમશાશપેનેદના હમકારાના દીને કોઈનુ ચાહરમ પડે તારે તે ધણી જાનવર નઇ કરવે તોબી તેને બજીદ થઇને કરવા લાગા ને હમે કોઇદારૂના હોરમજીના દોકરા ફરામજીને તે નેઆતબાર કાડો છે કાએજે એક ઓરતનો મરદ જીવતો છે પણ તે બાહાર કેદ પડેલો છે તે ઓરત શાથે પંનચાતની વગર રજાએ તે છોકરાએ દાણા પાડા છે તે બાબત હમે તેને નેઆતબાર કરેઓ છે તે છોકરાને ખામખા દુર રાખવો જોઇએ તેની પોતાની આગીઆરીમા પેશવા દે છે તથા શાથે લઇને ખવડાવેછે હેવી રીતે શેજ વાત ઊપરથી ભારી જગડો લઇ બેતા છે તે જાણજો.

"બીજુ જે વારે હમે હેવી હેનાની ચાલ દીથી તે વારે જારે કેથે મીજલશ થાએ તે વારે ગોદાવરા મોબેદને તથા તમારા મોબેદને તથા વરશાલવાલા તથા ભરોચવાલા તથા ચુરીગરવાલા તથા કેલેઆનીવાલા મોબેદોને હમો બોલાવા લાગા. નાદલા દશતુર મોબેદ જે કોઇ શેઠવાલાને શામેલ હતા તેનાને બોલાવાનુ તથા આપવાનુ બંધ કરતા ચાલેઆ તે વારે તે મોબેદ ગબરાઇને પછે હમુને કેવા લાગા જે હમે તો તમારી અનજુમનને તાએબે છૈએ પન શેઠવાલાના ઊપરાત થઇને તમારો હોકમ બજાવીએ છંએ તો શેઠવાલા હમોને આગીઆરીમાથી કાડી મેલશે તારે હમે કહા જઈશુ. તારે હમે તેનાને કઇઊજે એ રીતે તો શેઠવાલા કરે નઇ અગર અમારી અદાવદ વાશતે તમોને આગીરી મધેથી કાડી મેલશે તો હમો

(૧) નાદાલા અથવા નાહના. નાહના દશતુર મોબેદ કોણુ તે બરાબર સમજ પડતી નથી. કદાચ એમ હોય કે બરશનુમ વાપરનારાઓ મોતા ગણાતા હોય અને બીજા સાધારન આફ્રગાન સતુમ કરનારા નાના ગણાતા હોય.

તમુને હમારી બીજી બેહે તરન આગીઆરીઓ છે તે મધે તમુને જગા આપીશુ ને તેબી તમોને બશ નઇ થાશે તો હમો પનચાતની તરફથી બીજી આગીઆરી બાદીને તમુને રાખીશુ તે વાતની તમો કશી ફીકર કરશો નો તેવારે તે કેવા લાગા જે તમો હમારૂ તો અતરે થેકાણો કરી આપશો પન નોશારી મધે દેશાઇજી હમારા છોકરા બચાને કેમ જીવા દેશે હેવી રીતે લોકોને શરવે વાતે અનદેશો આવી પડીઓ છે તે જાણજો.

"તે વારે હમો વીચારીઉ જે તે ગરીબ લોકો બોલે છે તે ખરૂ છે તે વાશતે તેનાને કાઇ છેરવા નઈ જેમ તેનાનુ ચાલે છે તેમ ચાલવા દેવુ પણ તેનાનુ ભરોશો હેવો રાખવો નઈ."

ઉપલાં પત્રમાં જે કાંઈક વધુ લખે છે તે ઉપરથી નીચલી હકીકત માલમ પડેછે.

(ખ) ઉદવાડેના કોઈક મોબેદોએ અત્રે આવી ગોદાવરા મોબેદોને બરશનુમ આપવું. તે કામ માટે ઉદવાદેના દસ્તુરજીની ઈતરાજી.

મુંબઇવાલા સાહેબોએ અત્રે આવેલા ઉડવાડાના એક મોબેદ હોરમજી રૂસ્તમજી ભાદા જેવણ ઉદવાડે જનાર હતા તેની પાસે ઉદવાદેથી તાકીદે મોબેદોની એક જોડ મંગાવી. તે કહેવામાં આવ્યુ કે "તું તાં જઇને એક જોર તો તાકીદથી લઇ આવ ને બીજા મોબેદો જો આવાને વાશતે ખુશી હોએ તો હીઆ રાખજે નઇતો તું હમોને આવીને કેશે તો અમે તમારી અનજુમન ઊપર કાગજ લખીશું." એમ એ મોબેદ ઉદવાડે ગયો અને પોતાના ભાઇ મંચેરજી રૂસ્તમજી ભાદા તથા ભત્રીજા ફરામજી નશરવાનજી ભાદા, જેઓને બરશનુમ હતાં, તેઓ સાથે અત્રે આવ્યો. એઓના આવવા માટે એ પત્રમાં લખેછે કે "હમારી તાકીદ પરમાણે પોતાનુ શરવે શામાન શાથે શી તારાપોર ગઆ તાં માણસ નઇ મલીઊં તારે જામડી [1] થી આપરી હમજાત તરવા જાણુતા હતા તે શાથે નદીમોથી [2] શરવે શામાન શલામત લઇને અતરે આવીને" ગોદાવરાના ને ખરશેદજી માણેકજી શરાફની વાડી મધે અગીઆરી [3] હતી ત્યાં બરશનુંમ આપ્યું.

---

(૧) આ વાચણ શકમદ છે આગલ કરાવેલી નકલમો એમ લખ્યું છે. જુની નકલમાં ફાટી ગયું છે. કદાચ 'ભીમડી' હોય.

(૨) નીરંગદીન વગેરે આલાતને જુદદીન નહી અડકે તે કાજે માર્ગમાં નડતાં નદી નાળાંમાં મછવા યા તરમાં નહી બેસાય, તેથી પારસી તરનારાઓની જરૂર હતી.

(૩) મારી ખબર પ્રમાણે, આ અગીઆરી, જ્યાં હાલ પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબો દસ્તકની બાઇ જરબાઇ નવરોજી વાડીઆએ બંધાવી આપેલી પારસી ફીવર હોસ્પીટલ છે, ત્યાં હતી.

એવું દીસે છે કે મુબઇવાલા સાહેબોએ તાકીદ કીધેલી કે જલદીથી મોબેદની જોડ લઇને પાછા આવે તેથી તે મોબેદોએ અત્રે આવવા ઉદવાડેના દસ્તુરજીની જલદીથી પરવાનગી માંગી પણ દસ્તુરજી એ કહ્યું કે "મુંબઇની અનજુમનના કાગજ આવેઆ પછે તો તું જાજે." પણ ઉપલા મોબેદ હોરમજી ભાદા "અનજુમનનો જવાબ આવતા દાડા નીકલી જાશે વાશતે ખોતી નઇ થાવો" ને જલદી મોબેદોને લઇને નીકલી આવ્યો તે ઉપરથી ઉદવાડેના દસ્તુરજીએ વેકાજી[1] ઉપર કાગળ લખેઓ જે "એ મોબેદ મારી રજા વગર આવેઆ છે." તે ઉપરથી મુંબઇવાલા સાહેબો આ પત્રમાં ઉદવાદેવાલા દસ્તુરજીને નીચે પ્રમાણે લખી ઠંડા પાડે છે: "તેવાવો ઘણી ચુકો ખરો પણ હમારી ખાતરીને વાશતે એ લોકો ઊપર દેશાઇજીની પખે તમે કાઇ બીરાજી[2] રાખશો ના ને તંમો ખાતરનીશા કરી જાણુજો જે તમારા આતશબેહેરામ તંમારૂ ભલુ થવાને વાશતે હેવુ શરવેને શુજ પરીઓ છે....બીજું હમારી ઊપર મેહેરબાની કરીને તંમારા મોબેદ હોરમજજી રૂશતમજી તથા મનચેરજી રશતમજી તથા ફ્રામજી નશરવાનજી તથા દોરાબજી મંનચેરજી ભાદા અતરે આવેઆ છે તે ઊપર દલાશાનુ કાગજ લખજો કે તમો જે કામે ગઆ છો તે કામ શરવે ચોકશથી કરજો ને તેનાની કબીલાવાલા ઊદેપોરમા છે તેનાને કેજો કે તેબી તેનાને દલાશો લખે કાએજે તમારો કાગલ વેકાજી ઊપર આવેલોછે તે દાડાથી તે ગરીબ લોકો તંમારી અનજુમનની અમના[3] ગણી રાખેછે."[4]

ગ. ઉદવાદેના મોબેદો ત્યાના દસ્તુરજીની પરવાનગી વગર અત્રે ગોદાવરા મોબેદોને બરશનુમ આપવા આવ્યા, તે બાબે દસ્તુરજીનો વાંધો.

ઉદવાડેના દસ્તુરજી અને અનજુમન ઉપર અત્રેથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેનો જવાબ ઉદવાડાની અનજુમને રોજ ૧૬ મો માહ ૪ થો તીર યજદ સને ૧૧૯૩[5] ય. જ. (૧૭ મી જાનેવારી ૧૮૨૪) ને દીને મોકલ્યો, તેમાં મુંબઇવાલા સાહેબોના બંદોબસ્ત બાબે જવાબ આપવા બાદ ઉદવાડેના મોબેદો પરવાનગી વગર મુંબઇ બરશનુમ આપવા ગયા તેઓ માટે ફર્યાદ કરી લખ છે કે "અનજુમનના હોકમ શવાએ કોઇબી જગો ઊપર હેવો કામ થાઓ છે તે શાહેબ લોકો વીચારી જોજો......એ લોકોએ

---

(૧) વીકાજી મેહરજી આ વખતે તારાપોર અને આજુબાજુના પારસીઓના વડા હતા.

(૨) ઈતરાજી, નામરજી.

(૩) કદાચ અરબી "ઓમના" "Yea verily," એટલે તમારી સાથે "એકમતી" અથવા કદાચ ઊમનીયત એટલે 'desire, wish,' યાને મરજી ઉપરથી; "તમારી મરજી ઘણી રાખે છે." કદાચ અસલમાં 'અગના" (આજ્ઞા) હોય. ત્યારે "અગના ઘણી રાખે છે." એટલે "હોકમ ઘણો માને છે."

(૪) ચો. ૧ ક, બા. ૪, પા. ૪, ફકરા ૨૭ થી ૩૦.

(૫) ચો. ૧ ક, બા. ૧૦, પા. ૧૦.

અનજુમનની કશી વાતે અંમનેઆ[1] રાખી કામ નથી કીધુતે થી તે ઊપર પુરજો કાગજ લખવું લાજમ નથી પંનથકોમો હમારા અનજુમનની બેદકરી (બેદરકારી) જાદા થાએ છે તે શું લખીએ તે કરતા એ લોકોને અનજુમનની અંમનેઆ રાખવી હોશે તો અનજુમનને મીનતજારીનો કાગજ લખશે તો એ અનજુમન મુખતીઆર છે."

ઉપલા ઉદવાડયા મોબેદો ઉદવાદેના દસ્તુરજીએ થોભવા કહેવા છતાં એક દમ અતરે આવ્યા હતા તે ઉપરથી દસ્તુરજીએ નારાજ થઇને વીકાજી તારાપોરવાલા ઉપર કાગજ લખ્યું હતું તે બીના ઉપર જણાવી છે. તેનાં સંબંધમાં એવું દીસે છે કે એ બાબદના સંબંધમાં તે મોબેદોએ અતરેથી પંચાએતવાલા સાહેબો પાસેથી રજા માંગી જે "હમારે તાહા લગન છે વાશતે હમુને રજા આપો તો હમો પોતે જઇને અનજુમનની ખીજમત મધે હમારી અરજ કરીશું."[2] તે ઉપરથી અતરેવાલા સાહેબો ઉડવાડે દસ્તુરજી પર લખે છે કે "હમે રજા આપી છે તે વાશતે મેહેરબાંની કરીને એ મોબેધો ઊપર ગુશો રાખવો નઇ કાંએજે હે ગણી ઉતાવલ કીધી હતી તે પરમાણે આવીને ધરમનુ કામ બજાવીઉ છે."

આ સર્વ છતાં એ મોબેદો ઉપરથી દસ્તુરજીની ઇતરાજી કમી થાઇ હતી નહી. રોજ ૧૬ મેહર માહ ૪ તીર શને ૧૧૯૪[3] ને દીને ઉદવાદાના દસતુરજી ઉપર મુંબઇથી મેરવાનજી નવરોજી માનેકજી[4] કાગજ લખેછે તેમાં ખરશેદજી માણેકજીના કહેવાથી લખેછે કે "હજુર દશતુરજી શાહેબ તે મોએદ ઉપર ઇતરાજી રાખે છે તે કઇ શારૂ કરતા નઇ ને તે શબબથીદમ ણવાલા મોએદ બેરાગજી ભીખાજી તે મોબેદને ગણો નુકશાન પોહોચીઉ (પોહોચાડયું) ને

---

(૧) ખુશી. ફા. અમનીયા. desire, wish.

(૨) ચો. ૧ ક, બા. ૭, પા. ૮.

(૩) ચો. ૧ ક, બા. ૩૧ પા. ૨૩.

(૪) આ મેરવાનજી નવરોજી માનેકજી, "જુજે ફરાંસીસના" એવા નામથી ઓળખાતા હતા સબબ કે "એવણ અતરેની સીનોર જુજે ફરાંસીસની પેહડી પર લાંબી મુદત સુધી દલાલ હતા. દમણ મધે એવણે પોતાને ખરચે એક દરેમેહર બંધાવેલી હજુ સુધી મોજુદ છે. એવણ આગલા વખતમાં અતરેના પારસીઓમાં વગવાલા ગણાતા હતા" (પા. પ્ર., I. ૪૬૫), એવણ તા૦ ૧લી ફેબરવારી ૧૮૪૬ ને દીને ૮૦) વરસની ઉમરે દક થયા હતા.

વરી હાથ ચાલાકીથી ગણી તશદી આપીછે. " પછી ઉપલા મેરવાનજી પોતા તરફથી ઉદવાડેના દસ્તુરજી ઉપર લખે છે કે "એક લખીઊ છેઊ તે એક લાખ કરી જાણજો." એમ એજ બાબદમાં રોજ ૨૬મો માહ ૪થો તીર સને ૧૧૯૪[1] (તા૦ ૨૭ જાનેવારી ૧૮૨૪) ને દીને ખરશેદજી માણેકજીએ ઉડવાડે પટેલ હોરમજી માણેકજી ઉપર કાગજ લખ્યો છે તેમાં તેવણુ પોતાની ખુશી જાહેર કરે છે કે તેવણે ઉપર જણાવેલા મોબેદ હોરમજી રૂસ્તમજી ભાડાનાને મદદ આપી છે. આગલી સઘલી હકીકત જણાવી તેવણુ દલગીરી દેખાડેછે કે " દશતુરજી શાહેબે મોબેદ હોરમજજી ઊપર ગણી શકત નજર રાખી હતી. પન તમારી મેરબાની થકી ઊદેપોરમો તો કઇ કરી શકેઆ નઇ પન આખર તે બાબદ દમણવાલા બેરામજી ભીખાજીને હાતે અંધારૂ હોરમજજી રૂશતમજીને તશદી અપાવી............ ......દશતુર લોકોને પોતાના દીલમો કઇજ રાખવો શજાવર નથી. ભલુ એ મોબેદો કંઇ તકશીર તો કીધીતી નઇ પન હમારા શુખનથી જોઊ જે ઊદેપોરવાલા મોબેદોની રોજી ચાલશે તેવું જાણીને હંમારો શુખન બજાવીને ઊદેપોરથી જોડ લાવીને ગોડાવરવાલાને બરશનોમ અપાવીઊ પન કદાશ એમ કરતા એક વખતે એ મોબેદની કઇ તકશીર પડી હતે તોબી દશતુરજીને શજાવર હતુ કે એક વારગી માફ કરવુ કાએજે ખુદાએબી તરણુ તખશીર માફ કરેછે. "

વલી દશતુરજીના ઉપલા મોબેદો ઉપરની ખફગી દુર કરાવવા પંચાએતના ચાર સભાસદોએ દમણવાલા કેટલાક સાહેબોપર તા૦ ૭ મી ફેબરવારી ૧૮૨૪[2] ને દીને કાગલ લખ્યો, તેમાં જણાવ્યું કે "ઊદેપોહોરના મોબેદ હોરમજજી રૂશતમજી તથા બીજા જણ ૩) આવેઆ હતા ગોદાવરાના મોબેદોને બરશનુમ આપવાને વાશતે, તેણુઓ અતરેની અનજુમનના હોકમ પરમાણે ધરમનુ કામ શરવે ચોકશ કરીને પાછા પોતાને ગેહેર રવાના થાઓ છે. વાશતે તમારી તરફ મોબેદ બેરામજી ભીખાજી છે તેનાને તથા ઊદેપોહોરના દશતુરજીને હમારી તરફથી દુવા બંદગી કઇને કેજો કે તે મોબેદો ઊપર કાઇ ઇતરાજી રાખે નઇ બીજુ હવેથી તમારા ઊદેપોહોરના મોબેદો જે કોઇ પોતાની ખુશીથી રોજીને વાશતે મુબાઇ આવા માગે તો તેવોનને વાશતે દશતુરજીને કેજો જે રજા આપશે તો તેવોણુનો ભલું થાશે."

---

(૧) ચો. ૧ ક. બા. ૩૨, પા. ૨૪.

(૨ ચો. ૧ ક, બા. ૮, પા. ૫. (૩) ચો. ૧ ક, બા. ૮.

ઉદવાડેના મોબેદોએ આવીને અત્રે ગોદાવરા મોબેદોને બરશનુમ આપ્યું, તે ઉપરથી નૌસારીવાલા મોબેદો કાંઇક ચીંતામાં પડયા હતા.

ગોદાવરા મોબેદો. તેઓને અત્રે બરશનુમ આપવા સામે નૌસારીવાલા સાહેબોની હીલચાલ.

તે બાબે અતરેવાલા સાહેબો ઊડવાડે સંવંત ૧૮૮૦ના માગશર વદ ૯ વાર શુકર (તા. ૨૬–૧૨–૧૮૨૩) નાં[1] પત્રમાં લખે છે કે "તમારા મોબેદ આવીને ગોદાવરાના હંધારૂને બરશનોમ આપીઊ ખરશેદજી માણેકજી શરાફની વાડી મધે આગીઆરી છે તાં બરશનોમ આપીઊ છે. તાર પછી નોશારીવાલા મોબેદ હમારી પાશે આવીને કેવા લાગાજે કોઇબી રીતે બંધોબશત કીધો છે તે શરવે હમોને કબુલ છે[2] પણ તમો ગોદાવરાવારાનુ બરશનોમનુ કામ બંધ કરો ને ઊદેપોરના મોબેદોને પાછા મોકલાવો તારે હમો એ જબાબ દીધો જે જે ધણીના હમોએ હાથ પકડેઓ છે તે મુકી દીજીએ તો કેમ થાંએ પણ હમો તંમુને કાંઇ દુર કરતા નથી તમો તમારો કામ કરો ને ગોદાવરા તો પોતે પોતાના ગામના બહેદીનાનુ કામ કરશે ને ઊદવારેના મોબેદો પાશે જે ધણીની ખુશી પડશે તે કામ કરાવશે હેવી રીતે રદબદલી ચાલેછે."

ગોદાવરા મોબેદોએ પંચાએતના સાહેબો ઉપર પોતાના ધંધા માટ કરેલી અરજી.

ગોદાવરા મોબેદોએ પંચાએતના સાહેબોને એ અરસામાં એક અરજી[3] કીધી હતી જેમાં તેઓએ પોતાના ધંધાના સંબંધમાં કેટલીક દાદ ચાહી હતી. એ અરજીની નકલમાં તારીખ વાર નથી, પણ એની મતલબનોજ પત્ર નાસારીના દસ્તુરજી ઉપર લખ્યો છે તેમાં રોજ ૧૧ માહ ૧ શને ૧૧૯૩ સંવત ૧૮૭૯ના આશો શુદ ૧૦ વાર ભોમે[4] (તા૦ ૧૪ મી અકટોબર ૧૮૨૩) ની તારીખ છે, તે ઉપરથી ધારી શકાય છે કે એ પત્ર પણ એજ તારીખનો હોય. તેઓ પંચાએતના સાહેબો જોગાં પત્રમાં પંચાએતે કરેલો એક બંદોબસ્ત જણાવી તેના સંબંધમાં દાદ માંગે છે. એ બંદોબસ્ત નીચે મુજબ હતો:—" બરશનુમના

---

(૧) ચો. ૧ ક, બા. ૪, પા. ૫, ફકરો ૩૨.

(૨) એ " બંદોબશત " તે આગળ જણાવેલા હમકારાને દીને ગોશત નહી ખાવા વીગેરેના બંદોબસ્તનો ઇશારો દીશે છે. હવે નૌસારીવાલા અતરેના મોબેદો તે બંદોબસ્ત કબુલ રાખવાને તૈયાર થયા હોય એમ દિસે છે.

(૩) ચો. ૨, બા. ૨૪૪, પા. ૧૮૮.

(૪) ચો. ૨, બા. ૨૪૫, પા ૧૮૮.

ખણી પાદશ તથા નેઆશે તા. ઊઠીઆણે આવે. બીજો કોઈ વગર બરશનોમનુ આવે નઈ."[1] એ બંદોબસ્ત પ્રમાણે તેઓએ જણાવ્યું કે તેઓથી પાયદસ, નેઆએશે, તથા ઉઠેઆણે જવાતું નથી સબબ કે તેઓ બરશનુમ વાપડતા નહી હતા. તેઓ એ પત્રમાં પોતાના પંથકના ગામો નીચે પ્રમાણે જણાવે છે:— શુવાલી, મોરૂ, હામકુ, ઈછાપોર, ભાથુ, આરાજન, રાહેલ, વરીઆવ, અંમરોલી, ઊતરાણ, ભેશાન, તેનુ, કુતીઆનુ, ભગવુ, કરેજ, મદરોઈ, એલાવ, અશોટ, અકલેશર, માડવી. તેઓ લખે છે કે "એ વીગરે શ્રી શુરતની નદીથી તે ભરૂચની નદી શુધીના હમારા ગોદાવરૂ કેવાએ." તેઓ વધુ લખેછે કે એ ગામોમાં "લોકોની વશતી ભાંગી તેમના લોકો શ્રી મુબેઈ આવી વશેઆછે તેનાના ગેર આશરે ૫૦૦) પાનશો છે ........અશલ અંમારા ગોદાવરાના ખાતાના ગેર ૯૦૦) નવશોહો બેહેદીનોના તેમાની વશતી આજ ગેર ૪૦૦) ની રઈ છે ગોદાવરા ખાતે રહીછે ને બાકીની તમામ શ્રી મુબેઈ ખાતે વશી છે તેથી હેમર[2] લોકોબી હેની પછવાડે આવેઆ છઈએ. ગોદાવરાના મોબેદો મુબેઈ ખાતે આવેઆ છે તેમાના મોબેદો કેતુલાએક અંધારૂ પણ્ો ખારે[3] છે તા. મોબેદો વારા[4] કરે છે કામના કરાવાવારા તેથી આજ અંમારા ગોવરાના આપત[5] ગોદાવરા ખાતેથી ભાગીને શ્રી મુબેઈ આવી વશીઆછે. તેવારે હમે લોકોબી હાં શ્રી મુબેઈ આવી વશેઆ છઈએ ને તેવોનના ગરનુ અંધારૂપણ કરીએ છઈએ. શેઠજી ગોદાવરાના લોકો ગરીબ કંગાલ લોકો ખેકના[6] મારેલા બેરોજગારી તાહાં વશે છે. તેનાના કામ બેહેદીનના ગેરનુ અંમો ચલાવીએચ તે શેઠજી અમારી આપતતો એ છે એ વીગર અંમો કંઈ બીજો ધંધો કરતા નથી તેથી અમો ગરીબ બેહેદીન ગામરીઆના તહાંનુ અંધારૂપણ્ો કરીએ છે ને શાહેબ

---

(૧) ચો. ૨, બા. ૨૪૪, પા. ૧૮૮.

(૨) કદાચ "હમે" ને બદલે ભુલથી લખાયું હોય.

(૩) કદાચ "કરેછે" ને બદલે ભુલમાં નકલ કરનારે લખ્યું હોય.

(૪) "વારા" એટલે વારી (turn). સરખાવો "આતશબેરામનો વારો."

(૫) એટલે "ગોદાવરાના આએપત" યાને તેઓની આવક આપનારાં કુલ.

(૬) મુસીબતના મારેલા. મરાઠી તથા હીંદુસ્તાની શબ્દ કોષોમાં એજ અર્થે "ખેકટા" શબ્દ મળે છે.

લોકો તો બરશનોમ વારાઓનુ થકી બંધોબશત કરેઓ છે તે હમારો શો બીચાર. આજ ગોદાવરા ખાતાના બેએદીનોને તાંહાંના રોજગાર રૂવાન તે હંમો પાશ આજથી તે વરશ ૧૦૦) શુધીના રૂવાનના રોજગાર હમારે તહાં દીશાપોથીમો લખેલા છે ને એ ગરીબ બેએદીન હમોને ચાએ ને હગો પર રાજી છે..........હંમો ગોદાવરાના મોબેદથી મુબાઇની દરેમેહેરમો ઇજશની વંદીદાદનુ કામ થતુ નથી. તેથી હમો બનાજીની દરેમેરના મોબેદોને મલીને તે મોબેદને પદાઇનો મોશ[1] પરથમ તેને રોકરૂ આપીએ છઇએ; તારે તે મોબેદો કાંમ કરેછે." એમ જણાવી સેવટે અરજ કરે છે કે "અંમો જેતલા ગોદાવરાના મોબેદો છઇએ તેને બનાજીની દરેમેહેરમો દાખલ કરવા ને હમો પણ તે મોબેદ શાથે દાખલ રઇએ."

ગોદાવરા મોબેદોએ નૌસારીના દસતુરજીને કરેલી અરજ.

નૌસારીના દસ્તુરજી નશરવાંનજી તથા અનજુમન ઉપર એવીજ મતલબનો એક પત્ર[2] ગોદાવરા મોબેદો લખે છે અને મુંબઇની પંચાએતે બરશનુમના ધણી ઉઠમણે જાય એમ બંદોબસ્ત કરવાથી પોતાને પડતી મુશકેલી તેઓને જાહેર કરે છે. તેઓ જણાવે છે કે "ફ્લાજી[3] ગુજરેઆ તેનાની પાદશે ગીઆ તાં આપરા ભાઇડાવો મને[4] કીધા જે તમો હમારા ભાઇ છો જહાં હમો તહાં તંમો તારે અમો તેનાના કઆ પરમાણે અમો પાદશેથી અમો અંમારે ગેર આવીને બેશી રીઆ ને હંમોને મને કરીને તેમાથી પંથકી તા. દશતુર તા. કેતલાએક મોબેદો તેનાને ગેર ગીઆ ને તહાંથી પાઇઆમોજી લીધી ને તેજ લોકો નેઅશે તથા ઊઠીઆણે તા. ચાએરામને દીને જમાવી[5] તેજ લોકો ગીઆ ને રૂ. ૧) ને શદરા કરીને તે લોકોને આપેઆ બીજા લોકોને કઇ આપાઊ નઇ ને જે તહાં ગીઆ તેનાને ગાલો દઇને પાછા કાડેઆ તે બીના તો મુરબીજીને શરવે રોશન થઇ હશે ને મુરબીજી હમો તો તમારા

(૧) "પદડાઇ" યાને ભનામણ. "મોશ" (ફા. મોજદ) એટલે બદલો યા લવાજમ. (૨) ચો. ૨, આ. ૨૪૫, પા. ૧૮૮.

(૩) એ ફ્લાજી તે ફરાંમજી પેશતનજી મામા હતા. જેવણુ ખરશેદજી તથા જાંગીરજી અરદેશર દાદીશેઠના મામા હોવાથી "ફ્લાજી મામા" તરીકે ઓલખાતા હતા. મરણુ તા. ૨૩ મી જાનેવારી ૧૮૨૩. પા. પ્ર. I, ૧૬૭.

(૪) એટલે "ના પાડયું." (૫) "જમવા બી"

દામને ૧ બાંધેલા છઇએ ને તમારે તાએબ કાંએજે હમો ગરીબ પનથકના છઇએ તેથી તમારા વડાવો અ'મારી બરદાશ લેતા આવેઆ છો. મુરબીજી મુબોઇમા આપરા ભાઇડાવો હ'મારી શાથે કેટલાએક એવી નજર રાખે જે કોઇ બેએ-દીનને તાંહાં કંઇ શારૂ માંઠું હોએ તાહ વેચાએ છે ૨ તાંહાં હમો ગોદાવરાઓનેજ મીશાલે ચાકરીઓને તા૦ મજુરને આપે તે મીશાલે હ'મોનેબી ગણે છે. મુરબીજી બેએદીનને તાંહાં હોણીઆનો ૩ દીન થાએ તાંહાં આપણા ભાઇડાવો ચાક-રીઆ તથા ઇદાવારો તા. ગ'દેરીવારો ૪ તથા કારા કકરીઆ ૫ તે શરવેને ઇજન કરાવે ને હ'મો ગોદાવરાને ઇજન નઇ કરાવે ને વરી ખાઇ દરાવીને ૬ ઊલટી હ'મારી હાશી કરે છે અથવા જહાં અમારો લાગવગ હોએ બોલચાલ હોએ ને બેહદીન હ'મોને ઇજન કરાવે તેબી હમોને કેહે નઈ મારે બીજી હ'મોને ભાઇડાવો વીના તો ચાલે નઇ કાંએજે ગડીએ ગડીએ કાંમ પડે. બેહદીનને તહાં હ'મો વીના તો ચલાવે તા. હમો શેઠ હોરમજજી બહમનજી શેઠવારા પાશે ગીઆ તેનાને શરવ બીના કઇ તારે હોરમજજી શેઠના દીલમો બધી વાત ઊતરી તેવારે હ'મોને કઇઉ જે ત'મોને મુનામ ૭ કોન થાએ મોબેદો તેનુ નામ દેઓ તેવારે હ'મોએ નામ દીધો તે' વારે શેઠજીએ કઇઊ જે હું તેનાને પુછીને તમુને તેરાવાને મારૂ માણસ મોકલશ તે મુરબીજી તે વાતને આજ માશ ૧ાા થઓ છે. આપણા ભાઇડાવોએ શેઠજીને શું શમજાવીઆ હશે તે તેરૂ આવીઉ નઇ. મુરબીજી બીજી અરજ અમને પોર ૮ નો બ'ધોબશત બાંધેલો હ'માણા

---

(૧) દામન એટલે કપરાંની કોર (skirt), એટલે "તમારે તાબે છઇએ."

(૨) એટલે સદરા યા નાણું એવી કોઇ ચીજ વે'હચવામાં આવે છે.

(૩) "નોહોનીઆ" એટલે જમવા તેડેલા નાહોનવાળા મોબેદો. પહેલો "નો" લખવાનો રહી ગયલો દીસે છે.

(૪) શેરડીવારો. ગ'દેરી a joint or small piece of sugarcane. કદાચ એ શબ્દ ફા. કનદ sugar ઉપરથી હોય.

(૫) બગરીઆથી છુટા પડેલા મીનોચેરહોમજીવાલા મોબેદ સાહેબોમાં એક કુટુ'બ કકરીઆનું હતું.

(૬) હમારી પાસે પૈસા ખાઇને અને બીહીવરાવીને.

(૭) "મને કરનાર" એટલે નાપાકનાર.

(૮) "પોર"નો એટલે ગયે વરસનો.

પાકો થેરાવેઓ તેવારે હમો પન પનચાતને જાઇને જાહેર કીધુ જે અંમે ગોદાવરાના મોબેદો. જેવા મુબોઇના પનથકી તેવા અમો ગોદાવરાના પનથકી છઇએ કાંએજે મુબોઇ એક ગેરનો પંનઠકી શદરો લીએ ને અંમો એકાકા જન[1] ગેર ૩૦ ) તા૦ શાઠ ૬૦ ) ગેરનુ અંધારૂપણુ કરીએ ને હંમોને શદરો નઇ ને નોહોનીઆનુ ઇજશન[2]બી નઇ તે વારે આપણા ભાઇડાવો એ કેવા લાગા જે ગોદાવરાવારા વહતી વાત કરશે તો હેનાના બેએદીનને તહાંનુ કામ અતકાવશુ. તે વારે હમો મુરબીજીને જાહેર કરવાને શારૂ લખીઊ છે જે કઇ વદતું ઓછુ બોલે ને હેમાથી કઇ બીજું પેદા થાએ તે ચીજનો થબકો હમારે શર નઇ કાંએજે તમો હમારા મુરબી છેઓ ને ચાર રતીના[3] ખાવીન્દ છો. તે તંમોને પશંદ પરે તે જવાબ હમોને ગરીબ ટોલા ઊપર મેરબાની રાખીને જબાબ વારજો કાંએજે હમોને કઈ બીજી વાત જોઈએ નઇ અંમોને આબરૂ જોઈએ કાંએજે હાંમા બેએદીનની બીના તો તંમોને રોશન છે એજ અરજ અંમો ગરીબ લાએક કાંમ ખીદમત ફરમાવતા રેજો. મેરબાની રાખો છો તેથી જીઆદા રાખજો. ”

ગોદાવરા મોબેદોને નોસારીના અનજુમનનો જવાબ.

આપણે આગલ વધ્યે તે આગમચ ગોડાવરા મોબેદોના ઉપલા કાગજનો રોજ ૧૦ મો માહ ૩ જો સને ૧૧૯૩ ય. જ. (તા. ૧૨મી ડીસેમબર ૧૮૨૩[4] )ને દીને નૌસારીના દસ્તુરજી “હેરવદ રૂશતમજી દશતુર નશરવાનજી તા. દેશાઇ જમશેદજી મનચેરજી વીગરે શમશત અનજુમન શી નોશારીની વડી દરેમેહેરને તાબેના ભગીરીઆ ” જે જવાબ વાલે છે તેની નોધ લઇશું. એ જવાબમાં ગોદાવરાઓના ઉપલા “મેજર”[5] ની પોંહચ કબુલ રાખે છે અને લખે છે કે “તંમો દાનવ થઇને ચુકો છેઓ અતલી મુદત થાઇ ચાલી આવીઊ છે તેવારે નઇ. આજ તમુને કહાંથી શમજ પડી નાહક ફીશાદનુ બીઇ રોપવું એ મુનાશીબ નથી જે રીતે શરેશતે થી ચાલો

(૧) એકેક જણુ. (૨) ઇજિન અથવા તેડું.

(૩) રતી, સંસ્કૃત, રક્તિકા, fortune, destiny. “ચાર રતીના ખાવીંદ” એટલે ભાગ્યશાલી.

(૪) ચો ૨, આ. ૨૪૬, પા. ૧૮૫.

(૫) ફારસી “મહઝર” દસ્તાવેજ.

છો તેમ ચાલજો વદતી ચાલ ચાલામો ફાએદો નથી પછી તમો દાએઆ છેઓ પન જે કરો તે વીચારી કરજો."

બીજુંં અત્રેના બેહદીનો ગોડાવરા મોબેદોને બરશનુમ આપવાને માટે જે હીલચાલ કરતા હતા તે બાબે લખે છે કે "અત્રે અંમો શાંભરીઉં જે બેહેદીન લોકો તંમુને બરશનોમ આપે છે ને પોતાનુ કામ કરાવા માગે છે પન એ પંથક અંમારૂ છે અશલ બાપે દાદે અમારે લખો છો[1] વાશતે આજે બેહેદીન લોકો પોતાની મતલબ શારૂ ને શાખુન રાખવા શારૂ તમોને ઉઠાડી ઉભા કરે છે પન તમો જે કઇ કરો તે જોઇ વીચારી કરજો કાએજે પારકા ગેરની ઉમેદ તો રાખવા જાઓચ પન પોતાનુંં ગેર ખોઈ બેશશો તે ખબર કઈ છે તેથી ખાતર જમે રાખવી ને જે કામ કરો તે તંમારા કાએદાશર ને તમારી અશલ ચાલ પરમાણે કરજો તેથી વદતી ઓછી કરશો નઇ કેથે ઉભુંં રેવાનુ થેકાણો નઈ રેશે એ લોકો તો આંજે પોતાની મતલબ શારૂ ગમે તે કરશે તેથી હંમે કઈ તેને પુછતા નથી અંમો તમોને પુછશુંં ને અંમારા ઓધાનુ જબાબ લેશુ વાશતે જે કરો તે દરદેશો[2] કરીને નજર પોચારીને કરજો ને હંમારા લોકો બાજે[3] તંમારી શાથે મલવા ચાએ છે હેવુંંબી શાંભલીઉ છે વાશતે તેનાનેબી કેજો કે જેમ કાલા કકરીઆ થઆં તેવા થાશો ને દીન દુનીઆથી જાશો તે ખાતર જમે રાખવી અગર તે લોકોને તંમરી શાથે મલવુ હોએ તો અંમારી પેજાર[4] ને નથી પણ અંતે ખારજ થાએ તે વાશતે કેશે જે હંમોને તંમોએ ચેતાવેઓ કાએ નઈ જે હંમારા હાલ એ થાશે તેવારે હંમો એ ચીજ કરતે નઈ તેથી નેવોનને ચેતાવીએ છઇએ જે બદકાર[5] ને શીહારૂ[6] થાઇને ફરશો એ મારાઓને[7] પન ચેતાવજો પછે પાછલથી પશતાશો. તમ લોકો તમારે અદાજે ચાલજો પછે શરવે નાદાન દાનાવ એકમલા ચાલા છે કે એક એકની મરદાનીથી કામ કરવા નીકલાચ ખરા પન પાછેલો વીચાર રાખીને

---

(૧) લખત છે.

(૨) દુરનો અંદેશો અથવા કદાચ "દર" એટલે ધાસ્તી અથવા ચિંતા અને અંદેશો.

(૩) ફા. બાઝી, કેટલાકો. (૪) પગની જુતી.

(૫) એટલે બુરા કામના. (૬) કાળા મોહડાંના.

(૭) અમારાવાલાઓને.

આગલુ કામ કરજો એ વાત કઇ ખાવાની નથી જે બેહેદીન કેહે ને તમો કરો પછે તો તંમુને શુજે તે ખરૂ પાછલથી કોઇને દોશ દેશો ના. તમો કેશો કે અંમુને ચેતાવી નથી તેથી લખીએ છઇએ."

નૌસારીની અનજુમનનો ગોદાવરાના બારે ગામના મોબેદોને એક જાહેર પત્ર.

ઉપલા પત્રની મતલબનોજ એક પત્ર[1] "શદા શરફ્રશાજ નેકનામ શામશત આ.[2] તા. બેહેદીનજી બારે ગામ ગોદારા-નોસારીની અનજુમનનો ના" જોગો "લા. હંમકાર શમશત વીગેરે અનજુમન ભગરીઆજી કશબે નોશારીઆની બરી દરેમેરની તાબેનાવોની" તરફથી બાહેર પાડવામાં આવ્યો. એ પત્ર સંવંત ૧૮૮૦ ના પોશ શુદી રોજ ૫ માહ ૪ (૬થી જાનેવારી ૧૮૨૪) ની આગમચ લખાયલો દીસે છે સબબ કે તેની સેવટે નીચે પ્રમાણે નોંધ છેઃ—"શવંત ૧૮૮૦ ના પોશ શુદી રોજ ૫) મો માહા ૪) થો કાગજ ગામ શુવાલી પોહતો છે એ નકલ છે. અશલ ભાઇ ભીખાજી પાશે છે તે વાચી વાકેબ થાજો." એ પત્રમાં લખે છે કે "આપરાં બજરોગ વારા પંનઠકો એક એકના તાબાના લોકો તેના અંધારૂપણાના કામ કરવાનો બંધોબશત કરીને લખા પાકેઆ કરીને કરેલો છે તે તો તંમુને પણ શરવે માલમ છે તેથી શું લખીએ હંમ[3] કે પોતે પોતાનુ પંથકનુ કામ કરે બીજાના પંઠકની તાબાની જગોમો કાંમ કોઇ કરે નઇ ને કદી કરે તેનુ બરશનોમ નઇ ને તે કાંમ રૂવાનને પોચે નઈ અતરે જે મુદત અશલથી આજ દીન શુધી ચાલતું આવીઉ છે ને હંમણા તમારે તાહાનાં ગોમ શુમાલીના તા. ભાઠેના આ. હોરમજી મેભાઇમો[4] બરશનુમ લીધા ને બેહેદીનોના બાજે ગેરનુ કાંમ કરવા ચાહેચ ને આજ શુધી એમ થઉ નથી ને તમો બજરોગોનો કદીમ બંધોબશત ને રશમ તે શરવેને ફ્રરજ છે બરાબર છે તે તોડવામાં આવો છો તે તો થાનાર નથી. તમો કોઇના ગરામો પગ ગાલશો તોરે[5] તે કેમ બેશી રેશે. એવું થઆથી કઈ નવી વાત નીકલશે તે તમોને ભારી પડશે ને તંમોને ભોગવુ વતું પડશે તે શારૂ નથી વાશતે ગરીબોની રીતે અમો તંમુને લખુ છે જે તમો હમો ભાઇ જેટલા અંધારૂને એ કામ શારૂ મોકલા છે તેનાને તાકીદ લખજો એ કજીઆ કંકાશના

(૧) ચો. ૨, બા. ૨૪૭, પા. ૧૮૯. (૨) અંધીઆરૂ. (૩) એમ.
(૪) મુંબાઇમાં. (૫) ત્યારે.

કામથી દુર રેજો ને જેમ અશલથી ચાલતુ આવે છે તેમ ચાલે તો ખેર છે ને શારી તરાથી લખીને મારજ[1] ચાલે તે કરવું."

ગોદાવરા મોબેદોને બરશનુમ આપવાની આગલી હીલચાલ.

આ અરસા આગમચની કાંઇક હીલચાલ, જેમાં નૌસારીના મોબેદો ઉપ્રાંત બીજા મોબેદોને બરશનુમ આપવાની ગોથવણુ થઈ હતી, તેની થોડીક હકીકતની અતરે નોંધ લેઈશું. મુંબઈમાં નૌસારીના મોબેદો ઉપ્રાંત ગોદાવરા, ઉદવાડેના અને વલસાડના મોબેદો આવી પોતાનો ધંધો કરતા હતા ખરા, પણુ તેઓ અફરગાન, સતુમ, ફરોક્ષી જેવાં, બરશનુમની જરૂર નહી તેવાં, ભણુતરો કરતા હતા; પણુ ઇજશને, વંદીદાદ અને બાજ જેવાં, યાને જેમાં બરશનુંમની જરૂર પડે તેવાં ભણુતરો અને ક્રીયા કામો કરતા હતા નહી. તેવાં ક્રીયા કામો ફ્કત નોસારીવાલા મોબેદો કરતા.

એક વખત સંવંત ૧૮૧૯ ઇ. સ. ૧૮૧૩ માં વાડીઆ પેસ્તનજી બમનજીએ ખરશેદજી માણેકજીની ચોપાટીની વાડી મધે નૌસારીવાલા મેરનોશજી બરજેરજી કુતાર પાશે ગોડાવરા મોબેદોને બરશનુમ અપાવ્યાં હતાં.[2] પણુ ત્યાર પછી નોસારીવાલાઓએ બીજા પંથકવાલાઓને બરસનુમ આપવાનું બંધ કર્યું. પછી વલી બીજી એક વખત પણુ ગોદાવરા મેબેદોએ પોતાને બરશનુમ અપાવવાનો સવાલ પાછો ઉઠાવ્યો હતો અને હીલચાલ કરવા માંડી હતી. પણુ તે વખતે બનાજીની અગીઆરીવાલા મોબેદો, જેઓ નૌસારીના મોબેદો હતા, તેઓએ ગોડાવરા મોબેદોને સમજાવી લીધા. એ બાબે આપણુે ઉદવાદે લખેલાં ઉપલાં પત્રમાં નીચે પ્રમાણુે વાંચ્યે છીએ :[3] "નોશારીવાલા મોબેદ લોકો છે તે ગોદાવરેના અંધારૂને તથા તમારા ઊદવાડાના અંધારૂને તથા વરશાલના અંધારૂને લોકોને કેથે કામ પડે તારે તેરતા-નથી કેથે ઊથેઆણુેા થાએ તો પઇશા તથા શદરા આપાવતા નથી તથા કેથે નોહોણીઆ જમાઓના તેડતા નથી એ વાત કાઈ હમને માલમ નો હતી પણુ આશુ શુદ ૧૧ (સંવત ૧૮૭૯, તા૦ ૨૫ મી અકતોબર ૧૮૨૩) ને દીને ગોદાવરાવારાના મોબેદ લોકોએ હમારી પનચાત મધે અરજી આપી છે જે કો[4] તેની

---

(૧) મારગે, રસ્તે. (૨) ચો. ૧ ક, બા. ૪૮, પા. ૩૫. તા. ૩ જી ફેબરવારી ૧૮૨૬ ને દીને ગોડાવરા મોબેદોએ પંચાએતને લખી આપેલો દરતાવેજ. (૩) ચો. ૧ ક, બા. ૪, પા. ૩, ફકરો ૧૭. (૪) "કો" એટલે કાઈ. કોઇ જેની પાસે. મતલબ આ દિસે છે કે નૌસારીવાલા કોઇ મોબેદ બે ચાર બેહેદીનના ઘર ધરાવતા છતાં પંથકી ગણાઇ કોઇક હકો ભોગવે છે, પણુ ગોદાવરા, મોબેદો, ૫૦૦) બેહેદીનો ધરાવતા છતાં, તેઓ પંથકીઓના જેવા હક ભોગવી શકતા નથી.

પાશે બેહે ચાર ગેહેર છે તે પનથકી કરી કહે છે ને શરવ પનથકીની તથા નોશારીઆની બરાબર બેહેદીન પાશેથી આશુદાદ અપાવે છે ને હમારે ગોદાવરેના બેહેદીનના ગેહેર ૫૦૦) અતરે છે ને હમારા બેહેધીનો હમારી પાશે કામ કરવે છે પણ હમુને બરશનુમ નથી વાશતે હમે હેનાને મેહેનત આપીને હેનેની પાશે બાજ તથા ઇજશની વનીદાદ કરાવીએ છે ને હમે મેજ આફ્રગાન કરીએ છે વાશતે હમોને બરશનુમ આપવા જે હંમે હમારો કામ કરીએ તારે હમે તેનાને કઇઊ જે તંમારા બેહેધીન લોકો હમુને કેશે તો બરશનુમ તમુને આપાવીશુ. તેવારે કેતલાએક શુમાલીગરા શારી માતબર આશામી અતરે છે તેણાએ હમુને આવીને કઇઊ જે આગલ પનચાતે મંબઇમો બરશનુમ આપવાનું[1] છે પણ હમારા મોબેદો હમારા ગોદાવરીઆને પનચાતે બારશનોમ મમબઇમો અપાવેલુ છે પન બનાજીવાલી આગીઆરીના મોબેદોએ કઇઊજે તંમો શુ કરવા બીજા મોબેદો બોલાવોચ હમો તંમારૂ કામ કરા[2] કરીશુ ને તંમુને શરવે થેકાણે પંથકી બરાબર ગણીશું તેવારે તેણાએ જાણીઊ જે આપુન પંથકી બરાબર શઊ મલશે પન તેમોનુ કઇ કીધુ નઈ તારે ગોદાવરીઆ હમારી પંનચાત પાશે ફરીઆદ આવેઆ છે."

ઉપલાંજ ઉદવાદે લખેલાં પત્ર ઉપરથી માલમ પડે છે જે (ફકરો ૧૮) શુમાલીગરા બેહેદીનોએ પંચાએતને ફરીઆદ કીધી હતી જે "નવશારીઆ મોબેદો શાથે[3] જશન ઊપર તથા મુખતાદના વખત ઊપર પોતાના બેહેદીનોનુ કામ મુકીને વખત ઊપર હમારે તા આવી શકતા નથી વાશતે હમારા ગોદાવરાને તમો બરશુનમ આપાવશો તો હમારા રવાનનુ કામ શારી પખે થાશે." તે ઉપરથી અત્રેના પંચાએતના સાહેબોએ ગોડાવરા અંધીઆરૂને સધીઆરો દીધો કે તેઓને બરશુનમ અપાવવામાં આવશે.

પંચાએતવાલા સાહેબો ઉદવાદા જોગાં એ પત્રમાં વધુ આ લખે છે કે ઉદવાડેના ૪) મોબેદો—ખરશેદજી એદલજી તથા હોરમજજી રશતમજી તથા રતનજી બરજોરજી તથા દાદાભાઇ બચાજી—એ તેઓને જણાવ્યું કે "હમો

(૧) "અપાવ્યુ" ને બદલે દીસે છે. આ વાકય ભુલમાં બેવડાયલો દીસે છે.

(૨) કામ કર્યા કરશુ.

(૩) "મોબેદો શાથે" એટલે "મોબેદ શાથ" (સરખાવો "હમકાર સાથ") એટલે કે "મોબેદોનો વર્ગ."

ઊદેપોહોરના ચાર પાંચ આશાભી અતરે છઈએ પણ નોશારીવાલા કેથે હમુને શારે માથે બોલાવતા નથી" ( ફકરો ૧૯ ).

એજ પ્રમાણે વલસાડના મોબેદોએ ફરીઆદ કીધી તે બાબે પંચાએતવાલા સાહેબો લખે છે જે "તાર પછી વરશાની હધારૂ [1] મનચેરદારૂ બગેરે બીજા અતરે કેતલાકો હમારી પાશે આવીને કેવા લાગા જે કોઇ જાણીતા તા. પીછાનીતા હમુને બોલાવે છે પન નોશારીઆ હધારૂ જેમ કાઈ પોતાના મોબેદોને ઈઆદ કરીને આગલ પાડે છે તેમ હમુને કેથે આદ કરીને બોલાવતા નથી." ( ફકરો ૧૯. )

આ સર્વ ગોડાવરાના, ઉદવાડાના અને વલસાડના મોબેદોની પોતા હજુર આવેલી ફરીઆદ જાહેર કરી પંચાએતવાલા સાહેબો ઉપલાં પત્રમાં લખે છે જે (ફકરો ૨૦) "જે વારે હેવી રીતે હમુને માલુંમ પડીઊં તારે હમારા પંનથકીઓને હમે તાકીદ કરીને કઈઊ જે ખબરદાર જારે કોઈ બેહદીન તંમુને હરએક કારણશર મોબેદોને બોલાવાનુ ફરમાવે તારે તમો ઊદેપુરના તથા ગોદાવરના તથા વરશાલના ને બોલાવા વગર રેશો નઈ.

"બીજુ જેવારે હેવી રીતે હમે હમારા પનથકીને તાકીદ કરીને ફરમાવીઊ તારે ઊલટુ કોઇ વખતે ગોદાવરીઆને તેરતા હતા તેને તેરવાનુ બંધ કીધુ હેવી હત કરવા લાગા તે વારે ગોદાવરાએ હમુને અરજ કીધી જે હમુને બરશનુમ અપાવો કે હમે હમારો ગુજરાન કરી ખાશું તારે હમે થેરવીઊ જે બરશુનમ આપીએ. તે ઊપરથી ફરામજી કાવશજીએ પોતાની બનાતજીની આગીઆરીવાલા મોબેદ નવરોજદારૂ વાછા કરીને છે તેને તથા જમશેદજી એદલજી દશતુર આગીઆરીએ છે તેને કઇઊ જે તમો એ ગોડાવરેના મોબેદો [2] બરશનુમ આપો તે વારે ફરામજીના મોણા ઊપર તો હાઆ કઈઊ પણ શરવે નોશારીવાલા મોબેદો તથા શેઠવાલા શરવે એક મશલત કરી કેવા લાગે જે હમારાથી ગોદાવરા મોબેદોને દેશાઈજીના હોકમ વડે બરશનુમ આપશે નઇ."[3]

---

(૧) વલસાડના અંધ્યારૂ.

(૨) ગોદાવરેના મોબેદોને.

(૩) એટલે હોકમના સબબે બરશનુમ અપાશે નહી.

ઉપર જણાવવા પ્રમાણે અત્રેની પંચાએતના સાહેબોએ ગોડાવરા મોબેદોને અત્રે બરશનુમ અપાવી પગભર કરવા માંડયા હતા,

પારસી પંચાએતને ગોડાવરાના મોબેદોએ લખી આપેલો દસ્તાવેજ.

તેને લગતી કેટલીક હકીકત ગોડાવરાના દસ્તુર પાલનજી, એરવડ પેસ્તનજી કોઆભાઇ, મોબેદ પદમજી પેશતનજી કોઆભાઇ, મોબેદ રતનજી એદલજી જીજી, આ. ફરામજી રૂશતમજી વીગેરે આશરે ૩૦) મોબેદોએ તા. ૩ જી ફેબરવારી ૧૮૨૧ રોજ શેહરેવર માહ ૩ જો ખોરદાદ ૧૧૯૫ ને દીને [1] પારસી પંચાએતને જે એક દસ્તાવેજ લખી આપ્યો હતો, તેમાં જણાવી છે. તેમાં શરૂઆતમાં આગલી હકીકત ટુકમાં નીચે પ્રમાણે જણાવી છે:—

૧. સંવત ૧૮૬૯ (ઈ. ૧૮૧૩) માં પેહલે વાડીઆજી પેસ્તનજી બમનજીએ ગોડાવરા મોબેદોને ખરશેદજી માણેકજી શરાફની ચોપાટીની વાડી મધે નોસારીવાલા અંધ્યારૂ મેદોશજી બરજોરજી કુતાર પાશે બરશનુમ અપાવ્યું હતું. એ ગોડાવરા મોબેદો બનાજીની અગીઆરીમાં ત્યાંનાં "હંધારૂ શાથે શામજીને" કામ કરતા હતા.

૨. તે પછી અતરે વસ્તી વધતી ગઇ અને ગોદાવરા મોબેદો અંહીં વધુ સંખ્યામાં આવતા થાયા ત્યારે નોસારીવાલાઓએ તેઓને બરશનુમ આપવાનું બંધ કર્યું કે તેઓ ગમે તો નોસારી જઇને બરશનુમ લઇ આવે. અવું દીસે છે કે ગોદાવરા મોબેદો વધુ સંખ્યામાં આવતા થાવાથી પોતાના હક ઇલાકા ઊપર કાંઇ અટકાવ પડે એવી ચીંતાથી તેઓએ એમ કર્યું.

૩. તે ઉપરથી સંવત ૧૮૭૯ (ઇ. ૧૮૨૩) માં પંચાએતના સાહેબોએ ઉદવાડેવાલા આ. હોરમજી રૂસ્તમજી ભાધા વીગેરે પાસે તેઓને ખરશેદજી માણેકજી શરાફની ચોપાટીની વાડી મધે, ઉપર ઇસારો કરવા પ્રમાણે, બરશનુમ અપાવ્યું.

૪. ઉદવાડેવાલા એ મોબેદે ત્યાના દસ્તુરજીની પરવાંનગી વગર બીજા મોબેદ સાથે અત્રે આવી ગોદાવરાઓને બરશનુમ આપ્યું હતું તે ઉપરથી ઉદવાડાના દસ્તુરજી નારાજ થયા હતા. તે બાબદ આપણે ઉપર જોઇ. તે ઉપરથી હવે ગોડાવરા મોબેદોને સુરતના આતશબેરાંમ મધે બરશનુમ અપા-

(૧) ચો. ૧ હ, બા. ૪૮, પા. ૩૫.

વીને આલાત સાથે પગ રસ્તે અત્રે બોલાવવામાં આવ્યા કે અહીં આવી તેઓ બીજા ગોડાવરા મોબેદોને બરશનુમ આપે.

૫. તેમ કરવામાં આવ્યું. તે પછી ગોદાવરાના મોબેદોએ પારસી પંચાએતના સાહેબોને તેઓની સતા કબુલ રાખવા માટે આ દસ્તાવેજ કરી આપ્યો.

એ દસ્તાવેજ એક અગતનો દસ્તાવેજ છે, તેથી તે સદાબરો નીચે આપું છું:—

"શવશત શી મુબોઇની અનજુમન જોગ લા. શમશત ગોદાવરાના હંધારૂ જત હમો તંમોને લખી આપીએ છઇએ જે શા. ૧૮૭૯ ના વરશ મધે હંધારૂ પાલનજી પીશતનજી તા. પદમજી પેશતનજી કોહાભાઇના તથા બીજા ગોદાવરીઆ મોબેદોએ તા. શુવાલીના પારશી શોરાબજી કાલાભાઇ તારીઆરના તથા બીજા બેહેદીનોએ તમારી પનચાતની ખીજમત મધે અરજ કીધી હતી જે શા. ૧૮૬૯ ના વરશ મધે વાડીઆજી પેશતનજી બહમનજીએ હંમુને ખરશેદજી માણેકજી શરાફની ચોપાટીની વાડી મધે નોશારીવાલા અંધારૂ મેહેરશજી બરજોરજી કુતાર પાશે બરશનોમ અપાવેઊ હતું તારે બનાજીની આગીઆરીવાલા હંધારૂ શાથે હમે શમજીને કામ કરાવતા હતા પન હવે વશતી ગની થઈ છે ને હંમારે ગોદાવરેના બીજા મોબેદ ગના આવે છે તે વાશતે હંમે પોતે બરશનોમ લેવા માગીએ છેએ તે હંમુને બરશનોમ આપતા નથી તેવારે તંમોએ તે લોકોને કઇઊ પન તે લોકો કેવા લાગા જે નશોરી જઇને બરશનોમ લઇ આવે નઇ તાં શુધી હમે કઇ હેનાને ઇઅજદાકરેનુ કામ કરવા દેશુ નઇ તેવારે તમારી પંનચાતના શાહેબ લોકોએ તજવીજ કીધી જે મુબોઇમા કેતલા લોકોની શતા કઇ પોચતી નથી વાશતે શ્રી ઊદેપોરથી હંધારૂ હોરમજજી રૂશતમજી ભાધાને તથા હંધારૂ મનચેરજી રૂશતમજી ભાધાના તથા હંધારૂ ફરામજી [1] ને શરવે અલાદ શાથે તેરાવીને હંમુને ખરશેદજી માણેકજી શરાફની ચોપાતીની વાડી મધે દરેમેરની જગા ઊપર બરશનોમ અપાવેઓ છે તાર પછે તમારી રજા લઇને આએ મઈના મધે અમોએ હંમારા ગોદાવરાના બીજા હંધારૂ માનકજી નવરોજજી કોહાભાઇના [2] તથા હંધારૂ ભીખાજી નવરોજજી કોહાભાઇના તથા હંધારૂ બેરામજી જીવનજી કોહાભાઇનાને શ્રી સુરતના આતશબેહેરામ મધે બરશનુમ અપાવીને શરવ અલાદ સાથે પગા વાતે [3] મુબોઇ બોલાવીને તેનાને હાથે ખરશેદજી શરાફની

(૧) અહીં જગ્યા ખાલી છે. (૨) અંહી જગ્યા ખાલી રાખી છે.
(૩) "પગ વાતે" એટલે પગ રસ્તે, દર્યા માર્ગે નહી.

ચોપાતી વાડી મધે બીજા મોબેદોને બરશનોમ આપીને બેદીનોનુ દીન ધરમનુ કામ ચાલુ રાખીઊ છે.

"બીજુ હંમે તમુને લખી આપેઊ છે હંમો ગોદાવરાના મોબેદો મુબાઇ-મો છેએ તે તથા હવે પછે જે કોઈ બીજા ગોદાવરેના મોબેદો શ્રી મુબાઈ મધે આવશે અથવા શ્રી મુબાઇની તાલુકાના બીજા ગામ હના[1] છે અથા હવે પછે બીજા ગામ મુબાઈના તાલુકાના થાશે તે ગામ મધે શ્રી મુબાઈની પનચાતની રજા લીધા વગરે તાં જઇએ ને આપરી દીન ધરમનુ કામ કરીએ નઇ તથા મુબાઇના શરેશતા શવાએ બીજો નવો શરેશતો કરીએ નઇ.

"બીજુ હમો તમુને લખી આપીએ છેઇએ જે હમારા ગોદાવરાના મોબેદ જે કોઇ હંમના શ્રી મુમ્બાઇમો છે તે તથા હવે પછે શ્રી મુબાઇમો આવે તથા શ્રી મુબાઇની તાલુકાના ગામ મધે જશે તે ધની બમન રોજ તા. મોહોર રોજ તથા ગોશ રોજ તથા રાંમ રોજને દને ગોશ ખાએ નઇ ને એ હંમકારાને દને જનાવર કપાવીએ નહી તથા બરશનોમનો ધની ખાતકીને હાથેનુ કાપેલું ગોશ ખાઇએ નઇ.

"બીજુ ઊપર લખાથી જે કોઇ ધની ફરે તે ધનીને તમારી પનચાતની અથવા તમારી અનજુમનની નજરમો થેરે તે પરમાણે શજા દીએ શઇ એ લખીઊ હંમે હમારે રાજી રજાવંનદીથી અકલ હોશીઆરીથી લખી આપીઊ છે તે હંમારે તથા હંમારે ફરજંદોને ના ફરજંદોને કબુલ મનજુર રાખવુ શઈ. શા. ૧૮૮૨ ના પોશ વીદ ૧૧ વા. શુકરે તા. ૩ જી ફેબરવારી શ. ૧૮૨૬ અંગરેજી રોજ શરેવર માહા ૩ જો ખોરદાદ શને ૧૧૯૫ ઇજજરદી શેરીઆર.

૧ દશતુર પાલનજી એરવદ પેશતનજી કોઆભાઇની શઇ
૧ મોબેદ પદમજી પેશતનજી કોઆભાઈની શઇ
૧ મોબેદ રતનજી એદલજી જીજીની શઈ." [2]

એ ઉપ્રાંત બીજા ૩૪ જણાઓની શહીઓ છે.

આ દસ્તાવેજ મલવા બાદ પંચાએતના સાહેબોએ એ મોબેદો માટે એક દરેમેહર સ્થાપવાનો વિચાર કરેલો દીસે છે.

---

(૧) "હમના" ભુલમાં વચમાનો 'મ' રહી ગયો છે.
(૨) ચો. ૧ ક, બા. ૪૮, પા. ૩૫.

ગોદાવરા મોબેદો માટે દરેમેહેર બંધાવવી.

આ અરસામાં તા. ૨ જી ફેબરવારી ૧૮૨૬ રોજ ૩ મા ૫ શેહેનશાહી સને ૧૧૯૫ ને દીને પંચાએતના સાહેબોએ ઊગરાતથી અને પોતાના ફંદમાંથી ગોદાવરા મોબેદો માટે એક દરેમેહેર બંધાવી આપી. સવંત ૧૮૮૩ ના આસો વદ તા. ૨૦ અકતોબર ૧૮૨૭ સુધીના સાલના હીસાબ પ્રમાણે દીસે છે કે "ગોદાવરાનાં મોબેદોને આદરીઆંન ઉગરાંણુ કરીને બાંધી આપેઉં" કે તેઓ અતરે બરાબર પગભર થાય. એ આદરાનને "તેનાં કુલે ખરચ રૂ. ૧૦૦૫૬૫૩॥। દોકડા થાએઆ તે મધે ઉગરાંણુ રૂ. ૬૦૭૨ આવેઉ બાકી લેહણાં રઆ તે પંચાત મધેથી આપેઆ."[1]

બીજાં વરસના હીસાબમાં આપણે જોઇએ છીએ કે દરેમેહેર બંધાઇ રહ્યા પછીના વરસોમાં પણ એ માટે ઉંગરાણાના રૂપ્યા આવતા હતા જેથી પંચાએતે ઉમેરેલી રકમની બાકી ઓછી થતી જતી હતી. એ મુજબ બીજાં વરસમાં આપણે ૮૬૧ રૂપ્યા આવેલા જોઇએ છીએ (તા. ૨૬-૧૦-૧૮૨૯ નું મુંબઇ સમાચાર). એ પછીના વર્ષમાં પણ ઉગરાણાની રકમ આવેલી આપણે જોઇએ છીએ.

ઉદવાદાના મોબેદો. તેઓને અત્રે તેડવાની પંચાએતના સાહેબોની કાળજી.

પંચાએતવાલા સાહેબોએ ઉદવાદા જોગા કાગજ[2]માં શેઠખાનદાનવાલાઓ અને એઓની પક્ષના નૌસારીના મોબેદો બાબે ઉપર પ્રમાણે અણગમો જાહેર કરી ઉદવાદેવાલા મોબેદોને મુંબાઇ તરફ ખેંચવાની કોશેશ કીધી. તેઓએ એ બાબે નીચે પ્રમાણે લખ્યું (ફ. ૨૫ તથા ૨૬). "ગોદાવરાના બેહેદીન તથા મોબેદ લોકોએ અરજ કીધી છે વાશતે તેનાનુ શબાબનુ કામ કરવુ શજાવર છે વાશતે તમારા લોકો અશલ છે પણ કોણ જાણે તમો નશારીવાલાના તાએબે છો કે જુદા છો તેની તજવીજ તમારા લોકોથી કીધી તવારે તમારા લોકો હમુને કેવા લાગા જે હમે કાઇ દેશાઇજીના કે નોશારીના દશતુરજીના તાએબે નથી તેનુ પંથનકીનુ અને હમારૂ પંથકી જુદુ છે. ને જે કોઇ હમારે તાં બરશનુમ લેવા આવે છે તેને હમે બરશનમ આપીએ છેએ.

"બીજુ હમોને મોબેદો કેવા લાગા જે હવે શરવે ઠેકાણે આતશ-

(૧) મુંબઇ સમાચારનો તા. ૩-૧૧-૧૮૨૮, નો અંક પા. ૮૦૧.
(૨) ચો. ૧ ક, બા. ૪, પા. ૪.

બેહેરામ થાએ છે તે હમારો ગરીબ લોકોનો ખોદાએ નીભાવ કરે કે આતશ-બેહેરામ નીભાવ કરશે. તે શાભલીને હમે તંમારા મોબેદોનો શારી પખે દલાશો દીધો છે જે તંમો કશી ફીકર કરશો નો કોહોન જાણે તમારા આતશબેહેરામ તમારી મદત કરનારા છે વાશતે નોશારીવાલાને હમારી શાથે શેજ વાત ઊપરથી એવરો ફીશાદ ઊઠાવાનુ શુજ પડે છે વાશતે તમો કાઇ ઊદેપોર જઇને એકાદ આશામી જેટલી ગમે તેટલી આશામીને બોલાવી લાવશે તો તંમારે વાશતે તા. ગોદાવરાને વાશતે નવુ આદરીઆન બનાવીશુ ને હરએક વાતે તંમારી તા. ગોદાવારા લોકોની બરદાશ કરશુ."

ઉદવાદા જોગા ઉપલા પત્રમાં મુંબઇવાલા સાહેબો નૌશારી અને ઉદવાડાના પંથક વચ્ચે શું સંબંધ હતો તે બાબે પુછપરછ કરેછે. તેઓ લખે છે કે (ફ. ૩૧) "મેહેરબાની કરીને હમુને જે કાઇ વાજબી હોએ તે લખી જણાવજો જે તંમો અને નોશારી-વાલાને કાઈ લાગનુ વગનુ છે કે જુદુ છે તંમારે ને તેનાને લખા પર શી રીતે છે તેની નકલ તથા તેની બીના જે કાઇ વાજબી હોએ તે લખી મોકલજો કેમજે હમારે તો નોશારીવાલા તથા શુરતવાલા તથા ભરૂચવાલા તથા ઊદેપોરવાલા તથા વર-શાલવાલા તથા ગોદાવરેવાલા શરવે બરોબર છે પણ હમને શરવે લોકો કેહે છે જે પાંચ પથકી[1] વેચી લીધા છે તે વખતે કઈ મુબઇનુ કોઇ કઇ જનાતુ નહી પણ હમેશ શારી પખે જાણુ છે જે બીજા પનથકીવાલા નોશારીવારાને શાવ વગર બીજુ કાઇ આપે છે પણ તંમો ઊદેપોરવાલા કાઇ આપતા નથી વાશતે તંમો હેનાનેથી જુદા છો પણ તેની હમારી ખુશી છે જે તંમારે તે લોકોને બી કઇ મનાકેશો પડે નઈ તે વાતમા હમે રાજી છંએ વાશતે જે કાઇ વાજબી નેઆ તે મેહેરબાની કરી લખી મોકલજો ને હમોને કામ પડે તો બીજા મોબેદ મોકલશો નઇ[2] તે દશતુરજી શાહેબની તથા તંમારી શમશત અનજુમનની નજરમો થેરાવી જબાબ તાકીદથી લખજો."

નૌસારી અને ઉદવાડાના પંથકો વચ્ચેના સંબંધ માટે મુંબઇવાલા સાહેબોની પુછપરછ.

---

(૧) પંથક.

(૨) "મોકલશો કે નહી" એવી મતલબ દીસે છે.

નોસારીવાલાઓને ઉદવાડેવાલાઓએ બહુ સંભાલથી જવાબ આપવાનો અત્રેના સાહેબોએ કરેલો આગ્રહ.

મુંબઇવાલા સાહેબો ઉપલા પત્રમાં ઉદવાડાવાલા સાહેબોને જો નવસારીવાલાઓ આ નવી હીલચાલના સંબંધમાં કાંઇ લખેતો સંભાલીને જવાબ આપવાની સુચના કરે છે. તેઓ લખે છે કે (ફ. ૩૩) "હમુને એવુ માલમ પડે છે જે નોશારીવાલા શાથે હમારી હાવી ગડબડ ચાલે છે તે ઊપરથી અલબતે નોશારીવાલા દશતુર તા. દેશાઈ અથવા મુબોઈવાલા તથા શુરતવાલા રંશતમ માણુકના શેઠીઆ લોકોએ તંમુને કાઈબી લખીઊ હશે નઇ તો હવે પછે લખશે વાશતે જે કાઈ જબાબ તમો લખો તે તમારી અનજુમનનુ ભલુ થાએ હેવુ ચોકશ વીચાર લખજો નઈ તો નોશારીવાલાઓ વગર વીચારેલા જબાબ લખો તેથી તેનાના લોકોનુ ઊલતુ બગરવા શરખુ કીધુ છે. પોતાના ગરીબ લોકોનો મદત તો કીધી નથી પણુ ખરાબ થાવા શરખુ કીધુ છે વાશતે તમો જે કાઇ જબાબ લખો તે તંમારી અનજુમનનુ ભલુ થાએ તે પરમાણે વીચારીને લખજો ને હમારી નીશા[1] છે જે તે લોકો શરેશરીઆન[2] ગુનાનુ કામ પકીડીઊ છે વાશતે તેનાવોને કાઇ શારૂ શુજ પડતુ નથી પણુ હમો તો શબાબના કામ મધે હમારા[3] થાવાને વાશતે અતલી મેહેનત લઇએ છે અને તમ લોકો જે છો તે અશલથી ધરમનુ પાઇઓ છો[4] તે અલબતે શબાબનુ કામ થાશે તે મધે તમે તમારી કશર રાખશો નઈ. હમારી ખુ[5] છે જે શરવે શાથે એકલાશ[6] થાવો તો ગણો શારૂ છે. વાશતે મેહેરબાની કરીને જે કાઇ વાજબી જાણો તે પરમાણે તાકીદે જબાબ લખી મોકલજો."

ઉદવાડેના મોબેદોને અત્રે કામ માટે નહી મોકલી શકાય તે બાબે દસ્તુરજીનો ખોલાસો.

મુંબઇવાલા સાહેબોએ ઉદવાડેના દશતુરજી ઉપરના પત્રમાં પુછાવ્યું હતું કે તેઓ ઉદવાડેથી બીજા બરશનુમના ધણીઓને અત્રે મોકલશે કે તેના જવાબમાં ઉદવાડેથી લખાઇ આવ્યું કે "હમારે ઇઆં બરશનુમના ધણીઓની પુજી કમ છે હમારે તહાં શવાશોહો પાગડીની પાદશાહી તેમા કેતલાએક ગરદા માણુશ ને કેતલાએક છોકરવાદ છે ને કેતલાએક બરશનુમવાલા છે પણુ અતરની દરેમેહેરમા દશ વીશ જણુ

---

(૧) ખાતરનીશા યાને ખાતરી. (૨) સરેસરેઆમ. (૩) હમબેહરે એટલે હમશરીક. (૪) પાયો યાને મુલ. (૫) ખુશીને બદલે ભુલમાં લખાયું છે. (૬) એખલાશ યાને સુલેહસંપ જ.

હાજર જોઇએ ને તે કરતા હમારા તાશપોહોરમો તથા નાહારનગોલ ( નારગોલ ) મો ફરેમેહેર છે તોપણ[1] હાંજવાલા કામ કરે છે વાશતે શરવે ગોવાએલા છે તે કરતા કોઇ જોડ બાજુના ધણી હોએ તેનીથી પોચી શખાશે તો તેની તજવીજ કરી પાછલથી મોકીશું"[2]

ઉદવાડેવાળા મોબેદોને ઊતેજન આપવા ઉદવાડા જોગા એક પત્રમાં[3] અતરેથી જણાવેછે કે "જે કોઇ શારા મોબેદો હશે ને અતરે આવીને આપરા દીનના ફરમાન પરમાને તથા પનચાતના શરેશતા પરમાણે એજદાથરે[4] કામ કરવા માગશે તો તે ધણીને હમે રજા આપીશુ. વાશતે જે કોઇ મોબેદ તમારા તરફથી પોતાના ખુશીથી પોતાની રોજીને વાશતે અતરે આવા માગે તે વારે તે લોકોને તમોએ કાંઇ હરકત કરવી નહી........કોઇ કેશે જે હમારૂં પનથક છે તે કાઇ હમો કબુલ રાખતા નથી. હમારે તો જે મોબેદ તે શરવે બરાબર છે તે શત જાણજો."

આ અરસામાં વાડીઆજી જાંગીરભાઇ નસરવાંનજી તથા વાડીઆ ખરશેદજી ઉડવારે આતશબેરાંમને કદમબોશી કરવા ગયા હતા ત્યાંથી જે જોઇ અને જાણીને આવ્યા તેની ઉપરથી મુંબઇવાલા સાહેબો ઉડવાદાની એકીનદારી માટે પોતાનો સંતોશ જાહેર કરી શાબાશી આપે છે.

## V.

## બ્હાર ગામોની અનજુમનો સાથના મુંબઈની અનજુમનના સંબંધની બાબદો.

આ અરસામાં મુંબઈની અનજુમનનો સંબંધ બાહેરગામોની અનજુમનો સાથે કાંઈક વધારે ઘાડો થતો ગયો. એક હાથ પર તેઓ મુંબઇમાં નૌસારી ઉપ્રાંત બાહેરગામના મોબેદોને પણ લાવવાની કોશેશ કરતા હતા. બીજા હાથ પર તેઓ હવે મુંબઈથી જરૂર પડતાં બાહેરગામો પણ મોબેદો મોકલવા લાગા. વલી વધુ અગતનું આ કે એ અરસામાં એઓએ બાહેરગામોની અનજુમનોને તેઓના જરૂરી કામોમાં વધુ મદદ કરવા માંડી. અત્રેની પંચાએતનો એ બહારગાંમોની

---

(૧) તાં (ત્યાં) પણ.

(૨) મોકલશું. ચો. ૧ ક, બા. ૧૦, પા. ૧૧.

(૩) ચો. ૧ ક, બા. ૭, પા. ૮, ફ. ૯.

(૪) યોજદાથ્રગર એટલે બરશનુંમ લેઇ પાવમેહેલનું કામ.

અનજુમન શાથે મોબેદો વીગેરેની બાબદનો સંબંધ અને પત્રવેહવાર કેટલીક બાબદમાં જાણવા જોગ છે. એ પત્ર વેહવાર ઉપરથી કેટલીક ખુદ મુંબઇની પંચાએતને લગતી રાહરીતી, રસમ, અને વીચારોને લગતી હકીકત મલે છે, તેથી તે બાબે જરાક વીગતે બોલવાનું દરૂસ્ત દીસે છે.

૧. કલ્યાણી. કહે છે કે કલ્યાંણીની પારસી વસતી ઇ. સ. ની ૧૬ મી સદીની શરૂઆતમાં થાઈ હતી કે જ્યારે ફીરંગીઓએ છાસ્તી જીત્યું હતું. ત્યાંનું એક પુરાણું ઈંટનું દખમું ઈ. સ. ૧૫૩૩ માં બંધાયલું જણાવવામાં આવે છે.[1] કલ્યાણી ખાતે પારસીઓ થાણા તરફથી પોરચુગીઝોના ધાર્મીક બાબદના કોઇ જુલમને લીધે આવી રહેલા જણાવવામાં આવે છે.[2] ઇ. સ. ૧૭૮૦ ને શુમારે જ્યારે અંગ્રેજોએ થાણા લીધું ત્યારે કલ્યાંણીના કેટલાક પારસીઓએ થાને જઇ પાછો પોતાનો વસ્વાત કર્યો. એ વખત આગમચ પારસીઓની કોઇક વસતી તારાપોર, નારગોલ, દમણ અને આજુબાજુના ગામોમાં પણ ફેલાયલી હતી.[3]

આ અરસામાં અત્રેની પારસી પંચાએત અત્રેથી બાહેરગામ મોબેદો મોકલવા લાગી અને પોતાની કોઇક સેવાઓ બાહેરગામોની અનજુમનોને આપવા લાગી તેનો પેહલો દાખલો આ કલ્યાણી ગામનો છે. આ ગામના સંબધના કોઇક બનાવો નીચે પ્રમાણે છેઃ—

(ક) કલ્યાણીના એક મોબેદ બાબે અત્રેની પંચાએત ઉપર ફર્યાદ આવવાથી ખરશેદજી માણેકજી શરાફ રોજ ૧૨ મો મોહોર માહ ૫ મો અમરદાદ ૧૧૯૩ (તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૨૪) ને દીને કલ્યાંણી કાગજ લખે છે અને ફર્યાદ કરે છે કે કલ્યાંણીની પંચાએત જાણે ત્યાંનાં પંથકીને તાબે છે અને ત્યાનો મોબેદ જેમ જાસ્તી કરે છે તેમ કરવા દે છે. ત્યાંનો પંથકી ઉદવાડે જંદરવાન કરાવી આવનાર પાસેથી પોતાનો હક માંગેછે અને કાંઇ આપવામાં નથી

(૧) Bombay Gazetteor, Vol. XIII, Part I, p. 254.

(૨) પા. પ્ર. I., ૫૧.

(૩) જુઓ મારી "A Few Events in the Early History of the Parsis" નામની ચોપડી, પા. ૨૪–૨૫, જેમાં કેટલાક પુરાણા પોરચુગીઝ દસતાવેજોના આધારે એ બાબે કાંઇક વીવેચણ કર્યું છે.

આવતું તો તે પંથકી તેને ત્યાંની ક્રીયા કરતો નથી અને છોકરાંને સદરો પહેરાવતો નથી. એવી કેટલીક ફર્યાદ કરી સેવટે લખે છે કે: "એ વાતની તમારી અનજુમનને ગણી શરમ છે."[1] પંથકીનો જુલમ હોય તો અત્રેનાં પંચાતવાલા સાહેબો તરફથી બીજો પંથકી મોકલી આપવા જણાવે છે.

(ખ) કલ્યાનીથી ત્યાંના એક બીજા મોબેદની પણ પાછળથી ફર્યાદ આવી હતી કે તેણે એક બેહદીન ઉપર પોતાનું લેહેણું નીકલતું તેને નહી ચુકવવાથી તેને ત્યાનું રવાનનું કામ બરાબર કર્યું નહી. તે માટેની હકીકત જાણી અતરેની પંચાએતના સાહેબો સંવત ૧૮૮૫ ના પોશ શુદ ૧૪ વાર રવેઉ રોજ ૧૯ માહ ૪ નાં પત્રમાં[2] દલગીરી દેખાડેછે કે ફરીઆદ કરનાર પારસીએ પોતાને હાથે લોબાન સુખડ મુકીને ચહારમને દહાડે લોકોને જમાડયાં. એ બાબે અંહીથી લખે છે કે "પોતાને હાથે લોબાન મુકીઉ તે ગણોજ નેક કામ કીધુ છે........તેની ખશનુમન બેહેસતમાં પોંહચી ચુકી છે." મોબેદ બાબે આવી ફર્યાદ થવાના સબબે એક બીજી અંધ્યારૂની જોડ નીરંગદીન સાથે, તા૦ ૨૮ જાનેવારી ૧૮૨૯[3] નાં અત્રેનાં સાહેબોનાં પત્રમાં લખવા પ્રમાણે, મોકલી આપવામાં આવી, અને મુબઇવાલા સાહેબોએ તાકીદ કીધી કે બેહદીનોએ મોબેદોનાં ચઢેલાં વાજબી નાણાં આપી દેવાં જોઇએ.

કલ્યાણીવાલાઓએ જુનાં પંથકી બાબેની ફર્યાદ જમશેદજી જીજીભાઇ વગેરે સાહેબો પુનેથી અત્રે આવતાં કલ્યાણી થોભ્યા હતા ત્યારે તેઓને મોઢે મોઢું પણ જણાવી હતી.

(ગ) બીજા એક પારસી માટે અત્રેથી ફરીઆદ કરે છે કે શાંભળવા પ્રમાણે તેણે "ગની મુદત થઇ પોતાની બાગમો પરજાત ઓરતને રાખલી છે ને રાતને દાડો તાંજ ખાવુ પીવુ કરે છે." એ ધણી માટે એ સાહેબો લખે છે કે "તે કલ્યાંણીની પનચાએતમો બેશનાર થઇને અજબ છે જે તમો કોઇ એ ધણીને હજુર શુધી શીખામણ દીધી નઇ."

(ઘ) બીજુ કલીઆણીમાં નવા બનેલા એક દાખલા માટે મુબઇવાલા સાહેબો ઉપર ફરીઆદ આવી હતી કે એક મોબેદ રૂશતમજી બેરામજી કલેઆણી

(૧) ચો. ૧ ક, બા. ૯, પા. ૯. (૨) ચો. ૨, બા. ૩૭, પા. ૩૨.
(૩) ચો. ૨, બા. ૪૩, પા. ૩૬.

મધે બરશનુમ લઇને ઇજશની વંહીદાદનું કામ કરેછે તે કંઇ ઠીક નઇ. તેના જવાબમાં એવી ફર્યાદ કરનારને જણાવવા લખે છે કે "અશલ એજ પરમાણે મુબોઇ કોઇ બરશનુમ લેતુતું નહી શરવે નવશારી જઇને બરશનુમ લઇ આવતા હતા ને અશલ વરશીઓબી કોઇ મુબોઇ મધે રાખતાતા નહી ને અશલ નીરંદીનબી કોઇ મુબોઇ મધે કરતુતુ નઇ. શરવ નોશારીથી લાવતા હતા પન હવે ખુદાતાલાએ આપરા લોકોને શુજ પાડીઊ જે જે જગોમો આપરે રઇએછે તે જગો ઉપર બરશનુમ લેવાએ તો ગનુ શવાબનુ કામ છે વાશતે હવે શરવે મુબોઇમો થવા લાગું છે........ખોદાતાલા કરશે તો હવેથી જે મીશાલે શ્રી થાના મધે તથા શ્રી પુના મધે થઈઊ છે તેમ આશતે આશતે શરવે તમારા ગામ મધેબી થાશે." એ પત્ર ઉપર વાડીઆ નવરોજી જમશેદજી, જાંગીરભાઇ ફરામજી, વાડીઆ બમનજી હોરમજજી, ખરશેદજી માણેકજી, જમશેદજી જીજીભાઇ, વીગેરેની સહીઓ છે.

(ડ.) બીજું કલ્યાણીના દશતુર માણેકજી બાબે ફરીઆદ આવી હતી કે તેવણ નાચમાં બેડા હતા. તે બાબે અત્રેના સાહેબો લખે છે કે તેઓએ દસ્તુરને બોલાવીને પુછપરછ કીધી તો તેવણે કહ્યું કે તેવણને બરશનુમ નથી અને તેવણને બીજા ધણી જોરાવરીથી લઈ ગયા હતા. તેવણને ઠપકો દેવામાં આવ્યો કે "અગર તમુને બરશનુમ નઈ હતો તો શુ થઇ ગીઊ પન તમો દશતુર થઈને તમુને ઓરદીનવાલાને તાં નાચમો જઇને બેશવું શજાવર નઇ." તેવણને સજા કરવાને માટે અતરેવાલા સાહેબોએ જણાવ્યું કે જો તેવણને બરશનુમ હોય તો તે બરશનુમ રદ ગણે અને છ માસ સુધી બરશનુમ લેવા દેવામાં આવે નહી.[1]

કલ્યાણીના દસ્તુરે નાચમાં બેસવા સામે અનગમો.

(ચ) તા. ૨૪ મી ફેબરવારી ૧૮૨૯ સંવંત ૧૮૮૫ ના માહા વીદ ૫ વાર સોમેનો ખરશેદજી માણેકજીનો કલ્યાંણી શેઠ રૂસ્તમજી દાદાભાઇ,...........[2] નાનાભાઇ તથા શાગરજી નશરવાનજી તથા બાલાભાઇ નવરોજજી તથા અનજુમન જોગો એક ખાસ "ખેપીઆ" સાથે મોકલેલો પત્ર[3] છે જે ઉપરથી કલ્યાંણીની જુની

કલ્યાંણીની દરેહમેહર.

(૧) ચો. ૨, બા. ૬૩, પા. ૫૨.
(૨) અહીં ધણીના નામનો ભાગ ખવાઇ ગયો છે.
(૩) ચો. ૨, બા. ૫૫, પા. ૪૩ (બાબદ ૬૩, પણ જોવી.)

ફરેહમેહર બાગે નીચલી હકીકત મલે છે:— એ અગીઆરી પહેલે મુંબઇવાલા નસરવાનજી દાદાભાઇ મોદી [1] એ બંધાવી હતી. તે માટેની જગ્યા શેઠ રૂસ્તમજી દાદાભાઇ, સોરાબજી નશવાનજી, તથા બાલાભાઇ નવરોજીના વડવાઓએ આપી હતી. અસલ બંધાવનારા મોદીના ગુજરવા પછી મોદીના કુતુંબમાંથી કોઇએ તેનું સમારકામ ન કરવાથી કલ્યાંણીની અનજુમને તે ઉપર ખર્ચ કરવા માંડયો હતો. તે ઉપરથી એ પત્રમાં લખે છે કે "હવે તમારી અનજુમનની અખતીઆરમો નવા મોબેદોને રાખજો કાંએજે હવેથી આગીઆરી તમારી અનજુમનના હાથમો આપેલી છે વાશતે હવેથી તમારી અનજુમન શરવે વાતે અખતીઆર[2] છે તે વાશતે તમારી ખુશી પડે તે મોબેદને આગીઆરીમો રાખજો ને આગીઆરીના શાંમન ઉપર તમારી અનજુમનની અખતીઆર છે તે મધે તમારા જુનાં પંથકીનુ અથવા નવા અંધારૂનો કઇ જોરો નઈ."

એ અગીઆરીના ખર્ચ માટે લખે છે જે "આગીઆરીનુ ખરચ વાશતે તમારી અનજુમન મલીને હરેક ખુશાલીને વખત ધરમખાતે પઇશા એકઠા કરો છો તેજ પરમાણે જે વેપાર કરે છે તે પાશેથી આગીઆરીનો ખરચને કીજે પનચાતના ધરમખાતેનો નામ પાડીને લેતા રેજો ને હરેક વાતે કઇ આવે જે પનચાતનો ધરમખાતાનુ એકથો કરશો તો કોઈ વખતે કઈ ધરમનુ કામ આવી પડશે તારે તે ધરમના પઈશામોથી ખરચ કરવાને કોઈને કઇ ભારી પડશે નઇ."

---

(૧) એ નસરવાનજી દાદાભાઇ મોદી તે મુંબઇવાલા દાદાભાઇ નરસવાનજી મોદીના બાવા છે કે જે દાદાભાઇ ૫૦) વરસની ઉમરે તા. ૧૨ મી સપટેમબર ૧૮૦૦ રોજ ૧૧ માહ ૧૨, ૧૧૭૯ ને દીને હક થયા હતા. એવણુ "દાદામોદી" ના નાંમથી ઓલખાતા હતા (પા. પ્ર. I, પા. ૧૧૭). આ નસરવાનજી ૫૯ વરસની ઉમરે તા. ૨૦ મી ઓગસ્ટ ૧૭૯૦ ને દીને હક થયા હતા. એવણુ ઇ. ૧૭૫૦ ને સુમારે અત્રે આવ્યા હતા અને "અતરેની પારસી પંચાતના એવણુ એક અકાબર થયા હતા (જુઓ ઉપર, પાનુ ૫૧). એવણુની નઇઅતે એવણુના વીધવા બાઇ નવજબાઇએ ઇ. સ. ૧૭૯૦ માં કલ્યાંણી મધે એક દોખમું બંધાવ્યું હતું" (પા. પ્ર. I, ૭૧).

(૨) મુખત્યાર ને બદલે.

કલ્યાણીની અનજુમનને એ દરેહમેહુર ઉપર પુરતી સતા આપવા કાજે પંચાએતવાલા સાહેબોએ અત્રેથી "મોદી દાદાભાઈ નશરવાનજીના વારશ વાડીઆ રશતમજી રતનજી કાકા" પાશે પણ તા. ૨૬ મી એપરેલ શને ૧૮૨૯ શં. ૧૮૮૫ ના ચઇતર શુદ ૩ વાર શોમેને દીને એક પત્ર[1] લખાવ્યો. તેમાં લખાવ્યું કે તે દરેહમેહર "કલેઆણીના પારશી અનજુમનના તાએબે આપી છે તે દરમેહેર મધે બારી છે તે જુના પનથકી હજુર શુધી નવા મોબેદોને મુબઇની પનચાતવાલાએ મોકલા છે તેનાની નીરંગદીન મુકવા દેતા નઈ વાશતે આએ હંમારો કાગલ જુના પંથકી પાશેથી તે બારી તથા બીજા શામાન હોએ તે તે કાગલ વાંચતાં વાર જુના પંથકી પાશેથી લઇને તમારી હશતક લઇને તમારી અનજુમનને ગમે તે મોબેદોને હવાલે કરે. એ વાતનો દરમેહેર ઉપર શરવે વાતનો તમારી અનજુમનનો અખતીઆ છે વાશતે જુના પંથકીનુ જે કઇ શામાન હોએ તે પોતાને ગેર લઇ જાએ.. ........આએ કાગલ જુના હુંધેઆરૂને દેખારીને બારી તમારા હવાલામો લેજો અગર તમારી સાથે કઇ વદતી તકરાર કરે તો દરમેહેરના મુખતીઆરી તમો છેઓ જે તમુને શારૂ શુજે તેમ કરજો. હવે પછી એ દરમેહેર તમારા તાએબામો છે વાશતે શરવે વાતે ખબરદારી રાખજો."

આ જુના પંથકી બારીનો કબજો નહી મુકતા તે બાબે અત્રેની પંચાએત સંવંત ૧૮૮૫ નાં ચૈતર શુદ ૧૦ વાર શોમે રોજ ૧૪ માહ ૭ સને ૧૧૯૮ ય. ઝ. ને દીને એક પત્ર જેમાં ૧૨) સાહેબોએ સહી કીધી છે તેમાં લખે છે કે અતરેવાલા સાહેબોએ એ બાબે તપાસ કીધી છે તેમાં એ મોબેદે "પારશી ખરશેદજી માણેકજી શરાફના ગરમો કબુલ કીધુ હતું જે શ્રી કલેઆણી જઇને દરમેહેરની બારીની કુંચી તમારે હવાલે કરશે તે હજુર શુધી કરતા નઇ તે વાંચીને હંમો ગણા દલગીર થઆ છે." એ પત્ર ઉપરથી વધુ એવું દીસે છે કે કેટલાક બેહદીનો જુના પંથકીની તરફેણ કરતા હતા અને અદાલતમાં ફરીઆદ કરવા માંગતા હતા. તે બાબે અત્રેવાલા સાહેબો સખીઆરો આપે છે કે "તંમારી અનજુમન શીવાએ બીજા કોઇનુ એ દરમેહેર ઉપર

---

(૧) ચો. ૨, બા. ૬૨, પા. ૫૦.

દાવો પોંચે નહી ને કોઇ હંધારૂ હેવી રીતે દાવો કરશે તેનો અંગરેજ શરકાર તથા હરકોઇ બીજા ઇનશાબવાલા શાહેબ હશે તે બીજા હંધારૂ લોકોનો કંઇ શાંભલશે નહી તે શત જાણુજો. બીજું એમ કરતાં કોઇ હંધારૂ અથવા બેહેદીન તંમારી અનજુમન શાથે કંઇ હેવી વાતની અથવા હરકંઇ બીજી વાતની શોખી કરે તારે તંમારી અનજુમનને શજાવર છે જે હરએક ખુશાલીની વખતે તે ધણીને તંમારે તાં બોલાવો નહી તથા તે ધણીને ગેહેરે તેવા કારનશર તંમારે જાવું નહી તારે તે ધણીને નેઆતબાર કરતાં વદતી શરમીનદશ પોચશે. હેવી રીતે કરશો તારે ફરીથી કોઈ તંમારી અનજુમન શાથે માથું ઊન્ચું કરશે[1] તે શત જાણજો પણ તે ધણીને ગેહેર કોઇ ગુજરે તારે શોખેથી તે ધણીને ગેહેર જાવું આવું શહી ને તેના રૂવાનનુ કામ તંમારી દરમેહેરમો તે ધણી તંમારા અંધારૂ પાશે કરાવે તે કરવા દેજો...બીજુ જાહારે કોહી ધણી તમારી અનજુમનના શુખન શાંભલે નહી ને પોતાની બરાએખુદી[2] થી તમારી અનજુમનના શરેશતો છોડીને અથવા તમારી અનજુમનનો બંધોબશત કીધેલો તે તોડીને પોતાની ખુશી માફક કામ કરે તે વારે તમારી શરવે અનજુમન મલીને થેરાવે જે તે ધણીને નાતબાર કાડવો જરૂર છે તો શોખેથી નાતબાર કાડજો." એ પછી એવા નેઆતબાર કાઢેલા સાથે કેમ વરતવું તે બાબે કેટલુંક લખે છે.

કલ્યાંણીની અનજુમન સાથે કોઇક ધાર્મીક બાબહોના સંબંધમાં કરેલી ગોઠવણ.

અત્રેની અનજુમનવાલાઓ બહારગાંમોની અનજુમનોને મદદ આપતા ત્યારે કોઇ શરતો ઘણીખરી કરતા હતા, તેમ કલ્યાંણીવાલા સાહેબો સાથે પણ ખરશેદજી માણેકજી પોતાનાં ઊપલાં તા. ૨૪ ફેબરવારી ૧૮૨૯ નાં પત્રમાં[3] કરે છે કે બહમન, મોહર, ગોશ, રામના હમકારાએ ગોશ ખાવું નહીં ને તે દહાડે ચહારમનો અવસર પડે તો પણ ગોશની ચાશની કરવી નહી. અતરેથી લખે છે કે "જે દને રૂવાનના પુલગુજાર થાએ છે તે વખત ઉપર બહમન હંમશાશપનંદ તે રૂવાનની દશતગીરી કરે છે ને તમે તે વખત બમન હંમશાશપંનદના ફરજંદોને કાપો છો એ ગણો

(૧) "નહીં" શબ્દ લખતાં રહી ગયો છે.
(૨) "બ રાએ ખુદી." એટલે પોતાનાં વીચારના ઢાંચા પ્રમાણે.
(૩) ગ્રો. ૨, ખા. ૫૫, પા. ૪૩.

ગુનાહનુ કામ થાએ છે ને તમારા રૂવાનોના હકમો ગણોજ નરશો[1] કરો છો."

આ અરસામાં પુના ખાતે એક દરેહમેહર અને દખમુ સ્થાપવાનો બનાવ અગતનો હતો. આ બનાવ સાથે અને બીજા તેના સંબંધના બનાવો સાથે પુનાની પારસી તવારીખ એક યા બીજી રીતે કાંઈક જોડાયલી રહી છે. તે બનાવો નીચે પ્રમાણેના છે:—

૨. પુના.

તા. ૨૦ મી મે ૧૮૨૪ રોજ ૨૦ મો માહ આવાં ૧૧૯૩ ના દીને દાદીશેઠનાં આતશબેરામમાં સમશત અનજુમન મલી હતી. ત્યાં કેટલાંએક કામોમાં એક અગતનું છેલ્લું કામ પુના ખાતે એક દખમું અને દરેમેહેર સ્થાપવા બાબદનું હતું. તા. ૪ થી મે ૧૮૨૪ રોજ ૪ થો માહ ૮ મો ૧૧૯૩ ને દીને પુનેથી સોરાબજી રતનજી પટેલે મુંબઈની પારસી પંચાએત ઉપર પત્ર લખી પુના ખાતે એક દખમું અને દરેમેહેર બંધાવા માટે પરવાંનગી માંગી હતી. તે પરવાંનગીની બાબદ આ અનજુમનની સભામાં રજુ કરવામાં આવી. આ બાબતની નોધ[2] નીચે પ્રમાણે છે:—" બીજુ શ્રી મુબઇ મધે અશલ પારશી રંતનજી શોરાબજી પટેલ હતો તેનો છોકરો શોરાબજી રંતનજી શ્રી પુના મધે છે તે ધણીએ શ્રી મુબઇની અનજુમન ઉપર કાગલ લખીઉ છે જે હવે પુના મધે તથા આશપાશનાં ગામ મધે પારશીની વશતી ગણી છે ને કબીલદાર ગેહેરબી તેણી ગમ ગણાં થઆં છે ને મોહોતે જીવતે રૂવાનને કલીઆણીના દખમામો લઇ જતા ગણી મેનત પડે છે ને બીજી વખતે તે ઠેકાણે રૂવાન પોંચી શકતું નથી વાશતે પારશી શોરાબજી રંતનજી પટેલે શમશત અનજુમનને અરજ કરીને શ્રી પુના મધે દખમું બાંધવાની તથા દરેમેહેર રૂવાનનું કામ થાવાને વાશતે મોબેદોને નીરંગદીન લેઇને બોલાવા છે તે કાગજ આજ દીને પંનચાતના બેશનારાઓએ કબુલ કરીને શરવ અનજુમનને જાહેર કીધું તે શરવ અનજુમને કબુલ કીધું છે તે વાશતે દખમાની તથા અગીઆરીની તંનદરોશતી પારશી શોરાબજી રંતનજી પટેલને નામે આજ દીને ભણાવી છે તે જાણુજો. હેની વીગતે શરવે

(૧) પુનામાં દખમું અને દરેહમહેરની સ્થાપના.

(ક) એ માટે મુંબઇની અનજુમને આપેલી પરવાંનગી.

(૧) નરશા. (૨) ચોપડો ૫, પા. ૮, પા ૮.

અનજુમન બેશીને ઠેરાવે છે તે જાનજો. તા. ૨૦ મી મે ૧૮૨૪ અંગરેજી." આ નોંધ હેઠે વાડીઆ નવરોજજી જમશેદજી, ફરામજી કાવશજી બનાજીના, જમશેદજી જીજીભાઇ, પેશતનજી ભીખાજી, હોરમજજી દોરાબજી, પારશી ખરશેદજી માણેકજી, એદલજી દોરાબજી શંજાણાની સહી છે.[1]

(ખ) રજા આપતી વખતે મુંબઇની પંચાએતે પુને પટેલ સાથે રાખ્ય રેવાજો બાબે કરેલા બંદોબસ્ત.

તા. ૧૭ મી જુન ૧૮૨૪ રોજ ૧૮ રશને માહ ૯ મો આદર સને ૧૧૯૩[2] ને દીને વાડીઆજી હોરમજજી બમનજી, અને બીજા સાહેબો પુને સોરાબજી પટેલ ઉપર ઉપલી બાબદમાં પત્ર લખે છે તેમાં જણાવે છે કે "પનચાતના બેશનારાવોએ તા. અનજુમને ગણી શાવાશી[3] આપી છે જે શત રેમત છે તમારી હીમતને તથા તમારા માતા પીતાને જે આપરી અમજાતને તંમે ગણી રોશન કીધી છે." એ પત્રમાં વધુ લખ્યું કે "જે કઇ મુબાઇની પંનચાતનુ શરેશોતો છે તે પરમાણે કામ કરાવજો તથા તમારી તરફનો જે કોઇ મોબેદ તા. બેદીન હોએ તેનાનેબી કેજો જે મુબઇના પનચાતના શરેશતા પરમાણે ચાલે." તેઓ નીચલી બાબદમાં તાકીદ કરે છે:

(ક) મુંબઇની પંચાએતના હોકમ વગર જીવતી બાયડી પર બીજી બાયડી કરવી નહી.

(ખ) પરજાતની ઓરતના પેતના ફરજંદને શદરો પહેડાવવો નહી.

(ગ) બહમન, મોહર, ગોશ, રામને, દીને ગોશત ખાવું નહી.

તેઓ લખે છે કે "મુબાઇની પનચાતના હોકમ વગરે કોઇ મરદની ઓરત હોએ તે ધણીને બીજી ઓરત કરવા રજા આપશો ના તથા કોઇ ઓરતનુ મરદ હોએ તારે તે ઓરતને બીજા મરદ કરવાની રજા આપશો ના ને પરજાતની ઓરતના પેતનુ ફરજંદ હોએ તેનો શદરો પેરાવાની રજા આપશો ના

(૧) એ ચોપડો (નં. ૫) અસલ નથી, પણ કોઇ આગલા ચોપડા ઉપરથી નકલ છે. એ સબબે ઉપલી શહીઓ અસલ હરફે નથી.

(૨) ચો. ૧ ક, બા. ૧૮, પા. ૧૫.

(૩) શાબાશી.

તથા બહમન રોજ તથા મોર રોજ તથા ગોશ રોજ તથા રામ રોજને દીને જનાવર કપાવીને ગોશત ખાશો નો. એ શીવાઇ બીજો જે આપરો કદીમ શરેશતો છે તે પરમાણે ચાલજો ને જે વારે કોઇ જરૂરનુ કામ તમુને પડે તારે મુબોઇની પનચાતને લખી જણાવજો ને તેનુ જબાબ ફરી વલે તે પરમ્ણે કામ કરજો." [1]

(ગ) એ દરેમેહર વીગેરેના સંબંધમાં પુનાના દસ્તુર ખાનદાનની સ્થાપણા. અત્રેથી મોકલેલા દસ્તુરજી.

ઉપલી પરવાનગી આપવા પછી દખમાનો તાણો પુરવા અત્રેથી મોબેદો મંગાવતાં પંચાએતવાલા સાહેબોએ દસ્તુર જામાશજી એદલજીને બીજા મોબેદો સાથે મોકલ્યા. એમ મોકલતાં ખરશેદજી માણેકજી પોતાના ૧૭ મી જુન ૧૮૨૪ રોજ ૧૮ મો માહ ૯ મો સને ૧૧૯૩ ય. ઝ. ના પત્રમાં[2] પુને પારસી સોરાબજી પટેલ ઉપર લખે છે કે "હંમે પંનચાતના હોકમથી દશતુરજી જામાશજી એદલજીને મોકલો છે તે શરવે વાતે ખબરદાર છે ને વરી તેવાને પોતાની શાથે બીજા મોબેદ મનચેરજી મુલાને લઇને આવા છે વાશતે જે કઇ તંમારૂ કામ હોશે તે દીના[3] ફરમાને પરમાણે દશતુરજી જામાંશજી શારી પખે કરાવશે તે શત જાણજો." "બીજુ દશતુરજી જામાશજી શાથે હમો થેરાવીઉં છે જે તમારૂં દખમાનુ કામ પુરૂં થઆ પછી શ્રી પુના મધે ભાઇ શોરાબજી તથા બીજા ભાઇડાવો શ્રી પુના મધે છે તે તથા શ્રી પુનાની આશપાશ ગામ મધે આપરા લોકો છે તે શરવે તે તમારી શારી પખે બરદાશ કરશે. તે પુના મધે જાં શુધી તમોને ગમે તાં શુધી રેજો. હરેએક વાતે આપરા લોકો ( ને ) આપરી દીન ધરમનો શારો રશતો બતલાવજો. વાશતે દશતુરજી જામાશજી દોખમાનુ કામ પુરૂ થઆ પછી મુબોઇ આવા માગે તો શમજાવીને રાખજો તે કરતાં ખાંમખા રજા માગે તો શારી પખે શાતે માન અશવારી આપીને આબરૂથી વદા કરજો. પણ જાહાં શુધી પુના મધે રેહે તહાં શુધી બરદાશ કરતાં રેજો. જે વારે તંમો શારી આબરૂથી ચાહશો તવારે બીજા શરવે તે પરમાણે ચાલશે. તે શત વાશતે એ બીના તમારી તરફ પારોથી હોરમજજી પુનેકર વગર જે કોઇ બીજા

---

(૧) ચો. ૧ ક, બા. ૧૮, પા. ૧૫.
(૨) ચો. ૧ ક, બા. ૧૭, પા. ૧૪.
(૩) દીની.

આશામીઓ પુના મધે છે તેનાને અનજુમનવાલાને કાગલ વંચાવજો ને શરવેને અંમારી શલામ કેજો.

"બીજુ મોબેદો લોકો મધે એક બીજાની અદેખાઇ ગણી કરે છે વાશતે દશતુરજી જામાશજી ગણી આનાકાની કરતા હતા પણ હમુને તમારો પકુ ભરૂશો છે તે જાણીને દશતુરજીને કઇઉ છે જે તંમો તહાં ગઆથી તંમોને શારૂ થશે. વાશતે એક વાતે દશતુરજીની બરદાશ કરજો. બીજુ આપવા લેવાનુ શરવ તમારા ભાઇ પીશતનજીની મારફતે ઠેરાવીઉં છે તે પીશતનજીએ હમુને લખીઉ છે તે જાણજો પણ ભાઇજી એ માણશ ગણો શારૂ છે તે હુંમારી નીશા છે જે તંમારી શાથે મુલાકાત થઆર્થા ખુશી થાશો. ને એ ધણીબી તમોને જોશે તે વારે ખુશી થાશે." એ કાગજની હેઠે શેઠ ખરશેદજી માણેકજીએ જે લખ્યું છે તે ઉપરથી દીસે છે કે ઉપલા સોરાબજી પટેલનાં માતાજી તથા તેવણનાં ધણીઆણીની સાથે દશતુરજી જામાજી પુને રવાનાં થયા હતા.

(૫) દરેમેહેર અને દખમા માટે પુને નીરંગદીન લઇ જતાં માર્ગમાં નડેલી અડચણ.

તા. ૨૯ મી જુન શને ૧૮૨૪[૧]નાં શેઠ ખરશેદજી માણેકજીના સોરાબજી રતનજી પટેલ જોગાં પત્ર ઉપરથી માલમ પડે છે કે સર્વ જન પુને સલામત પુગાં હતાં ને દસ્તુરજીને સારી આબરૂ આપી હતી. બીજું કલવાની ખાડી મધે કાંઇ અકસમાત થયો તેથી નીરંગદીન અવાવ થઇ. તેથી દસ્તુરજી થાનેથી બીજી નીરંગદીન તથા સરવે આલાત લઇ ગયા. એ બાબદ સોરાબજી પટેલના ભાઇ પેસતનજીએ પેહલ વેહેલે પનવેલી થી આવતાંને વાર અતરે જાહેર કરી હતી. સેવટે ખરશેદજી માણેકજી લખે છે કે "તમારી માતાજીની તથા દશતુરજીની ગણીક વાતે શારી પખે બરદાશ રાખશો તે વાત હમે ગણા ખુશી થાશું". ઉપર જણાવેલો અકસમાત આ હતો કે એક પારસી નીરંગદીન લઇને તરીને ખારી ઓલંગતો હતો તેવામાં ડુબી જતો હતો તે મુશકેલીથી બચ્યો. બીજાઓ મછવામાં સાથે બેઠેલા હતા તેઓએ તેને બચાવ્યો અને તેમ થતાં નીરંગદીન અવાવ થઇ. તેથી દશતુરજી જામાશજીએ થાનાની દરેહમેહરમાંથી વરસ, નીરંગદીનની શીશી અને હોમશલી લીધાં.

---

(૧) ચો. ૧ ક, બા. ૧૫, પા. ૧૬.

ખરશેદજી માણેકજીનાં દસ્તુરજી જામાસજી જોગાં "તા. ૨૦ મી જુલાઇ ૧૮૨૪ રોજ ૨૧ માહ ૧૦ સને ૧૧૯૩ યઝદ ઝરડ શેહરીઆરનાં" દીનનો કાગજ[1] ઉપરથી ઉપલી નીરંગદીન વીગેરે બાબદો માટે બીજી કેટલીક નીચલી હકીકત મલે છે:- એવું દીસે છે કે થાનેથી લઇ જવામાં આવેલી બીજી નીરંગદીન બાબે પણ શક પડયો હતો. તેની ખબર અતરે આવતાં અતરેવાલા સાહેબોએ "એદલદારૂ શજાનાને પુછીઊ તેનો જવાબ એ છે જે નીશારોર[2] થઆ પછી નીરંગદીન ઊચકે તેનુ કઇ નઈ." એ બાબે બીજા સર્વ દસ્તુરોને પણ સવાલો પુછવાનું ઠેરવવામાં આવ્યું. દસ્તુરજીએ પુનેથી લખ્યું કે "હમારા તથા શોરાબજીના દીલમા ખતરો આવે છે વાશતે બીજા મોબેદને નીરંગદીન તથા શરવે અલાદ આપીને તાકીદે મોકલજો." એ ખતરો પડવાનું કારણ સાથવાલા મોબેદની કોઇક ખામી દીસે છે સબબ કે ખરશેદજી માણેકજી જરા ગુસ્સાથી દસ્તુરજી પર લખે છે કે "પન તમુને નઇ ગતે જેવાઉ[3] બદફેલી મોબેદને તમારી શાથે લઇ જાવો તથા બદનની બીના તમોને માલમ નહી હશે પણ તે કેવી આભરૂનુ માણુસ છે તે શરવેને માલમ છે તારે એ લખે તે તમુનેબી માલુમ હશે ને તમે તેવા માણુશને શાથે લઇ જઇને તમારી ઉપર બદનામી હાશીલ કીધી ને હમારા તથા શોરાબજીના જીવ આજુરદા કીધો તે શત જાણુજો."

ઉપલી નીરંગદીન અવાવ થવાની બાબદમાં ખરશેદજી માણેકજી રોજ ૧લો હોરમજ માહ ૧૧ બહમન ૧૧૯૩ યઝદેઝરદી તા૦ ૩૦ જુલાઇ ૧૮૨૪ ને દીને શેઠ સોરાબજી રતનજી પટેલને કાગળ[4] લખી વાકેફ કરે છે કે દસ્તુર જામાસજીનાં ભાઇ દસ્તુર જમશેદજીને ફરીથી નીરંગદીન તથા સરવે આલાદ આપી મોકલ્યા છે; સાથે મોબેદ બમનજી ફરામજી માદનને તથા નીરંગદીન ઉંચકવાને માટે મોબેદ એદલદારૂ બમનજી લશકરીને અને નદીમાં તરનાર તરીકે એક બીજા પારસીને થાણુાને રસતે મોકલ્યા છે. નીરંગદીન તથા સરવે આલાદ વાડીઆ હોરમજીની અગીઆરીમાં તૈયાર કરાવ્યો છે. ઉપલા મોબેદો માટે જણાવે છે

(૧) ચો. ૧ ક, બા. ૨૦, પા. ૧૬. (૨) આ શબ્દ માટે શક છે. કદાચ "નીશારો" શબ્દની આગલ[illegible] 'ખ' હરફ નીકલી ગયો હોય. સાથવાલાને કાંઇ "બદનની" બીમારી હતી એમ પછવાદેના લખાણ ઉપરથી દીસે છે. તેથી મતલબ આ હોય કે કોઇ "ખની" સારો થયા પછી નીરગંદીન ઊંચકે તો ફીકર નહી. કદાચ ફા. "નીશાખોર" એટલે છાકટો. (૩) જે એવા. (૪) ચો. ૧ ક, બા. ૨૧ પા. ૧૭.

કે દસ્તુર જમશેદજીને બનાજીની અગીઆરીમાથી મોકલ્યા છે તથા મોબેદ બમનદારૂ ફરામજી માદનને માણેકજી શેઠની અગીઆરીમાંથી મોકલ્યા છે તથા રાંધી ખવાડવાને મોબેદ બમનજી એદલજી લશકરી જે શાપુરજી શેઠનાં ઘરમાં ચાકર હતો તેને મોકલ્યો છે. એ સર્વને સોરાબજી પટેલના ભાઇ પેસ્તનજી પનવેલી સુધી પોંહચાડી પાછા આવશે.

બીજુ તા૦ ૩૦ જુલાઇ ૧૮૨૪ નાં સોરાબજી પતેલ જોગાં પત્રમાં લખે છે કે "તમો કઇ કોઇનુ માનશો ના ને કદાશ કોઇ...બરશાદમા નીરંગદીનને મોકલવાનુ થીક નઇ તે કોઇનુ કઇ તમો માનશો ના." વધુ લખે છે કે એ બાબદમાં મુલ્લાંફીરોઝને તથા દસ્તુર ખરશેદજી જમશેદજીને તથા દસ્તુરજી એદલજી દોરાબજી સંજાણાને પુછીને કામ કીધું છે. તેઓએ કહયું છે કે "નેરંગદીન તાંબાના વાશન મધે ભરીને તે વાશન બીજા ધાતુના વાશન મધે મુકીને તેનુ ધાકનુ બંધ કરીને મોકલીએ ને પછે રશતામો કદાશને તે વાશનને ઉપર કઇ વરશાદનો પાનીના છાંતા લાગે તેની કશી ફીકર ચીનતા નહી." બીજુ લખે છે કે એ મોબેદોને થોડા દીવસ રાખવા પડે તો રાખવા અને તાનો પુરવામાં આવે તે દીવસે બની શકતાં કપડાં બન્ને ભાઇઓ દસ્તુર જામાજી તથા દસ્તુર જમશેદજીને કરાવી આપવાં ને હરેક રીતે એ લોકોની બરદાશત કરવી અને જ્યારે દસ્તુર જમશેદજી પાછા ફરે ત્યારે સારી આબરૂથી વડા કરવા.

પુનાની આ દરેહમેહર રોજ ૮ માહ ૧૧ ૧૧૯૩ ય. ઝ., તા૦ ૬ થી આગસ્ત ૧૮૨૪ ને દીને પરથાઇ અને દબમાનો તાણો રોજ ૧ માહ ૧૨, ૧૧૯૩ ય. ઝ. તા૦ ૨૯ મી ઓગસ્ત ૧૮૨૪ ને દીને પુરવામાં આવ્યો.

ખરશેદજી માનેકજીના દસ્તુરજી જામાસજી જોગા તા. ૩૦ મી જુલાઇ (ક.) મુંબઇની પંચાએતે ૧૮૨૪ ના ઊપલા પત્ર[2] ઉપરથી તે વખતના મોબેદોના પુનાની દરેમેહરના મોબેદો લવાજમની કેટલીક હકીકત મલે છે. અત્રેથી મોકલવા નો ઠેડવી આપેલો લવાજમ. ધારેલા નવા મોબેદોએ નીચલી માંગણી કીધી હતી.

---

(૧) આ નકલ છે તે બરાબર ઉતારેલી દીસતી નથી. કોઇ દરેહો છોડેલા છે. અસલ આ મુજબ હોય "કદાશ કોઇ કહે કે વરશાદમાં."

(૨) ઓ. ૧ ક, બા. ૨૦, પા. ૧૫.

(ક) દર માસે રૂ. ૧૫) નો પગાર અને ખોરાકી. (ખ) એ મુસારામાં દર માસે ૩૦ ઇજશને અને ૧૦ વંદીદાદ કરે. એટલે સોરાબજી પટેલ રૂ. ૧૫ નો લવાજમ અને ખાધ ખોરાકી આપે તેટલામાં એ મોબેદો દર માસે એટલા ઇજશને વંદીદાદ મુફત કરે. (ગ) એ ઉપરાંત વધુ ઇજશને વંદીદાદ કરે તો તેની "મજુરી" (એટલે મોઝદ અથવા લવાજમ) દર વંદીદાદે રૂ. ૧ાા અને દર ઇજશને પાછલ રૂ. ૦ાા લે. (ઘ) તેમાંથી મુંબઈમાં જેમ પંથકીઓ ઇજશને વંદીદાદ કરનારા મોબેદો પાસે "દશતુરી" યાને હકશાઇ લે છે તેમ દસ્તુરજીને પંથકી તરીકે વંદીદાદ દીઠ બે આના અને ઇજશને દીઠ ૧ આનો આપે.

ખરશેદજી માનેકજીએ સોરાબજી પટેલ અને દસ્તુરજી તરફથી તેઓના લાભ તપાસી નીચે મુજબ સરત કરવા મોબેદોને કહયુઃ મોબેદોએ રૂ. ૧૫) ના પગારમાં દર માસે ૨૦ વંદીદાદ અને ૬૦ ઇજશને કરવી. ત્યારે મોબેદોએ ના કહયુ જે "હેવી રીતે રોજ વંદીદાદ કરીએ તારે હમારાથી નીભાએ નઇ" એટલે કે થાકથી બીમાર પડી જવાય. ખરશેદજી માનેકજીએ દસ્તુરજી પર લખીને સુચવ્યું કે મોબેદો છુટછાટ મુકી દર માસે ૧૫) વંદીદાદ અને ૩૦ ઇજશને, માસીક રૂ. ૧૫) ના લવાજમે, કરવા કબુલ થાય, અને એ ઉપરાંત કામ કરવું પડે તો ઉપર જણાવવા મુજબ દર ઇજશને અને વંદીદાદ દીડ વધુ દામ લીએ, અને તેમ લેતાં દસ્તુરજીની ઉપર જણાવેલી હકશાઇ[1] કાપી આપે. ખરશેદજી માનેકજીએ વધુ લખ્યુ કે "ભાઇ શોરાબજીને જે તે વાતે હલકું પડે તેમ શોરાબજી શાથે વીચારી જુબાબ લખ-જોજી. બીજુ હમારી નજરમો આવે છે જે શોરાબજી પોતાની તરફથી ઇજ-શની ૩૦) તથા વંદીદાદ ૫) જારી રાખશે તો શોરાબજીને માશ ૧ ના રૂ. ૨૨ાા આપવા પડે ને બીજા વંદીદાદ ૧૫) જે બારના[2] થાએ તારે તો તે લોકોને (એટલે મોબેદોને) બીજા રૂ. ૨૨ાા મલે. જુમલે રૂ. ૪૫) તે મોબેદોને મલે તે મધેથી તેની ખોરાકી શઉ પોત પોતાની શમજી

(૧) આ હકસાઇનો મોબેદો અને પંથકી વચ્ચેનો રેવાજ મુંબઇમાં હજુર પણુ કેટલીક હદે ચાલુ છે. પુનેવાલા દસ્તુરજીના બહારગામોના પંથકોમાં હજુર પણુ હકસાઇનો રેવાજ એક યા બીજે રૂપે ચાલુ છે અને તેથી પુનેની દસ્તુરજીની ગાડી સાથે કેટલીક આમદાની જોડાયલી છે.

(૨) બહારના એટલે બીજા બેહદીનોના.

લેશે ને શોરાબજીને રૂ. ૨૨ા માશ ૧) ના મોબેદોને આપવા પડશે ને તંમુને જે કઇ શોરાબજી આપશે તે જુદો. વાશતે શોરાબજી શાથે વીચાર કરીને તાકીદે જબાબ લખજો." વલી ખરશેદજી માનેકજી, સોરાબજીએ કરાવવાના જે પાંચ વંદીદાદ ઉપર લખ્યા છે તે માટે પણ એજ પત્રમાં સુચના કરે છે કે તે નીચે પ્રમાણે કરાવવાઃ "એકતો દાદાર હોરમજનો બીજો તો બમન હંમશાશફંદનું તીજો તો આવો ઇજત શાહેબનો ચોથો તો બેરામ ઇજત શાહેબનો પાચમો તે પોતાના બેશતી બાપની નઇએત ને એ શેવાએ બીજા પોતાના શગાની નાએત[1] કરાવા ગતે તે તેનાના વરશ વરશીની બાજ ઉપર કરાવે."

બીજુ દસ્તુરજી,[2] મોબેદો અને બેહદીનો વચ્ચેના સંબંધ માટે દસ્તુરજીની ઉપર લખે છે કે "બીજા બેહેદીનોનુ કામ તંમે કરાવો તો તેનું ઉપર ઉખી છે તે પરમાણે મોબેદોને આપજો પન કદાશ કોઇ બેહેદીન મોબેદોને કામ ફરમાવે તવારે તે મોબેદો તમોને જાહેર કરીને કરે શહી પન તંમારી હકશાદ ઉપર લખા પરમાણે તમુને આપશે. પણ શોરાબજીનુ કામ હોએ તથા તમારૂ કામ કરવાનુ હોએ તે કીધા વીના કોઇનુ કામ કરે નઇ ને જેવારે શોરાબજીન તથા તમારા વંદીદાદ ઇજશની કરાવાનુ કામ નહી હોએ ને દીવશ ખાલી હોએ તેવારે તે મોબેદો બાહરનુ કામ કરે શઇ પન તંમોને જાહેર કરીને કરે શક પન કોઇ રૂવાન થઇઉ હોએ તેના શરોશનુ કામ હોએ તે શરવેથી પેહેલ કરવું શઇ."

"બીજુ તમારા જોઆમો માશ ૧) ના કેતલા વંદીદાદ કરવા પડશે તે મધે શોરાબજીના તથા બીજા પરચુતણ મલીને મોબેદોનો મુશારો હુતે તેવે વીચાર કરીને લખજો, જે પરમાણે મોબેદો શાથે બંદોબશત ઠેરાવીએ જે હરએ વાતે શોરાબજીને હલકુ પડે તે શદા નીભીઉ જાએ તેવું કરવું જોઇએ વાશ શોરાબજી શાથે વીચાર કરીને શોરાબજી પાશે તાકીદે લખાવજો."

(ચ) પુનાના દખમાની બાબદ.

તા૦ ૨૩ મી એપ્રીલ ૧૮૨૫ ને દીને ખરશેદજી માણેકજી, દશતુરજી ફરદુનજી મરજબાનજી ઉપર પુનાનુ દખમુ ઇજાવા બાદ મુંબઇ સમાચારમાં ખબર આપવા માટે અને બીજ બાબદ માટે એક પત્ર[3] લખે છે. ખરશેદજી માણેકજી એ પત્રમાં નીચે પ્રમાણે લખે છે:—"તમુને એકવાર ફરીથ

---

(૧) નઇઅતે. (૨) ફરદુનજી મરજબાન એક ભલા ભણેલા મોબેદ હોવાથ ખરશેદજી માનેકજી તેવણ માટે "દસ્તુરજી" બોલ વાપરે છે.

(૩) ચો. ૧ ક, બા. ૩૪, પા. ૨૫.

તમારા શમાચાર મધે છાપવાનુ શજાવર છે જે જે ઘણીથી નીકલાએ નહી શકાતુ હોએ તો હજુર વખત છે. અતરેથી અશતાદ તથા હશમાણુ રોજ શુધી નીકલશે તો મારેશફદે રોજને દને જશનનો દીવશ છે તે દારે જશણ કીધાથી તથા અનજુમન મધે મલાથી શવાબના હંમબેરા ગનો હાથ થારો હેવી રીતે લખઉ ગતે તમે લખજો."

વધુ એવું દીસે છે કે પુનાના દખમા અને આદરીઆનની બાબદ ઉપર કાંઇક લખાણુ છાપવા આગમચ ફરદુનજી મરજબાનજીએ ખરશેદજી માણેકજી ઉપર તે લખાણુનો કોઈ ખરદો મોકલ્યો હશે. તે ખરડાના સંબંધમાં ખરશેદજી માનેકજી લખે છે કે "તે વાચી વાકેબ થઆ છેઊ પન એ મધેથી કેતલી એક વાતું છે તે અતરેની પનચાતના શાહેબોને જાહેર કરવા વગર હમારાથી લખાતી નથી પન તે બાબ હંમો એકવાર તમુને ફરીથી મલીશુ તથા પનચાતવાલાઓને જાહેર કરીને પછવાડેથી લખીશુ."

(૭) મુંબાઇની પંચાએત તરફથી પટેલને દખમાની સ્થાપણા વેળા શાલની પેહેડામણી.

તા૰ ૨૫ મી એપરીલ સને ૧૮૨૫ને દીને ખરશેદજી માણેકજી, સોરાબજી માણેકજી ચીનાઈ તથા રૂસ્તમજી મેરવાનજી સુબેદાર ઉપર કાગજ લખી અતરેની અનજુમન તરફથી શાલનો એક જોરો મોકલે છે કે દખમું ઇંજાઇ ચુકવા પછી તેમજ આફરગાન થઈ રહયા પછી સર્વે અનજુમનનાં દેખતાં કાગજ વાંચીને કાગજ તથા શાલનો જોરો સોરાબજી રતનજી પટેલને આપવો. ખરશેદજી માણેકજી પોતે તે લઇને પુને જનાર હતા પણ તેવણુના બેહેનનાં મરણ સબબે તે બન્યું નહી. સંવંત ૧૮૮૧ (ઇ. ૧૮૨૪–૨૫) ના સાલમાં એ શાલ માટે એક રકમ નીચે પ્રમાણે ઉધરેલી આપણે જોઇએ છીએ[1]:—"૭૫૦) શ્રી પુણે દખનુ તથા અગીઆરી બાંધી પારશી શોરાબજી રતંનજી પટેલે તેને શાલ જોડા ૧ પંનચાતની વતી આપેઓ તેહના."

પુનેવાલા આ. પેસ્તનજી સોરાબજીની બાબદ.

ઉપલી પુનાની દરેહમેહરની સને ૧૮૨૪ માં અને દખમાની સને ૧૮૨૫ માં થાયલી સ્થાપણા સાથે આ અરસામાં બનેલી પુનાની બીજી જે બે બાબદોનો સંબંધ છે, તે બાબે આપણે બોલીશું. પેહલી બાબદ તે પુનેવાલા જાણીતા શેઠ પદમજીના બાવા આ. પેસ્તનજી સોરાબજીની છે, કે જેવણે પોતે પોતાના બેટાને એક બેહદીનને ત્યાં અદરાવ્યો હતો.

(૧) મુંબઇ સમાચાર, તા૰ ૩–૭–૧૮૨૬, પા. ૪૩૭.

પંથાએતે આ બાબેની તાકીદ પતેલ સોરાબજીને અને દસ્તુર જામાસજીને કીધી હતી કે એવી મોબેદ બેહદીનો વચ્ચેની કદખુદાઇને મદદ કરવી નહી. તે ઉપરથી તેવણુને ચીંતા થયલી દીસે છે કે તેવણે અદરાવેલા બેટાનાં લગન પટેલની દરેહમેહુરવાલાઓ કરશે નહી. માટે તેવણે ત્યારબાદ જુદા મોબેદો અને નીરંગદીન જુન ૧૮૨૭માં અત્રેથી મંગાવ્યાં. તે બાબે પંચાએતવાલા ૧૧ સાહેબો પુને સોરાબજી રતનજી પટેલ તથા દસ્તુર જામાસજી એદલજી તથા પારસી દોરાબજી માણેકજી ચીનાઇ તથા પારસી જમશેદજી એદલજી તથા સમસ્ત અનજુમન ઉપર સંવંત ૧૮૮૩ નાં આશાદ શુદ ૧૫ વાર શોમે રોજ ૧ લો માહ ૧૦ મો સને ૧૧૯૬ તા. ૩૦ જુન ૧૮૨૭ ને દીને [1] કાગજ લખે છે કે એઓના સાંભળવા પ્રમાણે "મુબાઇથી મોબેદ ખરશેદજી ભીખાજી મશાણી તથા મોબેદ શોરાબજી કરવાજી પાવરી...માણેકજી શેઠની આગીઆરીમેથી નીરંગદીન તથા અલાદ ચોરીને પનચાતની વગર રજાએ શ્રી પુને ગીઓ છે વાશતે તે ધણી પાશે તંમે કશુ કામ કરાવશો ના કાએજે તે ધણીઓ અતરેથી નીરંગદીન તથા અલાદ ચોરીને લઇ ગીઓ છે તે મોબેધોના બરશનુમ આવાવ થઇ ચુંકાં છે તથા તે નીરંગદીન તથા અલાદ અવાવ થઇ ચુકી છે. તે વાશતે જે કોઇ તે મોબેદને પાશે નહાંન લેશે અથવા નાન લેવારશે તે કઇ રવા નથી ને કોઇ જબરજશતીથી તે નીરંગદીન તથા અલાદ ઉપર કઇ અમલ કરશે તે શમશત અનજુમન કઇ કબુલ કરનાર નથી તે શત જાનજો વાશતે જે અંધારૂ મુબાઇથી નીરંગદીન ચોરીને તથા વગર રજાએ લાવે છે તે મોબેદને તરત પાછા મોકલજો." વધું લખે છે કે આ. પેસ્તનદારૂ સોરાબજીએ પોતાના છોકરાને એક બેહદીન નામે રૂસ્તમજી દોરાબજીની છોકરી સાથે અદરાવ્યો છે તે તેમ કરવા દેવું નહી. બીજું કોઈની રાખેલીનાં છોકરાને સદરો પહેરાવા દેવો નહીં. કોઇને એક ઓરત હોય તો બીજી ઓરત કરવા દેવી નહી. જેઓ એમ કરે તેઓને કોઇએ દરવાજે ચહડાવવા નહી અને અનજુમન સાથે સામેલ રાખવા નહી. તેઓને ત્યાંનાં રવાનને દખમે ચહડાવવાં નહી. તેઓને ત્યાંનું રવાંનનું કામ પટેલ સોરાબજીની અગીઆરીમાં અથવા નવરોજી ગીસ્તાની અથવા રૂસતમજી સુબેદારની ધર્મશાળામાં કરવા દેવાં નહી. તેઓના ઓટલે અથવા પાયદસ્તે અથવા ઉથ્યાને જવું નહી. તેઓને ત્યાં જમવા જવું નહી અથવા

(૧) ચો. ૧ ક, બા. ૧૦૦, પા. ૭૫.

તેઓને જમવા તેડવા નહી. વધુ લખે છે કે એ બાબે બીહસ કરનારાઓને આએ કાગળ વંચાવવો સબબ કે "હેનાનો પંથક મુબોઇ તરફનો છે તે જાનજો." આ પત્રમાં જણુવેલા મોબેદો અને નીરંગદીનનું શું થાયું તે બાબે કેહે નોંધ મલતી નથી. પણ એવું દીસે છે કે આ. પેસતનજીની કોશેશ કે ધર્મ કીયા માટે જુદી ગોથવણુ કરી કામ લેવું તે નીશફલ ગઇ હતી.

ત્યારબાદ તેવણે તા. ૨૦ મી ફેબરવારી ૧૮૨૯ ને દીને એક પત્ર[1] મુંબઇ-વાલા સાહેબો ઉપર લખી અરજ કરી કે તેવણે મુંબઇવાલાનો બંદોબસ્ત પુને લખઇ ગયો તેની આગમજ પોતાના બેટાને બેહદીનને ત્યાં અદરાવ્યો હતો. તેવણુ લખે છે કે "હુંમારા કુતમમો એ રીતેથી થાતું આવેલુ છે ને તેવોનો લગનબી થએલા છે તેવોના ગરે ફરજંદોબી પેદા થએલા છે. એ રીતે ચાલ ચાલતી હુંમારાં ખાનદાનથી આવી છે તેથી હુમોએબી એ કારજ અગાઉ હુમારા છોકરાનુ કરેલુ છે ને જે વખતે દુખમાનુ પાઇઓ નાખેઓ તે વખતે. વાશતે હુંમારા છોકરાના લગન હોન અમારે ગેર નીકરા છે વાશતે મુરબી શાહેબોને અગાઉથી અરજ કરૂંચ જે શ્રી મુબોઇ મધે બંધોબશ કરીઓ છે જે મોબેદો બેદીનની છોકરી લીએ નઇ હેવું શાંભલેઓ છે વાશતે તંમો નેક નામદારો શાહેબોને અરજ કરૂ છેઉ જે હુમો હુંમારા છોકરાના લગન કરીએ છે........પુના મધે દુખમુ ઇજાકછે તેજ વખતે મુરબી શાહેબોના કાએદા મે શાંભલેઉ છે...... લગનને દીન વીશ રેઆ છે તે અગાઉ શાહેબોને અરજ કરૂચ તે કબુલ કરવી. હવે પછે તંમો શાહેબોનો બંધોબશ પરમાણે ચાલશુ. હુંમો પંનચને તાએબ છેઉ."

એ કાગજ બીજા સાહેબોમાં ફેરવતાં વાડયા નવરોજી જમશેદજી બીજા સાહેબોને પુછાવી મીટીંગમાં બેસી ઠરાવ કરવા લખે છે. જમશેદજી જીજીભાઇ લાંબી મીનીટ કરે છે અને અરજદારની અરજને ટેકો આપે છે જે પચાએતના કાયદા જાણુવા અગાઉ એવણે પોતાના છોકરાને અડરાવ્યો હતો અને વળી એવણુ કબુલ થાએછે જે હવે પછી આપરા હોકમ પ્રમાણે એવણુ ચાલશે. એવણુ, વધુ લખે છે કે "શેવકની નજરમો તો એમ આવે છે જે ભાઇ શાહેબ ખરશેદજીની જે કઇ નજરમો આવે તે મુજબ શારી રીતે એ ધણીને કાગલ લખે ને તે મધે ગણો

(૧) ચો. ૨, બા. ૫૮, પા. ૪૬. ચો. ૫, બા. ૩૨માં પેટા બાબત.

થબકો લખે ને પછી જે બંધોબશત હોએ તે જાહેર કરે ને આપણી અનજુમનના લખેઆ મુજબ શરવે વાતે ચાલે ને પછે એ ધણીને રજા આપવાનુ લખે ને શરવે ઉપરના શાહેબો લખેઓ છે જે બેશીને વીચાર કરીને જબાબ લખવાનુ ધારૂ છે પન લગનના દાહા થોડા રઆ ને વરી પરદેશનુ કામ છે તેથી તરત રજા દેવી આપણી અનજુમનના હોકમથી." પણ એવી રજા આપવામો આવી નહીં. તેથી લગન થઇ શકયાં નહીં.

**પુનાની ગીસ્તાવાળી ધર્મશાળા.**

પુનામાં દરેહમહેર અને દખમાંની સ્થાપણા સાથે જે એક બીજી બાબદનો સંબંધ હતો તે ત્યાંની ગીસ્તાવલી ધર્મશાલાનો હતો.[1] એ ધર્મશાલા નવરોજી નશરવાંનજી ગીસ્તા અને રૂસ્તમજી મેરવાંનજી સુબેદારે બાંધી હતી, અને તેનો કારોબાર પહેલે ઉપલા આ. પેસ્તનજી સોરાબજીના હાથમાં હતો. ઉપર એવણુની જે બાબદ આપી છે તેમાં આપણે જોયું કે અત્રેવાલા સાહેબોએ તા૦ ૩૦મી જુન ૧૮૨૭ ના પોતાના પુના જોગા પત્રમાં એ ધર્મશાલાનો એશારો કર્યો છે કે પંચાએતનો બંદોબસ્ત તોડનારાઓનું ક્રીયાકામ જેમ પટેલની દરેહમેહરમાં તેમ એ ધર્મશાલામાં કરવા દેવું નહી. આપણે ઉપર જોયું કે મુંબઇથી જુદા મોબેદો અને નીરંગદીન પુના ખાતે મંગાવવામાં આવ્યાં હતાં. એવું દીસે છે કે આ ધર્મશાલામાં ક્રીયાકામનું નવું મથક બરપા કરવા આ. પેસ્તનજીએ તેઓને બોલાવ્યા હતા કે તેમ થાવાથી તેવણુ પોતાના જે છોકરાને બેહદીનને ત્યાં અહરાવેલો તેના લગન આ નવા મોબેદો અને આલાત મારફતે કરે. એમ બનેલું જોયું ત્યારે પંચાએતવાલા સાહેબોએ આ ધર્મશાલાનો કબજો એવણ પાસેથી લઇને સોરાબજી પટેલ અને દસ્તુર જામાસજી ને સોંફાવવાની અત્રે કોશેશ કીધી અને તેમ કર્યું.[2]

---

(૧) મી. જાગોશવાલા ઝોરાસ્ટ્રીઅન કલેન્ડર (૧૨૯૨ ય. ઝ. નો અંક, પા. ૧૦૮) પ્રમાણે એ ધર્મશાલા કેંપ ખાતે યજદજરદી સને ૧૧૯૪માં સ્થપાઇ હતી.

(૨) પા. પ્ર., I, ૧૮૦૭ નો. ૧ પ્રમાણે ઉપલા બે ગ્રહસ્થોએ એ ધર્મશાલા આ. પેસ્તનજી શોરાબજી દસ્તક તૈયાર કરાવી હતી. તેનું કામ તા. ૧૭ મી મે ૧૮૨૫ થી શરૂ થયું હતું. એ ધર્મશાલા બાબે તા૦ ૨૦ મી જુન ૧૮૨૫ ના મુંબઇ સમાચાર (પા. ૪૦૫) માં લખે છે કે એ ધરમશાલા ઉપલા બન્ને સાહેબોએ "પોતાંની ખુશીથી પોતાંનાં શવાબને શારૂં શ્રી જરતોશતી ફેરકાનાં લોકોને આશાએશને કીજે" બંધાવી છે. "શરવે ધંમબારોનાં નેક કાંમની એગ ધરંમશાલમો થાશે અને જે કોઇ માજદીઅશની દીનનાં શાહેબ લોકો મુશાફર અને પરદેશી આવશે તે લોકોને એ જગો ઘણીજ કાંમ લાગશે અને તે લોકોની દોઆથી એ બંધે શાહેબોનું ભલું થાશે અને હેવાં નેક કાંમની બુધી પરવરદેગાર શરવ કોઇને આપે."

મુંબઈથી તા. ૧૩ મી જુલાઇ ૧૮૨૭ ને દીને પારસી નવરોજી નશરવાંનજી ગીસ્તા વકીલ, ફરાંમજી કાવશજી બનાજી, સોરાબજી પેસ્તનજી પાટક, તથા પારસી રૂસ્તમજી મેરવાંનજી સુબેદારે એ બાબદમાં એક પત્ર [1] પુને આ. પેસ્તનજી શોરાબજી પર લખ્યો અને નીચલી હકીકત જણાવી :—રૂસ્તમજી મેરવાંનજી સુબેદાર તથા નવરોજી નસરવાંનજી ગીસ્તાવાલી ધર્મશાલાનો હવાલો સોરાબજી રતનજી પટેલ અને દસ્તુરજી જામાજી એદલજીને આપવામાં આવ્યો છે અને તેઓને જણાવ્યું છે કે ધર્મશાલામાં ગરીબ પરદેશીને આવીને ઉતરવા દીએ અને કોઇ ગહંબાર રોજગાર ચહારમ વીગેરેનું જમવાનું કરે તેને કરવા દે, કોઇ ફરેસ્તા કરાવે તો દસ્તુર જામાજી પોતાના બરશનુમવાલાને મોકલીને કરી આપે, મુકતાદ માંડવા દીએ, મેજ આફરગાંન સતુમ કરવા દીએ. એ મકાન જેમ આગલ એ સર્વ કામ માટે વાપરવા દેવામાં આવતું હતું તે રીતે તેઓ વાપરવા દે. સ્યાવ સરોશનું કામ હોય તે દસ્તુર જામાજી મોબેદ મોકલી ત્યાં કરાવી આપશે વાસ્તે ધર્મશાલાની કુંચી તુરત પટેલ સોરાબજી રતનજી તથા દસ્તુર જામાજી એદલજીને હવાલે કરવી.

એજ બાબદના શંબંધમાં તા. ૧૩ મી જુલાઈ ૧૮૨૭, ને દીને એટલે ઉપલાં પત્રનીજ તારીખે મુંબઇથી ઉપલા સાહેબો પટેલ સોરાબજી રતનજી અને દસ્તુર જામાજીને પત્ર લખી ઉપલો પત્ર અંદર બીડે છે કે તે આ. પેસ્તનજી સોરાબજીને આપી ધર્મશાલા પોતાને હસ્તક લે અને ધર્મશાલાનું કાંઇ ભાંગું તુંતું સમરાવવું હોય તો સમરાવે. એ પત્રના જવાબમાં પટેલ સોરાબજી અને દસ્તુર જામાજી રોજ ૧૦ માહ ૧૧ સંવંત ૧૮૮૩નાં શ્રાવન વીદ ૧ વાર બુધે લખે છે અને જણાવે છે કે તેઓએ આગલા કાગજમાં લખવા પ્રમાણે બંદોબસ્ત ચોકસ કીધો છે એટલે કે ધર્મશાલાનો હવાલો લીધો છે.

રોજ હોરમજદ માહ ૮ આંત્રાં [3] તા. ૧ લી મે ૧૮૨૪ ને દીને સુરતના રૂસ્તમપુરાવાલા સાહેબો તરફથી દખમા બાબેની એક મહેલુ-નજર બાહાર પાડવામાં આવી હતી. તેમાં જણાવ્યું હતું કે ત્યાંનું દખમું "ગના વરશનુ જુનો છે ને તે દખમાનુ ભંદાર તથા પાવી શરવ ભરાઇ ગઇચ ને નશેશલારથી હવે અન્દર

૩ સુરતનું રૂશ્તમપુરાવાલુ ભરથાણા મધેનું દખમું.

(૧) ચો. ૨ ક, બા. ૧૦૧, પા. ૭૬.
(૨) ચોપડો ૧ ક, બા. ૧૦૨, પા. ૭૬. (૩) ચો. ૧ ક, બા. ૮૫, પા. ૬૨.

જાવાનુ ઠેકાનું રઇઊ નથી." વધુ જણાવ્યુ કે તે ભરથાનાના રૂસ્તમપોરાના તથા નહાનપોરાના તથા સૈયદપોરાના મોબેદ અને બેહેદીન લોકો વાપરે છે અને "તે લોકો ઉપર મોતો હાલેશો[1] પરેલો છે" જે સં. ૧૮૭૮ ના વરશમાં સુરતની મોટી આગ રશતમપોરામાં લાગી તેમાં ઘણાકોનાં ઘરો ને માલમતા પાએમાલી થઈ. "તે વીચારા ગરીબ વનકર લોકો છે તેનું ધંધો વનારક[2] આજ ગણો થઓ બંધ થઈ ગીઓ છે તેથી તે લોકો પોતાનુ ગુજારન કરી શકતા નથી..............તે શી તરેથી દખમા બાંધશે ને હવે દખમા વગર ચાલતુ નથી. છેક અરી બેહાચ." એ મદેહનજરમો વધુ લખે છે કે "હમારા લોકોના રવાનોના આદુકાં[3] ઉપર લઇ જઇ રૂવાનો નાખે છે..... એ મોતો ગુના થાએ છે તે કાંઈ લખામો આવતું નથી." વધુ જણાવે છે કે એ નવું દખમું ૨૦૦ પાવીનું બાંધતાં રૂ. ૨૮ થી ૩૦ હજારનો ખર્ચ થશે. નૌસારીના દસ્તુર રૂસ્તમજી નશરવાંનજી પણ એ બાબે તાકીદ કરી ઉગરાણું કરવા કહે છે. ખુદ સુરત શેહરનાં લોકો શેહર માટે પણ દખમાની જરૂર છે તેથી દખમું બાંધવાનું ઉગરાંણું કરે છે. તેથી સુરત શેહરવાલાઓ એ કામમાં મદદ કરી શકે તેમ નથી. "રૂપીઆ આજ છે ને કાલથી હાતમો રેતા નથી વાશતે હેવો શબબનુ કામ કાંઇ ફરીફરી હાત લાગતો નથી ને જાવેદાંન શુધી નામદારીનો શરફો[4] છે." આ મદહેનજરની ટીપમાં રૂ. ૬૫૭૫ "આ. રશતમજી માણેકજીના ખાણદાનના લોકો" એવે નામે છે અને રૂ. ૯૦૦૦) જમશેદજી જીજીભાઇએ પોતાનાં કુતુંબમાંથી પોતાનાં રૂ. ૩૦૦૦) સાથે ઉંગરાવ્યા છે તેનાં છે. કુલે રૂ. ૩૧૭૫૮ ભરાયા છે.

એ દખમાના સંબંધમાં ખરશેદજી માનેકજીએ રોજ ૬ ખોરદાદ માહ ૩ ખોરદાદ સને ૧૧૯૩ સંવંત ૧૧૮૩ માગસર શુદ ૯ તા. ૭ મી ડીસેમબર ૧૮૨૬ ને દીને એક સરકયુલર[5] કહાડ્યું અને સુચના કીધી કે પંચાએતના ધર્મખાતાંમાંથી કાંઇ ભરવું. તેવણે રૂ. ૧૧૨૫) ભરવાની સુચના કીધી અને બીજા મેમબરોને વધુ સુચના કીધી કે "આપરે પોતે પોતા તરફથી જે કઇ જેની ખુશી પડે તે ભરી આપવું."[6] આ દખમુ તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૨૭ ને દીને ઇજવામાં આવ્યું.

---

(૧) હાડેશો. (૨) વણકરનો. (૩) હાડકાં
(૪) સફો. (૫) ચો. ૧ ક, બા. ૭૩, પા. ૫૦

(૬) બ. બે. પટેલનાં "પારસી ધર્મસ્થળો" (પા. ૪૨) પ્રમાણે તા. ૧૩ મી જાનેવારી ૧૮૨૫ ને દીને આ દખમાનો તાણો પુરાયો હતો અને ઉપર જણાવેલા દીવસે દખમું ઇજવાની કીયા શરૂ થાઇ તા. ૪ થી ફેબરવારી ૧૮૨૭ ને દીને જશનની કીયા થાઇ હતી (પા. ૪૭).

સંવત ૧૮૮૨ નાં વરસ માગશર શુદ ૨ વાર રવેઉ તા. ૧૧ મી ડીસેમબર ૧૮૨૫ રોજ ૧૦ માહ ૩ ૧૧૯૫ ય. જા. ને

૪. ઉમરા ગામની દરેહમેહર. દીને ખરશેદજી માનેકજી ઊમરા બંદરે પારસી જમશેદજી નશરવાનજી અને બીજા ત્રણ સાહેબો ઉપર જે પત્ર[1] લખે છે તે ઉપરથી દીસે છે કે ઉમરામાં પહેલે "અશલ આગીઆરીનુ છાપરૂં" હતું, ત્યાં બરાબર દરેહમેહર કરાવી આપવા ઊમરા ગામવાલાઓએ મદદ માંગી. તે બાબેનાં ફંડમાં મુંબઇની પંચાએતે કાંઇ રકમ ભરી આપવા તેવણે જણાવ્યું હતું અને બીજા સાહેબો પાસે ભરાવાને માટે એક ટીપ ઉભી કીધી હતી, તેટલામાં ઊમરા ગામવાલા મરહુમ બમનજી સોરાબજી કપાવાલાના ભાઇઓ શાપુરજી તથા દાદાભાઇએ એ દરેમેહેર પોતે બંધાવી આપવા કહી. તે ઉપરથી ફંડની ટીપ ફરતી બંધ કરીને તેઓની માંગણી કબુલ રાખવામાં આવી. સને ૧૮૨૪ માં એ ધણીઓ એ દરેહમેહર બંધાવનાર હતા, પણ એ શાલમાં દુકાલ પડવાથી તે દરેહમેહરનું કામ હાથ ધરાવાથી અટકી પડયું. તે ઉપરથી પારસી ફરાંમજી નાનાભાઇ એકલગાડાના તથા પારસી શાપુરજી ફરદુનજી શુતવાલાએ અત્રે પંચાએતને અરજ કીધી કે તેઓએ એ દરેહમેહર માટે પેહલે જે ફંડ ઉભું કીધું હતું તે એઓને આપે તો તેઓ બાકીનો ઘટતો ખર્ચ કરી દરેહમેહરનું કામ તમામ કરે. તેમ કરવાને રજા આપવામાં આવી, ત્યારે ઉપલા કપાવાલા ભાઇઓએ આવીને જણાવ્યું કે તેઓ પોતે અસલ ગોઠવણ પ્રમાણે એ કામ કરવા તૈયાર છે. ત્યારે અત્રેવાલા સાહેબોએ ઉપલા પારસી ફરાંમજી અને શાપુરજીને તેડાવી સમજાવી લીધા અને તેઓએ પસા ખરચી જે માલમસાલો ખરીદ કર્યો હતો તે એ કપાવાલા ભાઇઓને અપાવી દીધો. એમ ગોઠવણ થવાથી પંચાએતવાલા સાહેબોએ અત્રેથી એક પારસી મીશતરીને એ કામ માટે તે ગામ મોકલ્યો. ખરશેદજી માણેકજીએ એ કામમાં મદદ કરવા માટે સુરત મોદીજી કેખશરૂ દોશાભાઇ ઉપર પણ પત્ર લખ્યો હતો[2]

---

(૧) ચો. ૧ક, બા. ૪૪, પા. ૭૨.

(૨) પારસી ધર્મસ્થલો, પા. ૨૬, એ દરેમેહરની સ્થાપણાનો સને, દસ્તુર જમશેદજી કુકાદારૂને આધારે, તા. ૨૪ જુન ૧૮૧૬ રોજ ૨૩ માહ ૫ ૧૧૮૫ આપે છે, તે ભુલ દીસે છે. ખ. ૧૮૧૬ ને બદલે ૧૮૨૬ હોય અને ય. જ. ૧૧૮૫ ને બદલે ૧૧૯૫ હોય, એ સંભવીત દીસે છે.

સુરતથી તા. ૨૨ મી એપ્રીલ ૧૮૨૮ [1] ને દીને અત્રેવાલા સાહેબો ઉપર સુરતથી એદલજી કાવશજી, મેહરવાનજી ગુ. રૂશતમજી, પારખ દાદાભાઇ રતનજી, નશરવાંનજી શોહલી ભાઇની વતી મંચેરજી, દોશાભઈ માનકજી, મોદી રૂશતમજી માનેકજી, પેશતનજી કાલાભાઇ અને બીજા ૧૦ ) શાહેબો પત્ર લખી જણાવે છે જે બે ત્રણ વરશ થયાં માંડવીવાલા પારસીઓ અને ડુમશવાલા પારશીઓ તેઓને અરજ કરે છે કે તેઓએ ( એટલે સુરતવાલા સાહેબોએ અને મુંબઇવાલા સાહેબોએ ) એઓના ગાંમોમાં દખમાં બંધાવી આપવાં. તે ઉપરથી તેઓએ " વીચાર કીધો જે એક દખમો પીપલોદ ગામમો બાંધવું. તે દખમું ૧) બાંધાથી ૪ ચાર ગામ ( ડુમસ, વેસુ, ખજોત, ઉમરા ) વાલાને કામ લાગે." બીજું દખમુ માંડવી ખાતે અને ત્રીજું શોનીગઢ ( શોનગઢ ) તથા વ્યારાની વચ્ચે બાંધવા કહે છે કે જે" દખમુ શોનગડ તથા વારા (વ્યારા) તથા ગાટની વશતીના પારશીઓને કામ લાગે."

૫. સુરતને લગતાં ત્રણ ગામોમાં દખમાં બંધાવવાની હીલચાલ.

બીજું સુરતવાલા સાહેબો બે અગીઆરી બાંધવાની સુચના કરે છે. તેમાં એક શોનગઢ અને વ્યારાને કામ લાગે એમ બાંધવા કહે છે, " કાએજે એ ગામમો રૂવાન થાએ છે તારે તે રૂવાન શુરત લાવે છે તથા વખતે મડવે પણ લઇ જાએ છે તે ગાડામો ગાલીને તથા ધીશલા[2] મો ગાલીને લાવે છે તે કોઇ દીન ૧ ) એ રૂવાન ચડેચ ને ચોમાશામો દીન ૪ ચારે રૂવાન દખમે ચડેચ એવી તરેનુ અજાએબ[3] છે વાશતે એ ગામોમો દખમા ૩) તથા આગીઆરી ૨) બાંધવાથી મોતો શવાબનુ કામનો ઊમએશ પોચશે ને એ કામ શરવે તઇઆર કરતા રૂપીઆ ૨૫૦૦૦) ની આશરે જોઇએ ને એ બાબદ ટીપો કરીઓ છે તે મધે શુરતમો રૂ. ૧૧૦૦૦) ને આશરે ભરાએઆ છે ને શી મુબોઇવાલા શાહેબો શુરત આવા હતા તેનાવોએ રૂ. ૧૫૦૦ ) ની આશરે ભરેઆ છે. જુમલે રૂ. ૧૨૫૦૦ ) ની આશરે ભરાએઆ છે. બાકીના રૂ. ૧૨૫૦૦ ) ની આશરે જોઇએ "

---

( ૧ ) ચો. ૨, બા. ૧૫, પા. ૧૮.

( ૨ ) એક પ્રકારનું સાધારણ ચાક વગરનું ગાડું. ( ૩ ) આજાબ.

એ પત્રના જવાબમાં તા. ૧૦ મી ડીસેમબર (૧૮૨૮) ને દીને એક પત્ર લખવામાં આવ્યો[1] અને તેમાં સુરતવાલા સાહેબો ઉપર તેઓ એવાં ધરમનાં કામ ઉપર કાળજી રાખે છે તે માટે આફરીન કીધી. અને જણાવ્યું કે "એ બાબે ઉગરાણાની ટીપ શેઠ જાહાંગીરજી[2] શેઠના ઉઠીઆણામા થઇ છે તે મધે રૂપીઆ[3] થઆ છે તે......[4] શાહેબો ભરશે તે ભરાવીને તંમો ચાર શાહેબો ઉપર હુંડી કરાવીને હવેથી મોકલીશું તેથી એ કામ બાબે તમે મેનત પોતે લઇને જેમ જેમ મજબુત થાએ તેમા પાઓ[5] લેજો જે ગરી ગરી એ કામ કંઇ થાવાનુ નથી એ કરેલી જમીબેરી છે[6] બેતરણી તા. પાઆમો કઢી ઈંતનુ અરકુ મારીને પછે તેની ઉપર પથરનુ પાઇઓ લેવો ગટે તે લેઇને જેમ જેમ મજબુત કામ થાએ તે કરવુ કાંએજે ગામરાવેોમો ગરીબ માનશોથી ફરી ફરીને થવાનુ નથી."

તા. ૩ જી જાનેવારી ૧૮૨૯ ને દીને[7] સુરતવાલા સાહેબો મુંબઇવાલા સાહેબો ઉપર એક પત્ર લખે છે જેમાં મુંબઇવાલા સાહેબોએ "પોતાની હોમ કોમના

---

(૧) ચો. ૨, બા. ૨૫, પા. ૨૬. એ ચોપડામાં "સંવત ૧૮૮૪ ના માગશાર શુદ ૩ બુધે તા. ૧૦. ડીજેમર" લખ્યો છે તે ભુલ દીસે છે, એ સંવંત ૧૮૮૫ હોવો જોઇએ. એ સંવતની તીથી સાથે અંગ્રેજી તારીખ બરાબર મલે છે. એજ પત્ર ચો. ૩, બા. ૪માં પણ આપ્યો છે ત્યાં સવેં બરાબર છે

(૨) આ જાંગીરજી તે જાંહાંગીરજી અરદેશર દાદાભાઇ દાદીશેઠ જેવણુ ૪૭) વરસની ઉમરે તા૦ ૯ મી સપટેમબર ૧૮૨૮ દીને હક થયા હતા. પા. પ્ર. I ૨૧૪. (૩) અહીં રૂ. ની રકમનો આંકો રાખ્યો છે. (૪) અહીં થોડોક ભાગ ફાટી ગયો છે. (૫) પાયો

(૬) એ પત્રનો તા૦ ૩ જી જાનેવારી ૧૮૨૫ નો જવાબ જે હેઠળ આગલ ચાલતાં આપ્યો છે તે ઉપરથી દીસે છે કે એ શબ્દો "જમીન બેરી છે" એમ હોવા જોઇએ. જમીન શબ્દમાંથી ભુલમાં 'ન' લખાવાનો રહી ગયો છે. 'બેરી' શબ્દ છે તે "બેરી" ને અર્થે ભુલ છે. 'બેડી' એટલે 'બેડાયલી'.

(૭) ચો. ૨. બાબદ ૩૫. પા. ૩૧, એ પત્રની નીચે તારીખ નીચે પ્રમાણે આપી છે:— "શા. ૧૮૮૫ના માગશર વીદ ૧૩ વા. શનેઉ તા. ૩ જી જાનીવારી શા. ૧૮૨૮ અંગરેજી". એ પત્રમાં અંગ્રેજી વરસ ૧૮૨૮ છે તે ભુલ દીસે છે. તે ૧૮૨૯ હોવું જોઇએ અને તે પ્રમાણે મેં ઉપર આપ્યું છે. સબબ કે ૧૮૨૯ નું સાલ લઇએ તોજ ઉપલી હીંદુ તીથી તા. ૩ જી જાનેવારીને મલે છે.

કારે શબાબના[1] કામ વીશે મેહેનત લઇને માડવીના દુખમાનુ કામ બાબે " રૂ. ૧૧૦૨૫ ) ભરાવીઆ હતા અને બની આવે તો બીજા વધારે ભરાવી આપવાની આશા બતાવી હતી તે ઉપરથી સુરતવાલા સાહેબો ઉપકાર માને છે. એ પત્રમાં વધુ જણાવે છે કે તેઓએ " માડવીનો દખમોનો કામ પરથમ હાર પાદુ છે ને તા. ૩૧ મી ડીજેમ્બર શા. ૧૮૨૮ માગશર વીદ ૧૦ વા. બુધેની દને તાણો પુરાવો છે." વળી વધુ લખે છે કે " પીપલોદ ( પીપલેડ ) ના મુકામનુ કામ પન જારી કરીઉ છે હાલતો એ દુખમા આગલ કુવો નવો બંધાવાને માગેછે" અને જણાવે છે કે એ કામો થતાં જો કાંઇ " પઇશા પોચશે તો શેશનગર તા. વેઆરાનુ કામ જારી કરીશું." પીપલેડ ગામનું આ દખમું જે દુમશ, વેસુ, ખજોત અને ઉમરા ચારે ગામોને કામ લાગે તેમ બાંધવાની કાંઇક શરૂઆત થાઇ હતી અને તે માટે શરૂઆતના કામ તરીકે કુવો પણ ખોદાવ્યો હતો, તે શરૂઆતમાં શેઠ પેસ્તનજી કાલાભાઇએ કામની થોડીક હીલચાલ કરવા પછી અધુરૂ રહયું હતું. તે તમામ થવાની હકીકત હવે પછીના બાબમાં આપણે જોઇશું.

ઉપલાં પત્રમાં મુંબઇમાં નાણુ ભરણારાઓની જે રકમ જણાવે છે તેના સંબંધમાં માલુમ પડે છે જે અતરે તા. ૨૨ મી સપટેમબર શને ૧૮૨૮[2] ની તારીખને દીનની એક મહેનજર નાણું ભરનારાઓમાં ઉપલાં ગામની વીગત આપી ફરતી કરી હતી, એ ટીપમાં પેહલી રકમ નીચે પ્રમાણે છે:— "૧૦૦૦ શેઠ જાંહાંગીજી શેથ અરદેશરજીના ઉથીઆણામો તનદરોશતી બનાવી તા. ૨૫ મી નવેમબરના રોકડા હા. શાપુરદારૂ લઇ ગીઆ". બીજી રૂ. ૧૦૦૦ની રકમ "શુનાબઇ હીમજી કાવશજી બનાજીની ધરીઆણીને" નામે છે. ત્રીજી રૂ. ૧૦૦૦ ) ની રકમ ફરામજી કાવશજી બનાજીને નામે છે. એ ટીપમાં કુલે રકમ રૂ. ૧૦૯૩૪ ) ની છે.

માંડવીનું પંથક ગોડાવરા મોબેદોનું હોવાથી સુરતવાલાઓ તા. ૧૫ મી જુન ૧૮૨૯[3] ને દીને અત્રે પત્ર લખે છે તેમાં ગોદાવરાના દશતુરજી પાલનજી જેવણ મુંબઇ હતા, તેવણને ૧૫ દીન પછી પગ રસ્તે દખમાના કામ માટે મોકલવા જણાવે છે. માંડવીનું એ દખમું ડીસેમબર ૧૮૨૯માં ઇજ્વામાં આવ્યું.

---

( ૧ ) હમ કામના શવાબના કામ. ( ૨ ) ચો. ૨, બા. ૧૦૮, પા. ૮૮.
( ૩ ) ચો. ૨, બા. ૧૦૬, પા. ૮૬.

રોજ ૨૦ બેહરાંમ માહ ૨ જો અરદીબેહશત ૧૧૯૯ સંવંત ૧૮૮૩ કારતક વદ ૭ વાર સોમ (તા૦ ૨૧ મી નવેમબર ૧૮૨૯)

૧. બીલીમોરા. ને દીને અત્રેના પંચાએતવાલા સાહેબોએ બીલીમોરાની અનજુમન ઉપર એક પત્ર ૧ લખ્યો કે મુંબઇમાં રૂસતમજી કાવશજી પટેલે પંચાએતને જાહેર કર્યું છે કે બીલીમોરામાં "નશેશલારની ગણી તગી પડે છે વાશતે પોતાના કુંતમ કબીલાના શબાબને વાશતે ધરમ ખાતે પોતાની ગોથનુ મુશારો આપવા કબુલ કરીને જેતલા તમારા ગામમા હોએ તેનાને નશેશલાર કરી રાખવાને કાજે પારશી રતનજી શાપુરજી ભુરાની ઉપર લખેલો છે ને તેનુ મુશારો હંમેશા પોતે આપવાનુ કબુલ કરેઓ છે વાશને એ નશેશલાર પેદા કરવાનુ તંહાં બીજુ જે કઇ કામ પડે તે મધે મેનત લેવી પડે તે લઇને એ ધરમનુ કામ જેમ વેલુ થાએ તેમ કરજો." મુંબાઇવાલા સાહેબો વધુ લખે છે કે "પારશી રૂશતમજી કાવશજી પટેલએ ગણો મોતુ શબાબનુ કામ ઉગાવી લીધુ છે તે વાશતે એ ધણીના હકમો તમો હજારો હજાર શુકરાના કરજો ને જે કઇ એ કામ મધે શવાબ થાશે તે પતેલ રૂશતમજી કાવશજીના ફરજનદોના ફરજંદોને હાશલ થાશે તે શત જાણજો.

"બીજુ હમારી અરજ એ છે જે હવે એ ધણીએ શવાબનુ કામ જાણીને નશેશલારનુ ખરચ તો પોતે આપવાનુ કબુલ કીધુ છે તે આપશે. પન તમુને શજાવર છે જે હરેક વાતે નશેશલારની બરદાશ કરજો. નશેશલાર શારા પરેજગાર અશો મરદ જોઇને રાખજો ને હરેક વાતે આપરી દીનનુ (કામ) શમરતુ જાએ તેમ કરજો." એ સીફારસનાં પત્ર ઉપર સર જમશેદજી જીજીભાઈ સાથે ૯ સાહેબોએ સહી કીધી છે.

૭. દીવ. કાઠયાવાડને કીનારે આવેલું દીવનું બંદર પારસીઓનું હીંદુસ્તાન ખાતેનું એક પુરાણું મથક છે. કીસ્સે સંજાણમાં આરબોની હાર પછી હીંદુસ્તાંન તરફ આવેલા પેહલા પારસી તાયફા માટે કહે છે કે તેણે એ બંદરે પગ મેલ્યો હતો. આ બાબવાલા અરસામાં આ દીવ ખાતે દરેહમેહર અને દખમુ સ્થાપવાની હીલચાલ થઇ. આ હીલચાલ અને તેના શંબંધનો પત્રવેહવાર નીચલા

---

(૧) ચો. ૧, ક, બા. ૭૧, પા. ૪૯.

એકથી વધુ સબબોએ અગતનો છેઃ—(૧) આ પત્રવેહવારના એક ભાગ ઉપરથી આપણુને આજથી ૧૦૦) વરસ પર એક જરથોસ્તી બાળકની નવજોત વખતે શું ભણુતર ભણુાવવાની આશા રાખવામાં આવતી તેનો ખ્યાલ આવે છે. (૨) બીજું આ અરસામાં રવાનની શુ શું ક્રીયાઓ તે વખતે જરૂરી ધારવામાં આવતી તેનો આપણુને કાંઇક ખ્યાલ મલે છે. (૩.) ત્યાના કોઇક પુરાણુા રેવાજની હકીકત આપણુને મલે છે.

આ બાબવાલા અરસામાં દીવથી વગર તારીખનો એક પત્ર[1] અને ૧૮૨૧ ય. જ. ૧૧૯૫માં "શમશત અનજુમનના શાહેબ લોકો તથા શરવે અનજુમનની ખીજમત મધે હંમે ગરીબ નાહારએચાર શ્રી દીવ મા બંદરના રેવાશી તમારી ખીજમત મધે અરજ કરે છે," એવી રીતે લખાઇ આવ્યો હતો. તેમાં લખ્યું હતું કે "પેહેલુ એ જે હમારા ગામમા કોએ પંનથકી નઇ તેથી હમારા રૂવાનો વગર ગેએશારણે રખમે ચડે છે કેમજે આગલ એક પનથકી હુતો તે મરી ગઓ છે તેનુ છોકરો શ્રી દીવથી કોશ ૧૦ તા. ૧૨ દુર રેહે છે તેએ પીઠું માંડે છે ને કોઇ પાચ રૂપી આ આપવા જોગ હોએ તો તે તાહાં બીજે દાડે ગે શારવા આવે છે ને કોઈ વાશણુા[2] હાલત ગરીબના ગરમો હોએ તે પેલાલે[3] તેવારે તે પોતાના ગામથી રૂવાનની ગએ શારવા આવે છે."

દીવની અનજુમનની મોબેદ માટે અરજ.

"બીજુ એ જે રૂવાનોના શરોશ તા. ઉઠીઆણુા હંમો ઉદવારે લખીએ છે તે કાગલ દીન ૧૦ તા. ૧૫ દારે કાગલ વખતે પોચે ને વખતે તે કાગલ ગેરવેલે જાએ તારે મઇનો દારો થાએ છે. બીજુ હંમો ગરીબ લોકો મુખતાદના દારા આવે છે તે વારે કામ રઇ જાએ છે. બીજુ હંમો ગરીબ લોકો કઇ જનાવશતા[4] બી પણી જાણુાતા નથી ને દીન ધરમનું કશું હમારે પાશે છે

---

(૧) ચો ૧ ક, બા. ૫૦, પા. ૭૬.

(૨) એ શબ્દ બરાબર સમજ પડતો નથી. કદાચ "વાશણુ હાલ્લાં" ને બદલે નકલ કરનારે ભુલ કરી હોય.

(૩) એ બોલ સમજ પડતો નથી. હરફ ખુલ્લા છે પણુ કામજની નકલ કરનારે આ પત્ર બરાબર લખેલો દીસતો નથી. કદાચ "પેહેલાં લીએ." મતલબ આ હોય કે ગરીબો પાસે પેહેલે રાંધ લેઇને કામે આવે.

(૪) જંદ અવસ્તા.

નહી." એમ લખી અરજ કરે છે જે "મોબેદની જોડ ૨ તા. નીરંગદી તથા આલાદ શાથે મોકલો ને તે મોબેદના ખુદનુ[1] તમો શાહેબો બંનધોબશત કરીને[2] પોંચારો." સેવટે વધુ લખે છે કે "હમારે હાથ માજદીઆશની દીનાનો શદરો કુશતી મહજબથી જરતોશત પેગમ્બરને દીનથી ગણુાજ નાચાર છઇએ ને હમારે હાથે આપણો મહજબ રહેઓ નાથી છેક મહજબથી જાતા રેશુ અને ગના નાચાર અને નાએલાજ ઇઆને પરેશમાન છેએ."

દીવખાતે દરેહમેહર બાંધવાનો વિચાર. તે આગમચ મોબેદો મોકલવાની ગોઠવણ.

દીવવાલા જરથોસ્તીઓની અરજ ઉપરથી દીવ ખાતે એક દરેહમેહર બાંધવાનો વીચાર કરવામાં આવ્યો, પણ દરેહમેહરની બાબદ નક્કી થાય તે આગમજ પેહલે ત્યાંના લોકોની ધર્મક્રીયાની જરૂરીઆત વીગેરેને પોંહચી વલવા કાજે અત્રેથી મોબેદો મોકલવાનો વીચાર કરવામાં આવ્યો. તેથી ઉદેપોર દસ્તુરજી હોરાબજી બેરામજી ઉપર એક પત્ર[3] લખી દીવ ખાતે મોકલવા એક મોબદની જોડ માંગી. તેના જવાબમાં રોજ ૨૩ માહ ૨ સને ૧૧૯૬નો પત્ર આવ્યો, જેમાં જણાવ્યું કે દીવ જવાને વાસ્તે મોબેદો "પોત પોતાનમા ગોઠવણ કરીને શ્રી મુબઇ આવીને પોતાનુ બંધોબશત" વાડીઆજી જાંગીરભાઇ તથા નવરોજી નશરવાંનજી શાથે કરશે. તેમ મોબેદો ઉદવાદેથી નહી આવી પોંહચવાથી રોજ ૫ મો અસપંદાદ માહ ૩ ખોરદાદ શને ૧૧૯૬ ને દીને ખરશેદજી માણેકજી શરાફે દસ્તુરજી ઉપર કાગજ લખ્યો જે "હજુ શુધી તે મોબેદ આવીઆ નથી તથા તમારો બીજો કાગલ આજ દીન શુધી આવેઓ નથી. વાશતે મોબેદોને તાકીદે મોકલજો... પારશી માનેકજી મેગજી દીવથી અતરે આવેઓ છે તે કેહે છે જે દીવ મધે એક અંધારૂ નવરોજજી તેબી તહાથી જતો રઓછે ને શ્રી દીવ મધે કોઇ અંધારૂનો નામ નથી ને એ બચારા દીવના પારશીઓ ગણી લાચારીથી હમારી અનજુમન ઉપર કાગલ લખી આપરો દીન ધરમ શાચવાને વાશતે અંધારૂ મગાવેઓ છે તે

(૧) કદાચ ફા. "ખુર્દન" એટલે "ખાવું" ઉપરથી હોય. એટલે ખાવા માટે વાને ગુજરાન માટેનો બંદોબસ્ત. કદાચ ફા. "ખુદ" એટલે પોતાનું. મતલબ કે મોબેદોના પોતાના બંદોબસ્ત વીગેરેનો.

(૨) અહીં જગ્યા ખાલી રાખી છે.

(૩) એ. ૧ ક, બા. ૭૨, પાં. ૫૦

ઉપરથી વાડીઆ નવરોજજી માણેકજીના છોકરા વાડીઆ જાગીરજી તથા નવરોજજીએ પોતાના તથા પોતાના વડવાવોના શબાબને વાશતે પોતાના તરફથી મોબેદોનો ખરચ આપવો કબુલ કરીને તમુને કાગલ લખેઓ છે ને અજબ છે જે તમો એવા કામમા ઢીલ કરો છો. એ વાતમો ૨ લાભ છે. એકતો આપરો ધરમ શચવાએછે ને બીજુ તો તમારા ગરીબ અંધારૂની પરવરશી થાએ છે વાશતે એ કામ જેમ તાકીદે થાએ તેમ કરવુ મુનાશીબ છે."[1] આગલ ચાલતાં આગલા મોબેદ નવરોજદારૂ માટે તારીફ કરી "બીજા શારા દાનાવ માણુશને જોઈને કાગલ વાચતાં વાર અંધારૂને મુશારો ચોકશ થેરાવીને લખી" મોકલવા કહે છે અને લખે છે કે તે "હંધારૂને શાફ કેજો જે તે લોકોના શરવ કામ કરે તેની પાશેથી કાંઇ માગે નઇ ને એમ કરતા તે લોકો ખુશીથી કંઇ આશોદાદ આપે તો શોખેથી લીએ પણ કાંઇ જબરજશતીએ માગે નઇ."

ઉપલા પત્રના જવાબમાં દશતુર "દોરાબ બેહેરામજી તથા આ. ફ્રશતમજી તેમુરજી મીરજા" એ શવંત ૧૮૮૩ ના માગશર શુદ ૭ વાર બુધે રોજ ૧૯ મો માહ ૩ જો શને ૧૧૯૧[2] (તા. ૨૦ મી ડીસેમબર ૧૮૨૬) ને દીને એક પત્ર લખયો તેમાં લખ્યું કે "હાલ અમારી તરફ ગણી બીગડેલી છે.[3] માશ ૧૧ થઓ વાદલ આગલ બીજુ કોઇ છે નઇ જે તેથી આદમીઓને બેખાર જાદા રેહે છે તેથી ગણો નાચાર છે તે શુ લખીએ. બીજુ દીવ જાવાના મોબેદ જણુ ૪ ધારીઆ[4] હતા પણ જણુ ૩ દીઆથી નીશરીઆ જોઇએ શાબેત બરોશનોમથી ને રશતે ખુરાકીથી પોચાડેઆ જોઇએ તેથી હાલ મોબેદ ૨ દીઆ તઇયાર કરા છે ને તે લોકો એમ કેહે છે જે અમારો બંધોબશત દરમાઆનો તથા ખોરાકીનો કરી મગાવો ને હમારી શાથે માણુશ હાવા[5] આપો જે તે માણુશો હમારો ખોરાક ખરચ તથા રશતાની શવારી ગાડીનુ ખરચ કરતો લઇ જાએ ને અમોને દીવ પોચાડે." એ પત્રમાં મોબેદોના લવાજમ કીયા કામ વીગેરે માટે નીચલી ગોઠવણુ કરવા દસ્તુરજી જણાવે છે:—

(૧) ચો. ૧ ક, બા. ૭૨, પા. ૫૦.

(૨) ચો. ૧ ક, બા. ૭૫, પા. ૫૧. (૩) "હવા" શબ્દ લખાતાં રહી ગયલો દીસે છે. કદાચ "હાલ" શબ્દ "હવા" માટે ભુલથી લખાયો હોય.

(૪) ધાર્યા હતા. (૫) "એવા" એટલે "એવા પ્રકારના" અથવા કદાચ "હવા" એટલે "લાયક, જાણકાર" ને બદલે ભુલ હોય.

૧. મોબેદ જણ ૩ બરશુનમ લઇને શ્રી દીવ જાય ને તાંહાં અરવદગાનું [1] કામ કરે તેનાનો દરમાયો જણ ૧) ને રૂ. ૧૫ ખોરાકી શુધાં.

૨. બેહદીનોને ઘેર "ભલું શાદી ગમી હોએ ને તેનુ લવાજમ બેહેદીનોની મવશાર મુજબ દરેમેહેરના મોબેદોને આપે ને દરેમેહેરના મોબેદો કુલ અંધારૂપણાની કામ બજાવે. બાજ તથા આફરગાન વગેરે જે હોએ તે કરે".

૩. શાદીનું કામ લગન શારવાનું તથા ગગરનાનુ તથા સોઆવ બેહારમનો તે દરેહમેહરના તાલુકામો થાએ તેનો લવાજમ દરેહમેહરના મોબેદોને મલે.

૪. "મોબેદો દીવ પોચતાં વાર વરશીઓ વો [2] કરે કાજ [3] વરશીઆને હજા રજા થાએ તેવારે વરશ પોચતા ગણી મેહેનત પડે તેથી તુરત કરે."

૫. "હાલ નીરંગદીન થોડી લઈ જાશે. દીવ પોચેઆ ઉપર નેરંગદીન નવી કરશે. હાલ ઇઆથી લઇ જાશે તે ચાલશે."

૬. મોબેદોને "પેશગી [4] માશ ૩) તરનની ખરચી આપવી જોઇએ." સાથે મોબેદો જાએ ત્યારે "હાવામોશ [5] બેહેદીન જણ ૨ આપવા જોઇએ ને અલાદ નીરંગદીન વગેરે ઉચકી ચાલે ને રશતા ખરચ શોવારી [6] તથા ખોરાકીનુ નોકરે [7] ખરચ શાહેબ લોકોના પદરનુ [8] થાએ." મુશાફરીની મુશકેલી માટે લખે છે કે "એ રશતો ગણો બેહેકા [9] છે ને ચોર ચેગડનુ વાશો એ જગો ઉપર છે વાશતે તજવીજથી કામ કરીઉ જોઇએ" [10]

---

(૧) "ઊર્વીસગાહ," યજશ્ને ગાહ માટે એ શબ્દ વપડાય છે. (જુઓ મારૂ પુસ્તક The Religious Ceremonies and Customs of the Parsees pp.263-6.)

(૨) 'નવો'. એ શબ્દમાંથી આગલો 'ન' નીકલી ગયલો દીસે છે.

(૩) "કાંએજે" એટલે કે "કારચુ છે."

(૪) 'પેશ' એટલે આગલથી; આંગ ઉપર પગાર.

(૫) એ શબ્દ શમજ નથી પડતો. કદાચ "આવાં (મોનશ) માણુસ" ને બદલે હોય.

(૬) સવારી.

(૭) કદાચ "તે કરે" ને બદલે ભુલ હોય. કદાચ ફા. "નઓકર," નોકર, a servant, dependent, તે ઉપરથી નોકરે ખર્ચ = સાધારણ, ગરીબ નોકરો લાયકનો ખર્ચ, ઘણો તરંગરો જેવો નહી. (૮) "પદર"નું, તરફનું,

(૯) "એટલે" બીહીક ભરેલો દરામણો, ભયંકાર.

(૧૦) ચો. ૧ ક, બા. ૭૫, પા. ૫૧.

તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૨૬[1] ને દીને ખરશેદજી માનેકજી, વાડીઆ જાંગીરભાઇ તથા નવરોજી નશરવાંનજી ઉપર પત્ર લખી દસ્તુરજીના ઉપલા પત્રની સુચનાઓના સંબંધમાં પોતા તરફની કેટલીક સુચના કરે છે અને તેમાં ખર્ચ ઓછો કરવાની મતલબથી જણાવે છે કે હાલ બરશનુમવાલા બે ધણીઓને મોકલવા. ત્રીજો ધણી વગર બરશનુમનો હોય કે જે રસ્તામાં નીરંગદીન ઉંચકે અને રાંધી ખવાડે. તે ત્રીજો મોબેદ "આફરગાન અશતુમ તા. ગેએ અનવા[2] કામ લાગશે." તે મોબેદનો દરમાયો બરશનુમવાલા મોબેદથી રૂ. ૩–૪ ઓછો જણાવે છે, એવો સબબ જણાવીને, કે બરશનુમ વાલા બેઉ મોબેદોએ તો હંમેશા પોતાના ખર્ચનુ ખાણું ખાવું પડશે પણ વગર બરશનુમવાલો મોબેદ "શરવ બેહેદીનને તાહ જમા જાશે." એ ત્રીજા મોબેદ વાશ્તે લખે છે કે "જારે કોઇ બરશનુમવાલા મોબેદોને શ્રી દીવ મધેથી પોતાને ધીરે[3] આવવુ પડે અથવા તરેન હધારૂમોથી કોઇને કઇ ખતા પોચે તારે તરીજા હંધારૂને તા[4] બરશનુમ આપા કામ લાગશે. તેરે તે ધણીને બરશનુમવાલા મોબેદોને બરોબર મુશારો આપવો શજાવર છે." આ પત્રમાં ખરશેદજી માણેકજીએ ૧ થી ૯ સુધીનાં આંકોમાં કેટલીક બાબદો અને શરતો સુચવીછે તેમાં વાડીઆજી જાગીરજી ભાઇ તથા નવરોજી નશરવાંનજી પોતે ધારાની ૧૨) કલમ સુચવે છે. તેમાં જણાવે છે કે "બેહેદીનોના જેટલા ગેર છે તેના કામ ૩ ) કરે ને તે ગેહેરોનુ જણુ ૩) જુદુ જુદુ કામ કરે તે મધે સુખતાદના દારા ૧૮ મો મેજ આફરગાન તથા અશતુમ પરે તે બેદીન દન ૧૮ પુરા થાએ તારે રૂ૦ ૧ ) તેણી મેહેનતનુ આપે "[5]

વાડીઆજીઓએ સુચવેલા વધારા સાથે અને બીજા કેટલાક વધારા સુધારા અને ફેરફાર સાથે ખરશેદજી માણેકજી સંવંત ૧૮૮૩નાં પોશ વીદ ૭ વાર શુકર રોજ ૯ મો માહ ૪ થો સને ૧૧૯૬ ને દીને એક પત્ર[6] ઉદવાડે દસ્તુરજીઓ ઉપર લંબાનથી લખે છે જેમાં ૧ થી ૨૬ સુધી અંકો આપી જુદી જુદી બાબદો અને શરતો લખે છે કે મોબેદોએ બહેદીનો સાથે કેમ વરતવું અને

---

( ૧ ) ચો. ૧ ક, બા.૭૬, પા. ૫૨. ( ૨ ) ઘણું કરીને "બનવા" ને બદલે ભુલથી લખાયો હોય. ( ૩ ) ઘરે. ( ૪ ) ત્યાં.

( ૫ ) ચો. ૧ ક, બા. ૭૬, પા. ૫૩, કલમ ૧૦.

( ૬ ) ચો. ૧ ક, બા. ૭૭, પાં. ૫૬.

કેમ અને શાનું દામ લેવું વગેરે. દસ્તુરજીનાં એક કાગજના જવાબમાં[1] સુચવવામાં આવેછે કે હાલે દીવ ખાતે વરસ્યો કરવાની ઉતાવળ નથી; વાડીઆજીઓ ખુશી પડશે ત્યારે કરશે; તેઓ નહી કરશે તો કોઈ પણ ધણી કરશે; અથવા તો મુંબઇની પંચાએતના પૈસામાંથી કરવામાં આવશે. હાલમાં મોકલેલી નીરંગદીન કાંઇ નહીતો ૨ ) વરસ ચાલશે.

દીવ જતા મોબેદો સાથે ક્રીયા કામના ભાવ માટે કરેલી ગોઠવણ.

અત્રેવાલા સાહેબોએ ઉદવાડાના દસ્તુરજી સાથે ત્યાંથી દીવ ખાતે મોકલવા ધારેલા મોબેદોએ ક્રીયાકામનું શું દામ લેવું, તે માટે પત્ર વહેવારમાં કાંઇક લખાણ કર્યું છે. એ પત્ર વહેવારમાં આપણે મોબેદોના લવાજમ બાબે નીચલી હકીકત જોઇએ છીએ :—[2]

લગનને વખતે છોકરા છોકરી મલી રૂ. ૫) આપે. તેમાંથી રૂ. ૩ ) મોબેદ લે અને રૂ. ૨) દીવની પંચાએતના ધર્મ ખાતે આપે. મોબેદને મલતા રૂ. ૩ ) માં કારાનો બાપ રૂ. ૨ ) અને છોકરીનો બાપ રૂ. ૧ ) આપે. ધર્મ ખાતેનાં રૂ. છે ૨ ) માં બન્ને બાજુવાલા અકેક રૂપ્યો આપે.

બીજા ક્રીયાકામનો ભાવ નીચે પ્રમાણે મુકરર કરવામાં આવ્યો:

ઈજશને વંદીદાદનો રૂ. ૧ ).

અમથી ઈજશને રૂ. ૦।.

ખુરશેદ મહેર આવાં ઈજદ અને આતશની નેઆએશના ૨ ) પઇસા.

બીજી નીઆએશનો ૧ ) પઇસો.

જોરાનું કામ હોય તો તેના બે શીઆવમાંથી એક મોબેદને આપે અને બીજો શીઆવ ઘરધણી પોતે રાખે યા કોઇ બીજા મોબેદને આપે.

પઇસાના ચલણ બાબે ખરશેદજી માણેકજી લખે છે કે દીવ મધે રૂ. ૧ ) ના પૈસા ૪૦ ) નું ચલણ છે.

દીવ ખાતે દરેમેહેર.

આપણે આગલ જોયું કે દીવ ખાતે એક દરેમેહેર અને દખમું બંધાવી આપવા માટે કોઇ ચોકસ ગોઠવણ થાય તે આગમજ દીવ ખાતે ત્યાના લોકોની ધર્મ સંબંધી જરૂરી હાજતો કાજે મોબેદોને મોકલવામાં આવ્યા. ત્યાર પછી મુંબઇવાલા ઉપલા સાહેબોએ દીવના પારસીઓ ઉપર ૧૬ ફકરાનો એક ઘણો

(૧) ચો. ૧ ક, બા. ૭૬, પા. ૫૨.

(૨) ચો. ૧ ક, બા. ૭૬, પા. ૫૨.

લાંબો કાગજ[1] લખ્યો, જે ઉપર કોઇ તારીખ નથી. એ પત્રમાં, શરૂઆતના ૧૩) ફકરામાં, શરૂઆતથી તે પત્ર લખવાના વખત સુધી દીવ સાથે ચાલેલા સર્વ પત્રવહેવારનો ઇનતેખાબ આપ્યો અને દીવવાલા કેટલાક પારસીઓ પગ વાલવાની બાબદમાં ત્યાંના બે મોબેદોની શીખવણી વીગેરેથી ફરી ગયા તેની હકીકત વર્ણવી અને જણાવ્યું કે દીવના બીજા પારસીઓના કહેવા પ્રમાણે દરેમેહેર બંધાવાનું શરૂ કરવાને તેઓ ખુશીછે અને તે માટે તજવીજ કરવાને તેઓએ અતરેથી પારસી ફરામજી બરજોરજી દાદીબરજોરવાલાને મોકલ્યો છે કે તેને સર્વ બાબદ દેખાડવામાં આવે. એ પત્રમાં લખેછે કે (ફ. ૧૪) "હમારા બીજા શરવે બંધોબશત તમારી શરવે અનજુમને કબુલ કીધેલુ છે તે બાબદનુ. તમારા અનજુમનનો કાગલ હંમારા ઉપર લખાવશો તે ઉપર તમારી શરવે અનજુમનની શાઇ કરાવીને તે ઉપર તમારી તથા માનેકજી મેગજીની[2] શહી કરી ને ફરામજી બરજોરજીને આપીને ચોમાશાની અગાઉ ફરામજી બરજોરજીને પાછો રવાના કરજો." એ પત્ર ઉપરથી વધુ દીસે છે કે ત્યાં બાંધવા ધારેલી દરેમેહેરના નીભાવ માટે ત્યાં એક વજીફો લેવાની ગોથવણ કીધી હતી. દરેમેહેરની જગ્યા કયાં પસંદ કરવી તે બાબે લખે છે કે (ફ. ૧૬) "તેની ઉમન[3] આથમન આવા ઇજત આવે તેવી જમીન લેજો તથા રશતાના મોલા વચે આવે તેમ કરજો ને જે તે વાતે જમીન વદતી લેજો કે તે મધે કુવો થાએ તથા બરશીગાની જગો થાએ તથા હંધેઆરૂને રેવાની જગો થાએ તથા રાંધવાની જગો થાએ તથા નહાન લેવાની જગો થાએ તથા વચમો ખોલો ચોક રાખજો તથા વાડો અલાદો થાએ તે પરમાણે શરવે ચોકશ તપાશીને કામ કરજો." જો કોઇની સારી મજબુત હવેલી તૈયાર મલે તો તે દરેમેહેરનાં કામ માટે લેવા સુચવે છે.

ત્યાર પછી સંવંત ૧૮૮૫ના શુદ ૬ વાર શનેઉ તા૦ ૧૯ મી મે ૧૮૨૯ ને દીને વાડીઆ જાંગીરભાઇ અને ખરશેદજી માણેકજીએ બીજો લંબાન પત્ર

---

(૧) ચો. ૨, બા. ૬૫, પા. ૫૩. એવોજ એક પત્ર ચો. ૨, બા. ૭૦માં કેટલાક ફેરફાર સાથનો ૧૫ ફકરાનો વગર તારીખનો છે.

(૨) એ ધણી મારફતે દીવવાલા સાહેબો સાથે કેટલોક કારોબાર ચાલયો હતો.

(૩) ઊગમન એટલે પુર્વ

દીવના અંધ્યારૂઓ ઉપર લખ્યો.[1] તે ઉપરથી દીસેછે કે દીવના સર્વ પારસીઓએ પગ નહી વાલવાના બંદોબસ્ત બાબે આનાકાની કીધી હતી. તે ઉપરથી દરેમેહેર બાંધવાનાં કામમાં ઢીલ થાઈ હતી અને જો દરેમેહેર નહીં બંધાય તો ઉદવાડાથી આવેલા મોબેદોને શરમીંદગી સાથે પાછું ઉદવાડે જવું પડે. એમ તે મોબેદોને જણાવી ને લખ્યું હતું કે (ફ. ૧૪) "હતીલા લોકોની શામે જોવુ નઇ ને ધરમનુ કામ પાછુ મેલવું નઈ". તે ઉપરથી એ દરેમેહેરનું કામ પાર ઉતારવાની ધારણા જણાવી અને વધુ જણાવ્યું કે (ફ. ૨૨) "આપરો હમજાત મુશાફીર થોરા દારા દરેમેહેરમો રેવા માગે તો તે આશામીની ચોકશ ખબર કાડજો ને કહાંથી આવેલ છે ને બેહેદીન છે કે મોબેદ તેની ચોકશાઇ કરીને તે ધણીને દરેમેહેરમો ઉતરવા દેજો કાંએજે હવે ખુદાતાલાના હોકમથી શ્રી દીવમો આપરી વશતી દીનપર દીન વદતી જશે."

ત્યાર પછી એક કાગજ વાડીઆજી જાંગીરભાઈ નશરવાંનજીનો તથા ખરશેદજી માણેકજીનો દીવ ખાતે ભાઇ ફરાંમજી બરજોરજી ઉપર લખેલો આપણે જોઈએ છીએ.[2] તેની નકલ ઉપર તારીખવાર નથી પણ તેમા જે પત્રવહેવારનો ઇસારો છે તે ઉપરથી માલમ પડે છે કે એ પત્ર ૬ થી નવેમબર ૧૮૨૯ પછી દીવ લખવામાં આવ્યો હતો. એ પત્ર ઉપરથી દીસે છે કે ઉપલા ફરાંમજી બરજોરજી જેવણુને દરેહમહેર બાંધવા કાજે દીવ ખાતે મોકલવામાં આવ્યા હતા તેવણુ દીવના આગલ જણાવેલા જુના મોબેદ હોરમજીની "પનચાતી ચુકવતા બેજાર થઆ" હતા અને લખ્યું કે દીવના બહેદીનો જેવોએ શરૂઆતમાં એ જુના મોબેદ બાબે ફરીઆદ કરવા માંડી હતી તે "બેએદીન લોકો તો હવે ગણો-ખરો કામ પોતાના જુના મોબેદ પાશે કરાવે છે." તે ઉપરથી આ પત્રમાં મું-બઇવાલા વાડીઆજી અને ખરશેદજી માણેકજી લખે છે જે "ગણોજ શારૂ હવે આપોને તીહાં મોબેદ રાખવાની જરૂર નથી હવેથી આપરે બીજા મોબેદ દીવથી મોકલનારા હતા તે તમારો કાગલ આવાથી હમો શી ઊદેપોર કઈ લખુ નથી વાશતે આપણે હેશાબે તમારી નજરે થેરે તેમોના બેએ મોબેદ રાખજો." એવું દીસે છે કે વાડીઆજી ત્યાંનાં બેહેદીનોની વર્તણુકથી કંતાલ્યા

---

(૧) ચો. ૨, બા. ૭૫, પા. ૬૪.

(૨) ચો. ૨, બા. ૧૨૮, પા. ૧૦૨.

હતા. તે છતાં જ્યારે ત્યાં પોતે દરેમેહેર બાંધી હતી, ત્યારે ત્યાં પોતા તરફથી બે મોબેદો રાખવા જોઇએ તે રાખવા માટે જણાવે છે. બીજું લખવામાં આવ્યું કે દરેમેહેર ઇજાય ત્યારે માટીડા બઈરાંનું જમણ ગંબારની માફક કરવું.

દરેમેહેર ઇજાવાનાં દહાડા વગેરેનું મુરત અત્રે મુંબઇખાતે જોવારી જણાવવા લખે છે અને દરેમેહેર માટે આતશ કેટલા લેવા અને કોણ કોણના લેવા, ઈજશને વંદીદાદ કેટલા કરવા, સર્વ ક્રીયા કેમ કરવી, તે બાબે ઉદવાડે-વાલા મોબેદો પાસે, દરેક પાસે જુદી જુદી હકીકત લખાવી લેવા કહે છે. વધુ લખે છે કે "હંમે અતરે આપરી દરેમેહેરમો અરદીબેશ પર કીધેલા છે[1] તે વગરે વાડીઆજી હોરમજજીની દરેમેહેરમો એદલદારૂ દશતુરે કીધેલા છે તા. આપણી દીન ધરમની કીતાબમો લખેલુ છે તે શાથે મેલવશુ તારે હુંધારૂ કેવા ખબડદાર છે ને કોણ ખબડદાર નથી તે શનધુ માલમ પડશે."[2]

ઉદવાડેના મોબેદોને દીવ મોકલવાના પત્રવહેવાર ઉપરથી માલમ પડે છે કે તે વખતે મોબદોને પગ રસ્તે મોકલવા કાજે ભાવનગરને માર્ગે મોકલવામાં આવ્યા હતા. ઉદવાડાના મીરઝાં ખશરૂ બેગના ભાઇ કઇઓજી[3] ભાવનગરના રાજાની ચાકરીમાં હતા, તેવણ મારફતે મોબેદોને માર્ગમાં મદદ કરવાની ગોઠવણ કરવામાં આવી હતી.

આ વખતે અત્રેથી દીવ જવાનો માર્ગ.

(૧) પરઠેલા છે. (૨) ચો. ૨, બા. ૧૨૮, પા. ૧૦૩.

(૩) આ કઇઓજી તે કઇઓજી કાવશજી મીરઝાં હતા, જેવણ ૭૮ વરસની ઉમરે તા. ૨૮ મી અકટોબર ૧૮૩૭ ને દીને મરણ પામ્યા હતા. તેવણ ઉદવાડેવાલા "દસ્તૂર કાઉશજી રૂસતમજી મીરજાં ખુશરૂ બેગનાં બીજા દીકરા" હતા. "એવો પુણામો બાજીરાવ આગલ ઘડીઆલી તરીકે નીમકહલાલીથી થોડીક મુદત રહી બાજીરાવનું રાજ ગયેથી સુરત ખાતે આવ્યા હતા. બાજીરાવનાં બે ઘણા ઉમદા કારીગરીનાં મોટાં ઘડીઆલોનું લીલાંઉ થયું તેમાંનું ૧ ઘડીઆલ ભાવનગરનાં રાજમો ખરીદાયું અને જે આજ સુધી ત્યાંની દરબારમો મોજુદ છે, તે ઘડીઆલ લઇ એવો ભાવનગરનાં રાજા શ્રી વજેસંઘજીનાં વખતમાં ત્યાંની દરબાર ખાતે ઘડીઆલી તરીકે ગયા હતા, અને તે ઓઘે મોટાં સાલીઆંગું સાથે પોતાનાં મરણ લગન આબરૂથી બજાવ્યો હતો. એ વખતે હીંદુસ્થાનમાં ઘડીઆલ દરૂસત કરવા કઇઆ બનાવવાનું કાંમ ઘણા જુજ લોક જાણતા હતા, તેવા વખતમાં એવોએ પોતાની જાતી હુશીઆરીથી સરવે કારીગરી દેશી હથીઆર અને સાંમાણ વાપરીને એક મોટું મીના-રાનું ઘડીઆળ ઘણા જુજ ખરચમો બનાવી ત્યાંના દરબારનાં મોહલામો ઉભું કરયું હતું, અને તેને લગતા ઘંટો વગેરે ઢાલા કાંમ પણ પોતે કરયું હતું, જે ઉપરથી ત્યાંની દરબાર તરફથી એઓને ઘણી શાબાશી, રેહેવાને ઘેર તથા બીજું કેટલુંક ઇનામ મલયું હતું". (પા. પ્ર. 1, ૩૧૩-૧૪.)

આપણે આગલ જોયું છે કે અતરેની પંચાએતવાળા સાહેબો બહુમન મોહર ગોશ રામ ના હમકારાના દીવસો ઉપર ગોશ્ત નહી ખાવા લાગણી ધરાવતા હતા. તેથી રોજ ૮ મા. ૪ ૧૧૯૬ ના પત્રમાં પંચાએતવાલા સાહેબોએ હમકારાઓના દીવસે ગોશ્ત નહી ખાવા—ચહારમ પડે તો પણ જાનવર નહી કપાવા-ની તાકીદ કરી છે. "ચારમ ને દને બેહુમન હમશાશપંનદ આપરા રૂવાનોને હાતે પકડીને પુલ ગુજાર કરે છે તે દાડે તેના ફરજંદોને મારીને આપે તેનુ ગોશાત ખાવુ ગનુ ગુના છે.....ચાર હમકારા મધે કોઇનુ ચારમ આડે તારે દુધની ખીરની ચાશની કરીશુ તો જાને ગોશ ખાધુ બરાબર છે કાએજે જનાવર છે તે દુધની પેદાશનુ છે. વરી આપરી દીનમાં ફરમાવેલુ છે જે ગોશાત નહી હોએ તો બેદુ (ઇડું) ઇજાવીને ખાઇએ તો ગોશાત ખાદા બરાબર છે કાએ જે તે મધેથી મુરગ જનાવર પેદા થાએ છે તેબી ગોશપનદ કેવાઉ." ગોશ, દુધ, બેદુ બી નહી મલે તો ગીનો ગોશ્ચો ર કર્યે છીએ. એમ લખી તાકીદ કરે છે કે એમ મના કર્યા છતાં પણ કોઇ ધણી આ ચાર હમકારાના દિવસે ગોશ્ત ખાય તો તેને નેઆત બહાર મુકવો.

દીવની અનજુમન સાથે હમકારાના દિવસોએ ગોશ્ત નહીં ખાવાનો બંદોબસ્ત.

અત્રેવાલા સાહેબોએ પેહલેથી કરેલી કેટલીક શરતોમાં એક શરત રવાનના પગ લાંબા રાખવાની હતી. એવું દીસે છે કે ઉદવાડેથી ગયલા નવા મોબેદોમાના એક મોબેદ દીવના એક જુના મોબેદ જે નૌસારીવાલા હતા તેવણ સાથે મલી ગયા અને એ બંન્ને મોબેદોએ દીવના કેટલાક પારસીઓના પગ વાલવાની બાબદમાં મન ફેરવ્યાં.[3] એવા ફરી ગયલાઓને દીન ધરમના કામથી દુર રાખવા અહીવાલા સાહેબો લખે છે, પણ તે સાથે છુટ મુકે છે કે તેઓનાં છોકરાંઓ દીન ધર્મનું શીખવા માંગે તો તેઓને શીખવવા. હવે એ પત્રમાં રવાનના પગ વાલેલા રાખવાની તાકીદ કરે છે. ઉદવાદેના દસ્તુરજી સવંત ૧૧૮૩ ના પોશ વીદ ૭ વાર શુકર રોજ ૯ માહ ૪ ય. જ. ૧૧૯૬

દીવવાલાઓ સાથે રવાનના પગ વાલવા બાબે ઝઘડ

(૧) ચો. ૧ ક, બા. ૯૭, પા. ૫૬ (ફ. ૧૮ અને ૨૦). (૨) ગો ધુદો.
(૩) ચો. ૨, બા. ૫, ૬–; બા. ૯–૧૦, ૧૨, ૬૫, ૭૦, ૭૫ થી ૭૮, ૧૨૮.

(તા૦ ૯ જાનેવારી ૧૮૨૭) ને દીને પત્ર[1] લખી ઉપલી કેટલીક બાબદો કબુલ રાખે છે અને લખે છે કે "જે શાહેબોએ બંધોબશત લખાવેઓ છે તે લખાવનારની અકલ હોશીઆરી ઉપર હજારો હજાર આફરીનબાદ હોજો કાએજે ગણુજ રૂડા ને માજદીએશની દીનને લાએકની લખી છે તે બંધોબશત શરવે રૂડા છે."

દીવના પારસીઓએ સંવંત ૧૮૮૩નાં ચૈતર વીદ ૧૧ (તા૦ ૨૨ એપ્રીલ ૧૮૨૭) ને દીને મુંબઇવાલા સાહેબો ઉપર એક પત્ર લખી તેઓનાં ગામ માટે જે મદદ કીધી હતી તે માટે ખુશી દેખાડી હતી, પણ પગ વાલવાના સંબંધમાં નાખુશી દેખાડી હતી.[2] એ પત્રનાં જવાબમાં બન્ને વાડીઆજીઓ જાંગીરભાઇ નશરવાંનજી અને નવરોજી નશરવાંનજીએ અને ખરશેદજી માણેકજીએ રોજ ૧ લો હોરમજદ માહ ૮ મો આવાં સને ૧૧૯૬ (તા. ૧ લી મે ૧૮૨૭) ને દીને એક પત્ર લખ્યો અને પગ વાલવાના સંબંધમાં તેઓની નાખુશી માટે દલગીરી દેખાડી લખ્યું કે[3] "જારે તંમુને કઇ માલમ નઇ હતુ તથા તંમુને કોઇ શમજાનાર નઇ હતા તાં શુધી જે કઇ જુના શરેશતો તંમો અનજાનમો ચલાવેઓ તેનુ ગુના જે કઇ થઓ હશે તે તો ખોદાતાલા માફ કરશે........તંમે શરવે કબુર કીધુ જે દીન ધરમનુ શબાબનુ કામ છે તે તો તમે કબુલ કરતા નથી ને પાછે કોલી તથા દુબલા લોકોની ઓશાલે તંમારા રૂવાનોને હજુરબી રજલાવા માગો છો તારે તંમારી માત[4] કરવાની હંમારે શું કામ છે. અગર હંમા પઇશો ખરચીએ ને તમો ગુના કરો તારે ઊલતો હંમુને શવાબને થેકાને ગુના લાગે. વાશતે ખબરદાર જો તમે જાણી જોઇને એ વાતની ધીલ કરશો તો આફતેકેશવર[5] જમીન ઉપર જે કઇ ગુના થાએ છે તે શરવે તમારી ગરદન ઉપર જાનજો ને તે તમે

---

(૧) ચો. ૧ ક, બા. ૭૮, પા. ૫૭.

(૨) આ પત્રની નકલ નથી પણ તેનો અંદરેથી જે જવાબ લખાયો છે તેમાં તેનો ઇસારો છે. (૩) ચો. ૧ ક, બા. ૮૩, પા. ૭૦.

(૪) કદાચ 'હીમાત' એટલે "હીમાયત" હોય, અથવા 'મદત' માટે ભુલથી લખાયો હોય. (૫) હફત કેશવર.

હવેથી પગ નઇ વાલશો તો કેઆમત શુધી તંમોને દોજખ ભોગવી પડશે. ......બીજા શરવે શેહેરમો આપરી વશતી છે તે શરવે મલીને પચાશ હજાર પાગડી છે તે શરવે પગ વાલે છે. ને જે કોઇ ચુરીગર છે તેબી પગ વાલે છે તે શુ આપરી દીન ધરમનુ કામ જાનતા નથી. પન તમો વીચારી જુવો જે ૫૦) હજાર [1] પાગડી છે તે મધે દશતુરો તા. મોબેદ તથા બેહેદીનો શરવે પગ વાલે છે તે પોતાના ધરમ રાખવા શારૂ કે શુ કરવા, તે કરતા એક નશારી-વાલા મોબેદ લોકો નશારીમો નથી પગ વાલના તે જાણી જોઇને જંહાંનમમો જાવાનુ કામ મમત ને લીધે પગડી બેહેથા છે તેમ શુ કઇ તમારે કરવુ છે.

"બીજુ તેજ નોશારીવાલા કેતલાએક મોબેધ તથા બેહેદીન મુબેઇમો તથા શ્રી શુરતમો તથા બીજા દેશાવરમો છે તે શરવે પગ વાલે છે ને કેતલાએક મોબેદો એ વાતની હત કરે છે તેબી હોકમ ખોદાનાથી હવે શમજવા લાગા છે તે આશતે આશતે પોતાની મમત મુકી દેશે ને એમ કરતા નઇ મુકે ને તે લોકોને દોજખ ભોખવાનુ [2] હશે તેને આપરે શુ કરીશુ ને કહાશ તંમેબી તંમારા રૂવાનોને તે લોકોની શાથે દોજુખમો રાખવા શરખુ કરવાનુ ચાતા હશો તો હંમે શું કરશુ તારે હંમારેથી તમારી કશી બરદાશ થાશે નઇ તે શત જાણજો. બીજુ તમો જાનશો જે પગ વાલાવામો કઇ ગુના હશે તો તે ગુના હંમારે શર જાનજો ને પગ વાલવાનુ શવાબ થાશે તે શરવેને મુબારક થાશે. હવે એથી તે હંમે તંમુને વતુ તે શુ લખીએ એ અંમે બજીદ થઇને તંમોને પગવાલવાનુ લખુ છે તે તંમે વીચારી જોજો જે તે મધે હંમુને શુ નફો છે. અગર એ કામ ગુનાનુ હતે તો અંમે શુ કરવા કરતે વાશતે આએ હંમારો કાગલ વાંચતાં વાર શરવ અનજુમન મલીને હંમારા લખેઆ પરમાણે કબુલ કરીને હંમુને જબાબ લખશો તારે હંમો આદરીઓન બાધવાનુ કામ શરવે ધારીઊ છે તે કરવા માંડીશુ નઇ તો હંધારૂને હંમે શાફ લખેલુ છે જે તંમારા કોઇનુ રૂવાનનુ કામ કરે નઇ ને ચોમાશા પછે શરવ પાછા આવશે."[3]

---

(૧) એ ઉપરથી દીસે છે કે આ ય. સ. ૧૮૨૭નાં સાલમાં આપણી પારસીના કુલે વસ્તી ૫૦૦૦૦) ની ધારવામાં આવતી હતી. જો એમાં નોસારીવાલાઓની આશરે ૪૦૬૬ ની પારસી વસ્તી નહીં ગણી હોય, તે ગણીએ તો કુલે પારસી વસ્તી ૫૦૦૦૦+૪૦૬૬=)૫૪૦૬૬ માણસની ગણાય. છેલ્લાં ૧૯૨૧ ના સેનસસ પ્રમાણે નૌસારીની પારસી વસતી ૪૦૬૬ ની હતી.

(૨) ભોગવવાનું. (૩) ચો. ૧ ક, બા. ૬૩, પા. ૭૦.

ઉપલેજ રોજે (રોજ ૧ માહ ૮ ૧૧૯૬ ય. ઝ.) ઉપલાજ દીવના ત્રણુ મોબેદો ઉપર કાગજ[1] લખે છે તેમાં પણુ તાકીદ કરેછે અને ઉપર મુજબ બેહેદીનોને સર્વ જણુાવાને તાકીદ કરે છે કે "તેનાએ અનજાનમો ગુના કીધા તે ખોદાતાલા માફ કરનારો છે પન હવે અમે શરવ કરીએ છે તેમ જો તેવોન નહી કરશે તો હકતેકેશવરના ગુના જે થાશે તે કામત[2] શુધી તેવોનનાં રૂવાનોના છુતકારો થાશે નઇ." મોબેદોને વધુ જણાવે છે કે એમ નહી અમલ કરનાર બહેદીનોને ત્યાંનુ રવાંનનું કીયા કામ કરવું નહી.

રોજ ૮ દેપાદર માહ ૮ આવા ૧૧૯૬ (તા. ૮ એપ્રીલ ૧૮૨૭) ને દીને ઉદવાડે દસ્તુર દોરાબજી બેહરાંમજી ઉપર કાગજ[3] લખતાં ખરશેદજી માણેકજી જણાવે છે કે દીવ ખાતે અસ્તામાં, અફરગાંન્યું, વંદીદાદનો પોઠો વીગેરે બીજો સામન મોકલવામાં આવ્યાં છે. પછી દીવવાલા બેહદીનોની ચાલ બાબે ફર્યાદ કરી ઉપલી તાકીદ માટે લખે છે અને તેમાં એ પગ વાલવાનાં કામને "આપરી દીન ધરમનુ કામ પેગમ્બર જરતોશતના કોલ પરમાણે દરૂશત ચાલે" તે માટેનું ગણે છે અને લખે છે કે "મોબેદોને તાકીદ લખજો જે ધમકી ધુમકી કરીને તથા હરેક તરે શમજાવીને કામ જરૂર કરાવશો તો બીજુ જે કઇ હુંમે તેની તરફ ધરમનુ કામ કરવા ધારીઉ છે તે શરવે બની આવશે નહી તો હમારૂં દીલ તુતી જાશે તો પછે એ લોકો હીનધુની મીશાલે રઇ જશે તે કઇ શારૂ નઇ."

આ સર્વ તાકીદનાં પરીણામ તરીકે દીવના ૧૫ સાહેબોની સહીનો કાગજ[4] રોજ ૨૮ મો માહ ૮ મો ૧૧૯૬ સંવંત ૧૮૮૩ (તા૦ ૨૮ મેહે ૧૮૨૭) નો આવ્યો, તેમાં પગવાલવાને કબુલ થાયા. એક મોબેદ અંધ્યારૂ માણેકજી સોરાબજી જે નાસારીનો હતો અને જે તેના વડવાથી દીવમાં રેહતો તે બજીદ થયો. તે કહેતો હતો જે "તંમુને મુશલમાન કીધા વાશતે હું બી મુશલમાન થઇ જાઉ? એવું ઘણું નાલાએક બોલે છે." તે કહેતો કે "નોશારીઆ પગ વાલશે તો તે દારે હુંબી પગ વાલશ."

(૧) ચો. ૧ ક, બા. ૯૪, પા. ૭૧. (૨) કેઆમત.

(૩) ચો. ૧ ક, બા. ૯૫, પા. ૭૨.

(૪) ચો. ૧ ક, બા. ૯૮, પા. ૭૪.

રોજ ૧૬ માહ ૧૦, ૧૧૯૮ ય. ઝ. સંવંત ૧૮૮૫ અશાદ શુદ ૧૩ (તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૨૯)[1] ને દીને વલસાડથી

૮. વલસાડ. દશતુર રૂશતમજી તથા ફરદુનજી કામદીનજી તથા બેહેદીન મોતાભાઈ શાપુરજી કામદીનજી વીગેરે ૧૦૦ જને પત્ર લખી જણાવ્યું કે તાંનું દખમું "ગણુ શેકશતે તથા તરકીદે થાઊ છે ......એ કામ મોહોટું હજારો રૂપીઆનું તંમો શાહેબો વીના કોઇ કરી શકે નઇ કાંએજે તંમો મુલક દર મુલક ઉપર શરદાર છેઓ......તમારા મશહુર નામ મુજબ રૂપીઆ કરી આપીને તાકીદે રવાના કરજો." આ પત્રમાં તેઓએ દખમું બાંધવાનો અડસતો રૂ. ૧૩૦૦૦) નો જણાવ્યો. એ પત્ર તેઓએ મોબેદ તેમુલજી માનેકજી તથા બેહેદીન જમશેજી જીજીભાઇ મારફતે હાથો હાથ મોકલ્યો હતો.

આ અરજીના સંબંધમાં એક હીલચાલ તા૦ ૧૨ મી આગસ્ત ૧૮૨૯[2] ને દીને ફરતાં કરેલાં ઉગરાંણાનાં લીસ્ટ ઉપરથી થઇ હતી. તે વખતે વાડીઆ નવરોજીએ "શમશત અંનજુમંનનાં નંમબરો" જોગું સરકયુલર કાહડીને વલશાડથી મોબેદ તેમુલજી માનેકજી અને બેહદીન જમશેદજી જીજીભાઇની[3] આવેલી સંવંત ૧૮૮૫ નાં આસાડ શુદ ૧૩ની અરજી જાહેર કીધી હતી કે જેમાં એ કામ માટે રૂ. ૧૩૦૦૦) નો ખર્ચ જણાવ્યો હતો અને રૂ. ૫૦૦૦) ભરાઇ ચુકેલા જણાવ્યા હતા, જેમાં રૂ. ૨૦૦૦) "શુરતની અંનજુમંનવાલાઓએ" અને રૂ. ૩૦૦૦) "મુમબઇ મધે પારશી રૂશતંમજી કાવશજી પટેલે" ભર્યા હતા. એ ફરતાં કરેલાં સરકયુલરમાં "શમશત મુમબઇની પંનચાતનાં ધરંમના પઇશા મધેથી રૂ. ૭૫૧) ભરેઆ" હતા અને બીજા જુદા જુદા ધણીઓએ ભરેઆ હતા. એ કુલે ભરાએલી રકમ (ઉપલા રૂ. ૫૦૦૦ ઉપ્રાંત) રૂ. ૬૬૫૫) ની થાઈ હતી. એ ભરાયલી રકમમાંથી રૂ. ૧૭૪૦ વસુલ થયા વગરનાં હતા, જે માટે જણાવ્યું હતું કે "કાંમ ચાલવાથી આપા કેહાથી."[4]

---

(૧) ચો. ૨, બા. ૧૦૩, પા. ૮૩.
(૨) ચો. ૧૫, બા. ૧૦૭, પા. ૧૫ (૩ જો ભાગ)
(૩) એટલે એઓ મારફતે હાથો હાથ આવેલી.
(૪) પછાડેના એક બાબની હકીકત ઉપરથી માલમ પડે છે કે વલસાડની અનજુમનના માહોમાહેનાં મતફેરને સબબે એ દખમાનું કામ તાણે પુરાઇને બંધ પડયું હતું, તે ૧૨) વરસ બાદ શને ૧૮૪૨ માં તમામ થયું.

## VI.
## પરચુરન બાબદો.

આ અરસામાં બનેલી કોઇંક બાબતો જે આગલ જણાવેલાં મોટાં મથાલાંઓ હેઠલ નહી આવતી, તેની આપણે અતરે નોંધ લઇશું.

૧. દખમામાંથી ગુજરેલો પુરૂષ જીવતો થવાનું ગુલબાન ઉઠાવનાર સામે પગલા લેવાનો વિચાર.

કોઇ કોઇ વાર અફવા ઉડતી કે દખમામાંથી કોઇ ગુજરેલો ધણી જીવતો બહાર આવ્યો છે. એવી એક અફવા આ અરસામાં ઉડી હતી. તે તા૦ ૧૩ અને ૧૮ મી આગસત ૧૮૨૬ ના ખરશેદજી માણેકજીનાં થાણાંની અનજુમન જોગા પત્ર[1] ઉપરથી માલમ પડે છે. એવું દીસે છે કે એક પારસી કાવજી માણેકજી વીરા જે થાનેનો હતો તેણે એવી અફવા ઉડારી હતી કે અત્રેનાં દખમામાંથી એક ગુજરેલો પારસી જીવતો થઇ બહાર નીકલ્યો છે. તા૦ ૧૨ મી ઓગસ્ત ૧૮૨૬ ને દીને એ ધણીને બોલાવીને પુછતાં તે સર્વ વાત નામુકર ગયો. તે ધણી થાંનેનો હતો અને તેને વધુ પુછપરછ માટે અત્રે થોભવા કહેવા છતાં તે થાને ચાલી ગયો. તેથી ત્યાંની અનજુમન ઉપર આ પત્ર લખવામાં આવ્યો કે " એ ધણી ઉપર શ્રી થાણાની અદાલત મધે રૂ. બેહે હજારની ફરીઆદી કરવી જે એ ધણી ગણા જનાની આગલ બોલેલો છે ને બોલીને હવે નામુકર જાએ છે વાશતે એ આદમીને પેદા કરી આપેતો હજુરથી એ ધણીને રૂા. ૫૦૦ ) થી ૧૦૦૦ ) શુધી એનામ આપીશુ. નઇતો એ ધણીને શું દરકાર જે હેવું જુતું બોલીને આપરા લોકોની રશવાઇ કીધી ને તે મરનારની હોરમત વગરે ( માટે ) બીજે શગો વાલો તથા બીજા પારશીઓ શ્રી થાને આવી ગેઆનુ ખરચ પાડો. વાશતે હાકેમની નજરમો થેરે તેતલો હેની પાશેથી દંડ લીએ અથવા હેને ચોકીમો વરશ છહ મઇના ચોકીમો રાખે નઇતો હાકમને ગમે તેવી બીજી શજા દીએ કાએજે અતરે શરવે તોપીવાલા લોકોને ખબર થઇ છે. તે લોકોને હેવું માલમ પડેછે જે દખમામોથી જે નીકલેછે તેને નશેશલાર મારી નાખે છે. તે વાશતે પેલો પારશી જમશેદજી ખરશેદજી દખમામોથી જીવતો નીકલેઓ છે ને શનતાતો ફરે છે એવું શરવ તોપીવાલા તથા બીજા લોકો બોલે છે......એ વાત કઇ આપરી દીન મધે ફરમાવીઊ નથી ને હમે નશેશલારથી ગણી તજવીજ કીધી તે વારે તે લોકો શોગન ઉપર શોગન ખાઇને

---

(૧) ચો. ૧ ક, બા. ૬૫ અને ૬૭.

બોલે છે જે એ વાત ખોતી છે ને હમોબી હમારી ઉમરથી શાબલી છે જે કોઇ જીવતો થએો નથી ને કોઇ નશેશલાએ મારી નાખેઆ નથી વાશતે એ કમબખતે પારશીએ શરવ લોકોને બેકાવા[1] છે તે શું કારણ. તે શાચું બોલે તો બેહેતર છે નઈતો અંમોએ થેરાવેઉ છે જે ઉપર તમોને લખીઉછે તે પરમાણે હેની ઉપર ફરીઆદી કરવી." એ પત્રમાં લખેછે કે "હંમોએ એ ધણીની ઉપર શોમવાર તા.૧૪મી અગોશ[2]ની દીને અતરે પોલીશ હાપ્રીશમો ફેરીઆદી કરવાના હતા તે વારે તે બારમી અગોશ શનવારને દને હંમે એ ધણીને કઇઉ જે વારૂં તમો શોમવાર શુધી રે.[3] તારે કઉ જે હા તઈઆર છેઉ..........પન હેના દીલમો ખોતારૂ હશે વાશતે તેજ દીને પાછલી રાતે જતો રઓ..........તમારી તરફ હા. હોરમજજી માણેકજી મેતા છે તેને તા. શંમશત પનચાતના તરફથી વકીલ થેરાવજો ને મુખતીઆર મધે મેરવાનજી હોરમજજી તથા પેશતનજી દાદાભાઇનુ નામ લખાવજો ને હમારી પાશેથી જે કઇ લખી મગાવો હોએ તે લખી મગાવીને હેની ઉપર ફેરીદી[4] કરીને હેનુ જામીન લેવા ગતે તો લેજો. બીજુ એ વાતની ફરીઆદી કીધા વગર આપરા લોકોની ઉપરથી એ બદનામી તલે નઇ તેવુ જાણીને હવે ફેરીઆદી તમારે તરફ કરવી પડે છે."[5]

---

(૧) બેહેકાવ્યા. (૨) ઓગસ્ત ૧૮૨૬. (૩) રેહો. (૪) ફરીઆદી.
(૫) ચો. ૧ ક, બા. ૬૭, પા. ૪૮. પારસી પ્રકાશ, વો. ૧, પા. ૨૦૦, એ બાબદનાં સંબંધમાં તા. ૭ મી ઓગસ્ત ૧૮૨૬ મુંબઇ સમાચાર (પા. ૫૧૯) માં "એક પારસીનું સજીવ થવું" એવે મથાળે એક બાબદ લખી છે કે જેમાં પારસી જમશેદજી ખરશેદજી પીરખાન નામના ૪૦) વરસની ઉમરના એક પુરૂષ માટેની અફવા આપી છે કે તે તા. ૭) મી જુન ૧૮૨૬ને દીને મરણ પામ્યો અને ૮ મીએ તેને દખમે ચહડાવ્યો અને પાંચ ૭ દહાડા રહી તેના ખેશીઓને જીવતો થવાની ખબર મલી હતી; પછી તા. ૨૮ મી જુલાઇએ તે થાણાંમાં છે એમ માલમ પડયું. અફવા ઉડી હતી કે લોકો કોઇ વહેમથી તેને મારી નાખે એવી ચીંતાથી તે છુપાય છે, તે ઉપરથી આ લખાણમાં તેને જણાવવા પારસી પંચાએતના સતાવાલાઓને આધારે આ લખાણમાં જણાવવામાં આવ્યું કે તેને ક્રીયા કરી સંસારમાં દાખલ કરવામાં આવશે. "એ પારશીમો અને બીજા પારશીઓમો કશો આંતરો રેહશે નહી, તે કરતાં એ પારશીની ધાશતી શારૂં પંચાતના શાહેબ લોકો ઘણો શારો બંદોબશત કરશે અને પારશીના ધરમ આચાર જે કાંઇ છે તે શરવને પરગટ કરી દેખાડશે જે અશલ ધાશની લોકોનાં શાંભલેઆમો આવે છે તે શરવ ખોટી છે તે શારૂં તેહનો દાખલો દેખાડશે જે હેવી વાતની ધાશતી કોઇને રેહશે નહી. તેહનું જાણવું એ જે કોઇ શમે હેવો બનાવ બને અને જે માંણુસ શજીવ થાએ તેહને નશાશાલાર અથવા બીજા કોઇ ને માલમ પડે ને તે શજીવ થાનારને મદદ કરીને બાહેર કાહાડી લાવે તે મદદ કરનારને રૂ. ૨૦૦) અંકે બસો પંચાતના ધરમના પઇશામોથી ઇનામ આપશે." પછી તા. ૧૪મી ઓગસ્ટ ૧૮૨૬ના મુંબઇ સમાચાર (પા. ૫૩૮) માં જણાવવામાં આવ્યું કે "તે ખબર નજીવી ઠરે અને ખોટી પડે હેવું દીસે છે."

શેઠ જમશેદજી બમનજી વાડીઆ તા. ૩૦ ઓગસ્ટ ૧૮૨૧ ને દીને ગુજરી ગયા ત્યારથી શેઠ ખરશેદજી માનેકજી પંચાએતના કામમાં ઘણો આગેવાન ભાગ લેતા હતા. તેવણ ગરીબોની અરજી સાંભલતા અને બને ત્યાં સુધી કજીઆનુ સમાધાન કરતા. તેવણ સરકયુલર કાહડતા, પત્રવેહવાર ચલાવતા વીગેરે. એવણ સાહેબે નઝદીક ૭ વરસ એ પ્રમાણે કામ કર્યું અને સને ૧૮૨૮ ની સેવટે નાદરૂસ્ત તબીએતને લીધે એ કામથી ફારેગ થવા માંગ્યું. ફરાંમજી કાવસજી અને જમશેદજી જીજીભાઇએ અરજ કરી કે તેવણે મેહરબાંની કરી થોડો વખત કામ ચાલુ રાખવું. તેમ તેવણે કર્યું. પણ નજદીક ૮ મહીના સુધી અવારનવાર તબીએત નાદરૂસ્ત ચાલતી રહેવાથી એવણે મે માસની શરૂઆતમાં વહાડયા નવરોજી તથા જમશેદજી જીજીભાઇને પંચાતના મોબેદ શાપુરદારૂ પાસે કહેવાડયું કે "હાલ હંમારી તબીએત દરૂશત રેતી નથી ને હંમારેથી પંચાતનું કાંમ નીપજતું નથી વાશતે મહેરબાંની કરીને એ કામ હરેક બીજા શાહેબને શાંફો."[1] તે ઉપરથી વહાડયા નવરોજી જમશેદજી તા૦ ૧૧ મી મે ૧૮૨૯ ને દીને એક સરકયુલર[2] કહાડી એ બાબદ સર્વ પંચાએતના સાહેબો હજુર રજુ કરી. તેમાં લખ્યું કે જે "આજ માશ ૮) થઆ હેનાંણી તબીએત બીગડેલી ચાલી જાએ છે ને હવે હેનાંણી જઇબી થાએ છે તેથી હેવંનથી એ કાંમ નહી બંને વાશતે આપરે હેનાંવોને થેઅંક[3] લખવી જે હેનાંવોએ પંચાતનાં કાંમો બામે ગંની તશદી લીધી છે."

૨. શેઠ ખરશેદજી માનેકજીનું આગેવાન કામથી ફારેગ થવું.

એ સરકયુલરમાં વહાડયા નવરોજી જમશેદજી એવણની જગ્યાએ ભાઇ જાંગીરભાઇ ફરાંમજી દાવરને એ કામ સોંફવાની સુચના કરે છે અને લખે છે કે "હરેક ગરીબ આદમીઓની અરજીઓ તા. બીજાં કાંમો જે કાંઈ હોએ તે હેનાંવો શાંભલે ને કાંઇ તેહવું કાંમ હોએ ને આપુંનને પુછુને ગરીબ આદમીઓનો નીકાલ કરી આપે કાએજે ગરીબ માંનશો પોતાનાં કાંમને વાતે ગંના અઠદાએઆ કરેચ."

એવણની જગ્યાએ જાંગીરભાઇ દાવરની નેમનુક.

---

(૧) ચો. ૩, બા. ૧૯, પા. ૧૪. (૨) એજ હવાલો.

(૩) Thanks, ઉપકાર.

આ નવી નેમણુંક બધા સાહેબો કબુલ રાખે છે. તેમ કરતાં જમશેદજી જીજીભાઇ મીનીટમાં લખે છે જે "દાવર ભાઇ જાંહાંગીરભાઇ ફરાંમજી પોતે મેમબર છે તે હરેક માતી બઇએર નો કજીઓ અથવા હરેક કટંમનો કજીઓ આવે તે જેવી રીતે એ ગરીબ લોકોનું શારૂં થાએ તેવી રીતે શંમાધાંન કરી આપે ને તે કરતાં કઇ તેહવું મોહતું કાંમ હોએ તે વાડીઆજી નવરોજજીની મશલતથી તથા વલી કંઇ કોઈને રજા બઇએર કરવાની તા. શદરો પેરાવાની તા. અશરવાદ શારવાની હેવું જારે મોહતું કાંમ નજર આવે તારે દાવર ભાઇ જાંહાગીરભાઇ જેમ કાંઇ ભાઇ શાહેબ ખરશેદજી માંણેકજી કાગજ કરીને શરકલ[1] શરવે મેમબરોમો ફેરવીને શરવેનો વીચાર એકતો આવતો તાહરે રજા આપતા તે મુજબ કરવું જે કાંમ માટે તશદી તો છે પંન જેમ કાંઇ હાલના વખતમો શારી રીતે ચાલતું આવેછે તે મુજબ ચલાવું ને વખત છે ને કદી કંઇ તેહવું મોહતું કાંમ ચાર શાહેબોને મલવીને કરવાનું હોએ તો શુખેથી પોતાની હાજીશમો બોલાવીને તેનો વીચાર કરવો."[2]

જો કે આ પ્રમાણે દાવર જાંગીરભાઈ ફરામજીની નેમણુંક થાઇ છે તોપણ હવે પછીનાં કોઈ પત્રવહેવાર ઉપર એવણની એખલી સહી જોવામાં આવતી નથી. એકાદ ઉપર વાડીઆ નવરોજી જમશેદજીની સાથે જોવામાં આવે છે. કેટલાંક કાગજ ઉપરતો વાડીઆ નવરોજી જમશેદજીની એખલાની સહી છે. તે ઉપરથી દીસે છે કે વાહડયા નવરોજી જમશેદજી પત્રવહેવાર ચલાવતા હશે અને દાવર જાંગીરભાઇ ફરાંમજી સાધારણ કજીઆ ચુકવતા હશે.

ખરશેદજી માણેકજી આગેવાન કામથી ફારેગ થયા હતા તો પણ તેવણ મેમબર તરીકે તો ચાલુ રહયા હતા. કોઇ વેલા અગતનુ કામ કરતા યા સરકયુલર કાહાડતા હતા. અગતનાં કામ વખતે એવણની ખાસ સલાહ લેવામાં આવતી. સંસારી ચુકાદાનાં સંબંધમાં એવણનાં મતને બીજા સાહેબો ઘણું વજણ આપતા. એવણ ઉપર પ્રમાણે ફારેગ થવા પછી પણ સને ૧૮૩૦ નાં સાલમાં એક સંસારી બાબદની સુનાવણી વેલાએ એવણ હાજર નહીં હતા તેથી મીટીંગ મુલતવી રાખવામાં આવી હતી.

---

(૧) સારકયુલર.

(૨) ચો. ૩, બા. ૨૫, પા. ૧૬.

પંચાએતના આ અકાબરનું તા. ૭ મી માર્ચ ૧૮૨૬ ને દીને નીપજેલું મરણ પંચાએતની તવારીખમાં એક અગતનો બનાવ

૩. શેઠ હોરમજી બમનજી વાડીઆનું મરણ.

ગણાયો છે. સબબ કે એવણ કોમમાં અને સરકાર દરબારમાં મોટું માન ધરાવતા હતા તેથી પંચાએત સાથના એવણનાં સંબંધે પંચાએતને કેટલુંક કૌવત અને સતા આપ્યાં હતાં. માણેકજી ખરશેદજી "The Parsee Panchayet" નામનાં પોતાનાં લખાંણો ( પત્ર ૮ ) માં લખે છે કે એવણનાં મરણ બાદ પંચાએતની સતા ગગરતી ગઈ. એવણ લખે છે કે 'Shortly after which (1823) one of the most distinguished of their leading members, Hormusjee Bomanjee Wadia, died, and from that time the Punchyat began to totter, till it broke down completely in 1836, through the irregularities of some of its members." આપણે હવે પછીના અરસાની તવારીખમાં જોઈશું કે શેઠ ફરાંમજી કાવશજી તા. ૩૧ મી માર્ચ ૧૮૩૦ ને દીને નવરોજી જમશેદજી વાડીઆ અને જમશેદજી જીજીભાઈ જોગાં પત્ર[1]માં પંચાએતના કોઇક લાસરીઆ કારોબાર માટે ફર્યાદ કરે છે કે "હવે ભાઇજી એ બાબે તથા બીજા એવાંજ ગનાંજ અનજુમંનનાં કામ વરશ ૩) થઆં ખરાંમાંમાં પરેઆં છે" વીગેરે. એવણનાં પત્રની તારીખથી આ ત્રણ વરસનો અરસો છે તે ઇ. ૧૮૨૭ નાં સાલનો અરસો છે કે જે વખતે શેઠ હોરમજી બમનજી વાડીઆ હક થાયા હતા. ત્યારે એવણનાં મરણથી પારસી પંચાએતનાં કામને અને સતાને કોઈ મજબુટ ફટકો લાગેલો દીસે છે.[2]

આગલ આપણે "પંચાએતની સતા સરકાર મારફતે મજબુત કરવા માટે સુરતના મોદીજીનો અત્રેની પંચાએત સાથે પત્ર વહેવાર" એવે મથાલે એક બાબદ જોઇ ગયા છીએ. તેમાં પણ મુંબઈવાલા સાહેબો વાડીઆજીના મરણને માટે દલગીરી બતાવે છે કે "હમારામો હેવા કામની વખતે બેશતી વાડીઆ હોરમજી બમનજીનો હમુને ઘનો ભરૂશો હતો ને ગની બંદોબશત કરવાની ઉમેદ હતી તે કામ પાડે તો વેલાએત શુધી લખીને હોકમ મંગાવે તે પન

(૧) ચો. ૬, બા. ૪૭, પા. ૩૫.

(૨) એવણે કામનાં ભલાં માટેનાં કરેલાં કામોમાં એક "એલાહી બાગ" નામનું મકાન હતું જે માંમાંદેવીનાં દહેરાંની સામે જરથોસ્તીઓને સરઅવસર પર વાપરવાને કાજે તેવણે બંધાવ્યું હતું.

આપરા લોકોનો દારો ફેરવાને વીલંબ હશે વ.શતે વાડીઆજી હોરમજજી બમનજી એકાએક બેશ મુકામ પોહુચા છે."

આ બાબમાં પછવાડે એક વધારો આપ્યો છે તેમાં પણ શેઠ વાડીઆજીના લાગવગની આપણે કાંઇક હકીકત જોઇએ છીએ અને તે વખતના અત્રેના જાણીતા યુરોપીઅન રહેવાસીઓની એવણ માટેના માનની લાગણીનો ઈસારો જોઈએ છીએ.

તા. ૩ જી અકટોબર ૧૮૨૬, રોજ ૧લો માહ ૧ લો ૧૧૯૬ ય. ઝ. નાં નવાં વરસને દીને પંચાએતનાં ફંડમાં મદદ માંગવા માટે એક મહેહનજર[1] બહાર પાડવામાં આવી હતી. એ વરસ પછી બીજાં પણ કેટલાંક વરસોમાં એમ મુકતાદને તાંકણે ફંડ માટે અરજ કરવાની મહેહનજર બહાર પાડવાની નોંધ મલે છે. આ વરસમાં પહેલી નોંધ દફતરે મલે છે તે મહેહનજરની હેઠળ જુદા જુદા ધણીઓનાં નામની નીચે તેઓએ આગળાં ચાર સાલ ભરેલી રકમો જણાવેલી છે, તે ઉપરથી માલમ પડે છે કે એમ મુકતાદ તાંકણે પંચાએતનાં ફંડમાં નાણું ભરાવાની કોઇ નાહની હીલચાલ સને ૧૮૨૨ ના સાલથી શરૂ થઇ હતી. ૧૮૨૪ નાં મુકતાદનું વર્ષ ત્રસ્તીઓની નેમનુક પછી પહેલું હતું. તે વખતે રૂ. ૭૨૪૬) ટીપમાં ભરાયા હતા. તેમાં રૂ. ૪૬૭૮) શેહેનશાહીની પતેતી તાંકણે અને રૂ. ૨૫૬૮) કદમીઓની પતેતીને તાંકણે ભરાયા હતા. હાલમાં પણ દર વરસે પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબો એવી મહેહનજર દર સાલ ફેરવે છે અને તે બહાર ગામનાં જરથોસ્તીઓને મદદ આપવા કાજે ફેરવે છે. પણ આ પહેલી નોંધવાલી મહેહનજર ઉપરથી માલમ પડે છે કે તે વખતે તો મુંબઇની પંચાએતનાં સામાન્ય ફંડ માટે એ મહેહનજર ફેરવવામાં આવતી હતી. આ પહેલી નોંધવાલી મહેહનજરમાં લખે છે કે "ગણી મુદત થાઇ આપરા લોકો શ્રી મુબાઇ મધે વશેઆ છે તે મધે આપરી પનચાતનુ ફન બહાર તરશતીઓ હાથ પડેઆથી માલુમ પડીઊ તે ગણો જુજબી છે ને આપરી પનચાતના ધરમ મધે આંમદરફ ગણી જુજબી છે ને ખરચ વદતો થાએ છે વલી તે વતરોગે હજી ધરમનાં કામ ગણા મોતા કરવાના રઆ છે તે મોતું ફંનદ થઆ

૪. મુકતાદ ટાંકણે પંચાએતનાં ફંડમાં નાણું ભરાવાની હીલચાલ.

(૧) ચો. ૨, બા. ૨, પા. ૫.

શવાએ તે ચીજ કઇ બનતી નથી ને તરત કઇ હંમણા તેવો વખત નથી જે મોતું ફંદ બની આવે પન આએ શેહેલમો જો બનાવા ચાહાશો તો કઇ વાર નથી ને બીજા ગણી કોમના લોકો પોતાના વેપાર ઉપરથી ચડાવીને પોતાના દીન ધરમનુ કામ કાડે છે તેવું કઇ આપડેથી બનતુ નથી ને મોતું ફનદ થઆથી આગલ જતા ગણી નેક કામ ધરમ બનશે ને આએ નવું વરશ શેરશાઇ લોકોનું બેઠું તે મુબારક હોજો ને જે શાહેબો પોતાની મુરાદ મુજબ આપરી પનચાતના ધરમ મધે ભરશે તે ધણીને એ શબાબ હાશીલ થાશે. એ નાણાં એકતુ કરીને આપરી પનચાતના તરેતીઓને હવાલે કરીશુ ને તેની પોચ શમાચાર મધે વીગતે શાથે છપાવીને જાહેર કરીશુ એજ અરજ." આ મહેહનજરમાં કુલ્લે રૂ. ૪૦૨૮ ) ભરાયા હતા.

**૫. બરમા ખાતે પારસી વસ્તી.**

તા. ૨૦-૫-૧૮૨૪[1] ની અનજુમનની મીંટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે ૧૮૨૪ ની ૧૨ ) વરસ આગમચ ( એટલે ૧૮૧૨ માં ) બરમાં ખાતે પારસીઓ ધંધાને ખાતર ગયા હતા. એ વરસની એ નોંધ છે પણ તેની આગમચ કયારથી જવા માંડેલું તે ચોકસ નથી.



## બાબ ૯ નો વધારો.

## જડજ સર એડવર્ડ વેસ્ટ અને તેવણ શાથ સંબંધમાં આવેલા આ અરસાના પારસી પંચાએતના કોઇક અકાબરો.

આ બાબમાં જણાવેલા રેકોરડર Sir Edward West ( ઇ. સ. ૧૭૮૨–૧૮૨૮), મુંબઇના આગલા રેકોરડર સર દબલ્યુ ઇવન્સ ( Sir W. Evans )

---

( ૧ ) ચો. ૫, બા. ૮, પા. ૭.

ના મરણુ બાદ, ૧૮૨૨ માં અત્રે રેકોરડર[1] નેમાઇ આવ્યા હતા. તેવણુ અત્રે પોતાના શુધ ઇનસાફથી જાણીતા અને માનીતા થયા હતા અને એવા ઇનસાફી સ્વભાવને લીધે તેવણુને East India Co. સાથે મતફેર ઉઠયો હતો. અત્રે યુનીવરસીટી સ્થાપાઇ તે આગમચના કોઇ સ્કોલરો જેઓ ' West Scholar " તરીકે જણાયલા હતા, તેઓ આ જડજની યાદમાં સ્થાપાયલાં ફંડમાંથી સ્કોલરશીપ ભોગવનારા સ્કોલરો હતા. વાડીઆજી હોરમજી બમનજી જેવણુને પંચાએતના એક કામ માટે આ જજે તેડાવવાની બાબત આ બાબ ( પા. ૨૮૫-૮૬ ) માં આપી છે તેવણુ માટે અને લીમજી કાવશજી બનાજી વીગેરે માટે આપણુને કેટલીક હકીકત "Bombay in the Days of George IV, Memoirs of Sir Edward West, Chief Justice of the King's Court, during its conflict with the East India Company, by F. Dawtrey Drewitt," (1907) નામના પુસ્તક પરથી મલે છે કે જે પુસ્તક તેના કર્તાએ લેડી વેસ્ટની રોજીંદી નોંધ ( Diary ) ના આધારે અને બીજાં સાધનો ઉપરથી લખ્યું છે. આ બાબમાં આપણે ઉપર જોયું કે આ રેકરડરે હોરમસજી બમનજી વાડીઆને માકાં નામની ચીની બાબદમાં પોતાને મલવા તેડાવ્યા હતા. ઉપલી ચોપડી ઉપરથી દીસે છે કે એ વાડીઆજી અને આ રેકરડર વચ્ચે કાંઇક ધાડી પીછાણુ હતી. આ ચોપડી પ્રમાણે તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૨૩ ને દીને આ જડજ હોરમજી વાડીઆને ત્યાં તેવણુના છોકરા અને છોકરીની શાદીમાં પણુ હાજર થયા હતા. એ લગનની નોંધ જેમ એ ચોપડીમાં આપી છે તેમ આપુ છું, એ સબબ કે તે આશરે ૧૦૦ ) વરસ પરના એક પારસી શેઠયાને ત્યાના લગનના મહેમારનો કાંઇક ખ્યાલ આપે છે :—

---

( ૧ ) હાલમાં હાઇ કોર્ટમાં જે ઓધ્ધો " જડજ " તરીકે ભોગવાય છે તે ઓધ્ધો ગઇ સદીની શરૂઆતમાં રેકરડરને નામથી જણાયલો હતો. સર્વથી પેહલા મુંબઇના રેકરડર મેકીનતોશ ( Sir James Mackintosh ) હતા કે જેવણે Bombay Branch Royal Asiatic Society સ્થાપી હતી. તેવણુ તે વખતની East India Co. ના કારોબારથા કાંઇક કંતાલી ૧૮૧૧ માં ઇંગ્લંડ રીટાયર થયા હતા. તેવણુ પછી Sir Alexander Austruther ૧૮૧૨ માં આવ્યા. ઇ. સ. ૧૮૧૯ માં થાયલાં તેવણુના મરણુ બાદ Sir William Evans ૧૮૨૦ માં આવ્યા. ૧૮૨૧ માં તેવણુ અત્રે મરણુ પામ્યા અને તેવણુની જગ્યાએ ઉપલા Edward West અત્રે આવ્યા.

" Feb. 19 (1828). We went to the marriage of Hormagee Bomangee's son and daughter to their first cousins. The Brides were 6 and the Bridegrooms 11. They were all loaded with magnificent Pearls anp Precious stones, each Pair seated on a Couch with a cloth between them which was held up till some Prayers were said and some Cotton wound round them, and some herb tied round their wrists, then the Curtain was withdrawn and the little creatures saw each other. The mothers were there all splendidly attired within a railing. The Priests mumbled some Prayers, and strewed them with Rice, and burnt Incense. Afterwards they were *carried* and put upon Horses magnificently caparisoned, and led all round the Town with thousands of lamps and multitudes of People. We afterwards ascended to be showered with otto of Roses, eat cake and drink wine." (pp. 48–49).

આ હોરમજી બમનજી વાડીઆને માટે એ પુસ્તક લખનાર ફુટ નોટમાં " A philanthropic Parsee" (p. 48) અને "An enlightened and philanthropic Parsee merchant. (p. 178, note 2) એમ બોલે છે. લેડી વેસ્ટની ઉપલી નોંધની એક બીજી ફુટ નોટમાં એ પુસ્તક લખનાર વાડીઆજી માટે લખે છે કે— " One of the most worthy and intelligent Parsee merchants, whose family had been distinguished for talents and integrity, as well as for wealth" (p. 253, note 2). બીજે ઠેકાણે " A Parsee distinguished for his talents, integrity, and personal influence in Bombay" એ પ્રમાણે લખે છે (p. 51, note 5.). લેડી વેસ્ટ પોતાની Corler (કુરલા)ની મુલાકાતના વર્ણનમાં પણ હોરમસજી વાડીઆનો ઇસારો કરે છે.

હોરમજી વાડીઆના મરણ બાબે લેડી વેસ્ટ તા. ૮ મી ફેબરવારી ૧૮૨૬ ની હકીકતમાં લખે છે કે—

" We have just heard of poor Hormajee Bomanjee's death. He will be much regretted by all the Parsees, and indeed I believe by most of the natives, as he was a very kind and good man (p. 253)."

તા. ૯ મી ફેબરવારી (૧૮૨૬) ની હકીકતમાં લખે છે કે " Edward went at 5 o'clock to poor Hormajee Bomanjee's House to sit half-an-hour with the Family, which they consider as the very great compliment, and the sons gave Edward a letter, written just before his death,

of thanks, and hopes that Edward would still be kind to his Family, and full of gratitude to Sir Charles Forbes." (p. 253). ૧

આ પુસ્તકમાં તે વખતના પારસીઓના સંબંધમાં કોઈ છુટી છવાઇ જાણવાજોગ હકીકત મલે છે. દાખલા તરીકે, એ ચોપડીમાં તે વખતની પંચાએતના બીજા અકાબર ખરશેદજી માણેકજી અને મુંબઇ સરકાર વચ્ચેના એક ચોખાના વેપારી (a rice merchant) તરીકેના એવણના મોટા કેસની પણ વીગત આપી છે કે જે કેસ એપ્રીલ ૧૮૨૩માં તે જડજે ચુકાવ્યો હતો. તેમાં એ જડજ ખરશેદજી માણેકજી માટે "a most faithful and zealous servant" તરીકે બોલે છે (પા. ૬૧). જો કે એ જડજે એવણને ઇનશાફ આપ્યો હતો તોપણ માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન એ કેસ પ્રીવી કાઉનશીલ હજુર લઇ ગયો હતો, પણ આખરે કમપનીના દીરેકતરોએ ઊવેસ્ટનો ચુકાદો બહાલ રાખયો હતો અને અરજી ખેંચી લેવાઇ હતી.

લેડી વેસ્ટની નોટ પ્રમાણે એ જડજના ઉપલા ચુકાદાથી લોકો ઘણા ખુશી થયા હતા. તેણી તા. ૧-૫-૧૮૨૩માં લખે છે કે "Edward decided a most interesting case.........He ought to be popular with all People. He is so active and kind to their interests. I believe the natives feel it already. So says Hormajee." (P. 51)

એક બીજા દાખલા તરીકે લેડી વેસ્ટના જર્નલ (Journal) માં તા. ૬ થી સપટેમબર ૧૮૨૬ની નોંધ છે કે તેઓ એ દીવસે લીમજી કાવજીએ આપેલા બૉલ અને ખાણું (a Ball and Supper) માં તેઓ ગયા હતા. તે

---

(૧) આ લખનાર હોરમજી વાડીઆના મરણનો મહીનો ફેબરવારી જણાવે છે કે તે તા. ૮ મી ફેબરવારીએ તેવણના કુટુંબને દીલાસો આપયાની મુલાકાતે ગયો હતો, એટલે ત્યારે એ ઉઠમણાનો દીવસ દીસે છે અને ત્યારે મરણનો દીવસ એના જણાવવા પ્રમાણે તા. ૭ મી ફેબરવારીનો આવે. પણ પારસી પ્રકાશ એવણના મરણનો દીવસ તા. ૭ મી માર્ચ ૧૮૨૬ નો જણાવે છે. આ એક મહીનાના ફરક માટે મેં એવણના કુટુંબના હાલના એક વારસ મી. રતનજી અરદેશર વાડીઆથી પુછપરછ કરતાં માલમ પડે છે કે લેડી વેસ્ટની નોંધમાં માસની ભુલ થાઇ છે. મરનારની બાજ પણ તેવણના વારેસો રોજ ૬ થો માહ ૬ થો શેહનશાહી ને દીને કરે છે. ત્યારે ૧૮૨૬ ના સાલમાં એ રોજ માહ માર્ચ માસમાં પડતો હતો અને નહી કે ફેબરવારીમાં.

માટે તે લેડી લખે છે કે " It was a pretty and amusing sight—so many Natives, a beautiful House, well lighted, and most excellent Supper for 300 People..... Edward gave the Host's health, and christened the house "Claremont"[1] and gave the Governor's health. It appeared to go off uncommonly well, every one extremely amused, and the Natives always polite and really well bred." (P. 258.)

---

(૧) આ Claremont બંગલા માટે અત્રેના પોસ્ટ માસ્તરથી પુછપરછ કરતાં તેઓ પોતાના તા. ૨૧-૬-૨૭ ના પત્રમાં લખે છે એ નામનો બંગલો વાલકેશ્વર વીન્ટર રોડ ( Winter Road, Malabar Hill ) ઉપર આવ્યો છે.

# બાબ ૧૦ મો.

## તા. ૧૨ મી મે ૧૮૨૯ થી ૧૫ મી જુન ૧૮૩૬.

આ બાબ માટે આ અરસાની મુદતની હદ ૧૮૩૬ના સાલ સુધીની રાખી છે કે જ્યારે તે વખતના પંચાએતના આગેવાન અકાબરો શેઠો નવરોજી જમશેદજી વાડીઆ અને ફ્રરાંમજી કાવશજીએ પંચાએતના કારોબારથી છુટા થવાને જણાવ્યું હતું. ખરશેદજી માનેકજીએ તો આગલા બાબમાં જણાવવા પ્રમાણે પહેલે ૧૮૨૯માં ફારેગ થવા જણાવ્યું હતું પણ તે છતાં તે પછીથી કાંઇક કામ કરતા રહયા હતા. પણ આ અરસાની સેવટે તેવણ સેવટના ફારેગ થયા.

આ બાબમાં નીચલાં મથાલાં હેઠલ જુદી જુદી અગતની બાબદો રજુ કરવામાં આવી છેઃ —

I. પંચાએતનો કારોબાર, સતા, આમદાની, ખર્ચ, હીસાબ વીગેરે.
II. સંસારી બાબદો.
III. ધર્મ સંબંધી બાબદો.
IV. સરકાર દરબાર, વારસા, હીસ્સા, વીગેરે.
V. મોબેદ, બેહદીન વચ્ચેનાં લગન.
VI. દસ્તુર, મોબેદો.
VII. દખમા, નશેશાલાર વીગેરે.
VIII. પારસી પનચાએતે બહારની અનજુમનોને મદદ કરવી.
IX. આતશબેહરાંમ, દરેહમેહરો, વીગેરે.
X. પરચુટણ બાબદો.
XI. શેઠો નવરોજી જમશેદજી વાડીઆ અને ફ્રરાંમજી કાવશજીના રાજીનામા, અને શેઠ ખરશેદજી માનેકજીનું સેવટનું પંચાએતના કામથી ફારેગથવું.

### I.

### પંચાએતની સતા, કારોબાર, આમદાની, ખરચ, હીસાબ વીગેરેની બાબદ.

આ અરસામાં એક સરકયુલર[1] બહાર પાડવામાં આવ્યો કે જે ઉપર

(૧) ચા. ૧૩, બા ૬૧, પા. ૭૬, તથા ચા. ૧૦, બા. ૨૬, પા. ૨૭,

તારીખ નથી પણ તેની આગલ પાછલના સરક્યુલરો ઉપરથી માલુમ પડે છે કે તે આ અરસાનો અને ઇ. સને ૧૮૩૩ ના સાલનો એક સરક્યુલર છે. “ શરવે શાહેબોના નામ લખેઆ છે તે શાહેબોને માલુમ થાએ જે,” એ પ્રમાણે તે શરૂ કીધો છે પણ તેની એ નકલમાં એ નામો આપ્યાં નથી. એ સરક્યુલર નીચલી બે બાબદો માટે અગતનો છેઃ —

(ક) પંચાએતનાં ૧૮ મેમબરોમાંની ખાલી પડેલી જગ્યા પુરવાની બાબદ.

(ખ) સુપરીમ કોર્ટના વડા જડજ તરફથી કોમની સંસારી બાબદોનાં ચોક્કશ બંદોબસ્તો ઘડવાની સુચના કે જેથી ઇનશાફનાં કામમાં મદદ થાય.

(ક) પહેલી બાબદનાં સંબંધમાં લખે છે કે “ આપરામો અશલ શરેશતો છે જે જારે કઇ આપરી એક બીજાની કબીલામો કઈ કજીઓ થાએ છે તારે આપરી શમશત પનચાતના બેશનાવોને પાશે ફરીઆદ થાઇએચ તારે તે શાહેબ લોકો પોતાની હેમજાતનું કામ જાનીને વગર ખરચે પોતાનુ કાંમકાજ મુકીને જેવી જેની હકીગતને જેવા જેના શાહેદ તે પરમાણે ગેહેર-મેહે શમજાવીને માદી વાલે છે નહીતો શમશત પનચાત મેલવીને ફેશલો કરી આપે છે બાજી[1] વખતે તેવુંજ મોતુ કાંમ પડે છે તારે શમશત અનજુમન મલીને તેના શાહેદ ગોવાઇ તપાશીને જે તેનાવોની નજરમા આવે છે તે પરમાણે તે ચુકાવી આપે છે તે પરમાણે આપરે શરવે આપરે અશલથી કબુલ રાખતા આવીએચ વાશતે હવે અશલ પનચાતના બેશનારા આશામી ૧૮ હની તે મધે કેતલાએક શાહેબો ગુજરી ગીઆ છે વાશતે હવે કેતલી આશામી પનચાતને થેરાવીએ તેના નાંમ તંમારી નજરમા થેરે તે લખી જણાવજો ને તે ઘણી ગુજરે તારે તેનાને થેકાને બીજા શી રીતે પનચાતના મેમ્બર કરીએ તેની આદાશ લીખી મોકલજો ને હવે પછે પનચાતના બેશનારા જે કઇ ચુકવે તે આપરે શરવને અશલ શરેશતા માફક કબુલ રાખવુ કે તે મધે કાઇ ફેરફાર તમારી નજરમો થેરે તે લખી મોકલજો.” આ બાબદના સંબંધમાં સેવટે શું સંખ્યા ઠેડવી તે માલમ પડતું નથી.

૧. પંચાએતના ૧૮ મેમબરોમાની ખાલી જગ્યા પુરવાની બાબત.

---

(૧) કેટલીક વખત.

(ખ) ઉપલાં સરકયુલરમાં[1] સંસારી બાબદોના બંદોબસ્તો કરવા કાજે નીચે પ્રમાણે લખે છે "આપરી શુપરીમ કોરતના ચીપ જશતીશ શર હરબત કાપતને ગની તાકીદ કરીને આપરી પંચાતના બેશનારા શાહેબ લોકોને ફરમાવીઉ છે જે બીજુ શર કોમના ધરમ શાશતરના તા. બીજી ચાલ ચલનના બંધોબશત અસલથી લખી રાખેલા છે ને તંમારા લોકોના દીનધરમના તા. ચાલચલનના બાબદના કઇ અસલથી કઇ બંધોબશ લખી રાખેલા નથી વાશતે હવે પછી તંમારા ધરમ શાશતર બાબદના તા. તમારી કોમના ચાલચલનના શરેશતો શું છે તા. તંમારા લોકોના વારશો શી રીતે પોચે છે તે બાબદ જો હવેથી તંમારો બંધોબશ લખી રાખશો નઇ તો હવે પછી જારે કોઈ તંમારા લોકોનો હેવી બાબદના કજીઆ કોરતમા આવશે તેવારે હંમે અંગરેજી શરેશતા પરમાણે ઈનશાફ કરીશુ તારે તંમારા લોકો કઇ તંમારા શરેશતાની વાતો કરશે તે કઇ કોરતમા જરજ શાહેબ શાભલશે નઇ તારે તંમુને ગણો માથુ લાગશે તેથી જે કઇ તંમારો શરેશતો હોએ તેનું બંધોબશત લખીને આપશો તો હું શ્રી વેક્ષાત લખીને તંમારો થેરાવેલો બંધોબશત તેનુ તંમોને લાહા થેરાવી આપશ. તારે જે કોરતના જે જરજ હશે તા. જુશતીશ કરનાર શાહેબ લોકો હશે તે તંમારા બંધોબશત પરમાણે તંમારો ઇનશાફ કરી આપશે તારે તંમારા લોકોને કોરતમો જઇને હજારો રૂપીઆ ખરાબ થાવુ પડશે નઇ વાશતે હવે આપુને આપરા બંધોબશ લખી આપવાની ગની જરૂર પડી છે. તે બંધોબશતની વીગત છે.

૨. સુપ્રીમ કોર્ટના વડા જડજ સર હરબર્ટ કેમ્પટન તરફની સંસારી બદોબસ્તો ઘડવાની સુચના.

"૧. પરથમ એ જે આપરા છોકરાનુ નામજંદ કરીએ તારે પછી આદરની કરીએ છે તાર પછી લગન કરીએ છે તેનુ ખરચ ગનુ થાએ છે. હવે પછી ઊપલા કારણુશર ખરચ ઓછો કરવાનું બંધોબશતની આદાશ લખી મોકલજો.

"૨ બીજુ આપણુમો કોઇ શકશ પોતાનુ વશીએતનામુ કીધા વગર ગુજરે છે તારે તેના વારશે વેચી લેવા બાબનો કજીઓ પડે છે તે બાબદનો

(૧) ચો. ૧૩, બા. ૪૧, પા. ૩૬.

બંધોબશત લખી જણાવજો જે હવે પછી કોઇને કોરત જાવું પડે નઈ તેવી આદાશ લખી મોકલજો.

"૩. તરીજુ એ જે આપણા લોકો રૂવાન પછવાડે ખરચ ગણો કરે છે. વાશતે હવે પછી આપરી દીનમો જે કઇ ફરમાવેલુ છે તેથી કોઈ વદતો ખરચ કરે નઇ તેની આદાશ લખી જણાવજો.

"૪. ચોથુ એ જે આપરામો શેજમો મરદ અશતરીની શાથે મીનાકીશો પડે છે તારે મરદ અશતરીને ગના વરશ શુધી બોલાવતો નથી તારે તે અશતરી બીજુ ગેર કરવા માગે છે તા. બઇરી મરદને ગેહેર જતી નહી હોએ તેના શબબથી મરદ બીજી બઇરી કરવાની રજા માગે છે ને કેતલાએક શખશો પરદેશ ગણા વરશ રઇને પોતાની અશતરીને કઇ ખોરાકી પોશાકીનુ કઇ પોચારતુ નઇ તારે તે ઓરત બીજુ ગેહેર કરવાને રજા માગે છે. એ બાબદમો તમારા વીચારમો શું થેરે છે તેનુ બંધોબશતી આદાશત લખીને જણાવજો.

"બીજુ હંમારી અરજ એ છે જે ઉપલી બાબદોનો જે કઇ હંમારી નજરમો આવે છે તેની આદાશ હંમારા તરફથી લખવા માડી છે તે તઇઆર કરીએ છઇએ પન તેતલામો તંમારી નજરમો શુ થેરે છે તે લખીને જાહેર કરશો તારે તે શરવે આપરે તપાશી જોઇને તેમા જે કઈ આપરા કામની હશે તે આપરા રીગલીશનની ચોપરીઓ છપાવીને શરવેને ગેહેર અપાવીશુ ને ગરીબ લોકોને વાચી શંભલાવીશું તારે શરવે કોઇ પાધરે મારગે ચાલશે ને આપરા લોકોમો જે કઇ મીનાકીશોનો ફીશાદ હશે તે શરવે તલી જાશે તે શત જાણજો."

**૩. પંચાએતને સતા આપવાના સંબંધમાં મી. ફ્રેનસીસ વોરડનનો પત્ર.**

આપણે આગલા બાબમાં જોયું કે પંચાએતના સાહેબો કોમનાં ભલાં અર્થે પોતાની સતા કોઇ રીતે સરકાર મારફતે મજબુત થાય તે માટે કોશેશ કરતા હતા. એ બાબદમાં પંચાએત-વાલા સાહેબોનાં માંગત્રાથી મુંબઇની સરકારે કેટલોક વીચાર કર્યો હતો. એ બાબે જમશેદજી જીજીભાઇ પોતાની ખોલાશેએ પંનચાતમાં લખે છે કે[1] તેઓની નજરમાં આવ્યું કે "પંનચાતવાલાને કશો અખતેઆર આપવાનો ધારો બાંધી આપવાને

(૧) ખો. પં. પા. ૨૪૦-૪૨.

અડચંન જેહેવું નજર આવે છે અને કધી બાંધી આપે તો કોરટનાં વકીલ બારેશટરોને ખાધાનો ખોરાક થાએ છે તેહેવું શંમજીને મોકુફ રાખેઉં છે—હેવું લખીને શ્રી મુમબઈની શરકારે શને ૧૮૨૧ નાં મેંએ મહીનાંમો ૧ ) કાગજ શ્રી ઇંગલંડ લખઓ તેઆરે તેહેનો જવાબ શ્રી ઇંગલંડથી મુમબઈની ગવરમેંનટ ઉપર આવેઓ કે તમોએ જે કાંઇ ઠરાવેઉં છે તે દરૂશત છે. હવે એ બીનાં મીશતર ફ્રાંનશીશ વારડીન કે જે ધણી મુમબઈ મધે તે દાહડા ઉપર ગવરમેંનટનો શેકરેટારી હતો તે ધણીને શ્રી ઇંગલંડમો પાદશાહની તરફથી નાંમદાર ઇશટ ઇનિડીઆ કંમપનીને શ્રી હીનદોશતાંનનો કારભાર ચલાવવા શારૂં નવી ચાટર અથવા નવો પટો કરી આપની વખતે શરવેનો હેવાલ પુછવા શારૂ એક કેમેટી ઠરાવી હતી તે કેમેટીવાલાએ કેટલાએક શવાલો શ્રી મુમબઈ બાબે પુછેઆ હતા તેહેનાં જવાબમો તા. ૩૦ મી એપરેલ શને ૧૮૩૨ ને દંને મીશતર વારદીને શ્રી ઇંગલંડ મધે લખી આપેઉ છે. તે મધેનાં ૩૫ ) માં ફકરા મધે એ બાબે વીશતારીને લખેઉં છે. તેહેની અશલ અંગરેજી એબારત તેહેનાં ગુજરાતી તરજુમાં શુધાં વાંચનારા શાહેબોને વાકેફ કરવા શારૂ હેઠલ છાપી પરગટ કરી છે."[1]

આ પત્ર પ્રમાણે, જોકે ઇંગ્લંડની કોર્ટ ઓફ ડીરેકટર્સની કાંઈક મરજી હતી તે છતાં મુંબઇની સરકારે પંચાએતને સતા નહી આપવાના કેટલાક સબબો નીચે પ્રમાણે જણાવ્યા :—

૧. કોમની વસ્તી વધતી ગઇ અને તેઓમાં દોલતમંદોની સંખ્યા પણ વધતી ગઇ અને સ્વતંત્રતાનો ખ્યાલ વધુ આવતો ગયો. વળી નવા થયલા તવંગરો પોતાની મરજી પ્રમાણે રહેવા અને ખર્ચ કરવા માંગતા હતા.

૨. જાણીતાં આગેવાન કુટુંબો વચ્ચે આગલો સારો સંબંધ ( good understanding ) રહયો નહી.

૩. પંચાએતના કારોબાર માટે વાંધો લેવાય નહી એવા સારા બંદોબસ્તો ( unexceptionable body of regulations ) ઘડવાનું ઘણું મુશકેલ હતું.

૪. તેઓ સરકારી અદાલત ( Recorder's Court ) ની તરફ પોતાની માનીતી પંચાએત તરીકે જોવા લાગ્યા હતા.

---

( ૧ ) એ એબારત આગલ પાને ૧૬૭, ૫૮ નોટ ૧ માં આપી છે.

**એવું દીસે છે કે એ અરસામાં હવે જમશેદજી જીજીભાઇ પંચાએતનો હીસાબ રાખતા હતા અને ખરશેદજી માણેકજી ખર્ચ બાબે**

૪. પંચાએતના હીસાબની કોઇ રીતીની હકીકત (ક) આવક ઉપરાંત ખરચ વધુ નહીં કરવા માટે તાકીદ.

ચારે ત્રસ્ટીઓની સહીઓ લઇ ખર્ચનો વહીવત કરતા હતા. તે વખતે પંચાએતના મેહુતા અરદેશર નામના હતા. તા. ૨ જી ઓગસ્ત સને ૧૮૩૨[1] ને દીને જમશેદજી જીજીભાઇએ "શ્રી પંચાતનાં અકબરો શાહેબની શેવામો" એવી શરૂઆત સાથે આગલા વરશનો (સંવંત ૧૮૮૭નો) હીસાબ છપાવા કાજે તૈયાર કરી ફરતો કીધો. તેવણે તે પેહલે ખરશેદજી માણેકજી ઉપર એક ચીઠી સાથે મોકલ્યો જેમાં જણાવ્યું કે "પંચાતનાં ખરચ બાબે ખુબ તપાશવું ને જે કંઇ જરૂરીએત હોએ તેજકરવું શજાવાર છે. નહીંતો થોડા વરશ પછી શરવે પુંજી ગશડાઇ જાશે." ખરશેદજી માણેકજીએ તા. ૧૦ મી ઓગસ્ત ૧૮૩૨ ને દીને પત્ર લખી કેટલોક ખુલાશો કીધો અને જણાવ્યું કે "હોકંમ ખોદાનાંથી અશલ પુંજી કંઇ ગશડાઇ જાનાંર નથી બલકે વધશે તે કરતાં જે ખરચ થાએ છે તે તંમારા તરશતીઓની શહીઓ વગર કાંઇ થાતો નથી." એ શાલના કોઇક વધુ ખર્ચ માટે એવણ લંબાણથી હકીકત આપી કેટલોક ખુલાસો કરે છે.

ખરશેદજી માણેકજીના ખુલાસાનાં પત્રમાં એક બાબદ આપણું ખાસ ધ્યાંન ખેંચે છે જેમાં લખે છે કે "તંમે હીશાબનાં મથાલા ઉપર શેનશાહી તથા કદમી લખા છે તે બાબદ તો આપડે હર વખત તકરાર કરીએ છે તે વાશતે હશાબ છપાવતી વખતે શંવન ૧૮૮૭નાં આશો વદ ૦) શુકરે તા. ૪ ઠી નવેમબર શંને ૧૮૩૨ અંગરેજી કરીને લખજો જે રોજ માહા બાબદ આપડે એક બીજામો કંઇ બોલવું પડે નહી વાશતે જારે છપાવો તારે ફરવીને છપાવજો." એ ઉપરથી દીસે છે કે આ અરસામાં કદમી અને શેહનશાહીઓ વચ્ચે મતફેરની જે ચીંગારીઓ ઉડવા માંડી હતી તેની આ એક ગવાહી છે. એ બાબે ફરાંમજી કાવસજી પોતાની

(ખ) કદમા શેહનશાહીનો રોજ માહનો મતફેર તાલવા અંગ્રેજી તારીખ હીસાબમાં વાપરવી.

---

(૧) ચે. ૮, બા. ૩૦, પા. ૨૫, તથા ચો. ૨, બા. ૨૩૨, પા. ૧૮૩.

મીનીટમાં[1] લખે છે કે "આપરે એક બીજા શાથે કઇ બોલવુ પરે નઇ વાશતે જારે છપાવે તારે ફેરવીને છપાવજો ............. હવે હર વખતે આપરી ખુશીમા આવેચ તેમ આપરે લખીએચ તે કઇ ગતે નઇ જે કઇ આગલથી લખતાં આવેઆચ તેજ લખશુ તેમ નહીતો શોખેથી હીનદુ તા. અંગરેજી તારીકનુ જે કોને બોલવું પરેજ નઇ."

(ગ) જમશેદજી જીજીભાઈએ હીસાબ ફરતો કરવો.

જમશેદજી જીજીભાઇ તા. ૧૪ મી અકતોબર ૧૮૩૪[2] ને દીને એક સરકયુલર કહાડી સર્વ સાહેબોને જણાવે છે કે "પંચાતનો હીશાબ ગીએ વરશનો તપાશીને નકી કીધો છે તે તપાશીને શહી કરી તરત હવાલે કરજો જે છપાવીને પરગટ કરાવીએ." એ ૧૮૩૪ નાં સાલમાં દીવાલી ૨ જી નવેમબરના દીને પડી સંવંત ૧૮૯૧ નું શાલ શરૂ થયું હતું. ત્યારે આ સરકયુલરનું શાલ સંવંત ૧૮૯૦ નું હતું અને હીશાબ સંવત ૧૮૮૯નાં શાલનો હતો, એટલે આગલાં વરશના હીસાબને છપાવવા માટે તૈયાર કરતાં નજદીક એક વરસ થયું હતું.

એ વખતે પંચાએતનું નાણું આગલ જણાવ્યું તેમ રેમીંગટન કુા.માં રહેતું હતું તેથી એ કુા. વાલાઓએ તા. ૨૯ આગસ્ત ૧૮૩૪[3] ને દીને પોતાને ત્યાંના હીસાબની નકલ એ સાહેબોને મોકલી આપી હતી અને હીસાબ બરાબર છે કે તે તપાસી જાણુવા માંગ્યું હતું. પછી તા. ૪ અકતોબર ૧૮૩૪[4] ને દીને એ સાહેબોએ પત્ર લખી હીશાબ બરાબર છે એમ જણાવ્યું.

(ઘ) ૧૮૩૪ થી થોડુંક નાણું એકાઊનટન્ટ-જેનરલને ત્યાં રાખવું.

એવું દીસે છે કે રોકડ હીસાબનું ચાલુ ખાતું રેમીંગટન કુા.માં હતું પંણ જામીનગીરીઓ તો ત્રસ્ટીઓમાંના કોઇની પોતાની પાસે શરૂઆતમાં રેહતી હતી. પછી તા. ૨૧ મી નવેમબર ૧૮૩૪[5] ને દીને તેઓએ એક પત્ર લખી રૂ. ૪૪૦૦૦ ) ની ૭ ) જામીનગીરીઓ એકાઊનટન્ટ–જેનરલ (Accountant General and Sub-treasurer of Bombay)

---

( ૧ ) ચો. ૨, બા. ૨૬૩, પા. ૧૮૪.
( ૨ ) ચો. ૧૧, બા. ૫૬, પા. ૫૪ ( પેહેલો ભાગ ).
( ૩ ) ચો. ૧૧, બા. ૫૨, પા. ૫૨. ( ૪ ) ચો. ૧૧, બા. ૫૩, પા. ૫૨.
( ૫ ) ચો. ૧૧, બા. ૬૭, પા. ૨ ( બીજો ભાગ ).

ને હવાલે શોંપી. તે પત્રમાં લખ્યું કે વેઆજ દર ત્રણ માસે આપવું. એ બાબે એકાઊનટન્ટ—જેનરલ દર વખતે વ્યાજ ચુકવી આપવા માટે સબ–ત્રેઝરરને લખતો, જે પછી એકાઊનટન્ટ–જેનરલ અને સબ-ત્રેઝરર પંચાએતના ચારે ત્રસ્ટીઓને કમીશનનો દર સેંકડે ૦। ટકો કાપી લઇ વ્યાજ આપવાનો હોકમ આપતા. એવાં વ્યાજનો પહેલવહેલો હોકમ તા. ૧૧ મી મે ૧૮૩૫[1] નો છે.

રૂ. ૪૪૦૦૦ ) ની પાંચ ટકાની સીક્કા ( Sicca ) રૂપ્યાની ઉપલી જામીનગીરીનાં વ્યાજનો બીજો હોકમ આપણે તા. ૧૧મી ફેબરવારી ૧૮૩૬નો[2] જોઇએ છીએ કે જેમાં ડેપ્યુટી એકાઊન્ટન્ટ–જેનરલ મી. મોરીસ ( J. M. Morris ) એકટીંગ સબ–ત્રેઝરર ( Mr E. E. Elliot ) ઉપર હોકમ આપે છે કે વ્યાજના સીક્કા રૂ. ૫૫૦) અથવા મુંબઇના રૂપ્યા ( Bombay Rupees ) ૫૮૫ અને બાર આના આપવા. એ પત્રમાં જે ભાવ આપ્યો છે તે દર સો સીક્કા રૂપ્યાએ મુંબઈનાં ૧૦૬ાા રૂપ્યાનો ભાવ છે.

૫ આ અરસામાં પંચાએતની આમદાનીના સાંધો.

આ અરસામાં ઇસ્વી ૧૮૩૦ નો હીસાબ જમશેદજી જીજીભાઈ, ખરશેદજી માણેકજી મારફતે બીજા ત્રસ્ટીઓ હજુર રજુ કરે છે તે ઉપરથી પંચાએતની આમદાનીનાં નીચલાં સાંધણો માલમ પડે છે.[3]

( ક ) નશાખાનાની મીલકતનું ભાડું. આ સાલમાં ઉપજેલા રૂ. ૨૪૩ાાા.

( ખ ) ગહંબાર ફંડમાં લોકોએ ભરેલા રૂ. ૧૭૫૭.

( ગ ) નેઆતબાર મુકેલા ધણી ને નેઆતમાં પાછા લેતાં તેને દંડ યા તોજેશ તરીકે આપેલા રૂ. ૫૬૫. એ ગંહબાર ફંદમાં આપ્યા છે.

( ઘ ) આંધલા લુલાનાં ફંડ ખાતે લોકોએ ભરેલા રૂ. ૮૫૪.

(ડ૦) લગન તથા નાંતરાંનાં પંચાએતનાં લવાજમનાં રૂ. ૮૨૩ાા.

( ચ ) નેઆતનાં જમણનાં રૂ. ૬૫.

( છ ) દાદીશેઠનાં આતશબેહરાંમ તથા આદરીઆંનમાં અને બનાજીની અગીઆરીમાં મેલેલી ધર્મની પેટીના રૂ. ૨૦૮ાા.

( જ ) પંચાએતની પુજીનાં વ્યાજનાં રૂ. ૩૩૫૭.

---

( ૧ ) ચો. ૧૧, બા. ૧૦૪, પા. ૩૯ ( પાછલો બાગ ).

( ૨ ) ચો. ૧૨, બા. ૧૯, પા. ૨૧. ( ૩ ) ચો. ૨, બા, ૨૩૨, પા, ૧૮૩.

( ઞ ) શ્રીવીલ[1]પેહાશીશમાંથી ઇશકુલની ઇનીઊ[2] નાં આવ્યા છે. રૂ.૨૨૧૦).

૬. આ અરસામાં પંચાએતનાં કેઇક ખરચો.

આ અરસામાં નીચલા પ્રકારના ખર્ચાની નોંધ મલે છે:—

(ક) ગરીઓને રૂ. ૩ થી ૬ સુધીનો માસીક પગાર આપવામાં આવતો હતો. તા. ૨૫ આગસ્ત ૧૮૩૪[3] ને દીને વાડીઆજીનાં ઘરમાં પંચાએત મલી હતી તેણે "તે થેકાંને હાંધરા લુલા તથા ગરીબ નાંવારેશ લોકોને બોલાવી નજરે જોઇને તે લોકોને પંચાતનાં ફંનમેથી મુશારો આપવાનું થરાવેઉ છે." આ બાબદ બહાલી માટે સરક્યુલરથી પાછી રજુ થતાં ફરામજી કાવશજીએ શેરો કર્યો હતો જે "જરા હવેથી તપાશીને હોકમ કરો જે પંચાતનું ફંન ગંનું ઓછું થાઇઉં છે."

(ખ) કોઇ ભુંડી સ્ત્રીને ખોટે માર્ગથી ખરે માર્ગે લાવવા કાજે ખર્ચ થાતો. એવો એક દાખલો માંકાં પારસન નામની સ્ત્રીનો છે જેની પાછલ આ (સને ૧૮૩૨) ના વરસમાં આગલા સાલ પ્રમાણે રૂ. ૧૨૦) નો ખર્ચ જણાવેલો છે. બીજો એવાજ પ્રકારનો ખર્ચ એક પારસણ નામે મહેરને નાતરૂં કરાવી આપ્યુ તેનો રૂ. ૪૮૪ નો છે.[4]

(ગ) ઉપલાં સાલમાં ગરીબોનાં રવાંન પાછલ રૂ. ૨૦૪) નો ખર્ચ જણાવ્યો છે.[5]

(ઘ) ગરીઓને જરૂરી કેસમાં સરકાર દરબારમાં લડવા માટે આપેલી મદદ તરીકે દોલી પારસી નામના ધણીનો દાખલો મલે છે જેનો કેશનમાં કજીયો હતો. તે બાબે તેને રૂ. ૧૦૬) આપવા જણાવ્યા હતા. પાછલથી વીચાર કરી તે પંચાએતને હીસાબે આપવાને બદલે ચારે ટ્રસ્ટીઓએ પોતે આપ્યા હતા.

(ઙ) મેહતા માણુસોના મુસારા તરીકે એ સાલમાં રૂ. ૫૦૦) નો ખર્ચ થયો હતો.

---

(૧) Civil Pay Office. (૨) આ "ઇનીઊ" (એન્યુઇટી) ની બાબત માટે જુઓ આગલો ૯મો ભાગ, બાબત, I, પેટ-બાબત ૪, પા. ૨૬૭.

(૩) ચો. ૧૧, બા. ૭૧, પા. ૬ (બીજો ભાગ).

(૪) ચો. ૮, બા. ૩૦, પા. ૨૯. આ માંકાં પારસણની હકીકત માટે જુઓ ભાગ ૯, II, પેટાં-બાબત ૨ ક., પા. ૨૮૪. (૫) ચો. ૮, બા. ૩૦, પા ૨૯.

(ચ) એ સાલમાં પંચાએતનો એક ગહંબાર અરદીબેહશ્ત મહીનામાં કીધો હતો તેનો ખર્ચ રૂ. ૬૩૪॥ નો થયો હતો. ગહંબારનો કારોબાર ખરશેદજી માણેકજી કરતા હતા. પંચાએતના મોબેદ શાપુરદારૂ મારફતે કેટલોક ખર્ચ થતો.

(છ) આ સાલમાં કેટલાક પરચુટણ ખર્ચનાં રૂ. ૧૫૧ જણાવ્યા છે. આવા ખર્ચના સંબંધમાં ફરામજી કાવસજી તા. ૧૫ મી ઓગસ્ત ૧૮૩૨ ને દીને મીનીટ કરી ખર્ચ તપાસીને કરવા કહે છે. એવણ વધુ લખે છે કે કુવા તલાવ પાછલ તથા બીજી એવી બાબદ પાછલ નજર પોહુચાડી ઓછો ખર્ચ કરવો. વધુ લખે છે કે કોઇનાં કોર્તનાં કજીઆનો ખર્ચ પંચાએતમાંથી આપવો નહી જોઇએ.

(જ) બહેરગામથી કોઇ નાવારેસનાં મરણની ખબર આવતાં પંચાએત તેનો ખરચ કરતી. તા. ૧૯ મી માર્ચ ૧૮૩૫[1]ને દીને ખરશેદજી માણેકજી બેંગલોર મધે આ. મંચેરજી પેસતનજી તથા "શમશત આપરી જરતોશતીઓને" તેઓનાં તા. ૩૧ મી જાનેવારીનાં પત્રમાં લખે છે કે તેઓએ જણાવેલા ધણી બરજોરજી ફરામજી ખાંનનાં જે "રોજ ૧૦[2] મો ગોશ ઇજદ ને માહા ૪ થો તીર શેહનશાઇને દીને" બેંગલોરમાં ગુજરીઆ તે ધણીની હકીકત બાબે ખબર કાહડતા માલમ પડે છે કે તે ધણી પેહલે "નીલગરીમો ઇંગરેજની ચાકરી કરતો હુતો...કોઇ તેના અતલગ શગા મુમ્બઇ મધે નથી વાશતે તેનું ઊ. નું[3] તા. ચારમ તા. રોઆવ શરોશ, વંનદીદાદ ઇજશની મેજ આફ્રગાન શુધાં દશતુરજી એદલજી દોરાબજી શનજાનાએ ફરમાવીઉ તે પરમાણે પનચાતના ધરમખાતામોથી ખરશેદજી માણેકજી શરાફની દરેમેહર મધે કરાવીઉ છે." વધુ લખે છે કે એવી બાબદમાં "દારો વાર ચાર આશામીની શઇ શુધા લખી જણાવશો તારે તે વાતમો કોઇને કઇ શક રેશે નઇ". વધુ મુંબઇના પંચાએત તરફથી શરવે જરતોશતીઓને જાહેર કરે છે કે દેશાવર મધે કાંઇ એવું મરણ થાય તો તારીખ વાર મુંબઇની પંચાએતને જણાવવાં.—" તારે હેવી ખબર બાબદનું પનચાતના પઇશા મધેથી શબાબ થાશે તે પઇશાના આપનારાને તા. ખબર લખનારાવોને શવાબનું હંમેબરો પોચશે."

---

(૧) ચો. ૧૩, બા. ૧૫૯, પા. ૧૩૨.
(૨) ગોશ ઇજદ તે રોજ ૧૪ મો હોવો જોઇએ. (૩) ઉઠમણું.

૭ પંચાએતના ચોપડાની વહી પુંજવાની બાબત.

એવું દીસે છે કે આ અરસામાં પંચાએતના ચોપડા, જે તે વખતે દીવાલી તાંકણે શરૂ થતા હતા, તે ચોપડાઓની હાલની હીંદુ અને પારસી રીતી પ્રમાણે "વહી પુંજવામાં" આવતી. સંવંત ૧૮૮૭ (ય. ઝ. ૧૨૦૦) અંગ્રેજી ૧૮૩૦ નો અસલ ચોપડો આપણે દફતરે છે, તેમાં આપણે શરૂઆતમાં એ રીત જોઇએ છીએ[1] અને એ ચોપડા ઉપર કુંકાંનાં તીલાં જોઇએ છીએ. આ કાંઇ પંચાએતના હીસાબનો ચોપડો નથી પણ નોંધનો ચોપડો છે. તે છતાં તે વહી પુંજવાના ચોપડાઓમાનો એક ગણાયો છે. એમ વહી પુંજતી વખતે તે વખતે ચોપડાઓમાં પારસી સેતાયશનાં વીચાર પ્રમાણે જે લખવામાં આવતું હતું—અને જે હાલમાં પણ હજુર કેટલાક પારસી વેપારીઓને ત્યાં કોઇક ફેરફાર સાથે લખવામાં આવે છે—તેનો નમુનો પારસી પંચાએતના ઉપલા ચોપડા ઉપરથી નીચે આપું છું:—"શી દાદર હોરમજદની મદદ છે શી બહુમંન અંમશાશપંદની મદદ છે શી અરદીબહશત અંમશાશપંદની મદદ છે[2] શી શહરેવર અંમશાશપંદની મદદ છે શી ખોરદાદ અંમશાશપંદની મદદ છે શી અમરદાદ અંમશાશપંદની મદદ છે શી તેતરીશે ફરેશતાઓની મદદ છે શી બેહરાંમ ઇજદ પીરોજગરની મદદ છે શી શવંત ૧૮૮૭નાં શાકે ૧૭૫૨ કારતગ શુદી વા૦ રવેઉ તા. ૧૭ અકતોબર શંને ૧૮૩૦ અંગરેજી ઇશવી રોજ ૧૬ માહા ૨ કદમી માહા ૧ શેનશાહી શંને ૧૨૦૦ ઇઅજદેજરદી તા. ૨૯ રબીએ આખેર શને ૧૨૪૬ હેજરી."[3]

---

(૧) ચોપડો નાં. ૭, સાંકલ્યાં પછી શરૂઆતનું ખાનું.

(૨) હાલમાં સાતે અમેશાસ્પંદોના નામો લખાય છે. અંહી અસ્પંદદનું નામ નથી લખાયું. ચોપડો ના. ૯, જે અસલ છે, તેમા ખોરદાદ અને અમરદાદ અમશાસ્પંદોના નામો નથી.

(૩) સુરતના આગલાં જાણીતાં આલપાઇવાલાં કુટુંબના શેઠ પેસ્તનજી ખરશેદજી આલપાઇવાલા અને દીકરા દદાભાઇ પેસ્તનજી આલપાઇવાલાના અસલ ચોપડા માંહે જોવામાં આવ્યા છે, તે ઉપરથી દીસે છે કે તે આગલના વખતમાં કોઇક પારસીઓ પણ હીંદુઓની માફક "શ્રી ગણેશ" વીગેરેની યાદ કરી ચોપડાઓ શરૂ કરતા હતા. પણ પાછલથી તેઓએ હીંદુઓની રીતીની રૂઢી ઉપર પારસી ધપે હીંદુ દેવતાઓને બદલે પારસી યજદોને યદ કરી દીવાલી તાંકણે ચોપડા લખવા માંડયા. (જુઓ એપ્રીલ ૧૯૨૪ નાં જામે જમશેદના થોડાક અંકોમાં એ ચોપડાઓની બાબતનાં મારાં લખાણો.)

(ક) તા. ૨૧ મી ડીસેમબર ૧૮૩૦ ને દીને[1] દાદીભાઇ નશરવાંનજીના આદરીઆનમાં નાની મોટી અનજુમન મલી હતી.

૮. પંચાએતના મેમબર તરફ બીઅદબી તે અનજુમનને અપમાન, એમ ગણી હાકમ પાસે સજા કરાવવાનો વીચાર.

પંચાએતના એક સભાસદે એક ધણી માટે જુસ્તેજોઇ કરવા માંડી તે દરમીઆંન તેવણુને અપમાન કીધું હતું, તેથી અનજુમને તે બાબદમાં સજા કરાવાનો ઠરાવ કર્યો. બાબદ આ હતી. હોરમજી અઠા નામના એક ધણીએ અરજ કીધી હતી કે તેનો જમાઇ બરજોરજી ભીમા પોતાની ઓરતને તેડતો નથી. તે ઉપરથી વાડીઆજી નવરોજજીએ તે જમાઇને મોબેદ પાસે તેડાવ્યો. "મોબેદ ફેરા ખાઇને થાકો પણ તે લોકો આવા નહી તેથી નશેશાલને તેના ગેર આગલ મોકલો તારે તે બરજોર ભીમા તથા તેનો ભાઇ ધનજી ભીમા આત્રાથી વાદીઆજીએ કઇ કેવું હતું તે કેહું પણ કાંઇ રશતા શર જવાબ દીધો નહી તેથી વાદીઆજીએ ગોશો કરીને કહ્રું જે તમો મારે કહાથી નથી મોકલતા તો મારે કરવું હશે તે કરશું તારે તમે છોકરીને બોલાવશો પણ હાલતો તમારા ગરનો મોબેદ બંદ કરશું." બીજે દીને સાંભી બાજુવાલાઓને પણ તેડી વાડીઆજીએ પુછપરછ કરતાં ઉપલો બરજોર ભીમા ઘણી લાંબી ટુંકી વાતો કરવા લાગો. "વાદીઆજીએ કઊ જે જાઓ તોપન હેઠે ઉતરા નહી તેવારે માનશને હોકમ કીધો જે હેનાને હેથે ઊતારો. ગની મેનતે હેથે ઉતારા તારે દાદર પર ઉતરતા ગણીએક બદશોખી કીધી" અને હેઠે જઇ ચકલામાં ઉભા રહી બન્ને ભાઇઓએ ઘણા નાલાયક શબ્દો વાડીઆજીને કહ્યા ને અરધો કલાક શુધી ફેસાડ કીધો તા. ૧૬ મી દીસેમબરે એમ બન્યું હતું એ ઉપરથી તા. ૧૮ મી ડીસેમબરે વાડીઆજી હોરમજીનાં ઘરમાં પંચાએતના સાહેબોની મીટીંગ મલી જે એ ધણીઓ જે બોલ્યા તે "શરવે અનજુમનને કેહા બરોબર છે વાશતે એ પારશી બરજોરજી ભીમાને તથા હેની બેનને આપરી અનજુમનથી માશ ૩) શુધી દુર રાખવા ને માજીશતરેટને એ બીના જાહેર કરીને હેનાને શજા પોંચાડવી."

ઉપલી સર્વ હકીકત વાડીઆજીએ નાની મોટી અનજુમન હજુર દરેહમહેરમાં જાહેર કરી. તે વેલાએ ઊપલા ધણી અને તેના ભાઇઓએ તકસીરની માફી માંગી. "તે ઉપરથી શરવે અનજુમને વાદીઆજી પાશે માફ માગી તેથી આજ દીને

(૧) ચો. ૫, બા. ૫૯, પા. ૫૫.

શરવે અનજુમનના કહાથી એ ભાઇ બેનોની તખશીર માફ કીધી છે ને તે લોકોને નોહોન નત્રારીને દોતીનો તાકો ધરમખાતે લીધો છે."

(ખ) એવો બીજો દાખલો તા. ૧૪ મી ડીસેમબર ૧૮૩૧ ને દીને[1] વાડીઆજીનાં આતશબેરામમાં અનજુમનની જે સભા મલી હતી તેનો હતો. તે સભામાં "મોબેદ તથા બેદીન વચે વેહવાના કારજ બાબે નવો બંદોબશત કરવાને નાંહલી મોટી અંનજુમંન એકઠી મેલવી હતી. તાંહાં કેતલાએક લોકો અંનજુમનનાં શાહેબોની શાંમે બેઅદબીથી ઘેરમનાંશબ શખુંનો બોલેઆ હતા." તે ઉપરથી તા. ૨૧ મી ડીસેમબર ૧૮૩૧ ને દીને વાડીઆ નવરોજીનાં ઘરમાં શમસ્ત પંચાએત મલી હતી ત્યાં ઠેડાવ થયો કે "એ લોકોને આપડે હાકંમને તાહાં લેઇ જાઇને નશીએત કરાવીએ."[2] એ બાબે સેવટનો વીચાર બીજી સભામાં કરવાને ઠેડવ્યું. તે પ્રમાણે બીજી સભા તા. ૨૭ ડીસેમબર ૧૮૩૧ ને દીને[3] મલી હતી જેમાં બેઅદબીથી બોલનારાઓને તેડયા હતા. તેવાઓ કોઇક આગલી સભામાં પણ આવ્યા હતા. "તે લોકો શાફ નાં કેવા લાગા જે હુંમો કાંઇ નાંલાએક શખુંન બોલેઆ નથી. તે ઉપરથી ફરીથી તેનાંનાં શાહેદીઓને બોલાવીને તજવીજ કરવાનો વીચાર રાખેઓ" અને સભા મુલતવી રાખી.

## II.

## સંસારી બાબદો.

**૧. ૧૮૩૦ નાં સાલમાં અનજુમને જનાકારીના બચ્ચાંઓ બાબે કરવા ધારેલા સંસારી બાબદોના બંદોબસ્તો બાબેનું જાહેરનામું.**

આ સાલમાં વાડીઆ નવરોજી જમશેદજી અને અનજુમનના બીજા મેમબરોએ એક જાહેરનામું[4] બહાર પાડયું અને જાહેર કર્યુ કે કોમમાં કેટલીક બદીઓ પેઠી છે તે માટે "પકો બંદોબશત કરવો શજાવાર અંને પુરી ફરજ છે.'' એ જાહેરનામું નીચે પ્રમાણે છેઃ—

"પાક પરવરદેગાર જે માજદીઅશની દીનનાં લોકોને નેક રેહેનોમાઇનો કરનાર અંને પોતાનાં પેઆરા નેક જરતોશતી દીનનાં લોકોને બંધે જાંહાંનની નેઆંમતનો બખશનાર છે તે શાહેબથી ઇઆરી માંગીને અંને શ્રી જરતોશત

(૧) ચો. ૮, બા. ૪, પા ૭. (૨) એજ હવાલો.
(૩) ચો. ૮, બા. ૮, પા. ૧૦. (૪) ચો, ૬, બા. ૬૫, પા. ૪૫.

અશપંનતંમાંન અનોશેહરવાંનની પાક દીનની મદદ લેઇને શી મુંમબઇ તથા તેહુને તાબેની જગાવોના વશનારા પાક જરતોશતી ફેરકાનાં દાનાવો તથા અકાબરો જે પોતાના ફેરકાની નેકીનાં ચાહનારા છે તેહોનની ખીદમતમો વાડીઆ નવરોજજી ગુ. વાડીઆજી જંમશેદજી તથા બીજા અંનજુમંનનાં શરવે મેમબરો જાહેર કરે છે જે દાદગર દાદારની બખશેશથી અંને હજરત પેગંમબર જરતોશત અશપંતમાંન અનોશેહરવાંનની ઇઅજદાંનને તાંહાંથી લાવેલી દીનબેહ માજદીઅશનીની બરકતથી હાલનાં જમાંનાંમો આપણાં ફેરકાની વશતી જીઆદે થાઇ છે અંને વલી શોકર છે ઇઅજદાંનાં કે રોજ બરોજ તે શાહેબનાં ફજલો કરંમથી જીઆદે થાતી જાએ છે તે મંધે આપણી પાક દીનનાં લોકોમોથી કેતલાએક દીને બેહે માજદીઅશનીનાં હોકંમથી ઉલટા ચાલીને બદકારી ઉપર જાઇને જુદદીનની ઓરતો શાથે જનાં[1] કરીંને મરગરજાંની[2] ગોનાહામો ઓમર જાંઆં[2] કરે છે અંને તેહમોથી જે કાંઇ ફરજંદો પેદા થાએ છે તે ફરજંદોને બે હુએઆરી માજદીઅશની દીનનાં નેક ટોલામો શામેલ કરવા ઉપર કોશેશ કરે છે અંને રોજ બ રોજ ઇઅજદાંન તથા તેહનાં બંદાઓથી બેશરંમ અંને બેઅદબ થાઇને જાહેરમો જનાંકારીની બદફેલી જે આએ જાંહાંનનું જાંહાંનોમ છે તેહમો પડવાને દોડે છે અંને તે જાંહાંનની રૂશીહાઇ[3] હાંશેલ કરે છે અંને હેવાં નાપેકારીનાં કાંમથી ઇઅજદાંન તથા તેહનાં બંદાઓથી કશી પાંતીનો ડર અંને કોઇ પાંતીનો મોલાહેજો રાખતા નથી અંને આએ જાંહાંનના લેઆંનતી અંને તે જાંહાંનના દોજખી થાએ છે અંને તેહવા નાંપેકારોની મોહોરદાર ઓરતો અંનબનાવનાં શબબથી લાચારીએ અવાખશે પશેમાંન બેરાહ ચાલવાનો એરાદો કરે છે. આગલા દાહાડા ઉપર અગર કોઈ શખશે લાંબી મુદત શુધી શફર ભોગવતાંમો ગોમરાહીથી[4] કદી હેવો જનાંકારીનો શબબ બંનતો અંને તે જનાંકારીથીજ પોતાનાં ફરજંદ પેદા થાતાં તો તે ફરજંદોને માજદીઅશની દીનમો લાવવા થકી લોકોની ઘણીએક દેહશત રાખતા અંને તે કાંમને ઘણીએક હીનપશતી અને ભારે શરમંદગી શરીખું જાંનતા અંને પોતાનાં પાછલા દાહાડા ઉપર

(૧) જનાકારી.
(૨) જાવાં. ફા. "ઝાઇઅ," એટલે "નાશ કીધેલું, ગુમાવેલું, બરબાદ કીધેલું."
(૩) છુટો અર્થ "કાલુ મોહોડુ". હાલનો "રૂસવાઇ" શબ્દ અપભ્રંસ છે.
(૪) છુટો અર્થ "રસ્તો ભુલવો," ગફલતી.

તે બદકેરદારીની ઘંણીએક તોજશ કરતા અંને માજહઅશની દીનની અંનજુમન આગળ હરગેજ થાઇ શરજોરી નહી કરતા મગર હાલમો તો કેતલાએક લોકોએ ઘંણીજ બેહએઆઇ અંને બેઅદબી અંને દીનની નાંફરમાની માંડી છે આગલા દાહાડા ઉપર અગર કોઇ હેવી જનાંકારીની હાલતે ગીરફતાર થાતું તો તેહનાં માંબાપોને ભારે શરમંદગી હાશલ થાતી અંને ઇઅજદાંનની પાક દીને બેહે માંજહીઅશનીની ભારે દેહશત રાખતા તેથી હેવાં જનાંકાર ફરજંદોને તેહોનાં ઇઅજદાં પરશત માં બાપો ખુબ શજા આપતા તેથી તેહવાં ફરજદો હેવી બદફેલીથી પહરેજ કરતા પંન હાલમો હેવા બદરાહા ચાલનાંરાંવોનાં માં બાપો પોતાનાં ફરજંદોને હેવી બદરાહે જાવાથી મંને કરે છે તે રેહતા નથી બલકે તેહેવાં ફરજંદો હેવી બદકારી તા૦ ગોનાહાને છુપાવીને પોતે પાક પરવરદેગારનાં તકશીરવાર તથા તેહેનાં બંદાવોમો બેઆબરૂ થાએ છે અંને વરી આગલા જમાંનાંનાં જેહેવો હાલની અંનજુમંનનો એ બાબેનો ચોકશ બંદોબશત અંને મુકરર ધારો નહી મલે તેથી હેવાં બદકાંમ કરવાને હરેક કોઇ દેહશત રાખતા નથી. પંન આગલા જમાંનાંમો આપણાં લોકોમો હેવી બદફેલી ઘંણીજ કંમ હતી તેથી કરી આપણાં બેજોરગોએ એ બાબેનો ચોકશ બંદોબશત કરેઓ હશે તે હાથ લાગતો નથી પંન હમને એ બાબેમો અંનજુમંનનાં શાહેબોને તમાંમ પોતાનાં ફેરકાની રજામંદીથી બંદોબશત કરવો જરૂર અંને લાજમ અંને ફરજ છે વલી તેહમો ખુબ ધેઆંન પોંહાંચાડો કે હીનદુ લોકોનો ટોલો હેવા બદકારોને પોતાની નેઆતથી દુર કરે છે અંને તે શંઘાતે એક પંગતે બશતા નથી બલકે તેહનાં ઘરમો તેહેની ઓરત તથા ફરજંદોબી તે શાથે એક પંગતે નથી જંમતાં તેહવાં ફરજંદોને હરગેજ થાઇ પોતાનાં ઘરમો તથા પોતાની નેઆત જાતમો શામલ નથી કરતા અંને તેહવાની શાદી ગંમીએ તેહેને દરવાજે નથી જાતા તથા અંગરેજ લોકો કે જેઉનની[1] હકુમત નીચે હાલ આપણે વશીએચ તે ફેરકાનોબી એ બાબેનો હેવો બંદોબશત શખત છે જે પરજાતની રાંડોને પેતનાં ફરજંદોને શરકારની ઓહોદાની શીવીલ ચાકરીમો હરગેજ લેતા નથી અંને હેવી વાતની મોટી શરમંદગી રાખેચ અંને તેહવાને પોતાની શાથે શોફરા[2] પર બોલાવતા નથી વાશતે અગર જો આપણો એ બાબેનો બંદોબશત નહી કરશું તો રોજ બરોજ ખરાબીનો પાએઓ વધતો

(૧) જેઓની. (૨) ફા. 'સુફ્રેહ', ખાનાની બેઠક.

જાશે અંને એક બીજાને જોઇને વધુ ખરાબીનાં વમલમો પડતા જાશે અંને આએશતે આહેશતે આએનદેહ ૫૦) વરશ પછે હેવું નીપજશે જે કોઈ પોતાની કોમમો શાદી કરવાની દરકાર રાખશે નહી અંને બેઅદબ લેકો જોશે કે જનાકારીનાં ફરજંદોનેબી હલાલ ફરજંદોની મીશાલે રાખેચ તેહેવારે હમજાત શાથે શાદી કરવાની જેહમત શાંને ભોગવીએ એમ કરતે જારે હવે ખરાબી વધી જાશે તારે આએનદે દીનદારોથી બંદ થાઇ શખશે નહી તારે આપંણા લોકોને જબુનીથી દાઆદ કરીને કેહશે જે આગલા લોકોએ કાંઇજ બંદોબશત કરેઓ નહી તેથી હેવી ખરાબી જીઆદે થાતી ચાલી વાશતે હવે હમારી નજરમો આવે છે જે એ બાબેનો એક ખુબ અંને મજબુટ બંદોબશત કરવો કે કોઇ રાંડને ઘેર નહી જાએ અંને જનાકારીનું કાંમ નહીં કરે અંને કોઈ રાંડને પેતનાં જનાંકારીનાં પોતાનાં ફરજંદોનેબી દીનમો લાવે નહી હાલમો આપણાં લોકોએ વગર બંદોબશતનાં સબબથી રાંડોને પેતનાં પોતાનાં છોકરાંવોને દીનમાં લીધાં છે પન હવે આપણો બંદોબશતી કરતી વેલાએ હેવો ઠરાવ કરવો કે હવે પછે મુતલગ દીનમો લેવાં નહી અંને હેવાં જનાંકારીનાં બદ છોકરાંવોને આપણાં લોકોમો પોતાની શાથે શામેલ કરવાં નહી તથા દુખમાંથી તથા દરેમેહરોથી તથા પંગતથી દુર રાખવાની શજા નહી આપશો તો બેઅદબીથી લોકો એ બંદોબશતથી પાછા શરકશી કરી રોજે રશતા ખેજ શુધીની લેઆંનતીની ગીરફતારી ભોગવેઆ કરશે વાશતે આપણો જરૂર બંદોબશત કરવો જે એ બંદોબશત આપણાં લોકોમો થાઆ પછે અગર કોઈ રાંડને ઘેર જાએ અંને જનાંકારીની બુરી ચાલને મુકે નહી અંને પોતાની બદકેરદારીથી પશેમાંન થાએ નહી તે લોકોને નેઆતબાર રાખવા અંને દરેમહેરોમો તથા હરેક મીજલશનાં પાઠરનાં ઉપર લેવા નહી અને મુઆ પછે હરગેજ દુખમાંમો નાંખવા નહી એજ પરમાંણે આપણાં ફેરકાની જે ઓરત હેવી બદકારીમો હોએ અઠવા પકડાએ તો તેહેનેબી આપણાં આગલા ચાલ પરમાણે શજા કરવી હેવો પકો બંદોબશત કરવો શજાવાર અંને પુરી ફરજ છે એ રીતનાં બંદોબશત કીધાથી ગંનોએક ગોનાંહા કંમતી થાશે અંને બદકાર લોકો નેક રાહા પકડશે અંને રશતાખેજ શુધીનાં અજાબથી છટશે તેથી કરી આપણા મોટું શવાબ હાશેલ થાશે અંને આપણાં ફેરકામો પાકી અંને અશોઇ જીઆદા થાશે હેમો કશો શક નથી."[1]

---

(૧) ચો. ૬, બા. ૬૫, પા. ૪૫.

**એવું દીસે છે કે ઉપલું જાહેરનામું બાહેર પાડવા પછી લોકોનું જાહેર** મત જાણી ચોકકસ બંદોબશત કરવા **અનજુમન** તા. ૧૧ મી ઓગસત ૧૮૩૦ ને દીને મલી અને કેટલાક અગતના બંદોબશત કીધા.[1] આપણાં પંચાએતના ચોપડામાં આ બાબદની નોંધ જેમ આપી છે તેમ તે નીચે ઉતારી છે :[2]

જનાકારીના બચ્ચાંઓ બાબેના બંદોબસ્તો.

## "નવો બંદોબશત કીધો છે.

"પાક પરવરદેગાર જે પોતાની કુદરતનાં હાથથી બંધે જાંહાંનનો બંદોબશતનો કરનાર અંને શી જરતોશત અશપંતમાંન અનોશેહરવાંનની મારફતે પાક માજદીઅશની ફેરકાનાં પોતાનાં પેઆરા દીને બેહ માજદીઅશનીનાં લોકોને પોતાની પાક દીનનાં બંદોબશતની હેદાએતનો કરનાર છે તે શાહેબનાં નેક નામથી તથા તેહેનાં મોકલેલા પેગંમબર જરતોશતનાં પાક રવાંનની મદદથી દીને બેહ માજદીઅશનીનાં લોકોને નેકીની ફેજ પોહોચાડવા તથા બદીથી દુર રાખવા શારૂં નવો બંદોબશત કરો છે. શી મુંમબઇ શેહર મંધે શવત ૧૮૮૬નાં શરાવંણ વદ ૮ ને વાર બુધે તા. ૧૧ આગશટ શંને ૧૮૩૦ અંગરેજી ને રોજ ૧૪ ને માહા ૧૧ માં શંન ૧૧૯૯ ને દીને જરતોશતી ફેરકાની શરવે નંહાની મોટી અંનજુમંન શેઠ દાદીભાઇ નશરવાંનજીનાં આદરાંન મધે એકઠી મલીને નીચે લખેલા બંદોબશતો કરેઆ છે જે આપણાં લોકો પરજાતની રાંડોને પેતનાં પોતાનાં ફરજંદોને શદરો પેહરાવીને આપણી દીનમો લીએ છે તે આજ શુધી જે કંઇ દીનમો લીધાં તે લીધાં મગર હવે પછે લેવાં નહી તે બાબેનો તથા આપણાં લોકોમોથી કેતલાએક બેહુદાઓ ગોમરાહા થાઇને હંમજાત તથા પરજાતની ઓરતો શાથે જનાંકારી કરે છે તેહેની મનાંઇ બાબે આજથી પકા ઠરાવ કરેઆ છે અંને તે ઠરાવો નીચે લખેઆ છે તે મુજબ શરવે જરતોશતીઓએ ચાલવું શહી.

---

(૧) ચો. ૬, બા. ૬૬. પા. ૫૧,

(૨) આ એક ઘણા અગતના બંદોબશતની અનજુમનની સભા હતી તે સબબે આ દસ્તાવેજ પારસી પંચાએત સામેના છેલ્લા મુકદમા ( ૧૯૦૬ નો ૬૮૯ નંબરનો સુટ ) માં તા. ૨૮ માર્ચ ૧૯૦૮ ને દીને અને બરમાની કોર્ટના (૧૯૧૫ નાં ના. ૫૧) રંગુનના મુકદમાના અત્રેનાં કમીશનમાં (તા૦ ૯ ફેબરવારી ૧૯૧૬ માં ) પણ રજુ થયો હતો.

"૧લુ એ જે પરજાતની રાંડોને પેતનાં છોકરાં હમનાં જુજ મુદતમો આપણી દીનમો આપણાં લોકો લેવા લાગા ને પરજાતને પેતનાં ફરજંદોને હલાલમો દાખેલ કરવા લાગાં તેથી ગંણીજ જીઆંકારી આપણી દીનમો વધવા લાગી તે ઉપરથી આએ બંદોબશત કીધા છે તે બંદોબશતોને આપણી પંચાતની આએ ચોપડીમો નોધેઆ છે અંને હેની નકલો છપાવીને શરવે જરતોશતી ફેરકામો આપવાણો ઠરાવેઉં છે અંને ઠરાવેઉં છે જે આપણી અંનજુમનને નાંમનાં કાગલો લખીને બીજા દેશાવરે.નાં અકાબરો ઉપર બીડવાંને તે હેતંનણે પંન ચાર શખુંન એ કાંમ બાબદ નેક નજરમો આવે તે લખવા કે હરેક વાતે એ રાંડોને પેતનાં છોકરાં દીનમો લેવાને બંદ થાએ તેહેમાં કશુર નહી રાખે તથા શદરો પેહરાવા નહી દીએ તથા તેહેને પરણાવાની તથા દુખમાંમો નાંખવાની રજા નહી આપે હેવી રીતે કેટલીએક બીનાંથી તે કાગલો લખીને દેશાવરે દેશાવર બીડવાં શહી.

"૨ જું એજે હવે પછે કોઇ દેશાવરથી રાંડને પેતનું છોકરૂં અતરે લાવે અઠવા શી મુંમબઇમો હોએ તેહેને શદરો પ્રેહરાવે નહી તથા દીનમો લેવું નહી અંને અગર કોઇ હરેક મુકાંમ ઉપર ઇઆ બીજા ગાંમમો જાઇને શદરો પેહરાવે તે આપરે કબુલ રાખવો નહી ને તે કરતાં કોઇ મોબેદ ચોરીથી હેવાં છોકરાંવોને હરેક ઠેકાંને મુંમબઇમો અઠવા બાહેર છાશતીમો અઠવા હરેક દેશમાં જાઇને શદરો પેહરાવે તે મોબેદને કુલ મોબેદીનાં કામથી બંદ કરવો અંને તે મોબેદને હરેક શારે માંઠે કાંમે કોઇ આશોદાદ આપે નહી ને કબી કોઇ બેહદીન તા. મોબેદ આપણી અંનજુમંનનાં બંદોબશતથી ઉલટો ચાલીને પરજાતની રાંડને પેતનું છોકરૂં લાવે તથા શદરો પેહરાવે તો તેહને આપણી અંનજુમંનથી દુર મેલવો ને તે ધંણીને બીજી શજા જે કંઇ આપણી અંનજુમંનની નંજરમો થરે તે આપે શહી.

"૩ જું એજે જે રાંડને પેતનાં છોકરાંને હવે પછે કોઇ દેશાવરથી અઠવા શી મુંમબઇ મંધેથી લાવીને પોતાનાં ઘરમો પોતાનાં કબીલા શાથે રાખશે તો તે ધંણીનું ઘર આપણી અંનજુમંનથી દુર મેલશે ને તે ઘેરનાં ધંણીને કોઇ ઇજંન કરે નહી તથા શાથે બેશાડીને જંમારે નહી તથા તેને ઘેર કોઇ શારે માંઠે જાએ નહી. કદી કોઈ આએ લખત મુજબ નહી ચાલશે તે આપડી પંચાતનો તકશીરવાર થાશે શહી તેહેની શજા જે કંઇ ઉપર લખી છે તે વતરોગ અંનજુમંનની નજરમો આવશે તે આપશે શહી.

"૪ હું એજે વખત છે ને એ રાંડને પેતનાં છોકરાં કોઇ બીજે દેશાવરથી આવે ને તે છોકરાંને શદરો પેહરાવેલો હોએ તેહેની શાહાદત કોઇ પકી નહી આપે જે આપણાં આએ બંદોબશતની અગાઉ શદરો પેહરેલો છે તો તે છોકરાંનો શદરો કબુલ રાખવો નહી તથા દુખમાંમો પણ નાંખવો નહી ને તે લાવનારંને પંન પારેગરાફ ૩ )જા પરમાંણે શજા આપે શહી.

"૫ મું એજે હમને હાલ શી મુંમબઇમો તથા બીજા દેશાવરોમો શારાં ગરેશ[1] તથા મરદે માંનશ આઇને હેવી બદફેલીનું કાંમ કરે છે તે લોકોને આપણી પંચાતનાં મેમબરો પશગવત કેહવડાવે અથવા જાહેરાં ચીઠીઓ લખે જે એ કાંમથી દુર રેહે ને કદી એ વાત નહીજ શાંભડે તો પછી તે ધંણીને નાંહાંલી મોટી અંનજુમંન મલીને જે કાંઇ નેક નજરમો થરે તે મુંજબ તે ધંણીની બદફેલી દુર થાવા શારૂ બેઇજીતી કરે ને કદી તે ધંણી હેવી બદફેલીથી દુર નહી રેહેતો તેહેને શજા જે કંઇ મેમબરોની અઠવા અંનજુમંનની નજરમો આવશે તે આપશે શહી.

"૬ હુ એજે કોઇ મરદ પોતાની મોહોરદાર અઠવા નાતરેની ઓરત શવાએ આપરી હમજાતની ઓરત શાથે ઇઆ પર જાતની ઓરત શાથે જનાંકારી કરે નહી અગર તે કાંમ કરશે તે બાબદ અંનજુમંનનાં વડાવોને કોઇ શાહેદથી માલુંમ પડશે તો તે શખશને શજા આપવા ગટશે તેહવી શખત શજા આપીને તે ધંણીને રૂશવા કરશે શહી અગર કોઇબી બદફેલી શું મરદની ઇયા શું ઓરતની બાજા શખશને ચોકશ માલુંમ પડશે ને તે પેલાં બેઉનાં ગોનાહાને છુપાવી રાખશે તે શખશ અંનજુમંનનો તકશીરવાર થાશે શહી.

"૭ મું એજે આપરી કોમની કોઇ ઓરત પોતાનાં મરદ શવાએ કોઈ બીજા આપરી હંમજાતનાં મરદ શાથે અઠવા પરજાતવાલા શાથે બદફેલીનું કાંમ કરશે તો તે ઓરતને તથા તેહેવાં બદ કાંમ કરાવનારી દદા હશે તે શુંધાં માલુંમ પડશે અઠવા પકડાશે તો તેહેને નાંહાલી મોટી અંનજુમંનથી શજા આપનાં પુરાતંમ ચાલ પરમાણેની મલશે અંને તે મરદને હરેક મીજલશમો શામેલ રાખશે નહી તથા તે ધંણીને શરવે વાતથી દુર રાખશે શહી તથા હરેક દરેમેહરમો પેશવા દેવો નહી તે કરતાં બીજી શજા જે કંઇ અંનજુમંનની નજરમો આવશે તે આપશે શહી.

---

(૧) મહરથ

"૮ મું એજે હુંમના ગના વરશ શુધી આપણા લોકો દેશાવર ભોગવેચ ને તાંહાં જાઇને કેતલાએક રાંડો રાખીને પોતાનાં હરામ એશકમો દાડો ગુજારે છે ને અતરે પોતાને ઘેર આવાની તથા પોતાની ઓરતોની કશી દાદ લેતા નથી તેથી બેહતર છે જે તે ધંણીઓને આપણી અંનજુમંનને નાંમનો કાગલ લખીને તે ધંણીઓનો કબીલો મોકલવા જોગ મલુક હોએ તો તાંહાં મોકલવો ને કદી તે ધંણીની આવાની મરજી હોએ તો ટુંક મુદતમો તે ધંણીને બોલાવીને પોતાનાં કબીલા શાથે રાખવો ને વખત છે ને તે ધણી એ બે વાતમાંથી એકબી વાત કબુલ નહી કરે તો પછે તે ઓરત વરશ ૮) થી તે વરશ ૧૦) શુધી તેનાં મરદની વાત જોશે પછે અગર તે મુદત ઉપરાંત તે ઓરતની ખુશી પડશે ને બીજો મરદ કરવાની રજા માંગશે તો તેહને બીજો મરદ કરવાની રજા આપશે શહી પંન પેલો મરદ આવીને રજા માંગે બીજી ઓરત કરવાની તે આપવી નહી પંન અંનજુમંનની નજરમો તેહેનો હાલ જોઇને જે કંઇ નેક શુજે તે કરવું શહી હેવી વાત થઆથી બીજી ગની વાતનો ફાએદો થાશે.

"૯ મું એજે બાહેર દેશાવરોમો જરતોશતી લોકો છે તે મ ધે કેતલાએક લોકોએ જુદદીનની ઓરતો રાખેલી હોએ ને તેહેને પેતે છોકરાં જરતોશતી તોખંમથી થાએલાં હોએ તે બાબે આપણાં મુંમબઇની અંનજુમંનને નામનાં કાગલો તાંહાનાં અકાબરોને લખવાં તે મંધે લખવું જે હંમો શરવે અંનજુમંન મલીને રાંડોને પેતનાં છોકરાંવો બાબે બંદોબશત કરેઓ છે. તેથી તંમારે તાંહાં આએ કાગલ પોંહેતા પછે મુદત માશ ૧) ની અંદર જે જરતોશતી લોકોએ રાંડો રાખેલી હોએ ને તેને પેતનાં છોકરાં પેદા થાએલાં હોએ તેનાનાં નાંમ નવેશી[1] તથા ઉમર શુધાં પોતાનાં ખોદાને એક જાંનીણે ચોકશ ઉપલી મુદતની અંદર કાગલો મુંમબઇની અંનજુમંન ઉપર લખી મોકલજો ને તે છોકરાંવો તથા દેશાવરનાં જે કોઇ અકાબર હોએ તેની શહી શાથેનાં કાગલો લાવશે તેની દરીઆફી અંનજુમંનનાં અકાબરો કરીને ગટારત હશે તો આપની જરતોશતી દીનમો લેવાનો હોકંમ આપશે—પંન એ બાબેનો થરાવ એ જે મુંમબઇની અંનજુમંનનો કાગલ પોંહોંચેથી મુદત માશ ૩) તરંનની અંદર જે છોકરાવો શી

(૧) લખીને. ફા. નવીશતન લખવું ઉપરથી.

મુંમબઇ મધે આવી પોહોચશે તો તે છોકરાંવોને શદરો પેહેરાવાને રજા આપશે શહી[1] "

આ બાબદના સંબંધમાં ખરશેદજી માણેકજીનો વાડીઆ નવરોજી જમશેદજી ઉપર, ઉપલી અનજુમનની સભાને દીવસેજ, એટલે તા. ૧૧ મી ઓગસ્ત ૧૮૩૦ ને દીને, લખેલો પત્ર[2] આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. એવું દીસે છે કે વાડીઆજી નવરોજીના વીચારની વલણ કદાચ રાંડને પેતનાં છોકરાંઓને દીનમાં નહી દાખલ કરવાની હોય એવું ધારી ખરશેદજી માણેકજી ઘણી સંભાલથી કામ લેવા જણાવે છે. તેવણ લખે છે કે:—

આ બાબદમાં ખરશેદજી માનેકજીનો પત્ર.

" આજ દીને તમો શમશત અનજુમન મેલવાનુ હોમ્મ કરેઓ છે પન વનદીદાદનુ અઢારમી પરગતમો માએનો શું છે તે મુલા પીરોજજીના ગરમો ગુજરાતી તરજમો છે ફરામ રગારીને[3] હાતનુ હમે તથા ભાઇ ફરામજી કાવશજીએ તા. ભાઇ જમશેદજી જીજીભાઇએ ખરચ આપીને વનદીદાદનુ પોથાની નકલ કરાવી છે તે નકલ જરૂર મગાવજો કાંએજે આપરે જે બંનધોબશત છોકરાવોને

---

(૧) આ દસ્તાવેજ ચોપડા (નં. ૬, બા. ૬૬, પા. ૫૧) મા અસલ છે અને તે ઉપર પંચાએતના સાહેબો અને બીજા આગેવાનોની કુલે ૧૬૦) સહીએ: છે. તેમાંથી નીચલી થોડીક પેહેલી છેઃ—વાડીઆ નવરોજી જમશેદજી, વાડીઆ બહમનજી હોરમજી, ફરામજી કાવશજી બનાજી, મોદી શોરાબજી વાછાગાંધી, હોરમજી દોરાબજી, વાડીઆ જાંગીરબાઇ નશરવાંનજી, વાડીઆ ખરશેદજી રૂશતમજી, ખરશેદજી કાવશજી બનાજી, પેશતનજી મેહરજી, ખોદાબખશ મેહરવાંન (ફારસીમાં), મેરવાનજી નવરોજી નાલીએરવાલા, નવરોજી રૂશતમજી નાદરશા, મોદી હોરમજજી કુવરજી, હીરજી નવરોજી લાએર, .....જમશેદજી જીજીભાઇ.

(૨) ચો. ૨, બા. ૧૫૨, પા. ૧૧૬

(૩) આ ફરામ રગાદી તે સુરતવાલા આ. ફરામજી અસપંડયારજી રબાડી છે. આ પત્રમાં ઇસારો કરેલો વંદીદાદનો તરજુમો એ ફરામજીના બેટા એ. જમશેદજી ફરામજી રબાડીએ સને ૧૯૦૦ માં બાહાર પાડયો છે (પા. પ્રકાશ I પા. ૨૭૬) અને છપાયલા તરજુમાના દીબાચા ઉપરથી એવું દીસે છે કે એ તરજુમો શેઠ ફરામજી કાવસજીએ પોતાને ખરચે કરાવ્યો હોય. પણ આ પત્ર ઉપરથી દીસે છે કે તેનો ખરચ શેઠ ફરામજી કાવસજી સાથે ખરશેદજી માનેકજી અને જમશેદજી જીજીભાઇએ પણ આપ્યો હતો. આ તરજુમાની વીગત માટે ૧૯૦૦ ના સાલમાં છપાયલા આ પુસ્તકનો દીબાચો જુઓ.

દીનમો લેવાને બાબત મને કરીએ છેએ તે પરમાણે તે વનદીદાદનુ પોથામો હશે તો શારૂં છે નહી તો કોઇ આપરા વરાવા ઉપર શુખન લગારે તે શારૂ નહી.

"બીજું આપરે મુદત માશ ૩) ની થેરાવી છે તે હમો પેલુ કાગલ કરીને મોકલો છે તે મધે જગો રાખેલી છે તેથી મુદત લાંબી કરવી પડશે. કાંએજે ગના લોકો એ વાતની ચરચા કરે છે ને કદાશ અનજુમન મધે કોઈ કઈ બોલશે વાશતે તમે તા. ભાઇ જમશેદજી ભાઈ ફરામજીને શમજાવીને કેજો કે કદાશ કોઇ કઇ બોલે તે શરવનું શાંભલવું શજાવર છે ગુશો કરીને કઇ મીજલશમો બોલવું કઇ શારૂ નહી"

આ પત્રની હેઠે આ બાબદમાં ધર્મનાં કેહણનો ઉતારો છે તે નીચે પ્રમાણે છેઃ —

"દાદાર હોરમજની મદત હોજો.

"૧. દાદાર હોરમજનો ફરમાન પરમાણે પેગમ્બર જરતોસ્તીએ ગોશતાશ પાદશાને માજેશની દીન કબુલ કરાવીને શદરો કુશતી પેરાવેઓ છે.

"૨. જેવારે ગોશતાશ પાદશાહે આપરી દીન કબુલ કીધી તારે હીંનદુ ચંદરગાશ બરામન હતો તેને ગણી હરકત કીધી તારે જરતોસ્ત પેગમબ્રથી તેની ખાતર જમે કરીને ચંદરગાશ બરામનને તા. કુલ પોરીઓદકીશીની આલમને આપરી દીનમો લીધી છે.

"૩. બેહેરામગોર પાદશાહા એંધના[1] રાજાની બેટીમો[2] આપરી દીનમો લીધી.

"૪. નોશરવાંન પાદશાહે તુરકસ્થાનના બાદશાહની બેટીને આપરી દીનમો લીધી.[3]

"૫. હોરમજ પાદશાહાનુ ખશરો પરવેશ રૂમનુ પાદશાહા જે કરીશતીઆન તેની બેતી મરીએમને આપરી દીનમો લીધી છે.[4]

---

(૧) હીંદના.

(૨) બેટીને. આ બેટી તે બેહરામગોરની હીંદી રાણી સેપીનુદ છે જેણીને આદર ગુશસ્પ નામનાં આતશ બેહેરામમાં ક્રોયા કરી દીનમાં લીધી હતી. જુઓ મારૂં પુસ્તક, ઇરાની વિષયો, ભાગ ૧, "આદર ગુશસ્પ નામનાં આતશ કદેહની તવારીખ". પા. ૧૩૦.

(૩) આ પાદશાહ માટે ફીરદોસી "ચીનના ખાકાન" તરીકે બોલે છે. નોશેરવાન તેની બેટી સાથે પરણ્યો અને તેનો બેટો હોરમજદ આ લગનનું પરીણામ હતો (જુઓ મારૂં પુસ્તક Asiatic Papers, Part II., પા. ૩૩૩.)

(૪) ખુસ્રુ પરવેઝના મરીઅમ સાથના લગન બાબે જુઓ મારૂં ખુસ્રુ પરવેઝનું દાસ્તાન (શાહનામાના દાસ્તાનો ભાગ. ૨, પા. ૧૬૭—૬૮).

" ૬. એની વીગતે પરજાતના ફરજંનધો અશલ પાદશાહ આપરી દીનમો લેતા આવેઆ છે. કાંએજે આપરી દીનમો ફરમાવેલુ છે તેની વીગત વનદીદાદની ૩) જી તા. ૧૫) મી તા. ૧૮ મી[1] પરગતમો લખેલુ છે જે જે મરદ તા. ઓરત બદફેલી કરે તેનાને મર્ગેજેની[2] જાનવા ને તેનાને શજા દેવી જરૂર છે પન તેના પેતના ફરજંનધો બેગુના છે વાશતે તેનાની પરવરશી કરવી શજાવર છે.

" ૭. બીજું ૭૮[3] જવાબ વેલાતથી મુલા પીરોજજીના બાપ દશતુરજી કાવશજી લાવેલા છે તે મધે તા. દશતુરજી દોરાબજી હોરમજજીઆરની રવાએત મધે તા. કામા હોરાની રવાએત મધે લખેલુ છે જે પરજાતના ફરજંનધો આપરી દીનમો લેવા શજાવર છે ને વરી આપરા વનદીદાદની પરગત ૩ મો તા. ૧૫ મી મો તા. ૧૮ મી મો લખેલુ છે જે કોઇ ઓરત પરનેલી અથવા વગર પરનેલી કોઇ બીજા મરદ શાથે મલાથી તેને હમેલ રેહે ને છોકરૂ પેદા થાએ તો તે બચાની પરવરશી કરવી ને તે છોકરાને આપરી દીનમો લેશું નહી તારે તે લોકો શરમને લીધે છોકરાને જાએ[4] કરશે અથવા તે છોકરાને જુદદીનમો ગુનાનુ કામ કરશે તેનુ જુબાબ કોન દેશે "

---

(૧) વંદીદાદના એ ઇસારાઓ પેહેલવી વંદીદાદને ખાસ કરી લાગુ પડે છે. ત્રીજી પરગરદ નાં ૪૦ માં ફકરામાં જુદદીનને દીનથી વાકેફ કરવા કહે છે તે બાબતનો આ ઇશારો છે. બીજું ૧૫ મી પરગરદનાં ૧૫-૧૬ ફકરાનો અહીં ઇશારો છે કે જ્યાં જે ધણીને ત્યાં કમાગેં છોકરૂં થાયું હોય તે ધણી ઉપર તે છોકરાંના ગુજરાણની ફરજ નાખી છે. ૧૮ મી પરગરદ ના ક્યા ફકરાનો ઇશારો છે તે ચોકસ કેહેવાઇ શકાતું નથી, પણ એ પરગરદમાં કેટલાક ફકરાઓ વ્યભીચાર વીરૂધના છે.

(૨) "મર્ગરજાની" એટલે મોતને પાત્ર ગુનેહગાર.

(૩) આ "ઇકોતેર રેવાયત" નામની રેવાયતનો ઇશારો છે, અને તે તેમાના ૧૩) મા સવાલના જવાબનો છે (જુઓ કાવસજી ફરદુનજી મરઝબાનજી એ ઇ. સ. ૧૮૪૬ માં છપાવેલો તેનો ગુજરાતી તરજુમો, પા. ૫૨ થી ૫૫. એની અસલ ફારસીની નકલ માટે જુઓ ધી કે. આર. કામા ઓરીએનટલ ઇન્સ્ટીટયુટની હસ્ત લેખ નકલ ના. R 57. પુરશેસે સીઝદેહમ ). અસલમાંથી ગુજરાતીમાં તરજુમો કરતાં અતી ઘણી છુટ લીધી છે. તરજુમો કરતાં કર્તાએ પોતાના શબ્દોમાં કેટલોક વધારો કરી સમજ આપી છે.

(૪) જાએ અથવા જાયાં. ફા. ઝાઇઅ, એટલે નાશ કીધેલું, ગુમાવેલું.

**એ પછી એ બાબદના સંબંધમાં એક મીનીટ તા. ૨૨ મી સપટેમબર ૧૮૩૦[1] ની પંચાએતના મેમબરોનાં કામકાજની છે. તેમાં ઉપલા બંદોબસ્તોના** ૯) માં ફકરામાં જે જણાવ્યું છે કે ત્રણ માસની અંદર જે છોકરો મુંબઇ મધે આવી પોંહચશે તેઓને સદરો પહેરાવાને ઘટારત હશે તો રજા આપવામાં આવશે, તેનો એશારો કરી જણાવે છે કે એક ધણી જે ૨૦ વરસ થયાં અત્રેથી મોરીશ[2] ગયો હતો તેને પેટની છોકરી જે મુંબઇ આવી હતી તેણીને સદરો પહેરાવાની રજા આપવામાં આવી. આ મીનીટ ઉપર મીટીંગમાં હાજર રહેલા છ સાહેબોની અસલ શહી છે.

ઉપલા બંદોબસ્તો બાબે હોરમજી બમનજી શેઠનાનો પત્ર.

એ પછી તા. ૨૩ મી જાનેવારી ૧૮૩૫[3] ને દીને વાડીઆ નવરોજી જમશેદજી તથા "તંમારી મીતીગનાં શાહેબો" ઉપર "જરતોશ ફીરકાના કેતલાએક શાહેબોની વતી" હોરમજી બમનજી (શેઠના) એક કાગલ લખે છે તેમાં લખે છે જે "હાલ આપણ શ્રી મુમ્બઇના શરવે જરતોશત ફીરકાની શુધરાઇ થાવા શારૂ તંમો શાહેબો ધારા બાંધો છો તે વીશે હુંમારા શાભરેઆમો આવેઉં જે તે મધે કેતલાએક ધારા તંમોએ બાધા છે તે દીનદારીને તા. દુનીઆદારીને મલતા નથી. તે ઉપરથી હાલના મઇનાની તારીક ૧૬ મીને દીને હુંમારા ગેહેરમા જરતોશની ફીરકાના કેતલાએક શાહેબોની એક મંદલી મલી હતી. તે શરવેના વીચાર ઉપરથી થોડીએક તમ શાહેબોને લખવાને રજા લીજીએચ જે જરતોશતી ફીરકાને શુખ શલામીને વાશતે જે ધારાવો તંમ શાહેબે.એ જે હાલ બાંધેઆ છે તે ચોપડીની નકલ એક મેહેરબાની કરીને હુંમારી ઉપર મોકલાવો તો........જે કાઇ તેમાં વધતુ ગટતુ કરવા જોગ હોએ તે દરૂશત કરી તંમ શાહેબો શાઠે બેશીને શુધારીએ........તંમો તા. હુંમો શરવે જરતોશતી એક દીલ થાઇને બાંધીએ તો ગણો શારૂ છે."

---

(૧) ચો. ૬, બા. ૬૮, પા. ૫૮.
(૨) મોરીશીઅસ.
(૩) ચો. ૧૩, બા. ૧૪૬, પા. ૧૨૫.

આ અરસામાં મલેલી સમસ્ત પંચાએતની અને સમસ્ત અનજુમનની સભાઓની ટુંક વીગત અત્રે આપું છું કે જે ઉપરથી ખ્યાલ આવે કે એ વખતે પંચાએત હજુર કેવા પ્રકારના મુકદમાઓ ચુકાદા માટે આવતા હતા. તા૦ ૧લી નવેમબર ૧૮૩૨[1] ને દી. "વાડીઆજી નવરોજજી જંમશેદજીનાં ઘરમો શંમશત પંચાત મલીને લોકોનાં કજીઆનો ફેશલો કરેઓ" હતો. એ સભામાં ફેશલો થયલા નીચલા મુકદમાઓ બાઇડીને તજી જનારાઓના સંબંધમાં પંચાએતના સાહેબોની મુકદમાઓ ચુકવવાની રાહરીતીનો કાંઇક ખ્યાલ આપે છે. એ મુકદમાઓની ટુંક હકીકત નીચે પ્રમાણે છે.

૨. આ અરસામાં કેવા પ્રકારના સંસારી મુકદમાઓ પંચાએત હજુર આવતા તેનો ખ્યાલ આપનારા કોઇ મુકદમાઓ.

(ક) એક બાઇનો ધણી તેણીને તજી બાહર ગામ ચાલી ગયો હતો, તેથી તેણીએ બીજો ખાવીંદ કરવાની પરવાંનગી માંગી. તે ઉપરથી પંચાએતના સાહેબોએ ખાવીંદની ખબર કાહાડવા દેશાવરો ખાતે કાગજો લખ્યાં તો જવાબો આવ્યા કે એ ધણીની કાંઇ ખબર પડની નથી. પંચાએતના સાહેબો તે બાઇને બીજું ઘેર કરવાની પરવાનગી આપે, તેટલામાં તે ખાવીંદ મુંબઇ આવી લાગો. પંચાએતના સાહેબોએ તેને ઘેર માંડી રાહુતવાત કરવા કહી. પોતા પાસે ઘર માંડવા માતે કાંઇ પુંજી નથી એમ જણાવી તેણે ના પાડયું. આગલ પણ એક વખત તેની સાસુએ પેસા આપી ઘેર મંડાવી આપ્યું હતું, પણ એક બે વરસમાં તે બાયડીને તજીને, ઉપર જણાવ્યું તેમ, જતો રહયો હતો. આ વખતે પણ બેહાઇનો જવાબ દેઇ "ભંગીખાંનાં[2] મો પડીને પોતનું ગુજરાંન ચલાવે છે." પંચાએતે તેને સમજાવ્યા છતાં તેણે ઘર માંડી બેરીને રાહતવા ના પાડયું. ત્યારે પંચાએતે ઠેડવ્યું જે એ "ગુશતાશની ઓરત જુવાંન વરશ ૨૨) ની થાઇ ને પોતાને મોડે[3] બીજો મરદ કરવા માંગે છે ને છોકરીની

(૧) ચા. ૯, બા. ૨, પા. ૩.

(૨) એ ભંગીખાનું તે પંચાએતની નરોઝબાગની મીલકત, જે મરીન લાઇન્સનાં સ્ટેશનની સામે હતી, તે છે. એ 'ભંગીખાના' ને નામે પણ ઓલખાતી, સબબ કે કોઇક પારસીઓ ત્યાં ભેગા મલી ભાંગ બનાવી પીતા હતા. આ મીલકત પારસી પંચાએતના તરસ્તીઓ હસ્તક સને ૧૮૯૭ ના સાલમાં આવી હતી. તે નામદાર કોર્તની પરવાનગી લેઇને સને ૧૯૨૦ માં લીલાંઉમા વેચતાં તેના રૂા. ૧,૬૨,૦૦૦) ઉપજ્યા સને ૧૯૨૩ માં કોર્તની પરવાનગી લેઇને તે નાણા જેનરલ ફંડ નં. ૧ માં જમે કર્યા. (૩) મોંહડે.

મંએ ગંણી લાચાર છે..............લોકોને ઘેર કાંમકાજ કરવા જાએ તારે જુવાંન છોકરીને કેમ શાચવી રાખે." એમ વીચારી તે બાઇને બીજુ ઘર કરવાની રજા આપી અને ઠેડવ્યું કે એ બાઇ બીજો ધણી કરે ત્યાં સુધી દર માસે રૂ ૫) આગલા ધણીએ તેને આપવા. એ બાઈ બીજો ખાવીંદ કરે તે માટેના ખર્ચનાં રૂ. ૧૨૫) પણ તેણે આપવા, એમ ઠેડવ્યું. વધુ ઠેડવ્યું કે " એ ધંણી બીજી ઓરત કરવાને રજા માંગે તારે વરશ ૭) શુધી હેને બીજુ ઘેર કરવાને શંમશત પંચાત રજા આપે નહી."

(ખ) એ સભામાં ચુકાદા માટે લગભગ એવોજ એક બીજો મુકદમો તાડીવાલા નામના ધણીની છોકરીનો હતો. તેણીનો ખાવીંદ ફરાંમજી સદરો કુસ્તી પાધરો રાખ્યા વગર ૭) વરસ થયાં બાહર ગામ રખડતો હતો. તે પરથી તે છોકરીની માયે તેણીને બીજો ખાવીંદ કરાવા માટે પરવાનગી માંગી. તે ઉપરથી એ છોકરાનો એક પીત્રાઇ બાપુજી વચમાં પડયો અને પોતે છોકરા તરફથી જામીન થઇ અરજ કીધી કે પંચા[1]તના સાહેબોએ રાહતવાત કરાવી આપવી. જો હવે તે છોકરો નહી રાહતે તો તેણે પોતે દર માસે રૂ. ૭) લેખે બાઇને પગાર આપવા કબુલ કીધું. તે ઉપરથી પંચાએતે તે છોકરાને નહાન નહવાડીને તેનું ઘેર રહતાવી આપ્યુ. પણ પાંચ માસ રહી તે છોકરો પાછો બહાર નીકલી ગયો. પેલા જામીને ૭) મહીના કબુલેલો મુસારો આપ્યો, પણ પછી આપતો બંધ કર્યો. તે ઉપરથી છોકરીની માએ પંચાએતને અરજ કીધી જે " એ જુવાંન છોકરીની પરવશી તથા ખબરદારી મજથી થાતી નથી................ બીજું ઘેર કરવાની રજા આપો." પંચાએતના સાહેબોએ વીચાર્યું જે એ ધણી જામીન થયો છે તેથી એની પાસે મુસારો તો અપાવી શકશું પણ છોકરી જુવાન છે તે મોહડે ચહડી મરદ કરવા માંગે છે અને વલી છોકરીની માય સાફ કહે છે કે "જુવાંન છોકરીને શી રીતે શાચવી રાખુ". તે ઉપરથી પંચાએતે તે બાઇને બીજો ખાવીંદ કરવાની રજા આપી અને તેણી બીજો ખાવીંદ કરે તેનાં લગનના ખર્ચનાં રૂ. ૧૩૧) પેલા જામીનને માથે નાખ્યા ને પેલા ભટકતા ખાવીંદ માટે ઠેડવ્યું કે તે "બીજી ઓરત કરવાની રજા માંગે તો તે ધંણીને વરશ ૭) શુધી બીજી ઓરત કરવાની રજા પંચાતનાં શાહેબો આપે નહી."

(૧) મુજથી યા મારાથી.

(ગ) પંચાએતની ઉપલીજ મીટીંગમાં એવાજ પ્રકારનો એક ત્રીજો મુકદમો હતો. એક ધણી ઘણાં વરસ થયાં પોતાની બાયડીને રાહતતો હતો નહી અને તેને પોશણ માટે પણ કાંઇ આપતો હતો નહી. તે ઉપરથી તેની માએ પંચાએતમાં ફરીઆદ થાઇ હતી. છોકરીની ઉમર ૨૩) વરસની થઇ ગઇ હતી. તેણીના માય મમઇ રાંડી રાંડો તે લોકોને ત્યાં કામ કરી પોતાનું પેત ભરતાં હતાં. તેઓ "છોકરી જુવાંનણે બાહેર ચાકરી કરવા કેમ મોકલે". વાશતે પંચાએતના સાહેબોએ તેણીના વરને તેડીને સમજાવ્યું પણ કંઇ સારૂં પરીણામ આવ્યું નહી. તેના એક સગાએ આવીને કહ્યું કે "જારે હું ગંનો ધંમકાંઉચ તારે કુવો તલાવ કરવા માંગેચ.............એ જુઆંન છોકરીને હું કાંહાં શુધી રખાંઉ વાશતે શુખેથી એ છોકરીને બીજું ઘેર કરવાની રજા આપો." પંચાએતે ઠેડવ્યું કે એ બાઇ સુખેથી બીજું ઘેર કરે વરસ ૭) સુધી આગલો ખાવીંદ તેણીના ગુજરાન માટે રૂ ૧૦) પ્રમાણે દર માસે જ્યાં સુધી તેણી બીજું ઘર કરે ત્યાં સુધી આપે. જ્યારે તેણી બીજુ ઘર કરે ત્યારે તે બીજા લગનના ખર્ચ માટે રૂ. ૧૨૫) તે ધણી આપે ને જ્યારે એ ધણી પોતે બીજુ ઘેર કરવાની રજા માંગે ત્યારે ૫) વરસ સુધી તેને રજા આપવી નહી.[1]

(ઘ) તા૦ ૨૯મી નવેમ્બર ૧૮૩૩[2] ને દીને ફરામજી કાવસજી બનાજીની ઓફીસમાં પંચાએતની મીટીંગ મલી હતી, તે વખતે થયલાં કામકાજ પ્રમાણે ત્રણ ત્રણ જણને નેઆતબાર કાઢવામાં આવ્યા હતા. પાંચ ધણીઓને બીજું ઘેર કરવાની રજા આપવામાં આવી હતી. બે સ્ત્રીઓને મુશારો ઠેડવી આપવામાં આવ્યો હતો. એક ધણીની સ્ત્રીએ બદફેલી કરવાથી બીજી બાયડી કરવા માગવાથી તેની પાસે બદફેલીની સાબેતી માંગવામાં આવી હતી. એક સ્ત્રીની આંખ સહીએડથી જતી રહેલી હોવાથી તેણીનો ખાવીંદ બીજી બાઇડી કરવાની રજા માગતો હતો.

તા૦ ૧૧મી ફેબરવારી ૧૮૩૪[3]ને દીને વાડીઆજીનાં આતશબેહરાંમમાં સમસત અનજુમન મલી નીચલું કેટલુંક કામ કર્યું હતું. એ મીટીંગની મીનીટ ઉપર ૧૫) સાહેબોની અસલ સહી છે.

---

(૧) આ મીટીંગની મીનીટ ઉપર પંચાએતના ૮) સાહેબોની અસલ સહી છે.
(૨) ચો. ૧૧, બા. ૨, પા. ૧.
(૩) ચો. ૧૧, બા. ૧૧, પા. ૭

(ઙ) એક બાઇના વરે તેણીને ૧૨) વરસ સુધી રાહતી નહી તેથી તે બાઇને બીજું ઘર કરવાની રજા આપી અને ઠેડવ્યું કે જ્યાં શુધી તે પોતાની આગલી બૈરીને બીજા લગન માટેનો ખર્ચ અને ૧૨) વરસ તેણીને થયલો ખચ આપે નહી ત્યાં સુધી એ બાઇના વરને બીજું ઘર કરવાની રજા આપવી નહી.

(ચ) એક સ્ત્રી પોતાના ધણીને રાહતતી હતી નહી. તેણીને બબે ત્રણ ત્રણ વખત પંચાએતના સાહેબોએ તેરાવીને સમજાવી પણ તેણી સમજી નહી. કેટલીક પુછપરછ બાદ અનજુમને ઠેડવ્યું જે "હુંપેઆરૂ જાંગીર પોતાનું ઘેર મુકીને બીજું ઘેર કંઈ લેઇ શખતો નથી ને હેની ઓરત તે ઘરમો જતી નથી ને જબરજશતીથી તે ઘર મંધે મોકલશું તો બેમાંથી એકનાં જાંનની ખોવારી છે વાશતે હુંધેઆરૂ જાંગીરને બીજું ઘેર કરવાની રજા આપી છે."

(છ) એક ધણી દુન્યાદારીના હોશમાં હતો નહી. છોકરી તથા છોકરીનાં માબાપે ઘણો ખરચ કરીને દવાઇ કીધી પણ કાંઇ હોશમાં આવ્યો નહી. તે ઉપરથી છોકરીવાલાઓએ છોકરી માટે બીજું ઘર કરવાની રજા માંગી વાડીઆજી નવરોજી અને ખરશેદજી માણેકજીએ છોકરાને તેડાવીને તપાસ્યો તો તે તદન સાવધ જેવો માલમ પડયો તેથી છોકરાની તરફથી જે છોકરીને જનસ થયલી તે પાછી અપાવી બીજું ઘેર કરવાની રજા આપી.[1]

(જ) એક છોકરો અદરાયા પછી પોતે બદફેલ નીકલી સરકાર તરફથી ૧૪) વરસની કેદ પામી બાતમએ[2] ગયો તે ૧૪) વરસ પછી છુટીને આવે

---

(૧) ચો. ૧૧, બા. ૧૧, પા. ૭.

(૨) બોટની બે (Botany Bay) નામની એક દર્યાના કીનારા પર આવેલી જગ્યા ઓસ્ટ્રેલીઆમા (Cumberland Country, New South Wales, Australia) આવી છે, જ્યાં ઇ. સ. ૧૭૮૭ માં એક કેદીઓનું મથક (A penal settlement) કરવામાં આવ્યુ હતું. ત્યાર પછી એ બોટની બેનું નામ ઓસ્ટ્રેલીઆના કોઇ પણ એવાં કેદીઓનાં મથકને લાગવા લાગ્યું (The name of Botany Bay seems to have struck the popular fancy, and continued to be used in a general way for any convict establishment in Australia. Encylopædia, Britannica, Vol IV. 11th Edition, p. 302) તે પછી આ શબ્દો કોઇ પણ "પીનલ સેટલમેન્ટ" ને લગતા દીસે છે. હાલ એન્દેમન ટાપુ આપણા દેશ માટે એવાં કામ માટે વપરાય છે, તેમ એક વખત પીનાંગ (Penang) પણ વપરાતું હતું. ઇ. સ. ૧૯૨૨ ની મારી એ મથકની મુલાકાત વખતે મેં ત્યાં પુરાણી પારસી કબરાનું એક બીશમાર પડેલું કબરસ્તાન જોયું હતું અને મને ત્યાં કેહવામાં આવ્યુ હતું કે એવા કેટલાક પારસી કેદીઓની ત્યાં કબર હતી.

તેટલાંતો છોકરીની ઉમર ૨૮) વરસની થાએ અને તેટલાં છોકરો જીવે કે મરે અને પાછો મુંબઇ આવે કે નહી એ સર્વ અંધન હોવાથી તે છોકરીને બીજું ઘર કરવાની રજા આપી.[૧]

(ઝ) એક ઓરતનો ખાવીંદ કંઇ આજારના સબબથી દુનીઆદારીનાં કાંમથી બાતેલ થાઇ ગયો હતો. ઘણી દવાઈ કરવા છતાં તેને આરામ થયો નહી. તેથી તેણે પોતે પોતાની ખુશીથી જણાવ્યું કે "મારી જુવાંન ઓરતને હવે ઓરવી રાખવાની મારી જરા ખુશી નથી." તે ઉપરથી પંચાએતે તે ઓરતને બીજો ખાવીંદ કરવાની રજા આપી.[૨]

(ઞ) આ. રૂસ્તમજી મંચેરજી પંથકીએ બેહદીનની છોકરી સાથે પરણુવાની રજા માંગી હતી. તે નહી આપવાથી તે બેહદીનની છોકરીને બહરગામ લઈ જઇને ત્યાં નાતરૂં કરી આવ્યો. તેથી તે ધણીને, તેની ઓરતને, તેની સાસુને, તેના સસરાને તથા તેની સાથનાં સગાંઓને, આશીરવાદ સરનાર મોબેદને તથા તેની શાથે જે કોઇ બીજા સામેલ હોય એમ માલમ પડે તે સરવેને અનજુમનથી બાતેલ કીધાં. અનજુમને ઠેડવ્યું હતું કે જે અંદયારૂ પોતાની છોકરી બેહદીનને ત્યાં આપવા કબુલ થાય તેનેજ બેહદીનની છોકરી લેવાની છુટ છે. તેમ આ ધણીનાં બાબમાં ન હોવાથી તેને ન્યાતબાર મેલવામાં આવ્યો.

એ મીટીંગમાં એવાજ બે પ્રકારનાં કેસનાં ચુકાદામાં ધણી ધણીઓને નેઆત-બાર મેલવામાં આવ્યા હતા.[૩]

(ટ) તા. ૬થી એપ્રીલ ૧૮૩૪[૪] ને દીને એક બાઇ પોતાની છોકરી તરફથી પંચાએતના સાહેબોને અરજ કરેછે કે તેણીનો જમાઈ "આશરે વરશ ૧૫) થઆં પરનેઆ પછીનો કઈ કશી પાંતીથી આદમીગરીમો નથી ને ગંની બેહોરી શાથે છે. એ છોકરીની કંમબખતી હશે કે હેવો બંનાવ બનઓ." એમ જણાવી એ છોકરીને બીજો ખાવીંદ કરવાની પરવાનગી માગે છે. તેમ કરતાં જણાવે છે કે છોકરીની સાસુ તથા દેર પણ તેમ કરવા દેવાને ખુશી છે. વાડીઆ નવરોજી જમશેદજી અને ખરશેદજી માણેકજીએ કોલાબા, જયાં એ ધણી રહેતો હતો, ત્યાંનાં કેટલાક પુરૂશોથી પુછપરછ કરી ખાતરી કીધી કે તે છોકરો "કંઈ દુનીઆદારીનાં હોશમો નથી." તેણીને રજા આપવામાં આવી. ફરામજી કાવસજીએ

---

(૧) ચો. ૧૧, બા. ૧૧, પા. ૭. (૨) ચો. ૧૧, બા. ૧૧, પા. ૭.
(૩) ચો. ૧૧, બા. ૧૧, પા. ૭. (૪) ચો. ૧૧, બા. ૨૦, પા. ૧૭.

તે બાબેનાં સરકયુલર પર તા૦ ૨૦ ઓગસ્ટ ૧૮૩૪ને દીને લખ્યું કે "એ બાબે તરત ઓરતને રજા આપો જે હેનું કાંમ ખરાબ નહી થાએ ને જારે હવે અંનજુમંન મલશે તારે આપડે જાહેર કરીશું જે આએ બીનાં હતી તેથી તે ઓરતને બીજો માંની કરવાની રજા આપી છે ને ઓરતનું કાંમ ખટી[1] નહી કરવું. અંનજુમંન મલતાં વખતે દાડા ભાગી જાએચ ને ઓરતનુ કાંમ બગરે તેથી હેને રજા આપવી જરૂર છે."

૩ પંચાએત કેવા સંજોગોમાં છુટા છેડા કરવા દેતી હતી તેની સાંમતી હકીકત.

આ અને આગલા બાબોમાં છુટા છેડાની કેટલીક હકીકતો આપી છે તે સર્વ ઉપરથી અને બીજાં સાંધણો ઉપરથી પંચાએત કેવા સંજોગોમાં, જરૂર પડે ત્યાં ઘટતી તપાસ કરી, ઘટતી શાહેદીઓ મેલવી પુછપરછ કરી છુટા છેડા કરવા દેતી હતી, તેની સાંમતી હકીકતની નોંધ અત્રે કરવાનું દરૂસ્ત દીસે છે:

(ક) જોડાં વચ્ચે લાંબા વખતના બીનાકેસો.

રોજ ૧૪ મો માહા ૭ મો ૧૧૯૮ તા. ૧૩ મી એપ્રીલ ૧૮૨૯ સંવંત ૧૮૮૫ નાં ચૈતર શુદ ૧૦ વાર શોમને દીને કોટમાં દાદીશેઠની દરેહમેહરમાં સમસત અનજુમનની સભા મલી હતી.[2] તેમાં કરેલા કેટલાક સંસારી મુકદમાઓના ચુકાદા ઉપરથી છુટા છેડા માટે નીચલા સબબો માલમ પડે છે:–

ધણી ધણીઆણી વચ્ચે લાંબો વખત સુધી બીનાકેસો ચાલે ત્યારે જો બેઉ રાજીખુશીથી છુટા છેડા કરવા માંગે ત્યારે રજા આપવામાં આવતી હતી.

(ખ) સ્ત્રીની હંમેશની બીમારી યા તદન અશકતી.

જો કોઇ સ્ત્રી બીમારીના સબબથી હંમેશને માટે તદન અશકત થાઇ પડી હોય તો તેણીના ખાવીંદને બીજી સ્ત્રી કરવાની પરવાંનગી આપવામાં આવતી હતી.[3]

એક ધણીની ઓરત મુંગી હોવાથી રાહુતવાત નહી હોવાથી તેને બીજું ઘેર કરવા પરવાંનગી આપી હતી.[4] સંવંત ૧૮૮૨ ના આશો વદ ૭ ને વાર શોમેને દીને સમસત અનજુમન દાદીશેઠનાં આતશબેહરાંમમાં મલી. પારસી જીવનજી શાપુરજી માસલીવાલાએ ઓરત મુંગી હોવાથી બીજું ઘેર કરવાની

---

(૧) ખોટી. (૨) ચો. ૫, બા. ૪૮.

(૩) ચો. ૫, બા. ૪૮, ૬૯, ૭૦. (૪) ચો. ૫, બા. ૪૬, પા. ૪૩.

રજા માંગી હતી. તે બાઇના બાપે પણ છુટું કરવા કહયું હતું, સબબ કે બેઉ એકમેકને રાહતતાં હતાં નહી. ઠેઠઆયું કે પેહેલે બાઇ બીજું ઘેર કરી જાય તો પછી એ ધણી બીજું ઘેર કરી શકે. તે પછી એ ઓરતે બીજું ઘેર કીધું. તે બાદ તા. ૨૯ મી અકટોબર ૧૮૨૭ ને દીને એ ધણીને બીજું ઘેર કરવાની રજા આપી.

(ગ) સ્રીનું વાજણપણું.

કોઇ બાઇને ફરજંદ નહી થયું હોય ત્યારે કોઇ વખત બાઇ ખુશીથી પોતાના ધણીને બીજી બાઇડી કરવા દેતી.[1] નીચલી હકીકત એવી બાબદનો એક દાખલો આપે છે જે એવા પ્રસંગના કોઇક વીચારોનો ખ્યાલ આપે છેઃ—

એક પારસી બેજનજી સોરાબજી ખરાડી બાઇડીની રાજીખુશીથી બીજી ઓરત કરવાની રજા માંગે છે તે માટે ખાસ સબબ એ જણાવે છે કે, વરસ ૬૦ અને ૫૦ ની ઉમમરના બે વડા ભાઇઓ છે તેઓને પેટે બેટાનું કોઇ ફરજંદ નથી. વલી એની પોતાની ઉમર વરસ ૪૨) ની થઇ ને ધણીઆણી જે વરસ ૩૫) ની થઇ છે તે ધણીઆણી સાથે સારો એખલાસ છે પણ હજુર સુધી કાંઇ ફરજંદ થતાં નથી. તેથી પોતાની ધણીઆણીને રૂ. ૨૦૦૦) સુધીનો અવેજ અને બીજી સારી ગોથવણ કરી આપીને બીજી બેરી કરવાની રજા માંગે છે. આ દાખલો ત્રણ ભાઇઓ વચ્ચે એક પણ છોકરો નહી હોવાથી પાલકની કાલજી માટેનો છે.

બીજી બાઇડી કરવા માટેનો એક સબબ, કે બાયડીને ફરજંદ થતાં નથી, તેનો બીજો નીચલો દાખલો તે વખતના આ બાબતના વીચારોનો ખ્યાલ આપે છેઃ–

ખંદાલેથી એક પારસી તા. ૧૮ મી નંવેમબર ૧૮૩૯[2] ને દીને અરજ કરે છે જે ૧૦) વરસ થયાં બઇરી સાથે અનબનાવ છે. "હવે હંમુથી હવે દીનનાં દશથી[3] હંમારા કબીલામો કોઇ નથી ૧) હંમારો કાકાજી નામે મંછુચેરજી પેશતંનજી દેશલાંઇઆદરનાં તેવંનને ઘેરબી ફરજંદ નહીં ને હંમારે ગેર ૧ ) છોકરી હતી તે પાછી થાઇ કરીને જીવને ધંન[4] આવે છે

(૧) ચો. ૫, બા. ૬૭. (૨) ચો. ૭, બા. ૧૭, પા. ૧૧.

(૩) આ વાકય બરાબર સહમજ પડતો નથી, કદાચ "દીવસ (દીન) ના હોકમ દસ્ત એટલે હાથ યાને સતા; એટલે નસીબ.

(૪) કદાચ "ધ્યાન."

**જો હંમો ઘેર બીજું કરીએ તો હંમારી કંઇ વશતી થાએ. કાંએજે એ ઓરતની ઉમર વરશ ૩૮) પંન હજુર શુંધી કંઈ હેને પેતે થાતું નથી તેથી કરીને......**
**...મંને રજા આપો.”**

(૫) સ્ત્રીની બદફેલી.

ઘણુંક કેસોમાં સ્ત્રીની બદફેલી સબબે મરદને છુટા છેડા આપતી વખતે પણ પંચાએત કાલજી રાખતી કે તેવી સ્ત્રીઓને સમજાવી લઈ સીધે મારગે ઉતારવાનું બને તો તેમ કરવું. એક જગ્યાએ આપણે વાંચયે છીએ કે એક સ્ત્રીએ એક વેશ્યાનાં ઘરમાં જનમ આપ્યો હતો.[1] “તે માલમ પદીઊ તારે પંચાતવાલા શાહેબ લોકોએ તે છોકરીના ભાઇને બોલાવીને તાકીદ કીધી જે તે છોકરીને તાંકીદે પોતાના ગરમો લાવે ને ગણી તાકીદ કીધી જે ખબરદાર તે છોકરીને તથા તેના બચાને કાંઇ આલ આવશે તો તે ઘણી શમશત પંનચાતનો તથા હાકમનો તખશીરવાર થાશે ને હર વખત પંનચાતનો હંઘારૂને મોકલીને તે છોકરીને તથા તેના બચાને ખબર મંગાવા કીધી.” પછી તે બાઇના ભાઇએ તજવીજ કરીને તે છોકરીને બીજું ઘર કરાવી આપ્યું. તે છોકરીના આગલા મરદને બીજું ઘેર કરવાની રજા આપી.

સ્ત્રીને મરદથી છુટા છેડા આપવાના સબબો.

સ્ત્રીને મરદથી છુટા છેડા આપવા કાજેના સબબોમાં આપણે નીચલા જોઇએ છીએ :—

(૬) ખાવીંદની ૧૨) વર્ષ સુધીની ગેરહાજરી.

જો ખાવીંદનેઃ ૧૨ ) વર્ષ સુધી પત્તો નહી મલે તો સ્રીને બીજો વર કરવાની પરવાનગી આપવામાં આવતી. તા૦ ૨૬ મી એપ્રીલ ૧૮૨૯ ને દીને મુંબઇવાલા સાહેબો એક કાગજ[2] તાલચેરી બંદરે પારસી દારાશા ખરશેદજી[3] તથા ત્યાંની સમસત અનજુમન ઉપર લખે છે. તે ઉપરથી માલમ પડે

---

(૧) ચો. ૫, બા. ૪૮, પા. ૪૬.

(૨) ચો. ૨, બા. ૬૭ પા. ૫૭. (૩) આ દારાશા ખરશેદજી તાલચરીવાલા સુરતથી ૧૭૭૩ માં મુંબઇ આવ્યા હતા, અને શેઠ દાદીભાઇ નોશરવાનજીને ત્યાં કરાણીના ચાકરીએ રહયા હતા અને તેઓ તરફથી કારગ ( Coorg ) ના રાજા સાથે વેપાર ચલાવવાને ઇ. સ. ૧૭૮૭ માં ત્યાં ગયા હતા. દાદીભાઇના ૧૭૯૯ માં નીપજેલા મરણ પછી તેવણુ પોતે કુરગ, તાલચેરી માઇસોર વીગેરે ઠેકાણા ઉપર વેપાર કરતા હતા. અંગ્રેજોને કુરગનો કીલ્લો જીતવામાં મદદ કરવા ઉપરથી તેવણુને રૂા. ૭૦૦ નો દરમાઓ બાંધી આપવામાં આવ્યો હતો. તા૦ ૭ મી મે ૧૮૫૨ ને દીને ૮૫ વરસની ઉમરે સુરતમાં મરણ પામ્યા હતા ( પા. પ્ર. I. ૫૯૫ ).

છે કે કોઇ મરદ ૮--૧૦ વરસ સુધી બહાર ગામ નીકલી ગયો હોય અને તેનો પતો નહી માલમ પડે તો તેની ધણીઆણીને બીજું ઘેર કરવાની રજા આપવા આગમચ ગામે ગામ પતર લખી તે ધણી માટે ખબર કાઢવામાં આવતી હતી. એ પત્રમાં લખે છે કે છ માસ સુધીમાં ખબર નહી મલશે તો છોકરીને બીજે ઠેકાણે પરણાવવા પરવાંનગી આપવામાં આવશે. આ કાગજ અંદયારૂ રૂસ્તમજી મંચેરજીને હાથોહાથ આપી તેને તલછેરી (તેલીચેરી) મોકલવામાં આવ્યો કે ત્યાં જઇ ખબર કાઢે ને ત્યા તે છોકરો હોય તો તેની જુબાની લખી લાવે. આ એક ખાસ ધ્યાન ખેંચવાજોગ દાખલો છે કે પોતા હજુર આવતી બાબદ માટે જુસ્તેજોઇ કરવા પંચાએતના સાહેબો ખાસ ખેપ્યાને દુર દેશ મોકલતા.

ઉપર પરમાણે એકેકો કાગજ શીરીંગાપતમ મધે આ. દાદાભાઇ હોરમજી ઉપર, કાનાનુર મધે સોરાબજી મેરવાંનજી ઉપર અને કલીકત મધે પારશી શાપુરજી અરદેશર ઉપર લખવામાં આવ્યો હતો કે એ છોકરા નામે નસવાંનજી બેહલાસા કોઇદારૂની ખબર કાઢવામાં આવે.

ઉપર પ્રમાણેજ ખબર કાઢવાને કાગજે અધ્યારૂ જમશેદજી સોરાબજી લશકરી તે ઉપલા છોકરાની બૈરીના મામા, શ્રી માંગરોલ શેઠ એદલજી હોરમજી ગાંધી ઉપર, કાનાનોર ભાઇ સોરાબજી મેરવાનજી ઉપર, તાલચેરી બંદરે દારાશાહ ખરશેદજી ઉપર, અને કલીકત બમનજી ફરદુનજી ગઝદર ઉપર લખી મોકલે છે.[૧]

ઉપલી પુછપરછના સંબંધમાં કલીકત બંદરેથી અરદેશર શાપુરજી તથા ત્યાંની સમસ્ત અનજુમનનો વાડીઆ નવરોજી જમશેદજી ઉપર તા૦ ૧૪મી સપટેમબર ૧૮૨૯ નો એક પત્ર આવ્યો છે તેમાં ઉપલાં તા૦ ૨૬ એપ્રીલ ૧૮૨૯ નાં પત્રની પોંહચ કબુલ રાખી જણાવે છે કે ઉપલા છોકરા આ. નસરવાનજી બેહલાસાની બાબદમાં એ કલીકતની અનજુમને મલબારને લગતાં ગામો જેવાંકે માંગલોર, હુનાવર, કુન્દાપોર, કાનાનોર, કારેક તથા તાલચેરી તા. સીરીંગાપટમ તા.[૨] મઇસુર, તા. કોચી (કોચીન), તા. આલપાઇ, તા. કાઇકોલામ એટલે સર્વે ગામ

---

(૧) ચો. ૨, બા. ૬૭, પા. ૫૮.

(૨) ચો. ૩, બા. ૪૬, પા. ૩૧

ખબર કહડાવી હતી પણ કેઠે પતો મલતો નથી. લખે છે જે "જવાબ લખતાં ગંનાં દાડા થઆ છે તે માફ કરજો કેમજે શરવે થેકાંનેથી ચોકશ ખબર મંગાવતાં દારા લાગા છે." કલીકતના એ કાગજ ઉપર, ત્યાના નીચલા સાહેબોની સહી છે:—અરદેશર શાપુરજી રતંનદોરાબના, મંચેરજી રતનજી અપુ. એદલજી ફરામજી, ખરશેદજી નશરવાનજી, અને ખરશેદજી પેસતનજી. આ પત્ર ઉપરથી દીસે છે કે હાલના કરતાં આગલા વખતમાં પારસીઓ દક્ષીણ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં ફેલાયા હતા.

એવોજ એક બીજો દાખલો[1] નોંધાયો છે તે પારસી આદરજી બમનજી હસોત્યાનો છે કે જે ૧૭ વરસ થયાં બહારગામ ગયલો હતો. તેનો પતો નહીં મલવાથી તે બાએ ગવાહી લઇને તજવીજ કરીને તેની ધણીઆણીને બીજું ઘર કરવાની રજા આપી. એ બાબદમાં રોજ દીન માહ બહમણ ૧૧૯૪ તા૦ ૨૨ ઓગસ્ટ ૧૮૨૫ ને દીને સમસ્ત અનજુમન શેઠ દાદીભાઇ નશરવાજીની દરેહુમેહર મધે મલી હતી તેમાં ઠરાવ થયો કે "આપરો અશલથી શરેશતો છે જે કોઈ મરદ વા.[2] ૧૨) શુધી પરદેશથી આવે નહી તો તેની ઓરતને બીજું ગેર કરવાની રજા આપીએ છઇએ." તેથી એ બાઇને રજા આપી.

(ખ) ખાવીંદની ચાલુ રખડતી રઝડતી જીંદગી. કોઈ સ્ત્રીનો ખાવીંદ હોય પણ તે રખડતો રજડતો થયો હોય અને સદરો નહી રાખી દુરવંદો સાથે ફરતો હોય અને સમજાવ્યા છતાં રાહપર નહી આવતો હોય તો તેની સ્ત્રીને બીજો વર કરવા દેવા પરવાનગી આપવામાં આવતી. એવા એક ધણીને માટે ઠેડવ્યું જે "હેને કેઠે ગંમબારમો તથા આદરીઆંનમો કેઠે ઉભો નહી રાખે ને મરે તારે દખમામો નહી નાખે."[3]

અડરાવ્યા પછી, પણ પરણાવા આગમચ, જો છોકરો રખડતો ફરવાની ફરીઆદ થતી અને માલમ પડતું કે તે સબબે છોકરાનો બાપ છોકરાને પરણાવી નહી આપતો, તો તે અદરાયલી છોકરીને બીજે ઘેર પરણવાની રજા આપવામાં આવતી.[4]

---

(૧) ચો. ૫, બા. ૨૫ પા. ૨૨.

(૨) વરસ.

(૩) ચો. ૫, બા. ૪૯, પા. ૪૭, તા૦ ૨૬ મી અકતોબર ૧૮૩૦ ની નોંધ.

(૪) ચો. ૫, બા. ૫૯, પા. ૫૩.

એક બાઇએ પોતાનો ખાવીંદ ૧૨) વરસ થયાં ઘેલો થઇ જવાથી બીજું ઘેર કરવાની રજા માંગી. તે આપવામાં આવી.[1]

(ગ) ખાવીંદનુ દેવાનાપણું. આવાં ઘેલાંપણાંની બાબદના સંબંધમાં કાંઇ ભુલ ન થાય તે માટે પંચાએત દાલજી રાખતી હતી. કોઇ ધણીને દીવાનો ઠેડવવા બાદ તેનાં દીવાનાંપણાં બાબે કોઇ શક દેખાડતું, તો ફરીથી તેની તપાસ કરવા પંચાએત તયાર થતી હતી. તેનો એક દાખલો નીચે પ્રમાણે છે:[2]— અંધ્યારૂ શાપુરજી અરદેશર ખંભાતાની છોકરી નાલીબાઇનો ખાવીંદ ૧૨) વરસ થયાં ગેલો થઇ ગયો હતો. તેથી તા૦ ૧૧મી ઓગસ્ટ ૧૮૩૦ ને દીન દાદીભાઈ નશરવાનજીના આદરયાન મધે અંજુમન મલી હતી. ત્યાં રજા આપવાનું ઠેડવ્યું હતું. પણ તે વખતે તે છોકરાના મામા અંદયારૂ પાલનદારૂ કહેવા લાગો હતો જે એ છોકરોતો સારો છે. તે ઉપરથી ત્યાં પંચાએતના સાહેબોએ તે ધણીને ફરીથી તક આપવા કહયું કે જો તેના કહેવા પ્રમાણે તે છોકરો સારો હોય તો તે છોકરાને લઇને તે ધણીએ વાડીઆજી પાસે જવું. ત્યાર પછી ૧૦) વખત તે છોકરાના મામાને પંચાએતના મોબેદ શાપુરદારૂ પાસે તેડાવ્યો તોપણ આવ્યો નહી. છેલ્લે તા૦ ૧૨મી અકટોબર ૧૮૩૦ ને દહાડે કહેવાડયું તે છતાં આવ્યો નહી અને કહેવાડયું કે "મારે કંઇ છે નહી રજા આપવી હોએ તો આપો".[3] તે ઉપરથી પંચાએતના સાહેબોએ એ દીને તેને રજા આપી. એ ઠરાવ ઉપર ૬) સાહેબોની અસલ પોતાની સહી છે.

કોઇ છોકરો બાઇડીને રાહને નહી અને હવે પછી રાહતવાનો કાંઇ સંભવ પણ દીસે નહી તો છોકરીને બીજું ઘેર કરવાની રજા

(ઘ) સ્ત્રી સાથે રાહાવાત અને ગુજરાન નહી કરતું. આપવામાં આવતી. એક કેસમાં મરદે ૧૨) વરસ સુધી પોતાની બાઇડીને કાંઇ ખાધા પીધાનું તથા કપડાં પુછયાં નહી તેથી તે બાઇડીને છુટી કરી પણ વરને માટે ઠેડવ્યુ કે તે છોકરી પાછલ તેણીના બાપે કરેલો ખર્ચ તે મરદ ભરી આપે નહી ત્યાં સુધી તે મરદને બીજી બાઇડી કરવાની રજા આપવી નહી.[4]

(૧) ચો. ૫, બા. ૫૨,
(૨) ચો. ૬, બા. ૬૫, પા. ૫૯.
(૩) ચો. ૬, બા. ૬૫, પા. ૫૯.
(૪) ચો. ૫, બા. ૬૫.

તા. ૧૧ મી ફેબરવારી ૧૮૩૪[1] ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં મલેલી સમસત અનજુમનની સભા હજુર નામરદીનો એક

(ડ.) નામરદી.

કેસ હતો. એક પારસી સુંઠારની અરજી હતી કે જમાઇ દુન્યાદારીમાં નથી. દવાઇ કરવા છતાં પણ સુધરતો નથી. પંચાએતના સાહેબોએ તે છો[illegible]રને બોલવીને તપાસ્યો તો ના[illegible] પેઠે [illegible]યા કીધું. તેથી સમસત અનજુમને છોકરીને બીજું ઘેર કરવાની રજા આપી. એજ પ્રમાણે એક બીજી બાઇને પણ બીજું ઘર કરવાની રજા આપવાનો દાખલો નોધાયલો છે.[2]

છોકરાને લાંબી મુદતની કેદની સજા થઇ હોય ત્યારે તેની અડરાયલી બાયડીને બીજું ઘેર કરવાની રજા આપવામાં આવતી. એવો આગલ

(ચ) ખાવીંદને લાંબી મુદતની કેદની સજા.

ઇસારો કરવા મુજબનો એક કેસ નીચલો હતો:—એક છોકરીને અડરાવામાં આવી હતી પણ લગન થાય તે આગમજ જ્યારે છોકરીની ઉમર ૧૪ ની હતી ત્યારે છોકરાને કાંઇ બદફેલીને લીધે ચોરીમાં પકડાયાથી ૧૪ વરસની તેપ મલી હતી. તેથી છોકરીને બીજે ઘેરે પરણાવવા તા. ૧૧ મી ફેબરવારી ૧૮૩૪ ની સમસત અનજુમનની મીટીંગમાં રજા આપવામાં આવી હતી.[3]

ખાવીંદ બીજી દીન ઉપર એકીન રાખે તો ધણીઆનીને છુટાછેડાનો હક મલતો. જીવનજી જામાસ્પજી દુમસ્યા પોતાના જમાઇ

(છ) ખાવીંદનું વરલી જવું.

માટે ફરયાદ કરે છે કે તે દીનથી બેદીન (એટલે દીન વગરનો યા વટલી ગયલો) થઇ ગયો છે, દેશેદેશ રઝળતો ફરે છે, મુસલમાન હીંદુને ત્યાંનું ખાય છે, ખલાસીનું કામ કરે છે, સદરો કુસ્તી બદન ઉપર રાખતો નથી. તેથી પોતાની છોકરીને બાજો ખાવીંદ કરાવવા અરજ કીધી.[4]

છુટાછેડા કરવાની બાબદ હંમેશાં આખી અનજુમન હજુર રજુ કરવામાં આવતી હતી. તા. ૨૫ મી નવેમબર ૧૮૨૯ ની

૪. છુટા છેડા માટે સમસ્ત અનજુમનના રજાની જરૂરી.

એવી એક અરજીના સંબંધમાં દીવાનાપણાંનો કેસ તદન ખોલ્લો હોવાથી સોરાબજી વાછાગાંધીની મીનીટ પ્રમાણે તેવણે અનજુમન મેલવવાની કાંઇ જરૂર જોઇ નહી, તે ઉપરથી ખરશેદજી માણેકજી આગલા રેવાજને યાદ કરી

(૧) ચો. ૫, બા. ૬૯, પા. ૬૪. (૨) ચો. ૫, બા. ૭૦, પા. ૬૭.
(૩) ચો. ૫, બા. ૬૯, પા. ૬૪. (૪) ચો. ૭, બા. ૭. પા. ૪,

લખે છે કે "હેવાં કાંમ મ'ધે હર વખત અ'જુમ'ન મેલવેઆ વગર કોઇને રજા અપાશે નહી. વાશતે ભાઇ ફરાંમજી કાવશજીએ તા. વાડીઆ બહમ'નજીએ અ'જુમન મેલવીને રજા આપવી લખુ' છે તે ગ'નુ મુનાંશેબ લખુ' છે."[1]

એવી અનજુમનની મીટી'ગમાં જ્યાં ખુલ્લી યા તકરાર વગરની બાબદ હોતી ત્યાં કોઇ વખતે ઘણુા સાહેબો હાજર થતા હતા નહી. ખુદ પ'ચાએતના મેમબર સાહેબો પણુ કોઇ વખત બે ચારજ હાજર થતા. તેનો એક દાખલો આ છે. સ'વ'ત ૧૮૮૬ ના પોશ શુદ વાર ગરેઉ તા. ૩૧ મી ડીસેમબર ૧૮૨૯ રોજ ૧ લો માહ ૪ થાને દીને શેઠ દાદીભાઇ નશવાંનજીની દરેહમહેરમાં સમસ્ત અનજુમન બે સ્ત્રીઓને બીજો ખાવી'દ કરવાની રજા આપવા માટે વીચાર કરવાને મલી હતી. ત્યાં પ'ચાતનાં મેમબરોમાંથી ફકત બે જન વાડીઆજી નવરોજી જમશેદજી તથા ખરશેદજી માણેકજી મલ્યા હતા.[2] તે અનજુમનની મીનીટ ઉપર વાડીઆ નવરોજી જમશેદજીએ નીચે પ્રમાણે નોધ કરી છે:—"એ કામ બાબે બધા શાહેબોએ તેહેનાણી અરજી ઉપર લખેઉ હતું જે નાંહાલી મોહોતી અ'જુમ'ન મલીને રજા આપવી. તે ઉપરથી નાહલી મોહોતી અ'જુમ'ન મેલવી તે વારે હ'મારે ને ખરશેદજી વીગરે કોઇ શાહેબોએ તશદી લીધી નહી તેથી નાચારે હ'મો બેઉ જ'નાંઓએ તજવીજ કરીણે રજા આપી છે." એ મીનીટ પચાએતના બીજા સાહેબોમાં ફરતી કરવા પછી તે સાહેબોએ એ કામ ઉપર પોતાની બહાલી દેખાડવા માટે સહી કીધી છે.

૫. આ અરસામાં સ'સારી બાબદોમાં સોગ'દ આપવાની રીતી. આ અરસામાં સોગ'દ આપવામાં આવતા હતા, તેની નીચલી રાહ રીતીઓ આપણે જોઇએ છીએ.:—

(ક) આતશ ઉપર સોગ'દ. કોઇને પ'ચાએતના સાહેબો સોગ'દ આપતા તો કોઇ વખતે આતશ ઉપર સોગ'દ આપતા. એવો એક દાખલો તા. ૩૦ મી જુલાઇ ૧૮૩૦ નાં ફરાંમજી કાવસજીનાં વાડીઆ નવરોજી જમશેદજી જોગાં કાગજમાંથી મલે છે.[3] એ પત્રમાં જણાવે

---

(૧) ચો. ૬, બા. ૯. ચો. ૬, બા. ૯. કોઇ અગતની વખતે જ્યારે મુકદમો ખુલ્લો હોતો ત્યારે પ'ચાએતના સાહેબો રજા આપતા અને પછી અનજુમન મલે ત્યારે બાહાલી માટે રજુ કરતા (જુઓ ઉપર પા. ૪૫૯). (૨) ચો. ૬, બા. ૨૧, પા. ૧૩.
(૩) ચો. ૬, બા. ૫૧, પા. ૩૮.

છે કે આતશ મંગાવી તેની ઉપર સોગંદ આપી ધણી ધણીઓની તેઓએ કહેલી બાબદ ઉપર સહી લેવી જોઇએ. તેમ થતાં તેઓની સહીની સામે પંચાએતના મોબેદ શાપુરદારૂ અને મેહતા અરદેશરે શાખ કરી લખ્યું જે "શોગંદ હમો દેખતાં ખાંધાં છે."[1]

(ખ.) આતશબેહરામમાં સોગંદ.

વળી કોઈ વખતે આતશબેરાંમમાં સોગંદ આપવામાં આવતા હતા. તેનો એક દાખલો નીચલો છે:—તા. ૨૦ મી મે ૧૮૨૪ ને દીને સમસત અનજુમન દાદીશેઠનાં આતશ બેરામમાં મલી હતી. ત્યાં એક પારસી (પાલનજી), જે બેરાંમજી કાવજીબનાજીની સાથે પેગુ (બરમા) ગયો અને જેનો અને ૧૨ વરસ થયાં પતો લાગો નહી હતો, તેની બાયડીએ બીજો વર કરવા રજા માંગી. તેના સંબંધમાં લખે છે કે "એવી વીગતે આશામી શાત મલીને આતશબેહરામ મધે શોગંન ખાઇને કઉ."[2]

(ગ) વંદીદાદના પોથા ઉપર સોગંદ.

આ અરસામાં આપણે કુસ્તી પાદીઆબ કરાવી વંદીદાદના પોઠા ઉપર હાથ મુકાવી સોગંદ આપવાની રીત જોઇએ છીએ.[3] તા. ૧૯–૯–૧૮૩૧ ને દીને સમસત પંચાએત વાડીઆ હોરમજી બમનજીનાં ઘેરમાં મલી હતી. તે વખતે મોબેદ લોકોએ વાડીઆજીનાં આતશબેરાંમ વીગેરેની બાબદમાં "પત્તારા"[4] જોડયા હતા, તેની હકીકતમા આ રીતે સોગંદ અપાયા હતા.

(ઘ) કુસ્તી પાદયાબ સાથે સોગંદ

પછવાડેના અરસામાં આ સખતાઇ નરમ થતી ગઇ અને ફકત કુસ્તી પાદીઆબ કરાવી કશમ આપી શાહેદી લેવામાં આવતી હતી. તા. ૧૧ મી માર્ચ ૧૮૪૦ ને દીને[5] વાડીઆજી નવરોજીના તંબુમાં મીટીંગ થઇ હતી. ત્યાં બાબદ આ હતી: એક પારસીએ "પોતાની ઓરતની બદફેલીની અરજી કરી હતી તે વીશેનાં શાહેદ ગોહાઇ આવેઆ હતા તેનાંને કુશતી પાદીઆવ કરાવી કશંમ આપીને શાહેદી લીધી."

---

(૧) ચો. ૬, બા. ૫૧, પા. ૩૮.
(૨) ચો. ૫, બા. ૮, પા. ૭. (૩) ચો. ૨, બા. ૨૬૭, પા. ૧૯૬.
(૪) છુપે નામે સખ્ત અને ખરાબ ભાષામાં લખાયલા ટીકા.
(૫) ચો. ૧૫, બા. ૧૬, પા. ૧૫.

(ક) આ અરસાની હકીકત ઉપરથી શાહેદી લેવાની બાબતમાં એવું દીસે છે કે કોઇક વખત પંચાએતના સાહેબો પોતાના મોબેદ શાપુરદારૂ એદલદારૂ તથા પારસી અરદેશર દાદાભાઇ તે પંચાએતના મેહેતા, એ બન્નેને કોઇ બાબદમાં શાક્ષી લેવા કાજે ધણીને ઘેર મોકલતા હતા.[1] ત્યાં જઇ તેઓ જુદા જુદા શાહેદોના કેહેણ (statements) લખી લાવતા. દાખલા તરીકે, તા. ૨૧ એપ્રીલ ૧૮૨૯[2] ને દીને ઊપલા બે ધણીઓ એક પારસી (રાંનજી) ના ઘરમાં ગયા હતા અને ત્યાં કાવજી, જેવણે પોતાની ઓરતની બદફેલીને લીધે બીજી ઓરત કરવાની રજા માંગી હતી, તેવણની ઓરત બાબે શાહેદી લખી લીધી હતી. એ બાઇને પંચાએતના સાહેબોએ તેડાવી હતી પણ તે આવી નહી હતી, તે ઉપરથી તેણીને ઘરે ઉપલી તપાસ કરાવી હતી.[3] બીજી વખતે મુલાં ફીરોજનાં ભોજાઇ અને ભત્રીજીની શાહેદી એમ તેઓને ઘરે લેવાઇ હતી.[4]

**૧. શાહેદી લેવાની રીતી.**

(ખ) કોઈ વખતે એવી શાહેદી લેવાનું કામ કોઇ જાણીતા પુરૂષોને સોંપવામાં આવતું હતું. દાખલા તરીકે, રોજ ૨૦ મો માહ ૮ મો ૧૧૯૩ તા. ૨૦ મેહ ૧૮૨૪ ની સમસત અનજુમનની સભા દાદીભાઈ નસરવાંનજીનાં આતશએરામમાં મલી હતી, તેની હકીકત ઉપરથી માલમ પડે છે કે પારસી હીરાજી લીમજી તુકીનાં બીજી બાયડી કરવાની રજા માંગતો હતો તેનાં સંબંધમાં ઠેરવવામાં આવ્યું હતું જે મુલ્લાં ફીરોઝ તથા દસ્તુર એદલજી દેરાબજી સંજાણાએ મોહકલેદારોની શાહેદી લેવી.[5]

---

(૧) ચો. ૨, બા. ૭૧, પા. ૬૧. (૨) ચો. ૩, બા. ૪૪, પા. ૨૭.

(૩) આ બાબત તા. ૨૭ ઓગસ્ટ ૧૮૨૫ ને દીને પંચાએતની મીટીંગમાં રજુ થાઇ, ત્યાં બધા સાહેબોએ ઉપલા ધણીને બીજી બાયડી કરવાની રજા આપવાનું દરસ્ત ધાર્યું હતું. ફરાંમજી કાવસજીએ સહી કરતાં જણાવ્યું કે "હમારે રજા આપવાની મંના નથી પંન એ ઓરતને જે મરદે હેને ખરાબ કીધી તેને પબલીક જરનલ. (જનરલ) પંચાત મેલવીને જે કાંઇ પંચાતની નજરમાં આવે તેને દીશગરેશ કરીને રજા આપે." જમશેદજી જીજીભાઇએ સહી કરતાં લખ્યું કે "આપરી અંજુમંનનો દશતુર છે જે એ પારશંનણે પબલીક માટીંગમો બોલાવીને પુછપરીછ કરવી શજાવાર છે હવે હેની શાહેદી શરવે લધી છે તે દરૂશ છે પંન હજુર પન એ પારશંન તા. ૮ જ્ના જે કાંઇ ઉપર ભાઇ શાહેબ ફરાંમજી કાવશજીએ લખેલ છે તે કરવું જરૂર છે ને એ ધંનીણે રજા આપી છે." (ચો. ૩, બા. ૪૪, પા. ૨૭.)

(૪) ચો. ૧ ક, બા. ૮૪, પા. ૬૨. (૫) ચો. ૫, બા. ૮, પા. ૭.

આગલ આપણે કોઈંક દાખલાઓ જોયા કે પારસી પંચાએતના સાહેબો જો કોઇ ભુંડી સ્ત્રી કમાર્ગે જતી માલમ પડતી, તો તેણીને બનતી કોશેશ કરી તેણીને રાહુપર લાવવાનો માર્ગ લેતા; અથવા તો કંઇ નહી તો તેણી વધુ વીખરાઇ કોમને ખરાબ નહી લગાડે, તેમ કરતા. એ માટે કોઈકને મુસારો આપતા તો કોઇને નાતરૂ કરાવી સંસારમાં ગોથવી દેતા હતા. આ અરસામાં એવા કોઈક દાખલા નીચે પ્રમાણે છે :—

૭. કોઇ ભુંડી ઓરતોને વધુ વીખરાતી થતી અટકાવવાની કોશેશ.

(ક) એક દાખલો તા. ૧૪ મી જુલાઇ ૧૮૩૦ ના દીવસનો હતો. એક પારસી સ્ત્રી પોતાને સાસરે કઇ ખોટું કહીને ત્રણ ચાર દહાડા ડુંગરવાડી જઇ રહી હતી.૨ ચાર દહાડે પાછી સાસરે આવતાં સાસરીઆંઓએ તેણી ફરીથી નહાસી નહી જાય તે કાજે પગમાં બેરી વટાક નાખી હતી. દુર બેસવાનો ઢોંગ કરી કેટલક દીવસ એમ દુર બેસી તેણી પાછી નહાસી ગઇ. તે ઉપરથી તેણીના સસરાએ પંચાએતને પત્ર લખી ફરીઆદ કીધી અને પોતાના છોકરાને બીજી બૈરી કરાવા જાહેર કર્યું. વાડીઆ નવરોજી જમશેદજીએ તે ધણીને સમજાવ્યો કે "તંમારા દીલથી વીચારીને કબી એક વાર હેાા તકદીર અખશીને ગરમો ગાલો તો બેતર છે ને તંમારી નહીજ મરજી હોએ તો તંમો કેવો જે એ છોકરીને શજા દેવરીએ." સાસરીઆ વારાઓએ તેણીને પોતાને ત્યાં રાખવા ના પાડયું ત્યારે નાચારીએ વાડીઆજીએ "તે રાંડને પકડી લાવાને શાપુરદારૂને કેઉ."

(ખ) સુલેહ સંપજથી રાહતવાત કરાવવાનો એક દાખલો તા. ૨ જી ઓગસ્ત ૧૮૩૨ ની સમસ્ત પંચાતની સભા૩ ફરામજી કાવસજીની ઓફીસમાં મલી હતી તેનાં હેવાલમાં મલેછે, જેમાં પંચાએતના સાહેબો ફરીઆદ કરનાર ધણીને આગ્રહ કરે છે કે "તંમો હંમારા શખુંન કબુલ કરીણે એકવાર ફરીથી તંમારી ઓરતને તંમારા ઘરમો લેઈ જાવો અંને શરવે કજીઓ બરતરફ કરીને

(૧) ચો. ૬, બા. ૭૦ પા. ૬૦.

(૨) એ ડુંગરવાડી તે હાલની આપણી ડુંગરવાડી નહી પણ મઝગામ તરફની કોઇ જગ્યા હતી કે જેને માટે એ બાબદનાં લખાણોમાં પછવાડેથી "ડુંગરી" કરી બોલવામાં આવે છે. (ચો. ૬, બા. ૭૦, પા. ૬૦.)

(૩) ચો. ૮, બા. ૨૬. પા. ૨૬.

પાછું તંમારૂ ઘેર રાટો."[1] તે ધણીએ કબુલ કીધું કે "મંને લખી આપો જે ફરીથી મારી ઓરત બદશાલુકથી ચાલે નહી." તેથી પંચાએતના સાહેબોએ એક બીજો દહાડો ઠેરાવ્યો કે તે દીવસે તે ઓરતને તેડીને નશીએત કરે.

( ગ ) તા. ૩ જી ફેબરવારી ૧૮૩૦ ને દીને નવરોજી વાડીઆ ફરામજી કાવસજી ઉપર એક પત્રર લખે છે, તેમાં એક બાઇની હકીકત આપે છે કે તેણી રખડતી ફરતી હતી તેથી પંચાએતવાલા સાહેબોએ તે સમાર્ગે ચાલે કરી એક ધણી સાથે તેણીને નાતરૂં કરાવી આપ્યું હતું. પણ ત્યાર પછી પણ તે આડે માર્ગે ચાલવા લાગી અને તેણીને હમેલ રહયા. તેણીના નાતરાંનાં વરે જણાવ્યું કે હમેલ તેની તરફના ન હતા. ત્યારે નવરોજી વાડીઆ તેણીને વધુ ખરાબ થતી અટકાવવા માટે લખે છે કે "તે કઇ હેને શંગરે હેવું નજર આવતું નથી કાંએજે રાંડ વશ[3] તો ખરી.....આપરેજ તેની શાતે નાતરૂ કરવાની રજા આપી." એમ લખી એવણ તેણીને દર માસે રૂ. ૫) આપવાની ભલામણ કરે છે કે "જે રખરતી ફરે છે તે રેહે પછે તેનાં ગાતીને તેડાવી તમારે પાશ મોકલશું.....પંચાતનાં ધરંમ હાંધરા લુલાને ખાતે ઉધારીને આએ ઓરતને રૂ. ૫)" આપવામાં આવ્યા.

( ઘ ) કોઇ બદફેલ સ્ત્રીને, તેણીનાં વરને બીજું ઘર કરવાની રજા આપવા બાદ પણ, ભલે માર્ગે ખેંચેલી રાખવાનો એક બીજો દાખલો નીચે પ્રમાણે છે :—એક પારસીને તેની સ્ત્રીની બદફેલીને લીધે બીજું ઘર કરવાની રજા આપી, પણ તા. ૩જી એપ્રીલ ૧૮૩૫ ને દીને વડથાજી નવરોજીનાં ઘરમાં સમસ્ત પંચાએત મલી હતી,[4] તેણે ઠેરાવ્યું જે "જાં શુધી એ છોકરી બીજું ગેર કરે તાં શુધી પંનચાતના ધરમખાતાંમોથી માશ ૧ ના રૂ. [5] લેખે દરમાઓ આપીશું તારે તે છોકરી ઉપર કાઇબી પંનચાતની કાંઇબી દાબ રેશે

---

( ૧ ) રાહ ા.

( ૨ ) ચો. ૬, બા. ૧૮, પા. ૬૧.

( ૩ ) "વશ" શબ્દનો અર્થ 'subjected, enchanted, subdued" વીગેરે થાય છે, પણ આ શબ્દ અંહી અગ્રેજી "worse" દીસે છે.

( ૪ ) ચો. ૫, બા. ૭૨, પા. ૬૯–૭૦.

( ૫ ) રકમની જગ્યા ખાલી છે.

નહી તો ઉલતી બેહાઈ પકડશે. વાશતે પનચાતમોથી મહીનો આપશું. પણ હેની બદફેલ માલમ પડશે તો એનો દરમાઓ બંદ કરશું."

(છ) એક ધણીને તેની પેહલી બાયડી ભુંડી હોવાને સબબે બીજી બાયડી કરવાની રજા આપવામાં આવી હતી. શમસ્ત અનજુમને તા. ૧૭ મી જાનેવારી ૧૮૩૩ ને દીને એક દસ્તાવેજ[1] લખાવી લઇને રજા આપી હતી. એ ધણીએ પેહલે તા. ૨૭ મી આગસ્ત ૧૮૨૮ ને દીને અરજી[2] કરી પોતાની ઓની બદફેલી માટે ફરીઆદ કીધી હતી કે તેણીએ હરામ ઇલતથી એક છોકરાનો જનમ આપ્યો હતો. વલી અરજી કરવાના દીવસની ૧૫–૨૦ દહાડા આગમચ છ માસની ઉમ્મરનું છોકરૂં પાડયું હતું. ખરશેદજી માણેકજીએ એ બાબે પુછપરછ કરી હતી અને તેની અરજી ઉપર તા. ૧૪ મી ડીસેમબર ૧૮૨૮ ને દીને રીપોર્ટ કીધો હતો કે તેણીના ભાઇએ પણ દલગીરી સાથે એ વાત કબુલ કીધી હતી તે વખતે ખરશેદજી માણેકજીએ તે ભાઇને "તાકીત કીધી જે ખબરદાર તે બાઇને હવેથી તપાશી રાખજે કઇ તે બાઇ ઉપર જુલમ કરશો ના." તે વખને પંચાએતે તે બાઇ વધુ ખરાબ માર્ગે ન જાય અને સચવઇ રહે તે અરથે તે ખાવીંદને કહયું હતું કે તેણે તેણીને દર માસે રૂ. ૨) આપ I. પણ તેની પોતાની હાલત ગરીબ હોવાથી પંચાએતનાં ધર્મખાતાંમાંથી ધરમ દાખલ તે "ઓરતનાં ગુજરાંનને કીજે દા. માશ ૧) નાં રૂ. ૩) નરંગુનો મુશારો" આપવામાં આવતો હતો.[3] હવે જ્યારે ચાર વરસ બાદ તે ધણીએ બીજી બાયડી શોધી કહાડી અને લગન માટે પરવાંનગી માંગી ત્યારે એવી શરતે તે આપવામાં આવી કે તેણે દર માસે હવેથી પેહેલી બાયડીને રૂ. ૩) આપવા. તેમ તેણે કબુલ કીધું. તેથી પંચાએતની વહીમાં તેની પાસે તા. ૧૭ મી જાનેવારી ૧૮૩૩ ને દીને પંચાએતના મોબેદ શાપુરદારૂ અને પંચાએતના મેહતા અરદેશર દાદાભાઇ હજુર સહી કરાવી પંચાએતનાં દફતરમા તેની પાસે દસ્તાવેજ લખાવી લીધો.

(ચ) તા. ૧૪ મી અકતોબર ૧૮૩૪ ને દીને વાડીઆ જમશેદજીનાં ઘરમાં સમસ્ત પંચાએત બેઠી તેમાં એક કામ આ હતું કે દીનબાઇ નામની

---

(૧) ચો. ૯, બા. ૪, પા. ૧૦.

(૨) ચો. ૨, બા. ૩૧, પા. ૨૮.

(૩) દર (૪) ચો. ૫, બા. ૪, પા. ૧૦.

એક સ્રી જેણી ખરાબ વર્તણુંકની હતી તેણીએ બીજું ઘર કરવાની રજા માંગી. તે બાબે ઠેડવ્યું [1] કે "એ દોકરી હાલ પોતાના બાપનાં ગરમો જઇને રેહે પછે પંચાતનાં શાહેબો એ બાબેની ચોકશ તજવીજ કરીને તેનો જવાબ દીધામો આવશે. હેવી રીતે કેહીને તે છોકરીને તેનાં બાપનાં ગરમો મોકલી છે." એ પછી તા. ૨૦ મી ફેબરવારી ૧૮૩૫[2] ને દીને ખરશેદજી માણેકજીએ વાડીઆજી નવરોજી પર પત્ર લખ્યો અને જણાવ્યું કે તેવણે તે છોકરીના બાપ લીમજીને તથા મામાને બોલાવીને "બે વાત લીમજીને શમજાવીને માશ ૧ ના રૂ. ૨૦) અંકે વીશ ખરચના તા. તેની માએ તેની શાથે રે તેના ખરચ તથા ગેર ભાડાના શરવે મલીને થરા છે તેને જાં શુધી આપરે પંચ બેશીને એ છોકરીના જે કઇ બંદોબશત કરી આપીએ તાં શુધી આપવા કબુલ કીધું છે.....છોકરીના માએ તેને ગેરમાંથી લઇ જઇને પોતાના ભાઇના ગેરમો અથવા બીજું જુદું ગેર ભાડે લેઇને શારા પરશીવાડા મોલામા રાખે ને છોકરીનો મામો છોકરીની ખબરદારી રાખે." તા. ૨૩ મી જુન ૧૮૩૬[3] ને દીને વાડીઆજી નવરોજીનાં તંબુમા[4] શમસ્ત પચાત મલી હતી તેનાં કામકાજની હકીકત ઉપરથી માલમ પડે છે કે પંચાએતના સાહેબોની એ છોકરીને સુધારવાની કોશેશ નીશફળ ગઇ હતી. તે છોકરી "પોતાની માંએની શાથે ફરંગીનાં દેવલ આગલ જઇને રેહી" હતી અને પરાયા મરદ શાથ બદફેલી કરતી હતી તે બાબે ઠેરાવ્યું જે "તે છોકરીનાં બાપને તા. તેનાં માંમાઓને બોલાવીને કેવું જે તે છોકરીને કોતમો અથવા કોત બાહાર પારશીનાં મોહોલામો લાવી રાખે અંને તેની ખબરદારી કરે ને તેને બદ કાંમથી દુર રાખે ને તેનાં ગુજરાનનું પોહોચાડે. ને તે પરમાંણે નહી માંણે તો પછે તે છોકરીને તથા તેના બાપને અંનજુમંનથી દુર રાખવો કાંએજે એ કાંમમો એ છોકરીનાં બાપની તકશીર છે."

---

(૧) ચો. ૧૧, બા. ૫૮, પા. ૫૬.

(૨) ચો. ૫, બા. ૭૧, પા. ૬૮.

(૩) ચો. ૧૨, બા. ૪૪, પા. ૬૬.

(૪) મેં બચપણમાં જે સાંભળ્યું હતું તે પ્રમાણે વાડીઆજીનો તંબુ તે કોલાબે પાંડે સેનીટેરીઅમની દક્ષીણ બાજુએ દર્યા કીનારે નાખવામાં આવતો હતો. એ જગ્યાએ ત્યાર પછી બે બંગલાઓ બંધાયા હતા જે આશરે ૨૫ વરસ સુધી એઓનાં કુટુંબનાં હાથમાં રહયા હતા.

તા. ૨૪ માર્ચ ૧૮૩૧ રોજ ૨૪ માહ ૬ સંવત ૧૮૮૭ નાં ચૈતર સુદ ૧૧ વાર ગરેઉને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં સમસ્ત પંચાએત મલી હતી, તેની હકીકતની વાડીઆ નવરોજી જમશેદજી, ફરાંમજી કાવશજી અને બીજા પંચાએતના બે અકાબરોની અસલ સહીની નોંધમાં આપણે નીચલી હકીકત જોઇએ છીએ[1]: એક પારસી (ખરશેદજી ગોરવાલા) એ અરજ કીધી કે તેનું કારજ એક ધણીને ત્યાં થયું હતું તે વાત ખરી. "પંન તે કારજ દગાબાજીથી બનેઉ છે." એ બાબદમાં પંચાએતના સાહેબો બે ત્રણવાર વાડીઆ હોરમજીનાં ઘરમાં મલી સર્વ હકીકતથી વાકેફ થયા હતા. તા. ૧૨ મી માર્ચ ૧૮૩૧ ને દીને વાડીઆજી નવરોજીએ પોતાનાં ઘરમાં છોકરા છોકરીની માયોને, ફરીઆદ કરનાર મરદને, કારજ કરનારી ઓરતને અને બીજી એક સ્ત્રીને તેડાવી તજવીજ કરી. તે પરથી માલમ પડયું કે "વશતારાંણી[2] કરનાંર ઓરતે છોકરીની માંએને જુદું શંમજાવેઉ તથા છોકરીની માંએની કાકાની છોકરીને જુદું શંમજાવેઉ ને વરશ ૩૫) નાં મરદ શાથે છોકરી વરશ ૧૦) નીનું કારજ કીધું. પંન છોકરીની માંએનાં બોલેઆથી હેવું માલમ પડે છે જે તેનાં કાકાની છોકરીનાં ફરેબથી કારજ થઉ છે ને તેજ બાઇએ પાંચ રૂપીઆ ખરચનાંબી પોતેજ આપીને કારજ કીધું છે". એ કારજ છોકરીના બાપને પણ પસંદ નહી હોવાથી તે ઘરબાર તજી ત્રણ માસ થયા પરદેશ જતો રહયો હતો. સર્વ હકીકત જાણી પંચાએતે ઠેરવ્યું જે "હેવી દગાબાજીનું કારજ રવા રાખવું શજાવાર નહી કાંએજે જેને વશતારૂં કરેઉ તે રાંડની તકશીર છે જે બેઉ તરફ ઉલટું શુલટું શંમજાવેઉ તેથી બેઉ તરફવાલાંઓએ ગફલત ખાધી ને છોકરીનાં બાપની વગર ખુશીએ કીધું તે વાશતે છોકરીની માંએ કેહે છે જે તંમો શાહેબોએ કારજ જુલંમથી કરાવશો તો મારો ને મારી છોકરીનો જાંન બરબાદ થશે. તે ઉપરથી છોકરાની તરફવાલાબી કેહે છે જે હંમારે કંઇ જુલંમથી કારજ કરવું નથી વાશતે એ કારજ ભાંજવાનો ગુંનાહ જેને દગાબાજીનું કારજ કીધું હશે તેને શર છે તે વાશતે બેઉ તરફવાલાંઓને રજા આપી છે જે પોત પોતાનું જોઇ લીએ"

૮. દગલબાજીથી કરેલું કારજ તોડવાની અનજુમને આપેલી પરવાંનગી

---

(૧) ચો. ૭, બા. ૭૬, પા. ૫૦.

(૨) વશઠાણું, an offer, proposal.

**૯. જીવતી બાઇડી પર બીજી બાઇડી કરવાનાં કામમાં મદદ કરનારાઓને પણ નેઆતબાર મુકવામાં આવતા.**

પારસી પંચાએત ફકત જીવતી બાઇડી પર બીજી બાઇડી કરનારાઓનેજ નેઆતબારની સજા કરતા હતા એમ નહી, પણ તેઓને તેઓનાં કામમાં મદદ કરનારાઓને અને વલી તેઓના આશીરવાદ દેનારા મોબેદો વતીકને પણ નેઆતબાહર, વીગેરેની સજા કરતા હતા. એવો એક દાખલો રોજ ૨૪ માહ ૧ સંવંત ૧૮૮૭ તા. ૨૫ અકટોબર ૧૮૩૦[1] નો છે કે જયારે દાદીશેઠનાં આંદરીઆંનમાં નાની મોટી અનજુમન મલીને એક દુબાશનાં નામનો છોકરો, જેણે જીવતી બાઇડી ઉપર બીજી બાઇડી કીધી હતી તેને, તેના બાપને, તેની બીજી ઓરતને અને આશીરવાદ સારનારાઓને, નેઆતબાર મુકયા. એવુ દીસે છે કે આ ધણીએ જીવતી બાઇડી પર બીજી બાઇડી કીધી અને તે વગર સબબે કીધી તેની ખબર મલતાં બીજેજ દહાડે તુરત અનજુમનની સભા બોલાવવામાં આવી. તેની મીનીટમાં લખે છે "જે અશલ હેની પરનેલી ઓરતની ઉમર વરશ ૩૬) ને આશરેની છે અને તેને હજુર દશતાંન આવે છે[2] ને તે ઓરતની કંઇ તકશીર નથી." આ મીનીટ ઉપર વાડીઆ નવરોજી જમશેદજી અને બીજા ૬) સાહેબોની અસલ સહી છે.

**૧૦. એક અપંગ બાઇના ખાવીંદે બીજી બાઇડી કરવા માટે માગેલી રજા સાંમે ફરામજી કાવસજીનો વાંધો ૩**

પારસી જીવનજી બેરાંમજી પરેશ કલફાતીની છોકરી સહીએરમ આંખે માજુ એટલે કે થોડી અપંગ થઇ હતી. તે પછી "તે છોકરી મરદ લાએક થાઇ." તારે તેનો મરદ રૂસ્તમજી દામકીઆ તેને રાહતવા ના પાડવા લાગો અને તેણે બીજી ઓરત કરવાની રજા માંગી એવું કહીને જે "તે હાંધરીની ચાકરી કોન કરે." પન પંચાએતે તેને રજાઆપી નહી સબબ કે તે છોકરીના માબાપ કેવા લાગા કે તેણીને આંખે જરા જરા દેખાએ છે. પંચાએતવાલા સાહેબોએ

---

(૧) ચો ૭, બા. ૩, પા. ૧ (૨) એમ જણાવવાની મતલબ આ દીસે છે કે હજુર એ બાઇ જવાન છે અને તેણીને પેટ ફરજંદ અવતરવાની આશા છે. ઉપરથી તે ધણી એમ નહીં કહી શકે કે ફરજંદ મેળવવા કાજે બીજી બાયડી કીધી.

(૩) ચો. ૯, બા. ૧૧, પા. ૨૦, તથા ચો. ૯, બા. ૩૨–૩૩, પા. ૩૮, તથા ચો. ૧૧, બા ૨ (પેટાં બાબદ ૧૧); તથા ચો. ૧૧, બા. ૪૭, (પેટા બાબદ ૬); તથ ચો. ૧૧, બા. ૫૮, અને ૧૧૮.

તેણીને બોલાવીને તપાશી તો માલમ પડયું કે "કંઇ જુજબી દેખાએ છે છેક હાંધરી નથી તારે દાખતર જાફરીશંન[1] પાશે માશ ૪) શુધી તેની દવાઇ કરાવી તોપંન તે છોકરી પુરી આંખે દીશતી થાઇ નહી તારે દાખતર જફરીશંને વાડીઆજી નવરોજજી ને ચીઠી લખી જે એ છોકરીને જરા જરા દીશે છે પંન હવે એથી વધતું કંઇ છોકરીને આરંમ થાશે નહી વાશતે તેહેનાં મરદને બીજી ઓરત કરવ.ની રજા આપવી ગતારત છે."[2]

ડા. જેફરશને પહેલે તા. ૨૭ મી ફેબ્રરવારી ૧૮૩૩ ને દીને શરૂઆતનો રીપોર્ટ[3] કરી જણાવ્યું હતું કે લાંમા વખતની શારવારની જરૂર છે. પછી તા. ૨૯ મી જુન ૧૮૩૩ ને દીને ડા. જેફરસને બીજો રીપોર્ટ[4] કીધો કે બાઇ ૬) અઠવાડીઆં થયાં સારવાર માટે આવની નથી માટે હુવે એના ખાવીંદને બીજી બાયડી કરવાની રજા આપવી. એ ધણીએ ત્રસ્ટીઓને ત્રણ વરસ પર બીજી બાઇડી કરવા માટે અરજ કીધી હતી પણ ત્રસ્ટીઓએ રજા નહી આપી અને ત્રણ વરસ સુધી થોભ્યા હતા. હવે જયારે રીપોર્ટ આવ્યો ત્યારે તા. ૨૯ મી જુન ૧૮૩૩[5] ને દીને વાડીઆ નવરોજી એક પત્ર લખી ખરશેદજી માણેકજીને જણાવે છે કે "એ ચાર દાડામો બેશવાનું ઠેરવો," એટલે પંચાએતની મીટીંગ બોલાવો. એ પત્ર ઉપર તા. ૨૯ મી જુલાઇ ૧૮૩૩ ને દીને ફરામજી કાવશજી શેરો કરે છે જે "જાફરશંન લખે છે જે કંઇ ઇમપરૂમેનટ થાઇ છે ને વીક[6] ૬) વેર તો આવી નહી ને એ મરદને બીજી ઓરત કરવાને રજા આપો. પંન એ બાબે તંમો શરવે શાહેબો ખુબ નજર રાખીને એ કાંમનો વીચાર કરવો જે એ ઓરત હાંધરી છે કે નથી ને કંઇ છેક હધરી થાએ તો મારી તેને નીભાવેઓ જોઇએ ગંએ જે કદાચ મરદ હાંધરો થાએ તારે ઓરત તે હાંધરાની ખીદમત કરેચ ને તેને નીભાવે તેમ એ મરદ પંન હેને નીભાવે ને છેક આંખે હાંધરીજ થાઇ હશે તોપંન તેનો મરદ તેને ખોરાકી તથા ગેર તા.

---

(૧) Jefferson.

(૨) ચો. ૧૧, બા. ૧૧૮, પા. ૫૩, ભાગ II.

(૩) ચો. ૯, બા ૧૧, પા. ૨૦. (૪) ચો. ૨, બા. ૩૨, પા. ૩૭.

(૫) ચો. ૪, બા. ૩૩, પા. ૩૮.

(૬) week, અઠવાડીઉં.

કપડું આપે પછે જો પંચાતની નજરમો આવે તો રજા આપવી તેથી આપડે બેહતર છે એ ઓરતનેજ હેનો માતી નીભાવે એક ઓરત ચાકડી રાખીને તો એ એરત નીભશે ને આપડે જારે એ પરમાંણે મરદને બીજી ઓરત કરવાની રજા આપશું તાગે મરદો પંન ગંનાં હાંધરા થાએ છે તેણી ઓરતો પંન બીજે મરદ કરવા માંગશે તે પંન રશતો તપાશીને રજા આપવું."

એ બાબદ તે પછી તા૦ ૨૯ નવેમબર ૧૮૩૩[1] ની પંચાએતની મીટીંગ જે ફરાંમજી કાવશજીની ઓફીશમાં મલી હતી ત્યાં નીકલી. એ મીટીંગમાં પંચાએતના સાહેબોએ એ બાઇના ખાવીંદને કહયું જે "હેની ચાકરી કરવા માંનશ રાખ." તે ધનીએ ગરીબાઇ દેખાડવાથી પંચાએતવાલા સાહેબોએ હાંધરા લુલાનાં ફંડમાંથી રૂ. ૫) આપવા કહયા કે એક બૈરી રાખીને તે છોકરીની ચાકરી કરાવે અને પોતે બૈરીને રાહતે. તે ધણીએ અને તેના માએ માશીએ એ કબુલ નહી કીધું અને કહયું કે પંચાએતે એ બાઇનેજ રૂ. ૫) નો દરમાયો આપવો. છોકરી તે ઉપર રાજી નહી થઇ. એ સભામાં એ બાબદનો કાંઇ નીવેડો આવ્યો નહી. ત્યાર પછી તા૦ ૨૫ મી ઓગસત ૧૮૩૪[2] ને દીને વાડીઆજી નવરોજીનાં ઘરમાં મલેલી પંચાએતની મીટીંગમાં એ બાબદ ફરીથી નીકલી. તે મીટીંગની હકીકતમાં જણાવે છે કે "બીજી વખત તે છોકરીને બોલાવીને હરેક મેમબરનાં ઘરમો તપાશ કરવી જે તે છોકરીથી કંઇ કાંમકાજ થાએ છે કે નહી તે બાબેની તપાશ કરવા ઉપર રાખેઉં છે."

તે પછી તા૦ ૨૯ જુલાઇ ૧૮૩૫ ની પંચાએતની મીટીંગમાં[3] એ બાબત ફરીથી નીકલતાં ઠેડવ્યું કે "એ છોકરો પોતાની બોરદારને રાતવા નાં કેહે છે ને છોકરાની માંએ કધી રાતવા દેશે નહી ને જુવાંન છોકરી પરી રેશે વાશતે થરાવેઊ છે જે એ છોકરી બીજું ઘેર કરે અથવા નહી કરે પંન છોકરી જીવે તાંશુધી હેનો મરદ દા.[4]... માશ ૧) નાં રૂ. ૫) અંકે પાંચનો મુશારો આપે તેમાંથી તે છોકરી પોતાનું ગુજરાંન કરે." વધુ ઠેડવ્યું કે એ છોકરીને વરને ત્યાંથી જે કપડાં જનસ મલ્યાં હોય તે સર્વ તેણીજ રાખે, પાછાં આપે નહીં. એમ ઠેડાવ

(૧) ચો. ૧૧, બા. ૨, પટાં બા. ૧૧, પા. ૨.

(૨) ચો. ૧૧, બા. ૪૭, પેટાં બા, ૬, પા. ૪૪. એ મીનીટની હકીકત ઉપર પંચાતના ૭) શાહેબોની અશલ શહીઓ છે.

(૩) ચો. ૧૧, બા. ૧૧૮, પા. ૫૪ (બીજા પછલાં ભાગનુ,) પેટા બા. ૧,

(૪) દર.

કરી તેણીના મરદને બીજી ઓરત કરવાની રજા આપી. એ ધણી પાસે તા૦ ૩૦મી જુલાઇ ૧૮૩૫ ને દીને[1] ઉપર પ્રમાણે બાયડીને પગાર આપવા વીગેરેની બાબત લખાવી લીધી.

તા૦ ૧૦ મી ઓગસત ૧૮૩૫ ને દીનની પંચાએતની મીટીંગ[2]માં એ બાબદ પાછી વીચાર માટે આવી તે ઉપરથી દીસે છે કે એ ધણીને રજા આપવામાં આવી હતી પણ તેને જણાવવામાં આવ્યું હતું કે સેવટે "અંનજુમંનને જાહેર કરીને તુને રજા આપશું." પન એ ધણીએ સર્વ મેમબરો મીનીટ ઉપર સહી કરે તે આગમચ અને ઉપલા ઠેડાવ ઊપર અનજુમનની બાહાલી લેવામાં આવે તે આગમચ "ઉતાવલ કરી પોતાની આપખુદીથી બાહાર જાઇને બીજી ઓરત કરી લાવેઓ છે". તે ઉપરથી માસ ૩) સુધી તેને નેઆાત બહાર રાખવાનો ઠેડાવ કરવામાં આવ્યો.

૧૧. રાંડ રાખીને રહેનાર પારસી માટે પંચાએતનો બંદોબસ્ત

તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૩૫[3] ને દીને વાડીઆ નવરોજી અને ખરશેદજી માણેકજી થાનેની સમસ્ત અનજુમન ઉપર એક પત્ર લખે છે અને તેમાં એક ધણી એક રાંડ સાથે વહેવાર રાખી પોતાની બાઇડીને કાંઇ પુછતો નહી તે માટે ફરીઆદ કરે છે. તેઓ લખે છે કે "તે ધંણીએ જો તે રાંડને પાછી ઘરમો રાખેલી થરે અથવા તે રાંડને ઘેર જાપે છે તો તંમોને શજાવાર છે જે તે ધંણીને તંમારી અંનજુમંન મંધેથી બરતરફ કરીને હંમોને જવાબ લખજો જે હંમો એ બાઇને બીજું ઘેર કરવાની તરત રજા આપીશું.........એ બાઇ બીજું ઘેર કરશે તાંહાં શુધી તે ધંણીને હીશાબે હમે અતરે એ બાઇને કંઇ ખોરાકી પોશાકીનું તથા ઘેર ભાંડાંનું આપીશું ને એ બાઇને બીજું ઘેર કરવાનો જે કાંઇ ખરચ થાશે તે શરવે તે ધંણી ઉપર ફરીઆદી કરીને લીધામો આવશે......તંમો શરવે હકીકત તે ધંણીને તંમારી હજુરમો બોલાવીને જાહેર કરજો ને અગર તમો એક વાર બોલાવો ને તે નહી આવે તો બીજી વાર પંચાત બેશીને બોલાવીને કેજો

---

(૧) ચો. ૧૧, બા. ૧૨૧, પા. ૫૬ (બીજા શાલનુ).
(૨) ચો. ૧૨. બા. ૪૮, બા. ૧, પા. ૭૨.
(૩) ચો. ૧૧ બા. ૮૩, પા. ૧૭. (બીજો બાગ.)

ને બીજી વારથી નહી આવે તો તીજી વાર કોઇ શારાં બે ભલાં માંનશ પાશે કેવાડીને જાહેર કરી ને પછે તે ધંણીએ શું જવાબ દીધો તે શાહેદ ગોહાઇનાં નાંમ શુધાં શરવે હકીકત તાકીદે લખી જનાંવજો."

૧૨. એક બદફેલ બોને પકડીને નશાખાનામાં બંધ કરવી.

એક વીરબાઇ નામની સુરતની પારશણ પોતાના ખાવીંદને છોડી દઇને મુંબઇ નહાસી આવી હતી. તેની પાછલ તેનો ખાવીંદ તેણીને તેડવા આવ્યો પણ તેણી ગઇ નહી. એમ થવાને ૪) માસ થયા પણ તેણી સમજી નહી અને "નીલા જરાપનાંથી બાહેર બદફેલીમાં ફરવા લાગી.[1]" તે બાબે નવરોજી દોરાબજી (હલકારૂ) એ તા૦ ૨૮ મી મે ૧૮૩૬ ને દીને વાડીઆજી નવરોજી પર પત્ર[2] લખી જણાવ્યું કે "આજ ચાર પાંચ દાડા થઆ રોજ રાતનાં બબે વાગા શુધી મેહેનત કરતાં ગેઇ રાતનાં માહાં શખતીથી પેલી શુરતવાલી પારશંન જેહને બેહદ માંથું ઊચકેઊચ તેહને હુંએ તેનાં માનીને લેઇને ગેઇ રાતનાં બે વાગતાં પકડી છે. તે હાલમો ખતવાડીમો છે વાશતે જો તંમો મેહરબાંની કરો અંને એક નશેશાલાર મોકલાવીને તેને કોતમેનાં નશાખાંનાંમો મંગાવો તો ગંનુંજ બહેતર થાએ અને મારી પાશે બારકશબી[3] તઇઆર છે. હું હેને આજે અથવા કાલે તો હેનાં વરની શાથે વાહાંન ઉપર ચડાવીને શુરત મોકલી દેશ પંન હેને એક ડાહો નશાંખાંનાંમો રાખેઆથી ગાંમમો બુમ ઉડશે તો બીજી શેકડો અશતરીઓને ધાશતી પડશે અંને એકદમ ટોલાનું શુધરાવું થાશે તે ચંદાલ અશતરીને થોડા દાડા ઉપર પકડીને તેનાં માંટીનાં હાથમો આપી હતી પંન તાંથી પાછી નાંહાશી ગેઇ તે હમણાં માંહા શખતીથી પકડાઇ છે......જો તંમો વીચાર કરીને એક નશેશાલાર આએ માંનશની શંગાથે આપો તો જે રાતનાં હુંએ તેહને એક વાડીમો બંધ કીધી છે તેહેને હશતક કરૂં."

એ ઉપરથી એજ દીને એટલે તા૦ ૨૮ મી મે ૧૮૩૬[4] ને દીને વાડીઆ નવરોજી અતરેની સમસ્ત અનજુમન તરફથી સુરત મોદીજી રૂસ્તમજી ઉપર

---

(૧) ચો. ૧૨, બા. ૪૧, પા. ૬૨.
(૨) ચો. ૧૨, બા. ૪૦, પા ૬૨.
(૩) મછવો અથવા વહાન.
(૪) ચો. ૧૨, બા. ૪૧, પા. ૬૨.

કાગજ લખે છે તેમાં ઉપલી વીગત જણાવીને લખે છે કે "ઓરતને પકડાવીને નશાખાંનાંમો લાવી રાખી હતી પન એ ઓરત પોતાની તકશીરની માંફ માંગવા લાગી વાશતે હંમોએ હેની તકશીર માંફ કરીને હેનાં મરદ શાથે પાછી પોતાનાં વતંનમો તંમારા તરફ રવાંનાં કીધી છે. વાશતે એ ઓરત આએ કાગજ લેઈને તંમારા તરફ આવશે........તંમારી નજરમો આવે તે પરમાંણે નશીએત દેજો કાંએજે હેનો મરદ બીચારો ગરીબ છે તેથી હમારી પંચાતથી તેને ખરચને શારૂ રૂ. ૧૫) રોકડા આપા છે તથા રશતાનો શીધો અપાવો છે તથા ફતેમારીનું નોલ[1] અપાવું છે. એક પારશી કાવશા નાંનનો શાથે મોકલો છે તથા એ ઓરતનો ભાઈ પન શાથે મેલવાને આવો છે.... એ ઓરત કેછે જે મારે ઉપર દુખ છે વાશતે તંમારી પાશે પોતનાં મરદ વીશે ફરીઆદ આવે તો તે બાબેની તજવીજ કરીને જેને એ શખુંન કેવા ગતે તેને કેજોજી." એ પારસણ વીરબાઈજીએ એજ તારીખનો અટલે તા૦ ૨૮ ની મે ૧૮૩૬[2] નો પોતાની તકશીર માટેનો માફી પત્ર અનજુમનને લખી આપ્યો. તેમાં એવટે લખી આપ્યું કે "હવેથી હું હવું નીલાજરાપંનું કરૂં નહી અંને આજ દીને હું પોતાનાં મરદ શાથે શી શુરત રવનાં થાઉ છેઉ."

૧૩. બે શકમંદ પારસીઓની તપાસ.

તા૦ ૨૩ મી જુન ૧૮૩૦ ને દીને વાડીઆજી હોરમજી બમનજીનાં ઘરમાં બેઠક થઈ હતી ત્યાં બે પારસીઓ નામે અરદેશર બેલાઈ અને નવરોજી માણેકજીની બદફેલી માટે ૭) પારસી ગ્રહસ્થોએ અરજી કીધી હતી, તેની તપાસ નીકલી હતી.[3] તે દીવસે તપાસ મુલતવી રહી અને બારત્રને એટલે તા૦ ૨૪ ની જુનને[4] દીને વાડીઆજીનાં ઘરમાં હાથ ધરવામાં આવી. આ બે ધણીઓ-માંથી પેહલો ધણી હાજર ન થયો હતો. પણ બીજો હાજર થયો હતો. અરજીના કરનારા પણ હાજર થયા હતા એ બાબદ નીચે પ્રમાણે છે:—એ બે ધણીઓ તા૦ ૧૯ મી જુન ૧૮૩૦ ને દીને વાડીની રજા લીધા વગર

---

(૧) મછવાનું ભાડું.
(૨) ચો. ૧૨, બા. ૪૨, પા. ૬૩.
(૩) ચો. ૬, બા. ૩૦, પ. ૨૨.
(૪) ચો. ૬, બા. ૩૧, પા. ૨૨.
(૫) ચો. ૬, બા. ૩૫, પા. ૨૫, ૩૦, ૩૧. ચો. ૬, બા. ૪૫.

ફરાંમજી નવરોજી ગીસ્તાની નાયગામની વાડીએ ગયા હતા અને પોતાની સંગતમાં કોઇ મુસલમાન સ્ત્રીઓ અને પારસી સ્ત્રીઓને લઇ ગયા હતા. તે દીવસે વાડીઆ નશરવાંનજીની પરેલની વાડીમાં કેટલાક આબરૂદાર પારસીઓ ખાણીપીણી માટે ગયા હતા. તેઓ ત્યાંથી સાંજે ૫) વાગે ફરતા ફરતા ઉપલી વાડીમાં ગયા હતા. વાડીના માલેક ફરાંમજી નવરોજી ગીસ્તા પણ તેઓની સાથે હતા. તેવણે તે પારસીઓને અને સ્ત્રીઓને પોતાના બંગલામાંથી બહાર કહાડીયાં, ત્યારે તેઓ પડોશની એક વાડીમાં જઇ બેઠાં. વાડીઆજીની વાડીમાં વાડીઆ જાંગીરભાઇ અને બીજા દોસતો હતા, તેઓ ઉપર એ ફરવા જનારા પારસીઓએ ગીસ્તાની વાડીમાં જે જોયું હતું તે કેહવાડયું કે "તંમો શાહેબો રજા આપો તો એ પારશીઓને તથા પારશંનોને બાધીને તંમારી પાશે લાવીએ ને તંમો પંચાતનાં શાહેબોને કારવે હેવાલ કેવો." તેજ દીવસે પડોશમાં પારસી દાદાભાઇ મેરવાંનજી[1] મુંગા જેવણની વાડી નજદીકમાં સાંમે હતી,[2] ત્યાં પણ એ બાબદ કેહવાડી. તે ઉપરથી એ વાડીવાલા સાહેબોએ બેરાંમજી કાવજી બનાજી અને પારસી કાવજી બરજોરજી બામબોટને ત્યાં (ગીસ્તાની વાડી આગલ) ગારીમાં મોકલ્યા કે નજરે જોઇને ખાતરી કરો. ત્યાં તેઓએ જઇને ચોક્કસ કીધું. ઉપર જણાવેલા બેરાંમજી કાવસજી બનાજીએ પેલી પારસી સ્ત્રીઓ અને મુસલમાન સ્ત્રીઓને ગારીમાં બેસાડી પંચાએતના સાહેબો આગલ મોકલી. રસ્તામાં ઉપલા બેઉ પારસીઓએ કાલાવાલા કરી જતું રહેવા જણાવ્યું. ભાયખલા આગલ બેરાંમજી બનાજીએ તેઓને, ત્યાં રહેતા અંધ્યારૂ હોરમજી બમનજી, જેવણ પંચાતના એક અકાબર હતા, તેઓની આગલ રજુ કીધા. તેવણે બેરાંમજી સાથે કેટલીક વાત કીધી અને તે રાંડોની ગાડીને જવાની રજા આપી. આ સર્વે હકીકત ૭) પારસીઓએ પોતાની સહી કરીને તા. ૨૨ જુન ૧૮૩૦ ને દીને પંચાએતના સાહેબોને એક પત્ર[3] લખી જાહેર કીધી. તેઓએ લખ્યું કે "એ વાતની તલાશ કરવાની તંમો શાહેબોને મોટી ફરજ છે. બીજુ એ જે તમો શેઠ હોરમજજી બહુમંનજીનેખી પુછો જે

---

(૧) કુંજીભાઇ દાદાભાઇના બાના. (૨) હાલની વેટરીનરી કોલેજ અને લેડી શાકરબાઇ હોસ્પીટલવાલી જગ્યાએ એ વાડી હતી

(૩) ચો. ૬, બા. ૩૫, પા. ૨૫.

એ જ'ન બેઉ શેઠના પગ ઉપર પાગડી મેલીને કેમ છુટા." એ મુજબ તપાસ કરવાને ઉપર જણાવવા મુજબ વાડીઆજી હોરમજીનાં ઘરમાં બેઠક થઇ હતી. પંચાએતની સભાએ ઠેડવ્યું કે તા૦ ૨૮ જુન ૧૮૩૦ ને દીને નાહ્લી મોટી અનજુમન મેલવી એ બેઉ જણાને તેડી જે કાંઇ સજા હોય તે આપવી.[1]

તા૦ ૮ મી એપ્રીલ ૧૮૩૪ ને દીને મુબાઇવાલા સાહેબો સુરત મોદી રૂસ્તમજી ઉપર પત્ર લખે છે તેમાં લખે છે જે "આપડામો શરશતો છે જે જેનો મરદ ગુજરે છે તે બીજું ઘેર કરે છે તારે જે કાંઇ જરીઆંન તથા કપડાં તેનાં આગલા મરદને ઘેરનું હોએ તેનું શરવે પાછું આપાવા બગર બીજા શાથે દાંનાં પાડવાની રજા પંચાત આપતી નથી."

૧૪ બીજે ઘેરે દાના પાડી જનાર બાઇને માટેનો પંચાએતનો રેવાજ.

મુંબઇથી કોઇ તકસીવાર સુરત યા તેના ગામો ખાતે જતા રહેતા હતા, ત્યારે ત્યાંથી તે લોકને પાછા બોલાવા માટે સુરતવાલા સાહેબો ઉપર પત્ર લખવામાં આવતો હતો. તેમ સુરતવાલા અત્રે કોઇ વખત લખતા હતા.

૧૫. એક ગામથી બીજે ગામ જઈ રહેતા તકસીરવારો માટે બીજાં ગામની અનજુમનો ઉપર લખાતા પત્રો.

(ક) એવો એક પત્ર સુરતવાલાઓએ તા૦ ૮ મી એપ્રીલ ૧૮૩૩[3] ને દીને લખી ત્યાંથી બે પારશણો પોતાના ધણીને તજી ને નીકળી આવી હતી તેણીઓને પાછી મોકલી આપવા કહ્યું હતું તેમ તા. ૨૦ મી મે ૧૮૩૩ ને દીને પત્ર લખી તેણીઓને એક પારસી સાથે સમજાવી પતાવીને મોકલી દીધી.

(ખ) તા૦ ૮ મી એપ્રીલ ૧૮૩૪[4] ને દીને અત્રેવાલા સાહેબો સુરત મોદીજી રૂસતમજી ખરશેદજી તથા અનજુમન ઉપર પત્ર લખી એક બાઇને માટે જણાવે છે કે તેણીએ જીવતો ખાવીંદ મુકીને અત્રે આવી વગર રજાએ બીજા ધણી સાથે નાતરૂં કીધું છે. વલી બીજો અન્યાય એ કીધો છે કે પોતે બેહદીન થાઇને બોબેદ સાથે નાતરૂ કીધું છે; તેથી તેણીને, તેણીના નવા ખાવીંદને, તેણીના નવા સસરાને, તેણીનો ભાણેજ જે એ કામમાં સામેલ હતો તેને સર્વેને ન્યાતબાર મુક્યા છે. માટે "તમારી અંનજુમંનને લાજંમ છે જે હંમારી

(૧) ચો. ૬, બા. ૩૧, પા. ૨૩. (૨) ચો. ૧૧, બા. ૨૨, પા. ૨૦.
(૩) ચો. ૯, બા. ૨૯, પા. ૩૪.
(૪) ચો. ૧૧, બા. ૨૨, પા. ૨૦ તથા ચો. ૧૩, બા. ૭૮, પા. ૬૦

અંનજુમંનથી દુર કીધેલા હોએ તે લોકોને તંમારી અંનજુમંન મંધે શામેલ કરવા શજાવર નથી.”

૧૬. સંસારી બાબદમાં અત્રેના પંચાએતવાલા સાહેબો અને નૌસારીના તેમુલજી જામાજી દેશાઇ વચે સારો સંબંધ.

આ બાબ અને આગલા બાબના અરસાઓમાં આપણે ઘણીક બાબદોમાં જોયું છે કે મુંબઇ અને નૌસારીની અનજુમનો વચે જેવો જોઇએ તેવો એખલાશ હતો નહી, પણ એવું દીશે છે કે તેમુલજી દેશાઇ નૌસારીની દેશાઇગીરીની ગાડી પર આવવા પછી જરા સારાં કાજે ફેરફાર થયો હતો. તા૦ ૨૧ મી અકટોબર ૧૮૩૪[1] ને દીને અત્રેવાલા સાહેબો દેશાઇજી પર પત્ર લખી મીનોચેર હોમજીવાલા એક મોબેદની બાબદમાં ઘટતી પરપુછ કરવા કરાવવા કહે છે. એ મોબેદ આ. બરજોરજી બમનજી મનચેરહોમજીનાએ પોતાનાં ધણીઆણી પાશે તેણીની બીમારી સબબે નૌસારીમાં ફારગતી લીધી હતી અને મુંબઇ આવી બીજી ઓરત કરવાની પરવાંનગી માંગી હતી, પણ તે ફારગતી ઉપર નૌશારીના દસ્તુરજી તથા દેશાઇજીની શાખ ન હતી. તે બાબે લખે છે કે “હંમો જાંણીએચ જે એ મોબેદ માણુચેરહોમજીવાલાની તરફનો છે તે તેવોની પાશે જાએ તારે કોન જાંને શાખ આપે કે નહીબી આપે પંન તંમો તો માણુચેરહોમજીવાલા મોબેદોની ભગરીઆ મોબેદો બરાબર પરવશી રાખો છો તારે હંમે એ મોબેદને કેહીઉ જે દેશાઇજી ટેમુલજી જાંમાશજીની તંમે શાખ કેમ નહી કરાવી.” એ વીગેરે લખીને દેશાઇજીને એ બાબે તજવીજ કરવા અરજ કરે છે. પછી દેશાઇજી રોજ ૫ માહ ૨ સંવંત ૧૮૯૧ નાં કારતક શુદ ૪ વાર ભોમે[2] (તા૦ ૩જી નવેમ્બર ૧૮૩૪) ના દીને જવાબ લખી ઉપલા મોબેદે જણાવેલી હકીકત ખરી હોવાની ખાતરી આપે છે.

૧૭. રાહવ વાવ નહીં કરવાના કજીઆઓ વધતા જવા બાબે વાડીઆ નવરોજીની ફરીઆદ.

તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૩૪[3] ને દીને વાડીઆ નવરોજી સુરત મોદીજી સાહેબ રૂસ્તમજી પર કાગજ લખી એક મુકદમો રજુ કરતાં ફરીઆદ કરે છે કે “હવે આપણા લોકોમા એવા કજીઆ હરોજ[4] ગણા નીકલતા જાએ છે તે જોતાથી હેવી રશવાઇ ટાલવી આપણે શજાવર છે.” આએ એક સ્રીએ પોતાના ખાવીંદને તજીને પારકી જાતવાલા સાથે જતા રહેવાનો મુકદમો હતો.

---

(૧) ચો. ૧૧, બા. ૬૧, પા. ૫૮. (૨) ચો. ૧૧, બા. ૬૨, પા. ૫૮.
(૩) ચો. ૧૩, બા. ૧૪૩, પા. ૧૨૪. (૪) હરરોજ.

તા૦ ૧૭ મી જુન ૧૮૩૫[1] ને દીને બચુબાઇ નામની એક સ્રી પંચાએતના સાહેબોને અરજ કરે છે જે તા૦ ૧૬ મી જુન ૧૮૩૫ નાં ચાબુક નામનાં પત્રમાં "પાંમેલા"ની શહીનું એક ચરચાપતર છપાઇઊ છે તે મંધે હુંમારી છોકરી હીરાંબાઈને વાશતે ગનું નાંલાએક છાપેલું છે તે શગલું ખોટું છાપેઉ છે......તંમો એ વાતની તજવીજ કરો ને તે વાત જો ખરી થરે તો હુંમોને શજા કરો ને જો એ છાપેલું ખોતુ થરે તો તે છાપનાંર તા૦ હેવું છપાવનારને પંચાત મંધે બે આબરૂ કરો નહીતો શરકારમો ફરીઆદી કરીને હેવું છપાવનારને તા. છાપનાંરને પંચાત મંધે બેઆબરૂ કરો નહીતો શરકારમો ફરીઆદી કરીને શજા કરાવો કાંએજે હુંમે ગરીબ માંનશ છેઇએ હુંમારે કંઇ પઇશો ખરચવાનો હતે તો હુંમે શરકારમો ફરીઆદી કરી હેવુ છાપનાંર તથા છપાવનારને શારી પખે નશીએત કરાવતે." એવું દીસે છે કે એ બાઈના જમાઇ જે ખરાબ ચાલની જુદદીન સ્રી સાથ રહેતો હતો અને જે એ બાઇની છોકરીને રાહતતો નહી હતો તેણે અથવા તેની તરફથી એ બાઇના કોઈ દુશમને "છોકરીને જુઠી બદનાંમ કરવા શારૂ" ઉપલાં પત્રમાં છપાવ્યું હતું. એ બાઈ વધુ લખે છે જે "કોઈ દાડે હુંમારા જાન પર વાત આવશે[2] વાશતે અરજ તંમારી આગલ કરીએ છેઇએ જે હુંમારા જંમાઇને બોલાવીને હુંમારી છોકરીનો રશતો કરી આપો કાંએજે હુંમારે માંથે પંચાત વગર કોઈ બીજો હુંમારો વાલી નથી તે શારૂ વાશતે ખોદાને હુંમારી દદ લેશો." એ પત્ર ઉપરનાં વાડીઆ નવરોજી અને ખરશેદજી માણેકજીના શેરા ઉપરથી દીસે છે કે એ સાહેબોએ "મલીને એ અરજી કરનાંરના જમાઇને બોલાવીને તેનો જે કાંઈ મીનાંકીશો હતો તે શમાંધાંન કરી આપેઓ." એ સાહેબોના ઉપર જણાવેલા ચુકાદા મુજબ તા૦ ૨૧ મી જુન ૧૮૩૫[3] ને દીને ઉપલો જમાઈ પેસ્તનજી હોરમજી પચાએતના સાહેબોને લખી આપે છે જે હવેથી પોતાની ઓરતને ખવાડશે પેહરાવશે અને તેનાં હોકમ વગર તેની

૧૮. સંસારી બાબતમાં ચાબુક પત્રના હુમલા સામે બચાવ કરવા કાજે એક બાઇની અરજ.

---

(૧) ચો. ૧૧, આ. ૧૦૮ પા. ૪૩. બીજો ભાગ.
(૨) એટલે જાન ખોહવો પડશે.
(૩) ચો. ૧૧, આ ૧૦૮ પા. ૪૩, બીજો ભાગ.

ઓરત પોતાનાં માએને ઘેર જાએ નહી. વધુ લખી આપે છે કે "હંમારી ઓરતની કાંઈ તકશીર પરશે તો હંમો કંઈ તેને મારશુ નહી પંન પંચાતમો જાહેર કરીશું."

## III.

## ધર્મ સંબંધી બાબદો.

સને ૧૮૨૯ નાં સાલમાં પારસી પંચાએત હજુર ગહંબારનાં સંબંધમાં એક સવાલ દેહ મહીનાનો પેહલો ગહંબાર કોણે કરવો, તે બાબે આવ્યો હતો. તેને લગતા પત્રવેહવાર અને નોંધ ઉપરથી મુંબઇમાં પારસી કોમના ગહંબારોની આગલી બાબદની કાંઇ હકીકત મલે છે. એવું દીસે છે કે એ અરસા (૧૮૨૯) ની સો વરસ યા તેથી પણ આગમચથી જાહેર ગહંબારનાં ખાંણું થતાં આવ્યાં હતા. મુંબઇના ૧૯મી સદીના પસ્તાકયા ભાઇઓ આગલી સદીમાં થતા ગહંબારની બાબદમાં લખે છે કે "મુદત થઇ ગણા દાડા થીઆ મુબેઇ પારશીના તોલાની જુજવી વશતી હતી અને એક ફરો ચોખા ખપતા હતા તે દાડેથી હંમો ગરીબ લોકોએ ગંમબાર કરતા આવીએ છૈએ અને તેના વચમા બીજા ગણા શાહેબોએ ગંમબાર કરવા માડેઆ પણ તે શરવે શેવટ શુધી કોઇ પોચાડી શકેઓ નઇ" [1]

૧. મુંબઇનાં ગહંબારોનાં જાહેર જમણાની બાબદ.

તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૨૯ નાં પત્રમાં [2] એ પસ્તાકીઆ ભાઇઓ જે લખે છે તે પ્રમાણે દરેક પસ્તાકયા દરરોજ આશરે ૦। રૂપ્યો પેદા કરતા તેમાંથી દરરોજની દુકાની દુકાની ગહંબાર માટે એકઠી કરતા હતા. તેઓ લખે છે કે "હમો બુજોરગોથી તે આજ શુધી અમો ગરીબ લોકો દરોજો [3] પા રૂપીઓ ૦। પેદા કરી...........તેમોથી હરેજની [4] ની દુકાની દુકાની એકથી કરીને એ નેક કામમો ખેદમત ગુજારી કરીએચ શા શારૂ જે એ માજદી-

---

(૧) ચો. ૨, બા. ૧૦૨, પા. ૮૨.

(૨) ચો. ૨, બા ૧૦૨, પા. ૮૨.

(૩) દર રોજ. (૪) હર રોજ.

અશની દીનનુ હોકમ છે જે શેકડે ૧૦) ધરમ ખાતામો આપવા. અગર તે દીનના હોકમ મુજબ તો કોઇ ખેદમત ગુજારી થાતી નથી તોપન માજદીઅશની દીનની તાબેદારી બજા લાવા થકી રોજની ૨૫ દુકાની પેદા કરીએચ તેમોની એક દુકાની કાઢીએચ તે દુકાની હમારી ૧) મોહોર બરોબર છે."

એવું દીસે છે કે ૧૮૨૩ નું સાલ જે વખતે, ટ્રસ્ટીઓનાં મંડળની સ્થાપનાં થાઇ, તેની કેટલુંક આગમચથી પંચાએત તરફથી વરસનાં ૧) ગહંબારો કરવામાં આવતા હતા, પણ તે ઉગરાંણું કરી કરવામાં આવતા હતા. એટલે કે જેઓ ગહંમબારનું ખાણું લેવા આવે તેઓ પાસેથી કોઇ અમુક વધતી ઓછી ફી લેવામાં આવતી હતી. એમ ફી લઇ ગહંમબાર કરતાં કાંઇ ઘટ પડતી તો તે પંચાએતનાં ફંડમાંથી આપવામાં આવતી હતી:

એમ પંચાએત તરફનાં ઉગરાણાનાં ફીનાં ગહંબારો મુંબઇમાં કયારથી શરૂ થયા તે ચોકકસ દીસ્તું નથી. પણ એમ ફી લઇ ગહંબાર કરવાનું બંધ કરવામાં આવ્યું, એવા વીચારથી કે એમ કરવા માટે ગરીબો પાસેથી પણ ફી

---

(૧) એ માજદીઅશની દીનના હોકમ પ્રમાણે સેંકડે ૧૦ટકા આપવાની જે બાબદ છે, તેની કાંહીક હકીકત આપણુને રેવાયતમાંથી મલે છે, જ્યાં એક ઠેકાણે લખે છે કે "દર આવરના ચુનાન ઝાહેર અસ્ત કે દેહ-યક દસ્તુરી દસ્તુરે દસ્તુરાંન હર કસ મીબાયદ દાદ કે પસ કેરફે અં ઉ દર પીશે મેહર યઝદ વ શરોશ યઝદ વ રશને યઝદ દરૂસ્ત વ રાસ્ત અસ્ત." અહીં જે "દેહ-યક" એટલે "દર દસે એક" જણાવે છે તે સેંકડે ૧૦ ટકા થાય છે. તે બાબે અહીં જણાવે છે કે તે દસ્તુરાંન દસ્તુરના હોકમ (દસ્તુરી) પ્રમાણે આપવા કે તેથી મેહર, શરોશ અને રશને યઝદ હજુર સવાબ દરૂસ્ત અને રાસ્ત ગણાય (માનેકજી ઉનવાલાની દારાબ હોરમઝદીઆરની રેવાયત, પા. ૪૯૦, લીટી ૪–૫). વધુ એ બાબે જુઓ એરવદ બમનજી નસરવાંનજી ધાભરની ફારસી સદર નસર, બાબ ૮, ફકરો ૫, પા. ૮. તથા જુઓ દસ્તુર જમાસજીની સદદર કેતાબ (સદદરે બેહરે તવીલ, બીજી આવૃતી, સને ૧૮૮૧ પા. ૫૧). ત્યાં લખ્યું છે કે 'જે કાંઇ વેપારમાં અથવા હરએક દુનીઆઇ ધંધા રોજગારમાં યાઆ નેક કાંમો કરવામાં પણ હાંસેલ પેદા કરે અથવા નફો ફાએદો થાએ તે મધેથી દસમો હીસસો ઉપર લખવા મુજબનાં તમાંમ નેક મનશનીનાં પાક તથા નેકનામ દસ્તુરોને આપવો કર". જુઓ Sacred Books of the East, Vol. XXIV, Saddar, બાબ ૮, ફકરો ૫, પા. ૨૬૭. આવકમાંથી શેંકડે ૧૦ ટકા ધર્મખાતે આપવાની બાબદ પાછળથી દસ્તુરોને આપવાની બાબદ સાથ ભેલાઇ ગઇ છે.

લેવામાં આવે છે તેને બદલે એક ઉગરાણાંનું મોટું ફંડ કરવું કે તેની આવક-માંથી ગંહમ્બાર કરવામાં આવે. એ અરસાને શુમારે કોઇક માતબર ધણીઓ પોતા તરફથી ગહંબારનાં કોમી જાહેર ખાંનાંઓ કરતા હતા. દાખલા તરીકે એવું દીસે છે કે એ અરસાની આગમચના અરસામાં શેઠ સોરાબજી મંચેરજી રેડીમની વરસના ૬ ગહંબાર કરતા હતા.[1]

હવે રોજ ૨૧ ગોવાડ માહ ૧૨ ૧૧૯૭ ય. ઝ. તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૨૮[2] ને દીને ખરશેદજી માણેકજીએ તે વખતના પંચાએ-તના ૪) ત્રસ્ટીઓ જોગો એક સરકયુલર કાઢી સુચના કીધી કે ઉપર પ્રમાણે વરસના ૬) ગહંબારોમાંથી ૪) ગહંબાર થતા હતા તે હવેથી બાકીના બે (ગાથા ગહંબાર અને અરદીબેહસ્ત મહીનાના) પંચાએત તરફથી કરવાની કોશેશ કરવી. ગહંબાર માટે ઉંગરાવેલી રકમનાં વ્યાજમાંથી ખરચ નહી પુરો પડે તો પંચાએતનાં સામાન્ય ફંડમાંથી ઘટતી રકમ ઉમેરવા તેવણ સુચવે છે ને જણાવે છે કે હાલ કાંઈ નહી તો ઉપલા ખાલી બેમાંથી એક કરવો અને બીજો એક કોઇ માયનો પુત કરશે. એવણ જણાવે છે કે પંચાએતના ગહંબારનાં ફંડનાં વ્યાજના આશરે રૂ. ૩૫૦) થશે. ૨૫–૫૦ વધતા જોઈશે તે પંચાએતના સામાન્ય ધર્મ ખાતાંમાંથી આપી એક ગહંબાર જરૂર કરવો. "ગંમબારને કીજે પંનચાતના ધરમખાતાના રૂપીઆમોથી જે કઈ ખરચીશુ તેબી મોતુ શબાબનુ કામ છે."

એ બાદ જમશેદજી જીજીભાઇ અને ખરશેદજી માણેકજી વચ્ચે કેટલોક પત્રવેહવાર ચાલ્યો, તે ઉપરથી માલમ પડે છે કે જમશેદજી જીજીભાઇએ પણ પોતાને હીસાબે ગહંબાર કરવા માંડયા. ઉપર જણાવેલા અરદીબેહસ્ત મહીનાના ગહંબારની બાબદમાં જરાક સમજફેર પડયો. શેઠ ખરશેદજી માણેકજીએ અરદી બેહસ્ત મહીનાના ગહંબાર માટે રૂપ્યા મંગાવ્યા તે જમશેદજી જીજીભાઇએ રૂ. ૭૦૦) મોકલ્યા, એવું ધારીને કે ખરશેદજી માણેકજી તેવણ પોતા એટલે કે જમશેદજી જીજીભાઇ તરફનો ગહંબાર કરવા માંગે છે. પણ સેવટે એ

(૧) ચો. ૨, બા. ૮૬, પા. ૭૮.

(૨) ચો. ૨, બા. ૨૦ પા. ૨૨.

અરદીબેહશ્ત મહીનાનો ગહંબાર પારસી પંચાએતને નામે થયો. એ વખતે ગહંબાર ફંડના જમશેદજી જીજીભાઇ પાસે રૂ. ૭૮૫૦) હતા, તેમાં રૂ. ૩૫૧૫૦) કોઇ પાસે ભરાવી કુલ્લે રૂ. ૧૩૦૦૦) ની રકમ કરવાનો એવણનો વીચાર હતો કે તે ખાતાંનું વ્યાજ દર વરસે રૂ. ૭૦૦) ઉપજે[1]. આ મુજબ ૧૮૨૮ નાં સાલથી પંચાએતનાં ફંડ ખાતેથી એક ગહંબાર અરદીબેહશ્ત મહીનાનો થવા લાગો.

હવે સને ૧૮૨૯ નાં સાલમાં પારસી પંચાએત હજુર ગહંબારનાં સંબંધમાં એક સવાલ આવ્યો તે આ હતો કે દેહ મહીનાનો પેહલો ગહંબાર, જે આગલ પસતાકયાઓ ઘણાખરા કરતા આવ્યા હતા પંણ જે કોઇ વખતે કોઇને ત્યાંના ચાહારમ, દસમું, માસીસો, છમસી, વરસીના અગતને સબબે કોઈ બીજું પણ કરતું હતું, તે તેઓએજ કરવો ચાલુ રાખવો કે જમશેદજી જીજીભાઇએ કરવો. એ વખતે જમશેદજીએ પોતા તરફથી વરસના ૬) ગહંબારો કરવાનો વીચાર રાખ્યો હતો. એવો ૧) લો ગહંબાર આવી પોહચતા તે દે મહીનાનાં ૧) લા ગહંબારે એટલે કે દેહ મહીનો ને મેહર રોજે કરવાની ગોઠવણ કીધી, કારણ કે એ મેહર રોજે આગલ બવણે પોતાનું જીદેરવાન કર્યું હતું, તેથી તે જીંદેરવાંનનો એ મેહર રોજ હતો. એ ઉપરથી પસતકાવાલા સાહેબો, જેઓ ઘણોખરો દેહ મહીનાનો ૧) લો ગહંબાર કરતા હતા, તેઓએ વાંધો ઉઠાવ્યો.

તા૦ ૮ મી જુલાઇ ૧૮૨૯[2] નો ફરાંમજી કાવશજીનો વાડીઆ નવરોજી જમશેદજી જોગો પત્ર છે, તેમાં જણાવવા પ્રમાણે જમશેદજી જીજીભાઇએ અરજ કરી હતી કે "હંમો તંમો અનજુમન પાશે મંગીએચ જે હંમોને કરવા દેઓ હવે તંમો પાશે તે પશતાગીઆ આવે તેને શમજાવી કેજો જે કંઇ પેહેલો તથા બીજો તથા તીજો કીધામો કંઇ તફાવત નથી. ગંમબાર શરવે બરાબર છે તેથી તંમોને પેહેલો કરવાને શોક હોએ તો ગાથાનો અથવા હરેક બીજો ગંમબાર એવોનને જે ગંમે તે ગંમબારનો પેલો ગંમબાર કરે." ફરામજી કાવસજી

---

(૧) દર વરસે સેંકડે પા૫ા ટકા પ્રમાણે રૂ. ૭૧૫ ઉપજે.

(૨) ચો. ૨, બા. ૧૪૭, પા. ૧૧૪.

વધુ લખે છે કે "આએ કારણુશર એવોન એ ગંમબાર કરવાનો એરાદો કીધો છે તેમા કઈ મામલો જોઈશુ તો કઇજ નથી પન મમત થાઇ છે તેમોથી કઇ દરૂશત નથી થાવાનુ કાંએજે ભાઇ જમશેદજી બોલેઆ જે તમો હેવો હોકમ અંમોને જોરાવરીનુ કરશો તો હું કઈ તંમારા હુંકમથી નાહાં નહી કેવાનુ તંમે કેશો તો હું કુલે ગંમબાર કરૂંચ તે જોઇએ તો બન કરૂં ને બીજો ધરમ કરીશુ પન એ લોકો અંમથી મમત લીએ છે જે......અં રોબરૂ કારી નાખજો. અંમોએ ગનુ ચાંપી જોઇઉ તોપન તેવોન છેલો શકુન બોલેઆ જે હું તંમો શાહેબો ના કેવો તો કુલે ગંમબાર નઈ કરૂં ને બનધ કરૂં."

શેઠ ફરાંમજી કાવશ્જનો એ પત્ર વાડયા નવરોજી જમશેદજી શેઠ ખરશેદજી માણેકજી અને વાડયા બમનજી હોરમજી ઉપર તા૦ ૮ મી જુલાઇ ૧૮૩૦ ને દીને એક પત્ર[1] લખી મોકલી આપે છે ને લખે છે જે "શેવક ગનેજ દલગીર છે જે ભાઇ જમશેદજી આવા દાનેશમનધ થાઇને એ ઠેકાણે ચુકે છે ને એવા બેશમજુ લોકોથી બરોબરી કરવા ચાએચ એ બાબદમો શેવકનુ જીવ ગણો કહા[2] છે તે શું લખુ ને તંમો શાહેબો દરીઆફ કરો ને ઇયાદ કરજો જે આપરે હેનાને એ વરશ કહેલું હતું જે જાવો હોન જમશેદજીને કરવા દેવો આવતે વરશ તંમો કરજો એવી રીતે આખરે શમજાવીને તુંકું કરીઉ હતું ને વરી પાછું નવેશરથી દીશગરેશ[3] જેવુ થાએ છે તેથી હવે જાહેર ગરીબ અદના ને તાલેવાન શુધા આપરા મોના પર કેશે જે શરવે કોઇ મોટા માનશની તરફ થાએ ને ગરીબોની તરફ નહી થાએ તેથી ભાઇજી તંમો બેઉ શાહેબો વાકેબ થઇને શું વીચાર ધારો છો તે લખી મુકલજો."

એ બાબે કેટલીક કડવી રીકજીક ચાલી. સેવટના ફડચા માટે સંવત ૧૮૮૬ નાં અખાડ વદ ૬ વાર રવેઉ તા. ૧૧ મી જુલાઇ સને ૧૮૩૦[4] અંગ્રેજી

---

(૧) ચો. ૨, બા. ૧૪૮, પા. ૧૧૪.

(૨) કદાચ ફા. "કહ્ન" ashamed, યા ફા "કાહ" diminishing મતલબ કે "શરમીંદગો યા દુખી."

(૩) Disgrace, નામોશી.

(૪) ચો. ૬, બા. ૩૪, પા. ૨૪.

રોજ ૧૩ ને માહ ૧૦ ને દીને વહાડયાજી હોરમજી બમનજીનાં ઘેરમાં બેઠક થાઇ. ત્યાં સર્વે પશતાકીઆ લોકોને બોલાવ્યા હતા. જમશેદજી જીજીભાઇ પોતે હાજર ન હતા. એ મીટીંગના એહવાલમાં લખે છે કે "આજ વરશ ૨) થઆં પશતાકીઆ લોકો દએ મહીનાંના પેહલા ગંહમબાર બાબે ભાઇ જમશેદજી જીજીભાઇ શાથે રદ બદલી કરતા હતા જે હંમો અશલથી એ પેહલો ગંહમબાર કરતા આવા છે તે પરમાણે હંમોને કરવાની રજા આપો તા. ભાઇ જંમશેદજી જીજીભાઇ કેહે છે જે હંમારે જંદરવાંનીનું કારંણ છે તેથી પેહલો ગંહમબાર હંમોને કરવાની રજા આપો ને બીજા પાંચ પેહલા ગંહમબાર હંમો કરીએ છે તેમાંથી જે ગંમે તે પેહલો ગંહમબાર એ લોકો કરે પંન દેએ મહીનાંનો પેહલો ગંહમબાર હંમોને કારંણશર કરવાની રજા આપો તે ઉપરથી શરવે શાહેબોએ વીચારઉં જે ગંહમબારનાં પાંચે દીવશનો મરાતબ બરાબર છે તેથી પશતાકીઆ લોકો પેહલો ગંહમબાર મુકીને બીજા ચાર દાહાડામેથી હરેક દાહાડો કરે તો બેહતર છે જે પેહલો ગંહમબાર જંમશેદજી પોતાનાં કારંણશર કરે. એ રીતે વીચારીને તે લોકોને કેહું પંન તે લોકો ગનીજ જીત કરવા લાગા તેથી ભાઇ જંમશેદજી ને તેરાવેઆ તારે જંમશેદજીએ આવીને તે લોકોને શંમજાવેઆ તા. બીજા શાહેબોએ પંન શારી તરાંથી કેહું તારે તે લોકો રાજી થાઆ ને કબુલ કીધું જે દેએ મહીનાનો પેહલો ગંહમબાર જંમશેદજી જીજીભાઇ હંમેશ કરે ને હંમો હરેક બીજો કરીશું. એ પરમાણે શરવે પશતાકીઆ લોકો કબુલ થાઆ છે ને પેહલો ગંહમબાર ભાઇ જમશેદજી જીજીભાઇ (એ) કીધો છે ને બીજો ગંહમબાર એ લોકોએ કીધો છે ને હવે પછે બીજા પાંચ મહીનાંના ગંહમબાર મંધેથી જે ગંમે તે પેહલો ગંહમબાર પશતાકીઆ લોકો કરે તેનાંણે કોઇ હરખત કરે નહી એ રીતે આજ દીને શરવે શાહેબોએ થેરવીને મીનીટ કીધી છે."[1] આ મીનીટ ઉપર નીચલા ચાર શાહેબોની પોતાને હાથની સહીઓ છે: વાડીઆ નવરોજી જમશેદજી, વાડીઆ બહમંનજી હોરમજજી, ફરામજી કાવશજી બનાજી, હોરમજજી દારાબજી.

---

(૧) સર જમશેદજીનાં ખાનગી ધર્મખાતાંમાંથી હાલમાં પણ વર્ષના પાંચ ગાહંબારો પહેલે દીવસે થાય છે, પણ તીર મહીનાંના ગાહંબાર ત્રીજે દીવસે થાય છે.

૨ પાલકની બાબદ.

આપણે પાલકની બાબદ એક આગલા બાબ (બાબ ૯) માં[1] રજુ કરી છે. આ અરસામાં એ બાબદ નીચે પ્રમાણે બરપા થાઇ હતી :—

તા. ૨૮ મી ઓગસ્ત ૧૮૨૯ ને દીને સુરતથી મંચેરજી એદલજી, ખરશેદજી માણેકજી ઉપર એક પત્ર[2] લખી સરકાર તરફથી પાલકના સંબંધમાં આવેલા કેટલાક સવાલોની યાદી મોકલી આપે છે. એ યાદીમાં સરકાર તરફથી સુરતની અનજુમનને લખવામાં આવ્યું હતું કે[3] "ગવનર ડંકન શાહેબના વખતથી તે હાલ શુધી તંમારી કોમનુ વેવાર ઇઆને શીરશતો જોઇને માલુમ થાએઓ કે તમારો ધારો કોઇ એક મુકરૂર નથી......અગર તંમારી જુની કેતાબોમો અથવા રવાએતોમો કોઇ એક કીતાબ હુતી જે શઉ લોક કબુલ કરતાં એ વાત કઇ તંમોને પુછવાની કઇ દરકાશ નોતી[4] પણ તજવીજ કરાથી જાહેર છે જે શરવ કેતાબોમા એક હેવી કેતાબ નથી જે જેપર શરવે લોકો ચાલવું કબુલ કરે ને શાહેબ લોકોને એ વાત ઉપર ગણો વીચાર કરીને હાલની ચાલ તંમારી જોઇને શારી પઠે જાણામા આવે છે જે થોડી વાત કેતાબના હુકમ પરમાણે છે ને ગણી ખરી વાતો તંમારા બુજરગોના રશમ પરમાણે ચાલે છે." એવાં અચોકકસ પણાંને સબબે કજીઓ, કંકાસ વધારે થાય છે માટે કોઇ નીયમ મુકરર કરવા કાજે કેટલીક સંસારી બાબદના ૧૨) સવાલો પુછે છે. તેમાં ૯ મો સવાલ પાલકની બાબદનો છે. તે સવાલનાં પેટાંમાં ૧૫) પેતાં સવાલો છે. એ આખો ૧૫) પેતાં સવાલો સાથનો સવાલ નીચે આપું છું કે કાંઇ નહી તો આજથી આશરે ૧૦૦) વરસ પર પાલકના સંબંધમાં કેવા પ્રકારના સવાલો બરપા થતા હતા તેનો ખ્યાલ આવે:—

"શવાલ નવમુ.

"૧ જે શકશને છોકરો નથી તારે તેને પાલક લેવો ગટે છે અગર કરે છે તો પોતાની હએઆતીમો મુકરૂર છે અગર મુવા પછી કરવો હોએ તો તે મરનારને વાશેતે[5] કરવાને કોનો અખતીઆર છે. તેમા મરનારની ધણીઆણી યા ભાઇ છોકરી વગેરે શગાવોને પાલક કરવાનુ હક પછે કોહોનો હક લાગે છે.

---

(૧) પા. ૩૪૦. (૨) ચો. ૨, બા. ૧૦૯, પા. ૫૦.
(૩) ચો. ૨, બા. ૧૧૦, પા. ૫૦ (૪) દરકાર નહતી. (૫) વાસ્તે.

"૨ પાલક પુત્ર લેવામો પેહેલો કોનો છોકરો લેવો જોઇએ તે છોકરાની ઉમરનુ કોઇ નીમ છે.

"૩ કોઇ શકશનો છોકરો અથવા છોકરાનુ છોકરો તે હોએ છતાં પાલક છોકરો લઇ શકે છે અગર લઇ શકે છે તો પેહલા પાલકના હકપર થઇ શકે છે અથવા ધણીની પછવાડે જે પાલક કીધો તેના ઉપર પણ બીજો પાલક કરી શકે છે

"૪ કોઇ શકશને એકજ છોકરો હોએ તો તે છોકરો બીજા કોઇને પાલક થઇ શકે છે ને તઆર પછી તે શકશનો પેહલો બાપને બીજા કોઇને પાલક કરવો પડે છે.

"૫ પાલક પુત્ર થઓ તો તે પાછો ફરી શકે છે અગર ફરી શકે તો તે શા કારણથી.

"૬ કોઇ શકશ પોતાના માએ બાપની રજા શીવાએ બીજા કોઇનુ પાલક પુત્ર થઇ શકે છે તે થાએ તો તેની ઉમરનો કાંઇ નીમ છે.

"૭ તમારામાં પાલક પુત્ર તથા ધરમપુત્ર થાએ છે તેની વીધી શી કરે ને શા વાશતે છે ને વીરાશ તેમા બનેલા હક શો છે તે વીગતવારે લખજો ને તે બનેનો ને લેવામો ઓરતની રજા જોઇએ અગર તે બઇરી રજા નઇ આપે તો તેથી કાઇ અટકાવ પડે છે.

"૮ ધરમપુતર કોઇ વારશ પણ થાએ છે.

"૯ કોઇ શકશ પઇશાદાર છે તે શકશ પોતાના છોકરામાથી એક છોકરો કોઇ ગરીબને પાલક કરી આપે તારે છોકરાનુ હીશો અશલ બાપની મીલકત ઉપર પોચે છે ઇઆ નહી.

"૧૦ એજ પરમાણે ગરીબ શકશે પોતાના છોકરાવોમાથી એક છોકરાને કોઇ પઇશાદારને પાલક આપેઓ છે અગર તે છોકરાનુ પેહેલા બાપ તે છોકરાના વારશમાથી પોતાના શરવે છોકરાવોને વેચી આપવા આએ તો એ પરમાણે પાલક છોકરા ઉપર અશલ બાપનો હક ચાલે ઇઆ નહી.

"૧૧ કોઇ શકશને પાલક હાજર છે ને તે છતાં મરનારનુ ઉઠમનુ બીજો કોઈ કરે તેથી પાલકના હકમો કાંઇ દોશે પોહચે છે.

"૧૨ પાલક તથા ધરમપુત્ર એ બનેની કરીઆમો કાંઇ તફાવત છે ને તે

મુવા પેશતર કરે તેની શી વીધી છે અગર મુવા પછી કરે છે તો તેની વીધી શી છે તે બેએ જણનુ અશલ બાપનુ નામ શખે કે પાલક બાપનુ નામ શખે.

"૧૩ કોઇ શકશ મુઆ પછી તેની તરફથી પાલક તા. ધરમપુતર કરવા હોએ તે ઉઠીઆણાં ઇઆ જેન આરત[1] દાડે કરે છે કે જારત વીતા પછી એો કોઇ કરે છે ને તે જારતની શી વીધી છે.

"૧૪ કોઇ શકશનુ છોકરો મરી ગઓ તેઆરે બાપને કાઇ જરૂર છે કે મરનાર છોકરાની શારૂ છોકરો કરવો પડે છે ને એ વાતમો મરનાર છોકરાની ઉમરનો કઈ ધારો છે.

"૧૫ મરનાર શકશને શી શી કરીઆ કરવા શારૂ છોકરો જરૂર જોઇએ ને તે કરીઆ છોકરા હાથથી તમામ થઆ પાછી કદાચ તે છોકરો પણ મરી ગઓ તારે મરનાર બાપને શારૂ બીજો પાલક પુત્ર કરવો જોઇએ અગર જોઇએ તો તેમા કાઇ માકુલ શબબ છે."[2]

---

(૧) "જીઆરત" યા "જારત" ને બદલે ભુલથી લખાયો છે.

(૨) પાલકના સંબંધમાં અચોક્કસપણું હોવાથી સરકાર તરફથી પારસી કોમના આગેવાનોને અવારનવાર સવાલો આવતા હતા. તેનો એક દાખલો આગલ પણ બન્યો હતો, કે જેમાં પુછપરછ કરવા બાદ થયલા ચુકાદાની બાબદ છેક પ્રીવી કાઉન્શીલ સુધી ગઇ હતી. (પા. પ્ર. I. ૨૭૮). દોશાભાઇ બેહરેમદખાન ૧૮૨૦ નાં જુન મહીનામાં વગર વારેસે હક થયા હતા "તેવણનાં ઉથમણાંમાં સરેશતા પ્રમાણે તેમના ભત્રિજા તથા જમાઈ મજકુર શેઠ પુંજીઆભાઈ ને પાલક કીધા હતા." મરનારનાં વીધવા બાઇએ મરણની ત્રણ અઠવાડયાં અગાઉ કીધેલું વસીએટનામું રજુ કીધું કે તે વસીએટનામાં પ્રમાણે પુંજીઆભાઇને પાલક દાખલ થોડુંક આપવા કહી બાકીનું વીધવાને આપવા ફરમાવ્યું હતું. લાંબી પુછપરછ બાદ છેક ૧૮૨૪માં જીલ્લા કોર્ટનાં જજ મી. એનડરસને મરનારનાં વીધવા બાઇ હમાબાઇની તરફેણમાં હુકમનામું કરી આપ્યું. તે સાંમે સદર અદાલતમાં અરજ થતાં ત્રણ જજો હજુર અપીલ સાંભલતાં ત્રણમાંથી બે જજોએ જીલ્લા કોર્ટનો ચુકાદો રદ કરી પુંજીઆભાઇને ખરો પાલક ગણી તેને સઘળી મીલકતનો વારેસ ઠેરાવ્યો તે ઉપરથી બાઇએ પ્રીવી કાંઉનશીલમાં અપીલ કીધી તે કાંઉનશીલે તા. ૧૩ ફેબરવારી ૧૮૩૫ ને દીને સદર અદાલતનો ચુકાદો પાલક પુંજીઆભાઇની તરફેણમાં કબુલ રાખ્યો.

આજસુધી ઈંગલાંડમાં પાલક કરી લેવા (adoption) ના રેવાજને દેશના કાયદામાં કોઇ ચોકસ જગા આપી હતી નહી, પણ ગયેજ સાલ "Law of the adoption of Children Bill" નામના કાયદાએ પાર્લામેન્ટની બાહાલી મેલવી છે. જાનેવારી ૧૯૨૭ નાં "કોન્ટેમપોરેરી રીવ્યુ" નો એક લખનાર તેને એક મોટો બનાવ (an event of considerable significance, both from a legal and social point of view) ગણે છે.

આપણે આગલા અરસાના એક બાબ (બા. ૯) માં જોયું કે પેહલે પંચાએતના કેટલાક શેહનશાહી મેમબરો કબીસાની કોઇ ચોપડી નીકલે તો તેનો અટકાવ કરવા માટે ખુશી હતા, પણ પાછલથી તેઓ તેની હીમાયત કરવા લાગા હતા. ખરશેદજી માણેકજીનાં કોઇક બાહેર ગાંમ લખેલાં પત્રો ઉપરથી આ બાબદ આપણે ઉપર જોઈ છે.

૩. કદમી શેહનશાહી વચ્ચે મતફેર. તે સબબે મીનાફેસો.

વલી ફરાંમજી કાવસજીનાં દખમાની સ્થાપના વખતે તેનો તાણો કોણે પુરવો, શહેનશાહી કે કદમી મોબેદોએ તેનો સવાલ બરપા થયો હતો. ફરાંમજી કાવજીએ કાંઇ પોતાનું દખમું કદમીઓજ માટે ધાર્યું ન હતું, પણ કદમી મોબેદોએ તેનો તાંણો પુરેલો અને તેને ઇજેલું તે ઉપરથી તે ઇજાવા બાદ શરૂઆતમાંજ તેમાં શહેનશાહી રવાંનો પડવાનો અટકાવ શરૂ થયલો દીસે છે અને આપણે જોઇએ છીએ કે એ દખમું કદમીઓનાંજ ઉપયોગ માટે વપરાતું રહયું છે. વળી અનજુમનનું દખમું સ્થાપવામાં આવ્યું ત્યારે તેનાં ફંડમાં કદમીઓએ પણ નાણું ભર્યું હતું, પણ તેની ક્રીયા શહેનશાહી મોબેદોએ કીધી હતી. તે વખતે પણ ફરાંમજી કાવજીએ એક કદમી તરીકે એઓનાં દખમાની સ્થાપણાં વખતે બરપા થયલી એ ચકચાર તાજી કીધી હતી પણ જમશેદજી જીજીભાઇએ તે ચકચાર નહી કરવાને અરજ કીધી હતી.

હવે આ બાબનાં અરસામાં પણ એવો કોઇ મતફેર આગલ વધેલો દીસે છે. તા. ૨૭ સપટેમબર ૧૮૨૯ ને દીને ખરશેદજી અરદેશરજી તથા ફરાંમજી કાવજી વંગેરે કદમીઓએ વાડીઆજી નવરોજી જમશેદજી તથા બીજા સાહેબો ઉપર પત્ર લખ્યો કે [1] કોટેકોટના શહેનશાહી જરથોશ્તીઓ કદમીનાં આદરીઆંનની સાંમે ફેરઆદ કરે છે. હાલ ત્યાં આવીને કુસ્તી રમે છે. વાડયા નવરોજી આ પત્ર ઉપર સહી કરી સેરો કરી વાડીઆ હોરમજીનાં ઘેરમાં બેસી તજવીજ કરવા જણાવે છે. શેઠ જમશેદજી જીજીભાઇ શેરો કરે છે[2] કે ખરશેદજી માણેકજીએ આ બાબે મહેરબાંની કરી તજવીજ કરવી. તેવણ લખે છે કે "હંમો ગણાજ દલગીર છંએ જે હંમેશા ભાઇ ફરામજી હરેક કોઇ ઉપર શક લાવે છે જે આપણા ભાઈઓમાથી કોઇ આગલ રહીને એવો ફીશાદ કરાવે છે તે તો શેતાનની ખશલત રાખનાર હશે પણ એવનને ગટે નહી જે એવું લખવું." તેવણ લખે છે કે એ બાબદમાં તેવણે મી. ગરેને પણ ચીઠી લખી હતી.

(૧) ચો. ૨, બા. ૧૧૨, પા. ૯૫. (૨) ચો. ૨, બા. ૧૧૩, પા. ૯૬.

એ બાબદમા તા. ૩ જી સપટેમબરે [1] જમશેદજી જીજીભાઇ, વાડયા બમનજી હોરમજી ઉપર લખે છે જે ગઇ કાલે સાંજનાં વાડીઆજી નવરોજી સાથે જઇને મી. દીવીટને સરવે સમજાવીને કહયું કે તેની ચોકસાઇ રાખશે. એ બાબદમાં હોરમજી દોરાબજી, જમશેદજી જીજીભાઇ ઉપર કાગળ લખી કેટલાક ફેસદીઆ ચાકરો વિગેરેનાં નામ આપે છે કે તેઓ ફેશાદ કરાવે છે. જમશેદજી જીજીભાઇનાં ઉપર જણાવેલા સેરાના સંબંધમાં ૩૦ સપટેંમબર ૧૮૨૯ ને દીને ફરામજી કાવશજી, જમશેદજી જીજીભાઇ ઉપર કાગજ[2] લખે છે જે "તે ફીશાદીઆવોને તંમો પકડી કાડો તેમા તંમારી શોભા છે તેથી હમો ગનાજ દલગીર છૈએ"

તા. ૪ થી અકટોબરનાં[3] વાડયા નવરોજીનાં ખરશેદજી માણેકજી જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે ખરશેદજી માણેકજી તજવીજ કરી ફેસાદ બંધ કરાવતા હતા. તેમાં કુસ્તી અને લાત્રની (ખેઆલ)ના તોફાનોનો ઇશારો કરે છે.[4]

કદમી સ્ત્રીની ગેહ કદમી મોબેદેજ શારવી એવો સવાલ.

કદમી શેહનશાહીઓ વચ્ચેના આ મતફેરની બાબદ મરણ વખતે પણ કોઇ વખત બરપા થતી હતી. હાલમાં આપણામાં સરેસ્તો છે કે ખાવીંદ જે એકીનનો, યાને શેહનશાહી કે કદમી, હોય તે એકીનની તેની બાયડી ગણાય અને તે પ્રમાણે તેણીની સર્વ ધાર્મીક ક્રીયા થાય. હવે આ અરસા દરમીઆન એક કદમીની વહુની ગેહ કદમી મોબેદેજ સારવી જોઇએ એવો સવાલ બરપા કરવામાં આવ્યો. તા૦ ૨૧ મી અકતોબર ૧૮૨૯ ને દીને પંચાએતના સાહેબોને પેસતનજી હોરમજી હાંદીસને અરજ કીધી કે[5] એવણુની વહુ જરબાઇ તે પારસી હોરમજી.....લંગડાનાં બટીવાલાની બેટી મહાલખમીમાં રોજ ૧૭ માહ કદમોને દીને તેનાં બાપ ને ઘેર ગુજરી તે વેલાએ "હંમોએ પંચાતનાં શરેશતા પરમાંણે શરવે અવલમંનજલ પોહોચાડવાનો શામંન લેઇને તે જગોએ જાઇ ઉભા." પણ હમારા કદમી મોબેદો પાસે ગેહ સારવા દેશે નહી એમ કહ્યું. તે ઉપરથી

---

(૧) ચો. ૨. બા. ૧૧૪ પા. ૫૬.

(૨) ચો. ૨. બા. ૧૧૬. પા. ૫૭. (૩) ચો ૨. બા ૧૧૮. પા. ૫૭.

(૪) એ બાબે કેટલાક પત્રવેવાર ચોપડા નં. ૨ માં છે.

(૫) ચો. ૩ બા. પર પા, ૩૪

તેવણે વાહડયા નવરોજીને મલી મદદ માંગી. એવણે નશેશાલર ને મોકલી છોકરીના બાપને કહેવાડયું તે છતાં જયારે બામદાદે એવણ પોતાના કદમી મોબેદ સાથે ગયા ત્યારે છોકરીના બાપે ગેહ સરાવા દેવા ના કહી. તે ઉપરથી નશેશાલારોએ વાહડયાજીના હોકમ મુજબ ના પાડી જે તેઓ બાજ લેશે નહી. એઓએ કહ્યું કે "હંમારેથી રશમો મોબેદો શાથે બાજ લેવાએ નહી તે વારે પંચાતનાં મોબેદ શાપુરદારૂ એદલદારૂ વાછાએ નશેશાલારને કેહીઉ જે હંમોને ખરશેદજી માંણેકજીનો હોકંમ છે જે કદીમી તા૦ રશમીણી બંધેની જોડ ઘે શારે તે વારે હંમારે ઘરનાં કદમી મોબેદોએ નાં કેહીઉં જે એ કાંઇ પંચાતનો ધારો નથી ને હંમો કાંઈ એ રીતે ઘે શારીએ નહી. પંચાતનાં શરેશતા મુજબ એખલા વરને ગેહરનો મોબેદ ઘે શારે. ...શાપુરદારૂએ નશેશાલારોને કહીઉ જે તંમો રશમી મોબેદ શાતે બાજ લેવો અંને રશમી મોબેદો પાશે ઘે શરાવો મહને શેઠ ખુરશેદજી માંણેકજીએ રજા આપી છે જે કડાપી કદમીવાલા મોબેદોની જોડ રશમી જોડ શાતે ઘેહે નહી શારે તો શુખેથી રશમી જોડ પાશે શરાવજો જે પુછશે તેહને હું જવાબ દેશ તે વારે હંમો તા. હમારા મોબેદો લાચાર થાઇને ઉભા ને રશમીવાલા મોબેદોએ ઘેએ શારી." એ પ્રમાણે ફર્યાદ કરી દાદ ચાહી કે "પંચાતનાં ધારા પરમાંણે તકશીરવારોને શજા આપશો તો પંચાતની હોરમત જીઆદા થાશે અંને આપણાં લોકોનો પુરાતંમ ધારો બરકરાર રેહશે." એ અરજી ઉપર શેરો કરી વાડીઆં નવરોજી જમશેદજીએ એક મીટીંગ મેલવી તેનો ફડચો કરવાને જણાવ્યું.[1]

---

(૧) ઉપલી હકીકત ઉપરથી માલમ પડે છે કે કોઇ વખત નવા રેવાજો કેવી ન ધારેલી રીતે બરપા થાય છે. એક કદમીની વહુની ગેહ કદમીએ શારવી કે શેહનશાહીએ તેનો તંટો તાલવા કાજે ખરશેદજી માણેકજીએ સુચવ્યું હતું કે બંન્નેએ, એટલે કદમી અને શેહનશાહી બંન્ને પંથનાં મોબેદોએ, ગેહ સારવી. સારા ભાએગે એ અમલમાં નહી આવ્યું. નહી તો કે દેખાદેખીથી—અસલમાં કયા સંજોગો વચ્ચે એમ કરવામાં આવ્યું હતું તે ભુલી જવાવાથી—આ રેવાજ ચાલુ થઇ જતે. હાલમાં ગેહ સારના વીગેરેની ત્રણ દીવસની અને પછીની ક્રીયાઓ, બન્નેમાં, એટલે શેહનશાહી તેમ કદમીમાં, કરવાનો રેવાજ કેઠે કેઠે તરંગર કુટુંબોમાં દાખલ થઇ ચુકો છે. ધણી અથવા ધણીઆણી બેમાંથી એક શેહનશાહી અને બીજો કદમી એમ હોય તો સમજયા, પણ હવે તો કેઠે જો કે બન્ને શેહનશાહી હોય તે છતાં કદમીમાં પણ ક્રીયા કરવાનો રેવાજ પડયો છે.

આગલી બે ત્રણ સદીઓમાં ગુજરેલાંઓના મોંહ ઉપર પડાંન બાંધવું કે નહી તે એક ધર્મ સંબંધી તકરારી સવાલ થાઈ પડયો હતો.[1] એ બાબે જુદાં જુદાં ગામનો જુદો જુદો રેવાજ હતો. કેઠે એકના એક ગામમાં બે રીતીઓ ચાલતી હતી. નોસારીના ભગરીઆ મોબેદો હંમેશાં રવાનના મોંહ ઉપર પડાંન બાંધતા આવ્યા છે. નૌસારીના સુરતવાસી ભગરીઆ મોબેદોએ ભરથાના આગલ છેક ઇ. ૧૭૨૫ માં પડાંનવાલાં

૪. રવાંનને પડાંન બાંધવાના રેવાજનો પંચાએત હજુર રજુ થયલો સવાલ.

રવાંનો માટે ઉગરાતથી એક દખમું બંધાવ્યું હતું. (પા. પ્ર. I. ૩૬, નો. ૧). તે પછી ઇ. ૧૭૪૨ માં તેજ જગ્યાએ બીજું દખમું બંધાયું હતું. તે પછી ઇ. ૧૭૬૪ માં તેઓએ એક ત્રીજું દખમું ઉપલીજ જગ્યાએ ભરથાણા આગલ બંધાવ્યું હતું.[2] કેઠે એકજ ગામમાં બે રીતીઓ ચાલતી હતી, તે બાબે નૌસારીની મેહરજીરાણા લાઇબ્રેરીમાં મેલેલા દસ્તાવેજોની મારી નકલમાં[3] લખે છે કે:

"ઉદેપોરમાં પણ બે રીત ચાલે છે કે બેહદીનો લાંબા પગ રાખે છે અને પદાંન બાંધે છે તથા અધેઆરૂ પગ વાલે છે અને પદાંન નથી બાંધતા." ભરૂચમાં પદાન નહી બાંધવાનો અને પગ વાલેલા રાખવાનો રેવાજ હતો. એક વખતે નૌસારીવાલા એક પુરૂષ એરચજી મુલ્લાં ગુજરીઆ તેવણુ માટે લખે છે કે તે વખતે "નોશારીમાં જંમશેદજી દેસાઇનો અંમલ ચાલતો હતો. તેનાંવોએ નોશારીની રીત પરમાંણે પગ લાંબા રાખી પદાંન બાંધી રૂઆંનને

---

(૧) જુઓ ધી કે. આર. કામા મેમોરીઅલ વોલ્યુમમાં મરહુમ મી૦ બહમનજી પટેલનો વિષય.—" A brief outline of some controversial qnestions that led to the advancement of the study of religions literature among the Parsees," પા. ૧૭૫.

(૨) પા. પ્ર. I. ૮૬૨. એ દખમાનો તાણો પુરવાની ક્રીયા નૌસારીના દસ્તુરજી સોરાબજી રૂસ્તમજી મેહરજીરાણા તથા દેશાઇ મનચેરજી ખુરશેદજીની આગેવાની હેઠળ તા૦ ૧૩ મી જુન ૧૭૬૧ રોજ ૨૪ માહ ૮ શેહનશાહી ૧૧૩૦ ય. જ. ને દીને થઇ હતી. તેની એક જુના નોધ પોથામાંથી પારસી પ્રકાશમાં કાંઇક હકીકત આપી છે તે ઉપરથી તે વખતના દખમાના તાનાની ક્રીયાની કાંઇક હકીકત મલે છે

(૩) મારી પાસેની નકલ પા. ૧૪૨. માં આ નકલનું મથાલું નીચે પ્રમાણે છે. "આએ ચોપડીતું લખાંન જાંમાસજી શોહોરાબજી દસતુરની ચોપડીનાં ઉપરથી તથા બીજાં જુદા કાગજો ઉપરથી કરીઉ છે. લા. જંમશેદજી શોહોરાબજી દસતુર મેહેરજીરાંણાવાલા."

ચડાવા કહીઉ તે ભરૂચવાલાઓએ સાફ નાં કહીઉ કે હમારે ગાંમની રીત પરમાંણે વાલેલા પગ અને પહાંન વગર ચડાવો અને જોઇએ તો તમારૂ રૂઆંન છે તમારે ગાંમ લઇ જાઓ." ભરૂચવાલાઓએ જણાવ્યું કે જો નવસારીવાલાઓ એમ કબુલ થાય કે નૌસારીમાં કોઇ ભરૂચવાસીનું રૂવાંન થાય તો તે ભરૂચવાસીને ભરૂચની રીત પ્રમાણે પગવાલી પડાંન વગર દખમે ચહડાવામાં આવે તો તેઓ એરચજી મુલ્લાંને નોસારીની રીત પ્રમાણે દખમે ચહડાવાને કબુલ થાય. નૌસારીવાલા તેમ નહી કબુલ થયા તેથી ભરૂચની રીત પ્રમાણેજ દખમે ચહડાવામાં આવ્યા. એવા બીજા કેટલાક દાખલા નૌસારીની મારી ઊપર જણાવેલી નકલમાં આપ્યા છે.

હવે એ બાબદનો સવાલ સુરતમાં ભરથાનાં ખાતેનાં દખમાના સંબંધમાં સને ૧૮૩૨ નાં સાલમાં બરપા થવાથી ત્યાંનાં બેહદીનોએ તેમજ નૌસારીના મોબેદોએ તે અત્રેની પંચાએત હજુર રજુ કર્યો હતો. આપણે આગલા બાબમાં જોયું કે ભરથાણું ખાતે એક નવું દોખમું અત્રેથી પારસી પંચાએતની મદત સાથે બરપા કરવાની હીલચાલ થાઇ હતી. રૂસ્તમપરાના તથા નાહનપરાનાં તથા સૈયદપરાનાં મોબેદ તથા બેહદીન લોકો જે જુનુ દુખમું વાપરતા હતા તેનો ભંડાર તથા પાવી સર્વે ભરાઇ જવાથી રૂસ્તમપરાનાં લોકોએ નૌસારીનાં દસ્તુર રૂસ્તમજી નશરવાનજીની આગેવાની હેઠળ એ નવાં દખમાની હીલચાલ કીધી હતી.[1] એ માટેની મદેહનજરમાં એ દખમુ લાશને પડંન બાંધનારાઓ માટે કે નહી પડાંન બાંધનારાઓ માટે ધાર્યું હતું, એમ જણાવ્યું નહી હતું. તે બંધાયા પછી રૂસ્તમપોરાના બેહદીનો તરફથી અત્રે પંચાએતવાલા સાહેબો ઉપર બે ચાર કાગજોમાં ફરીઆદ આવી કે એ નવાં બાંધેલાં દખમામાં પડાંન વગરની લાશોને મેલવા દેવામાં આવતી નથી. તે ઉપરથી અત્રેવાલા સાહેબોએ એ બાબદમાં કેટલીક પુછપરછ કીધી અને પછી રોજ ૧ લો માહ ૫ મો સને ૧૨૦૧ સંવંત ૧૮૮૮ નાં પોશ વીદ ૧૩ વાર શોમે (તા૦ ૩૦ જાનેવારી ૧૮૩૨ ને દીને) અત્રેથી વાડીઆ નવરોજી જમશેદજી, ફરાંમજી કાવસજી વીગેરે

(૧) એ દખમાની મદેહનજર માટે જુઓ ચો. ૬. બા. ૭૫, પા. ૭૩. જુઓ પા. પ્ર. I પા. ૮૫૩.

આશરે ૫૫ સાહેબો સહી કરી સુરત મોદીજી રૂસ્તમજી ઉપર પત્ર[1] લખ્યો અને તેમાં શરૂઆતમાં જણાવ્યું કે "રશતમપરાના બેએદીનો લોકોને બોલાવીને જાએર કરજો ને આએ કદાશ હમારો કાગજ હાકમને તાં દેખાડવો પડે તો શોખેથી દેખાડજો." એ જવાબમાં તેઓ લખે છે કે[2] "શા. ૧૮૮૦ (ઇસ્વી ૧૮૨૪) ના વરશમો કાગલ ૧) મુબેઇની અનજુમન ઉપર આવેલો હતું તે મધે લખેલુ છે જે શ્રી ભાવના[3] મધે જુનો દખમુ ભાંગી ગએલો છે ને દખમાની ગણી અરચણ થાએ છે વાશતે નવો દખમુ બાધવાની ગણી જરૂર છે વાશતે મુબેઇના શાહેબ લોકાને એવા શવાબના કામમો શામેલ થાવુ શજાવર છે એતલુ લખુછે બીજુ કઇ પંદાનવાલાને વાશતે કે વગર પનદાનવાલાને વાશતે કંઇ લખુ નથી તે ઉપરથી મુબેઇની પનચાતવાલા શાએબોએ શવાબનુ કાંમ જાણીને એક કાગલ ઊભો કીધો હતો તે કાગલ મધે જેની ખુશી પડે તે પરમાણે ભરીને રૂપીઆ આપેઆ છે. કાએજે આપરા દીનના ફરમાન પરમાણે જે કોએ એવા કાંમમો રૂપીઆ આપશે તેના ફરજનદોના ફરજનદો શુધી એ શવાબના હંમ્બેરો હાશીલ થાએ છે. તે શારૂ એ દખમુ એકલા પનદાનવાલાની વાશતે કે વગર પંદાનવાલાને વાશતે નથી બંનધાવીઊ એ તો કુલ જરતોશતી લોકોને કામ લાગશે."

એ જવાબમાં મુંબઇવાલા સાહેબો સુરતના બેહદીનોની જે ફરીઆદ લખે છે તે પ્રમાણે તે બેહદીનોનું કહેવું નીચે પ્રમાણેનું હતું:—

"અમારૂ અશલ વતન નોશારીનુ હતું ને નોશારીવાલા રૂવાનોના પગ લાંબા રાખે છે ને પંનડાન બાદે છે તેજ પરમાણે હંમો રશતમપોરામો કરતા હતા પન કેતલીએક આશામી અંધારૂ તા. બેહેદીન આપરાં દીનધરમનુ શરેશતો શમજવા લાગા છે ને જોઇઉ જે બીજા ગના દેશોમો પંદાન બાધતુ કોઇ નથી તે વાશતે રશતમપરાના કેતલાએક લોકોએ પંદાન બાંધવાનુ મુકી દીધુ છે તે શારૂ જે લોકો રશતમપરામો હજુર પંદાન બાધેછે તે લોકો એ જે ઘણીએ પંદાન છોરેઓ છે તેનાવોને ખેશ કબીલાના રૂવાનોને શ્રી ભરથાનાના દખમામો રૂવાન મેલવા દેતા નથી ને રૂવાનોનુ કાંમ અતકાવે છે ને કેહેછે જે પંદાનવાલા શાથે વગર પંદાનવાલાને મેલશે

(૧) ચો. ૨, બા. ૨૧૪, પા. ૧૭૨.
(૨) એજ ચોપડો. (૩) ભરથાનાં.

તો ભરથાનુ દખમુ બગરશે. એવી રીતનુ જુલમ થાએ છે તે નોશારીના દશતુરજી તા. દેશાઇજી આગેવાન થઇને એવો બેમુનાશીબ કાંમને બંધ કરતા નથી ". મુંબઇવાલા સાહેબો વધુ લખે છે કે " તે વાચીને હમે ગણા દલગીર થઆ છેઉ......આપરી દીનની કોઇ કીતાબમો લખેલુ નથી જે રૂવાનને મોડે બાંધાન બાંધે છે તેનુ શવાબ છે કે પંદાન નઇ બાંધે તેને ગુના છે તે કરતાં એવું આપરી જનદ અવશતાની કેતાબમો લખેલુ હોતે તો અશલતી આપરા બજરૂખો[1] આજ શુધી પંદાન બાંધતા આવે તેપન પંદાન બાબદ કોઇ કેતાબમો લખુ નથી તેવું જાણીને દીવ મધે તા. શનજાન મધે તા. ગોદાવરા મધે તા. ખંભાત મધે તા. ભરૂચ મધે તા. શુરત મધે તા. વરશાલ[2] મધે તા. નોશારી મધે તા. ઉદવાદા મધે તા. કલીઆણી મધે તા. થાના મધે તા. પુના મધે શ્રી મુબોઈ મધે દખમા છે ને આપરા જરતોશતી લોકો ચાલીશ હજાર માનશથી વધારે છે તે કોઈ પંદાન બાંધતા નથી પન જુજબી નોશારીના જરતોશતી લોકો છે તે કોન જાને શું કારણુશર પંદાન બાંધે છે તે કાઇ કેતાબી નથી ને પોતાની જીદબી મુકતા નથી...... રૂવાનોને મોડે પંદાન બાંધવાનુ કોઇ કેતાબમો લખેલુ નથી.[3] બીજુ અમે શાંભરીઉ જે નોશારીના દશતુરજી હવે કેહે છે જે એક કેતાબ ૭૦૦) વરશની છે તે મધે પંદાન બાબદ લખેલુ છે પન તે કીતાબ હંમો ગણા દારા થઆ જોવા માગીએ છે પન હજુર શુધી અંમોને કાંઇ દેખારી નથી અગર અશલ કેતાબ હતે તો તાબરતોબ દેખારતે પન હવે પોતાની શુખન પરવરી કરવાને વાશતે કંઇ નવું લખીને

---

(૧) બુઝોંર્ગો. (૨) વલસાડ.

(૩) પદાન બાંધવું કે નહી, તે બાબતનો કોઇ ખાસ ઇસારો આપણુને રેવાયતોમાં મલતો નથી. પણુ દારાબ હોરમજદયારની રેવાયતમાં એક જગ્યાએ સગદીદ માટે બોલતાં લખે છે કે " કસી કે ગુઝશ્તે શવદ વ ઉરા સગદીદ કુનન્દ રૂએ વએરા ન બાયદ પુશીદ " એટલે કે " કોઇ ગુજરે અને તેને સગદીદ કરે. ત્યારે તેના ચેહેરા ને ધાંકવું નહી " ( જુઓ મારા દીબાચાવાળી મરહુમ એરવદ માનેકજી રૂસતમજી ઉનવાલાની ફારસી દારાબ હોરમજદ-યારની રેવાયત (વા. ૧, પા. ૧૧૨ લીટી ૧૮–૧૯). એ રેવાયત પ્રમાણે સગદીદ માટે મોંહ ખુલ્લું જોઇએ. જો મોંહ ઢાંકેલું હોય તો ફરીથી સગદીદ કરવી. નહી તો મરગરજાન ગુનાહ લાગે. ( જુઓ પેહેલવી વંદીદાદ ફરગ. ૭, ફ. ૨. દસતુર જામાસપજીનો પેહેલવી વંદીદાદ ટેક્ષ્ટ પા. ૪૯, તરજુમો પા. ૬૪).

દેખારે તો કોન જાને. બીજું એ જે શ્રી મુબાઇ મધે કેતલાએક નો શારીઆ બેએદીન તા. મોબેદો છે તે ગુજરે છે તેનાને હંમે કઇ પદાન બાદતા નથી ને તે શરવને આપરાંજ દખમામો મેલે છે........બીજું એ કજીઓ આપરા દીન ધરમનુ છે તે આપરી પનચાત મેલવીને ચુકાવવાનુ કાંમ હતું પન હવે તે લોકો શરકારમા ફરીઆદી થઆ છે તો અલબતે હાકમબી એજ પરમાણે હોકમ કરશે જે દખમુ શરવના પઇશા ઉગરાવીને બંધાવીઉ છે તારે તેમા પંદાનવાલા તા. વગર પંદાનવાલા શરવને મેલવાનુ હોકમ આપશે ......બીજુ એજે પંદાનવારા તા. વગર પંદાનવાલામાં કશો તફાવત નથી કાંએજે એવું કઇ આપરી અવશતાની કેતાબમો લખેલુ નથી તે પંદાનવાલાની શાથે વગર પંદાનવાલાને મેલે તો તે દખમું બગરશે.....હંમે શાંભરીઉં જે શ્રી ઉદવારામો કેતલાએક નોશારીઆ છે તે પંદાન બાંધે છે ને કેતલાએક પંદાન બાંધતા નથી ને વરી કેતલાએક જના પગ વાલે છે ને કતલાએક જના પગ લાંબા શખે છે પન કઇ તે શરવેના જુદાં દખમા નથી તે શરવેને લેલી શ્રી ઉદવારાના એકજ દખમામો મેલે છે તારે તે દખમુ કાંઇ બેગરતુ નથી......બીજું અગર કોઇ શકશ પોતાની મમતને શારૂ કેશે જે ભરથાનાના દખમાની ઉગરાનામો તંમોએ પઇશા આપેલા છે તે તંમો પાછા લો ને દખમુ હંમો શખીશુ તે કઇ થાનાર નથી ને કોઇ કેશે કે જે પઇશા હમારા હમોને આપો ને તંમારે હવાલે દખમુ લીઓ તેબી થાનાર નથી કાએજે જે ધણી એક વાર ધરમાઉ પઇશા આપી ચુકો તે ધણીથી પાછા લેવાએ નઇ ને કોઇથી પાછા આપાએબી નઇ ને વરી ભરથાનાના દખમાની અનજુમનને નામની તનદરૂશતી બનાઇ ચુકી છે તે વાશતે દખમુ અનજુમનનુ થઇ ચુકુ છે." એ કાગજ ઉપર પંચાએતના સાહેબો ઉપરાંત આશરે બીજી ૫૦ સહીઓ છે.

એ કા. લખવા પછી ૭ દહાડા રહીને એક બીજો કા.[૧] લખ્યો છે જેમાં તાકીદ કરી ઉપલો કા. પાછો માંગે છે કે "કેતલાએક પારેગરાફ કાડી નાખવા જરૂર છે નઇતો ઉલતું આપરૂં કામ બગરશે ને તેના બદલે બીજા ૨) પારેગરાફ અમારી નજરમા આવેઆ છે તે વધારીશું......તરત તે કાગલ પાછુ બીડજો ને એ કાગલની નકલ રાખતાબી નો.....આજથી શાતમે દાડે કાગલ

---

(૧) ચો, ૨, બાબદ ૨૧૫, પા, ૧૭૪,

હમોને પોચે તેમ કરજો". એ કાગજ ઉપર વાડીઆ બમનજી અને ખરશેદજી માણેકજી સહી કરે છે. ખરશેદજી માણેકજી શહી કરતાં લખે છે કે "અગર તે કાગલ અરદેશરજીને આપેઓ હશે અગર શરકારમા આપેઓ હોશે તો તો હરએક તજવીજથી કાગલ પાછો લઇને અતરે મોકલી દેજો ને કાચ તે કાગલની હકીગત તા. તે કાગલની નકલ તે લોકોના હાથમો જશે તો અતરે જે તંમારી બાજી શરશ થનારી છે તેવો વખત ફરીથી કદી નઈ આવે."

ઉપર જણાવ્યું તેમ મુંબઇવાલા સાહેબો સુરત મોદીજી ઉપર ઉપલો પત્ર લખતાં એ બાબદ પંચાએત મેલવીને ચુકાવાને બદલે સરકાર હજુર ગઇ તે બાબે દલગીરી દેખાડે છે, તે બાબદની સમજ નૌસારીની મેરજી રાંણા લાઇબ્રેરીમાં દસ્તુર જામાસજી સોરાબજીએ મેલેલી આગલા દસ્તાવેજોની ચોપડી (વો. ૨, ફોલ્યો ૭) ઉપરથી મલે છે જેમાં સરકાર ઉપર દસ્તુર રૂસ્તમજી નશરવાંનજી તથા દેશાઇ એદલજી નવરોજી વીગેરેએ કરેલી અરજી નીચે પ્રમાણે આપી છે.

"શ્રી સુરતમાં બેહેદીનઓએ નવાં દુખમાંમાં પદાંણુ વગેરેનાં રૂવાંન જબડીથી ચહડાવ્યા તે વીસે મોંબેદોએ સરકારમાં અરજ કીધી તેની નક્કળ.

"ગરીબ પરવર સલાંમત મોટા દરજ્જાનાં નાંમદાર સાહેબની ખીદમટમાં નવસારીની મોટી દરમહેરને તાયબેની અનજુમનનાં પારસી લોકની તરફથી દસ્તુર રૂસ્તંમજી નોસરવાંનજી તથા દેસાઈ એદલજી નવરોજી વગેરેની અરજ એ છે જે આગળ હમો સુરત સેહેરનાં પારસીઓ સાઠે એકજ હતા ને રૂવાંન યાને મુંરડાં કાંકડાખાડીને દુખમે પદાંણુ બાંધીને ચહડાવતા પછી આસરે વરસ ૧૧૦ ઉપર સેહેરનાં પારસીઓએ પદાંણુ બાંધવાં મુકયાં ને હમો તો કદીમ ચાલ મુજબ પદાંણુ બાંધવાં મુકાં નહીં વાસ્તે તે લોકથી જુદા થયા ને હમાંરાં રૂવાંન યાને મુંરડાં અહીંયા બીજું દુખમું નહી તેથી નવસારી લાઇ જાઇને ત્યાંને દુખમે ચહડાવતા ને તેમાં હમો લોકોને ઘણી તજદીર[1] હતી. માટે નવશારીનાં દેસાઇ ખરસેદજી તેહેમુલજી વગેરે હમાંરા બુજરોગોએ મસલટ કરીયો જે ભરદાંન પ્રગણે ચોરાસી મધે જમીન ખરીડ કરીને પદાંણીનું દુખમું ત્યાર કરાવવું તે દહાડાથી હમારા લોકનાં રૂવાંન દુખમે મજકુર ચહડે છે ત્યાર બાદ હમાંરાંમાંના કેટલાક લોકે

---

(૧) તસ્દી, મેહેનત.

પદાંણ મુકીને જુદા થયા તે દહાડાથી તે આજ લગીન તેવંનના મુંરદાં કાંકડ ખાડીને દુખમે ચહડે છે એ રસંમ આજ લગીણ ચાલતો આવે છે ને હવે દોરાબજી બેહમનજી તથા અસપંદીયારજી ¹ તથા રતંનજી પેસી તથ શેરાબજી બેરાંમજી અટકે તવડયા તથા ખરસેદજી બેહેરાંમજી વગેરે થોડા એ બેહેદીનવાળા સરાસરના રાથીર² એકએકમાં મસલટ કરી પદાંણ બાંધવા મુંકી મુંરડાં ઓને મોજે ભરઠાંને દુખમે ચહડાવાનું કહે છે એવા ખોટા ખ્યાલથી જબરજસ્ત કરીને હમાંરા દુખમાં ઉપર ચહડાવા ચાહે છે ગરીબ નવાજ એ લોકો અસલન રસમને મુંકી બીજો રસમ કરવા ચાહતા હોય તો જે રીતે કરૂં માહરા માન આગળ પદાંણ મુંકીને રૂવાંન કાંકડાખાડીએ દુખમે ચહડાવે છે તે રીત એ લોકો પણ ત્યાં ચહડાવે તેમાં હમાંરે કાંઇ મુંજાંમટ નથી નાહાયક એ લોક સરેસ્તાનાં રાહથી અસળનાં રસંમ મુકી હમાંરે દુખમે જબરજસ્તીથી ચહડાવ માંગે છે તે સી રીતે થાઈ સકસે વાસ્તે ઉમેંદવાર છાઇએ જે મેહેરબાંની કરી ઉપરની હકીકટને ધ્યાંણમાં લાવી એ લોકોને હજુરમાં બોલાવી તજવીજ જંણ ફરમાંવી એ લોકો ઉપર હુકમ ફરમાંવો જે કડીમનાં રસંમને મુંકોતો એ દુખમે ચહડો નહીં અગર કોઇ દાવો રાખતા હોય તો દેવાનીમાં ફરીયાદ કરો તેનો જવાબ દેવા હાજર છે એજ અરજ અરજી દસ્તુર રૂસ્તંમજી નોસરવાંનજી તથા દેસાઇ એદલજી નવરોજી વગેરે નવસારીનાં મોટી અનજુમંણનાં તાય-બેનાં લોક."

આ પત્ર ઉપરથી દીસે છે કે, પદાંન બાંધવાનાં વાજબીપણાનાં પોતાનાં એકીન ખાતર, સુરત ખાતે દખમું હોવા છતાં, કેટલાકો સુરતથી આશરે ૨૨) માઇલ દુર છેક નૌસારી ખાતે પોતાનાં રવાંનો લાવતા હતા.

ઉપલા પત્રવહેવાર પ્રમાણે સુરતનાં બેહદીનોએ જે જણાવ્યું છે કે આ-ગલ તેઓ પદાંન બાંધતા હતા પણ પાછલથી કોઇ પ્રકારની વાકેફીથી તે બાંધવાનું છોડી દીધું, તે વીગેરે બાબદનો ખુલાશો સંવંત ૧૭૭૭ વરખે ભા-દરવા વદ ૯ ને રવેઉ રોજ ૨૨ મો માહ ૧૧ ય. ઝ. ૧૦૯૦ ને દીને નૌસારીથી સુરત ખાતે લખાયલા એક પત્ર ઉપરથી માલમ પડે છે³. સુરત-

---

(૧) જગા ખાલી છે. (૨) સરેસ્તાના રાહથી.

(૩) નૌસારીની મેરજીરાંણા લાઇબ્રેરીમાં દસ્તુર જામાસજીએ મેલેલી દસ્તાવેજોની ચોપડી વો. ૧ લું પાનું ૧૩૩.

વાલા કેટલાક સાહેબોએ નવસારી પત્ર લખી એ બાબદમાં સવાલ કર્યો હશે, તે ઉપરથી એ પત્ર લખ્યો છે. એ પત્ર જેમ તેની ઈબારત માટે તેમ ૨૦૦ વર્ષ પરનાં એક ધર્મ સંબંધી બાબદના દસ્તાવેજ તરીકે અગતનો છે. એ પત્રની નકલ નૌસારી ખાતેનાં એજ પુસ્તકનાં બીજા વોલમનાં પાનાં ૪) માં પાછી આપી છે. ત્યાં એ પત્રની બાબદનું મથાલું નીચે પ્રમાણે કર્યું છે:—

"શ્રી સુરત મધે રૂવાંનને પદાંણુ બાંધતા હતા તે પેલા સુરતનાં પારસીઓએ પદાંણુ સવંત ૧૭૭૭ નાં ૨૨) ૧૧) વરસમાં પદાંણુ છોડયાં તે વીસે સુરતથી નવસારી લખ્યું તે નવસારીથી તેનો જવાબ લખ્યો તે. ૧૭૭૯–૧૮–૨."[1]

એ પત્રમાં એક જગાએ લખે છે કે "તમાંરા બુજરોગો ચાલેચ તેમ ચાલો હમે હમાંરા બુજરોગોની સદાએ માંફક ચાલું છું પછે પછે હોસદર આવસે જે દરૂસ્ત હોસે તે માલુંમ પડશે." એ પત્રમાં સહી કરતાં દસ્તુર માણેકજી મેરનોશજી લખે છે કે[2] "વડવાર (એટલે કજીઓ) કોટા થાઇ તે કરજો. પદાંણુ કરવું લાજંમ બરહક છે, ખસુસંણુ મુવાંને દરૂસ્ત છે. કેતાબની રૂવે." દસ્તુર રૂસ્તમજી બેરાંમજી સહી કરતાં લખે છે કે "પદાંણુ સહી છે". દારાબ પાંલન લખે છે કે "પદાંણુ મુંવાને કરવું દીનની રૂવે દરૂસ્ટ છે અને તેહેકીક છે."[3] જામાસ્પ આશા લખે છે કે "પદાંણુ મુંવાને કરવું દીનની રૂવે દરૂસ્ટ છે." આ દસ્તુરો ઉપ્રાંત આ પત્ર ઉપર નૌસારીના આશરે બીજા ૪૪) મોબેદો

---

(૧) આ તારીખ અસલ નકલ કરનારાએ પોતાની નકલ કરવાના દીવસની મુકેલી દીસે છે. ઉપલી લાઇબ્રેરીનાં ઉપલાં પુસ્તકનાં ૨ જા વોલમમાં ૩) જા ફોલીઓ ઉપર એ પદાંનની બાબદમાં દસ્તુર બરજોર કામદીનની રેવાએત પ્રમાણે કેટલુંક લખાંન કરેલું છે.

(૨) સહી કરતી વખતે સહી કરનારાઓના શેરાઓ, ઉપલી ચોપડીનાં બીજા વોલમ (ફોલીયો ૪ થા) પરમાંણે, મેં આપ્યા છે. પેહલાં વોલમની નકલમાં એ સેરાઓ સંપુર્ણ નથી.

(૩) દારાબ પાહાલન પોતાના ફરેજીઆત નામામાં મરણની ક્રીયા વર્ણવે છે તેમાં લખે છે કે "પેનામ વ કુસ્તીશ અવલ બેબન્દન્દ" એટલે "પદાંન અને કુસ્તી પેહેલે બાંધવી" (જુઓ મારૂં દારાબ પાહાલનનું ફરજીઆતનામું પા. ૩૫, લીટી ૧૦").

અને બેહદીનોની સહી છે. એ પત્ર ઉપરથી દીસે છે કે એ લખનારાઓ પ્રમાણે રવાંનને પડાંન બાંધવાનો રેવાજ ઘણો પુરાંણો છે.[1]

રવાંનને પડાંન નહીં બાંધવાનું એક જાહેરનામું.

"શા. ૧૮૮૭ ના વરખે શાવણ શુદ ૯ વા. બુધે રોજ ૪ થો માહા ૧૨ મો શા. ૧૨૦૦) એજદેજરદીના તા. ૩૧ મી ઓગસત ૧૮૩૧[2] ને દીને" સુરતનાં રૂસ્તમ પોરાનાં જરથોશતીઓ "કુમના[3] બેહેદીન તા. આ. મનચેરજી હોમજીના મોબેદો શરવે હંમો અનજુમન એકથા થાઇને" બંદોબસત કીધો હતો જે રવાંનને પડાંન બાંધવું નહી. હીદુસ્તાંનનાં બીજા ગામોમાં નહી પણ ફક્ત નૌસારી પંથકમાં એ ઉલતો રસમ છે. "નોશારીના દશતુરો વીગરે શ્રી મુમ્બઇ તા. બીજા હરેક પંથકમો નોશારીવાલા પંધાન છોડે છે. તેવી રીતની ગનીએક વાતો ખાતર જમા કરીને શરવે અનજુમન બેશીને એકદીલ થાઇને રોજ ૨૦ મા. ૧૧ તા. ૭ મી[4] અગોશત શા. ૧૮૩૧ ઇશવીને દીને મુકરૂર થેરવીઉ જે.....જે કોઇ હવેથી પંદાન બાંધે તે બેઉ જહાંનનો તા. ખુદાતાલાનુ તા. પેગમબર શાહેબ જરથોસ્ત શાહેબનો તા. હાકમો તા. અનજુમનનુ ગુનેગાર થાએ શઇ ને પોતાના ચેઆરમના શવાબથી બાતલ થાએ. આપન શરવ અનજુમન શરવે મલીને રૂવાનનોને મોબેદ[5] પંદાન બાધવાનુ રશમ કાડી નાખીઉ છે."

---

(૧) નૌસારીનાં પુસ્તકખાનાની ઉપલી નોંધ પછી રવાંનને પદાંન બાંધવાની તરફેણમાં બરજોર કામદીનની રેવાયતનો હવાલો આપવામાં આવે છે અને જણાવે છે કે પેશા પ્રમાણે કીધેલા ત્રણ પહેલા વર્ગો—અથોરનાન, રથેસ્તાર, અને વાસતરીઓશ—માટે પદાંનની જરૂર છે; હુતોખશાન યાને ધંધાદારીઓનાં રવાંનો માટે જરૂર નથી. "પદાંન વગું સગદીદ નહીં થાય એ વાત પેહેલવી રવાયતમાંથી દસ્તુર બરજોર કામદીને લખી છે:" એ ચોપડામાં પદાંણુ બાંધવા બાબે લખે છે જે "એવું તપાસીને બાંધે જે ચસંમ નહીં ઘંકાય, ડીદાર તથા પેસાંની ખુબ હુંધાડી રાખે જે સગડીદ થાય," માવણુદાદ દસ્તુરનો હવાલો આપવામાં આવે છે કે તેને લખ્યું છે કે "પદાંણુ કરવું વાજેબ છે અને ચસંમને તથા પેસાંનીને સગડીદ કરે પછી નસો દુખમે દીનની રેવેસે લઇ જાય એ દુખમાંમાં મેલી પછી છાટી પરનું કફ઼ંણુ કાઢે એટલા વાસ્તે જે મુરગ ચાસની કરે તે નસો ઉતાવળે પરાગંદે થાય તો તેનું રૂવાંન ખુસાળ થાય." (વો. ૨, ફો. ૪).

(૨) ચો. ૧૩ બા. ૧૬૧, પા. ૧૩૩ બાગ રજો. (૩) કોમનાં.

(૪) રોજ ૨૦ માહ ૧૧ ને દીને તા. ૭ મી નહી પણ ૧૭ મી આવે છે ઉપલી તા. ૩૧ મી આગસ્ટ ૧૮૩૧ અને આ તા. ૭ મી આગસ્ત ૧૮૩૧ જેમ ચોપડામાં લખી છે તેમ આપી છે.

(૫) કદાચ "મોહડે" બદલે ભુલથી લખાયો હોય.

એ પ્રમાણેના એકરારની નકલ ઉતારી તે અત્રે નોંધતાં લખે છે કે "એકરા[1] થી ફરે તો પનચાત પુછી શકે કે નઇ કરી વાડીઆજી શાહેબને પુછજો." એ નોંધની હેઠે બીજું લખાંન છે તે ઉપરથી માલમ પડે છે કે એ બાબદમાં મલેશર તથા છેલા મોહલો તથા વાડો મોહલો તથા વાડી ફળ્યો શરવને કાગળ લખવા જણાવે છે.

૫. રવાનનાં પગ વાલવા માટ ચાબુક પત્રએ અવસ્તાનાં આપેલા દાખલા.

આ અરસામાં ચરવાતો એક બીજો સવાલ રવાંનના પગ લાંબા કે ટુંકા રાખવા તેનો હતો. આ અરસાના દફતરમાં તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૩૪[2] નાં ચાબુકમાંથી એક ફકરો ઉતારી લીધો છે જેમાં રવાંનના પગ ટુંકા રાખવા માટેની અવસ્તાની શહાદત આપી છે. તેમાં વંદીદાદની ૫) મી પરગદ અને ૧૮ મી પરગદના હવાલા આપ્યા છે. નીચે પ્રમાણે ફકરો લખી તેનો આશરો લીધો છે.

"નોએદ ફરશે પાદેબીઅ નોહદ જશતેબીઅ વીતરેમ અશો જીખશ તે દાતીઓ કતેહે" તેનો અર્થ કર્યો છે કે "નહી લાંમ્બા પગનો ઇઆને પગ વાલેલા જોઇએ. તે વાલેલા પગનેઅી તે જમીન લાગે નઇ. કુશાવે[3] હાતનુ ઇઆ તે વાલેલા હાતનુ એ મીશાલનુ મકાન જમીન ખોદીને બનાવો. ગુજરેલા આદમીને તનને મુકવાને વાશતે દીનના રાહે હેવી જગો કરે તરન ખુણીઆ થરાઇઓ કતેહે જે આગલ કહઊ તેની મોરાદ એ જે માથું તા. પગ તા. હાત વાલવાનુ ખુણા જુમલે ૩) તરણ થરએઆ તે તરન ખુણીઆની શાહેદી એ જગોમા આપી છે જે એ મીશાલે જમીન કતરાતી તુકી ખોદે જમીન એ જઆદ[4] રીમનની નઇ થાએ જીઆદે ગાનાહા[5] નઈ લાગે"

૬. મુકતાદમાં વરાવાને દહાડે હરીસો કરવાની બાબદ.[7]

ખરશેદજી માણેકજીનાં જમશેદજી જીજીભાઇ જોગા તા. ૩–૯–૧૮૩૧ નાં કાગજ[6] ઉપરથી માલમ પડે છે કે તે વખત પર પંચાએત તરફથી મુકતાદના વલાવાને દીવસે હરીસો કરાવવામાં આવતો હતો અને તે ગરીબોને ચાશની તરીકે ખવરાવામાં આવતો હતો. આગલે વરસે એ કામનાં ખર્ચ માટે પંચાએત તરફથી રૂ. ૧૦૦) આપવામાં આવ્યા હતા,

---

(૧) એકરા એટલે કેટલાકોએ મલી કરેલા એકરાર; અથવા કદાચ આગલ સહી આગલ ૧ એમ એકરો કાહાડવામાં આવતો તે ઊપરથી "સહી"ની મતલબ હોય.

(૨) ચો. ૧૩ બા. ૧૪૪ પા. ૧૨૪. (૩) કુશાદે યાને ઊંગાડા.

(૪) જેઆદે, વધતી. (૫) ગુનાહ. (૬) ચો. ૨ બા ૨૦૫ પા. ૧૬૭.

(૭) હરીસો શબ્દની મતલબ તથા બાબદ માટે જુઓ આગલ પા. ૩૫૫.

તેમ આએ વરસે પણ રૂ. ૧૦૦ ) ભરવા જણાવે છે અને બીજા સાહેબોએ આગલે વરસે આપ્યા હતા તે પ્રમાણે આપવા કહે છે જે "મુખતાદના વખત પર ધરમનું કામ જારી રેશે તો પનચાતના શાહેબોની બજરૂખી જાવેદાન શુધી રોશન રેશે."

૭. તેશતર તીર ઇઝાદનાં જશનની ક્રીયા.

એ અરસામાં "શમશત અનજુમની તરફથી શેઠ ખરશેદજી માણેકજી શરાફે તશતર તીર ઇજતની નઈઅતે શરવે ફરેશતાવોની ઇજશની તથા વંદીદાદ કરાવીઆ છે તેની વીગત"[1] આપવામાં આવી છે. કુલે આતશબેરાંમ અને અગીઆરી મલી ૧૫ ) ધર્મનાં મકાનો હતાં. એ મકાનોમાં ગોઠાવશની દરેહમેહરને "પનચાતની દરેમેર" એમ ઓલખી છે. "દાદા ગામરીઆની દરેમેર" એવે નામની દરેમેહેર જણાવી છે તે મજગામની પટેલની દરેમેહેર દીસે છે. ખરશેદજી માણેકજીની બે દરેમેહેર જણાવી છે, તેમાંની એકને ચોપાટીની દરેમેહેર તરીકે ઓલખાવી છે. દરેક દરેમેહેરનાં મકાન મધે ઇજશને વંદીદાદ અને બાજ અફરગાંન કરાવવામાં આવ્યાં હતાં. કુલ્લે ખર્ચ રૂ. ૨૫૦।) નો જણાવ્યો છે.

૮. લાંબા વખતની કેદમાંથી છુતેલાઓને નાહન આપવું.

તા. ૬ થી જાનેવારી ૧૮૩૦ ને દીને[2] જમશેદજી જીજીભાઈ એક સરકયુલર પારસી માણેકજી સોરાબજી શાંસેલ્લ, જે દસ વરસ સુધી જેલમાં પડી બાહેર નીકળ્યો હતો અને જેને લકવો થયો હતો, તેનાં સંબંધમાં કાહડે છે કે તેને આંધલાં લુલાંનાં ફંડમાંથી રૂ. ૮ ) નો પગાર આપવો. તે સરકયુલર ઉપરથી માલમ પડે છે કે કેદની લાંબી ટેપ ભોગવી બાહર નીકલનારાઓને નહાન નહવાડવાનો તે વખતે રેવાજ હતો.

૯. બહારગાંમ કોઇ નાવારશ ગુજરે તેની સ્નાન ક્રીયા અતરે પંચાએત હસ્તક થવાનો દાખલો.

તા૦ ૧૯ મી માર્ચ ૧૮૩૫ ને દીને ખરશેદજી માણેકજી બેંગલોર "હુંધેઆરૂ મંણુચેરજી પેશતંનજી તથા શંમશત આપડા જરથોશતીઓ" ને એક પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે બેંગલોર ખાતે બરજોરજી ફરાંમજી ખાંન નામનો પુરૂષ નાવારશ ગુજરી ગયલા હોવાથી તેની ખબર અત્રે આવવાથી અને મુંબઈમાં તેનાં કોઇ સગાં નહી હોવાથી "તેનું ઉઠમણું તથા ચારંમ તથા શેઆવ

---

( ૧ ) ચો. ૧૦, બા. ૩૭, પા. ૪૦. ( ૨ ) ચો. ૬, બા. ૧૬. પા. ૧૦.
( ૩ ) ચો. ૧૧, બા. ૯૪, પા. ૨૬, બીજે ભાગ.

શરોશ વહીદાદ ઈજશને મેજ આફ્રરગાંન શુધાં દશતુરજી એદલજી દારાબજી શંનજાંણાંએ ફરમાંવેલ તે પરમાંણે પંચાતનાં ધરંમ મંધેથી ખરશેદજી માંણેકજી શરાફની દરેમેહર મંધે કરાવેલ." એ પત્રમાં તાકીદ કરવામાં આવે છે કે હવે પછી કોઈ ગુજરે તો તેની ખબર "તારીખ વાર લખતા રેશો તારે હેવી ખબરો બાબદનું પંચાતનાં પઈશા મંધેથી શવાબ થાશે તે પઈશાનાં આપનાંરાવોને તથા ખબરો લખનાંરાવોને તે શવાબનો હંમબેહેરો પોહેચશે."

IV.

## સરકાર, દરબાર, વારસા હીસ્સા વિગેરે બાબતો.

આ અરસામાં પંચાએત હજુર બે વખત સરકારી નેઆયાધીશો તરફથી આદેશ રજુ થાઇ હતી કે પારસી કોમના વારસા હીસ્સાના બંદોબસ્તો કોમે ભેગા.મલી નકકી કરવા.

૧. સરકારી અદાલત તરફથી કોમના વારસા હીસ્સાના બંદોબસ્તો નક્કી કરવાની માંગણી.

(ક) એક વખત એ બાબદ ૧૮૨૯નાં સાલમાં સુરતની અદાલત તરફથી આડકત્રી રીતે સુરતની પંચાએત મારફતે રજુ થાઇ હતી.

(ખ) બીજી વખત એ બાબદ પાધરી અત્રેની સુપ્રીમ કોર્ટ તરફથી ૧૮૩૨નાં સાલમાં રજુ થાઇ હતી. એ બન્ને વખત રજુ થાયલી બાબદની હકીકત નીચે પ્રમાણે છે:

(ક) પારસી લોકોના ધારા મુકરર કરવા બાબે ૧૮૨૯ માં સુરતની અદાલત તરફથી રજુ થયલી બાબદ.

તા. ૨૮મી ઓગસ્ત ૧૮૨૯ને[1] દીને સુરતથી મંચેરજી એદલજી, ખરશેદજી માણેકજી પર એક પત્ર લખી સુરતની સરકાર તરફથી સુરતવાલા રૂસ્તમજી ખરશેદજી[2] અને જરથોસ્તી અનજુમન ઉપર કેટલાક સવાલો લખાઈ આવ્યા છે તેની નકલ અત્રેથી મંગાવવા પ્રમાણે મોકલે છે. એ નકલ પ્રમાણે સુરતની અદાલત પેહલે સુચના કરે છે કે કોમે ભેગા મલી પોતાના સંસારી કાનુનો બાબે બંદોબસ્તો કરવા. પછી તે બાબે ૧૨) સવાલો પુછે છે.

---

(૧) ચો. ૨, બા. ૧૦૫–૧૦, પા. ૫.

(૨) ખા. બા. રૂસ્તમજી ખરશેદજી મોદી (૧૮૦૨–૧૮૯૪) ૯૨ વરસની ઉમરે તા. ૧લી એપ્રીલ ૧૮૯૪ને દીને ગુજર્યા. એવણ ૧૮૬૧માં સરકારે નેમેલાં પારસી લો કમીશનમાં એક અધીકારી નેમાયા હતા.

સુરતવાળા સાહેબો ત્યાંની અદાલતવાલાઓની સુચના જણાવે છે કે પારસી-ઓનાં લગન અને વારસા હીસ્સાના સંબંધમાં કોઇ ચોકશ બંદોબસ્તો થવા જોઇએ કે જે બંદોબસ્તની રૂએ અદાલતના નેઆયાધીશો તેઓ હજુર આવતી બાબદોના ચુકાદા કરી શકે. પાછલથી ઇ. સ. ૧૮૬૮માં પારસીઓનાં લગન અને તલાક વીગેરેનાં જે કાયદા બંધાયા તે આ મુશકેલી તોલવા કાજે હતા. એ મુશકેલી જાણે આ (૧૮૨૯નાં) સાલથી સરકારી ન્યાયાધીશોએ કાંઇક ચોકસ રીતે દેખાડવા માંડેલી દીશે છે.૧

સુરતની અનજુમનને સરકાર જાહેર કરે છે કે[૨] "હેવી રીતે ગવનર ડંકન શાહેબના વખતથી તે હાલ શુધી તંમારી કોમનુ વેવાર ઈઆને શીરશતો જોઇને માલુમ થાએઓ કે તંમારો ધારો કોઈ એક મુકરૂર નથી......જાણામા આવે છે જે થોડી વાત કેતાબના હુકમ પરમાણે છે ને ગણી ખરી વાતો તંમારા બુજરગોના રશમ પરમાણે ચાલે છે ને કેતલાએક લોકો હાલ પોતાની ખુશી પરમાણે ચાલે છે ને એ રશમ બુજરગોના તથા હાલનો એ કાંઇ લખામો આવેઓ નથી. તે વાશતે શરકાર હાલમાં ફરમાવેછે જે અનજુમનની મશલતથી એ શરવે દુનીઆદારીના વાત જેમા કોઇ વખત કજીઓ ઉઠે છે તેના ઉપર શારી પઠે તજવીજ તા. મનશુબો કરીને શઉની શમજણના વીચાર પરમાણે લખામો લાવીને તે પરમાણે ચાલવુ કે એ કીધા શીવાએ તમારામા કજીઓ બંનધ થનાર નથી........ હેવી રીતે શી અનજુમનથી શારી પઠે બંધોબશ મુકરરથી થઆ પછે તંમામ અનજુમન મલીને ચાહેશે જે મુકરર કીધેલા બંધોબશત માથી કઇ એક કલમ કાડી નાખવી અથવા કાઇ વધારવી છે અથવા કાઇ બધલ કરી તો તંમામ અનજુમની ખુશી પરમાણે કાડી નાખવી અથવા વધારવા અથવા બધલ કરવા શરકાર ખુશીથી કબુલ કરશે વાશતે તંમામ લોક અનજુમન બેહેતર જાણીને શગલા તમારા ફરજંદોન તા. ફરજંનદોનને શારા રશતે દેખાડીને તેના હકમો નેક ચાઈને મુકરૂર કરીને શારી પઠે વીચારીને શવાલોનો જબાબ કરીને મોકલજો ને તે કીધા ઉપર તે શરીશતા પરમાણે શીરકાર હરએક વખત ઊપર અનજુમનના કઆ પરમાણે મુકરૂર કીધેલો શરેશતો ઊપર ઇનસાફ

(૧) આ બાબેનો ધારો મેલવવા માટેની હીલચાલની કેટલીક પાછલી તવારીખ પારસી પ્રકાશ (વો. ૧, પા. ૬૬૭ થી ૬૯૦.) માં આપવામાં આવી છે.

(૨) ચો. ૨ બા. ૧૧૦, પા. ૯૦. જુઓ ચો. ૧૩, બા. ૧૩૨, પા. ૧૨૪.

કરશે........શવાલમાં કોઈ વાત નકારી[1] આવે કે જેની બાબતોના બંધોબશત કરવાની જરૂર નથી તો તેનુ જબાબ લખવાનુ કારણ નથી અગર એ શવાલ શીવાએ બીજી કોઈ વાત તે હંમારી નજરમો આવે કે તેહેના ઊપર કાંઇ બંધોબશત કરવો લાજમ છે ને એ શવાલમા આ વાતે હેનો જે કઈ તંમ લોક બંધોબશત કરશો તે તે ઊપરના શવાલના જબાબ પરમાણે કબુલ થાશે."

આ બાબદમાં સુરતની અદાલત તરફથી નીચલી બાબદોના ૧૨ ) સવાલો આવ્યા હતાઃ[2]—

૧. મગની[3] યાને શરૂઆતમા કારજ કરવાની બાબદ માંગુ કોનના તરફથી, છોકરા કે છોકરી તરફથી જાય? માબાપ નહી હોય તો કોણ સાથે બંદોબસ્ત થાય? માંગું તુટી શકે કે? તુટેતો કેવી રીતે વીગેરે? એનાં સબંધમાં ૮ ) પેતા સવાલો છે.

સુરતની અદાલત તરફના લગન, સંસાર, પાલક, વસીએત, વારસા વીગેરે બાબદોના આવેલા સવાલો.

૨. શાદીની આગલ પાછલ અને શાદીની વખતે બાયડીને જે આપ લે થાય છે તેનાં સબંધમાં સવાલ કે તે કોણની મીલકત ગણાય? એનાં સબંધમાં ૧૬ પેતા સવાલો છે.

૩. માંગાંનાં વખતથી તે શાદી સુધી માંહો માહે એક બીજાને આપલે થાય છે તેનાં સંબંધમાં અને શાદીના આશીરવાદ વીગેરેની રાહ રીતી, એ બાબે ૮ પેતા સવાલો છે.

૪. એક મરદ કેટલી બાયડી કરી શકે? જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરવામાં આવે તો તેને લગતી અને આગલી અને બીજી બાયડીનાં ગુજરાંન વીગેરેની બાબદ. એ બાબદનાં ૬ પેતા સવાલો છે.

૫. નાંતરાંની બાબદ. એ બાબે ૯ પેતા સવાલો છે.

૬. છુટા છેડા. તે માટેનીર જામંડી, સબબ વીગરેના ૮ પેતા સવાલો છે.

૭. ધણી ધણીઆણી વચ્ચેની મતફેરી સબએ ધણીઆણીની ખાધ ખોરાકીનાં હક વીગેરેની બાબદ. તેના ૭ પેતાં સવાલો છે.

---

(૧) બીન જરૂરી યા ખરાબ. (૨) ચો. ૨, બા. ૧૧૦, પા. ૯૦,
(૩) માંગણી યાને લગણનું માગુ.

૮. મરણુ ક્રીયા. તે કેતાબ પ્રમાણે થાય છે કે વધુ ઓછી? તે માટેની ક્રીયા ખાંણું વીગેરેનાં ખર્ચની બાબદ. એના ૭ પેતા સવાલો છે.

૯. પાલકની બાબદ જેના ૧૫ પેતાં સવાલો છે.

૧૦. વસીએતનામું કર્યા વગર ગુજરી જનારની બાબદ, જેમાં ૧૭ પેતાં સવાલો છે.

૧૧. વારેસના હકો. કોઇ બાબદ વારેસના હકમાં થાવાને વસીએતનામાનું જોર કેટલું છે વીગેરે. એના ૩ પેતાં સવાલો છે.

૧૨. શાદી વખતે મોબેદોનો લવાજમ. છોકરી કેટલી ઉમ્મરે પોતાનો વહેવાર વેપાર કરી શકે વીગેરે. તેના ૧૨ પેતાં સવાલો છે.

આ દરેક સવાલોના પેતામાં ઊપર પ્રમાણે જે ઘણાંક પેતાં સવાલો છે, તેમાંથી પહેલા બેનાં પેતાં સવાલો નો સાર નીચે આપું છું કે તે ઉપરથી માલમ પડે કે સરકારી અદાલત પારસીઓની તરેહવાર સંસારી બાબદોની હકીકત જાણુવા માંગતી હતી કે તેથી તેઓને સંસારી બાબદોનો ફેસલો કરવાની સવલતા થાય.

સવાલ પેહેલો. મગનનાં માંગાની બાબદ.

"૧. તમારી કોમમો મગની કરવાની રીત કેહેવી છે ને માગું કોહોની તરફથી જાએ તેમો કાંઇ લખા પડેઆ કરો છે ને માગુ મુકરૂર કરવાની શરૂ કઇ આપવુ લેવું પડે છે.

"૨. મગની કરવાનુ કોનો અંખીકાર છે છોકરીનો બાપ હોએ છે તેઆરે છોકરીનુ કાકો અથવા દાદો મગની કરવાની વાત કઇ બંધોબશત શહી શકેછે.

"૩ છોકરીનુ બાપ હાજર નઈ હોએ અથવા પરદેશ ગઓ હોએ ઇઆ મરી ગએઓ હોએ તારે છોકરીની માશી ઇઆ બીજા કોઈ શગાવાલા તેની મગની કરી શકે છે.

"૪. છોકરીની માએ બાપ નઇ હોએ તો તેની મગની તા. શાદી કરવાની કોહોનો ઈખતીઆર છે.

"૫. એજ પરમાણે છોકરાની મગની કરવામો પણુ ઉપરના બંધોબશત પરમાણે છે અથવા કાઇ જુદો શીરશો[1] છે.

"૬. મગની તુતી શકે છે તો શીહા[2] માકુલ[3] શબબથી તુતી શકે છે અગર નઇ તુટે તો એવી શુ વીધી છે કે તે કીધાથી મગની શઇ તા. કાએમ કેવાએ.

(૧) સરેસ્તો (૨) શા, કયા. (૩) ફા. 'મઅકુલ' લાયક, વાજબી.

"૭ મગની થઆ પછી છોકરાનુ બાપ અથવા છોકરીનુ બાપ નાઆરાજી થાએ ને તોડવા ચાએ તો તોડી શકે છે ને તે ટુટવા કોહોની રજા વદતી જરૂર છે.

"૮ મગની થઆ પછી ને શાદી પેહેલા છોકરો અથવા છોકરીને દોશ થાએ તો મગની ટુટી શકે છે.

સવાલ બીજો. પેહેડામણીની બાબત.

"૧ તમારી કોમમો બઇરીને શાદી વખતે અથવા અગાઉ પાછલ ઇઆને તેમાં કાઇ જવેર તા. કપડા વગરે આપવાનુ કાઈ ચાલ છે ને છે તો તેનુ કઇ આંકડો મુકરૂર છે તે શીવાએ રીતભાત જે આપે તે મુકરૂર છે.

"૨ જેવર વગરે આપે છે તે મગની વખત આપે છે કે કઇ બીજા વખત આપે છે ને કોહોના હાથમા આપે છે ને જારે આપો છો તારે ટીપ બનાવો છો ને તેમા કોઇની શાએદી રાખો છો.

"૩ બઇરીને જેવર તા. પોશાકી આપે છે તારે તે વખત તેની પાશે કઇ જામીન માગી શકે છે.

"૪ વરવાલા જે રીતે છોકરીને જેવર આપે છે તે રીતે છોકરીનુ બાપ પણુ છોકરીને જેવર વગેરે (આપે છે તે) વર ઓરતની ખાશ મીલકત છે ને છે તો તે ઉપર ધણીનુ હોકમ ચાલે ને બઇરી મરી ગીઆ પછી તે માલનુ વારશ કોણુ છે.

"૫ પરણુ પછી અથવા પેહેલા જેવર શેવાએ ધણીના ગેરથી અથવા બાપના ગેરથી ઇઆ મોશાલથી જે કઈ બઇરીને મલે તે ઉપર ધણીનુ હોકમ ચાલે ઇઆ કોહોનો.

"૬ જેવર બઇરીને આપીઊ છે ને તે ધણીની મરજી વના કોઇને આપી શકે છે અથવા કરચ કરી શકે છે ને મા અથવા શાવકી મા પોતાના જેવરનુ ખરચ કરે તેમા દીકરાનુ અતકાવ ચાલી શકે છે.

"૭ મગનો થઆ પછી કોઇ વાજબી કારણુથી લગન નઇ થાએ તારે માહોમા રીતભાત જેવેર વગેરે જે કાઇ આપુ હોએ તે બનેની તરફથી પાછુ આપે ઇઆ નઇ.

"૮ બઇરી પાશે ધણી જબરદશતીથી જવેર લઇ શકે છે.

"૯ બઇરીની પાશેથી ધણી જેવેર ખરચ કરવા લેતો શા કારણથી લે ને કાઈ વાજબી કારણથી લે તો પછી તે બઇરીને પાછો આપે.

"૧૦ શી શી વખત છોકરીવાલો છોકરાને શું શું આપે છે ને તે આપવાનુ દાડો મુકરૂર છે તે પેહેરામણી કેવાએછે ને હેવી રીતે એકએકના વેવાઈ તા. વેવાણો વગર શગાવાલા ના. છોકરા તા. છોકરીને આપે છે તે હક કોનો છે ને તે પાછુ આપવામો આવે છે કે નઈ.

"૧૧ અગરણી તા. મોશાલા વગેરે શું શું રીત આપે છે ને કોને કોને આપે છે.

"૧૨ તમારી કોમમો જેવર બઇરીને હવાલે કરવું તેનુ કાંઇ હેવુ શરેશતો છે કે એક બેએ છોકરાની માએ થઆ પછે હવાલે કરવું ને કદાપી છોકરા નઇ થાએ તારે તેની કેતલી ઉમર થઆ પછે જેવર હવાલે કરવું ને તમારામો મોશાલુ કરે છે તેમા શું શું રીત આપે છે ને કોહોના હાથમો આપે છે.

"૧૩ બઈરીને પોતાનો ધણી તેને અથવા ધણીની મરજી વીના બઈરી પણીને મુકે તેઆરે તેનુ જેવર તા. કપડા વગેરેનુ રીતભાત શી થાએ છે.

"૧૪ ધણીઆણી મરી જાએ તેઆરે જેવર તા. રીતભાત પાછુ આપવુ જોઇએ તેમાં કાંઇ મુદત છે અગર ખરચ થીઓ હોએ તો મુજરે આપે તે આપે આપે તો શા કારણના ખરચ મુજરે આપીને પાછુ લે.

"૧૫ ધણીઆણી મરી જાએ ને તે મરનારનો છોકરો હોએ અથવા છોકરી હોએ તારે જેવર ધણી આપે કે તેના છોકરાને શારૂ મોશાલીઆ રાખે કે નઇ.

"૧૬ મરનાર બઇરીને છોકરા અથવા છોકરી નઈ હોએ તારે તેના વારશનું ધણી કોણ."

(ખ) પારસી લોકોના ધારા મુકરર કરવાની ૧૮૩૨ ના સાલમાં અતરે પાધરી રજુ થયલી બાબદ.

આ બાબત આ બાબમાં આગલ પા. ૪૩૧-૩૩ માં અતરેના ચીફ જસટીસ સર હર્બટ કોંપ્ટન તરફથી આવેલી તરીકે રજુ થાઇ છે. તેના સંબધમાં નીચલી વધુ વીગતો કાંઈક જાણવા લાયક છે.

ઉપલા જડજ સાહેબની સુચના ઉપરથી "પંનચાતનાં અકાબરોએ શને ૧૮૩૨નાં શપટેંમબર મહીનાંમો ઘણુંએક જરતોશતીઓને તાંહાં છપાવેલી ચોપડીઓ મોકલી. તે મધે એ ઉપલી શરવે બીનાં લખીને તેહેની શાથે શ્રી શ્રરત મધે મીશતર હારી બારાડેલ (જે ધણી હાલમો શ્રી કલકતા મધે લાઆ કમીશનર છે અને એ ધણી આગલા દાહડા ઉપર અદાલતનો રજીશટર હતો તેણે) એ શ્રુરતની પંનચાતનાં શેઠી માવોને કેટલાકએક શવાલો પુછેઆ હતા તેહેનો જવાબ તે શાહેબોએ આપેઆ નથી–તેજ શવાલે શ્રી મુમબઇની અંનજુમંનનાં શાહેબોએ ઉપર કહેલી જાહેર ખબરની શાથે છપાવીને આપેઆછે કે આએ રીતે પુછેઉં છે વાશતે માંશ ૨)ની મુદતમો તંમારી નજરમો જે નેક આવે તેહેવો જવાબ લખીને પંનચાતનાં અકાબરો ઉપર મોકલજો કે તે જવાબ આવેઆ પછે તે મધેથી જે કાઇ ફેરફાર કરવું હશે તે શરવે અંનજુમંન મલી નકી ઠરાવીને પછી અરજી કરીશ્રું ને તે ઉપર તમો શરવેની શહી લેઇશ્રું હેવું એક ચોપાંનીઉં આશાંમી ૨૦૦) થી તે ૩૦૦) ને તાંહાં જુદું જુદું મોકલેઉં.[1]"

આ ચોપાંનીઆની સાથની ખબરની નકલ ખોલાશે એ પંનચાતનાં પાના ૨૧૬–૧૭ ઉપર આપવામાં આવી છે. એ ખબર મુંબઈ સમાચારના તા. ૨૪મી સપટેમબર ૧૮૩૨ના અંકમાં પણ પ્રગટ થઇ છે. (પા. ૧૦૫૨-૫૩.)

ઉપર જણાવવા પ્રમાણે ચોપાંનીઆઓ ધણી ધણીઓ પર મોકલ્યાં હતાં કે તે બાબે વીચાર જણાવે પણ તેમ કોઇએ કર્યું નહી. એ બાબે જમશેદજી જીજીભાઈ લખે છે કે [2]"પંણ એ પરમાંણે કોઇએ કીધું નંહી અને તે પછે ઘણી મેહેનત તથા ખુશાંમત કરીને ૮ અથવા ૧૦ વખત જુદે જુદે ઠેકાંણે શાહવારથી બેઠકો કીધી ને તાંહાં ઘણીએક તકરારો ચાલી–તે મધે કોઇનો કંઇ વીચાર અને કોઇનો કંઇ વીચાર તેથી શરવેનો એક વીચાર થાઇ શકેઓ નંહી અને એ કારંણશર શઘલાઓનો એક વીચાર લેવા શારૂ આપડા કેટલાએક શાહેબોને અતી ઘણી મેહેનત પડી અને અંતે હેવું ઠરાવેઉં કે જે તરફ

(૧) ખો. પં. પા. ૨૧૫–૧૬. જુઓ પા. પ્ર. I, પા. ૨૫૩.
(૨) ખો. પં. પા. ૨૨૨–૨૩.

વધારે જણાંનો વીચાર પડે તે કરવું—હેવી કેટલીએક માંથાફાડ કરીને ધારો બાંધવાનો એક ખરડો ઉભો કીધો અને જે ધણીનાં વીચાર પરમાંણે વધારે વોટ નંહી પડેઆ તેહેનાંને વલી અંનગંમતું થાઇઉ—તેહેવા શાહેબોને શંમજાવતાં ભારે મેહેનત પડી. હવે શહમજવું જોઇએચ કે એ ધારો બંધાતે તો તે કાંનુનાં કાંમનો છે કે જે ધણી પાશે પાંચ રૂપીઆની પુંજી પાછલ મુકી જવાની હોએ ને તે ધણી પોતાનું વશીઅતનાંમું કે જેહેને "વીલ" કરીને કેહેછે તે નંહી કીધું હોએ તેઆરે તેહેનાં વારેશોને એ ધારા પરમાંણે ચાલવું—બાકી જે ધણીનું વીલ હોએ તેહેને એ ધારા શાથે કશી દરકાર નથી. તે વીલનો કરનાર ધણી પોતે મુખતેઆર છે. હવે હેવું થાતાં પંણ કેટલાએક શાહેબોને એ વાત પશંદ નંહી આવી તેથી એ ધારાની શાંમને તથા ઉલતો ધારો શ્રી તારાપોરવાલા પટેલ બીકાજી મેહેરજીએ પોતાની તરફથી ઉભો કરીને તેહેનું જુદુ ચોપાંનીઉં છપાવીને તઇઆર રાખેઉ અને તે મધે પોતાનું શરવે મત લખી જણાંવેઉ."

આ બાબદનાં સબધમાં જમશેદજી જીજીભાઇ બોલાશે એ પંનચાતમાં આ હીલચાલની તરફેણમાં બોલતાં લખે છે કે[1] "જેઆરે ઇનશાફવાલો ધણી આપડા શાહેબોને હરેક ધારાની તથા ચાલની રીતી પુછે તેઆરે શું જવાબ વાલે? —દશતુરોનું નાંમતો હરગેજ લેવાએ નહી—એમ કીધાથી તો ઉલટી હશી જેહેવું થાએ. કાંએજે તેવો પોતે કશા પાધરા માએનાં કરે નંહી તેઆરે નાંચાર કશો જવાબ તે શાહેબથી વલી શકે નંહી—તેહેવા શબબથી એ હકુમતનાં દાંનેશમંદ શાહેબો તરત પોતે શંમજી જાએ કે એ લોકોમો કશું ઠેકાંણું નથી."

વલી સને ૧૮૩૪ માં એ બાબદ ફરીથી બરપા થાઇ હતી. એ બાબે બોલાશેએ પંનચાતમાં નીચે પ્રમાણે લખે છે:[2] "હવે જાંણવું જે જેવારે એ નવી ચાટર વરશ ૨૦ ની મુદતની શ્રી હીનદોશતાંનમો શને ૧૮૩૪ મો આવી તે વેલાએબી એજ નેકબખત અને આપડી

(૧) બો. પં. પા. ૨૧૮.
(૨) બો. પં. પા. ૨૧૮, થી ૨૨૦.

કોમનો મોટો ખેરખાહ શર હરબરટ કાંમપટંન મુમબઇનો ચીફ જશતીશ હતો અને તેહેની શાથે આપડા શાહેબોને બોલવા ચાલવાનો ઘણો વેહેવાર હતો ને એ શાહેબે શ્રી હીનદોશતાંનમો આશરે ૪૫) વરશ કાહડેઆં હતાં તેથી કરીને ગાંમડી લોકોની ચાલચલંણને શારી પઠે પીછાંનતો હતો તેથી એ શાહેબે જોઇજે હવડાં અંગરેજી શીખવાનો માહવેરો શ્રી મુમબઇ મધે થણો ચાલેઓ છે અને અંગરેજી છાપાખાનાંની કવતથી પારશી લોકો અંગરેજી લાઆથી વધારે માહીતગાર થાતા જાએ છે અને વલી કેટલાએક પારશીનાં કજીઆ કોરટમો આવેલા પણ છે તે મધે તેહેનાંની તરફથી બારેશટરો પોતાનાં કુલની તરફથી શાફ ઉગાડું બોલે છે જે-શાહેબ હમારા પારશીઓની લાઆ નથી વાશતે તમો તમારી અંગરેજી લાઆ પરમાંણે માહરો ઈનશાફ કરો-હું માહરો બાપનો વડો છોકરો છું તેથી તંમો મહને માહરી બાપીકી હાવર મીલકતો છે (કે જેહેને અંગરેજીમો "ઇમમુવએબલ પરાપરટી" કરીને કેહે છે) તે માહરે હવાલે કરાવો પંણ ચીફ જશટીશ પોતે ઘણાંજ બાહોશ અને દાંનેશમંદ હતા તેથી હરેક તરદુદ થી તેહેને જવાબ વાલીને કાહડે અને તે શાહેબે ધારેઉં જે એ પારશી લોકોની તો લાઆ મુદલ નથી અને કદી એક કજીઓ અંગરેજી ધારા પરમાંણે માહરેથી જો ચુકશે તો એ લોકોની મોટી ખરાબી છે અને હેવો ચુકાદો થાએઆથી જેઓની પાશે વરશ ૧૦૦) ની ઉપરની મીલકતો છે તે શરવે ફેરફાર અને ઉથલ પાથલ થાઇ જાશે—તેહેવું શહમજીને આપડા શાહેબો શાથે પરભાડી વાતો કીધી જે તમારી કોમનું ભારે ખરાબી જેહેવું આવી પડેઉ છે અને મોહોટી હીનપશાતી માહારા ઉપર છે કે માહરા વખતમો ને માહરેથી હેવું નઠારૂં કાંમ તમારી બાબતમો બંને કે વરશ ૧૦૦) ની ઉપરનાં કુટંમબનું ઇશટેટ પાછું અપાવતાં આખી પારશીની કોમ ખરાબ થાઇ જાશે ને શેકડો કજીઆ કોરટમો આવશે તેથી ભારે ખરાબો થાશે વાશતે તમો લોકો પોતાનો જે ધારો બાંધવા ધારો છો તેતો તમો બાંધજો પંણ હાલ તરત તમોને એટલુંજ કેઉંચ કે શોઓ કાંમ પડતાં મુકીને તરત એક પીટીશંન બંગાલાનાં ગવરનર જનરલ તથા ધારા બાંધનારી શભા (કે જેહેને "લીજીશલેટીવ કઓંનશલ આવ ઇનડીઆ" કરીને કેહે છે તેહેને) કરો અને તે મધે તરત એટલુંજ

લખ્યો કે—હમારો પુરાતંમ ધારો છે કે હરેક ધણી વીલ કરીને અથવા વગર વીલે મરે છે તેહેની જે કાંઈ અશકેઆંમત તથા થાવર તથા જંગંમ મીલકત વગેરે જે કાંઈ હોએય તે તેહેનાં વારેશો શરખે ભાગે ભાઈ ભાઇઓમો વેંહેંચી લેતા આવેઆ છઇએ વાશતે તમો મેહેરબાંનગી કરીને હમોને હેવી લાઆ બાંધી આપો કે હમારા અશલ પુરાતંમ ધારાને કોઇ ફેરવી શકે નંહી કાંએજે હાલમો હમાવી કોમ મધેનાં કેટલાએક વડા છોકરાઓ અંગરેજી લાઆ પરમાંણે જે કાંઈ જમીન ઉપરનું ઇશટેટ છે તે એખલા પોતે લેવાનો કોરટમો દાવો કરેછે કે હમોને પોંહોંચે છે અને તેમ થાએઆથી હમારી કુલ પારશીની કોમનું કાંમ ખરાબ તથા ફેરફાર થાઈ જાશે કાંએજે મુમબાઈ મધે જેટલું ઇશટેટ છે તે મધે ભાગ ૨) પારશીનું ઇશટેટ છેં[1] તે શરવે હરકતમો પડશે હેવી મશલહત ચીફ જશતીશ શર હરબરટ કાંમપટને આપડા શાહેબોને આપી."[2]

સને ૧૮૩૧-૩૨ નાં સાલમાં હીંદુસ્તાંનની સુપરીમ કોર્ટના સંબંધમાં પારલામેંટે ઉપર જણાવવા પ્રમાણ ચારટર બહાર પાડયો હતો. એ ચારટર પ્રમાણે હીંદુ મહોમેડનોના વારસા હીસ્સા વગેરેનો ઇનસાફ તેઓના કોમી કાયદા કાનુનો પ્રમાણે થાય એમ જાહેર કરવામાં આવ્યું હતું. પણ પારસીઓ માટે તેમાં કાંઇ જણાવવામાં આવ્યું હતું નહી. પારસીઓના વારસા હીસ્સા ને લગતી બાબદનો ઇનસાફ ઘણેક દરજ્જે અંગ્રેજી કાયદાને આધારે થતો હતો, તે બાબે ફરાંમજી કાવસજીએ

૨. પારસીઓના સંસારી રેવાજોનાં સંબધનાં ઇનસાફ બાબે મી. જેમ્સ મોરલી નામનાં બેરીસ્ટરનું મત.

---

(૧) આ ફકરો આપણું ખાસ ધ્યાન ખેંચે છે કે આજથી આસરે ૧૦૮) વર્ષ ઉપર મુંબાઇની મીલકતોમાં પારસી માલેકોની ઘણી મીલકતો હતી. " ભાગ ૨ ) " એમ કહેવાની મતલબ આ દીસે છે કે " ત્રણમાંથી બે ભાગ " એટલે " બેવડો ભાગ પારસીઓનો અને એક ભાગ બીજાઓનો. "

(૨) શેઠ વીકાજી મેહરજીએ ઉલટો ખરડો કરી સરકાર ઉપર મોકલ્યો હતો. તે ઉપરથી તા૦ ૧૨ મી અકટોબર ૧૮૩૬ ને દીને શેઠ ફરાંમજી કાવસજી બનાજી અને બીજા સાહેબોએ એક મીનીટ લખી શેઠ વીકાજી મેહરજીને ઠપકો આપ્યો હતો (પા. પ્ર. I. ૨૫૦ નો ૧.)

મી. મોર્લી ( James Morley[1] ) નામનાં બારીસ્તરની સલાહ ઊપલા ચારટરના સંબધમાં લીધી હતી. તેણે તા. ૭ ફેબરવારી ૧૮૩૨ ને દીને આપેલું તે વખતે અગતનું ગણાયલું મત સદાબરૂ નીચે આપું છું:[2]

" My dear Sir,

In my opinion by the Charter of the Supreme Court the only Natives who are entitled to have their own laws administered to them are the Hindoos and Mahometans and that all the others Natives, including the Parsees are Governed entirely in civil Contracts and Matters of inheritance by the English laws. Those who perused the act of Parliament and the Charters of the Court, did not advert to the large and respectable Reputation of the Parsees in India—and their situation has been entirely overlooked. The consequence of which is, that almost all the usages of the Parsees in Matters of inheritance are illegal and void. By the usages of Parsees, when a Parsee dies without a Will, all his lands and houses and goods descend equally among his sons, and the daughters have only a right to the expences of Marriage. By the English law, in such a case, the whole of the lands and houses would be the sole right and property of the eldest son only, and the goods would be equally divisible among all the sons and daughters. As Parliament is now investigating Indian affairs,

---

( ૧ ) આ Morley ની કુલાબા ખાતે એક વાડી હતી જે "ઘેલા માલીની વાડી" એવા અપભ્રંશ નામથી ઓળખાતી, તે મારા બચપણથી ત્યાંના રહેવાસી તરીકે હું જાણતો આવ્યો હતો. મોરલી નામ લોકોએ માલી બનાવી દીધું હતું અને એ ધણી સ્વભાવે ઘણો આકરો કેહવાતો. તે ઉપરથી લોકો તેને "ઘેલો માલી" કહેતા હતા. એ વાડી પાછળથી પેહલા સર જમશેદજી જીજીભાઈનાં હાથમાં ગઇ હતી. તે વખતે તે, તેમાં આંબાનાં ઘણાં ઝાડો હોવાથી "આંબાની વાડી" તરીકે ઓલખાતી હતી. પેહલા સર જમશેદજીએ તેની સાંમે જાહેર ઉપયોગ માટે એક કુવો બાંધ્યો હતો, જે ઉપર તેવણની નામની તખ્તી હતી. મારી જાણમાં થોડાંક વરસ પર ત્રીજા સર જમશેદજીનાં વખતમાં તે કુવો લશકરી સતાવાળાઓને પુરી નાખવાની જરૂર પડતાં તેઓએ ત્રીજા સર જમશેદજીની પરવાંનગી માંગતાં તેવણે તે પરવાંનગી આપી હતી, પણ તે એવી શરતે કે તે કુવાને બદલે ત્યાં લોકોને પાણી ભરવાને માટે એક ફુવારા રૂપે સ્થંબ બરપા કરવામાં આવે. તેમ કરવામો આવ્યુ હતું અને ઘટતી તખ્તી મારવામાં આવી છે.

( ૨ ) ચો. ૮, બા. ૧૭ પા. ૬૩.

I think it merits the consideration of yourself and of the other Parsees, whether you and your Parsee friends should not send a Petition to the House of Commons that the Parsees should be governed in matters of contracts and inheritance by their own usages.

Yours truly
( Signed ) James Morley

Bombay,
7th Feby 1832

To,
Framjee Cowasjee
Merchant.

એવું દીસે છે કે પારસીઓનો ઇનસાફ પણ તેઓનાં પોતાનાં કોમી કાયદા કાનુન પ્રમાણે થાય, એમ ઘણાંકોની ખાહેશ હતી અને ફરાંમજી કાવસજી એ બાબે ખાસ કાલજી રાખતા હતા. એ બાબે તેવણે આગલ બીજા સાહેબો સાથે વાત કીધી હશે, પણ તે ઉપર ધ્યાંન અપાયું નહી, તેથી તા. ૪થી માર્ચ ૧૮૩૨[1]ને દીને તેવણ નવરોજી વાડીઆ ઉપર પત્ર લખી દલગીરી દેખાડે છે. તેવણ તે દીને કલાક ૫) વાગતે નવા દખમા[2] આગલ જનાર હતા ત્યાં નવરોજી વાડીઆને આવવા કહેછે કે ત્યાં મોરલીનાં પત્ર બાબે વાત કરવામા આવે. તેવણ લખે છે કે મોરલીએ ચીઠી લખી છે. "વેલાતમો પારલેમેનત નવી ચાતરનાં બાંધો બાધે છે તેમાં નેતીવ હીનદુ તથા મુશલમાંન એ બેજ કોમ હેનાંની લાઆ પરમાંણે ઇનશાફ કરે.....એ બાબે તંમોને તથા વાડીઆજી હોરમજજીને હુંમોએ ગંની વાર વાતો થાઇ હતી પંન કોઇ ધેઆંનમો એ વાતને લાવેઆજ નહી ને હુવે કુલે કાંમ ખરાબ થાઇજછે તે જે કાંઇ આપડો ધારો છે તે શરવે રદ થાઓ તેથી એ બાબે હજી પંન તરત કંઇ બી આપડો ધારો બાંધીને આપડી લાઆ કરીને તે તરત પારલામેનતને મોકલો તો કંઇબી પછવાડે કાંમ દરૂરા રેહેશે તેથી એ બાબે તંમો ચાર સાહેબોને બાઇ જંમશેદજી તથા ખરશેદજી તથા બહમનજીને તથા બીજાવોની શાથે વાતો કરો. ને એ બાબે મીતીગ કરીને ધારો કીધા વગર કંઇજ બંનશે નહી શરવે શાહેબો

(૧) ચો. ૮, બા. ૧૨, પા. ૧૪.

(૨) આ નવું દખમું તે શેઠ ફરામજી કાવસજી બનાજીવાલું દખમું છે, જેનો તાણો તા. જુન ૧૮૩૧ ને દીને પુરાયો હતો અને જે તા. ૩જી મે ૧૮૩૨ ને દીને ઇજાયું હતું.

પોતે પોતાનાં ધંધામો મશગુલ છે કાંમમાં તેથી કોઈ કંઇ ખાતરમાં નથી લેતા પંન પછવાડે નરશ આશે. તેથી હંમો નાંચાર છેઇએ."

વાડીઆ નવરોજી, ફરામજી કાવજીની ઉપલી ચીઠી અને મી. મોરલીનો પત્ર એક સરકયુલર[1] કરી સર્વની વાકેફી માતે મોકલે છે. તેવણ લખે છે કે "તમો શરવે શાહેબોને ગંનાં દાહા થઆ શેવક અરજ કરી હતી તથા ઇઆદદાશ કરી હતી પંન કોઈ શાહેબે તે વાત દીલ પર લેઇ ખોલાશો નહી કરેઓ તેથી જો આપડે કંઇ બી નહીજ કરશું તો આપડી કોમની ગંની ખરાબી છે."

૩. પારસી પંચાએત અને સરકાર દરબાર.

આ અરસામાં સરદાર દરબાર તરફથી કેટલાક મુકદમાઓ પંચાએત હજુર ચુકાદા યા મત માટે આવ્યા હતા. તેમાંના અગતના કોઇક નીચલા હતા:

(ક) ગુલી નામની બાઇનો ભરણ પોશન મટે ખાવીંદ સામે મુકદમા.

પારસી બેજનજી છાપગર પોતાની સ્ત્રીને રાહતતો ન હતો તે બાબદ આસરે ઇ. ૧૮૩૦ માં પંચાએત હજુર રજુ થઇ હતી. પંચાએતના સાહેબે એ તે સ્ત્રી ગુલીને સમજાવીને વરને ઘેર મેકલી હતી પણ તે વરે "પછે. દજીઓ ફેશ ડ કરીને ગરમે થી બાહેર કડી મેલી." તે પછી તા. ૨૯મી જુન ૧૮૩૩ ને દીને ફ્રામજી કાવજીની એગ્રીઆરીમાં મલેલી પંચાએતની સભાએ તે બાઇને દર મહીનો રૂ. ૭) નો મુસરો કાવી આપ્યો.[2] તે પછી તે પારસી બેજનજી પરદેશ જતો રહયો તેથી તેણીને મુસરો મલ્યો નહી. તે મુંબઇ પાછો આવ્યો ત્યારે પચાએતના સાહેબોએ તેને બોલાવીને કહયું કે પોતાની ઓરતને રાહતે. તેણે તેમ કર્યું નહી, તે ઉપરથી તે બાઈ "પંચાતણી માનીતનુ તરાંશલેશંન કરાવીને તે ઉપર શહી કરી આપી તે લેઇને વાર ૨) હાકંમ ને તાંહાં ફરીઆદ થાઇ"[3] તા. ૧૬મી ફેબરવારી ૧૮૩૬[4]ને દીને એ બાઇ ગુલબાઇએ એ પોતાના ખાવીંદ ઉપર સમન કાડયો હતો કે તે તેણીનું ગુજરાંન કરે. તે સમનની સુનાવણી તા. ૨૫ મી ફેબરવારી ૧૮૩૬ ને દીને મી. વારડીન (Mr. Warden) તથા મી. એકવીથ.[5] તથા મી પ્રીલીપ તથા વાડીઆ દાદાભાઈ પેસ્તનજીની બનેલી (પેટી-

---

(૧) ચો. ૮, બા. ૧૩, પા. ૧૪.

(૨) ચો. ૧૨, બા. ૪૮, પે. બા. ૩, પા. ૭૨.

(૩) ઉપલોજ ચોપડો. (૪) ચો. ૧૨, બા. ૧૭. પા ૧૮.

(૫) એકવીથ.

શેશનની ) કોર્ટ હજુર નીકળી હતી. ત્યાં એ મુકદમો પંચાએતે તા. ૨૯ મી નવેમબર ૧૮૩૩[1] ને દીને ચુકાવ્યો હતો તેની મીનીટનો અંગ્રેજી તરજુમો બાઇ તરફથી રજુ કરવામાં આવ્યો. સરકારી અદાલતે તે મીનીટ ધ્યાંનમાં લઇ પુછપરછ કરી. માજીસ્ત્રેટે વાડી બાઇ ગુલબાઇ, જેણી કોરટમાં નીચે હતી, તેણીને માલ ઉપર તેડી. "પંન ગુલી ઉપર આવી નહી."[2] ત્યાર પછી મેજીસ્ત્રેટે તે ખાવીંદને હોકમ કર્યો કે "અગર તું એ ઓરતને રાખશે નહી ને હેની પરવરી નહી કરશે ને એ ઓરત ફરીથી માશ ૬ ) ની અંદર હંમારી પાશે ફરીઆદ આવશે તો આએ હંમારા રીગલેશંન પરમાંણે તુંને રૂ. ૨૦૦ ) દંડશું તા. તુંને જલમો નાંખશુ."

તા. ૨૬ મી ફેબરવારી ૧૮૩૬[3] ને દીને ફરામજી કાવશજીની હોપીશમાં પંચાએતની મીટીંગ મલી હતી અને જેમાં ત્રણ સાહેબો હાજર હતા, ત્યાં એ બાબદ ફરીથી નીકળતાં ઉપલા પારસી બેજનજીને બોલાવીને સમજાવવામાં આવ્યું કે પોતાની ધણીઆણીને રાહતે અને તે માટે જુદું ઘેર મડે તેણે કહયું કે હાકમનાં હોકમ પ્રમાણે તે ધણીઆણીને પોતાને ઘરે લઇ જઇ રાખશે પણ જુદુ ઘર માંડી શકશે નહી. પંચાએતવાલા સાહેબોએ કહયું કે "એ બાઇ પાછી હાકંમને તાંહાં ફરીઆદ થાઇ છે અંને હંમોને શંમંન કીધા છે તેથી તારી બેહોરમતી થાશે પંન તે છોકરાએ કઇ માંનેઉ નહી"

તા. ૩૧ મી માર્ચ ૧૮૩૬[4] ને દીને ઉપલી બાઇએ પોતાનાં મરદ બેજનજી ઉપર ગુજરાંન કાજે પાછી ફરીઆદ કરીને જે પીટીશન કર્યું હતું, તેની સુનાવણી વખતે પંચાએતના ચાર સાહેબો સમન પ્રમાણે હાજર થયા હતા. "તાંહાં મી. વાડીને ( Warden ) બેઉ તરફની તજવીજ કીધી........ મી. વાડીને પંચાતવાલા શાહેબોને પુછી જોઉં ને પછી પારશી બેજંનજીને

---

( ૧ ) ચો. ૧૨ બા. ૧૬. પા. ૧૬.

( ૨ ) ચો. ૧૨. બા. ૧૭. પા. ૧૮. એવું દીસે છે કે એની વખતે કેટલીકવાર પારસી સ્ત્રીઓ કોર્ટમાં જાહેરમાં આવીને ઉભી રહેતી હતી નહી. તેણીઓ હેઠે એકાદ ઓરડામાં બેશી રહેતી હતી. આ મુકદમામાં પણ વાદી બાઇએ શરમાઇને ઉપર જવા ના પાડયું.

( ૩ ) ચો. ૧૨. બા. ૨૦. પા. ૨૨.

( ૪ ) ચો. ૧૨. બા. ૨૪. પા. ૨૫.

ગંનો ધંમકાવીને બેહોરમત કીધો જે તુંને કંઇ શરંમ નથી જે તું તારી પંચાતનાં કેહા પરમાંણે ચાલતો નથી ને એ શાહેબો (ને) હંઇવેર તશડી આપી. વાશતે હું તુંને કેઉચ કે તું પાછો પંચાતનાં શાહેબો પાશે જા ને એ શાહેબો જે રીતે બંદોબશત કરે તે તું કબુલ કર.....વાડીઆજીએ પંચાતનાં અંધારૂ શાપુરદારૂ શાથે તા.[1]...મેએ ૧૮૩૬ ને દીને હેનાં મરદને ગેર મોકલી જે તું તાંહાં જાઇને શલુકથી રેહે પછે જો તારી ઉપર દુખ પારશે તો હંમો તેનો બંદોબશત કરીને હાંકંમને રપોટ કરશું." તેણી તેમ ખાવીંદને ઘેરે ગઇ પણ તેણે તેણીને "ગુજરાંનનું બરોબર પોહોચાડેઉ નહી અંને તેની ઉપર ખોરાકી પોશાકીની હલાકી પડવા લાગી જે રોજનાં બે દોડીઆં ખરચનાં આપે તેમોથી શાખ તરકારી તથા ચાહે તપકીર તથા ધોબી ધોવાંન વીગરે બીજો ખરચ શી રીતે કરે તેથી ઓરત પાછી ફરીઆદ થાઇ"[2]. તે ઉપર વીચાર કરી તા. ૧૦ મી ઓગસ્ત ૧૮૩૫ ની મીટીંગમાં ઠેઠવ્યું કે એ ધણી બાઇડીને રૂ. ૪) આપે અને રૂ. ૨) પંચાએત આપે.[3]

(ખ) એક દીવાની મુકદમો પણ પંચાએત હજુર આવવાની બાબદ.

એ અરસામાં સંસારી મુકદમાઓ ઉપ્રાંત કોઇ દીવાની મુકદમાઓ પણ પંનચાએત હજુર સરકાર તરફથી આવતા હતા. તેની રાહ રીતી જાણવા એક દાખલો નીચે આપુંછું:

હીરાંબાઇ તે પારસી સોરાબજી નાનાભાઈની ધણીઆણીએ તા. ૨૧ માર્ચ ૧૮૩૧[4] ને દીને રીકારડર સર જોન આડરી (Sir John Awdry) ને અરજી કીધી હતી જે "એ બાઇનો મરદ પોતાની હઇઆતીમો પોતાનું ઘેર તરંણ જણાંને ગીરવી આપેલું હતું ને બાકીની જગો મંધે પોતે રેહતો હતો તે ગીરવીદારોએ પોતાનાં રૂપીઆ લેવા શારૂ તે ઘરનું લીલાંઉ કરાવા ધારેઉ પણ તે ઘર કંઇ વેચી શખાઇઉ નહી કાંએ જે જે શુંડારે તે ઘેર બાંધેઉ તેની શાથે કજીઓ હતો. તાર પછે એ બાઇનો ધંણી ગુજરી ગઆ પછે એ ગીરવીદારોએ જબરદશતીથી એ બાઇને ઘેરમોથી બાહેર કાડીને તે ઘેર પોતાનાં કબજામો લીધું છે તે પોતાનાં ગીરવીનાં રૂપીઆ લેઇને મારૂં ઘેર મંને પાછું આપતો નહીં હેવી ફરીઆદ ત અરજીમો લખી હતી તે વાશતે શર જાંણ આહરી

(૧) ખાલી જગ્યા છે. (૨) ચો. ૧૨. બા. ૪૮. પે. બા. ૩. પા. ૭૨.
(૩) એજ ચોપડો. (૪) ચો. ૯ બા. ૨૮, પા. ૩૦, ફ. ૧. જુઓ ચો. ૮, બા. ૪૦-૪૨, પા. ૪૯ તથા ચો. ૧૩, બા. ૭.

શાહેબે તે અરજી ધરંમનો વકીલ મી. ઇદવર લુક ઉપર મોકલી હતી " એ મી. એડવર્ડ લ્યુક તરફથી એ મુકદમાની બાબદ પારસી પંચાએત હજુર વીચાર માટે આવી હતી. ગીરવીદારોનું કહેવું એવું હતું કે બાઇએ પાછલથી એ ઘરનું વેચાંણ ખત કરી આપ્યું હતું, પણ બાઇ તે ના પાડતી હતી. આ બાઇ અને સામી બાજુવાળા સાથના કેટલાક પત્ર વહેવાર બાદ તા. ૧૪ મી ઓગસ્ત ૧૮૩૨[1] ને દીને મી. એડવર્ડ લ્યુક ફરાંમજી કાવજી ઉપર પત્ર લખી તેણીની બાબદ તપાસ માટે મોકલે છે અને તેમાં લખે છે કે "I am unwilling not to give her the benefit of an investigation by the body of Gentlemen who have better means of ascertaining the real truth in such cases as these than I have, and I should really feel much obliged to you and the Members of the Punchat generally by your taking this matter under your consideration".

આ બાઇની ઉપલી બાબદ જ્યારે પંચાએત હજુર આવી ત્યારે તે ઉપર પંચાએતે વાડીઆજી નવરોજીનાં ઘરમાં બેસીને તા. ૧લી નવેમબર ૧૮૩૨ ને દીને તપાસ કીધી.[2] પંચાએતના સાહેબોએ ઠેડવ્યું કે[3] " હમારી શરવેની નજરમો થરેઉ જે તે વેચાંન ખત છે તે ખરૂ છે તે બાબનો રપોત[4] વાડીઆજી નવરોજજી જંમશેદજીએ તથા ફરાંમજી કાવશજીએ શહી કરીને મી. લુકને ઠેકાંને મી. દાંનીએલ ઇશમીથ થઓ છે તે ઉપર તા. ૩ જાંનેવારી શંને ૧૮૩૩ ની તેરીખે મોકલો હતો. " એ રીપોર્ટ " મી. દેનીએલ શીમીડને ઠીક નંહી પડેઓ ". તે ઉપરથી તેણે પંચાએત ઉપર ફરીથી જુસ્તેજોઇ માટે મોકલ્યો હતો. તે જુસ્તેજોઇ કરવા તા. ૧૮ મી માર્ચ ૧૮૩૩[5] ને દીને વાડીઆજી નવરોજીનાં ઘરમાં સમસ્ત પંચાએત બેઠી હતી. તેની મીનીટમાં લખે છે કે " ફરીથી આજ દીને એ બાઇની હજુર શરવેને ફરીથી બોલાવીને ચોકશ તજવીજ કરી છે તેવારે જે કંઇ પરથંમ તજવીજ કીધી છે તે પરમાંણે શાફ નજર આવે છે જે એ બાઇએ વેચાંન ખત

---

(૧) એ. ૯, બા. ૨૨, પા. ૨૬.

(૨) ચો. ૯, બા. ૨૮, પા. ૩૦ ફકરો ૫. આ મીટીંગના કામકાજની બીજી નકલ ચો. ૧૦, બા. ૧૩, પા. ૧૫ માં પણ છે.

(૩) ચો. ૯, બા. ૨૮, પા. ૩૨. ફકરો ૮. (ફકરા નં. ૯ પછી નં. ૮ અને ૯ ફરીથી લખ્યા છે. (૪) report. (૫) ચો. ૯, બા. ૨૮, પા. ૩૨. ફ. ૮.

કરી આપેલ છે તે ખરૂ છે વાશતે ઠરાવેલ છે જે ઉપલી હકીકતનો વીગતવારે ફરીથી રપોત કરીને મોકલવો". એ મીનીટમાં વધુ લખે છે કે "એ બાઈની નાંચારીનાં શબબથી પંચાતનાં ધરમખાતાંમોથી એ બાઇનો મુશારો આપવા કેહો તેબી એ રાંડે કબુલ નહી કીધું તારે જોઓ કંઈ લાચારીનાં શબબથી માંથું ઠેકાંને નથી વાશતે હેવી બેવકુફીની ફરીઆદી કરી છે." આ બાઇએ જે વેચાણ ખત સંવંત ૧૮૭૪ નાં વરસે માગશર વદ ૯ ને ગરેઉ (ઇ. ૧૮૧૮) ને દીને કરી આપ્યું હતું, તેની નકલ[1] તેજ પ્રમાણે તેણીના ખાવીંદ સોરાબજી નાનાભાઇનાં એક ગીરવીખતની નકલ[2] પંચાએતનાં દફતરે નોંધેલી છે.

એ ઉપરથી ત્યાર પછી પંચાએતના ૯ સાહેબો (જેમાં એક હોરમજજી દોરાબજી લશકરીની સહી ગુજરાતીમાં છે) તા. ૨૭મી એપ્રીલ ૧૮૩૩[3]ને દીને રીપોર્ટ કરે છે કે. "After a most careful revision and minute examination of the same we have no hesitation in declaring that the view taken of this case by that Gentleman is most perfectly correct and in every way consistent with the strictest justice .... the deed of sale was duly executed by the Petitioner and that she has no real or legal claim to the premisses referred to."

તા. ૨૭ મી એપ્રીલ ૧૮૩૩[4], એટલે ઉપલેજ દીને, મી. સ્મીથે રીપોર્ટની પોંહચ કબુલ રાખી પંચાએતે લીધેલી તસ્દી માટે મોતો ઉપકાર માન્યો.

તા. ૩૧ મી જુન ૧૮૩૩[5]નાં ફરાંમજી કાવશજીનાં નવરોજી વાડીઆ જોગા પત્ર ઉપરથી દીસે છે કે જોકે એ બાઈની વીરૂધ ચુકાદો આવ્યો તે છતાં એ બાઇની હાલત ઉપર દયા કરી પંચાએતના સાહેબોએ તેણીને માટે ઉગરાંણું કર્યું હતુ, જેની ટીપમાં રૂ. ૧૦૦૨ ) ભરાયા હતા.[6] એ ટીપની મદેહનજરનો ખરડો જમશેદજી જીજીભાઇએ તા. ૨૦ મી એપ્રીલ ૧૮૩૩[7]નાં પોતાનાં પત્ર સાથે ખરશેદજી માણેકજી ઉપર મોકલ્યો હતો અને લખ્યું કે "આપરે એક વખત

---

(૧) ચો. ૧૦, બા. ૧૦, પા. ૧૪. (૨) ચો. ૧૦, બા. ૧૧, પા. ૧૪.
(૩) ચો. ૯, બા. ૩૬, પા. ૪૦. (૪) ચો. ૯, બા. ૩૭, પા. ૪૧.
(૫) ચો. ૧૦, બા. ૪, પા. ૪. (૬) ચો. ૧૦, બા. ૧૫, પા. ૧૮.
(૭) ચો. ૧૦, બા. ૧૬, પા. ૧૮.

વીગત શુધા કોરતમો આપશું તો બીજી વખત તેવું કાંઇ ચુકાડાનું કામ આપરી ઉપ[1] રફેર[2] થાશે તે વીગતવારે લખતા ગણું ગણી અરજમાન[3] જેવું છે."

(ગ) સુપ્રીમ કોર્ટના જડજો તરફથી આવેલો એક મુકદમો.

તા. ૩૦ જાનેવારી ૧૮૩૪[4] ના એક સેરા સાથે મુંબઇની કોરત તરફથી બાઇ આવાંબાઇ (તે અરદેશર નશરવાંનજી કામા-દોરવાલાનાં ધણીઆણી) ની તા. ૨૯ મી જાનેવારી ૧૮૩૪ ની એક અરજી, જે સુપરીમ કોર્ટના નામદાર જજો (Sir H. Compton અને Sir Awdry Knight) ને કરવામાં આવી હતી, તે વીચાર માટે પંચાએત ઉપર મોકલવામાં આવી હતી. તે અરજીમાં એ બાઇએ પોતાના ખાવીંદ સાંમે એક નાચાર ગરીબ (Pauper) તરીકે અરજ કરવાની રજા માંગી હતી. એ અરજીમાં તેણીએ જમશેદજી જીજીભાઇ અને બીજાઓ સાંમે, ખાસ કરી જમશેદજી જીજીભાઇ સાંમે, તરફદારી (partiality) કરવાનું આલ મેલ્યું હતું. એ બાબદની હકીકત નીચે પ્રમાણે છે:—મે ૧૮૩૨ ની સેવટે યા જુન ૧૮૩૨ ની શરૂઆતમાં[5] એ બાઇએ પોતાના ખાવીંદ અરદેશર કામાદોર સાંમે ફરીઆદ કરી અરજ કરી હતી, જે તે તેણી, જેની ઉમર ૩૫) વરસની થઇ હતી, તેનું ગુજરાંન કરતો નથી. એ ધણીએ એક પારકી સ્ત્રી રાખી હતી. ધણીઆણીએ લાંબો વખત સુધી ખાવીંદની લાજ રાખવા સારૂ કાંઇ ફરીઆદ કરી ન હતી. ૯ વરસ પર તે સોલાપુર જઇ રહયો હતો. ત્યાં પત્રો લખવા છતાં તેણે ગુજરાનનું કાંઇ પુછયું નહી, ત્યારે તેણી પોતે સોલાપુર ગઇ. ત્યાં તેણે પોતે ઘણો જુલમ કર્યો અને રાખેલી રાંડ પાસે પણ કરાવ્યો. તે ઉપરથી ત્યાંનાં લોકોને દયા આવતાં તેઓએ વચમાં પડી તેની પાસે લખાવી લીધું કે તે પોતાની ધણીઆણીને રૂ. ૭) નો મહીનો આપે અને તેણી મુંબઇ જઇ રહે. એ લખાવી લીધેલાં કાગજ ઉપર સોલાપુરવાલા પારસીઓના આગેવાનોની સહી છે. તે લખાણ પ્રમાણે તે ધણી માસીક મુસારો આપતો નથી. તેણીએ અરજીમાં જણાવ્યું કે તેણીનાં સાંભલવા પ્રમાણે એ ધણીએ

---

(૧) ઉપર (૨) refer (૩) એ શબ્દ બરાબર સમજ પડતો નથી. કદાચ ફા. "અર્ઝમંદ" એટલે "કીંમતી" યા "ઉપયોગી" થાઇ પડશે.

(૪) ચો. ૧૧. બા. ૨૫. પા. ૨૩. તથા ચો. ૧૩. બા. ૮૦, ૮૧, પા. ૬૮.

(૫) બાઇએ અરજીમાં તારીખ નથી આપી, પણ તે અરજીની મીનીટો ઉપર તા. ૩ જી જુનથી તારીખો શરૂ થાય છે. ચો. ૨. બા. ૨૨૫. પા. ૧૭૯.

બીજી બાઇડી કરવાની પરવાંનગી માંગવા પંચાએતને અરજ કરી છે. તે ઉપરથી તેણીએ લખ્યું કે "એ ધણીને રજા આપો તો મારો રશતો કશી પાતીથી દુનીઆદારીના શરેશતા પરમાણે કીધા વગર આપવી નઇ." એ અરજી ઉપર ખરશેદજી માણેકજીએ લખ્યું હતું કે "એ બાઇનો રશતો કરીને તેને રજા આપવી." પણ તે બાબે વાડીઆ નવરોજી લખે છે કે "એ બાઇને ખરચનુ એ પાશેથી અપાવવું પન તેને રજા આપવી નઇ દરૂશત છે કાએ જે એવા ગના જન ખાધાનુ આપીને રજા માગશે." કેટલાક બીજા સાહેબોએ એ બાઇને મુસારો આપવાનુ નકકી કરવાનું દરૂસ્ત ધાર્યું કે તેમ કરવા વગર ખાવીંદને બીજું ઘર કરવાની રજા અપાએ નહી. જમશેદજી જીજીભાઇએ રજા આપવાનું દરૂસ્ત ધાર્યું.

ફરાંમજી કાવશજી તા. ૩ જુન ૧૮૩૨ ને દીને સેરો કરે છે જે "આપરે ધારો કીધુ છે જે ઓરતને વરશ ૪૦) ની ઉમર થાઇ હોએ ને તેનું દશતાંન બંધ હોએ ને તોપન ઓરતની રાજી હોએ ને ઓરતનુ ગુજરાનનુ બંધોબશત પનચાતવાલા કરી આપે તે પરમાણે થાએ તારે બીજી ઓરતની રજા અપાએ ને આએ ઓરતની ઊમર પણ વરશ ૩૫) ની છે ને એને મુશારો આગળ આપેઓ નથી તેથી શરવે શાહેબો શાફ એને એવો કરો [1] જે એ ઓરતનુ આગલો મુશારો કુલ આપે ને હવે નવો મુશારો માશ ૧) ના રૂા. ૧૫) ઊપરનુ કરી આપે ને કદી એ ઓરત બીજો મરદ કરે તો એ રૂા. ૧૫) નુ મુશારો બન્દ કરે તે અગાઊ રૂ. ૧૫૦૦) નુ જરીઆન એને આપે ને મુશારો બંન્દ કરે. કોઈ બીજો મરદ મલે નઇ તો એ ઓરતને કોન ઊચકે તેથી શરવે વાતો ધેઆનમો લાવીને આપણાં મેમ્બરો મલીને ઠેરવો ચોકશ ને ઇર [2] ઓરતની મદત તંમો પનચાતવાલાને વદતી કીધી જોઈએ કાંએ જે મરદની ગનીજ તકશીર છે જે મરદ રંડી બાજ બાર લતા[3] થાઇને ઓરતો શાથે કજીઓ શોધીને પનેલી[4] ઓરતને દુખ દીએ એવા મરદને શજા દેવી

---

(૧) 'એમ કહો' ને બદલે ભુલમાં લખ.યલો દીશે છે. અથવા આગલા "શાફ" બોલમાંથી આગલા હરફો લખાતાં રહી ગયા હોય અને મતલબ આ હોય કે "ઇનશાફ એને એવો કરો જે..." (૨) એ. (૩) બાહાર રખડતા.

(૪) વચમાં એક હરફ ફાટી ગયો છે. મતલબ 'પરણેતી' શબ્દની નીકલે છે.

ગટારત છે". હોરમજી દોરાબજી, જેવણ પોતે જમશેદજી જીજીભાઇ, ફરદુનજી સોરાબજી તથા બીજા બે જણ સાથે ખનદાલે ગયલા પોતાને જણાવે છે, તેવણ મરદની તરફેણમાં મત આપે છે. ખરશેદજી માણેકજી બાઇને રૂ. ૫૦૦) આપી અને કાંઇ મુશારો આપી ખાવીંદને બીજી બૈરી કરવા દેવાની તરફેણમાં વીચાર જણાવે છે. વાડીઆ નવરોજી રૂ. ૭) નો મુશારો કરવા જણાવે છે.[1]

એ પછી તા૦ ૨૯ નવેમબર ૧૮૩૩[2]ને દીને ફરાંમજી કાવશજીની ઓફીસમાં સમસ્ત પંચાએત મલી, તેની હકીકત ઉપરથી દીસે છે કે ત્યાર પછી ખરશેદજી માણેકજીએ સુચવેલી ગોઠવણ પ્રમાણે એવું ઠડયું હતું કે બાઇને રૂ. ૫૦૦) આપવા. એ રકમથી બાઇ રાજી થઈ નહી. "તારે ભાઇ જંમશેદજી જીજીભાઇએ ધરંમખાતે પોતાની ગીરોથી રૂ. ૩૦૦) આપવા કેહા. જુમલે રૂ. ૮૦૦) ઉપર એ બાઇ રાજી થાઇ. તેનાં લખાં ભનાં શરવે થઆં ને એ બાઈ કોઇનાં શીખવેઆથી ફરી ગેઇ તેથી તે રૂપીઆ આપવાનું મેકુફ થઉં."

આ ઠેડાવ પછી આશરે બે માસ બાદ બાઇએ, ઉપર જણાવા પ્રમાણે, તા૦ ૨૯ જાનેવારી ૧૮૩૪ ને દીને કોરતને અરજ કરી અને જમશેદજી જીજીભાઇ અને બીજા કેટલાક સાહેબો ઉપર તરફદારી કરવાનું આલ મુકયું, એવો સબબ જણાવીને કે, તેઓ ખનદાલે ગયા હતા ત્યારે એ બાઇના ખાવીંદની કાંઈક મેહમાનદારી ચાખી હશે.

બાઇની કોર્ટ જોગી અરજી ઉપરથી માલમ પડે છે કે બાઇને રૂ. ૮૦૦) આપવા ઉપરાંત રૂ. ૭) નો મુશારો આપવાની બાબદ સાથે કોઇ એવી શરત જોડાયલી હતી કે તેણી પોતાના ખાવીંદને બીજી બૈરી કરવા માટે ફારગતી આપે. ખરશેદજી માણેકજી તા૦ ૨૭ મી મે ૧૮૩૪[3] ને દીને મી. સ્મીઠ (D. B. Smith, attorney for Paupers) ઉપર એક પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે તા૦ ૬ થી માર્ચ ૧૮૩૪ ને દીનનાં એક પત્ર સાથે એ અરજી વીચાર માટે પારસી પંચાએત ઉપર મોકલવામાં આવી હતી. એ

---

(૧) ચો. ૨ બા. ૨૨૫, પા. ૧૮૦

(૨) ચો. ૧૧ બા. ૨, પેટાં બાબદ ૯, પા. ૨. એ મીટીંગની મીનીટપર ૭) અકાબરોની અસલ સહી છે.

(૩) ચો. ૧૩ બા. ૮૧, પા. ૭૧.

પત્રમાં એવણુ કેટલોક ખોલાસો કરે છે. એ ખુલાસામાં તેવણુ જણાવે છે કે બાઇ ચોકસ સમજુતી કબુલ કરી ફરી જાય છે. એવું દીસે છે કે એ બાબદમાં કોર્ટે વધુ કાંઇ કર્યું નહી અને તે પછી તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૩૫[1] ને દીને વાડીઆજી નવરોજી જમશેદજીનાં ઘરમાં સમસ્ત પંચાએત મલી ત્યારે બીજી બાબદો સાથે એ બાબદ પણ વીચાર હેઠળ આવી. તેમાં જણાવેલી હકીકત પ્રમાણે પંચાએતે તેણીના વરને બીજી બાયડી કરવાની રજા આપી નહી. તે પછી ખાવીંદે ફરીથી કોશેશ કરી રૂ. ૫૦૦) તેણીને રોકડા આપીને રાજી કીધી અને બીજા રૂ. ૩૫૦) જમશેદજી જીજીભાઇએ આપ્યા. એ રકમ "એ બાઇને આપીને રાજી કીધી તારે એ બાઇએ પોતાનાં મરદને બીજી ઓરત કરવાની ફારગતી આપી છે, તેની નકલ........નોધેલી છે ને હેનાં મરદ પારશી અરદેશર નશરવાંનજીને આજ દીને બીજી ઓરત કરવાની રજા આપી." એ ફારગતી તા૦ ૧૨ મી ઓગસ્ત ૧૮૩૫[2] ને દીનની લખેલી છે જે ઉપર છ જણાએ શાખ કરી છે. ઉપર જણાવેલા રૂ. ૫૦૦) અને જમશેદજી જીજીભાઇએ આપવા કહેલા રૂ. ૩૫૦) મલી રૂ. ૮૫૦) ની પોંહચ એ બાઇએ વાડીઆજી નવરોજી અને અનજુમનને તા૦[3] મે ૧૮૩૬ ને દીને લખી આપી.

એ બાબદમાં તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૩૫[4] ને દીને પંચાએતવાલા સાહેબો પુને સોરાબજી પટેલને પત્ર લખી વાકેફ કરે છે કે બન્નેએ એકમેકને ફારગતી આપી છે તે સબબે અરદેશર કામાદોરને "બીજી ઓરત કરવાની રજા આપી છે તે શારૂ એ ધણી શી પુંના મધે અથવા હરેક બીજી જગો ઉપર આપડી અંનજુમંનનાં શરેશતા પરમાંણે બીજી ઓરત કરે તેને શુખેથી તંમે રજા આપજો."

**અગતના ફેસલાઓ ઉપર અનજુમનની બાહાલી.**

આ અરસાના કેટલાક સંસારી મુકદમાઓની હકીકત ઉપરથી માલમ પડેછે કે ઘણા ખરા મુકદમાઓનો ફેશલો કરી પંચાએતના સાહેબો સેત્તટના ફડચા માટે તે અનજુમનની કોઇ મીટીંગ માટે રાખતા કે ત્યાં અનજુમનના નીયમસર

(૧) ચો. ૧૧, બા. ૧૧૮, પા. ૫૩, (બાજો ભાગ) પેટાં બાબદ ૫.
(૨) ચો. ૧૨, બા. ૪, પા. ૭ માં એ નકલ છે.
(૩) તારીખની જગ્યા ખાલી છે. ચો. ૧૨ બા. ૩૭ પા. ૪૫.
(૪) ચો. ૧૨ બા. ૧૦, પા. ૧૩.

બહાલી લેવામાં આવે. કોઇક કેસમાં તો પંચાએતના ચુકાદાનો અમલ પણ થઇ જતો હતો અને પછી તે અનજુમન હજુર જાણે વાકેફી માટે રજુ થતો. ઉપલા મુકદમાવાલા અરદેશર કામાદોરને બીજી ઓરત કરવાની રજા આપી ચુકવામાં આવી હતી અને તે બાબે તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૩૫ ને દીને પુને સોરાબજી પટેલ ઉપર કાગજ પણ લખવામાં આવ્યો હતો. તે છતાં એ બાબદ તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૩૬[1] ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં મલેલી સમસ્ત અનજુમનની મીટીંગમાં વાકેફી માટે રજુ કરવામાં આવી હતી. અનજુમનની એ મીટીંગમાં ૧૫) સાહેબોની અસલ સહી છે. તેમાં દસ્તુર એદલજી દારાબજીએ ફારસીમાં અને ગુજરાતીમાં એમ બે વખત સહી કરી છે.

(ઘ) કોર્ટ આફ પેટી સેશન્સ (Court of Petty Sessions) તરફથી આવેલો મારામારીનો મુકદમો.

તા. ૫ મી જાનેવારી ૧૮૩૩[2]ને દીને પેટી સેશન્સની કોર્ટ તરફથી તેના કલાર્ક સી. ગુદવીને (C. N. Goodwin) પંચાએત (Members of the Parsee Panchayet) ઉપર એક કાગજ લખી એક મુકદમો (રતનજી પાલનજી વાદી અને ઉકરજી નશરવાંનજી પ્રતીવાદી અને એજ ધણીઓનો બીજો એકમેક ઉપરનો પ્રતીવાદી વાદી તરીકેનો મુકદમો), જે મારામારી (assault) નો હતો, તે મોકલ્યો અને કોર્ટની વાકેફી માટે મત માંગ્યું (To report your opinion on the subject for the Court's information).[3] એ પત્ર પંચાએતનાં નાણાનાં નેમાયલા ચાર ટ્રસ્ટી અને પાંચમા ખરશેદજી માણેકજીને નામનો આવ્યો હતો.[4]

પંચાએતના સાહેબોએ તા. ૧લી ફેબરવારી ૧૮૩૩ ને દીને પોતાનો રીપોર્ટ મોકલ્યો તેમાં જણાવ્યું કે પેહલા મુકદમાના વાદીએ પ્રતીવાદીઓ ઉપર હુમલો કર્યો હતો. મારામારીનો સબબ આ હતો કે વાદી રતનજી પાલનજીએ ૭) વરસ પર પોતાની ધણીઆણીના મરણ ખર્ચ માટે પ્રતીવાદી ઉકરજી

(૧) ચો. ૧૨ બા. ૬૩ પા. ૯૬

(૨) ચો. ૯, બા. ૬. પા. ૧૧. (૩) એ વખતે પેટી સેશન્સની ઓફીસ Town Hall ખાતે હતી. (૪) ચો. ૯, બા. ૭. તથા ચો. ૧૩, બા. ૫, અને ૧૭.

નશરવાંનજી પાસે રૂ. ૨૦ ઉછીનાં લીધા હતા પણ હવે તે માંગતાં નામુકર જાય છે.

(ડ') સદર દીવાની અદાલત તરફથી બકવાર અપીલમાં ગયલી બાબદ લવ ડી ઉપર પંચાએત હજુર ચુકાદા માટે આવી, તેનો મીરઝાં ફરદુનજીવાલો અગતનો મુકદમો.

તા. ૧૮ મી ડીસેમ્બર ૧૮૩૫ ને દીનનાં "શ્રી મુંમબઇની શદર દીવાંની અદાલત" તરફનાં એક પત્ર[1] સાથે વાડીઆ નવરોજી જમશેદજી અને બીજા પંચાએતના ૧૦ સાહેબોના નામનો એક ફરમાશ પત્ર આવ્યો કે તેઓએ તેમાં જણાવેલા મુકદમાનો ફેશલો ચાર માસની મુદતમાં કરી આપવો.

એ મુકદમાની બાબદ ટુકમાં નીચે પ્રમાણે છે:—

મીરઝાં ફરદુનજી ઉરફે ફરાંમજી રૂસ્તમજીના લગન જીવીબાઇ તે કાવશજી બચાના બેટી સાથે ઇ. સ. ૧૮૧૭ ને શુમારે, એટલે મુકદમો નીકલ્યો તેની આસરે ૧૮ વરસ આગમચ થયાં હતાં. ૧૮૧૯ માં તે ગુજરાત[2]

---

(૧) ચો. ૧૨ બા. ૨૧, ૨૨, ૨૩, ૨૬. ચો. ૧૨, બા. ૨૮, પા. ૨૮. ચો. ૧૨, બા. ૩૫–૩૬, પા. ૩૯, થી ચો ૧૩, બા. ૧૯૬.

એ બાબદના સરકાર તરફના ફરમાશ પત્રની ગુજરાતી નકલ નીચે મુજબ છે:— (ચો. ૧૨, બા. ૨૧, પા. ૨૩.)

"નવરોજજી જંમશેદજી ઇશકોએર (બીજા પંચાએતના ૧૦ સાહેબોનાં નામો છે) જત તંમોને ફરમાવે છ જે નમબર ૯૩૧ નાં કાંમનાં ફરીઆદી ફરદુંનજી ઉરફે ફરાંમજી રૂશતંમજી તા. દાદીઓ હોમાબાઇ કાવશજી બચાણી ધણીઆંણી તા. જીવીબાઇ તથા નશરવાંનજી નવરોજજી દાવો રૂ. ૧૦૦૦) ની બાબદમો તરફેનથી તંમોને ફેશલો માશ ૪) મો કરવાનો અખતીઆર આપી રાજીનાંમું લખી આપુ છે માંથે એ બાબતનાં અખતીઆરનાંમા શાથે શરવે કાગલો તંમારી પાશે મોકલ્યાં છે તેને તપાશીને ખોદાતાલાનો બેએ રાખીને ફેશલાનો રપોત કરી મુદતની અંદર મોકલવો તા. ૧૮ ડીજેમબ્બર શંને ૧૮૩૫ અંગરેજી."

એ ફરમાસ પત્રમાં જાંગીરજી ફરાંમજીનાં નામની આગમચ "માહાબત વ મવદત પનાંહ" શબ્દો વાપર્યા છે તે અસાધારણ છે અને આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. એ શબ્દોનો અર્થ "મીત્રાચારી (મહોબત) અને મવદદત (દોસ્તી) ને પનાહ આપનાર યાને રાખનાર" એમ થાય છે. એવણ ઇ. ૧૮૨૦ માં પોતાના બાવા ફરામજી નાનાભાઇ દાવરના મરણ બાદ પારસી પંચાએતના દાવર યાને વડા અકાબર થયા હતા (પા. પ્ર. I. પા. ૬૪૧). કોમના દાવર તરીકે સરકાર તરફથી આ એલકાબના શબ્દો એવણને લાગુ પાડયા હોય.

(૨) એ ઉત્તર હીંદુસ્તાન તરફનો ગુજરાતનો મુલક છે, નહી કે પશ્ચિમ કોશતા તરફનો.

ખાતે કરનલ આઇ. ગાફ (Colonel I. Gough) ને ત્યાં નોકરીમાં રહયો. ૧૮૨૩ સુધી તેણે એ ધણીને ત્યાં નોકરી કરી હતી. એ સાલમાં તેણે નોકરી છોડી, એવા ખ્યાલથી કે, તે પોતાને વતન સુરત પાછો ફરે. તેના સાહેબે તેને વફાદાર નોકરીના બદલામાં છ માસનો પગાર અને એક ઘોડો ભેટ આપ્યો કે તે ઘોડા પર સવારી કરતો પોતાને વતન પાછો ફરે. પણ ત્યાર પછી તેણે પોતાનો વીચાર ફેરવ્યો. તે ઓદના રાજા (His Majesty the King of Ood)[1] ને ત્યાં નોકરી રહયો. તેના સાહેબના લખવા પ્રમાણે[2] તે રાજાની દરબારના દમામથી અને કોઇક અપાયકી સહુરાગાતી કબુલાતો ઉપરથી લલચાઇ મુસલમાન થઇ ગયો. આ ખબર સુરત ખાતે તેનાં કુતુંબને મલતાં તેઓએ તે હકીકત માની નહી અને તેઓએ તેનાં ભાઇને[3] છેક માલવા સુધી મોકલ્યો કે ત્યાં જઇ એ બાબેની ખાતરી કરે. તેમ ખબર કાઢતાં માલમ પડયું કે મુશલમાન થવાની વાત ખરી હતી. તે ઉપરથી સુરતના દસ્તુરો અને બીજાઓએ સહી કરી એક પત્ર લખી કરનલ ગાફ ઉપર મોકલ્યો કે તેને પાછો મોકલે. તે ઉપરથી કરનલે લખનોના રેસીડંટ ઉપર પત્ર લખ્યો કે એ કામમાં કોશેશ કરે, સબબ કે રાજા પાસે તેનો કેટલોએક પગાર ચહડી ગયો હતો તે તેને મલતો નહી હોવાથી તે ત્યાં અટકી પડયો હતો. તા. ૨૮ મી ડીસેમબર ૧૮૩૧ ને દીને મોરાદાબાદ (Moradabad) ખાતેથી એક ખાત્રીપત્ર લખી કરનલ ગાફે સર્વ હકીકત જણાવી.

કરનલ ગાફ ઉપર, ઉપર જણાવવા મુજબ સુરતથી જે પત્ર લખ્યો હતો તે જાનેવારી ૧૮૨૬ નો હતો. તે ફારસી ભાશામાં લખેલો હતો.[4] એ ઉપર ફારસીમાં સુરતના દસ્તુર ખુરશેદ દસ્તુર દારાબે સહી કરી છે. અને બીજા ૧૯) જને ગુજરાતીમાં સહી કરી છે. એ સહી કરનારાઓમાં નીચલાં નામો જોઇએ છીએ:—એદલજી કાવશજી; મેરવાંનજી રૂસ્તમજી દા. માનેકજી મેરવાંનજી; મનચેરજી એદલજી; મોદી મનચેરજી બીન હોરમસજી; પારખ સોરાબજી ફરાંમજી; જમશેદજી ખરશેદજી; તાલેઆરખાન નેક સાહેદ

---

(૧) Oude (૨) ચો. ૧૨, બા. ૩૫. (ધ), પા. ૫૫. (૩) ફારસી પત્ર પ્રમાણે એ ભાઇનું નામ સોહરાબજી હતું અને આખર કાન્દ (? ગાંધી) હતું.

(૪) એ ફારસી પત્ર માટે જુઓ ચો. ૧૨, બા. ૩૫. (ચ), પા. ૫૫.

ખાનની વતી સોરાબશા; મોદી અરદેશર બેજનજી; મોદી ધનજીશાહ ગુસતાદજી; બમનજી મંનચેરજી; (પાંઉખાક) દાદાભાઇ રતનજી પારખ; હોરમજી બહમનજી શાહ (?); પારખ નશરવાંનજી શોલીભાઇ; પુંજીઆભાઈ પારખ રતનજી; દોશાભાઇ માનેકજી; દાદાભાઇ પેસ્તનજી; પેસ્તનજી કાલાભાઇ; હોરમજી કાલાભાઇ (?) દા. દોશાભાઇ. તેને સુરત બોલાવવાની કોશેશ ફોકત ગઇ. ત્યારે એકથી વધુ વરસ સુધી ખોટી થવા બાદ સુરતના મોદીજી અને પંચાએતે તેની બાઇડીને બીજો ખાવીંદ કરવાની રજા આપી હતી. એ અરસામાં એ ધણી બાઇનાં ગુજરાંન માટે કાંઇ પણ પસા મોકલતો હતો નહી અને તેની માએ પણ વહુનું ગુજરાંન કરતી હતી નહી અને તેણીએ તેને નાતરૂં કરવા દેવાની પરવાંનગી આપી હતી. એમ તેણીએ નાતરૂં કરવા પછી એ ધણી સુરત પાછો આવ્યો અને પોતાની ઓરતને પોતાને ઘેર આવવા માટે અને લગન વખતે તેણીને જર જવેર કીધેલું તેનાં રૂ. ૧૦૦૦ )નાં દાવા માટે ફરીઆદી નોંધાવી.

આ મુકદમો નીચલા સબબોએ એક અગતનો મુકદમો છેઃ (ક) તે તે વખતના કેટલાક રેવાજો અને વીચારો જણાવે છે. (ખ) તેમાં રજુ થયલો નેઆયધીસનો ચુકાદો અને તે ઉપર થયલી અપીલનો ચુકાદો, જે બન્ને દફતરમાં આખા ઉતારેલા છે, તે, તે વખતે ચુકાદાઓ કેમ નોંધાતા હતા, તે તેના કાનુને સંબંધી કાંઈક ખ્યાલ આપે છે. આ મુકદમો પેહલે તા. ૩૦ મી જુન ૧૮૩૪[1] ને દીને સુરતની અદાલતના પ્રીન્સીપલ નેટીવ કમીશનર અરદેશર ધનજીશાહ બહાદુર હજુર નીકલ્યો હતો. તેવણે ફર્યાદીની તરફેણમાં ચુકાદો આપ્યો હતો. એ ચુકાદા ઉપર સુરત જીલ્લાની અદાલતના જડજ શાહેબ મી. લમસ્દન ( Lumsden ) હજુર અરજી થતાં તેવણે તા. ૭ મી નવેમબર ૧૮૨૪ ને દીને દાદી (પ્રતીવાદી) ની તરફેણમાં ચુકાદો આપ્યો હતો. તે ઉપર પાછી અત્રે મુંબઇની સુપરીમ કોર્ટમાં અપીલ થતાં બન્ને બાજુની મંજુરીઆતથી એ મુકદમો પારસી પંચાએતના સાહેબોની લવાદી ઉપર સોંપવામાં આવ્યો હતો. પંચાએતના સાહેબોએ તા. ૧૩ મી એપ્રીલ ૧૮૩૫ ને દીને મી. લમસ્દને જે ચુકાદો આપ્યો હતો તે બહાલ રાખ્યો હતો. એ બાબદની તપાસ માટે પંચાએતની એક મીટીંગ તા. ૧૧ માર્ચ ૧૮૩૬ ને દીને મલી હતી અને તે પછી બીજી મીટીંગ વાડીઆજી નવરોજીના તંબુમાં તા. ૨૩ મી માર્ચ ૧૮૩૬[2]ને દીને મલી હતી.

---

(૧) ચો. ૧૨, બા. ૩૫, (ખ), પા. ૪૦. (૨) ચો. ૧૨, બા. ૨૮. પા. ૨૮.

ત્યાં પંચાએતના સાહેબોએ વાદી પ્રતીવાદી તરફનાં હાકમને ત્યાં રજુ થયલાં કાગજીઆં તપાસ્યાં અને બેઉ તરફની મુખ્ય જબાની શાંભલી. પછી તેઓએ નીચે પ્રમાણે ઠેડાવ કર્યોઃ "ફરીઆદી કરનાંર મીરજાં ફરદુંનજીનો કશી પરકારનો દાવો જરીઆંનનો તા. કપડાંનો તથા શાદીનાં નુકશાનનો......પોહોચતો નથી......થરાવેઊ છે એ બાબેનો રપોટ કરી શરવેની શહી લેઇને શી મુમબઇની શદર દીવાંની અદાલતનાં જડજ શાહેબોની ખીદમતમો મોકલવો જે એ મચકુર મીરજાં ફરદુંનજીનો દાવો શરવે રદબાતેલ અંને નાંમંનજુરછે ને એ બેઊ માંથેનો ખરચ એ ફરદુંનજી મચકુર આપે શહી." નામદાર અદાલત તરફથી આવેલા ફરમાશપત્ર સાથે તા. ૧૮ મી ડીસેમબર ૧૮૩૫[1]નું વાદી મીરજાં ફરેદુન વલદે રૂશતમજી અને દાદીઓની તરફથી તેઓના વકીલે શહી કરેલું લવાદીનામું પણ પંચાએત ઊપર મોકલી આપવામાં આવ્યું હતું.

આ મુકદમામાં દાદી (પ્રતીવાદી) બાઈએ જણાવ્યું કે[2] "હું મારા મજબની કીતાબની રવાએત[3] માં લખું છે કે જે શખશ બીજી દીનમો ગએો ને મુશલમાંન

---

(૧) ચો. ૧૨, બા. ૩૫ (ક), પા. ૩૪. (૨) ચો ૧૨, બા. ૩૫, (ખ) પા. ૪૧

(૩) જુઓ દારાબ હોરમઝદીઆરની એરવદ માનેકજી રૂ. ઊનવાલાવાલી રેવાયત, પા. ૧૮૩ (લીટી ૧૩-૧૯). એમાં પેહલે કામા બોરાની રેવાયતમાંથી સવાલ જવાબ છે.

**સવાલ**—એક ધણીની "પાદશાહ ઝન" ઓરત છે અને તે ધણી મુસલમાન થઇ ગયો (અને ત્યારે) તે સ્ત્રી બીજો ખાવીંદ કરે તો તે શું ગણાય?

**જવાબ**—તે સ્ત્રી (બીજો ખાવીંદ કરે ત્યારે પણ) પાદશાહ ઝન ગણાય. ચકરજન નહી.

પછી શાપુર ભરૂચાની રેવાયતમાંથી નીચે પ્રમાણે બાબદ છેઃ એક ધણી મુસલમાન થઇ ગયો હોય ત્યારે તેની બાયડી એક વરસ સુધી બીજો ધણી કરે નહી. જો એક વરસ દરમ્યાંન તે પશેમાન થાય અને દીનમાં પાછો આવે તો તે સ્ત્રી તેનીજ બાઇડી સાબેત ગણાય. પણ જો એક વરસ ગુજરે અને તે અરસામાં તે દીનમાં પાછો નહી આવે તો તે મરગરઝાન ગણાય અને પછી તેની તે બાઇડી (બીજો) ખાવીંદ કરે અને તે લગન "શાદઝન"ના ગણાવા જોઇએ.

**સવાલ**—કોઇ એનેકાકરી એક બેહદીન પોતાની દીનથી ફરે અને બીજી દીનનો એકરાર રજુ કરે (તો શું)?

**જવાબ**—જ્યારે તે દીનમાંથી દુર થયો ત્યારે તેની બાઇડી પણ આ દુન્યામાં તેમજ બીજી દુન્યાંમાં તેણીથી છુટી પડેલી ગણાય. જેમી કોઇ બેહદીન તે સ્ત્રીને પરણે તેની તે સ્ત્રી "પાદશાહ ઝન" ગણાય.

થઓ તેની ઓરતને વરશ ૧) પછી બીજો ધંણી કરવાને અખતીઆર છે ને તે પરમાંણે હું જીવીઆઇએ બીજો ધંણી કીધેલો છે તે જાંનવા શારૂ કીતાબ મચકુરનો ઇનતેખાબ દાખેલ કરો." એ ઇનતેખાબના સંબંધમાં આ ફેશલામાં લખે છે કે "તેમાં પાને ૨૦ લખુ છે કે બેદીનનો ઈતેફાક પોતાના દીનથી ફરે ને બીજા દીનનો એકરાર કરે પછે તે દીનથી ફરેલાની ઓરત હે દુનીઆમા તા૦ આખેરતમાં હરેક બેહદીન કે તે ઓરત કરે તે ચાએ તા૦ પાહદશા જંન[1] હોએ તે પાંને ૩ મે લખુ છે કે અગર કોઇ મુસલમાંન થાએ તેની ઓરત એક વરશ શુધી બીજો ખાવંદ નહી કરે ને એક વરશમાં તે પશમાંન થાએ ને દીનમાંહ આવે તારે તે ઓરતની સાઠે શાબીત રેહ ને અગર એક વરશ ગુજરી જાએ ને દીનમા નહી આવે તો પછે તે ઓરત ધની કરે તે નેકાનો ધણી જાંનવો"[2]

પ્રતીવાદીએ "દરખાશત ૨) આપી તેમાં લખુછે કે ફરીઆદી મુંશલમાંન થાઇ ગીઓ તેને કેતલાએક પારશીઓએ ગંની તરેહથી શંમજાવીને હાલમો થોડી મુદત ઉપર શદરો પેહરાવો." ફરીઆદીએ બચાવમાં જણાવ્યું કે "લખનોરમાં કોઇ પારશીનું મકાંન નહી હતું" તેથી તે મુશલમાન સાથે રહયો હતો. "પન મુશલમાંન થાઓ નથી ને શદરો તો માહરા બદન ઉપર રેહતો ને કુશતી તો હાંમેઅશર[3] નહી થતી તેથી નહી રાખતો". [4] આ લંબાન ફેશલામાં ન્યાયાધીશ કેટલાક શાહેદીઓની જબાનીનો ઈનતેખાબ આપે છે. આશરે ૧૦૦) વરસ પર શાહેદી ગવાહી કેમ નોંધવામાં આવતી અને ન્યાયાધીશ કેમ ચુકાદો આપતા તેનો એ લાંબા ફેશલા પરથી કેટલોક ખ્યાલ આવે છે.

આ મુકદમામાં ન્યાયાધીશે કેટલાક સવાલો એ બાઇનાં નાતરાં સંબંધી મોદીજીને અને સુરતની પંચાએતને કર્યા હતા. "એ શવાલનો જવાબ અનજુંમનનાં કેતલા લોકોની શહી શાથે કાગલ ૧ ફારશી દશતખતનો કોરતનાં નાજરે ગુજારો[5]"[6] તેની હકીકત પ્રમાણે આ બાબદ પંચાએત આગલ રજુ થતાં ૧૮૨૬ નાં સાલમાં સુરતની પંચાએતે ફારશીમાં એક કાગજ કરનલ ગાફ સાહેબને લખીને

(૧) પહેલની ફારસી કેતાબોમાં જુદા જુદા પ્રકારની બાઇડીઓ જણાવ્યા છે તેમાં એક "પાદશાહ જન" છે. (૨) ચો. ૧૨, બા. ૩૫. ખ, પા. ૪૧.

(૩) 'હાં' એટલે અંહી' અને 'મોએશર' એટલે 'મલી શકે તેમ'.

(૪) ચો. ૧૨, બા. ૩૫ (ખ), પા. ૪૧.

(૫) રજુ કર્યો. (૬) ચો. ૧૨, બા. ૩૫ (ખ), પા. ૪૪.

હીદુસ્તાંન તરફથી ફરીઆદીને બોલાવા મોકલાવા ટેડવ્યું હતું. દોઢ બે વરસ સુધી તેનો જવાબ આવ્યો નહી, તે ઉપરથી તે બાઇને નાતરૂં કરવાની રજા આપવામાં આવી હતી. સુરતની પંચાએતવાલા સાહેબો વધુ લખે છે જે[1] "જે શખશ હંમારા મજબમોથી બીજા મજબ મોએ ફરીની તરે ગીએલા શાબેત થાએ તો બધી તરેની વીરાશત[2] તથા શગાઇનો હક ઉઠી જાએ છે."

ઉપર જણાવવા મુજબનો એ મુકદમો અપીલ બાદ સેવટે મુંબઇની પારસી પંચાએતના ત્રસ્ટીઓ હજુર લવાદનામા પ્રમાણે ચુકાદા કાજે આવ્યો અને તેઓએ પ્રતીવાદી બાઇની તરફેણમાં તા૦ ૧૩ એપ્રીલ ૧૮૩૯[3] ને દીને ઉપર મુજબ ચુકાદો આપ્યો. તેઓએ ચુકાદાના ટેકામાં નીચલા સબબો જણાવ્યા:

૧. ફરીઆદી બાઇડીને સુરતમં મુકીને ૧૩ થી ૧૪ વરસ "અંગરેજ શરકાર બાહાદોરની હદથી બાહેર બીજાં રાજનાં શેહેરમો જાઇ વશેઓ."

૨. એ અરસામાં તેણે પોતાની બાઇડીને ખોરાકી પોશાકી કાંઇ પણ પોંચાડી નહી, તેણીએ મેહનત મજુરી કરી પોતાનું પેત ભર્યું અને સેવટે "આજેજ થાઇ અને પોતાની જીનદગી વગર ખાવંદ ગુજરી જાએ હેવું જોઊ તારે બીજો ખાવંદ કીધો."

૩. સુરતની પારસી અનજુમને ઇ. ૧૮૨૯ નાં સાલમાં કરનલ ગાફ ઉપર પત્ર લખી તેને તેડાવ્યો, તોપણ તે વરસ ૫) સુધી આવ્યો નહી ત્યારે એ બાઇએ "શુરતનાં મોડી રૂશતંમજી ખરશેદજી વીગરે કેતલાએક શાહેબોની રજા પરવાંનગી લેઇ આલંમ આશકારાં પરતીવાડી નોશરવાંનજી શાથે નાંતરૂ કીધું. એ કાંમ હંમારી શરીએત તથા હોકંમ મુજબ કીધું છે અંને હંમારા મજબમો એ રીતે કરવું રવા છે અંને આગલ મુકરદમાંમો હે નેકા બાબે જે ઇરાંનથી આવેલી રવાએતનો દાખલો...કાગજમો છે તે પરમાંણે જાંનવો.....પરીનશીપાલ નેટીવ કમીશનર હેવું લખે છે કે રવાએતની કીતાબ કાંઇ પારશીનાં મજબની નથી.....હેવું લખવું શાફ નાંદરૂશત છે...પારશી લોકોનું અશલ વતંન શી ઇરાંન શરજમીનમો હતું તેથી

(૧) ચો. ૧૨, બા. ૩૫ (ખ), પા. ૪૫.
(૨) ફા. 'વારેસ' ઊપરથી, heirship, વારસો.
(૩) ચો. ૧૨, બા. ૩૫, (છ), પા. ૫૯.

ઈરાંન શરજમીનથી હીનદોશતાંનમો આવેઆ તેને ગંણીએક મુદત ગુજરેઆ બાદ તે વખતનાં પારશીઓનાં ધેઆંનમો આવેલ કે આપંણે જે દીન ધરંમની ચાલ ચાલીએચ તેમો કેતલીએક બાબત શક ભરેલી છે તેથી ઈરાંન શર જમીનનાં જરથોશતી ટોલાનાં દશતુરો તથા મોબેદો તથા આલેમ ફાજેલો ઉપર કેતલાએક શવાલો લખી મોકલેઆ......તે શવાલોનાં જવાબ મજબોની કીતાબોમોથી ઇનતેખાબ કરીને વાલેઆ છે અંને તે જવાબો ઉપરથી .....હંમારા પારશી લોકોએ દીનઆઇનનાં કાંમો ગંનાં એક શંમારે આં છે. વાશતે પરીનશીપાલ નેટીવ કમીશનરે રવાએતને દીનઆઇનનાં દાખલમો ગંનેઓ નથી એ મોટી ચુક કરી છે."

૪. ફરીઆદી કરનારે "પારશીનો મજબ મુકીને પોતાની રાજીખુશીથી મુશલબાંન થાઈ તેનો મજબ પકડેઓ તથા મુસલમાંનની ર) ઓરત શાથે નેકા કીધા તેને પેતનાં ૩) ફરજંદો થઆં છે કે મજબ હંમારા એતેકાદથી તનંદ[૧] ઉલતો છે......વાશતે મુશલમાંન ધંણીનો દાવો બમુજબે શરીએત પોતાની ઓરત ઉપર અથવા હરેક કશાપરબી પોહોચતો નથી અંને હાલમો એ ધણી પોતાની ફરીઆદીની ગરજ શારૂ પાછો પારશી થાઓ છે. એ ઉપર કશો ભરોશો રાખવો નહી અંને પારશી ગંનવો નહી કાંએજે જેને બે વાર પોતાનું એકીન બદલેલ તે બાવીશ વાર બદલે તેમાં કાંઇ નવાઈ નથી અંને એ ધંણી પાછો પારશી શી રીતે થઓ તે કાંઇ શાબેતી આપતો નથી વાશતે હંમો હેને પારશીમો ગંનતા નથી."

૫. "મોડી રૂશતંમજી ખરશેદજી વીગરે ૧૮) ધંણીઓએ......જીવીઆઇને બીજા ધંણી શાથે નાંતરૂ કરી જાવા વીશે જે કાંઇ જવાબ આપેઓ છે......તે હંમારા વીચાર પરમાંણે દરૂશત અંને શહી છે."

૬. "મુંમબઇની પારશીની પંચાતનો આજ લાંબી મુદત થાઈ કાંનુંન છે કે જે ધંણી પોતાની ઓરતને છોડી દેઇને લાંબી મુદત શુધી પરદેશમો પડી રેહે ને તે ઓરતને ખોરાકી પોશાકી પોહોચાડે નહી ને જો તે ઓરત ફરીઆદ થાએ તો તેવી અશતરીને બીજું ઘેર કરી જાવાની રજા આપે......હંમારે તાંહાં હેવોબી કાંનુંન છે કે એક ઓરતને ખોરાકી પોશાકી પોહોચતી હોએ

---

(૧) તદનને બદલે.

ને તે ઉપરાંત બીજી લાંબી મુદત ગુજરી ગીઆનાં શબબથી બીજો ખાવંદ કરવાની રજા માંગે તો આપી શખીએ. શાથી જે તે ઓરત પોતાની ખુશીથી બીજો ખાવંદ કરવાની રજા માંગે ને તેને નહી આપીએ તો તે બદફેલી કરે".

૭ "ફરીઆદી કરનાંર ફરદુંનજી ઉપર કહેલી બંધો બાબત પરમાંણે આદો ચાલેઓ છે કે એકતો લાંબી મુદત પરદેશ પડી રેહો ને બીજું તે કે પોતાની ઓરતને ખોરાકી પોશાકી પોહોચાડી નહી."

એવા ૭) શબબો જણાવી પંચાએતના શાહેબોએ વાદીનો દાવો રદ કર્યો અને જણાવ્યું કે "જે હોકંમનાંમું દબલીઉ જે. લેમશદીન ઇશકોએરે કરેઊ છે તે ગંનું શહી અંને દરૂશત છે". સેવટે મુકદમાનો કુલ ખર્ચ પંચાએતના સાહેબોએ ફરીઆદી ઉપર નાખ્યો. આ ચુકાદા ઉપર વાડીઆ નવરોજજી અને બીજા ૧૦) સાહેબોની શહી છે.

મરનાર બાપને નામે દીકરાએ સહી કરવાનો દાખલો.

આ મુકદમાના સંબંધમાં સુરતના તે વખતનાં પારશીઓની સહીનો એક દસ્તાવેજ રજુ થયો હતો તેનાં સંબંધમાં એક બાબદ સહી કરવાનાં આપણાં આગલા રેવાજ ઉપર આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. એ દસ્તાવેજ ઉપર એક સહી એકમરનારને નામે હતી. તે ઉપરથી અરદેશર બહાદુરે ખોલાસો માંગતાં માલમ પડયું કે કોઈ ધણી મો પોતે સહી કરતા તો તે પોતાના બાપને નામે, બાપ તરફનાં માનને ખાતર કરતા.[1]

(ચ) કોઇ વખતે પંચાએતવાલા સાહેબો સરકાર દરબાર હજુર રજુ કરવા કાજે સરટીફીકેટ લખી આપતા.

કોઇ વખત પંચાએતવાલા સાહેબો કોઇ સંસારી બાબદ માટે એક સરટીફીકેટનાં રૂપમાં લખાંણ લખી આપતા હતા કે જે કોઇ ધણી પોતાનો મુકદમો કેઠે પણ રજુ કરવા કાજે કામમાં લાવે. દાખલા તરીકે તા. ૧લી ઓગસ્ત ૧૮૩૪ ને દીને એવી એક સાધારણ શબ્દોમાં નીચલી સરટીફીકેટ આપણે જોઇએ છીએ.[2]

"We the undersigned members of the Parsee Punchayet do hereby certify to whom it may concern that the Goolbaee woman the wife of Bazonjee Pestonjee is entitled to receive from her father-in-law Nowrosjee Furdoonjee monthly pay at Rs. 10 p. month from the 1st April 1833 for her and her children's maintenance until the husband of the said Goolbaee woman Bazonjee Pestonjee come to Bombay & provide her with maintenance."

---

(૧) એ બાબે જુઓ ઊપર બાબ ૪, નં. ૭, પા. ૫૬.
(૨) ચો. ૧૩, બા. ૧૦૫, પા. ૧૦૦.

(છ) કોર્ટ તરફથી પંચાએત હજુર રજુ થતા માંગતાં લેણાં વીગેરેના મુકદમાઓ.

કેટલીક વખતે માંગતાં લેણાનાં મુકદમાઓ પણ સ કાર તરફથી આવતા હતા.[1] તા. ૧૩ મી માર્ચ ૧૮૩૪[1]ને દીને ચીફ જસ્તીસ (Sir Herbert Abingdom Draper Compton) નાં હોક-મથી બે પારસીઓ વચ્ચેનો માંગતાં લેહણાંનો મુકદમો ખરશેદજી માણેકજી અને નવરોજી જમશેદજી વાડીઆ ઉપર મોકલી આપવામાં આવ્યો હતો. તેઓએ તે મુકદમો સાંભલી વાદીના લાભમાં તા. ૧૦ મી એપ્રીલ ૧૮૩૪ ને દીને[2] ચુકાદો આપ્યો હતો અને ઠેરવ્યું હતું કે પ્રતીવાદીએ વાદીને તેનાં ઉપરની નીકલતી રૂ. ૯૬–૨–૦ની રકમ દર માસે રૂ. ૫ ) ને હફતે ભરી આપવી.

(॰) તા. ૫ મી ડીસેમબર ૧૮૩૩[3]ને દીને મી. સ્મીથ (Mr. Daniel B. Smith, attorney for Paupers) એક પત્ર લખી હોરમજી રૂસ્તમજી અને એદલજી હીરજી નામના એક ભાડુત અને પેટા ભાડુત વચ્ચેનો મુકદમો તપાસ માટે મોકલે છે. તેની તપાસ કરી તા. ૭ મી જાનેવારી ૧૮૩૪[4]ને દીને નવરોજી વાડીઆ અને ખરશેદજી માણેકજી "Members of the Punchayt" તરીકે રીપોર્ટ કરી મુખ્ય ભાડુતની તરફેણમાં ચુકાદો આપે છે.

(જ) એક પારસી સ્ત્રીએ કોર્ટમાં જબાંની આપવા જવા માટે પંચાએત પાસે માંગેલી પરવાનગી.

તા. ૧૪ મી સપટેમબર ૧૮૩૨[5]ને દીને મીઠીબાઇ તે દાદાભાઈ લીમજીના વીધવાએ પોતાની બાંગરીની નીશાંની કરી પંચાએતના સાહેબોને અંગ્રેજીમાં એક અરજી કીધી હતી. એ અરજી તે વખતની પારસી સ્રીઓનો મર્યાદા બાબેનો ખ્યાલ આપવા માટે અગતની છે. તે સબબે તે, જેમ ભુલ ભરેલી જોડણી સાથે લખાઈ છે યા નકલ થાઈ છે તેમ, અત્રે આખી આપું છું. એ અરજીનું મથાલું "લીમજીનાં દાડાની ધરીઆંણી મીઠીબાઈની ચીઠીની નકલ છે," એ પ્રમાણે કર્યું છે:—

---

(૧) ચો. ૧૧, બા. ૧૮, પા. ૧૬. (૨) ચો. ૧૧, બા. ૧૯, પા. ૧૬.
(૩) ચો. ૧૧, બા. ૩, પા. ૩. (૪) ચો. ૧૧, બા. ૪, પા. ૩.
(૫) ચો. ૮, બા. ૩૮, પા ૪૩.

"Meetheeboy the widow of Dadabhoy Limjee begs leave to infrom the respectable Puncheat of Parsees, that nothing can be farthar from the intention than to violete the usages and manners of Parsees, and that it makes her every happy to incur the displeasure of the Puncheat and of the Community of Parsees as the learned Judge has expressed an opinion and that she should be examined on the issue directed in her suit with Furdoonjee Limjee, she begs leave to submit to the respected Puncheat of Parsees that there will be no impropriety in her being examined by the learned Judge at his Chambers with her face completely vieled or if the respected Puncheat should deon at necessary that she is examined by the learned Judge at his chambers by her being placed in an adjoining room and concealed from the Judge the party and officers of the Court by a certain or doors resing only part of the door way.

Bombay 14th September 1832 — Yours etc., Marke of O Bengle of Meteebhoy widow of the late Dadabhoy Limjee."

આ બાઇની અરજીને માટે ખરશેદજી માણેકજી ઉપર વાડીઆ નવરોજી જમશેદજી તા. ૧૬ મી સપટેમબર ૧૮૩૩ ને દીને' ચીઠી લખે છે કે એ લીમજીના દાદાની બઈએરે લખેલી ચીઠી વાંચી છે. તેણીને "શાપુરદાર તથા અરદેશર પાશે મોડે જવાબ કેવાડવો જે હ'મારા કેહાનું' ને કેવાડવાનુ' કાર'ન એ જે હેમાં તારા ઘેરની તથા તારા શશરાનાં ઘેરની શોભા નથી ને આજ દીન શુધી કોઈ પગે ચાલીને નથી ગીઊ ને તુ' પગે ચાલીને જાએચ તો તું મુખતીઆર છે". આપણે આગલ પણ એક મુકદમામાં જોયુ' કે એક પારસી સ્રી ફરજીઆત કોર્તમાં ગઇ હતી, પણ ન્યાયધીસ હજુર રજુ થવાને અચકાઇને નીચે બેસી રહી હતી.

એક પારસી સ્રી નામે રતઈ પોતાના ખાવીંદની ગેરહાજરીમાં ખરાબ માર્ગે ચાલતી હતી તે પરથી તેણીના ખાવીંદ અને બીજા (ઞ) પારસી પ'ચાએતે બેશીઓએ કેટલાક પારસી ભાઇઓને કહયુ' હતુ' કે

(૧) ચો. ૮, બા. ૩૫, પા. ૪૩.

મી૦ રોપર બેરીસતરનું પોતાની સતા બાબે અને અંગ્રેજી કાયદો પારસીઓને કેટલી હદે લાગુ પડે તે બાબે માંગેલું મત.

તેઓએ તેણીની હીલચાલ ઉપર નજર રાખવી. તેમ તેઓએ નજર રાખી અને એક દીવસ તેણી પોતાને ઘેરથી પારકા ધણીઓ સાથે બહાર ગઇ ત્યારે ઉપલા ધણીઓએ તેણીને ઘરે પાછું ફરવાને શમજાવ્યું. તેણીએ તેમ કર્યું નહી અને એક મુશલમાનનાં ઘરના ઓટલા ઉપર બેશી ગઈ અને કેહવા લાગી કે તેણીને મારવામાં આવી હતી. જ્યારે તેણીએ જોયું કે તે પારશીઓ તેણીને છુટી મેલીને ત્યાંથી જતા નહી હતા ત્યારે તેણી પેલા પારકા મરદો, જેઓની સંગતમાં તેણી પડી હતી, તેઓ સાથે કોર્ટ ઓફ પેટી સેશન્સમાં ગઈ અને પેલા પારસીઓ સાંમે ફરીઆદી માંદી. તેણીના પેલા જુદદીન શોબતીઓએ તેણીની તરફેણમાં જબાંની આપી કે તેણીને તે પારસીઓએ મારી હતી. આ જબાની પરથી કોર્ટે તે પારસીઓને દરેકને રૂ. ૫) નો દંડ કર્યો. તે સ્રીના ખાવીંદ અને ભાઇએ તે વખતે કોર્ટને અરજ કીધી કે તે સ્રીને તેઓનાં—બેમાંથી એકના—ઘરે મોકલવી. કોર્ટે તેણીને તેમ કરવાને માટે પુછયું ત્યારે તેણીએ ના પાડયું. તે ઉપરથી કોર્ટે વચમાં પડવા ના પાડયું.

આ ઉપરથી તે બાઇના ખાવીંદે પંચાએતનો આશરો અને મદદ માગ્યાં. તે ઉપરથી તા૦ ૧ લી જુલાઇ ૧૮૩૫ ને દીને પંચાએત તરફથી મી૦ રોપર ( Mr. Roper ) બેરીસ્તરનુ મત અને સલાહ માંગવામાં આવ્યાં. એમ સલાહ માંગતાં તેઓ પોતાનાં ઘડેલા કેસમાં લખે છે કે[1]:—" unfortunately the Puncheat now receives no support from the Magistrates and therefor cannot effectually interfere. Formerly such a case as this would have been immediately refferr-ded to that Body, whose province it is particularly to settle Family disputes and the Record of the Police can testify how seldom it has ever been found necessary to go further and therefore how satisfactory must have been the decision of the Puncheyet. It is needless to pointing out that the Parsee caste is particularly [2] to their woman mixing with other people which is both contrary to their Religion and pecular Customs, and whenever it has been discovered the Punchayat has interfered. If

(૧) ચો. ૧૧, બા. ૧૧૭, પા. ૫૦.

(૨) નકલમાં એ જગ્યા ખાલી રાખી છે. એ શબ્દ averse હોય એમ લાગે છે.

**that present example is allowed to go unchecked, the most serious evils may arise and every ill disposed woman will plead it as an excuse for her own bad conduct.**

" The Regulations of the Puncheat on this head are clear and specific, and are to the effect that if from disagreement of temper or other cause a man and his wife cannot live to gether, they shall be alloved to separate and the Puncheat arranges with the husband for the maintenance of the w man acording to circumstances but no such indulgence is shown to a woman who merely wishes to leave her husband in order to gratify some unlawful passions; and the Puncheat compels her for the sake of the respectibility of the caste in general, to reside in the house of her husband or nearest relative. "

આ પ્રમાણે લખી સેવટે મી૰ રોપરનું મત જાણવા માંગવામાં આવ્યું અને પુછવામાં આવ્યું કે " whether the custom of the Parsee caste from long usage have not acquired the force of law. It may be as well to mention that the authority of the Puncheat has been frequently acknowledged by the respective Governments of this Presidency, and that Indictments brought in the supreme Court against that body have ૧ been ignored by the Grand Jury. It is well understood by the parties for whom this opinion is requested from Mr. Roper that the Custom and usages as regards this females are at varience with the English law, but should that law be nade applicable to them, the most dreadful consequences will arise the domestic peace of families will constantly be ૨ and the whole m ral structure of the Parsee religion endangered and it is therefore particularly with reference to the authority of the Puncheat and the force of its regulations that Mr. Roper opinion on these details is requested."

તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૩૪ ને દીને આ. મેરવાંનજી બેરાંમજી તથા આ. દાદાભાઈ માનેકજી, એ બન્ને ગોડાવરાના મોબેદોને અંધી-

(અ) પંચાએતના સહેબો આરૂપણાનાં ભાગ બાબે વાંધો પડયો હતો. તે વાડીઆ

---

( ૧ ) એ જગ્યા ખાલી રાખી છે. આ અને આગલા પત્રમાં નકલ કરનારે ઘણી ભુલો કરેલી માલમ પડે છે.

( ૨ ) જગ્યા ખાલી છે. destroyed એવો કોઇ શબ્દ એ જગ્યાએ હોય.

કોઇ મુકદમો કોઇ ધણીઓની લવાડી ઉપર સોંપતા હતા.

નવરોજી જમશેદજી અને ખરશેદજી માનેકજીનાં કેહવાથી પાંચ લવાડોને સોંપવામાં આવ્યો. તે લવાડોનો ચુકાદો કબુલ રાખવાને બેઉ જણાઓએ કરારનામું લખી આપ્યું.[1] તેમાં સેવટે જણાવ્યું કે "હમારા એક બીજાના કાગજ પતર તા. શાહેદ ગોવાઇ તપાશી વાકેફ થાઇને તંમારી જે કાઇ નજરમો વાજબી આવે તે પરમાણે આજ દીનથી મુદત દીન ૧૫) મો અંમારૂ ચુકાવી આપો તે હંમારે કબુલ મનજુર રાખવુ શઇ ને હેમો બેઉમાથી તંમારા ચુકવેઆથી ફરે તે ધણી રૂ. ૫૦)[2] અંકે રૂપીઆ પનશ પચાસ[3] તંમોને ધરમખાતામો આપે શઇ."

આ લવાદનામાં ઉપર તે વખતના પારસી પંચાએતના મેહતાએ "પારશી અરદેશર દાદાભાઇ પનચાતના મેહેતા શાખ ધણી બેએ હજુર" એમ સહી કરીછે.

(૯) પારસી પંચાએતના ચુકાદા મુજબ કોર્ટે કરેલો ફેશલો.

પારસી પંચાએતના સંસારી બાબદના ચુકાદાને કોર્ટ તરફથી અમલમાં મેલાવાનો આ અરસાનો એક અગતનો દાખલો તા૦ ૧૫ મી અકતોબર ૧૮૩૪[4] નો છે. કોર્ટ (Court of Petty Sessions for the Town and Island of Bombay) તરફથી એક સમન નશરવાનજી રતનજી મીશતરી ઉપર કાહડવામાં આવ્યો હતો.[5] આ સમન પ્રમાણે મુકદમો તા૦ ૧૬ મી

---

(૧) ચો. ૧૩, બા. ૭૪, પા. ૬૧. (૨) આંકડાંની સંખ્યા શકમંદ છે તે ૫૫૦) જોઇએ.

(૩) પાંનસો પચાસ. (૪) ચો. ૧૧, બા. ૫૫, પા. ૫૩.

(૫) એ સમનની નકલ અત્રે આપું છું સબબ કે તે આ બાબદમાં અગતની દીસે છે, વલી આગલા વખતના સમનની શબ્દ રચના અને હાલના સમનની શબ્દ રચના સરખાવાને તે કામ લાગે છે (નકલ કરનારની જે દેખીતી કોઇક ભુલો છે તે સુધારી છે):—

The Court of Petty Sessions for the Town and Island of Bombay.

These are to will and require and in His Majestys Name strictly to charge and Command you Nesservanjee Ruttonjee Mistry personally to appear at the said Court on Thursday next and following day at 10 Oclock in the morning and not depart from the same without licence to answer to a charge of refusing to support the orders of the members of Parsees Punchait agreeable (to) the Regulation 1st of 1813 made by Dorabjee Ruttonjee. Herein fail not. Dated the 13 October."

અકતોબર ૧૮૩૪ ને દીને નીકલ્યો હતો, જેની હકીકત "પાલીશ'ની જશતીશ" એવે મઠાલે આપવામાં આવી છે. એ હકીકત પ્રમાણે પ્રતીવાદી નશરવાંનજી મીશતરી પોતે બીમારીના સબબે હાજર નહી હતો પણ તેવણુ તરફથી છોકરો હાજર હતો. "તારે મી૦ વાડીને કહીઉં જે પંચાતવાલાઓએ ચુકવેઊચ તે પરમાંણે તારા બાપની ઓરતનાં ચડેલા રૂપીઆ આપ..... ...હું તુંને કેઉચ તે તું તારા બાપને જઇને કેહે જે અગર તે આબરૂનું માંનશ હોએ ને આબરૂ રાખવા ચાહાતો હોએ તો એ ઓરતનાં ચડેલા રૂપીઆ તરત આપ ને નહી આપશે તો આવતા ભરેશપતવારે હું તારા બાપને દંડસ ને રૂપીઆ અપાવશ એ રીતે છોકરાને કેહીઉં તારે છોકરો શલાંમ કરીને ગીઓ તે દાડે તે ઠેકાંને નેટીવમાં મકોબા જશતીશ હાફ ધી પીશનો તરંન[2] હતો."

તે પછી "બીજીવારની જશતીશ," એવાં મથાલાં હેઠળ તા૦ ૨૩ મી અકટોબર ૧૮૩૪ ને દીનની હકીકત આપી છે, તેમાં લખે છે જે "પારશી નશવાંનજી મીશતરી પીતી શીશંનમો હાજર નહી થઓ તેથી તેની ઉપર વારંટ કાડેઓ છે જે તે ધંણી જાંહાં હોએ તાંથી તેને પકડી લાવે તે ઉપરથી તે નશવાંનજી મીશતરી પંચાતનાં શાહેબો પાશે આવી ગંના કાલાવાલા કરવા લાગો જે ચડેલા રૂ. માશ ૧૦) રૂ. ૭૦ હું આપુંચ ને હવેથી કંઇ મને ઓછું કરાવી આપો પંન પંચાતે કબુલ કીધું નહી ને કેહીઉ જે એ રૂપીઆ તે ઓરતને આપ તે ઉપરથી તા૦ ૬ ઠી નવેમબ્બર ૧૮૩૪ ને દીને રૂ. ૭૦) પારશંન રતંનબાઇની વતી પા. દોરાબજી રતંનજીને આપા છે પોલીશ હાફીશ મંધે."

આ મુકદમામાં પારશી પંચાએતે આગલ તા૦ ૨૯ મી નવેમબર ૧૮૩૩ ને દીને જે ચુકાદો આપ્યો હતો તેનો તરજુમો નવરોજી વાડીઆ, જમશેદજી જીજીભાઇ અને ફરામજી કાવશજીએ પોતાની શહી શાથે "True copy" એમ લખી આપ્યો હતો. એ તરજુમો "પારશી નશરવાંનજી મીશતરીની ઓરતનાં મુશારા બાબેની મીનીટનું તરાંશલેટ અંગરેજીમો કીધું છે તેની નકલ," એવાં મઠાલાં હેઠલ દફતરમાં આપ્યો છે.[3]

---

(૧) પોલીસ (Police) ની. ચો. ૧૧, બા. ૫૫, પા. ૫૪ (૨) turn વારી. આ અરસામાં નાના ફોજદારી મુકદમાં માટે વડા મેજીસ્ટ્રેટ અને વારી પ્રમાણે બે 'જસ્ટીસીસ ઓફ પીસ' સાથે ચોકસ મહીનાઓને આંતરે પેટી સેશન્સ બેસતી.

(૩) ચો. ૧૧, બા. ૫૪, પા. ૫૩.

આ અરસામાં આપણને કેટલાક દાખલાઓ મલે છે કે જેમાં પંચાએતના

(ઠ) સરકાર તરફથી ઇનસાફ મેળવવા કાજે ગરીબોને મદદ.

સાહેબો કોઇ લાયક ગરીબોને માથે થઇ તેઓને સરકાર દરબારથી ઈનસાફ અપાવતા. તેવા કોઇક દાખલા નીચે પ્રમાણે છે.

(૧) તા૦ ૧૨ મી અકતોબર ૧૮૨૯ ને દીને વાડીઆ હેરમસજી બમનજીનાં ઘેરમાં બેઠક થાઇ હતી, તેની મીનીટ[1] પ્રમાણે "પેશતનજી શુબેદારનાં છોકરા શાપુરજીની છોકરી વીરબાઇ તે વરશ ૧૪) ની ઉમરની હતી તે છોકરીનાં બાપ તા. અપાવાએ બગર તકશીરે મારી તા. પેશતનજી શુબેદારની બેહનનો છોકરો નાંમે હોરમજજી કરીને તેનાં ગહરમાં હતો તેને તેએ છોકરીને મોહડાં તા. પગ તા. હાત ઉપર ચીમતો હુંનો કરીને દાંહામો દીધા તા. છરીએ કરીને તે છોકરીનાં પગ ઉપર કાપ મેલેઆ તા. તે છોકરીને ગહરમાંથી બાહેર કાડી મુકી હતી." એ બાબે છોકરીની તરફવાલાઓએ ફર્યાદ કરવાથી છોકરીને વહાડયાજી હોરમજીનાં ઘરમાં બોલાવી અને તે છોકરીએ સર્વે બીનાં જાહેર કીધી. મેમબરોએ ઠેરાવ્યું જે "એ લોકોએ ગંનું નરશ કાંમ કીધું છે વાશતે એ છોકરીની તરફથી આપરે મદદ કરીને એ કજીઓ હાકંમને તાંહાં લેઇ જઇએ જે એ લોકોની તકશીર મુજબ શજાને પોહોચે તો ફરીથી હેવું નાંલાએક કાંમ કરે નહી ણે હવેથી એ છોકરીને એ લોકોને ગેહરે મોકલવી નહી."

એ બાબે મી૦ હેવેનત્રીની કોરટમાં કેસ ચલાવ્યો હતો અને ઉપલા છોકરાને પકડવાને કીજે વારંત કાઢયું હતુ.[2] "તે દાહાડા ઉપર પંચાતનાં શાહેબોએ ગંની એક મેહેનત લેઇને કજીઓ માંડી વાલેઓ ને આગલ વહધવા દીધો નહી ને એ પેશતંનજી શુબેદારનાં ભાંનેજને બાહેર કહડાવેઓ હતો તેથી એ બેઉ બાપ દીકરાવોએ મલીને પંચાતનાં શાહેબોને રૂ. ૧૦૦૦) એક હજાર લખી આપેઆ હતા.....પછે તો એ બેઉ બાપ દીકરાવોએ કબુલ કીધું જે હજાર રૂપીઆને પેટે[3] હમો એ છોકરીને પંનનાંવી આપીએ જે એબી હુંમારૂં ફરજંદ છે કરીને કબુલ કીધું હતું. પંન આજ શુધી તે છોકરીને પંનનાંવી નહી." તેથી તા૦ ૨૩ મી ફેબરવારી સને ૧૮૩૦ રોજ ૨૫ માહ ૫ સંવંત ૧૮૮૬ ને દીને વાડીઆજી હોરમસજીનાં ઘરમાં મીજલસ મલી એ બાપ દીકરાઓને તેરાવી ફરીથી લખી લીધું.

---

(૧) ચો. ૩, બા. ૪૫, પા. ૩૩. (૨) ચો. ૬, બા. ૨૨, પા. ૧૫.
(૩) હજાર રૂપીઆ આપવાને બદલે.

(૨) હીરજી કોપરની પરણેલી ઓરત પોતાના ખાવીંદ ઉપર પોલીસમાં ફર્યાદ થઇ હતી[1] જે મને ખાધાનો ખર્ચ આપતો નથી. તે ઉપરથી "મીશતર દેવેતરીએ તેહેને તેરાવી ઇનશાફ કરીને રૂ. ૧૦૦) દંનદેઆ તા૦ જે કંઇ ચહડેલા મહીનાં હતા તે બાઇને આપવાનો હોકંમ કરેઓ ને તેહેને કેતલાએક કલાક કેડ બેશાડેઓ તેવારે પેશતંનજી[2]ભાઇ વેચે પડીને હીજા કોપરની તરફથી પોતે રૂપીઆ આપેઆ ને કેહીઉ જે હવે પછે રૂ. ૫) નો મહીનો એ બાઇને ચહડાચડી હંમો આપીશું." પણુ થોડો વખત રહી તેવણુ તેમ નહી કરવાથી પંચાએતના સાહેબોએ તેવણુ ઉપર અને તેવણુના ભાઇ વીકાજી મેરજીભાઇ ઉપર સર્વ સાહેબોએ તા૦ ૨૩ મી ફેબરવરી ૧૮૩૦ ને દીને કાગજ લખી પોતાના બોલેલા બોલો ઉપર અમલ કરવાની માંગણી કીધી. એનો જવાબ પેશતજી મેરજીએ તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૩૦[3] ને દીને મોકલ્યો જે એ હીરજી કોપર તો પેહલે દર માસે રૂ. ૨) આપતો હતો પણુ એ બાબદ કોર્તમાં જવાથી તેનો નીકાલ લાવવા હમોએ દર માસે રૂ. ૫) આપતા કીધા પણુ "તે બાબદ કોઇની જબરી નથી જાંહાં શુધી હંમારી ખુશી હતી તાંહાં શુધી આપેઉ હીરજી કોપરને ભાડું દર માહ્યા રૂ. ૩૦) લખે મલે છે તેમાં માંનશો ૧૦) ખાંનારાં છે તે એટલામાં શી રીતે પોતાનું ગુજરાંન કરતા હશે. તંમારા શખુંનથી હમો દુર નથી પંણુ હંમારી ખુશીમાં આવે તહીં શુધી આપીએ," વાસ્તે જવાબ લખવો.

પંચાએતવાલા સાહેબોએ એનો જવાબ માર્ચ ૧૮૩૦[4] માં લખ્યો કે કબુલ કીધેલા રૂ. ૫) આપવા જોઇએ. "તંમો નેગાહા કરો કે તે બાઇ રૂ. ૨) મો કોઠરીનું ભાડું શું ભરે ને પોતાનું પેત કાંહાંથી ભરે ને કપડાં શું કરે." તેઓ વધુ જણાવે છે કે આગલ બાઇ રૂ. ૨) કબુલ કરતી હતી સબબ કે તેનાં સગાં વહાલાંઓ તેને મદદ કરતાં હતાં પણુ હાલ તેઓ ગુજરી ગયાં છે. સેવટે પંચાએતના સર્વ સાહેબો રૂ. ૫) ચાલુ રાખવા માંગણી કરે છે. આ પત્ર ઉપર ચાર સાહેબોએ સહી કરી છે.

---

(૧) ચો. ૬, બા. ૨૨, પા. ૧૫. (૨) એ "પેસતનજીભાઇ" તે વીકાજી મેહરજીના ભાઇ. મરણુ તા૦ ૧૭ ફેબરવારી ૧૮૫૩ (પા. પ્ર. I. પા. ૬૧૨.)

(૩) ચો. ૬, બા. ૨૩, પા. ૧૬.

(૪) ચો. ૬, બા. ૨૪, પા. ૧૬. તારીખના દીવસનો અંક ખવાઇ ગયો છે.

(૩) ફ્રામજી કાવશજીએ તા. ૧૩ મી જાનેવારી ૧૮૩૧[1] ને દીને એક સરક્યુલર કાઢયો હતો તે ઉપરથી માલમ પડે છે કે કોઇ ગરીબ પાસે સરકાર હજુર ફર્યાદ મંડાવવામાં આવે તેટલાં પંચાએત તેને મદદ કરતી. મેરવાનજી એદલજી સુથાર બૈરીનું ગુજરાન કરતો હતો નહી. તે બહાર ગયો હતો. તે આવે ત્યારે તેની પાસે સરકારમાં ફરીઆદી કરીને મજરે લેવું તેટલાં તેણીને પગાર આપવો એમ ઠેડવ્યું.

( ૬ ) કોઇનાં કરજની બાબદ, દેપ્યુટી શેરીફ મારફતે, પંચાએત હજુર

તા. ૨૮મી સપટેમબર ૧૮૩૩[2] ને દીનનો શેરીફ(Chas. Fitzroy, Deputy Sheriff) નો પારસી પંચાએતના ત્રસ્ટીઓ જોગો એક પત્ર છે. એ પત્ર સાથ શેરીફ આગલી તા. ૨૩ મી ઓગસ્તની સમાચાર ઓફીશમાંથી આવેલી રૂ. ૯૨૬ અને રેસ ૪૦ )ની રકમ, જે ફરદુનજી મરજબાનજી, જેવણ દમન જઇ રહયા હતા, તેવણની નીકલતી હતી, તે મોકલી આપવા અને એ બાબદનો નીકાલ કરવા કહે છે. તેમાં તે લખે છે કે ‘ As I am anxious to close the accounts attached under a Writ of Fereri Facias I should feel obliged if you can make a settlement thereof.”

આ. ફરદુનજી મરજબાંનજી ( ૧૭૮૭ થી ૧૮૪૦ ), જેવણે અતરે પહેલવહેલું છાપાખાનું સ્થાપી પોતાનું નામ કર્યું હતું, તેવણે પાછલથી વેપારમાં નાણું ખોહી દીધું હતું અને મુશકેલીમાં આવી પડયા હતા અને ઇ. સ. ૧૮૩૨[3] નાં આગસ્ત માશથી દમણ જઇ રહયા હતા, તેવણનાં માંગતાં લેણાંની પતાવતની બાબદના સંબંધમાં આ પત્ર છે.

V.

## મોબેદ બેહદીનો વચ્ચેના લગનની બાબદ.

મોબેદો અને બેહદીનો વચ્ચેના લગનનો સવાલ, જે આગલા વખતમાં એક સંસારી મોટો સવાલ થાઇ પડયો હતો અને જે આગલા અરસામાં પણ ચરચાયો હતો, તે આ અરસામાં પણ પાછો ચાલુ રહયો હતો. આ અરસામાં પુના ખાતે બરપા થયલા આ બાબતના બે મુકદમાઓએ

(૧) ચો. ૭, બાબદ ૫૫, પા. ૩૬. (૨) ચો. ૯, બા. ૩૮, પા. ૪૧. અંગ્રેજી ઊતારામાંનો Fereri નામનો ત્રીજો હરફ શકમંદ છે. (૩) પા. પ. I, પા. ૪૮૬.

અત્રેની પારસી પંચાએતને ઘણીક મેહનત આપી હતી. આ મુકદમાઓએ પુનામાં ત્યાંનાં જરથોસ્તીઓ વચ્ચે ઘણોક મતફેર બરપા કર્યા હતો, તે એટલી હદ સુધી કે આ સવાલને સબબે પુનામાં બીજું દખમું બાંધવામાં આવ્યું. વળી પટેલની દરેમેહેરના મોબેદો વીરૂધ અતરેથી બીજા મોબેદો વટીક પુને બોલાવવામાં આવ્યા હતા. આ મુકદમાઓની હકીકત નીચે પ્રમાણે છે:

(૧) પુનેવાલા આ. પેસ્તનજી સોરાબજીએ પોતાના છોકરાને બેહદીનને ત્યાં આપવાથી બરપા થયલી બાબદ.

આપણે આગલા બાબમાં[1] જોયું કે મોબેદો અને બેહદીનોએ એકમેકને છોકરી નહી આપવી, તે સવાલના સંબંધમાં પુનાવાલા આ. પેસ્તજી સોરાબજીએ અરજી કરી હતી, કે તેવણનો બેટો, જેને બેહદીન રૂસ્તમજી દોરાબજીને ત્યાં અદરાવ્યો હતો, તેનાં લગન કાજે પરવાનગી આપવી. એ પરવાનગી ના પાડવામાં આવી હતી.

તે પછી તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૨૯ ને દીને આ. પેસ્તનજીના ઊપલા વેવાઇ રૂસતમજીએ પોતાની છોકરી, જેણીને આ. પેસતનજીને ત્યાં અદરાવી હતી, તેણીને સદરો પેહરાવવાની પરવાનગી માગી. તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૨૯ ને દીને સોહરાબજી પટેલે પણ અતરે કાગજ લખી એ બાબત રજુ કીધી[2] અને લખ્યું કે "શેવક શદરાની પરવાનગી આપતે પન આઇ એ તરફના જન ૭) તથા ૮) શાહેબોએ એવી હુજતમાં એવાં કામ કરેઆ જાએ છે." જવાબમાં તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૨૯[3] ને દીને અતરેથી જણાવ્યું કે લગનની પરવાનગી અમોએ આગલ આપી નથી પણ હાલમાં તો સદરાની પરવાનગી માગે છે. દસ્તુરજીએ અતરે પુછવા વગર છોકરીને નાહાન નહવાડવા ના કહયું તે ઠીક કર્યું પણ જ્યારે હાલ એ ધણી ફકત સદરાની રજા માગે છે તો દસ્તુર જામાસજીને સુખેથી તેમ કરવાની રજા આપજો સબબ સદરો પેહેરાવવો ધર્મનું કામ છે. પણ લગનની રજા આપવી નહીં.

---

(૧) પા. ૩૯૪ થી ૩૯૭. (૨) ચો. ૨, બા. ૯૯, પા. ૮૦.

(૩) ચો. ૨, બા. ૧૦૧. પા. ૮૧.

